# वैदक विल्लास.

એટલે

શરીર ઉપર વારંવાર હુમલો કરતાં તમામ દરદોના આજ
સુધીમાં સિદ્ધ થયેલા ઈલાજો તથા તેને લગતું ઉપયોગી
જ્ઞાન ધરાવનારૂં કુટુંબમાં રાખવા લાયક

—પુસ્તક—

જેની અંદર અંગ્રેજી તથા દેશી અસરકારક દવાઓનો
સંગ્રહ કરવામાં આવેલ છે.



બનાવનાર

## જીજી પચાંણજી

સાયલા ડીસ્પેનસરી ડૉકટર.




## અમદાવાદ.

મામાની હવેલીમાં અ૦ યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ
એજન્સી કંપની (લિમિટેડ)ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સને ૧૮૮૩.

કીમત રૂ ૫-૦-૦

# અર્પણ પત્રીકા.



**આજમ મેહેરબાન રાવ બહાદુર કેશવરાવ ભાસકરજી**

**ફ. ડેપ્યુટી આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ સાહેબ.**

**પ્રાંત ઝાલાવાડ.**

આપ સાહેબ કાઠીઆવાડ પ્રાંતમાં આસરે પંદર વરસ ઉપરાંત થયાં બીરાજો છો, તેમાં આપે આપની નોકરીનો ઘણોખરો ભાગ ઝાલાવાડ પ્રાંતમાંજ ગુજારેલો છે, તે દરમ્યાનમાં આપ સાહેબે જે જે સુધારાનાં કામો કરેલાં છે અને હજુ તેની અંદર વધારો થવા ઉલટ ધરાવોછો. તે વાત કાઠીયાવાડમાં તેમાં વીશેષકરી ઝાલાવાડ પ્રાંતના કોઇપણ માણસથી અજાણી નથી. આપે ઝાલાવાડમાં લાંબો વખત રહી નેક નજરથી તમામ લોકોનો પુર્ણ પ્યાર મેળવેલછે; તેમજ દેશની દરેક રીતે આબાદી થવા પાછળ વધારે ઉત્સાહી છો તેના સંતોષને ખાતર આ મારૂ વૈદકવિલાસ નામનું લઘુ પુસ્તક આપને અર્પણ કરવું વધારે ઉપયોગી ગણી આપ સાહેબને અર્પણ કરછું, તે મેહેરબાનીના રાહે સ્વીકારશો એવો ભરૂસો છે.

શાઅલા તા. ૧ માર્ચ સને ૧૮૮૩.

જીજી પચાંણજી,
શાઅલા ડીસ્પેનસરી.



# દીબાચો.

નામદાર અંગ્રેજ સરકારના રાજ્યમાં વૈદકખાતાની આજ સુધીમાં ઘણીજ ઉપયોગી શોધો થઈ ચુકીછે, અને હજુ વધારે શોધ જારી છે. તે બાબતનાં આજ સુધીમાં અંગ્રેજીભાષામાં ઘણાં પુસ્તકો બહાર પડેલાં છે; પરંતુ આપણા સાધારણ દેશીઓને ઉપયોગમાં આવે એવાં ગુજરાતી પુસ્તકો આજ સુધીમાં ઘણાં થોડાં રચાએલાં જોવામાં આવેછે, તેમજ જે પુસ્તકો રચાએલાંછે, તેને કેટલોક વખત થઈ ગએલોછે, અને તે પછી બીજા ઘણા નવા નવા શોધો થએલાછે, અને થતા જાયછે. તે દરેક વખતે અવારનવાર ઉમેરાઓ થઈ બહાર પાડવાની ઘણી જરૂરછે, કારણ કે દરેક રાજ્યોમાં તથા તાલુકાઓમાં હોસપીટાલો તથા ડીસપેનસરીઓ ખોલવામાં આવેલીછે, અને ત્યાંના લોકો માવરાથી તે ઉપયોગી દવાનો લાભ લેછે. પરંતુ ગામડાની અંદર કંગાલ દરદીઓ અંગ્રેજી દવા શું ચીજછે, અને તેનાથી શું ફાયદો થતો હશે તથા તેને કેવી તરેહથી ઉપયોગમાં લેવાતી હશે, એ બાબતનું કંઈ પણ જ્ઞાન નહીં હોવાથી આ અમુલ્ય દવાનો બીલકુલ લાભ લેતા નથી. તથા તે સરવથી પહેલે દરજ્જે જાણવા જોગ બાબતથી તદન અજાણ્યાં જોવામાં આવેછે. તેમજ તેમાંના કેટલાએક ભાગમાં અંગ્રેજી દવામાં વટાળ આવેછે એવા વહેમથી પણ તે દવાનો બીલકુલ ઉપયોગ કરતા નથી. તો આ બાબતની ખોટ પુરી પાડવા ગુજરાતી સરલ ભાષામાં અવાર નવાર વૈદકનાં પુસ્તકો બહાર પડવાથી, તેવા લોકોને એક સાધારણ ચોપડીઓની માફક વાંચવામાં આવવાથી આ કેળવાએલી દવાઓનો ઉપયોગ કરવાને રસ્તો મળી આવશે.

ઉપર પ્રમાણે ખોટ મારા જોવામાં આવવાથી દરેક રીતે નાના ગામડામાં પણ ઉપયોગી થઈ પડે એવું સરલ અને શુદ્ધ ભાષામાં અંગ્રેજી તથા દેશી દવાઓથી ભરપુર આ પુસ્તક બનાવવા કોસીસ કરેલી છે. આ પુસ્તક ઘણાં સારાં સારાં પુસ્તકોની મદદથી તેમાં મુખ્યત્વે વૈદકજ્ઞાન તથા દુઃખનીવારણની વધારે મદદ લીધેલી છે. જેથી તેના બનાવના-

રનો ઘણો આભારી થયોછું. ઉપલાં બંને પુસ્તકના કેટલાએક ઉપાયો આપણી આબુ હવાને વધારે માફકના છે. એ ઉપરથી તેની વધારે મદદ લીધેલીછે. વળી દરેક દરદની નીચે જામનગરનાં પ્રખ્યાત વૈદ્યરાજ્ય મણીશંકર વીઠલજીએ પોતાની અજમાએશથી સિદ્ધ કરેલા ઉપાયો આની અંદર ગોઠવવા મદદ કરેલીછે. તેને વાસ્તે તેઓનો પણ ઘણો ઉપકારમાનુંછું.

આ પુસ્તક જ્યાં ડાક્ટરો અથવા વૈદો મળી આવતા નથી અથવા તેઓ મળી આવે ત્યાં સુધી દરદી પોતે અથવા તેનાં સગાંવાહાંઓ તે દરદને આગળ વધવા ન દેવાને વાસ્તે ચાંપતા ઉપાયો લે. અથવા તેનાં કારણ સોધી કાઢી દરદ પારખી તેની ચોકસ દવા લાગુ કરવાને ભુલ ન થાય તેને વાસ્તે તેની અંદર ઘણી તજવીજ કરવામાં આવેલી છે.

આ પુસ્તકની અંદર વારંવાર હુમલો કરતાં તમામ દરદોનો સમાવેશ કરવામાં આવેલોછે તથા તેની સાથે દરેક દરદનાં આપણી આબુ હવાને આજ સુધીમાં માફક આવેલા અંગ્રેજી ઉપાયો ગોઠવેલા છે. અંગ્રેજી દવાઓ જે ઠેકાણે ન મળી આવે તેને વાસ્તે જામનગરના વૈદ્યરાજ્ય મણીશંકર વીઠલજીના હાથથી સિદ્ધ કરેલા ઉપાયો તેની અંદર ગોઠવેલાછે. તે ઉપાયો એવી સરળ રીતથી ગોઠવવામાં આવેલા છે કે, તે દવા નાનાં ગામડામાં પણ મળી શકશે. વળી અંગ્રેજી દવાઓ કાંઈ ભુલથી અથવા અજાણેથી અપાઈ જાય અથવા ખવાઈ જાય તેને વાસ્તે તે દવાઓનાં સિદ્ધ થએલાં વલણો તેના પાછલા ભાગમાં ગોઠવવામાં આવેલાં છે.

તેમજ ઝેરી પદાર્થો જેવાંકે સોમલ, અફીણ વીગેરે ઝેરી ચીજો ખાવામાં આવીહોય, તથા ઝેરી જાનવરો કરડેલાં હોય તેના અસરકારક ઉપાયો તેની અંદર આપવામાં આવેલાંછે.

આ પુસ્તકને છેડે દવાઓનો કોશ આપેલોછે તેની અંદર દરેક દવા લાટીનના નામથી તથા અંગ્રેજી નામથી કેમ બોલાય છે, તથા તેને ગુજરાતીમાં શું કહેછે, તે કઈ કઈ ચીજોનું બનેલછે. કયા કયા મુલકમાંથી આવેછે અથવા ઉત્પન્ન થાયછે. તે મોટા માણસને કેટલી અપાય છે. તથા બાળકને કેટલી અપાયછે, વીગેરે દરેક દવાની ઘણીજ ખુલાસાવાર સમજુતી આપવામાં આવેલી છે, તેમાં મુખ્ય હેતુ એટલોજ છે કે, આ-

પણા દેશી લોકો દરેક અંગ્રેજી દવામાં વટાળ છે એવા વેહેમથી મરતાં સુધી અંગ્રેજી દવાનો લાભ લેતા નથી. જેથી આ કોસમાં ચોખ્ખું જણાઈ આવશે કે, આ દવામાં વટાળછે અથવા નથી. તેમજ કયા મુલકની ચીજ છે તે સાફ જણાઈ આવશે.

આ પુસ્તકના ઉપયોગ કરનારને અગત્યની એ સુચના કરવામાં આવેછે કે, પ્રથમ પાછળ આપેલા દરદીની માવજત વિષે આપેલી સમજુતી પાને ૭૧૪ મેછે તેની દરેક લીટી યાદ કરવી તેમજ દવાઓના કોસમાં આપેલા વજનનો તથા ગુણનો અભ્યાસ કરવો જેથી આ ગ્રંથ વાપરવામાં ઘણો ઉપયોગી થઈ પડશે.

આ મોટું અને વૈદકનું જોખમકારી કામ પેહેલવેલું મેં મારે માથે લીધેલુંછે. આ કામ ઘણીજ કાળજીથી તથા સાવચેતીથી કરવામાં આવેલુંછે તેમ છતાં કદાચ તેમાં કંઈ ભુલ જેવું જણાય અથવા કોઈ બાબતનો શક ઉત્પન્ન થાય તો તેમાં નવાઈ જેવું નથી. કારણ કે, પહેલવેલું પુસ્તક છપાવવું તેમાં નજર દોષથી ભુલો રહી જાયછે. તે એક સાધારણ રીતછે, તોપણ કોઇ નુકશાનકારક ભુલ ન થાય તેને વાસ્તે ઘણીજ કાળજી રાખવામાં આવેલી છે, માટે નહી અટકાવી શકાય તેવી નાંની ભુલ અજાણપણે પુસ્તકમાં થઈ હોય અથવા કોઈ શક ભરેલી ઇબારત માલમ પડે તો તે વિષે વાંચનારી આલમથી દરગુજર માગુંછું.

પુસ્તક છપાવવાનું કામ ઘણી ઉતાવળથી લેવાથી એચાર જગોએ પૃષ્ટના હેડીંગમાં ભુલ થએલીછે એટલે કે—ટાર્ટરએમેટીકનું હેડીંગ તાંબાના ઝેરના હેડીંગમાં કંપોઝીટરોએ જોડી દીધેલ તે સુધારતી વખતે મારી નજર દોષથી રહી ગએલ છે વાસ્તે તે સુધારીને વાંચવું, જેથી તે ભુલ નહિ ગણાય.

જીજી પચાણજી.

સાયલા ડીસ્પેનસરી.



# તાવ.

( એગ્યુ=Agu . )

આ તાવના ત્રણ પ્રકાર છે. રોજીઓ, તરીઓ અને ચોથીઓ.

રોજીઓ તાવ દર રોજ મુકરર વખતે આવેછે એટલે કે આજે દશ વાગેથી શરૂ થયો તો કાલે પણ દશ વાગે શરૂ થાય.

તરીઓ તાવ દર ત્રીજે દહાડે આવેછે એટલે આજે દશ વાગે આવ્યો તો કાલે બીલકુલ નહી આવે, અને પરમ દહાડે દશ વાગે બરોબર આવશે.

ચોથીઓ બે દહાડા બીલકુલ આવતો નથી અને દર ચોથે દહાડે બરોબર વખતે આવેછે.

ઘણું કરી તાવની શરૂઆતમાં ટાઢનાં લખ લખાં આવેછે, અને પછી અંગ ગરમ થતું જાયછે. જ્યારે તાવ ઉતરવાનો હોયછે ત્યારે કપાળ તથા શરીર ઉપર પરસેવા વળવા માંડેછે.

તાવ માલેરીઆ નામની ઝેરી હવાથી ઉત્પન્ન થાયછે. એ હવા ઘણું કરી ભીનાસવાળી જગોમાં, તેમજ ઉજડ જગોમાં, વરસાદ અથવા રેલ ફરી વળવા પછી તે ઉપર તડકો પડી તે પાણી સુકાવા માંડેછે; ત્યારે તેમાંથી તે હવા ઉતપંન થાયછે.

**ઈલાજ**—તાવનો ઈલાજ બે જાતનો છે. એકતો તાવ શરૂ થયો કે તેનું જોર નરમ પાડવાના ઉપાય કરવા, એટલે કે પરસેવો લાવવાના ઉપાય કરવા. કારણ કે તાવ આવવા પછી તે તરત બંધ થઈ શકતો નથી પણ પોતાને વખતે ઉતરેછે. બીજો ઈલાજ એ છે કે તાવ ઉતર્યો કે બીજી વારે બીલકુલ ન આવે તેનો અટકાવ કરવો.

## તાવ હોય તે વખતે તેને નરમ પાડવાના અથવા પરસેવો લાવવાના ઈલાજ.

ટાઢ વાય તે વખતે જવનું ગરમ પાણી અથવા ચહા અથવા વાઈન બ્રાંડી ગરમ પાણી વીગેરે પાવું. આજારીને સારીપેઠે ધાબળીઓ ઓઢાડવી. ગરમ પાણી બાટલીમાં ભરીને તેનો, અથવા ઝીણી રેતીનો, અથવા શેકેલા મીઠાની પોટલી કરી શેક કરવો. ગરમ પાણીમાં રાઈ નાખીને તેમાં પગ બોળવા, એવે વખતે અફીણ ઘણો ફાયદો કરેછે માટે ૧૫ થી ૨૦ ટીપાં ટીંચરઓપી તેમાં તેટલોજ સલફયુરીક ઈથર નાખી તેમાં બેથી ત્રણ રૂપીઆભાર પાણી નાખી તે બીમારને પાઈ દેવું, ઘણી વખત ટાઢ લાગવાની એક કલાકની અગાઉ આજારીને ઉલટી કરાવવાથી ખરૂ ફાયદો થાયછે. અને તેથી ટાઢ લાગવી બંધ થાયછે, વાસ્તે પલવીસ એપીકાક્યુના અથવા મીંઢળનો બારીક ભુકો ગરેન ૨૦ થી ૪૦ સુધી ગરમ પાણીમાં અડવાળીને દરદીને પાવું. જ્યારે તાવ આવે અને ચામડી ગરમ થાય ત્યારે પરસેવો છૂટે એવી દવાઓ આપવી. જેવી કે—

| | |
|---|---|
| બાઈકર આમોનીઆ એસીટેટીસ | ...આઉંસ ૧ |
| એપસમસાલ્ટ ... ... | ...આઉંસ ૧॥ |
| સ્પીરીટઈથરનાઈટરસ ... | ... ડ્રામ ૨ |
| કપુરનું પાણી ... ... | ...આઉંસ ૬ |

આ મેળવણીમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું. અને ફુકા અથવા ગરમ પાણીમાં વાદળી બોળી તે શરીર ઉપર ફેરવવી. અને તરત શરીર લુઈ નાખવું. યાદ રાખવું કે ઉપર બ્રાંડી પાવા બતાવેલ છે તે આવે વખતે બીલકુલ પાવું નહી, એટલે કે શરીર જરા પણ ગરમ થયું હોય ત્યારે બીલકુલ બ્રાંડી અથવા વાઈન આપવું નહી. કારણ કે

તેથી તાવ ઉલટો ચડેછે અને ખરાબી થાયછે. જ્યારે પરસેવો છુટી તાવ તદન ઉતરી જાય ત્યારે ૨૦ ગરેન કવીનાંઈન ડીસલફ્સ જેને સાધારણ લોકો (કોયદાંન.) કહેછે તે લેઈ તેના ચાર ભાગ કરી એકેક ભાગ દર ત્રણ કલાકે પાણી સાથે આપવું, એમ કરવાથી બીજે દીવસ તાવ બીલકુલ આવશે નહી. તાવ ગયા પછી પણ એ દવા થોડા દીવસ ચાલું રાખવી અથવા નીચે જણાવેલી દવાઓ આપવી.

| | | |
|---|---|---|
| ટિંચરઓફઆઇઓડાઇન... | ...મીનીઅમ. | ૪૦ |
| સાકરનો સીરો .. .. | ...આંઉસ. | ૧ |
| પાંણી .. ... ... | ...આંઉસ. | ૧।। |

એ સઘળાંને મેળવી તેમાંથી પોણું વાંઇન ગલાસ ભરી બીમારને દર ત્રણ કલાકે પાવું.

અથવા જીભ ઉપર મેલ હોય તો ૩ ગ્રેન કેલોમલ અને ૩ ગ્રેન એક્સ્ટ્રેક્ટ ઓફકોલોસીંથ કંમપાઉન્ડ સાથે મેળવી પાણીમાં ગળાવવું અને ત્રણ કલાક ગયા પછી એપસંમસાલ્ટ અને સુનામખીનો જુલાબ આપવો. ઉપર પ્રમાણે ઉપાઓથી તાવ ન જાય તો નીચે લખેલી દવાઓ આપવી.

| | | |
|---|---|---|
| પોટાસ બ્રોમાઇડ. ... ... | ડ્રામ. | ૨ |
| કવીનાઇનડી સલફ્સ ... ... | ગ્રેન. | ૧૦ |
| લાઇકરઆરસેનીકાલીસ ... ... | મીનીમ. | ૨૦ |
| સીનકોના બારકનો ઉકાળો... ... | આંઉસ | ૮ |

ઉપલી મેળવણીમાંથી એક વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું અથવા નીચલી દવાઓ આપવી.

૩ ડ્રામ નીમક તથા ૧૬ ગ્રેન કારબોનેટ આવ આયર્ન એ બંનેને મેળવીને તેનાં ત્રણ પડીકાં કરી એકેક પડીકુ દીવસમાં ત્રણ

વાર ન્યારે તાવ ન હોય ત્યારે પાવું. આ દવા સાધીછે એટલુંજ નહી પણ ક્વીનાંઇન કરતાં કેટલીક વખ્ત વધારે ફાયદો કરે છે.

ઘણી વખ્ત ક્વીનાંઇનથી તાવ જતો નથી ત્યારે નીચે જણાવેલી દવાઓ મેળવીને ન્યારે તાવ ન હોય ત્યારે ૫ ટીપાં એક ગલાસ પાંણીમાં મેળવી દરદીને દરેક બબે કલાકે પાવાથી ઘણો ગુણ થાય છે.

| | | |
|---|---|---|
| આઇઓડાઇન ... | ... ... | ગ્રેન. ૧૫ |
| પોટાસ આઇઓડાઇડ | ... | ગ્રેન ૩૦ |
| પાણી... | ... ... ... | ડ્રામ ૧।। |

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળે તો નીચેની દવા વાપરવી.

| | | |
|---|---|---|
| અતીવીસની કળી | .. ... | ડ્રામ ૧ |
| કરીઆતુ ... | ... ... | ડ્રામ ૧ |
| મોથ. | ... .. ... | ડ્રામ ૧ |

એ સઘળાંને બારીક વાટી લુગડે ચાળી સાથે મેળવી તેમાંથી ૨૦ ગ્રેનથી ૪૦ ગ્રેન બીમારને દર ત્રણ કલાકે જે વેળા તાવ નહી હોય તે વેળા દાહાડામાં ૩ વાર પાણી સાથે ફકાવવું, એથી તાવ ફરી આવશે નહી; અથવા નીચે જણાવેલી દવાઓ ક્વીનાંઇન કરતાં ઘણો ફાયદો કરે છે. વાસ્તે તાવ નહી હોય ત્યારે તે આપવી.

| | | |
|---|---|---|
| અતીવીષ | ... | ... ડ્રામ ૧ |
| સાગર ગોટા | ... | ... ડ્રામ ૨ |

એ બંનેનો ઝીણો ભુકો કરી મેળવી તેમાંથી ૧૦ થી ૨૦ ગ્રેન જેટલું જે વેળા તાવ ન હોય ત્યારે દર ત્રણ કલાકે પાણી સાથે ફકાડવું. આ દવાથી તાવ ફરી આવશે નહી, તથા બીમારને તેથી શક્તિ પણ આવશે.

ઉપલી દવાઓ ન મળે તો, કરોળીઆનું પડ ગ્રેન ૧૫ લેઈ તેને ગોળમાં અથવા આટામાં મેળવી તેની ત્રણ ગોળીઓ બનાવી એકેક ગોળી દર બે અથવા ત્રણ કલાકે તાવના વખત અગાઉ ઠંડા પાણી સાથે ગળાવવી, જો એથી તાવ નરમ ન પડે તો ધીમે ધીમે દરેક ગોળીમાં કરોળીઆનું પડ ૧૦ ગ્રેન સુધી વધારવું. પણ યાદ રાખવું કે, એ દવા આપવા અગાઉ ઝાડો સાફ હોવો જોઇએ. જો ઝાડો કબજ હશે તો તે દવા બીલકુલ ફાયદો કરશે નહી, વાસ્તે હલકો જુલાબ આપ્યા પછી તે દવા આપવી. ઉપલી દવાઓ વખતે દરદીને ઉલટી થતી હોય ને પેટમાં ન રહી શકતી હોય તો તાવ અગમાંથી નરમ પડતાં સુધી નીચેની દવા આપવી.

| | |
|---|---|
| સોડા બીકારબોનેટ . | ... ગ્રેન ૩૦ |
| એસીડ ટારટરીક ... | ... ગ્રેન ૨૬ |
| પાણી ... ... | ... આંઉસ ૬ |

આ દવાઓને પાણી મેળવવાથી તે ઉપર સોડાવોટરની માફક સણસણાટ થશે તેજ વખત બાટલીમાં નાંખી મજબુત બુચ દેઈ દેવુ. અને તેમાંથી દર ત્રણ કલાકે એકેક વાઇન ગલાસ આપવું.

દરદીને તાવના વખતમાં કંઈ ખાવા ગમતુ નથી, પરંતુ જો માગે તો તેને મોળા મમરા અથવા ગાંમઠી ચોખાની કાંજી આપવી. બીમાર નબળો હોય તો દુધ આપવું એથી કંઈ હરકત નથી.

ઉપલી કોઈ પણ દવાઓ ન મળી આવે તો, તાવ ન હોય ત્યારે નીચેની દવાઓ આપવી.

મોથ, સુંઠ, કરીઆતુ, ખડસલીઓ પીતપાપડો, લીડી પીપર, કડુ, ગળો એ સરવ સરખે ભાગે લેઈ ખાંડી લુગડે ચાળી તેમાંથી રૂ૦ાભાર લેઈ ઠંડા પાણી સાથે સવારે તેમજ સાંજે આપવી.

ફ પછી કોઈ પણ દવાઓથી આરામ ન થાય તો તેને એકદમ હવા બદલ કરાવવી, જેથી એ તુરત આરામ થઈ જશે.

# જોરાવર જારી તાવ.

## (રીમીટેન્ટ ફીવર Remittent fever.

નીશાંની—રોજીંદા તાવની માફક આ તાવની પણ નીશાંનીઓ હોય છે. ફેર એટલોજ કે રોજીંદો તાવ હર ચોકસ વખતે ઉતરી જાય છે, તે આ જાતના તાવમાં તે કદી પણ ઉતરી જતો નથી; પણ થોડો ઘણો ઓછો થાય છે, તથા શરીરની ગરમી જરા નરમ પડે છે. આ જાતના તાવમાં પ્રથમ ટાઢ વાયછે અને તે પછી જોરમાં તાવ આવે છે. કેટલીક વેળા ઉલટી થાય છે તથા કેટલીક વેળા કમળો પણ જણાય છે. તાવ શરીરમાં ૧૦ થી ૧૨ કલાક સુધી ઘણો જોરમાં રેહે છે અને ત્યાર પછી શરીરની ગરમી જરા ઓછી થાયછે ખરી તોપણ તાવ બીલકુલ શરીરમાંથી જતો રેતો નથી. તાવનું જોર ઘણું કરીને સાંજે વધારે અને સવારે કમતી હોય છે. આ તાવ ૧૪ થી ૧૫ દીવસ સુધી રેહે છે અને તેથી દરદી હેરાન થાય છે. આ વખત વીત્યા કેડે પુશકળ પરસેવો છુટે ને તાવ ઉતરી જાય છે, અને જો તેટલા વખતમાં તાવ ઉતરે નહી તો બીમારના શરીરમાં નબળાઈ થાય છે, અને જીંદગી જોખમમાં આવી પડે છે. આ તાવના ઇલાજ ઘણું કરી રોજીંદા તાવને મળતા છે માટે તે અજમાવવા અને બીજા વધારે નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| લાઈકર આમોનીઆએસીટેટીસ. | .. | .. આંઉસ | ૧॥ |
| ટીંચર એકોનાઇટ... | ... | ... ...મીનીમ | ૩૦ |
| સ્પીરીટઇથર નાઇટરસ | ... | .. ..ડ્રામ | ૨ |

## જોરાવર ભરી તાવ.

સીરપલેમન. ... ... ... ...આઉંસ ૧
સ્પીરીટ આમોનીઆ એરોમેટીક ... ...ડ્રામ ૨
પાણી ... ... ... ... ...આઉંસ ૩

ઉપલી દવાઓને મેળવી દર ત્રણ કલાકે પોણું વાઇન ગલાસ ભરી પાવું.

સેલીસીન ... ... ... .. ડ્રામ ૧॥
સાકરનો સીરો ... ... ...આઉંસ ૧
પાણી ... ... ... ...આઉંસ ૯

એ સઘળાને મેળવી પોણું વાઈન ગલાસ દર ત્રણ કલાકે પાવું.

લાઈકરએમોની એસીટેટીંસ ... ...ડ્રામ ૯
વાઈન એન્ટીમોની પોટાસ ટારટારસ ...ડ્રામ ૨
કપુરેનું પાણી... ... .. ...આઉંસ ૬

એ સઘળાંને મેળવી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાકે પાવું.

અગર જો તરસ ઘણી લાગતી હોય તો નીચેની દવાઓમાંથી થંડી પડવા પછી થોડી થોડી પાણી દાખલ પાવી, જેથી તરસ છીપસે અને ઝાડો પણ સાફ આવશે.

પોટાસ ટારટારસ. ... ...આઉંસ ૧
લેમન ઓઇલ.... ... ...મીનીમ ૧૫
સાકરનો સીરો ... ... ...આઉંસ ૨
ખળખળતું પાણી ... ...આઉંસ ૪૦

અગર ઝાડો ઘણો કબજ રહે તો હોય તો પ્રથમ ૪ ગરેન કેલોમલનું એક પડીકું ફકાડીને પછી ત્રણ કલાક વીત્યા કેડે નીચે જણાવે-

બી દવાઓ મેળવીને સઘળી એકદમ પાઈ દેવી.

એપસમસાલટ ... ... ... ...ડ્રામ ૨થી ૪
સુનામખીનો અર્ક ... ... ...દરામ ૧થી ૨
માંઉ. .. ... ... ... ...આંઉસ ૦ા
સુનામખીનો ઉકાળો ... ... ..આંઉસ ૧ા

દરદીને ઉછાળો ઘણો થતો હોય અને ઉલટી ન થતી હોય તો એક આંઉસ વાઇન એપીકાકયુના તથા એક આંઉસ પાણી આ બંનેને મેળવી પાઈ દેવું.

ઉલટી ઘણી થતી હોય તો પીપરી (છાતી) ઉપર વાટીને રાઈ મુકવી જેથી ઉલટી બંધ થશે.

ઉપરના ઇલાજને કર્યા પછી જો શરીરની ચામડીની ગરમી ઓછી થાય (જે ઘણું કરીને સવારે થાય છે) તો તે વખતે તરત ૧૦થી ૧૫ ગ્રેન કવીનાઇનડી સલફસ સવારના પહોરમાં પાણી સાથે ફકાડવું, અને ત્રણ કલાક વીત્યા કેડે ફરીથી ફકાડવું. આ પરમાણે કવીનાઇનડી સલફસ આપ્યા કરવું.

અગર જો બીમાર બે સુધ થતો જાય અને તેને ઘણી સુસતી લાગે તો, બોચી ઉપર એમ પ્લાસ્ટ કૈથારીડીસનું બ્લીસટર મારવું. અથવા રાઇની પટી મારવી.

બીમારને કમળો વરતાય તો જમણી બાજુ ઉપર પાંસળીની નીચે રાઇની પટી મુકવી અથવા ત્યાં ટરપીનટાઇન ચોપડીને તે ઉપર ગરમ સેક કરવો.

નબળાઈ ઘણીજ થઈ હોય તો દુધ સેરવોવાઇન બ્રાન્ડી વીગરે આપવું.

ઉપલી દવાઓ નહી મળી આવે તો નીચે મુજબ દેશી દવાઓ પ- રસેવો લાવવા માટે આપવી.

| | | | |
|---|---|---|---|
| કાકડીનાં બીજ | ... | ... | આંઉસ ૧ |
| ખડબુચનાં બીજ | ... | ... | આંઉસ ૧ |
| તડબુચનાં બીજ | ... | ... | આંઉસ ૧ |
| કાસનીનાં બીજ | ... | ... | આંઉસ ૨ |
| દરાકનો સરકો. | ... | ... | આંઉસ૧૦ |
| સાકર ... | ... | ... | આંઉસ ૧ |
| પાણી ... | ... | .. | રતલ ૧ |

પ્રથમ સઘળાં બીંજને પાણીમાં ઉકાળવાં અને ગાળી કાઢવાં, તેમાં સાકર તથા સરકો મેળવીને સઘળુ મળી ૨૦ આંઉસ જેટલું કરવું. આ મેળવણીમાંથી ા થી ૧ આઉંસ જેટલું પાણીમાં મેળવીને દહાડામાં ત્રણવાર પાવું, અથવા નીચે મુજબ આપવું.

| | | | |
|---|---|---|---|
| કાસની. | .. | ... | આંઉસ ૧ા |
| કુલફા બીજ. | | ... | આંઉસ ૧ા |
| આલુ | ... | ... | નંગ ૧૦ |
| પાણી | ... | ... | આંઉસ ૧૨ |

આ સઘળાનો કાવો બનાવી તેમાંથી બેથી ત્રણ આંઉસ પાવો. આ દવાથી પરસેવો છુટશે અને તાવ નરમ પડશે.

અગર જો ઘણા દીવસો સુધી તાવ ચાલુ રહ્યા કરે તો ૩ ચમચા સુકાં આંમળાંનો ભુકો તથા ૧ ચમચો સીનકોના બાર્કનો ભુકો આ બંનેને મેળવી તેનાં બે પડીકાં કરવાં અને એક પડીકુ સવારમાં અને એક પ- ડીકુ સાંજે પાણી સાથે ફકાડવું.

ખોરાકમાં જે વેળા તાવ હોય તે વેળા દુધની કાંજી ચા વીગેરે આપવું. એ વખતે કોઈ પણ જાતનો દારૂ આપવો નહી.

આ તાવમાં મોઢું લાવવા માટે કંઈ પણ પારાની દવા આપવી નહી, અગર ઘણી જળો કદી પણ મુકાવવી નહી.

અથવા તાવ ઘણો હોય તો નીચે પરમાણે દેસી દવાઓ આપવી.

| | | | |
|---|---|---|---|
| નાગર મોથ | ... | ... | દ્રામ ૧ |
| ધમાસો ... | ... | .. | દ્રામ ૧૦ |
| પીતપાપડો. | ... | ... | દ્રામ ૧ |
| નેત્રવાળો... | .. | ... | દ્રામ ૧ |
| કરીઆતુ. . | ... | ... | દ્રામ ૧ |
| લીમડાની છાલ | .. | .. | દ્રામ ૧ |

ઉપલી છ વસ્તુઓને ખાંડી તેને કોરા વાસણમાં નાંખી તેમાં બાર આંઉસ પાણી નાંખી તેને ઉકાળતાં બાકી છ આંઉસ રહે એટલે ગાળી લેઇ બબે આંઉસ સવારમાં ત્રણ વખત પાવું.

અથવા સુંઠ, ભોંરીગણીનાં મુળ, એરડાનાં મુળ, કાકડાસીંગી, કડુ કસુરો, મરેઠીનાં ફુલ, કાળી મુશળી. ગળો, આમળીં, વીસનગરી હળદર, ગાંઠી પીપર, તીખાં, પાનની જડ, તરાઅમાન, અડસલીઆ પીતપાપડાનાં પાન, કરસના અગર, ધમાસો, કડાછાલ, તપસી, સુગંધીવાળો, ગરમાળાની સીંગ, તજ, જાવંતરી, દેવદાર, મોથ, કડવું પટોળું, અજવાઅન, આતરાછાલ, હરડેદળ, પીપરીમુળના ગંઠોડા, કરીઆતુ એ સરવ બરાબર લેઈ કરીઆતુ સરવથી બમણું લેઈ તે સરવેને ખાંડી લુગડે ચાળી તેમાંથી ૨ના ભારને આસરે ઠંડા પાણીમાં સવાર સાંજ આપવી આ ઉપાય ઘણો સારો છે. આ સુદરશન ચુરણ છે.

# ઝીણો તાવ.

## (હેક્ટીક ફીવર—Hectic fever.)

નીશાંની તથા કારણ આ તાવને ઝીણો તાવ, હાડજ્વર કહે છે. જ્યારે શરીરના કોઈ અગત્યના ભાગમાં ગરમ થઈને તે પાક ઉપર ચઢે છે તથા તેમાં પરૂ પેદા થાય છે, ત્યારે દરદીને સાંજની વખત ટાઢ વાઈને ઝીણો તાવ આવે છે, મોઢું રાતું થાય છે. તથા થોડા કલાક તાવ ઉતરી જઈ અતીશય પરસેવો પડે છે, નાડી ઘણી ઉતાવળી ચાલે છે, અને તે નબળી હોય છે. દીન દીન શરીર ગળતું જાય છે, તથા હમેશાં નબળાઇ વધતી જાય છે. ખઇ, મરડો, પાકુ, હાડકાનો સળો, કાળજાનું પાકવું ઇત્યાદી દરદોમાં એ જાતનો ઝીણો તાવ ઘણો સાધારણ હોય છે.

ઇલાજ—કયા કારણથી આ તાવ આવે છે તે પ્રથમ સોધી કાઢવું, અને તેનો ઇલાજ કરવો. અને શક્તિ આવે એવી દવાઓ આપવી. જેવી કે ટીંચરફેરી પરલોરીડ, કેમીકલફુડ વીગરે ખોરાક સાદો અને સારો તાજો આપવો.

પરસેવો ઘણોજ પડે અને બીમાર ગળતુંજ જાય છે તો નીચે જણાવેલી દવાઓ આપવી.

| | | |
|---|---|---|
| ટીંચર બેલાડોના .. | ... | મીનીમ ૪૦ |
| ટીંચરઓપાઇ ... | ... | મીનીમ ૪૦ |
| પાણી ... | ... ... | આંઉસ ૬ |

આ સઘળાને મેળવી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાક દરદીને પાવું અથવા—

| | | |
|---|---|---|
| ઝીંતસાઇઓકસાઇડ.... | ... | ... ગ્રેન ૧૬ થી ૨૦ |

એક્સ્ટ્રેક્ટ હાઇઓસીઆની ... ... ગ્રેન ૧૨

એ બંનેને મેળવી તેની ચાર ગોળીઓ કરી એકેક ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે ગળાવવી અથવા–

| | |
|---|---|
| આસીડ સલફ્યુરીક ડીલુટ.... ... | ... ડ્રામ ૧॥ |
| સાકરનો સીરો ... ... ... | ... આંઉસ ૧ |
| પાણી ... ... ... ... | ... આંઉસ ૯ |

આ સઘળાને મેળવી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાકે પાવું અથવા–

| | |
|---|---|
| મોરફ્યુઆ ... ... | ...ગ્રેન ૦॥ |
| અફીણ ... ... | ...ગ્રેન ૧ |

આ બંનેને મેળવી એક ગોળી કરી રાત્રે ગળાવવી. અથવા ૫ થી ૧૦ ગ્રેન ગેલીક આસીડ દર ત્રણ કલાકે પાણી સાથે ફકાડવું. અથવા દેશી ઉપાય નીચે મુજબ કરવો.

| | |
|---|---|
| દ્રાક્ષ<br>હરડાં<br>ખડસલીઓ પીતપાપડો<br>નાગર મોથ<br>કડુ<br>ગરમાળાનો ગોળ | દરેકનો પોણો તોલો લઈ કાઢો કરી અડધો સવારે તથા અડધો સાંજરે પાવો. |

કરીઆતુ, વાળો, કડુ અને ગળો તથા નાગરમોથ આ દરેકનો એક એક તોલો કવાથ સાંજ સવાર પાવો.

અથવા-રીંગણી, ગળો, સુંઠ એ દરેક એક એક ડ્રામ લઈ તેમાં બાર આંઉસ પાણી નાંખી તેનો ઉકાળો કરી બાકી ૭ આંઉસ રહે કે તે ગાળી લઈ બએ આંઉસ સવારમાં ત્રણવાર પાવું.

# લુ.

## સનસ્ટ્રોક Sunstroke.

નીશાની—લુ ઘણી જોરમાં લાગવાથી માણસ બેસુધ થઈ ભોંયપર એકાએક પડી જાય છે જો કાંઈ પુછવામાં આવે તો તેનો ઉતર મુદલ આપી શકતું નથી. શરીરની ચામડી અતીશય ગરમ અને ખડબચડી થઈ જાય છે. તેને ઉલટી થાય છે. છાતી ઉપર હાથ મુકવાથી તેમાં ઘણો ધબકારો થતો જણાય છે અને મરવાની છેલી ઘડી હોય એવો સવાસ લેછે આંખો રાતી તથા નાડી ભરેલી ચાલે છે. અને કોઈ વખત તેને એંચ તાણ થઈ જાય છે. અથવા લુ ઘણી જોરમાં નહી હોય અને થોડી લાગી હોય છે તો, તેને ચકરી આવેછે, તરસ ઘણી લાગે છે, થોડો તાવ આવે છે, છાતી ઉપર ભાર લાગે છે, તોતળું બોલે છે અને જાણે ભર ઊંઘમાં હોય તેમ પડી રહે છે.

સબબ—ઘણો સખત તડકો ખાવાથી અથવા જંગલોમાં તડકે ખુલ્લાં ફરવાથી ભેજાને ગરમી લાગીને તેમાં લોહીનો જોસ થાય છે. અને માથે લોહી ચડે છે તેમાં ઘણો શરૂ પીનારને આ દરદ બહુ થાય છે. એ બીમારી ન થાય તેને વાસ્તે પ્રથમથી તજવીજ રાખવાની જરૂર છે. કે ઘણો તડકો ખાવો નહી. ૯૦ થી વધારે ડીગરી તડકો હોય તે વખતે ભટકવું નહી, પણ કેટલાએક કારણથીતેમ કરવાની જરૂર પડેછે તો વખતે ૧૦૦ ડીગરી ઉપરનો તાપ હોય તોપણ તડકામાં જવું પડેછે. તો તે વખતે પાઘડી ઉપર સફેત કપડું અથવા લાલ કપડું લપેટવું તથા શરીરમાં પણ સફેત કપડાં પેરવાં અને છત્રી ઉપર પણ ધોળો ગલેફ રાખવો જેથી ઓછી ગરમી લાગશે. કાળાં કપડાં તે વખતે કદી પણ પેહેરવાં નહી. તે છતાં કદાપી લુ લાગે તો નીચે મુજબ ઇલાજ કરવા.

બીમારને સુવાડેલો રાખવો, લુગડાં જ્યાંથી તંગ હોય ત્યાંથી તે ઢીલાં કરવાં, તેના માથા ઉપર ઊંચેથી થંડુ પાણી ઘણીવાર સુધી નાખવું. પગ ગરમ પાણીમાં બોળવા. મોઢા ઉપર પંખાથી વા નાખવો તથા નવસાગર તથા ચુનો એ બંને મેળવીને સુંઘાડવું. થંડા પાણીમાં થોડો સરકો નાંખીને તેમાં લુગડાનો કડકો ભીંજવીને બીમારના શરીર ઉપર ફેરવવો. માથા ઉપર એકથી બે કલાક સુધી બરફ ફેરવવો. અથવા માથાના બાલ કઢાવી નાંખીને કોલનવોટર અને પાણી એ બંનેમાં લુગડાંનો કટકો ભીંજવીને માથા ઉપર મુકવો. અને તે ભીંજેલો ને ભીંજેલો રાખવો. બીમારથી ગળી શકતું હોય તો ૧૦થી ૨૫ ગરેન કવીનાઇન ડીસલફસ થોડા પાણીમાં હલાવીને પાઈ દેવું, તેનાથી અતી ઘણો ફાયદો થશે. ત્યાર પછી તેના ઉપર થોડો સોડાવોટર અથવા લેમનેટ પાવો. ગરદન ઉપર રાઇની પટી અથવા પલાસ્તર મુકવું. આમલીનું પાણી અથવા આમલીનું સરબત અથવા લીંબુનું સરબત થંડા પાણીમાં નાંખી પાવું અથવા આલુ બુખારા બે દાનાનું પાતળું પાણી થોડું થોડું આપવું.

બીમાર સુધીમાં આવે પણ નબળાઈ ઘણી થઈ હોય નાડી ઘણી નબળી દોરા જેવી હોય અને શરીર થંડુ થઈ ગયું હોય તો ૧થી ૨ ચમચા બ્રાન્ડી, પાણીમાં નાંખીને વારમવાર પાવું તથા નીચે જણાવેલી દવાઓ મેળવી દર એકથી બે કલાકે પાવી અને હાથ પગ અને બગલમાં રાઇ મુકવી. ખોરાકમાં શેરવો દુધ વીગેરે આપવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ ઓફ આમોનીઆ.... | ... | ગ્રેન ૫ |
| ઇથરે સલફ્યુરીક | ... ... ... | મીનીમ ૩૦ |
| પાણી | ... ... ... ... | આંઉસ ૧ |

લુ લાગે નહી તેને વાસ્તે ઘણી સંભાળ રાખવી જોઇએ. માથાની પાઘડીની અંદર કોબીનું અથવા સલગમનું પાંદડું રાખવું. અને ખોચી

ઉપર પણ ધોળા લુગડાનો કડકો રાખવો. તડકામાં ફરવાથી માથું ઘણું જોરમાં દુખવા આવે તો તરત છાયામાં જઇને બેસવું, થંડુ પાણી મોંહા ઉપર છાંટવું, માથા ઉપર થંડુ પાણી રેડવું. સવારના પહોરમાં દર રોજ થંડા પાણીએ નાવું. અને તે વખતે હરકોઈ જાતનો દારૂ પીવો નહી.

લુ લાગેલા માંણસને તાજાંનીલોફર અથવા સુકાંની લોફર રતલ ાા તથા સાકર રતલ ૧ અને પાણી રતલ ૩ આ બધાંને એક બંધ વાણસમાં નાંખી ઉકાળવું અને આશરે એક રતલ જેટલું રહે કે તેને થંડુ પાડી તેમાંથી ાાં થી ૧ આંઉસ જેટલુ પાણીમાં મેળવીને બીમારનેપાવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

ધાંણા, કમળ કાકડીના ગોળા, ધરોનું મુળ, જીરૂ, બીલીનો ગરભ, આંબાનાં પાન, જાંબુડાનાં પાન, વડનાં પાન તથા વડવાઈ એ સરવ બરાબર લેઈ તેને વાટી રાા સવા ભાર ચાર ચાર ઘડીએ ઠંડા પાણીમાં પાવુ. તથા તેનાશરીર ઉપર નીચેના દવાનો લેપ કરવો.

આંબાની ગોટલી, આંમળાં, મેટ, ગોરમટી માટી, સુરોખાર એ સર્વ બરાબર લેઈ બારીક વાટી શરીરુ ઉપર લેપ કરવો.

## તાપતલ્લી અથવા બલોહોર. બરોલ.

**એનલાર્જ મેનટ ઓફ્ધીશ્પ્લીન.** Enlargement of the spleen.

નીશાંની—પેટમાં ડાબી બાજુ પાંસળીઓની નીચે દાબવાથી એક મોટી ગાંઠ દેખાય છે. દરદી તવાતો જાય છે તેનું મોઢું ફીકુ થતું જાય છે, શક્તી દરરોજ ઘટતી જાય છે, ભુખ લાગતી નથી, હોઠ તથા દાંતના પારા ફુગેલા જણાય છે, અને પેટ મોટું થએલું લાગે છે.

સબબ—રોજીંદો, આંતરીઓ અથવા ચોથીઓ તાવ ઘણા દીવ-

સો સુધી શરીરમાં રહે છે તો તેથી પેટની ડાબી બાજુએ પાંસળીઓની નીચે જે ગાંઠ આવે છે જેને તણી કરી કહે છે. તે સુજીને મોટી થાયછે. આ બીમારીના અંદર તાવ પણ આવતો હોય તો રોજીંદો, આંતરીઓ, અથવા ચોથીઆ તાવના મથાળા હેઠળ આપેલા ઇલાજ કરવા. તથા દરદીની ઉમર પ્રમાણે કવીનાઇન ડીસલફસ ફકાડવું. અને દરદીને સારી ચોખ્ખી હવામાં રાખવા. તાવ ગયા છતાં આ ગાંઠ અગાઉના જેવડીજ રહે તો નીચે જણાવેલી દવાઓ મેળવી મોટી ઉમરના દરદીને પોણું વાઇન ગલાસ ભરી તથા બાળકને તેની ઉમર પ્રમાણે ૧ થી ૪ ચમચી દર ત્રણ કલાકે દહાડામાં ચારવાર પાવી.

| | |
|---|---|
| કવીનાઇનડી સલફસ... ... | ... ગ્રેન ૬ |
| સીરપફેરીઆઇઓડાઇડ ... | ડ્રામ ૧॥ |
| અથવા સીરપફેરી બ્રોમાઇડ ... | ,, ૧॥ |
| પોટાસઆઇઓડાઇડ. .. | ... ગ્રેન ૧૨થી ૨૦ |
| પાણી ... ... .. | ... આંઉસ ૬ |

અથવા ૧૦થી ૧૫ ટીપાં ટીચરફેરી પરકલોરીડ એક ગલાસ પાણીમાં નાખીને દહાડામાં ચારવાર આપવું તથા ગાંઠ ઉપર ટીચર આવ આઇઓડાઇન પીછાથી દરરોજ સવાર સાંજ ચોપડવું અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેની ત્રીસ ગોળીઓ કરી એકેકી ગોળી દહાડામાં ત્રણ વાર પાણી સાથે દરદીને ગળાવવી.

| | |
|---|---|
| સીન્કોનાઇડા સલફેટીસ ... ... | ડ્રામ ૦॥ |
| પીલ્યુલીફેરીકારબોનેટીસ ... ... | ડ્રામ ૧॥ |
| સ્ટ્રીકનીઆ સલફેટીસ ... ... | ગ્રેન ૧ |

અથવા હેઠળ લખેલી દવામાંથી ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| કવીનાંઇનડી સલફસ | ... | . ગ્રેન ૩ |
| ડાઇલ્યુટેડસલફીઉરીકએસીડ. | | ...ટીપાં ૫ |
| સલફેટઓફઆએરન | ... | ...ગ્રેન ૬ |
| પાણી ... | ... .. | ...આંઉસ ૩ |

અથવા નીચે પ્રમાણે દેશી દવાઓ અજમાવવી.

| | | | |
|---|---|---|---|
| હીમજી હરડે | ... | ... | ...તોલો ૦॥ |
| સાતરા .. | ... | ... | ...તોલો ૦॥ |
| કરફસનાં બીજ | ... | ... | ...તોલો ૦॥ |
| અએકેબર ... | ... | ... | ...તોલો ૦॥ |
| વરીઆળી .. | ... | ... | ...તોલો ૧ |
| અનીસુન ... | ... | ... | ...તોલો ૧ |
| અજબર ... | ... | ... | ...તોલો ૦। |

આ સઘળાને ખાંડીને ૧૦ આંઉસ પાણીમાં એક દીવસ ભીજવી રાખવી અને ત્યાર પછી ઉકાળીને ગાળી કાઢવું. અરધુ સવારમાં તથા અરધુ સાંજે તેમાં થોડી સાકર નાંખીને દરદીને પાવું. આથવા થોડા દીવસ સુધી ચાલુ રાખવી અને ગાંઠ ઉપર ચોપડવાની દવા નીચે મુજબ તઇઆર કરી ચોપડવી.

| | | | |
|---|---|---|---|
| ઉસક. | ... | ... | ...તોલો ૧ |
| ગુગલ | ... | ... | ...તોલો ૧ |
| માયાફલ | ... | ... | ...તોલો ૧ |

ઉપલી બધી દવા વાટી દારૂમાં અથવા સરકામાં મેળવી દહાડામાં બે વખત ગાંઠ ઉપર ચોપડવી.

બલોહાર નાની કરવાના હેતુથી સખ્ત જુલાબો તથા પારાની દવાઓ વીગેરે કદી પણ આપવું નહી, કારણ કે તેમ કરવાથી નબળાઈ વધશે, તેથી બાંર નાની થવાને બદલે ઉલટી વધશે; તેમજ જળો અથવા સીંગરાહથી લોહ કદી કઢાવવું નહી.

અથવા નીચે પ્રમાણે દેશી દવાઓ આપવી.

સરપંખાનું મુળ દરામ ાા છાસ આંઉસ ૧ એ બંનેને વાટી ગળી સવારમાં પાઈ દેવું.

અથવા—

| | | | |
|---|---|---|---|
| લીંડી પીપર | ... | ... | ...ગરેન ૧૨ |
| મધ ... | ... | ... | ...દરામ ૧ |
| છાસ ... | ... | ... | ...દરામ ૪ |

એ સઘળાંને વાટી સવારમાં પાઈ દેવું.

અથવા—

| | | | |
|---|---|---|---|
| સીંધાલુણ | ... | ... | આંઉસ ૨ા |
| હળદર ... | ... | ... | આંઉસ ૨ા |
| રાઈ ... | ... | ... | આંઉસ ૨ા |
| છાસ ... | ... | ... | પાઉન્ડ ૧૦ |

ઉપલી દવાઓને ખાંડી છાસની સાથે મેળવી એક માટીના વાસણમાં ભરી મોઢું બંધ કરી ત્રણ દહાડા જમીનમાં દાટી રાખવી, પછી ચોથે દહાડે કાઢી તેને ગળી સીસા ભરી રાખી બુચ દેઈ દેવું; તેમાંથી દરરોજ દર ત્રણ કલાકે સવા સવા આંઉસ પાવું. એનાથી ગમે તેવી બરોલ હશે તે મટી જશે.

અથવા જવખાર ઊંટડીના દુધમાં દરરોજ થોડો થોડો નાખી પાવો

અથવા આકડાના પાંનની રાખમાં થોડું મીઠું મેળવી દહીનું પાણી અથવા જાડી છાસ તેમાં નાંખી થોડા દહાડા પાવું.

અથવા વડાગરૂ મીઠું, હળદર, રાઈ એ ત્રણે છ છ દ્રામ લેઈ તેમાં પાંચ શેર જાડી છાસ નાંખી ચીકણા વાસણમાં ભરી તે પાંચ દિવસ સુધી રેહેવા દેઈ પછી તેમાંથી ૩૧૦ ભારને આશરે થોડા દહાડા પાવી.

અથવા સાટોડીનાં મૂળ, લીંબડાની અંતરછાલ, કડવુંપટોળ, સુંઠ, કડુ, ગળો, દારૂહળદર, હરડેદળ, જવખાર, સાજીખાર, એ સર્વ બરાબર લેઈ સાટોડીનાં મુળ સરવથી બમણાં લેઈ સરવને આખાંભાંગા ખાંડી ૩૨॥ ભાર કોરા વાસણમાં શેર એ પાણી નાંખી તેમાં નાખી તેને ઉકાળી બાકી પાણી ૩૭ ભાર રહે ત્યારે ઉતારી ગાળી લેઈ બધું પાઈ દેવું. તે કુચા વાસણમાં રેહેવા દેવા, અને તેમાં બીજી દવા નાંખી ઉપર પ્રમાણે ઉકાળો કરી દિવસમાં બેવાર પાવું, ઝાડો વધારે લાગે તો દહાડામાં એક વખત પાવું અથવા—

સાકોતરી એળીઓ ૨॥ ભાર. જવખાર વાલ ૪, સાજીખાર વાલ ૪, સંચળ વાલ ૪, સીંધાલુણ વાલ ૪, નવસાર વાલ ૪, સાંભરલુંણ વાલ ૪, કાચલુણ વાલ ૪, એ સરવેને માટીના કોરાવાસણમાં આખાને આખા નાંખી પાણી ૩૫૦ ભારમાં રાતે પલાળવાં. સવારે તે નીતરતું પાણી લેઈ પાઈ દેવું.

# સંધિવા.

## (રયુમેટીઝમ Rheumatism.)

સંધિવા બે પ્રકારના હોય છે.

૧ લો—તીક્ષણ સંધિવા.
૨ જો—જુનો સંધિવા.

### ૧ લો—તીક્ષણ સંધિવા.

**નીશાની**—આ જાતના સંધિવામાં હાથ પગના મોટા સાંધાઓ જે-વાકે, ખભા હાથની કોણી તથા પોહોચાં, પગની પાટલીઓ, ઘુટણ વગેરેમાં ઘણો શકત દુખાવો થાય છે. તેઓ સુજી આવે છે, તેમજ તે ભાગ રાતા થાય છે, તાવ ઘણો આવે છે. ઘણું કરીને રાતની વખત અથવા ગરમ સેક કરવાથી દુખાવો વધેછે. સંધિવાથી ઘણી વેળા કેડ અકડી જાય છે, અને તેમાં ઘણોજ દુખાવો થાયછે. કોઇવેળા છાતીના તથા હાથ પગના માંસના લોચાઓમાં શકત દુખાવો થાયછે, તેમજ માથુ પણ દુખેછે. સંધિવાના દરદમાં વખતે પેહેલેથી તાવ હોયછે અથવા તે દુખ થયા પછી તાવ આવેછે. આ તાવમાં શરીર ઘણું ગરમ રહે પણ પરસેવો ઘણો પડેછે, તેથી અંગ ગરમ તેમજ ભીનુ પણ હોયછે. પરસેવાનો વાસ અણગમતો ખાટો હોયછે. ખાટા વાસ વગરનો પણ પરસેવો પડે-છે. પણ જ્યારે ખાટો વાસ હોય ત્યારે એ દરદ તાવની શરૂઆતમાંથી થયું છે એમ પારખી શકાયછે. આ દરદમાં ઘણું કરીને દસથી બાર દીવસ સુધી તાવની બીમારી વધતી જાય પછી તાવ ઓછો થવા માંડે. સાંધાઓનું દરદ નરમ પડતું જાય અને ૨૫ થી ૩૫ દીવસમાં આજારી સાજો થાયછે. પણ ઘણો શકત સંધીવા થયો હોય તો,તાવ નરમ પડવા

પછી પણ સાંધાઓ થોડા દુખ્યા કરે અને થોડા સુજેલા રહેછે.

**સબબ**—ઘણી થંડી લાગવાથી ભીનાસવાળી જગ્યામાં ફરવાથી, અથવા રહેવાથી, તાવ આવવાથી, ચાંદીનો રોગ થવાથી, અંગની ઘણી મેહેનત લીધાથી, શરીર કોઈ કારણથી ગરમ થએલ હોઅ તેને એકદંમ થંડી હવા લાગવાથી, તેમજ એની જાતને મળતાં કારણોથી, આ રોગ ઉતપંન થાઅછે. કેટલાએકને તેના બાપદાદાથી વારસા તરીકે મળેછે. પણ એનું મુળ કારણ લોહીમાં બીગાડ થવાથી એ રોગ થાઅછે. આ રોગનું નામ સંધીવા છે. તે ઉપરથી એમ નહી સમજવું કે, સાંધાઓમાં કોઈ જાતનો વા અથવા પવન ભરાઅછે અને તેથી તે એક સાંધામાંથી બીજા સાંધામાં શરીરમાં ફરતો ફરેછે. પણ લોહીનો બીગાડ થવાથી તેની અંદર એક ઝેરી વસ્તુ પેદા થાઅછે. તે ઝેરી વસ્તુ લોહીની મારફતે એક સાંધાને પકડી બીજાને પકડેછે, અને બીજાને મુકી ત્રીજાને પકડેછે. આ બીમારી જાતે નાસકારક નથી પણ ઉપર જણાવ્યા પરમાણે સાંધાઓને છોડી દીલ અથવા અંતઃકરણને તે પકડેછે, ત્યારે તે ધાસ્તીકારક થઈ પડેછે. આ રોગની અસર દીલમાં પોહોચે ત્યારે છાતીની ડાબી બાજુએ ચુંચીની આસપાસની જગોમાં દુખારો થાઅછે. છાતી દાબવાથી દુખેછે, આજારીનો ચેરો લેવાએલો હોઅછે, તથા નાડી બેકાઅદે ચાલેછે, તેની સાથે ખાંસી પણ થાઅછે.

**ઈલાજ.** ખોરાક ઘણો સાદો આપવો. બનતાં સુધી કાંજી, ચા, દુધ આપવું. અને નીચે મુજબ દવા પાવી.

| | | |
|---|---|---|
| સેલીસીલેટ આવસોડા ... | .. | .. દરાંમ ૨ |
| લાઇકર આમોનીઆ એસીટેટીસ ... | | ... આંઉસ ૧॥ |
| ગુલાબનું સરબત ... | ... | ... આંઉસ ૧ |

પાણી ... ... ... ... આંઉસ ૯॥

ઉપલી દવાઓ મેળવી તેમાંથી પોણુ વાઇનગલાસ ભરી મોટી ઉમ-રનાને તથા બાળકને તેની ઉમર પરમાંણે ૧ થી ૪ દરાંમ જેટલી દર ત્રણ કલાકે રાત દીવસ પાવી. આ દવા સંધીવા ઉપર ઘણો ફાયદો કરેછે, અને જો તે એથી ત્રણ દીવસ સુધી લાગટ પીધી હોય તો, તેથી ઘણોજ પરસેવો પડીને સંધીવાને લગતુ ઝેર જેને—લેકટીકએસીડ કહેછે, તે શરીરમાંથી પ-રસેવાને રસ્તે નીકળી જાયછે. ઝાડો કબજ હોય તો એક જુલાબ આપવો.

ઉપલી દવા ઝેરી નથી પરંતુ ઘણો પરસેવો પડી નાડી અટકી અટકી ચાલે તો થોડો બ્રાંડી મીક્ષ્ચર દુધ સેરવો વીગરે આપવું હાથે પગે રૂ લપેટી ફલાનલનું લુગડું ઉપર લપેટવું. એથી ત્રણ દીવસમાં તેથી ફાયદો ન થયો હોય તો તેનુ વજન થોડુ ઓછું કરી પાછી સરૂ કરવી.

*ઈલાજ*— ૧ દરાંમ બ્રોમાઇડ ઓફ આમોનીઅમ તથા ૬ આંઉસ સારસાપરીલાનો ઉકાળો તથા પેસાબ સાફ ન આવતો હોય તો તેની અંદર ૧ દરાંમ એસીટેટ આવપોટાસ મેળવીને પોણું વાંઇનગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું. અને તે પાંચથી સાત દીવસ સુધી આપવી, તથા જે સાંધાઓ દુખતા હોય અથવા લાલ થયા હોય તેનાથી એક ઇંચ છેટે એક બલીસ્ટર મુકવું. અથવા એક ભાગ ટારટર એમેટીક અને ૪ ભાગ ચરબી એ બંનેને મેળવી સાંધાઓ ઉપર ચોપડવું. જેથી દુખાવો ઘણો ઓછો થશે. અથવા દુખાવો બીલકુલ નરમ પડી જાય ત્યાં સુધી સાંધાઓ ઉપર બરફ મુકી રાખવું. અથવા કેલોમલ ગરેન ૪ તથા અફી-ણ ગરેન ૨ એ બંનેને મેળવી તેની ચાર ગોળીઓ કરી એકેક ગોળી દીવ-સમાં ચારવાર ગળાવવી. આ પરમાણે બે દીવસ એ ગોળીઓ ગળાવવી પછી ત્રીજે દીવસ સ્વારમાં એરંડીઆ તેલનો જુલાબ આપવો. અગર

નબળાઈ ઘણી હોય અને પરસેવા ઘણો જવાથી બીમાર સુસ્ત થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગલાસ દર ત્રણ કલાકે પાવી.

| | | | |
|---|---|---|---|
| કારબોનેટ ઓફ પોટાસ | ... | ... | ...દરામ ૪ |
| બાઇકારબોનેટ ઓફ પોટાસ | ... | ... | ...દરામ ૨ |
| વાઇનઓફ કોલસીકમ | ... | ... | .. દરામ ૧ |
| ટીંચરઓફ હેનબેન | .. | ... | ...દરામ ૩ |
| એપસેમ સાલ્ટ | ... | ... | .. આંઉસ ૧ |
| કારબોનેટ ઓફમેગ્નેસીયા | ... | ... | ...ગરેન ૨૦ |
| કેમફર વાટર | ... | ... | ...આંઉસ ૬ |

ઉપલી દવા આપતી વખતે રાત્રે ઉંઘ નહી આવતી હોય તો ાા ગરેન મ્યુરેટ ઓફ મોરફીઆ અથવા ૧ાા ગરેન અફીણ પાણી સાથે રાત્રે ગળાવવું. **સંધિવા ચાંદી** અથવા **પરમો** થવાથી થઓ હોય તો ૧૦ થી ૧૫ ગરેન આઇઓડાઇડ ઓફ પોટાસ તથા ૧ાા આંઉસ સારસાપરીલાનો ઉકાળો એ બંને મેળવી દીવસમાં ચારવાર પાવું. તથા તે ઘણા દીવસ સુધી ચાલુ રાખવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળીશકે તો નીચે પરમાણે દેસી દવાઓ આપવી.

| | | | |
|---|---|---|---|
| ભાંગ | ... | ... | દરામ ૧ |
| જાઅફળ | ... | ... | દરામ ાા |
| એલચીદાણા | ... | ... | દરામ ાા |
| મસતકી | ... | ... | દરામ ાા |
| લજ | ... | ... | દરામ ાા |
| સાકરનો ભુકો | ... | ... | દરામ ૩ |

આ સઘળાંને મેળવી ૨૦ થી ૬૦ ગરૈન જેટલુ દીવસમાં ત્રણવાર પાણી સાથે ફકાડવું. અથવા ૦ાા દરામ ધંતુરાનાં બી તથા અડધો દરામ પીપ આ બંનેને મેળવી ૪ ગરેનનુ પડીકુ કરી સવાર બપોર સાંજ મળી દીવસમાં ત્રણ વખત ફકાડવું.

સુકાં મરચાંનો થોડો ભુકો લેઈ એક બાટલીમાં પાંણી ભરી તેમાં તે નાખી આખી રાત પલાળી રાખવું અને તે સવારેમાં ગાળી લેઈ તેમાં લુગડાનો કડકો બોળી સંધિવાવાળા ભાગ ઉપર મુકવો. લીંબુનો રસ આ દરદમા ફાયદો કરેછે વાસ્તે બીજી દવાઓ ન હોય તો ખાટાં લીંબુનો રસ તેમાં થોડી સાકર નાખી થોડા પાંણીના સાથે ભેળી દીવસમાં ત્રણ વખત પીવો અને દરેક ખોરાકમાં એ રસ ૦ાા આંઉસ લેવો એનાથી તફાવત જણાય તો દરેક ખોરાકમાં ૧ાા આંઉસ સુધી રસ લેવો. અથવા ચોખો સુરોખાર ગરેન ૪૫ ત્રણ આંઉસ પાંણીમાં પીગળાવી દરએક આંઉસ દર ત્રણ અથવા ચાર કલાકે પાવું. એ દવાથી આજારીને સુસતી ન લાગે તો ૪૫ ગરેનને ઠેકાંણે ૬૦ ગરેન સુરોખાર ત્રણ ખોરાક મળીને આપવો, અને ચાર અથવા પાંચ દીવસ એ દવા જારી રાખવી. જો સુરોખાર ન હોયતો તેને બદલે ચોખો પાપડખાર ઉપર આપેલ વજનમાં વાપરવો.

આ દરદમાં તરસ ઘણી લાગતી હોય તો ૨૯ આંઉસ પાંણીમાં ૨ થી ૪ દરાંમ ચોખો પાપડખાર અથવા સુરો ખાર નાંખીને તે પાવું. અથવા લીંબુનું સરબત પાણીમાં નાંખીને આપવું

બીમારના પરસેવાવાળાં લુગડાં તુરત બદલી નાખવાં કારણકે ઉપર જણાવવા પરમાંણે પરસેવા વાળી અંદર ઝેરી વસ્તુ નીકળે છે જે રહેવાથી ગેરફાયદો થાય છે. તેવા બીમારને કાંજી દુધ સેરવા વીગેરે કુવત

વાળો ખોરાક આપવો. જો નબળાઈ ઘણી હોય તો સેરીવાઇન આપવો પણ પોરટર જવના ફીણ વાળા દારૂ તાડી બીલકુલ આપવી નહી. સાકર બને તેમ થોડી આપવી. મીઠાઈ વીગરે બીલકુલ આપવું નહી.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

| | |
|---|---|
| ઇંદરાંમણાનાં મુળ | ગરેન ૪ |
| લીંડી પીંપરનો ભુકો | ગરેન ૮ |
| ગોળ | દરાંમ ૧ |

એ સઘળાને વાટી તેની એક ગોળી કરી સવારમાં ગળાવવી એ પરમાણે પંદર દહાડા સુધી તેવી ગોળીઓ ગળાવવી.

અથવા–ચીતરા છાલ, અંદરજવ, કાળીપાટ, કડુ, અતીવખની કળી, હરડેદળ એ સરવે બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી રૂ ૦I ભારને આસરે ગરમ પાણીમાં અથવા ચોખા એરંડીઆમાં સાંજ સવાર પાવું.

અથવા–અસોંદ, ઉપલેટ, કાળીજીરી, રાસના, દેવદાર, વજ, માલકાંકણી, જાવંતરી, કેશર, એ સરવે બરાબર લેઈ બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી ચાર વાલ નાગરવેલના પાનમાં સવારે તથા સાંજે જમવા પછી આપવું, તથા તેના ઉપર નીચે પરમાણે લેપ કરવો.

ધંતુરાનો રસ, અંગોડીયું, સીંગડીઓ વછનાગ, માલકાંકણી, ઉપલેટ, ગંધીલો વજ, ધોળા સરસવ, તીખાં, પીંપરીમુળના ગંઠોડા, રાઈ, એ સરવે બરાબર લેઈ બકરીના દુધમાં બારીક વાટી ગરમ કરી દુખાવા ઉપર લેપ કરવો.

## જુનો સંધિવા.

**નીશાની**–આ જાતના સંધિવામાં તાવ આવતો નથી. તીક્ષણ સંધિવાની માફક આ રોગની શરૂઆતમાં સાંધાઓ સુજેલા અથવા લાલ

હોતા નથી, પણ બાહારથી અસલ જેવાજ દેખાય. જેમ દરદ વધતું જાય તેમ માંસના લોચા પાતળા થાય છે, પછી સાંધાઓ સુજી તથા ચઢી આવેછે.

**સબબ**–આ દરદ થવાનાં કારણો સંધીવાને મળતાં છે. તાવ સાથેનો સંધીવા થઈ ગયા પછી સાંધાનું દરદ વખતે રહી જાય છે, અને તે જુનું થાયછે. અથવા **પરમો** અગર **ટાંકી**નો આજાર જેને આગળ થઇ ગયો હોય તેને પણ આ જાતનો સંધીવા થાય છે. વાસતે તેને નીચે મુજબ દવાઓ જ્યાં દુખાવો હોય ત્યાં ચોપડવી.

| | | |
|---|---|---|
| ટીંચરઓપી | ... ... | દરાંમ ૨ |
| કલોરો ફોરમ | ... ... | દરાંમ ૨ |
| ટીંચરઆવ એકોનાઇટ | ... | દરાંમ ૪ |
| લીનીમેન્ટ સેપોનીસ | ... | આંઉસ ૧ાા |

વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇન ગલાસ ભરી દીવસમાં ચારવાર પીવી, અને તે થોડા દીવસ સુધી જારી રાખવી. અને શકતી લાવવા માટે મધરનુ તેલ સવાર સાંજ પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ... | .. | ગરેન ૨૦ થી ૪૦ |
| કવીનાઇન ડીસલફસ ... | ... | ગરેન ૬ |
| ટીંચર આવ હેનબેન ... | ... | દરાંમ ૨ |
| સીરપ ઓફ આઇઓડાઇડ ઓફ આર્યન | | દરામ ૧ાા |
| પાણી ... | ... | આંઉસ ૬ |

એક ગયાલન ગરમ પાણીમાં ૧ આંઉસ કારબોનેટ આવ સોડા તથા ૪ દરાંમ ગંધકનાં ફુલ નાંખવાં અને એ પરમાણમાં થોડા ગયાલન ગરમ પાણી બનાવી તેમાં ડુંટી સુધી બેસવું.

ધાતુના નરમ તેજાબો મહિલા એક તેજાબનાં થોડાં ટીપાં તથા કવીનાઇન ડીસલફ્સ એ બંનેને મેળવીને દાહાડામાં ત્રણ ચાર વાર પાવું અને થોડા દીવસ સુધી જારી રાખવું અથવા ૧ ચમચો કેરોસીન તેલ તથા ૧ ચમચો ઓલીવ ઓઇલ એ બંનેને મેળવીને દીવસમાં ચારવાર થોડા દીવસ સુધી ચાલુ પાવું, તેમજ એ તેલ દુખતા ભાગો ઉપર થોડા દીવસ ચોપડવું. આ ઉપાયથી ઘણો જલદીથી ફાયદો થશે. અથવા ૨૦ ગરેન ગંધકના ફુલ તથા ૨ ગરેન ક્રીમ આવ ટારટર આ બંનેને મેળવીને દીવસમાં ત્રણ વખત ઘણા દીવસ સુધી ચાલુ રાખવું. ઘણી વખત દુખતા સાંધાઓ ઉપર ટીંચર આવ આઇઓડાઇન ચોપડવાથી ફાયદો થાય છે. અથવા નીચે મુજબ દવાઓ મેળવી લગાડવાથી પણ ઘણો ફાયદો થશે.

| | | |
|---|---|---|
| એકોનાઇટીઆ .. | .. | ગરેન ૧ |
| સપરમેસીટીનો મલમ | ... | આંઉસ ૧ |

દસ ગરેન અજમાના ફુલને એક લીકર ગલાસ કોલનવાટરમાં મેળવીને દરદ વાળા ભાગ ઉપર ચોપડવું.

| | | |
|---|---|---|
| રેસાનું તેલ... | ... | આંઉસ ૧ |
| મીઠું તેલ ... | ... | આંઉસ ૧ |

આ બંનેને મેળવી દરદવાળા ભાગ ઉપર ચોપડવું, અથવા નીચેના લીનીમેન્ટો એક પછી એક ચોળવા. એ દવાઓમાંની એક થોડા દીવસ ચોળવાથી ફાયદો ન થાય તો બીજી બદલવી. દરરોજ બદલવી નહી.

લીનીમેન્ટ આવ કેમફર

લીનીમેન્ટ આવ આમોનીઆ

લીનીમેન્ટ આવ સોપ.

લીનીમેન્ટ આવ ઓપીઅમ.

લીનીમેન્ટ આવ કલોરોફોરમ.

કમપાઉન્ડ લીનીમેન્ટ આવ કેમફર

કમપાઉન્ડ લીનીમેન્ટ આવ મસટર.

અથવા નીચે પરમાણે તેલ તઈઆર કરી ચોપડવું.

| | | |
|---|---|---|
| ટરપીટન તેલ... | ... | દરાંમ ૪ |
| ગંધકનો તેજાબ | ... | દરાંમ ૧ |
| મીઠું તેલ ... | ... | આંઉસ ૧।। |

ઉપલી દવાઓથી આરામ ન થાય તો નીચેની દવાઓમાંથી એક લીકર ગલાસ ભરી દીવસમાં ત્રણ વખત પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આએઓડાઈડ ... | | ગરેન ૬ |
| વીનમ કોલચીસી... | ... | ટીપાં ૪૫ |
| ટીંચર આવ હઈઆસીઆમી | ... | ટીપાં ૩૦ |
| કુઆસીઆની ચાહ | ... | ...આંઉસ ૩ |

ઉપલી કોઈ પણ દવાઓથી ફાયદો ન થાય તો. નીચેની દવાઓ મેળવી ૧ વાઈન ગલાસ ભરી દીવસમાં ત્રણ વખત પાવી.

| | | |
|---|---|---|
| આમોનીએટેડ ટીંચર આવ ગુઆકમ. | | દરાંમ ૧ |
| બાઈકારબોનેટ ઓફ પોટાસ | ... | ગરેન ૧૫ |
| ટીંચર આવ હૈઓસીઆમી | ... | ટીપાં ૪૫ |
| પીરવીઅન બારકનો ઉકાળો | ... | આંઉસ ૬ |

શકતી લાવવા નીચેની દવાઓ મેળવી દીવસમાં ત્રણ વખત પાવી.

| | | |
|---|---|---|
| કાડલીવરઓઇલ... | ... | ...દરામ ૬ |
| આઇઓડાઇડ આવ પોટાસ | | ...ગરેન ૧૨ |
| ટીંચર કાલંબા... | ... | ...દરામ ૧॥ |
| કડુનીચાહ ... | ... | ...આંઉસ ૪॥ |

ઉપલી અંગ્રેજી દવાઓ મળી શકે નહી તો નીચે પ્રમાણે દેશી દવાઓનો ઉપયોગ કરવો.

સુંઠ, મરી, પીપળી, હરડાં, બેડાં, આંમળાં, એલચી, મોથ, વાવડીંગ, તમાલપત્ર, એ દસ ઓસડો એક એક તોલો તથા લવીંગ દસ તોલા નસોતર ૨૦ તોલા, આ સઘળી દવાઓનું બારીક ચુરણ કરી વજન પ્રમાણે એકત્ર કરવું તથા તેમાંથી સાંજ સવાર અડધો તોલો લેઈ તેની સાથે થોડી સાકર મેળવી ફાકી જવું તેનાથી દસ્ત સાફ ઉતરશે, સાંધા છુટી જશે અને સોજો ઉતરી જશે.

અથવા—ધમાસો, અપાટ, એરંડાનાં મુળ, દેવદાર, કચોરા, વજ, અરડુસો, સુંઠ, હરડાં, ચવક, નાગરમોથ, સાટોડી, ગળો, વરીઆળી, ગોખરૂ, ઘોડાઆસોંદ, અતીવીખની કળી, ભરમાળાનોગર, સતાવરી, પીપળી, ધાણા, ભોંયરીંગણી, અને મોટી રીંગણી, આ સરવ એકેક ભાગ અને રાસના બેથી ત્રણ ભાગ લેઈ તેમાંથી દરરોજ ચાર તોલાનો કવાથ કરી સાંજ સવાર પીવો અને પીતી વખતે તેમાં જરા સુંઠનો ભુકી મેળવીને પીવો. અને દુખતા સાંધાઓ ઉપર નીચે મુજબ લેપ કરવો.

સુવા, દેવદાર, કઠ, અને સીંધાલુણને આકડાના દુધમાં મેળવી તેનો લેપ કરવો. અથવા હીંગ, સુંઠ, સીંધાલુણ; અને જવનો આકડાના દુધ સાથે લેપ કરવો. અથવા સાટોડી, દેવદાર, સુંઠ, સરસવ અને સરગ-

વાની છાલનો લેપ કરવો. અથવા માલકાંકણીનું તેલ લગાડવું.

## સંધિવાથી અથવા બીજાં હરકોઈ કારણથી કમરમાં થતો શકત દુખાવો.

### ( લમબેગો Lumbago )

**નીશાની**—જરા પણ વાંકુ વળતાં, ઉભુ થતાં બેસતાં અથવા ભારી બોજો ઉચકતાં કોઈ વખત એકદમ કમરમાં સકત દુખાવા થઈ આવેછે. આજારી કમરમાંથી અકડી જાય છે. કમરમાં બહુ ખેંચાવો, થાય કમરના માંસના લોચા અંદરથી તણાતા હોય એમ લાગે તેથી આજારી કમરમાંથી વાંકો વળી જાય છે. અને પાછો સીધો થવાને તજવીજ કરે તો, દરદ, તેમજ ખેંચાવો વધી પડે છે.

**સબબ**—આ દરદ પણ સંધીવાની પેઠે ટાઢમાં સુતાથી અથવા રહેવાથી અથવા કમરમાં જોરથી કંઈ આંચકો લાગવાથી તથા ઘણીવાર એથી વાંકુ વળી કામ કરવાથી થાય છે.

**ઈલાજ**—કમર ઉપર રાઇની પટી મુકવી તથા અસઅસનાં ફીંડવાંનો ગરમ શેક કરવો તથા કલોરોફોરમ લીનીમેન્ટ આવ કેમફરકો તથા ટીંચરઓપી સરખે ભાગે મેળવીને કમરના દુખતા ભાગ ઉપર ચોળવી. અથવા ટીંચરઆવઆરનીકા અથવા ટીંચર આવ સેમીસીફ્યુગા, રેસીમોસા કમર ઉપર ચોપડવું. કેરોસીન તેલ અથવા ટરપનટાઇન આ બેમાંથી જે મળે તે લઈ તેમાં તેના જેટલુંજ લીનીમેન્ટ સોપ નાંખી તેને ગરમ કરી કમર ઉપર ચોપડવું. તથા દસ ગરેન ડોવર્સ પાઉડર તથા ૨ ગરેન કેલોમલ એ બંનેને મેળવી રાત્રે સુતી વખત ફકાડવું. અને બીજે દીવસ સવારમાં એરંડીઆ તેલનો જુલાબ આપવો, અથવા વીલાયતી મીઠુ અને મીઢીઆવળના ઉકાળાનો જુલાબ આપવો. ઝાડો સાફ આવવા પછી નીચે લખેલી દવાઓમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાક પાવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ પોટાસ ... | | ...દરામ ૧ાા |
| સ્પીરીટઈથરનાઈટરસ | ... | ...દરામ ૨ |
| ટીંચર આવ હેનબેન | ... | ...દરામ ૩ |
| પાણી ... | ... ... | ...આંઉસ ૬ |

બીમારને ગરમ પાણીનો બાફ આપવો. કમર ઉપર સુકા વેહેતુરે મુકવાં તથા કમરનો જે ભાગ જરા આંગળી લગાડવાથી પણ દુખે ત્યાં પાંચ છ જળો મુકાવવી. અથવા ૩ દરામ કંમપાઉન્ડ ટીંચર આવ ગુએકમ તથા ૪ાા આંઉસ પાંણી એ બંનેને મેળવી પોણું વાઇનગલાસ દીવસમાં ત્રણ વખત પાવું અને ૧૦ ગરેન ડોવરસ પાઉડર રાત્રે સુતી વખત ફકાડવું તથા લીનીમેન્ટ ઓવ ઓપીઅમ તથા લીનીમેન્ટ આવ એકોનાઇટ એ બંનેને સરખે ભાગે મળવીને સારી પેઠે કમર ઉપર ચોળવું તથા ઝાડો સાફ ન આવતો હોય તો નીચેની દવાઓની એક ગોળી બનાવી દીવસે આપવી.

| | | |
|---|---|---|
| કંમપાઉન્ડ એકસ્ટ્રેકટ આવ કોલોસીન્થ ... | | ગરેન ૪ |
| ઇપીકાક્યુના પાઉડર | ... ... | ગરેન ૦ાા |
| એકસ્ટ્રેકટ આવ કોલચીકમ ... | ... | ગરેન ૧ |

અગર જો બીમારથી બેસી શકાતુ હોય તો તેને નેતરની ઉંચી ખુરસી ઉપર બેસાડી આસપાસ જાડી ધાબળી સારી પેઠે ઓઢાડી નીચેથી ગરમ પાંણીનો બાફ અડધાથી એક કલાક સુધી દરરોજ આપવો. જેથી ઘણી વખત ફાયદો થાયછે. અથવા નીચેની દવાઓ મેળવી પોણુ વાઇનગલાસ દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટરપીનટાઇન | ... ... | દરામ ૨ |
| ગુંદરનો ભુકો | ... ... | દરામ ૪ |

પાંણી ... ... આંઉસ ૬

અથવા આગળ **પરમો** થએલ હોય અને તેથી જો દરદ થએલ હોગતો બાથી એક દરામ બાલસંમ આવ કોપેબા પતાસાં ઉપર નાંમીને તે ખવરાવવું. અથવા લોઢાનો ખીલો સારી પેઠે ગરમ કરી હળવેથી દુખતા ભાગ ઉપર ગોબા મારવા.

લોબાંનનાં ફુલ ગરેન ૨ થી ચાર. દીવસમાં ત્રણ વખત પાણી સાથે ફકાડવાં તથા એક ચમચો કેરોસીન તેલ દુધમાં ભેળીને દર ત્રણ કલાકે પાવું અને આસરે ૨૦ સુકા રાતાં મરચાંને ચીરીને ૧ બાટલી પાણીમાં એક દીવસ સુધી પલાળી રાખી અને ત્યારપછી ગાળી કાઢી તેમાં લુગડાનો કટકો પલાળી તે દરદવાળા ભાગ ઉપર મુકવો અને તે ઉપર ઓઇલસીલ્ક મુકી પાટો બાંધી દેવો પણ જો ઘણી બળતરા થાય તો તે કાઢી નાખવું. આ ઇલાજ ઘણો સરસ છે.

આ દરદને જુના સંધિવાનો ઇલાજ લાગુ પડેછે વાસ્તે તેમાંથી અજમાવી જોવું. અને કંમર ઉપર બેલાડોના પલાસ્ટર, ઓપીઅમ પલાસ્ટર, કાલીબીએટ પલાસ્ટર લુગડાં ઉપર ચોપડીને લગાડવું આ દરદને વખતે ચાંપવાથી પણ ફાયદો થાયછે વાસ્તે તેમ પણ કરવું.

## શરીરના સાંધાઓનું બંધાઈ જવું અથવા સજડ થઇ જવું.

(સ્ટીફનેસ આવ જોઇન્ટસ Stiffness of joints.)

**નીશાની** તથા **સબબ** શરીરના સાંધાઓ જેવા કે ઘુટણ ખંભા હાથની કોણી જાંગના થાપા. અથવા પગની પાટલીઓમાં વાળો નીકળવાથી અથવા પડી જવાથી તેઓમાં વાગવાથી પેહેલાં સોજો થાયછે અને તે સુજી આવીને રાતા થાયછે અને ઘણા દીવસ વીત્યા પછી જો કે વાળો

સારો થાય્છે અથવા સોજો નરમ પડેછે તોપણ તે સાંધાઓના હાડકા-ની વચે રેતી જેવી એક વસ્તુ બંધાવાથી તેઓ સજડ થઇ જાયછે અને તેઓમાં હાલચાલ બીલકુલ થતી નથી. તો તેને ટીંચર ઓવ આઇઓ-ડાઇન પીછાવતી ચોપડવું અથવા આઇઓડાઇનનો મલમ તે ઉપર સ્વાર સાંજ ચોપડવો. અથવા મહુડાં તથા ખજુર એ બંનેને ગરમ કરી તે ઉપર દરરોજ ચોપડવાં, અથવા સોપપલાસ્ટર અને પારાનો જલદ મલમ અથવા સ્ટ્રોંગ મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટ તથા થોડો કપુર એ બનેને મેળવીને ચામડાના કડકા ઉપર છરીવતી ચોપડી આગળી કરી તે ઉપર મુકવી અથવા લેડપલાસ્ટરની આગળી બનાવીને મુકવી. પાણીમાં મીઠું પલાળીને તેનો ફલાનલથી સ્વાર સાંજ સાંધાઓ ઉપર ગરમ સેક કરવો તથા બદામનું તેલ દીવસમાં બેથી ત્રણ વાર તે ઉપર ચોપડવું અને તે સાંધાને ધીમે ધીમે લાંબા કરવા.

---

## ઘુટણનું સુજી આવવું તથા તેમાં થતો દૂખાવો.

(ઇનફલેમેશન આવ.ધી ની જોઇન્ટ Infiemetion of the knee joint).

**સબબ**—થંડી ભોંય ઉપર બેસવાથી, વારમવાર ઘુટણ મરડીને બેસ-વાથી અથવા ઘણું ચાલવાથી ઘુટણની ઉપરનો ભાગ સુજી આવીને તેમાં દુખાવો થાય છે.

**ઈલાજ**—આરામ લેવરાવવો, હીલચાલ કરવા દેવી નહી, તેના ઉપર થોડી જળોયુ મુકાવવી અને ઉપર ગરમ સેક કરવો. જુલાબ આપવો, તે

ઉપર ટીંચર આવ આઇઓડાઇન પીંછાવતી ચોપડવું. અથવા નીચે લખેલી દવાઓને મેળવી ગરમ કરી અને છરીથી ચામડા ઉપર પાથરીને તે ઘુંટણ ઉપર મુકવું.

| | |
|---|---|
| સાબુ<br>મીઠું તેલ<br>લેડ પલાસ્ટર<br>નવસાગર | } સરખે ભાગે. |

અથવા નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી.

એકલકળી લસણ રૂ. રાા ભાર. તેમાં તજ, તમાલપતર, લવીંગ, એળચી, નાગકેશર, એ બધાં વાલ ચાર ચાર લેઈ લશણમાં વાટીને નાંખવાં. લસણ ઝીણું કાતરીને નાખવું, પછી ત્રાંબા અથવા પીતળના વાસણમાં દુધ શેર અડધો તથા સાકર રૂ. રાા ભાર નાંખી તથા ઘી રૂ. રાા ભાર નાખી તેમાં ઉપલી દવાઓ નાખી તેને ઉકાળી જાડું થવા દેઈ તે બધુ સવારમાં ચટાડી દેવું. એ પરમાણે એકવીસ દાડા સુધી કરવું.

**જાંગના થાપાઓમાં મુખ્ય કરીને તેના માંસના લોચામાં સંધિવાથી થતો તીક્ષણ દુખાવો તથા સંધિવાનુ પગ સુધી છેક નીચે ઉતરવું.**

(સાએટીકા Sciatica.)

**ઇલાજ**—કમરના છેક નીચેના ભાગ ઉપર રાઇના પટી મુકવી. પલાસ્ટર મુકવું. સુકા વેહેતુર મુકવાં, જાંગ તથા પગો ઉપર ટરપીનટાઇન ચોપડીને તે ઉપર ગરમ સેક કરવો, અથવા ટીંચરઓપી અને ટરપેંનટાઇન સરખે ભાગે મેળવીને તે અથવા કેરોશીન તેલ ચોપડી તે ઉપર ચુલાનો ગરમ સેક કરવો. ઉપલા ઇલાજોથી દરદ નરમ ન પડે તો જાંગના થાપા ઉપર જ્યાં ઘણો દુખાવો હોય ત્યાં બીજુ પલાસ્ટર મુકવું, અને ઉપર ફોલ્લીઓ થાય તે કાપી કાઢવો.

અને તે ઉપર ૦ll ગરેન આસીટેટ આવ મોરફીઆ તથા થોડા ગરેન આરારૂટ એ બંનેને મેળવી તે ઉપર ભભરાવવું અગર તાવ નહી હોય તો પેહેલાં એક જુલાબ આપવો અને પછી ૫ ગરેન કારબોનેટ આવ આ. યર્ન દીવસમાં ચારવાર થોડા દીવસ સુધી ફકાડવું. અગર જો તાવ ઘણો શકત આવતો હોય તો જે ભાગ ઉપર દુખાવો હોય ત્યાં થોડી જળો મુકાવવી. ખસખસનાં ડોડવાંનો ગરમ શેક કરવો, જુલાબ આપવો, તથા ગરમ પાણીમાં દરદીને બેસાડવો. અથવા નીચે મુજબ ઇલાજ કરવો.

| | | |
|---|---|---|
| ગમજુએકમનો ભુકો ... | ... | દરામ ૨ |
| ગંધકનાં ફુલ | ... ... | દરામ ૪ |
| સુંઠનો ભુકો | ... ... | દરામ ૧ |

એ સઘળાંને મેળવીને તેમાં તેના બાર પડીકાં કરી દીવસમાં ત્રણ વખત પાણી સાથે ફકાડવું તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને ચોપડવી.

કલોરોફોરમ<br>ટીંચર એકોનાઈટ<br>ટીંચર ઓપી<br>લીનીમેન્ટ સેપોનીસ } સરખેભાગે

અથવા ¼ ગરેન મ્યુરેટઆવ મોરફીઆ તથા ૧૦ મીનીમ પાણી એ બનેને મેળવી જાંગના થાપામાં જે ભાગમાં દુખાવો હોય ત્યાં પીચ-કારી (હેપોડર મીક મીરીંજ) વડે દાખલ કરવું. આ ઉપાય ઘણો સારો છે.

---

# થંડીથી ગરદન અકડી જવા વિશે.

( રાઇનેક Wry neck. )

ઈલાજ—ગરદન ઉપર રાઈની પટી મુકવી અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે ચોપડવી, અને તે ઉપર ગરમ સેક કરવો.

| | | |
|---|---|---|
| ટરપીનટાઇન અથવા | } | દરામ ૨. |
| સ્પીરીટ આવ હારટસહાર્ન | } | |
| મીઠું તેલ ... ... ... | | દરામ ૬ |

અથવા ટીંચર આરનીકા, પેનકીલર, લીનીમેન્ટ સેપોનીસ તથા ટીંચર ઓપી અથવા કેરોશીન તેલ, એ ચારમાંથી ગમે તે એક ગરદન ઉપર મસળવું, તેથી ન મટે તો સંધીવાની નીચે જણાવેલા ઉપાઓ કરવા.

---

# હાંસડીના હાડકામાં થતું દરદ.

(પેઇન ઇન ધ કોલરબોન. Pain in the Collar bone.

નીશાની—છાતીના હાડકામાં એટલે ખભાની નજદીકનું હાડકું જેને હાંસડી કહે છે, તેમાં દરદ થાય છે, ત્યારે તે ખમી શકાય નહી એવું શકત થાય છે, અને હાંસડીના હાડકાથી તે છેક આખા હાથ સુધી થઈ આવેછે.

ઈલાજ—તેના ઉપર રાઈની પટી મારવી અથવા ટીંચર આવ અરનીકા લગાડવું અથવા ટીંચર બેલાડોના, ટીંચર ઓપી અને લીનીમેન્ટ કેમફરકો, એ ત્રણે દવાઓ સરખે ભાગે મેળવીને ચોપડવી, તેથી દરદ નરમ

નહી પડે તો, ૨૦ ગરેન હેડરેટ ક્લોરલ, ૩૦ ગરેન પોટાસ બ્રોમાઈડ અને એક આંઊંસ પાણી, એ સઘળાને મેળવી બીમારને પાવું. અથવા નીચેની દવાઓ પાણીમાં મેળવીને પાવી, અને જરૂર જણાય તો બે કલાકે ફરી આપવી.

ઈથર સલફ્યુરીક... ... મીનીમ ૨૦
એરોમેટીક સ્પીરીટ આવ આમોનીઆ, મીનીમ ૨૦
ટીચર આવ ઓપીઅમ .. મીનીમ ૨૦

---

# સોજો અથવા વરમ.

## (ઇનફ્લેમેશન Inflamation.)

**નીશાની**—સોજાવાળો ભાગ ઘણો લાલ થાય અથવા તેમાં હમેશાંના કરતાં ઘણી રતાસ આવે, ચઢી આવે, અથવા ઉપસી આવે, શરીરના બીજા ભાગ કરતાં તે વધારે ઉનો લાગે, આજારીને તે ભાગમાં ઘણી આગ અને દાહ થાય અને તેમાં દરદ અને દુખારો થાય. આ નીશાંનીઓ અથવા તેમાંની ઘણી હાજર હોય તો, તે સોજાનુ દરદ બતલાવેછે. તે સોજાવાળા ભાગ ઉપર, આંગળાંથી દાબવાથી, તેટલા ભાગની લાલી જતી રહેશે, અને સફેત થશે. આંગળાં લેઇ લેવાથી પાછો લાલ થશે, આનુ મુખ્ય કારણ તેની અંદર લોહી એકઠું થાયછે, અને તે ફરતું નથી. ઘણું કરીને વરમવાળા ભાગની ગરમી ૯૦ ડીગરીથી વધારે હોતી નથી.

**સબબ**—સોજો અથવા વરમ થવાનાં કારણો ઘણાંછે, મુખ્ય કારણો હવામાં અમુક જાતનો ફેરફાર થવાથી, થંડી લાગવાથી, સરદીવાળી જગોમાં રહેવાથી અથવા સુવાથી, ઉંચેથી પડી જવાથી, જખમ પડવાથી,

કાંટો, સુયો, છરી વીગેરે અણીયાળુ હથીયાર ભોકાવાથી અથવા કોઇપણ જાતનો તેજાબ અગર પદાર્થ, જેવો કે ગંધકનો તેજાબ, સુરોખારનો તેજાબ, વીગેરે શરીરને લાગાવાથી, અથવા એવાં બીજાં કારણોથી, શરીરનુ લોહી બીગડીને તેમાં ઝેરી પદાર્થ એકઠાં થાયછે, તેથી સોજો અથવા વરમ થાયછે, સોજાનો અંત નીચે જણાવ્યા પરમાણે ચાર રીતે આવેછે.

**૧ લી.** સોજો બેસી જાય અને તે ભાગ પોતાની મેળે અસલ જેવો થાય છે.

**૨ જી.** સોજો એક ભાગ ઉપરથી નરમ પડી તેથી છેક દુરના ભાગમાં આવે અથવા શરીર માહેના બીજા કોઈ અવયવોમાં ઉતરેછે અથવા વરમવાળો ભાગ પાક ઉપર ચઢે તેમાં ચસકા લાગે તે સકત હોય તો પોચો થવા માંડે અને તેમાં પરૂ થાય એ પરૂ પાછુ ચુસાઈ જાય અથવા ફુટી બાર નીકળે.

**૩ જી.** પરૂ નીકળી ગયા પછી તે ભાગ ઉપર ચાંદુ અથવા નાસુર પડે, સોજો ઘણું કરીને બે જાતના છે ૧ લો સકત અને જોરાવર સોજો, ૨ જો નબળો અથવા જુનો સોજો. સકત સોજો લોહીઆર માણસને કંઈ ભારી વાગવાથી અથવા તે દરદને પેદા કરનારાં કારણોના અસર થવાથી થાયછે, તેને ઘણો સકત તાવ આવેછે. પીસાબ થોડી અને લાલ આવેછે, આજારીને ઉંઘ આવતી નથી.

**નબળો અથવા જુનો સોજો**—જે માણસ કોઇપણ કારણથી નબળો પડી ગએલ હોય તેને સોજાની બીમારી થાય તો, તેની નીસાંની પેલી જાત કરતાં ઘણી જુદીછે. એ જાતના સોજામાં હાથ પગ થંડા થાય, છાતી તથા પેટ થોડુ ગરમ હોય અને સરીરમાંથી પરસેવો છુટે, નાડી ૧૦૦ થી ૧૨૦ સુધી ચાલે, પણ તે નબળી અને પોચી હોયછે. ઝાડો પાતળો

અને વધારે વખત આવે.

**ઇલાજો**—સોજો મજબુત બાંધાવાળા માણસને થયો હોય, નાડી ભ-રેલી સકત અને ઉતાવળી હોય તો તેવા બીમારને સંગરાહ મુકાવી તેનુ કરતુ લોહી ઓછું કરવું, તેથી સોજો પણ નરમ પડશે, સોજાવાળા, ભાગને જરાપણ હીલવવો નહિ અથવા પહેલે દીવશે ૫ ગરેન કેલોમલ તથા ૫ ગરેન કંમપાઉડ, એક્સ્ટ્રેકટ આવ કોલોસીંથની ગોળી કરી ગળાવવી, અને ત્રણ ક-લાક પછી એપસંમ સાલ્ટ તથા સુનામખીનો જુલાબ આપવો અને બી-જે દીવશે પરશેવો છુટે એટલા વાસ્તે નીચે જણાવેલી દવાઓ મેળવીને દર ત્રણથી ચાર કલાકે પાવી, અને તે થોડા વખત સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| વાઇન આવ એન્ટીમોની... | ... | દરામ ૦॥ |
| કારબોનેટ આવ મેગનેસીઆ | ... | ગરેન ૧૦ |
| એપસંમસાલ્ટ | ... ... | દરામ ૧ |
| સીનેમોમવાટર | ... .. | આંઉસ ૦॥ |
| પાંણી | ... ... | આંઉસ ૧ |

અથવા નીચે જણાવેલી દવાઓ, મેળવીને તેના ચાર ભાગ કરી, એકેકો ભાગ પાવો.

| | | |
|---|---|---|
| વાઇન આવ એન્ટીમોની | ... | દરામ ૨ |
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | | આંઉસ ૨ |
| કેમફરવાટર | ... ... | આંઉસ ૪ |

ખોરાકમાં માત્ર દુધની કાંજી, દુધ અને ચા આપવી, તરસ ઘણી લાગે તો સોડાવાટર અને બરફ આપવું.

સોજાની ઉપર રતાસ ઘણી હોઅ તો સુગરલેડ અને પાણી, કોલન

વોટર અને પાણી, સરકો અને પાણી, અથવા ૧ દરામ સલફેટ આવ ઝીંક, ૨ દરામ નવસાગર, તથા આઠ આઉંસ પાણી. આ ત્રણે મેળવીને તે આ ચારમાંથી ગમે તેમાં લુગડાંનો કડકો બોળીને રાત દીવસ સોજા વાળા ભાગ ઉપર મુકવો, પણ રતાસ ઘણી નહી હોય તો ખસખસનાં ડીડવાંનો ગરમ પાંણીથી સેક કરવો. વખતે બીમાર એકદમ નબળો અને શકતીહીન થઈ જઈ શરીર થંડુ પડે છે અને તે લવારો બકારો કરેછે એવે વખતે વાઈન, બ્રાંન્ડીમીક્ષચર, અથવા નીચેની દવાઓ મેળવી પોણું વાઈન ગલાસ દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| બાઇકારબોનેટ આવ આમોનીઆ | ... | ગરેન ૩૦ |
| કમપાઊંડ ટીંચર આવ લવંડર... | ... | દરામ ૨ |
| સીન્કોના બારકનો ઉકાળો .. | ... | આઊંસ ૯ |
| કમપાંઊંડ ટીંચર આવ સીનકોના | ... | દરામ ૩ |

અથવા નબળા બાંધાવાળા માણસને સોજો આવ્યો હોય તો પ્રથમથીજ શકતી લાવનારી દવાઓ આપવી, અને જળો મેલાવવી નહી. સોય, કાંટો અગર એવી અણીઆળી ચીજ સરીરમાં ભોકાએલ હોય તે પ્રથમ કાઢી તે પછી ઉપર પરમાણે ઇલાંજો કરવા–

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| સરસવ | ... | આંઊંસ ૧ |
| સુંઠ | ... | આંઊંસ ૧ |
| સાટોડીનું મુળ | | આંઊંસ ૧ |
| સરગવાની છાલ | ... | આંઊંસ ૧ |
| દેવદારનું લાકડુ | ... | આંઊંસ ૧ |

ઉપલી પાંચે દવાઓને ખુબ ખાંડી છાસમાં વાટી ગરમ કરી સોજા વાળા ભાગ ઉપર લેપ કરવો—અથવા બળતરા થતી હોય તો—

| | |
|---|---|
| સરગવાની છાલ<br>જેઠીમધ<br>સુખડ<br>એલચી<br>જટામાંઉસી<br>હળદર<br>દારૂહરદળ<br>ઉપલેટ<br>વાળો<br>તગર | એ સઘળી દસ દવાઓને ખુબ ખાંડી લુગડાથી ચાળી તેને ઘીમાં કાલવી સોજા વાળા ભાગ ઉપર દરરોજ લેપ કરવો. |

---

## અચબુચો—તીક્ષણ અજીર્ણ.

(ઈનડાઈજેસન. Indigestion.)

**નીશાની**—ખાધા પછી પેટમાં ભાર લાગે, ખાટા અથવા કડવા ઓડકાર આવે, છાતીમાં દાહ અથવા આગ બળે, મોઢાનો સ્વાદ ફરવાઈ જઈ અને બદસ્વાદ લાગે, શરીર સુસ્ત રહે. હાથ પગ કળે અને દુખે, માથુ થોડું દુખ્યા કરે, વખતે ઉલટી આવે તેમાં ન પચેલું અંન બાહાર નીકળે, જીભ મેલી હોય અને પેટ કબજ રહે, રાત્રે બીઆમણાં સ્વપનાં આવે. હાથ પગ ખેંચાઅ, તેથી અથવા માથાના દરદથી આજારી ઊંઘમાંથી જાગી ઉઠે, કોઈ વેળા પેટમાં ચુંક આવે અને વખતે પીતના જોરથી ઉલટીઓ પણ જોરમાં આવે.

**સબબ**—અજીર્ણ થવાનાં ઘણાં કારણો છે. જેવાં કે ઘણો જલદ દારૂ પીવાથી, ઘણો ખોરાક ખાવાથી, ઘણી ગરમ અને જલદ મ: અથ

વા કાફી પીવાનો માવરો રાખવાથી, વખ્તસર ખોરાક નહી ખાવાથી, ચાલવા હાલવાની કસરત નહી કરવાથી, ખોરાક ચાવવા વગર ગળી જવાથી, રાત દીવસ કંઈ પણ જાતની ફીકર રાખવાથી, વખ્તો વખ્ત અપવાસ કરવાથી, ખરાબ અને ગલીચ હવામાં રહેવાથી, વીગરે ઘણાં કારણોથી અજીર્ણ થાય છે, વાસતે તેમાંના જે કારણથી થએલ હોય તે પ્રથમ સોધી કાઢી તેનો ઇલાજ કરવો. હોજરીમાં એક જાતનો જ્હર સંબંધી રસ હોય છે. ખોરાક પચાવવાના કામમાં ઘણો અગત્યનોછે તે રસ ઉપલા કારણોને લીધે ઓછો થઈ જાય છે તેથી અજીર્ણ પેદા થાય છે.

ઉપાય—દરદીએ પોતાનો હમેશાંનો ખોરાક બદલી નાંખવો. કોઇપણ જાતની મીઠાઈ;ઘણાં જલદ સાકો, કોઈ પણ જાતનો સુકો મેવો, ઘણું ઘી નાંખેલ પકવાનો, વીગરે ખાવું નહી. તંબાકુ અથવા અફીણ અથવા તપકીર સુંઘવાની ટેવ રાખવી નહી. ચુનાનું પાણી તેમાં દુધ નાંખીને સોડાવોટર અથવા શેરીવાઇન પાણી સાથે મેળવીને અથવા ભુખ ન લાગતી હોય તો સોડાવોટરમાં ૨ દરામ બ્રાંન્ડી નાંખીને પાવું. ખોરાક ચાવીને વખ્ત સરખવો, ખુલી હવામાં ફરવા હરવાની ટેવ રાખવી, કંઈ પણ જાતની ફીકર રાખવી નહી. દરરોજ થંડા પાણીથી નાવું. ગરમ પાણીથી નાવું નહી. રાત્રે ઉજાગરો કરવો નહી, ઘણું ખાવું નહી, જરા ભુખ્યા રહેવું. એટલી સંભાળ રાખવાથી અજીર્ણ કદી થાય નહી; પરંતુ તેમ કરવાથી થાય, અને મટે નહી તો નીચે પ્રમાણે ઇલાજો કરવા.

| | | |
|---|---|---|
| પેપસીન | ... ... | ગરેન ૪ |
| અથવા લેકટોપેપટીન | ... | ગરેન ૧૦ |
| એળીઓ | ... ... | ગરેન ૧ |

આ બંને બપોરે તથા રાત્રે ખાણું ખાધા પછી લેવું. ઝાડો કબજ રહેતો હોય તો નીચે જણાવેલી દવાઓ અઠવાડીઆમાં બે વખત જ્યાં

સુધી ઝાડો સાફ આવે ત્યાં સુધી પાવું.

| | |
|---|---|
| રૂબાર્બ ... .. | ગ્રેન ૧૫ |
| સલફેટ આવ પોટાસ .. | ગ્રેન ૩૦ |
| ટીંચર આવ સેના ... | દરામ ાા |
| પીપરમેંટનું પાણી ... | આંઉસ ૧ાા |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી એકવાર સવારે તથા એક વાર સાંજે પાવી.

| | |
|---|---|
| કોલમની કાતરીનો ભુકો.... ... | ગ્રેન ૮ |
| રૂબાર્બ ... ... ... | ગ્રેન ૧૦ |
| સુંઠ .. ... ... | ગ્રેન ૨ |
| ઈપીકાકયુના પાઉડર ... ... | ગ્રેન ૩ |
| કારબોનેટ આવ પોટાસ... ... | ગ્રેન ૫ |
| સુવાનું પાણી ... ... | આંઉસ ૧ાા |

આજારીને ઉલટીની માફક થયા કરે પણ ઉલટી થાય નહી તો પણ વીસ એપીકાકુના ગ્રેન ૧૫, ગરમ પાણીમાં મેળવી સઘળું પાઈ દેવું. અને પછી થોડી થોડી વારે ગરમ પાણી પાયા કરવું,જેથી ઉલટી સારીપેઠે થશે. ઉલટી કરાવવાથી ઘણી વખતે આજારીના તબીઅત હુંશીઆર થઈ જાય છે અને પછી કંઈ પણ દવાની જરૂર રહેતી નથી. ઉલટી કરાવવા પછી કંઈ બદ હજમીની નીશાની જણાય નહી તો દરદીને એક વખત લાંઘણ કરાવવી,પણ જો ઉપલા ઈલાજો કરવા છતાં આરામ ન થાય તો નીચે લખેલી દવામાંથી એક ગબાસ ભરી પાવું. અને પાછું ત્રણ કલાક પછી બીજું પાવું.

કમપાઉન્ડ ટીંચર આવ કારડામમસ.. ટીપાં ૬૦

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ સોડા | ... . | ગ્રેન ૨૦ |
| પાણી ... ... ... | ... | આંઉસ ૨ |

અથવા નીચે લખેલી દવાઓમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ હાઇડ્રો કલોરીક એસીડ | ... | મીનીમ ૧૫ |
| ટીંચર આવ નકસ વોમીકા ... | ... | મીનીમ ૪૦ |
| ટીંચર આવ કેલંબા... ... | ... | દરામ ૨ |
| જ્યુસ આવ ડેનડીલીઅન ... | ... | આંઉસ ૧ |
| પાણી ... ... ... | ... | આંઉસ ૬ |

અગર પેટમાં દુખતુ હોય, પેટમાં આંકડી આવતી હોય તો નીચે લખેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ દરે ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| લાઇકર બીસમથ એટ એમોનીસાઇટ્રેટીસ | .. | દરાગ ૨ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસીઆનીક એસીડ | ... | મીનીમ ૧૦ |
| બ્રોમાઇડ આવ પોટાસીઅમ ... | ... | ગરેન ૪૦ |
| ટીંચર આવ કોનાયમ ... | ... | દરામ ૧ થી ૨ |
| પાણી ... ... ... | ... | આંઉસ ૬ |

અથવા હોજરી નબળી પડી ગઈ હોય તો નીચે લખેલી દવાઓની બાર ગોળીઓ બનાવી એકેક ગોળી દર ત્રણ કલાકે થેડા પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| કવીનાઇનડી સલફસ ... | ... | ગરેન ૬ |
| પલવીસએપીકાક્યુના ... | ... | ગરેન ૨ |
| એકસ્ટ્રાકટ આવ નક્ષવોમીકા | ... | ગરેન ૨ |
| એકસ્ટ્રાકટ આવ જેનશીના | ... | ગરેન ૧૦ |
| રીડીયુસ આયરન ... | ... | ગરેન ૬ |

કોઈ વખત કવીનાઇનથી ઉલટી થાય છે, માટે ૨ થી ૪ ગરેન

સેલીસીન અથવા ડાઈજેસ્ટીન પાઉડર, ખાણું ખાધા પછી પાણી સાથે ફકાડવું.

જેઓને હમેશાં અજીર્ણ થવાની ટેવ હોય અને તેથી મોઢું વાસ મારતું હોય, તેવા માણસને ખાણું ખાધા પછી, ચારકોલ લોઝેનજીસ અથવા ચાર કોલ બીસ્કીટ ખાવી, જેથી અજીર્ણ થસે નહી, અને મોઢુ પણ વાસ મારસે નહી.

અથવા અજીર્ણ થવાથી, ઝાડો ઘણા થઆ કરતો હોય તો, ૧ આંઉસ પતંગના લાકડાંનો ભુકો, ૨ દરાંમ તજનો ભુકો, ૨૦ આંઉસ પાણીમાં એક કલાક સુધી ઉકાળવો, થંડુ પડવા પછી ગાળી લેવું, તેમાંથી ૧થી ૨ આંઉસ મોટી ઉમરનાને દીવસમાં ચારવાર પાવું. બાળકને ૧ થી ૨ ચમચી, દીવસમાં ચારવાર પાવું અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી ૧૫ થી ૩૦ ગરેન જેટલું દીવસમાં ત્રણવાર ફકાડવું.

| | | | |
|---|---|---|---|
| કાથો | ... | ... | દરાંમ ૨ |
| હીરાદખણ .. | | ... | દરાંમ ૧ |
| તજ | ... | ... | દરાંમ ૦ાા |
| તમાલપતર... | | .. | દરામ ૦ાા |

અથવા ઝાડો ઘણા દીવસનો હોય તો, નીચે જણાવેલી દવાઓ મેળવી, ૦ાા થી ૧ દરામ જેટલું દીવસમાં ત્રણવાર ફકાડવું.

| | | | |
|---|---|---|---|
| આંમળાં | ... | ... | દરામ ૧ |
| મોચરસ | ... | ... | દરાંમ ૧ |
| હરડે | ... | ... | દરામ ૧ |
| તપસીર | ... | ... | દરાંમ ૧ |

અજીર્ણ લાંબા દીવસનું હોય, માથુ દુખ્યા કરતું હોય તો નીચે લખેલી દવાઓ મેળવી, ઝીણો ભુકો કરી, ૧૦ થી ૨૦ ગરેન દીવસમાં ત્રણ વખત પાણી સાથે ફકાડવો.

| | | | |
|---|---|---|---|
| હરડે | ... | ... | દરામ ૧ |
| હીમજ | ... | ... | દરામ ૨ |
| હીંગ | ... | .. | ગરેન ૧૫ |
| સુંઠ | ... | ... | ગરેન ૮ |
| પીંપળ | ... | ... | ગરેન ૩૦ |

અથવા લશણુ, જીરૂ, સીંધવ, સંચળ, સુંઠ તીખાં, પીંપળી, અને વધારણીનું સંમ ભાગ ચુરણ કરી તે લીંબુના રસમાં ફકાડવું.

અથવા કાંકચાઓ તોલો ૧, સુંઠ તોલો ૧, સંચળ તોલો ૦ાા, વધારણી સેકેલી તોલો ૦ાા, તેની સરગવાના રસમાં ગોળીઓ ૧૨ વાળવી. તેમાંથી એકેક દર બે કલાકે આપવી, તે અજીર્ણ ચુંક અને કરમના રોગને મટાડેછે.

અજીર્ણની સાથે પેટમાં ઘણુંજ દુખેછે, અને કળ પડતી નથી, તેને બેલાડોનાની દવા બહુ ફાયદો કરેછે, વાસતે એકસ્ટ્રાકટ આવ બેલાડોના ગરેન ૧, તેની ગોળી કરી દર ચાર ચાર કલાકે ગળાવવી, જેથી ચુંક મટી જસે અને ઝાડો પણ સાફ ઉતરસે, અથવા વધારણી, સીંધવ, કોકમ, રાઈ, તથા સુંઠ, એ સર્વનું સમભાગ ચુરણ કરી, થોડા દીવસ બે વખત ફકાડવું. ગોટો ચડી આવે ત્યારે એરંડીઆ તેલનો જુલાબ આપવો, અને પેટ ઉપર તેલ ચોપડી આકડાના પાંનનો અથવા એરડાના પાંનનો સેક કરવો.

ઉપલી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી.

| | | | |
|---|---|---|---|
| સુંઠ | ... | ... | ગરેન ૬ |
| સીંધાલુણ | .. | ... | ગરેન ૬ |
| હરડે | .. | ... | ગરેન ૨૪ |

એ ત્રણેને ખુબ ખાંડી, લુગડે ચાળી, સવારમાં થંડા પાણીમાં, અથવા રાત્રે સુતી વખતે ફકાડવું. એથી ફાયદો ન થાય તો—

લીંડીપીપર... ... ગરેન ૧૨

ગોળ ...(ગોળી વળે એટલો લઈ તેની ગોળી કરી ઠંડા પાણીમાં ગળાવવી. એથી ફાયદો ન થાય તો.

હરડે ... ... ગરેન ૨૪

સોડાની કારબોનસ ... ગરેન ૧૨

એ બંને મેળવી તેની ફાકી કરાવવી.

અથવા જીરૂ, સંચળ, સુંઠ, તીખાં, લીંડીપીપર, સિંધવખાર, અજમોદ, સેકેલી વધારણી, હરડેદળ, એ સઘળાં એકેક તોલો લઈ તેમાં નસોતર તોલા આઠભાર નાખી, તેને ખુબ ખાંડી, તેનું ચુરણ કરી તેમાંથી થોડું થોડું ટંક બે ગરમ પાણી સાથે ફાકે તો તતકાળ અજીરણ મટી જાય. અથવા અજમોદ, હરડેની છાલ, ચીત્રક, લવીંગ, તજ, સિંધવખાર, એ સઘળાં બરાબર લેઈ ઝીણાં વાટી ટંક બે પાણી સાથે ફકાડવાં.

---

# ચુંક.

## ( કોલીક Colic ).

**નીશાની**—ડુંટી આગળ અથવા આખા પેટમાં દુખે, ઘણી વખત ઉલટી આવે, પેટમાં ઘણું સુળ મારે, જેથી આજારી ખમી શકે નહી. એ દુખારામાં તેના પેટ ઉપર હાથ મુકે અથવા દાબે તો દરદ નરમ વરતાય છે, એ દરદ ઘણીવાર રહે તો નાડી ધીમી થાય, આંતરડાના સોજાની બીમારીમાં અથવા પેટના બીજા કેટલાએક રોગોથી પેટમાં દુખે છે ત્યારે હાથવતી દાબવાથી દરદ નરમ પડતું નથી પણ વધારે થાય છે, તેની સાથે તાવ આવે છે, નાડી ઉતાવળી ચાલે છે, પરંતુ ચુંકની બીમારીમાં તાવ આવતો નથી, અને શરીર ચંડુ થાય છે.

**સબબ**—ઘણો ખોરાક, વાયડી ચીજ, અથવા કાચો મેવો, અથવા ખાટો મેવો ખાવાથી પેટમાં પવન અથવા વાયુ પેદા થાયછે, ઝાડો ઘણા

દીવસ સુધી કબજ રેવાથી, થંડી હવા લાગવાથી, થંડી ચીજ પીધાથી, થંડા પાંણીમાં પગ ઘણો વખત સુધી રાખવાથી, સફેતો અને બીજા રંગ લગાડવાનો અથવા સીસાનો ધંધો કરનારને, અથવા સીસાના વાસણમાં રાખેલું પાંણી પીવાનો માવરો રાખવાથી આ રોગ ઉઠે છે.

ઉપાય—પેટ ઉપર રાઇની પટી મારવી, ખસખસના ફીડવાંને અથવા કેમોમાઈલના ફુલને પાણીમાં ઉકાળીને તેથી પેટ ઉપર ફલાનલનો સેક કરવો. ૨૦ ગરેન સલફેટ આવ ઝીંક અથવા ૨૦ ગરેન પલવોસ એપીકાકયુના પાંણીમાં નાખી પાવું, જેથી અંદરથી અપચાનો કચરો નીકળી જશે. આ દવા પાઆ પછી, ચાર કલાકે કાસટરઓઇલ, ૧ થી ૧॥ આંઉસ પાવું. સફેતો અને રંગવાનું કામ કરનારાઓને, સખત દુખાવો હોય તો, ૩૦ થી ૪૦ ટીપાં ટીંચરઓપી, પાંણીમાં નાખીને પાવું, અને બીમારને ગરમ પાંણીમાં બેસાડવો, દરદ નરમ પડવા પછી નીચેની દવાઓ મેળવી તેના ચાર ભાગ કરી, એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| એપસંમસાલ્ટ ... | .. | આંઉસ ૧ |
| એલમપાઉડર ... | ... | દરાંમ ૧—થી બે |
| ટીંચરઆવ ઓપીઅમ ... | | દરામ ૦॥ |
| પાંણી ... | ... | આંઉસ ૬ |

ઉપલી દવાથી ઝાડો સાફ આવવા પછી, નીચેની દવાઓ મેળવી, એક લીકર ગલાસ દીવસમાં ત્રણ વખત પાવું.

| | | |
|---|---|---|
| ઇથર ... ... | ... | ટીપાં ૩૦ |
| સ્પીરીટઆવ કલોરો ફોરમ | ... | મીનીમ ૨૨ |
| કંમપાઉન્ડટીંચર આવ કારડામોમ | | દરાંમ ૧॥ |
| પેપરમટાનું પાણી ... | .. | આંઉસ ૩ |

ઉપલી દવાઓ મળી શકે નહી તો, નીચેની દેસી દવાઓ ખોખરી કરી, ૦॥ શેર પાણીમાં, અડધો કલાક સુધી ઉકાળવી, તેને ગાળી લેઈ થંડુ

પડવા દેઇ તેના બે ભાગ કરવા, એક ભાગ પાયા પછી ૪ કલાક પછી બીજો જરૂર પડે તો પાવો.

| | | | |
|---|---|---|---|
| એલચી દાણા | ... | ... | તોલો ૦। |
| લવીંગ ... | ... | ... | તોલો ०। |
| તજ | .. | ... | તોલો ०॥ |
| જાયફળ... | ... | .. | તોલો ०। |

જો પેટ ઘણુંજ ફુલેલું લાગે અને પવન પેટમાં એકઠો થએલો જણાય તો, વધારણી ગરેન ૧ થી ૨ લઈ તેની ગોળી કરી પાંણી સાથે ગળાવવી, જરૂર પડે તો ૩ કલાક પછી બીજી એક ગોળી બનાવી ગળાવવી. અથવા ચુંકનુ દરદ શીરૂઆતથીજ ઘણું હોય તો નીચે લખેલી દવાઓ ઝીણી વાટી તેની ગુંદરના પાણીમાં ચાર ગોળીઓ કરી ૧ ગોળી દર ત્રણ કલાકે ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| સુંઠ | ... | ... | ગરેન ૨ |
| પીપર | ... | ... | ગરેન ૨ |
| સેબારસ | ... | ... | ગરેન ૨ |
| કેસર | .. | . | ગરેન ૨ |
| અફીણ | ... | .. | ગરેન ૧ |

આ રોગમાં પેટ ઉપર શેક કરવાથી વખતે બહુ ફાયદો થાયછે. વાસ્તે પેહેલથીજ બાટલીમાં ગરમ પાંણી ભરી તેનો, અથવા ગરમ કરેલા મીઠાનો, અથવા ગરમ કરેલી ઝીણી રેતીનો શેક કરવો, પરંતુ આજારીને ઘણી પીડા થતીહોય તો પેટ ઉપર ટરપનટીન તેલ ચોપડી તે ઉપર ફલાનલનો સેક કરવો, અથવા આજારીને ગરમ પાંણીમાં કમર સુધી બેસાડવો. અથવા પેટ ઉપર ટીંચરઓપી ચોપડીને તે ઉપર ફલાનલનો સેક કરવો. અથવા ઉપર કહેલ ગરમ પાંણીમાં થોડો ગંધક નાખી તેમાં આજારીને કમર સુધી બેસાડવો, ઉપલી દવાઓથી ફાયદો ન થાય તો,

પીપરીમુળ ... ... ગરેન ૬

કાંગસાનો ગોળો સેકેલ ... ગરેન ૬

એ બંનેને વાટી ટાઢા પાણીમાં ફકાડવું. એથી પણ ફાયદો ન થાય તો ઊપલી દવામાં હરડે ગરેન ૨૪, સોડાબીકારબોનસ ગરેન ૧૨, એ બંને સાથે નાખી ઘંડા પાણીમાં ફકાડવું. ઊપલી દવા ન મળે તો, અજમો, સુંઠ, સીંધાલુણ, વઘારણી, રાઈ, સંચળ, જવખાર, બંગડીખાર, એ સરવે બરાબર લેઈ ઝીણા વાટી લુગડે ચાળી ખાંટા લીંબુના રસમાં કણીકની માફક બાંધી તેની ચાનકીયું રૂપીઆ રૂપીઆ ભારને આસરે બાંધી દેવતા ઉપર સેકી તેમાંથી એક ચાંનકી સાંજે તથા એક સવારે ખવરાવવી.

---

# કોલેરા મોરબસ.

(Cholera).

**નીસાંની**—પેહેલાં ઝાડો બદહજમીના જેવો આવે, પછી પાતળા કાંજી અથવા ચોખાના ધોવણ જેવા ઝાડાઓ આવવા માંડે, જીવ મચળાય અને ઉલટીઓ પણ ઝાડાના રંગની આવે. હાથ પગમાં આંકડા તથા દેડકાં આવે અથવા ગોટલા ઘાલે, અંગ થંડુ થાય, ઊંઘ આવે નહી, આંખમાં ખાડા પડે, ચેરો લેવાઈ જાય, તરસ ઘણી લાગે, અવાજ બેસી જાય, આજારી સુસ્ત લાગે અને હાંફણ થાય, પરંતુ આજારી મજબુત બાંધાનો હોયતો ઊપલી બધી નીશાંનીઓ વરતાતી નથી, આજારી હોસીઆર રેહેછે. નાડી થોડી ધીમી લાગે, ચેરો ઘણો કમળાય નહી, અને ગોટલા પણ ઘાલે નહી. પરંતુ આજારી થોડો નબળો હોયતો નાડી ધીમે ધીમે નાંની થવા લાગે. હાથ પગ થંડા થવામાંડે તથા પેટમાં બહુ દુખાવો થાય, ચેરો થોડો કમળાય, જો દરદનું જોર વધે તો નાડી ઘણી થોડી

ચાલે, પણ બીલકુલ એ માલુંમ થાય નહી. આવી રીતના દરદીઓ અરધાં સાજાં થાયછે.

પણ એ આજારી અસલથીજ ઘણો નબળો હોવતો પેટ તથા મોહું છુટી ગયા પછી નાડી થોડા વખતમાં ઘણીજ બારીક દોરાજેવી થઇ જાયછે. અને ઘણી વખતે બેમાલુંમ થાયછે. હાથ પગ થંડા થાય એટલુંજ નહી પણ આખા અંગમાંથી ગરમી જતી રેહેછે. અને અંગ બરફ જેવું થઈ જાયછે, અંગમાંથી થંડો પરસેવો છુટેછે. હોઠ અને નખ કાળા અથવા જાંબુડાના રંગના થઈ જાયછે, જીભ સફેત અને થંડી હોયછે, મોંઢામાંથી થંડો સ્વાસ નીકળેછે, આખુ શરીર નખાઇ જાયછે, આંખમાં ઊંડા ખાડા પડેછે, તથા અવાજ બેસી જાયછે. ટુંકામાં આ રોગ થયા પછી થોડા વખતમાં આજારીનુ કુવત અથવા શકતી એક દમ જતી રેહેછે. હાથ તથા પગ ખેંચાઈ જઈ શકત લાકડા જેવા થાયછે. હાથનાં આંગળાં જાણે ઘણો વખત પાંણીમાં બોળી રાખ્યાં હોય તેમ થંડાં સફેત અને કોગાઈ ગયાની માફક કરચલી વળેલાં લાગે, પીસાબ થોડો આવે, અને વખતે ઘણા કલાક સુધી બીલકુલ આવે નહી, અને સ્વાસ બરાબર ચાલે નહી. આ બીમારીમાં અંગ થંડુ બરફ જેવું થઈ જાય તોપણ આગ બળે તથા પેટની અંદર બળતરા બળે, જેથી દરદી અકળાઇને ઓઢાડેલું પણ કાઢી નાખેછે. અને એક પડખેથી બીજે પડખે થયા કરેછે. ઘણી વખત આંચકી અથવા હેડકી આવેછે. આવી હાલતમાંથી દરદી ૪ થી ૫ કલાક અથવા અરધા દીવસમાં વખતે ધીમે ધીમે સારો થાય, અથવા તે મરણ પામે, આજારી છેલી ઘડી સુધી ઘણુ કરી શુધીમાં રેહેછે તેની નાડી બીલકુલ માલમ ન પડતી હોય તો પણ તે હુશીયારીથી વાતચીત કરેછે.

એ દરદનો છેડો જુદી જુદી રીતે આવેછે. કોઇ વખત દરદીને એક

બે વખત ઝાડો આવેછે, સેજ ઉલટી થાયછે, ગોટલાં ન ઘાલે તોપણ એકદમ દરદી થંડો થઈ જઈ મરણ પામેછે. અથવા. કોલેરાની બરાબર નીશાંની થયા પછી દરદી થંડો થાય, નાડી ધીમે ધીમે નબળી થતી જાય, અને પછી બેમાલુમ થઈ દરદી મરણ પામે. અથવા ઉપર આપેલી ૩ જાતની હાલતમાંથી એકાદ હાલતમાં આવવા પછી જો સારૂ થવાનું હોય તો નાડી બેમાલુમ થએલી પાછી ધીમે ધીમે સુધરવા માંડે, અને ઘણી ઊતાવળી ચાલે. ચાંમડી ધીમે ધીમે ગરમ થવા લાગે, ઝાડો અને ઉલટી બંધ થાય. ચેરો સારો થતો જાય, અને હળવે હળવે આજારી સારો થાયછે. કોઈ વખત ચાંમડી તથા નાડી અસલ જેવી એટલે કે સારી થાય. પણ ઝાડો તથા પીસાબ બંધ થઈ જાય, આંખ લાલ થાય, સુસ્તી આવે, ઊંઘ આવ્યાની પેઠે થાય, પછી શુધી ઠેકાણે રહે નહી, અને દરદીનો અંત આવે.

આ રોગની નીશાનીઓમાંની કેટલીએક નીશાનીઓ જાણવાની જરૂર છે. કારણ કે તે દરેકમાં કેટલો ભય રહેલો છે તે જણાઈ આવે છે.

ઝાડો—કોલેરાના મરજમાં પાતળો કાંજી જેવો અથવા ચોખાના ધોવણ જેવો સફેત ઝાડો થાય છે તેવા રંગનો બીજા કોઈ રોગમાં થતો નથી. વખતે ઝાડો નીતરા પાણી જેવો હોય અને થોડો વખત રાખવાથી નીચે છાસ જેવું ઠરી જાય છે. કોઈ વખત ઝાડાનો રંગ ચોખો લાલ હોય છે તો તેવો બીમાર કોઈ પણ સાજો થતો નથી. જેમ ઘણો ઝાડો આવે તેમ ભય ઘણો છે એમ ન સમજવું, પણ તેની સાથે નાડી નબળી થાય તો ભય રાખવો, તેમજ ઝાડો ઘણો આવતો હોય ને તે થોડો થાય પણ રંગ પીળાસ ઉપર અથવા કઠણ ઉપર ઝાડો આવતો નથી ત્યાંસુધી જોખમ ઓછું થતું નથી. ઘણી વખત એવું પણ બને છે કે ઝાડાનો કાંજી જેવો રંગ દરદી હુશીઆર થાય ત્યાંસુધી ફેરવાતો નથી.

**ઉલટી.**—ઉલટીમાં જે પડે તેનો રંગ પણ કાંજીના જેવો હોય છે. કોઇને જરા ઉબળક આવે અને જીવ ચુંથાય અને કોઇને એટલીતો ઊલટી આવે કે દવા પણ ટકી શકતી નથી. ઘણી ઉલટી સાથે નાડી બેસતી જાય તથા અંગ થંડુ થતુ જાય ત્યારે તેનું જોખમ વધે છે.

**પીસાબ**—નાડીના બેસવા તથા અંગના થંડા થવાની સાથે પીસાબ બંધ થઈ જાય છે. અને નાડી સારી થતી જાય તેમ તથા અંગ ગરમ થતું જાય, તેમ તેની સાથે પીસાબ છુટે છે. પણ જો આગળ આપેલા ઉક્ત દરજ્જાની હાલતમાંથી દરદી હુંશીઆર થવા પછી પીસાબ ન છુટે તો તે ખરાબ નીશાની છે. પીસાબ બંધ રેહેવાથી દરદી મરણ પામે છે. ઘણી વખત કોલેરાવાળા દરદીઓ સાજા થયા પછી પીસાબ બંધ થાય છે તો તે મરણ પામે છે.

**અંગની થંડી**-કોઇનું શરીર સેજ થંડું થાયછે અને કોઇનું વધારે થાયછે, કોઇને થોડો પરસેવો છુટે છે, અને કોઇને ઘણો છુટે છે. અંગનું થંડું થવું એ ઘણી ખરાબ નીશાની છે, અંગ જેમ વધારે થંડુ તેમ વધારે જોખમ છે.

**નાડીનું બેસી જવું**-અંગ વધારે થંડુ તેમ વધારે જોખમ છે, તેમ નાડી બેસતી જાય તેમ જોખમ વધારે છે, ખરાબ હાલતમાં પોહોંચ્યા આગળની નાડી બીલકુલ માલમ પડતી નથી.

**આંકડા અથવા ગોટલી**—પેહેલાં હાથ પગનાં આંગળાંમાં આવે, ધીમે ધીમે આખા શરીર અને હાથ પગમાં આવે, વખતે તેનાથી થોડું દુઃખ થાય, અને વખતે હાથ પગ ખેંચાઈ જાય, અને ફેરવાઇને વાંકા થઈ જાય અને તે દરદી ઝાલો, દાબો, એવી રાડો પાડેછે, અને ઘણું કરી ખરાબ હાલતમાં તે વધારે થાયછે.

**દમ**—દમનું ઉતાવળે ચાલવું, છાતીનું ઉચકાવું, અને હાંફણનું થવું, જેમ વધારે હોય તેમ જોખમ વધારેછે. આ બીમારીની આખેરીમાં થાય તો તે દરદીનો અંત આવેલ બતાવેછે.

**ઉપાય**—વાબડી ચીજ અથવા અજીર્ણ થાય એવી ચીજ ખાવામાં વાપરવી નહી. જે વખતે કોલેરા ચાલતો હોય તે વખતે એવી ચીજો વાપરવાથી અજીર્ણ થઈ અજીર્ણનો ઝાડો આવેછે, તેને આ ઝેરી હવા જલદી લાગુ પડેછે. ઘણો દારૂ પીનારે પીવામાં ઘણો અંદાજો રાખવો, નહી તો તેને પણ તે હવા જલદી લાગુ થશે. કોલેરા ચાલતો હોય તે વખતે જુલાબ લેવો નહી. આ દરદનો ઉપાય બે રીતનો છે. ૧ લો—શીરૂઆતમાં થતો ઝાડો બંધ કરવો. ૨ જો—ઝાડો બંધ ન થાય અને કોલેરાની નીશાની ચોખી જણાય તો તેનું જોર નરમ પાડવાના ઉપાય કરવા.

**ઉપાય**—પલવીસ કરેટા એરોમેટ્રીક ગરેન ૧૦ પાણીમાં મેળવીને પાવું, તે પછી ફરી ઝાડો થાય તો દર બે કલાકે એ દવા જારી રાખવી. અથવા તે તઇઆર નહોય તો નીચે લખેલી દવાઓની ઝીણી ભુકી કરી બાટલીમાં ભરી તેમાંથી ગરેન ૧૦ થી ૧૫ સુધી દર ૨ અથવા ૩ કલાકે શરૂઆતનો ઝાડો બંધ કરવા આપવી.

| | |
|---|---|
| તજ ... .. ... ... | ગરેન ૧૬ |
| કેસર ... ... ... ... | ગરેન ૧૨ |
| લવીંગ ... ... ... ... | ગરેન ૧૨ |
| એલચીદાણા ... ... ... | ગરેન ૬ |
| ધોએલો ચાક ... ... ... | ગરેન ૪૪ |
| સાકર ... ... ... ... | દરામ ૨ |

ઉપલી દવાથી એક બે વખત આપવા છતાં ઝાડો બંધ ન થાય તો

તે દરેક ખોરાકમાં અફીણુ ગરેન ૦। નાખીને આપવું. અથવા કલોરોડા- ઈન નામની દવા હોય તો તેમાંથી ૨૦ ટીપાં એક ગલાસ પાણીમાં નાખી પાવું. એજ રીતે બે કલાક પછી બીજી વાર આપવી— એ દવા લેતી વેળા સીશીને સારી પેઠે હલાવવી, કારણ કે દવા નીચે બેશી ગએલ હોયછે.

ઝાડાનો રંગ ફેરવાઈને કાંજી જેવો થઇ ગયો હોય તો ૧૦ ગરેન કે] લોમલ દરએકથી બે કલાકે ૧ ચમચા પાણીમાં પલાળીને દિવસમાં એકથી બે વાર ચટાડવું. ઝાડાનો રંગ બદલાય કે તે બંધ કરવું, અને ૧ ચમચી કાસટર ઓઇલ તેમાં એક ટીપું ઓઇલ આવ પીપરમીટ નાખીને પાવું. દવાઓ પેટમાં ટકે નહી તો પીપડી ઉપર રાઈની પટી મુકવી, અથવા બરફ લગાડવો, અથવા કલોરોફારમમાં થોડું ટીંચરઓપી નાંખી તેમાં લુગડું બોળી પીપડી ઉપર મુકવું અને તે ભીનેલુજ રાખવું. બરફ ચુસા- ડવો, ઘણી તરસ લાગે તો ચુનાના પાણીમાં થોડો બરફ નાખીને પાવું પણ ઘણું આપવું નહી. દરદી મોટી ઉમરનો હોય તો ઉલટી બંધ કરવા સારૂં હેડરેટ કલોરલ ૧ ચમચી બરફના પાણીમાં પલાળીને આપવું. જ્યાંસુધી ઉલટી બંધ થાય ત્યાંસુધી દર ૨૦ મીનીટે તે પાઆ કરવું અ- થવા ૧ દરામ હેડરેટકલોરલ તથા ૨ આંઉસ પાણી એ બંનેને મેળવી ગુદામાં પીચકારી મારવી અથવા ૫ થી ૧૦ મીનીમ કલોરોફારમ થોડા સાકરના સીરામાં મેળવી પાવું અથવા, ૦॥ દરામ એસીડ સલફ્યુરસ પાણીમાં નાખીને જ્યાં સુધી ઉલટી બંધ થાય ત્યાંસુધી દર ૧ કલાકે પાવું. અથવા લાઈકર સ્ટ્રીકીનીઆ ૫ મીનીમ થોડા પાણીમાં પાવું. જેથી ઉલટી બંધ થશે. ગંધક અથવા લોબાંન અથવા આઇઓડાઈન આખો દીવસ દરદીના ઓરડામાં ખાટલાની પાસે તેના મોંઢા આગળ બાળવું, તેને સાદુ પાણી પાવું નહી પણ ૧ બાટલી પાણીમાં ૨ ચમચા મીઠુ નાખીને તે થોડું થોડું પાવું. આ સઘળા ઉપાઓ હાલની રીત તથા

સોધ પરમાણે ઘણો અસરકારક છે. જોરથી ગોટલા તથા તાણ થતી હોય તો ટીંચર આવ બેલાડોના અને ટીંચર આવ ઓપી સરખે ભાગે મેળવી તેના ઉપર ચોપડવું.

કોલેરાની શીરૂઆતમાં એટલે કે ઝાડો પીળા રંગનો હોય પણ ધોળા રંગનો થઓ ન હોય ત્યાં સુધી નીચે જણાવેલો ડાકટર લીઠનો બનાવેલો કોલેરા મીક્ષચર જેની બનાવટ નીચે પરમાણે છે તે મુજબ તઈઆર કરી આપવાથી ઝાડો બંધ થાયછે. અને ઘણો ફાઅદો થાયછે. પણ યાદ રાખવું કે સફેત રંગનો ઝાડો થવા માંડે તો આ મીક્ષચર અથવા અફીણની કોઈ પણ દવા આપવી નહી. સદરહુ કોલેરા મીક્ષચર દર ૨ કલાકે એક લીકર ગલાસ ભરીને પાવું પણ દરદીની તપાસ રાખવી કે દરદીને અફીણનો કેફ વધારે ન થાય, જો કદાપી થાય તો આ દવા બંધ કરવી.

**કોલેરા મીક્ષચર—**

| | |
|---|---|
| લાઈકર આમોનીઆ ફોરટીઅર... | મીનીમ ૨૦ |
| ટીંચર આવ ઓપીયમ. | દરામ ૨ |
| બ્રાંડી. | આંઉસ ૪ |
| ટીંચર કેપસીકમ. | દરામ ૨ |
| પેપરમીંટ વોટર | આંઉસ ૪ |

અથવા

| | |
|---|---|
| પ્રીપેર્ડ ચાક. | દરામ ૨ |
| ટીંચર આવ ઓપીઅમ. | દરામ ૦ાા |
| ટીંચર આવ કેટીકુ ... ... | આંઉસ ૧ |
| એસીડ ગાલીક... ... ... | ગરેન ૧૫ |

સાનેમનવોટર ... ... ... આંઉસ ૬

એ સઘળી દવા મેળવીને અડધો વાઇન ગલાસ દર અડધે કલાકે પાવું. અથવા.

| | | |
|---|---|---|
| કલોરોડાઇન | ... ... | દરામ ૧ |
| ટીંચર આવ કાઇનો ... | ... | દરામ ૨ |
| લાઇકરબીસમથ એટઆમોનીઆ સાઇટ્રેટીસ | ... ... | દરામ ૨ |
| એક્સ્ટ્રેકટઆવ લોગઉડ | .. | ગરેન ૨૦ |
| પાણી ... | ... ... | આંઉસ ૪ |

ઉપલી દવા મેળવીને અરધો વાઇન ગલાસ દર એકથી બે કલાકે પાવું. અથવા

| | | |
|---|---|---|
| એસીડ ટેનીક | ... ... | ...ગરેન ૬૦ |
| સુગરલેડ ... | ... ... | ગરેન ૧૫ |
| એક્સ્ટ્રેક્ટ આવ ઓપીઅમ. | | ગરેન ૩ |

એ સઘળાંના બાર ગોળીઓ બનાવી એકેક ગોળી દર એક કલાકે ગળાવવી. અથવા

| | | |
|---|---|---|
| અફીણ | ... ... | ગરેન ૧ |
| તીખાં કાળાં | ... ... | ગરેન ૨ |
| વધારણી | ... ... | ગરેન ૩ |

એ સઘળાંની એક ગોળી કરીગળાવવી, તેમજ દર બબે કલાકે તેવીજ ગોળીઓ કરો ગળાવવી.

**કોલેરાની ખાસ નીશાની જણાઆ પછીના ઈલાજો**—જ્યારે ઝાડો પાતળો અને કાંજી જેવો અથવા ચોખાના ધોવણ જેવો આવે, આજારીનું શરીર થંડુ થતુ જાય, હાથ પગમાં ઘણા ગોટલા ચડે, નાડી નબળી પડતી જાય, ઉલટીમાં પણ કાંજી જેવું અથવા ચોખાના ધોવણ જેવું આવે. તે વખતે કલોરોડાઇન ટીપાં ૨૦થી ૩૦ સુધી એક ગલાસ પાણીમાં નાંખીને પાવું. એ પ્રમાણે બે કલાક પછી ફરી આપવું.

એથી આરામ ન થાય અને નાડી ઘણીજ બારીક થતી જાય તો ઉપલી અફીણ વાળી દવા બંધ કરવી અને સ્પીરીટઆમોનીઆ એરોમેટીક મીનીમ ૨૦ અરધા વાઇન ગલાસ પાંણીમાં નાંખી પાવું. તે દવા દર બે કલાકે અથવા નાડી ઘણીજ બારીક હોય તો દર એક કલાકે પાવું. અથવા સ્પીરીટ આવ હારટસ હારન મીનીમ ૧૦ અરધા વાઇન ગલાસ પાણીમાં નાંખી પાવું, અને દર બબે અથવા એકેકે કલાકે આપતા રેહેવું. એ દવાથી આરામ ન થાય તો નાચેની દવાઓ મેળવી અરધો વાઇન ગલાસ દર એક કલાકે પાવી.

| | |
|---|---|
| ટીંચર આવ મસક ... ... | ટીપાં ૩૦ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક... | ટીપાં ૬૦ |
| ટીંચર આવ કાપસીકમ... ... | ટીપાં ૧૫ |
| પાણી ... .. ... | આંઉસ ૩ |

ઉપલી દવા ન હોય તો ૩ ગરેન કસ્તુરી, ૩ ગરેન કપુર, ૧॥ દરામ બ્રાંડી, ૩ ચમચા પાણી મેળવી તેમાંથી એક ચમચો દરએક કલાકે પાવો અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દર બબે કલાકે પાવું.

| | | | | |
|---|---|---|---|---|
| ઇથર | ... | .. | ... | ટીપાં ૪૫ |
| ડાઇલીઉટેડસલફુરીક એસીડ | | | ... | ટીપાં ૩૦ |
| આઇલઆવ એનીસીડ... | | | ... | ટીપાં ૬ |
| આઇલઆવકાજુપુટી | | | ... | ટીપાં ૬ |
| આઇલઆવ જુનીપર ... | | | ... | ટીપાં ૬ |
| પાણી | ... | ... | ... | આંઉસ ૩ |

ઉપલી દવાઓથી પણ ફાયદો ન થાય અને નબળાઈ વધતી જાય તો નીચેની દવામાંથી એક લીકર ગલાસ ભરી દર બે બે કલાકે પાવું.

| | | | | |
|---|---|---|---|---|
| વડાગરૂ મીઠું | ... | ... | ... | ગરેન ૨૦ |
| સોડાબીકારબોનસ | | ... | ... | ગરેન ૪૫ |
| પોટાસકલોરેસ | .. | ... | ... | ગરેન ૧૫ |
| પાણી. | ... | ... | ... | આંઉસ ૩ |

અથવા શીરૂઆતથી ઉપલી બીજી દવાઓ મળી ન શકે તો નીચેની દેશી દવાઓ આપવી.

તજની ભુકી<br>એલચીની ભુકી<br>સુંઠની ભુકી } દરેકનાં અઢી અઢી તોલા.

એ સરવેને એકઠી કરી ચાળી તેમાંથી ૨થી ૫ રતીભાર ફકાડવું, અથવા

| | | |
|---|---|---|
| અફીણની ભુકી | ૩ ભાગ | એ સરવેને એકઠાં કરી ચાળી તેમાંથી ૧ થી ૩ રતી એ ચુરણ આપવું. |
| કાળાં તીખાં | ૪ ,, | |
| તીખાંની ભુકી | ૧૦ ,, | |
| સુવાની ,, | ૧૨ ,, | |
| ગુંદરની ,, | ૧ ,, | |

અથવા નીચેની દવા આપવી.

| | | | |
|---|---|---|---|
| લીંબોળીનો ખોળ | ... | ... | ૩.૫ ભાર |
| સીંધાલુણ | ... | .. | ૩.૨ ભાર |

તેને ખુબ ખાંડી ચાળી તેમાં થોડું પાણી નાખી ચણીબોરના જેવડી ગોળીઓ કરવી. આંબાના પાંદડાની રાખ ૨ાા ભાર તથા કસતુરી વાલ ૨ તેને ખુબ વાટી પરતી પછી ઉપલી ગોળીઓને કાંસાના વાસણમાં નાખી તે ઉપર તે રાખ ભભરાવવી અને તે રાખમાં તે ગોળીઓ ખુબ રગદોળવી પછી તેમાંથી ૨ ગોળીઓ મોટા દરદીને ગળાવવી, તેથી બરોબર ફાયદો ન થાય તો પાછી એક ગોળી બે કલાક પછી ગળાવવી.

અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી ૫ થી ૩૦ રતીભાર ફકાડવું.

| | | | |
|---|---|---|---|
| તજની ભુકી | ... | ... | ૪ ભાગ |
| જાએફળ | .. | ... | ૩ ,, |
| કેસર | ... | .. | ૩ ,, |
| લવીંગ | ... | ... | ૧ ½ ,, |
| એલચી | ... | ... | ૧ ,, |
| પોચલ આક | ... | ... | ૧૦ ,, |
| સાકર | ... | .. | ૨૫ ,, |

કોલેરાના દરદીને તરસ લાગે તો ધાણા અને સુગંધીવાળાનું પાણી ઉકાળીને આપતા રેવું, અથવા લવીંગ, જાયફળ અથવા નાગરમોથનું પાણી ઉકાળી પાયા કરવું.

## કોલેરાવાળા દરદીની પરચુરણ સંભાળ.

દરદીને પાણીની તરસ ઘણી લાગેછે તે વખતે ઘડી ઘડી પાણી

આપવું નહી, પણ થોડુ થોડુ પાણી પીવા આપવું. બરફ મળી શકે તો મોઢામાં રખાવવો. અને ૧૦ થી ૧૫ આંઉસ પાંણી ગુદામાં પીચકારીથી દર ત્રણ કલાકે નાખવું, પીચકારી મારેલા પછી ગુદા આગળ લુગડાનો કુચો આપવો, કારણ કે પાંણી નીકળી ન જાય, અને સોડાવોટરમાં થોડુ બરફ નાખી દરદીને દર બબે કલાકે પાવું. ઘણી ઉલટી થતી હોય તો છાતી ઉપર રાઈની પટી મારવી. હાથે પગે ગોટલા ચડતા હોય ત્યાં સ્પીરીટઆવ કેમફર ચોળવું, અથવા રાઈનો ભુકો ચોળવો. હાથે પગે બાટલીમાં ગરમ પાંણી ભરીને અથવા ઝીણી રેતી ગરમ કરી અથવા મીઠુ ગરમ કરી તેનો શેક કરવો. આજારીને સુવાડી રાખવો, ઉઠવા અથવા બેસવા દેવા નહી, અને તેને ગરમ ધાબળીઓ ઓઢાડી રાખવી. બીમાર છેક નંખાઈ જાય તો માથા ઉપરના બાલ કઢાવી તે ઉપર કેંથારીડીસ પલાસતર મારવું, અને બ્રાંડી અથવા વાઈન પીવા આપવો. પીશાબ જલદી થાય વાસતે પેડુ ઉપર ગરમ શેક કરવો અને ૧૦ થી ૧૫ ગરેન પોટાસકલોરસ પાણીમાં નાંખી દર બબે કલાકે પાવું.

## આજારીનો ખોરાક.

માંસ, ખીચડી, જાત જાતનાં સાક તથા બીજો નકર ખોરાક આપવો નહી, પણ કોલેરાની બરોબર નીશાંની જણાય ત્યારે સાબુચોખાની અથવા બીજી કાંજી ઉપર દરદીને રાખવો, જો નાડી નબળી પડવા માંડે તથા શરીર થંડુ થવા માંડે તો કાંજી દર ૩ અથવા ૪ કલાકે આપવી અને તેમાં પોરટવાઈન અથવા સેરીવાઈન અથવા મોટો ચમચો બ્રાંડી નાખીને પાવું. પણ સારૂ થતુ જાય તેમ વાઈન અથવા બ્રાંડીનું વજન ઓછું કરતા જવું.

કોલેરા થાય નહી અથવા થયો હોય તેણે નીચે મુજબ સંભાળ રા-

ખવી, જે વખત કોલેરાએ દેખાવ દીધો હોય તે વખત ઘરમાં અથવા ઘરની બાહાર ખાળ અથવા ગટર હોય તેમાં પાણી ભરાઈ રહ્યું હોય તે સાફ કરાવવું. ઘરમાં સઘળે ઠેકાણે ચુનો લગાડવો, જાજરૂ હોઅ તે સાફ રખાવવું અને ત્યાં પણ ચુનાનો ઢગલો કરી રાખવો. ગટરમાં, ખાળમાં, જાજરૂમાં, સરકો હીરાકશીનું પાણી, એસીડકારબોલીક, કોનડીસસોલ્યુશન વીગરે ગંદકી દુર કરનારી ચીજો હમેશાં છાંટવી, હમેશા નાહી શરીર સાફ રાખવું, પેટ ઉપર ફલાનલનો પાટો બાંધી રાખવો. તાજો હલકો ખોરાક ખાવો. સુકો તથા લીલો મેવા ખાવો નહી. અને સડી ગએલ મેવો ખાવામાં નહી આવે તેની પકી સંભાળ રાખવી, ટાઢું સાક, ટાઢું ગોસ, વીગરે ટાઢું ખાવું નહી. પાણીને ગાળવાના વાસણમાં ગાળીને પાવું, ઉજાગરો ન કરવો, રાત્રે વેહેલું સુવું અને વેલું ઉઠવું. કંઈ પણ ફીકર રાખવી નહી, સવાર સાંજ આઇઓડાઇન ગંધક અથવા કપુરનો ધુવાડો દમમાં લેવો, પેરવાનાં લુગડાંને ૧ ભાગ કારબોલીક એસીડ અને ૧૦૦ ભાગ પાણી નાંખી તેમાં બોળવાં અને સુકવ્યા પછી પેહેરવાં.

ઉપલી દવાઓ ન મળી શકે તો નીચેની દવાઓ વાપરવી. કોલેરાની શરૂઆતમાંજ નીચેની દવા આપવાથી ફાયદો થાય છે.

| | |
|---|---|
| સુંઠ<br>પીપર<br>તીખાં<br>અજમોદ<br>સિંધાલુણ<br>જીરૂ<br>સાજીરૂ.<br>વઘારણી | તેમાનાં સાતવાનાં એક એક દરામ લેવાં. અને વઘારણી સાત ગરેન લેઈ વઘારણી શેકી તે બધાંને ખાંડી તેનું ચુરણ કરી તેમાંથી એક દરામ દાહાડામાં ત્રણ વખત થંડા પાણી સાથે ફકાડવું. |

એથી ફાયદો ન થાય અને ઝાડો તથા ઉલટી શરૂ થઈ જાય, પાણીનો સોસ ઘણો પડે તો.

લવીંગ ... દરામ ૧
*હરડેની છાલ... દરામ ૧

એ બંનેને ખાંડી તેમાં પાંચ રૂપીઆ ભાર પાણી નાંખી તેને ઉ-કાળી આશરે સવા રૂપીઆભાર પાણી રહે એટલે ઉતારી ગાળી તે પાઈ દેવું તે કાવાની અંદર ત્રણ ચાર ગરેન સાંધાલુણ નાંખીને પાવું. એ પ્રમાણે દાહાડામાં ત્રણ વખત પાવું.

---

# મરડો.

( ડિસેનટેરી. Dysentary )

**નીશાંની**—ઝાડામાં લોહી તથા આંમ પડે, ઝાડો ઘણો થોડો આવે, પણ તે આવતી વખતે પેટમાં અમળાય, મરડાઅ, દુખે, અથવા પેટમાં કાંઈ કપાતું હોય એમ લાગે.ઝાડો ઉતરચા પેહેલાં કસટાવું પડે, અને ઘણો વખત સુધી તે જગો ઉપર બેશી રેહેવાનું ગમે. પેટમાં બધી જગોએ દાબી જોયું હોય તો તેના કોઈ ભાગમાં કાંઈ દુખે છે એવું દરદીના ચેરા ઉપરથી તે વખતે લાગે. એ રોગ બે ચાર દીવસ વધારે રહે તો ઝાડે ઘડી ઘડી જવું પડે, તથા લોહી અને આંમ વધારે પડે. દુખાવો તથા અમળાટ વધતો જાઅ, ઘણું કાંસવું પડે, પીસાબ લાલ અને થોડો આવે.

**જુના મરડામાં**—ઝાડો પાતળો પાણી જેવો આવે તેમાં લોહી તથા આંમ બહુ હોય. અને તેની સાથે પરૂ પણ પડે. થોડા દીવસ પછી ઝાડો ધોએલા માંસના જેવો લાલ પાંણી જેવો આવે, અને ઘણી ખરાબ હાલતમાં ચરબીના કડકા અથવા છોછડાં જેવું પડે, અને તે ઘણુંજ (ખરાબ) વાસ મારે. જીભ ચળકતી અને સુકી હોઅ.વખતે હેડકી આવે,

ચેરો લેવાઈ જાય, અને આજારીના ખાટલા આગળ ઘણીજ ખરાબ સડેલા માંસના જેવી ગધ લાગે.

**સબબ**—ઘણો દારૂ પીવાથી ઘણી થંડી ખાવાથી, અથવા થંડી જગોમાં રેહેવાથી, અથવા ઘણો ખોરાક ખાવાથી, અથવા ઘણો શકત તાવ આવવાથી, વીગેરે ઘણાં કારણોથી, મોટા આંતરડાના અંદરના ભાગમાં સોજો થાય છે. એ બેચાર રોજ રેહેવાથી તેમાં લાંબાં તથા ગોળ ચાંદા પડેછે, જેમાંથી લોહી અને મરડો જુનો થાય છે ત્યારે પરૂ આવે છે. જુના મરડામાં વખતે આંતરડાના સોજાવાળા ભાગમાંથી તે પડ સડીને ચરબીના કડકા અથવા છીછડાં પડે છે. અને આંતરડાનો થોડો ભાગ સડી જાવાથી દરદીની આગળ કંઈ મરી ગએલુ જાંનવર સડી ગયું હોય તેવો ખરાબ વાસ માલમ પડે છે.

**ઉપાય**—આંતરડાનો તીક્ષણ સોજો થયો હોય એટલે કે મરડો થવાની શરૂઆતમાં પેહેલાં ૩૦ થી ૬૦ ગરેન પલવીસ એપીકાકયુના પાંણી સાથે ફકાડવો જો તેથી ઉલટી થાય તો પીપડી ઉપર (છાતી ઉપર) રાઇની પટી મારવી. અને નીચે જણાવેલી દવાઓને સઘળી પાવી, જેથી ઉલટી બંધ થશે. અને પલવીસ એપીકાકયુના પેટમાં ટકશે.

| | | | |
|---|---|---|---|
| પલવીસ એપીકાકયુના | ... | ... | ગરેન ૩૦ થી ૬૦ |
| ગુલાબનુ સરબત<br>અથવા લીંબુનું સરબત | ... | ... | દરાંમ ૪ |
| લાઇકરઓપાઈ સેડેટીવ | ... | ... | મીનીમ ૧૫ |
| બરફનું પાણી | .. | .. ... | આંઉસ ૧ |

એક કલાક પછી ફરી ઉપર પરમાણે દવા પાવી, તેને બીજે દીવસ નીચે મુજબ હલકો જુલાબ આપવો.

| | | |
|---|---|---|
| એરંડીયું તેલ ... | ... | ચમચો ૧ |
| ટીંચર આવ ઓપીયમ | ... | મીનીમ ૫ |
| પેપરમીંટવોટર ... | ... | આંઉસ ૧॥ |

ગુદામાં બહુ બળતરા થતી હોય તો નીચેના દવાઓની બે ગોળીઓ કરી એક સવારે તથા એક સાંજે ગુદામાં મુકવી.

| | | |
|---|---|---|
| અફીણ ... | ... ... | ગરેન ૪ |
| કેસ્ટીલસોપ | ... ... | ગરેન ૬ |
| ગુંદરનો ભુકો | ... ... | ગરેન ૬૦ |

અથવા ૩૦ થી ૪૦ મીનીમ ટીંચર આવ ઓપીઅમમાં ૧ આંઉસ પાંણી ભેળી ગુદામાં પીચકારી મારવી.

અથવા તીક્ષણ મરડાવાળાને નીચે જણાવેલી દવાઓ મેળવી દીવસમાં ત્રણ વાર પાવી. આ દવા એકથી બે દીવસ પાવાથી મરડો સાજો થાય છે. અથવા નીચેની દવાઓને મેળવી તેના ચાર પડીકાં કરી એકેકુ પડીકુ દર ત્રણ કલાકે ફકાડવું.

| | | |
|---|---|---|
| પલવીસ એપીકાકપુના. | ... | ગરેન ૧૨ |
| ડોવર્સપાઉડર ... | ... | ગરેન ૨૪ |
| બીસમથ સબનાઈટ્રેસ | ... | ગરેન ૬૦ થી ૯૦ |

અથવા નીચેની દવાઓને મેળવી તેની ૪ ગોળીઓ બનાવી એકેકી ગોળી દર ત્રણ કલાકે દીવસમાં ચાર વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| પલવીસ એપીકાકપુના | ... | ગરેન ૮ |
| એક્સ્ટ્રેક્ટ આવ ઓપીઅમ... | | ગરેન ૩ |
| એક્સ્ટ્રેક્ટ આવજેનશીઅન ... | | ગરેન ૮ |

અથવા ઝાડો તથા લોહી સીમટ ઘણાં વજનમાં આવે અમળાટ ઘણો થાય તથા ઝાડો ફીણવાળો આવે તો સબનાઈટ્રેટ આવબીસમથ ગરેન ૧૫ લઈ તેનાં ૩ પડીકાં કરવાં અને એક પડીકુ દર ચાર કલાકે સાકર સાથે ફકાડવું.

આ રોગમાં પેટમાં અમળાય, અને બહુ દુખે, ત્યારે પેટ ઉપર થોડું ટરપીનટાઇન ચોપડીને ફલાંનલનો સેક કરવો, ગુદામાં બહુ દુખે તો ત્યાંપણ ગરમ નળીઆથી સેક કરવો.

થોડો થોડો અને કઠણ ઝાડો આવતો હોય અથવા અમથુ લોહી સીમટ અને બંધાએલા મળ પડે તો નીચેની દવા આપવી.

| | | | |
|---|---|---|---|
| હીમજીહરડે | ... | ... | તોલો ૧॥ |
| વરીઆળી | ... | ... | તોલો ૧ |
| સુંઠ ... | ... | ... | તોલો ॰। |

પહેલાં હીમજી હરડેને તથા વરીઆળીને જરા એરંડીઆનો હાથ દેઈ ધીમી આંચે તવી ઉપર સેકવું, પછી સઘળી દવાઓને સાથે વાટી તેમાંથી ॰॥ તોલો લઈ થોડી સાકર સાથે ફકાડવી. એથી અમળાટ નરમ પડશે, તથા ઝાડો સાફ આવશે. બીજે દીવસ ઝાડો પાછો જરા જરા આવે અને લોહી સીમટ પડે તો ફરીથી ॰॥ તોલો એ દવા ફકાડવી. એક વખત આપવાથી ઝાડો સાફ ન આવે તો દીવસમાં બે વખત ફકાડવી.

ઉપલી કોઈ પણ દવાઓથી આરામ ન થાય અને ઝાડો લાલ પાંણી જેવા આવે તેની વાસ ઘણી ખરાબ હોય તથા થોડો તાવ આવે, ત્યારે એમ સમજવું કે આંતરડામાં ચાંદા પડાં છે, અને તે ભાગ સડવા માંડો છે. ઉપલી ચાંદાની નીશાની વખતે એક અઠવાડીઆમાં પણ

જણાય છે. જ્યારે તે માલુમ પડે ત્યારે નીચે લખેલી દવાઓને મેળવી ૩ પડીકાં કરી દર ચાર કલાકે ફકાડવાં.

| | |
|---|---|
| ડોવરસ પાઉડર... ... | ગરેન ૧૨ |
| સબનાઇટરેટ આવ બીસમથ | ગરેન ૧૫ |
| એસીડ ગેલીક... .. | ગરેન ૧૫ |
| સલફેટઆવ કવીનાઇન .. | ગરેન ૩ |

ઉપલી દવાથી આરામ થતો ન જાય તો, ઉપર લખેલ ડોવરસ પાઉડર ગરેન ૧૨ છે તેને ઠેકાણે ગરેન ૧૫ સુધી નાખી આપવું, તેથી પણ ફાયદો ન થાય તો સુગર આવ લેડ ગરેન ૮ અફીણ ગરેન ૧ તથા સલફેટઆવ કવીનાઇન ગરેન ૩ ને સારી પેઠે ગુંદરના પાણીમાં મેળવી તેની ચાર ગોળીઓ કરી તેમાંની એક ગોળી દર ત્રણ કલાકે ગળાવવી.

ઉપલી અંગ્રેજી દવાઓ મળી શકે નહી તો, નીચે પરમાણે દેશી દવાઓ તૈયાર કરી આપવી.

| | |
|---|---|
| ધાણા ... ... | તોલો ૦॥ |
| મોથ ... ... | તોલો ૦॥ |
| સુગંધીવાળો ... ... | તોલો ૦॥ |
| સુંઠ ... ... | તોલો ૦॥ |
| બીલાંનું મગજ ... | તોલો ૦॥ |

એ સઘળા દવાઓને ઓખરી કરી ૧ શેર પાણીમાં ઉકાળવું અને અરધુ પાણી રહે ત્યારે તેને ગાળી લેવું, અને તેના ત્રણ ભાગ કરી તેમાં જરા સાકર નાખી દીવસમાં ત્રણ વાર પાવું. એ દવા બે ત્રણ દીવસ સુધી આપવી.

વખતે ૨૦ થી ૩૦ ગરેન સંખજીરૂ ખાંડમાં મેળવી દર ત્રણ કલાકે

ફકાડવાથી ફાયદો થાય છે. અથવા ૧ ધઉં ભાર અફીણ તથા ાા તોલો સુવા લઈ તેઓને જરા શેકી પાણીમાં વાટવાં. અને પાવું, જેથી ફાયદો થસે. અથવા અમથુ જીરૂ તોલો ાા દીવસમાં ત્રણ વખત ફકાડવું.

## જુના મરડાનો ઉપાય.

દરદી સેવાતો જાય, તથા નબળાઈ વધતી જાય, તો લીકવીડ એકસટરાકટ આવ બેલ દરાંમ ૩ ને ત્રણ વાઈન ગલાસમાં મેળવી તેમાં-થી એક વાંઈન ગલાસ દીવસમાં ૩ વાર પાવું.

એ દવા બે ચાર દીવસ જારી રાખવી. જો પેટમાં અમળાટ ઘણો થાય, તથા કાંસવું ઘણું પડે, તો એ દવાના દરેક ભાગમાં સ્પીરીટઆવ કલોરોફારમ ટીપાં ૧૦ નાખી પાવું. એ દવાથી ફાયદો ન થાય તો નીચેની દવાઓને સારી પેઠે મેળવી તેની ૪ ગોળીઓ બનાવી એક ગોળી દીવસમાં ૩ અથવા ૪ વખત ગળાવવી.

| | | |
|---|---|---|
| ચોખો મોરફ્યુ. . | ... | ગરેન ૧ |
| અફીણ ... | ... | ગરેન ૧ |
| સલફેટઆવ કવીનાઈન... | | ગરેન ૪ |
| એકસટરાકટઆવ જેનશીયન | | ગરેન ૪ |

અથવા બીલાના મગજનો ભુકો દરાંમ ૧ તેના ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણવાર તેમાં થોડી સાકરનાંખી આપવું, અથવા નીચેની દવા-ઓનો ભુકો કરી તેના ૪ ભાગ કરી દીવસમાં ૩ અથવા ૪ વખત પાણી સાથે ફકાડવું.

| | | |
|---|---|---|
| બીલાંનું મગજ... | ... | તોલો ાા |
| મોચરસ ... | ... | તોલો ા |

| | | | |
|---|---|---|---|
| જાયફળ | ... | ... | તોલો ૦ા |
| અફીણ | ... | ... | ગ્રેન ૧ |

અથવા માયાં દરાંમ ૧ાા દાડમની છાલનો ભુકો દરાંમ ૩ સાકર દરાંમ ૧ એ સઘળાનો ભુકો કરી ૧ થી ૨ દરાંમ જેટલો પાણી સાથે સવાર સાંજ ફકાડવો. અથવા નીચેની દવાઓને ઓખરી કરી ૧૦ આંઊસ પાણીમાં થોડો વખત સુધી ઉકાળી આસરે ૬ આંઊસ જેટલું બાકી રહે ત્યારે ગાળી લેઇ ઠંડુ પડવા દેઈ તેમાંથી ૨ આંઊસ જેટલું દીવસમાં ત્રણવાર પાવું.

| | | | |
|---|---|---|---|
| સોફાં | ... | ... | દરામ ૨ |
| બીલાં | ... | ... | દરામ ૨ |
| વાળો | ... | ... | દરામ ૨ |
| ધાણાં | ... | ... | દરામ ૨ |
| મોથ | ... | ... | દરાંમ ૨ |
| સુંઠ | ... | ... | દરામ ૨ |

**ઉપાય બીજો.**

| | | | | |
|---|---|---|---|---|
| હરડાં | ... | ... | ... | દરામ ૨ |
| બેડાં | ... | ... | ... | દરામ ૨ |
| સોફાં | ... | ... | ... | દરામ ૨ |
| આમળાં | ... | ... | ... | દરામ ૨ |
| ધાણા | ... | ... | ... | દરામ ૨ |
| હરડે | ... | ... | ... | દરામ ૨ |
| માંગોસ્તાન | ... | ... | ... | આંઊસ ૧ |

ઉપલી સઘળી દવાઓને ઓખરી કરી, ૧૨ આંઊસ પાણીમાં ઉકા-

જવું અને થંડું પાડી ગાળી બાટલીમાં ભરી તેના આઠ ભાગ કરવા, એકેકો ભાગ દીવસમાં ચાર વાર પાવો, આ દવા એથી ત્રણ દીવસ સુધી જારી રાખવી. અથવા ઝાડામાં લોહી વધારે જાય, ઝાડો થતી વખત પેટમાં કપાઈને દુખે તો ૧॥ દરામ હીમજી હરડેને ઘીમાં તળીને સુકવવી અને તેનો ભુકો કરી તેમાં એક ચમચી સાકર નાખી તેમાંથી ૦॥ થી એક ચમચી મોટી ઊમરના દરદીને દીવસમાં ત્રણવાર પાણી સાથે ફ-કાડવું. તથા બચાંને ૫ થી ૧૦ ગરેન જેટલું મધમાં મેળવીને દીવસમાં ત્રણવાર ચટાડવું. અથવા નીચેની દવાને મેળવી ૨૦ થી ૩૦ ગરેન જેટ-લું દીવસમાં ત્રણવાર ફકાડવું.

| | | | |
|---|---|---|---|
| બોલા | ... | ... | દરાંમ ૨ |
| તજ | ... | ... | દરામ ૦॥ |
| નાગકેસર | ... | ... | દરામ ૦॥ |
| ધાણા | ... | ... | દરામ ૧ |
| સાકર | ... | ... | દરામ ૨ |

સાધારણ મરડા ઉપર વખતે નીચે જણાવેલી દવા ફાયદો કરેછે.

| | | | |
|---|---|---|---|
| કુદની છાલ. . | | ... | દરાંમ ૧ |
| વાળાનાં મુળીઆં | | ... | દરામ ૧ |
| મોથ | ... | ... | દરામ ૧॥ |
| લોદર | ... | ... | દરાંમ ૧ |
| દાડમની છાલ | | ... | દરાંમ ૨ |

એ સઘળાને ખાંડી ૮ આંઉસ પાણીમાં ઉકાળી ૬ આંઉસ જેટ-લું બાકી રહે તારે, થંડુ પાડી તેમાંથી ૨ આંઉસ જેટલું દીવસમાં ત્રણ

વાર પાવું.

બાળકને મરડો થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેનાં ૪ પડીકાં કરી એકેક પડીકું દર ત્રણ કલાકે સાકરના સીરા સાથે ચટાડવું.

| | | | |
|---|---|---|---|
| બીસમથ સબનાઇટરસ | ... | ... | ગરેન ૨૦ થી ૩૦ |
| ડોવરસ પાઉડર | ... | | ગરેન ૪ થી ૮ |
| કમપાઉંડ ચાક પાઉડર | ... | ... | ગરેન ૨૦ |
| હાઇદરાર્જીરી કમકરેટા | ... | ... | ગરેન ૩ |

ઊપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી.

| | | | |
|---|---|---|---|
| વધારણી | ... | ... | દરામ ૧ |
| વજ | ... | ... | દરામ ૨ |
| કડ | ... | ... | દરામ ૫ |
| સાજીખાર | ... | ... | દરાંમ ૭ |
| વાવડીંગ | ... | ... | દરામ ૯ |

એ સગળાંને ખુબ ખાંડી લુગડે ચાળી તેમાંથી ૧ દરાંમ દાહાડામાં બે વખત તાઢા પાણી સાથે ફકાડવું. એથી ફાયદો ન થાય તો, હીમેજ નંગ ૫ ને ઘીમાં તળી તેનો ભુકો કરી તેમાં તેટલીજ સાકર નાખી રાત્રે સુતી વખત ફકાડવું. એ ફાકી ત્રણ ચાર દાહાડા જારી રાખવાથી આરામ થઇ જસે.

## પેટમાં કપાઇને ઉલટી સાથે વારંવાર ઘણો ઝાડો આવે તે વીશે.

ઘણું ખાવાથી, અથવા પેટમાં કરમ પેદા થવાથી, અથવા ખરાબ

ચીજ ખાધાથી, ઇત્યાદી કારણોથી જો પેટ છુટી જાય તો, તેને એક દમ બંધ કરવું ન જોઇએ. કેમકે બંધ કરવાથી આજારીને ઘણો ગેરફાયદો થાય છે. ઇશ્વર પોતાની મેળે તે દરદ દુર કરવા ઝાડો કરે છે, તેની વચે એક દમ પડવું નહી. અથવા એક બે ઝાડા આવવા પછી નીચેની દવા- ઓ મેળવીને તે પાવી.

| | | | |
|---|---|---|---|
| રૂબાર્બ પાઉડર | ... | ... | ગરેન ૫ |
| કારબોનેટ આવ મેગનેસીઆ | ... | | ગરેન ૨૦ |
| સીનેમોમ વોટર. | ... | ... | આંઉસ ૧॥ |

આથી એક હલકો જુલાબ આવશે અને પેટનો કચરો નીકળી જઈ દરદ બંધ પડશે.

ઉપલી દવાથી ઝાડો બંધ ન થાય તો નીચેની દવાઓ મેળવી તે- માંથી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| પ્રીપેર્ડ ચોક | ... | દરામ ૨ |
| ગુંદરનો ભુકો | ... | દરામ ૨ |
| એરોમેટીકપાઉડરઆવચોક | | દરામ ૧ |
| ટીંચર આવ સીનેમન | | દરામ. ૨ |
| લાનડેમ | ... | મીનીમ ૪૦ |
| ટીંચર આવ કેટીકું... | | દરામ ૨ |
| પાણી. ... | ... | આંઉસ ૬ |

અથવા નીચેની દવા મેળવી તેમાંથી એકેકી ચમચી ૧ ગલાસ બ્રાં- ડી તથા થોડા પાણી સાથે મેળવીને દર બબે કલાકે ઝાડો બંધ થાએ ત્યાં સુધી પાવું. અથવા તેથી આરામ ન થાય તો નીચેની દવાઓની ૪

ગોળીઓ કરી એકેકી દર ત્રણ કલાકે આપવી.

| | | |
|---|---|---|
| ગેલીકએસીડ | ... | ગરેન ૧૫ |
| સુગરલેડ | ... | ગરેન ૧૨ |
| અફીણ... | .. | ગરેન ૪ |

ગુંદરનું પાણી જોઇએ તેટલું.

અથવા નીચેની દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાકે પાવું. ૧થી ૫ વરસના બચાંને આ દવા આપવા અગાઉ રૂબાર્બ અથવા એરંડીઆ તેલનો જુલાબ આપવો.

| | | |
|---|---|---|
| ટીંચરઆવકાઇનો... | ... | દરામ ૩ |
| કલોરોડાઇન | .. ... | દરામ ૧ |
| લીકવીડએક્સ્ટ્રાકટઆવબેલ... | | દરામ ૪થી ૮ |
| ડીકોકશન આવલોગઊડ | .. | આંઉસ ૬ |

ઉલટી પણ સાથે થતી હોય તો, નીચેની દવાઓ મેળવીને જ્યાં સુધી ઝાડો બંધ થાય ત્યાં સુધી તેમાં બરફ થોડો થોડો નાંખીને પાવી, તેમજ પેટ ઉપર રાઇ મુકવી. અને જરૂર જણાય તો તે દવા દર ત્રણ કલાકે પાવી જરૂર રાખવી.

| | | | |
|---|---|---|---|
| બાઇકારબોનેટ આવ પોટાસ | | ... | ગરેન ૨૦ |
| સીટરીક એસીડ. | ... | ... | ગરેન ૧૫ |
| પોટાસા બરોમાઇડ. | ... | ... | ગરેન ૮થી ૧૨ |
| કલોરોડાઇન ... | ... | ... | મીનીમ ૫થી ૧૦ |
| અથવા ટીંચર ઓપી | ... | ... | મીનીમ ૫ |
| લાઇકર બીસમથ એટ આમોનીઆ સીટરસ.. | | | મીનીમ ૪૦ |
| પેપરમીન્ટ વોટર | ... | ... | આંઉસ ૧ |

અથવા કરમ પડવાથી ઝાડો થયો હોય તો નીચેની દવાઓ મેળવી તેનાં ૪ પડીકાં કરી એકેક પડીકુ દર ત્રણ કલાકે ફ્કાડવું, જેથી કરમ નીકળશે, અને ઝાડો બંધ થશે.

| | | |
|---|---|---|
| સેનટોનાઇન | ... | ...ગરેન ૧૨ |
| સોડા ... | ... | ....ગરેન ૪૦ |
| ડોવર્સપાઉડર | ... | ...ગરેન ૨૦ |
| કેલોમલ ... | ... | ...ગરેન ૪ |

અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી એકેકો ચમચો ભરી દર ત્રણ કલાકે પાવો.

| | |
|---|---|
| ટરપીનટાઇન. ... ... ... | મીનીમ ૪૦ |
| લાઇકરબીસમથ એટ આમોનીઆસીટરસ ... | મીનીમ. ૪૦ |
| પાણી. ... ... ... ... | આંઉસ ૨ |

અથવા ૫ થી ૧૫ મીનીમ સોલ્યુશન આવ નાઇટરેટ આવ આપર્ન એક લીકર ગલાસ પાણીમાં નાખી દીવસમાં ત્રણ વાર પાવું આ ઉપાય ઘણો સારો છે.

દસ આંઉસ થંડા પાણીની પીચકારી મોટી ઉમરના દરદીને ગુદામાં મારવાથી ઘણોજ ફાયદો થાય છે, ગમે તેવો લાંબા દીવસનો ઝાડો કંઈ પણ દવા પીધા વીના બંધ થાય છે. બાળકને ૧ આંઉસ જેટલું પાણી ગુદામાં પીચકારીથી નાખવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પ્રમાણે દેશી દવાઓ આપવી.

| | |
|---|---|
| સુંઠ ... ... | દરામ ૧ |

| | | |
|---|---|---|
| ધાવડીનાં ફુલ | ... | દરામ ૧ |
| મોચરસ... | ... | દરામ ૧ |
| અજમોદ... | ... | દરામ ૧ |

એ સઘળાંને ખુબ વાટી લુગડે ચાળી તેમાંથી ૧ દરામ દહાડામાં ત્રણ વખત થોડી છાશમાં મેળવી પાવી. એથી ફાયદો ન થાય તો.

| | |
|---|---|
| અંદરજવ<br>મોથ<br>ધાવડીનાં ફુલ<br>બીલીનો ગરભ<br>લોદર<br>સુંઠ<br>મોચરસ | એ સાતે વાનાં એક એક દરામ લેઈ તેને ખાંડી લુગડે ચાળી તેમાંથી એક એક દરામ દહાડામાં ત્રણ વખત છાશમાં જરા ગોળ નાંખી તેમાં તે ચુરણ નાંખી પાવું. |

**અથવા**—મેટ, ખડીઓખાર, ફુલાવેલો કાથો, સુંઠ, અતીવખની કળી, જાયફળ, મોચરસ, એ સરવ બરાબર લેઈ ઝીણા બારીક વાટી લુગડે ચાળી તેમાંથી ૨૧ ભારને આશરે લેઈ અફીણ ચણોઠી ૨ ભાર લેઈ તેનો કસુંબો કાઢી ઉપલા ઓસડમાં નાંખી તેની ગોળીઓ આઠ કરી એકેકી ગોળી દહાડામાં ત્રણ વખત ખવરાવવી. ઉમર પ્રમાણે વધતી ઓછી આપવી.

---

# ઉછાળો તથા ઉલટી.

**(નોશીઆ એન્ડ વોમીટીંગ**—Nausia and Vomiting.)

**નીશાની તથા સબબ**—ઉલટી થવાનાં ઘણાં કારણો છે મુખ્ય કરીને અજીર્ણ થવાથી, પેટમાં ખટાસ થવાથી, હોજરી નબળી પડવાથી, સ્ત્રી ગર્ભવંતી, થવાથી ચમક થવાથી, ગોળીમાં આંતરડું ઉતરવાથી, ખ-

રાબ જાતનો તાવ આવવાથી, ભેજાનો અથવા ભેજાના ચીકટ પડોનો વરમ થવાથી, હોજરીમાં ચાઠું પડવાથી, વીગેરે ઘણાં કારણોથી ઉલટી થાએ છે. ઉલટી થવાથી કોઈ વખત ખાધેલી ચીજ અથવા પીત બહાર પડે છે.

ઉછાળો તથા ઉલટી ઘણું કરીને હોજરીની બીમારીથી થાએછે. ઘણી વખત શરીરની બીજી બીમારીથી પણ થાએછે.

**ઉપાય**—એસીડ હેડરોસીઆનીક ડીલ્યુટ ... મીનીમ ૧૦ થી ૧૫

| | | |
|---|---|---|
| ઉપાય—એસીડ હેડરોસીઆનીક ડીલ્યુટ | ... | મીનીમ ૧૦ થી ૧૫ |
| સોડાબી કારબોનસ | ... ... | ગરેન ૬૦ |
| એસીડ ટારટારીક | ... ... | ગરેન ૪૦ |
| ટીંચર આવ ઓરેંજ | ... ... | દરામ ૨ |
| સાકરનો શીરો .. | ... ... | આંઉસ ૧ |
| પાણી... .. | ... ... | આંઉસ ૫ |

ઉપલી દવાઓ મેળવી પોણું વાઈન ગલાસ ભરી મોટી ઉમરના દરદીને દર ત્રણ કલાકે પાવું. બાળકને બે ચમચી દર ત્રણ કલાકે પાવું. સોડા વોટરમાં બરફ નાખીને પાવો. પીપડી ઉપર રાઈની પટી મારવી, અને નીચે જણાવેલ દવા મેળવી તેના ચાર પડીકાં કરી એકેક પડીકુ દર ચાર કલાકે બરફના પાણી સાથે પાવું.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... ... ... | ગરેન ૪ |
| કારબોનેટ આવ મેગનેસીઆ | ... | ગરેન ૨૦ |
| બીસમથ સબ નાઇટરસ... | ... | ગરેન ૪૦ થી ૬૦ |

જ્યાં સુધી ઊલટી થવાની નીશાની જણાય ત્યાં લગી ખોરાક ઘણોજ હલકો લેવો. જેવો કે કાંજી તથા દુધ દર બે કલાકે પાવું.

ઝાડો પણ સાથે થતો હોય તો નીચેની દવાઓને મેળવીને ૧ લી કરગલાસ મોટી ઉમરના દરદીને દર ત્રણ કલાકે પાવી બાળકને ૧ થી ૨ ચમચી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| લાઈકર બીસમથએટ આમોનીઆ સીટરસ. | દરામ | ૨ |
| એસીડહેડરોસીઆનીક ડીલુટ ... | ...મીનીમ | ૧૦ |
| સોડાબીકારબોનસ ... ... | ...ગરેન | ૪૦ |
| ટીંચર ઓપી .. ... ... | ...મીનીમ | ૪૦ |
| પાણી ... ... ... | ...આંઉસ | ૪ |

અજીર્ણ થવાથી, ખરાબ વસ્તુ ખાધાથી, ઉલટી થતી હોય તો તે બંધ કરવી નહીં, કારણ કે એવા કારણોથી ઉલટી થવાથી ફાઅદો થાય છે; વાસ્તે ગરમ પાણીમાં ૨૦ ગરેન પલવીસ એપીકાક્યુના ૨૦ ગરેન સલફેટ આવઝીંક ૧ થી ૨ ચમચી રાઈ અથવા ૧ ચમચો નીમક એ પાંચમાંથી જે હાજર હોય તે આપી ઉલટીઓ કરાવવી. અથવા હોજરીમાં ખટાસ થવાથી ઉલટીઓ થતી હોય, અને છાતીમાં દાહ બળતી હોય તો ૧ લીકરગલાસ ચુનાનું પાણી સોડાવોટર સાથે મેળવીને દીવસમાં ત્રણ વાર થોડા દીવસ સુધી પાવું. ખોરાકમાં ફકત દુધ આપવું, અને સીડલીજ પાઉડરનો જુલાબ અઠવાડીયામાં બે વખત આપવો.

ઉલટીની સાથે મોઢું વાસ મારે તો ૧ ચમચી હાડકાના કોયલાનો ભુકો ખાણું ખાધા પછી પાણીમાં ફકાડવો.

કોઈ પણ કારણથી નબળાઈ થઈ હોય અને તેથી હોજરી નબળી પડી જઈ ઉલટીઓ થતી હોય તો, હોજરીને શક્તી આપવા ૧ ચમચો બ્રાંડી પાણીમાં નાખી ખાતી વેળા પાવો. અથવા ૪૦ મીનીમ એસીડ-હેડરોસીઆનીક ડીલુટ અથવા ૪૦ મીનીમ એસીડ નાઇટ્રીક ડીલુટ

પાણી બે આંઉસ દીવસમાં ત્રણ વખત થોડા દીવસ સુધી પાવું.

ગર્ભવંતી સ્ત્રીને વખતે ખાધેલી કંઈ પણ ચીજ ટકી શકતી નથી તો તેને પીપડી ઉપર રાઈની પટી મારવી, બરફ ચુસાડવો, તથા દુધમાં ચુનાનું પાણી મેળવીને પાવું. અને નીચેની દવાઓ મેળવી ૧ લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે તેમાં બરફ નાખીને પાવું.

| | |
|---|---|
| સોડા બીકારબોનસ ... ... | ગરેન ૬૦ |
| સોડા પોટાસા ટારટારસ ... ... | દરામ ૪ |
| એસીડ ટારટારીક ... ... ... | ગરેન ૫૦ |
| એસીડ હેડરોસીઆનીક ડીલુટ ... | મીનીમ ૧૦થી ૨૦ |
| ગુલાબનું સરબત ... ... ... | આંઉસ ૧ |
| પાણી ... ... ... ... | આંઉસ ૪ |

ઉપલા ઉપાઓથી ફાયદો નજ થાય તો, ૧ ભાગ કલોરોફોરમ તથા ૩ ભાગ ટીંચર ઓપી તેમાં લુગડાંનો કડકો બોળી તે પીપડી ઉપર મુકવો. તેમજ નીચે જણાવેલી દવાઓ મેળવી ૧ લીકરગલાસ દર ત્રણ કલાકે દીવસમાં ચાર વાર પાવું, અને બે ત્રણ દીવસ સુધી જારી રાખવું.

| | |
|---|---|
| ઓકઝેલેટ આવ સીરીઅમ ... | ગરેન ૧૨ થી ૨૦ |
| એસીડ હેડરોસીઆનીકડીલુટ ... | મીનીમ ૧૦ |
| ગુલાબનું સરબત... ... ... | આંઉસ ૧ |
| પાણી ... ... ... ... | આંઉસ ૩ |

ગર્ભવંતી સ્ત્રીને આ ઉપાયથી ઘણો ફાયદો થાયછે, પણ તેથી ફાયદો ન થાય તો ૧ દરામ કલોરલહેડરેટ ૨ આંઉસ પાણી નાખી તેની સ્વાર સાંજ ગુદામાં પીચકારી મારવી. ગોળીમાં આંતરડુ ઊતરી ગયું હોય, અને તેથી ઊલટી યતી હોય તો ઉપલી પીચકારીની દવા ઘણો ફાયદો

કરેછે. અને આંતરડું પણ ઉપર ચઢેછે. અથવા જેને આંતરડું ગોળીમાં ઉતરી પડ્યું હોય તેને ૨૦ મીનીટ સુધી ગરમ પાણીમાં બેસાડવો. અને ત્યારપછી ૨ ગરેન મ્યુરેટ આવ મોરફીઆ તથા એક દરામ પાણી એ બંનેને મેળવો પેટના જે ભાગમાંથી આંતરડું ઉતરૂં હોય તેની આસપાસના ભાગમાં તે દવામાંથી ૫ મીનીમ જેટલું લેઈ પીચકારી ચામડીમાં મારવી અને તે પછી આંતરડા ચડાવવાનો યતન કરવો,કે જેથી આંતરડું તુરત ચડશે. અને ઉલટી પણ બંધ થશે. અથવા શીરૂઆતમાં ઉલટી થતી હોય અને પેટમાં ઘણું દુખતુ હોય તો તજ, સુંઠ, ધોળા તીખાં તથા ફુદનો એ ચારેનો ઉકાળો કરીને પાવો. તથા પીપડી ઉપર ૧૦ મીનીટ સુધી બરફ મુકી રાખીને તે કાઢી લેઈ તે જગો ઉપર રાઈની મોટી પટી બનાવી મુકવી.

હોજરીમાં ચાંદું પડવાથી ઉલટી થતી હોય તેની નીશાની દરદીને પીપડીના હાડકા આગળ ધીમો દુખાવો થયા કરે અને કંઈ પણ ખોરાક ખાધાથી તેમાં વધારો થાય. બરડાના કાંઠાની અધવચમાં તથા પીપડીની નીચે પેટમાં હમેસાં બળ્યા કરે, કોઈ કોઈ વખત ખાટા ઓડકાર આવે, ઉછાળો થઈને ઉલટી થાય, ઉલટીમાં કાળુ લોહી પડેછે. દરદી દીનપર દીન ગળતો જાય. શરીર ઠંડુ થઈ જાય. અથવા ચાંદા ઉપર રૂઝ ન આવે, અને હોજરીમાં આરપાર છીદ્ર પડેછે. તો લોહી ઓકીને અથવા ખાવેલો ખોરાક ઓકીને દરદી તુરત મરણ પામેછે. તોપણ ઈલાજ કરવાથી તે સારૂ થાયછે વાસ્તે નીચે જણાવેલા ઈલાજો અજમાવવા.

હોજરીમાં ચાંદુ પડવાથી ઉલટી થતી હોય તો પીપડી ઉપર રાઈ મુકવી તથા ટરપેનટાઈન ચોપડીને તે ઉપર સેક કરવો.

ઉલટી જોરમાં થતી હોય, દરદી લોહી ઓકતો હોય, તો બરફ સાથે

મીઠુ મેળવીને તે પીપડી ઉપર મુકવું. અને નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાકે પાવું.

| | |
|---|---|
| બીસમથ સબ નાઇટરસ | ગરેન ૬૦ |
| ટીંચર આવ કાઇનો | દરામ ૨ |
| ટીંચર ઓપી | ગીનીમ૪૦ |
| ગુંદરનો ભુકો | ગરેન ૬૦ |
| પાણી | આંઉસ ૬ |

અથવા ાા દરામ લીકવીડ એકસટરાકટ આવ અરગટ તથા ૧ આંઉસ પાણી એ બંનેને મેળવી દર ત્રણ કલાકે પાવું.

ખોરાકમાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે, કારણ કે તેમ નહી કરવાથી દવા ફાયદો કરતી નથી. વાસ્તે કાંજી અને દુધ અથવા તેમાં થોડું ચુનાનું પાણી નાખીને પાવું, પણ જો ઉલટીથી તે ટકી શકતું ન હોય તો તે પીચકારીથી ગુદામાં દાખલ કરવું. પછી ઊલટી ઓછી થતી જાય તેમ થોડો થોડો ખોરાક મોઢાને રસ્તે લેવો. ઘણી થાક ચઢે એવી મેહેનત કરવી નહી. પેટ ઉપર હમેસાં ફલાનલનું લુગડું બાંધી રાખવું. ઉલટી આવતી હોય ત્યારે ઉઠબેસ કદી કરવું નહી પણ સુઈ રેહેવું.

અથવા ઘીમાં સીંધવખાર નાખીને પાવું. અથવા મગ, મસુર, જવ એના લોટની રાખ કરી તેમાં મધ મેળવી પાવું. અથવા આમળાંના રસમાં સુખડ તથા મધ મેળવી પાવું. અથવા દાડમના રસમાં મધ મેળવીને પાવું. અથવા ચોખાના ધોવણમાં મધ નાખી પાવું. અથવા પીપળાના છોડાની રાખ પાણીમાં ઓલવી એ પાણી રાખ સુધા પાવું. અથવા જાંબુડાના તથા આંબાના પાંદડા પાણીમાં ઉકાળી એમાં ચોખાની ધાણીનો લોટ નાખી મધ મેળવી પાવું. અથવા ઘીમાં સીંધવખાર

નાખીને પાવું. અથવા દાડમના રસમાં મધ મેળવી પાવુ. અથવા પીપળાના છોડીઆને બાળી પાણીથી ઠારી એ પાણી તથા રાખ પાવી. અથવા જાંબુડાનાં અથવા આંબાના પાંદડાં પાણીમાં ઊકાળી એ પાણીમાં ચોખાની ધાણીનો લોટ નાંખી તેમાં થોડું મધ મેળવી પાવું. જેથી તતકાળ ઉલટી બંધ થશે.



## નળબંધ વાયુ.

**નીશાંની**—ખોરાક ન પચવાથી આંતરડાની અંદર પવન એકઠો થાય છે. તેથી પેટ ફુલેલું અથવા ચડેલું લાગે છે, તેના ઉપર આંગળવતી ટકોરા મારવાથી ઢોલના જેવો અવાજ થાય છે. વખતે પેટમાં પવન એટલો બધો એકઠો થાય છે કે જળંધરની માફક પેટ મોટું ચડેલુ લાગે છે.

ઓડકાર આવે તેમાં ખરાબ સ્વાદ લાગે. કોઈને વા બહુ સરે, અને એ પરમાણે થવાથી જરા ચેન પડે. વખતે પેટમાં ઝીણી ચુંક પણ આવે. વખતે છાતીમાં દાહ બળે છે અને જીવ ખરાબ રહે છે.

**ઉપાય**—જે માંણસને આ પરમાણે થયા કરતું હોય તેણે તેનો ખોરાક એક દમ બદલી નાખવો. જલદી જરપત થાય એવો ખોરાક ખાવો. વાયડી ચીજ ખાવી નહી. બહુ ખાવું નહી પણ થોડુ અને પચે તેટલું ખાવું. મીઠાઈની ચીજ કંઈ પણ ખાવી નહી. ફરવા હરવાથી શરીરને કસવું. જો પેટ થોડુ ફુલેલુ લાગતુ હોય તો, એસંસ આવ પીપરમીટ ટીપાં ૧૦ પાણીમાં નાખી પાવું. અથવા પીપરમઠો ટીપાં ૫ થોડા પાણીમાં નાખી પાવું. અથવા ૧ ચમચો ઊંચો બ્રાંડી ખાંણું ખાતી વેળા પાવો.

અથવા થોડી સુંઠ, પીપર, તજ, ધોળાં તીખાં કોકમ અને જાવંત્રી એ સઘળાને ખોખરાં કરી ખખળતા પાણીમાં નાખી અને ઠંડુ પડે એટલે તે ખાણું ખાતી વખતે પાવું. અથવા નીચેની દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર કારડામોમ કો. | ... ... | દરાંમ ૧ |
| ટીંચર આવ જીંજર | ... ... | મીનીમ ૪૦ |
| આમોનીઆટેડ ટીંચર આવ વલેરીઅન. | | મીનીમ ૩૦ |
| પાંણી | ... ... ... | આંઉસ ૨ |

ઉપલી દવા હાજર ન હોય તો ૧ ગરેન વધારણીની એક ગોળી કરી ગળાવવી અને જરૂર જણાય તો ત્રણ કલાક પછી પાછી એવી બીજી ગળાવવી.

દાહ બળતી હોય તો નીચેના દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સોડાબીકારબોનસ | ... ... | દરાંમ ૧ |
| ટીંચ આવ જીન્જર | ... ... | દરાંમ ૩ |
| એકસ્ટ્રેકટ આવ કેમોમાઇલ | ... | ગરેન ૨૪ |
| પાંણી | ... ... .. | આંઉસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ૬૦ ગોળીઓ બનાવી, બે ગોળીઓ દીવસમાં ત્રણ વાર ખાણું ખાધા પછી પાંણી સાથે ગળાવવી. આ ગોળીઓથી ખાણું હજમ થસે ઝાડો પણ સાફ ઉતરશે.

| | | |
|---|---|---|
| વધારણી | ... ... | દરાંમ ૨ |
| એળીઆનો ભુકો .. | ... | દરાંમ ૧ |

| | | |
|---|---|---|
| કાળાં તીખાં | ... ... | ગરેન ૩૦ |
| સુંઠ | ... ... | દરામ ૧ |
| એકસ્ટ્રેક્ટ આવ કેમોમાઇલ | .. | ગરેન ૬૦ |

અથવા ૬ ગરેન પેપસીન ખાણું ખાધા પછી પાણીમાં નાખીને પાવું. મોઢુ વાસ મારતુ હોય તો કોઅલાની ટંકણીઓ ખાણું ખાધા પછી મોઢામાં રાખવી. અથવા નીચેની દવાઓ મળવી પોણુંવાઇન ગલાસ દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| કુઆસીઆનો ઉકાળો ... | ... | આંઉસ ૩ |
| ટીંચરકારડા મોમમ્રો. ... | ... | દરાંમ ૨ |
| એસીડનાઇટરીકડીલુટ<br>અથવા એરોમેટ્રીકસલફ્યુરીક એસીડ | } | મીનીમ ૪૦ |
| કંમપાંઉડ ઇનિફ્યુઝન આવ જેનસીઅન | | આંઉસ ૩ |

અથવા નીચેની દવાઓ મળવી પોણુ વાંઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવાથી પેટનો પવન છુટો પડસે, અને દુખવું બંધ થસે.

| | | | |
|---|---|---|---|
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક | | ... | દરામ ૨ |
| ટીંચર આવ હેનબેન | ... | ... | દરામ ૨ |
| અથવા ટીંચર આવ બેલાડોના | | ... | દરામ ૧ |
| ટીંચર આવ એસેફોટીડા | ... | ... | દરામ ૨ |
| ડીલ વોટર | ... | ... | આંઉસ ૬ |

ઉછાળો ઘણો થતો હોય તો તથા માથુ પણ દુખતુ હોય તો ૧૦ ગરેન કારબોનેટ આવ આમોનીઆને ૧ ચમચો લીંબુના રસમાં ભેળીને તે પાણીમાં પાવું. અથવા ૧૫થી ૨૦ ટીંપા એસીડ સલફ્યુરીક ડીલુટને નારંગીની છાલના ઉકાળામાં ભેળીને દીવસમાં ત્રણવાર પાવું.

બાળકને પેટમાં પવન પકડે તો નીચેની દવાઓ મેળવી ૨ ચમચી ભરી પાવી.

| | | |
|---|---|---|
| મેગનેસીઆ કારબોનસ | ... ... | ગરેન ૨૦ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક | | ટીપાં ૧૦ થી ૨૦ |
| ડીલવાટર | ... ... ... | આઉન્સ ૧ |

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચે પરમાણે દેસી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| ધાણા | ... ... | દરામ ૧ |
| હરડેની છાલ | ... ... | દરામ ૧ |
| વધારણી | ... ... | દરામ ૧ |
| એરંડાનું મુળ | ... ... | દરામ ૧ |
| સીંધાલુણ | ... ... | દરામ ૧ |
| બીડ લવણ | .. .. | દરામ ૧ |
| કાચ લવણ | ... ... | દરામ ૧ |
| અજમોદ | ... ... | દરામ ૧ |
| જવખાર | ... ... | દરામ ૧ |
| વાવડીંગ | ... ... | દરામ ૧ |
| નસોતર | ... ... | દરામ ૩ |

એ સઘળાને ખુબ ખાંડી લુગડે ચાળી તેમાંથી એક દરામ દાડામાં ત્રણ વખત ગરમ પાણીમાં ફકાડવું. એથી ફાયદો ન થાય તો.

| | | |
|---|---|---|
| નસોતર | ... ... | દરામ ૨ |
| પીપર | ... ... | દરામ ૪ |
| હરડે | ... ... | દરામ ૫ |

એ સઘળાને ખુબ ખાંડી લુગડે ચાળી તેમાં ગોળી વળાય તેટલો ગોળ નાખી અડધા અડધા દરામની ગોળીઓ કરી દાડામાં બે વખત ગરમ પાણીમાં એકેક ગોળી ગળાવવી.

---

# જળંધર.

( ડ્રોપસી—Dropsy. )

**નીસાની**—પેટની અંદર પાણી જેવો પ્રવાહી એકઠો થવાથી પેટ સુજી આવીને મોટુ લાગે, અને તે સાથે કેટલીક વખત હાથ પગ તથા મોઢુ પણ સુજી જાયછે. જળંદર પારખવાની રીત એછે કે જળંદરવાળા માંણસને બેસાડી તેના પેટના એક પાસા ઉપર એક હાથ મેલી બીજા પાસા ઉપર બીજા હાથનાં આંગળાંના ટકોરા મારવા એમ કરવાથી જેમ પાણીથી ભરેલી પખાલના કોઈ ભાગ ઉપર એક હાથ મુકીને બીજી તરફ બીજા હાથના આંગળાના ટકોરા મારવાથી તે માહેલુ પાણી હાલીને તે ઉપર મુકેલા હાથને પાણીનો આંચકો લાગેછે. તેજ પરમાણે જળંદરવાળા પેટમાંનુ પાણી હાલતુ આપણા હાથને લાગેછે અને આપણે આંગળાના જેટલા ટકોરા મારીએ તેટલાનો આંચકો બીજા હાથને તુરત માલમ પડે છે. એ મુજબ બે ચારવાર જુદે જુદે ઠેકાણે તપાસી જોવું અને જો જળંદરથીજ પેટ મોટુ થયુ હસે તો સઘળી વખત ઉપર કહ્યા પરમાણે પાણીના અંદર થતી ગતી આપણા હાથને જણાયા વીના રેસે નહી.

જો પેટની સાથે હાથ પગમાં સોજો હોય તો તે સોજાવાળા ભાગ ઉપર આંગળાથી દાબવું એટલે ત્યાં ખાડો પડસે, અને પાછો થોડા વખતે ભરાઈ જાસે. અથવા પુરાઈ જશે.

જળંદર ચાર પ્રકારથી થાયછે. કલેજાના રોગથી, ગુરદાના રોગથી, દીલ અથવા અંતકરણના રોગથી, નબળાઇથી.

**ઉપાય**—દીલના, ગુરદાના, કલેજાના અથવા તલીના દરદથી છાતી અથવા પેટમાં પાણી એકઠું થયું હોયતો નીચે જણાવેલી ત્રણ બાબતોને લગતા ઉપાય કરવાથી એવી જાતનું પાણી ઘણી વખ્ત ઓછું થાયછે. પણ શરૂઆતથી એ પરમાણે કરવાથી બીલકુલ મટી જાયછે. એ ત્રણ બાબતો નીચે જણાવા પરમાણે છે.

ઝાડો લાવવા માટે જુલાબો આપવા.
પીસાબ છુટે એવી દવાઓ આપવી.
ઘણો પરસેવો છુટે એવી દવાઓ આપવી.

પેટમાં અથવા છાતીમાં પાણી ઘણું એકઠું થયું ન હોય પણ મધ્યમસર હોય તો ૦ાા થી ૧ દરામ જેલપ પાઉડર અને બેથી ચાર દરામ કરીમ આવ ટારટર એ બંનેને મેળવી દરરોજ પાણી સાથે ફકાડવું. તે ત્રણથી ચાર દીવસ સુધી ચાલુ રાખવું. અથવા ૦ાા દરામ કેલસાઇન્ડ મેગનેસીઆ ૦ાા દરામ રૂબાર્બ તથા ૨થી ૪ દરામ કરીમ આવ ટારટર એ સઘળાંને મેળવી દર રોજ પાણી સાથે ફકાંડવું. અને તે ત્રણથી ચાર દીવસ ચાલુ રાખવું. અથવા ૧ ગરેન રેવંચીના સીરાને થોડા ગુલકંદમાં મેળવી તેની એક ગોળી બનાવી તે એકથી બે દીવસ સુધી ગળાવવી.

પીસાબ ઘણો લાવવા માટે ઘણી દવાઓ અપાયછે. જેવી કે સ્કુઇલ ડીજીટેલીસ, ટરપન ટાઇન, કેનથારીડીસ, જુનીપર, ઇથર, એસીટેટઆવ પોટાસ, કારબોનેટ આવ પોટાસ, કાલસાકમ, નાઇટ્રેટ આવ પોટસ વીગરે અપાય છે.

દીલના દરદથી જળંદર થયુ હોય તો એખરાનાં બી પાણીમાં નાખી

ઉકાળી પાવાં. અથવા નીચેની દવા મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | | |
|---|---|---|---|
| ટીંચર આવડીજીટેલીસ | .. | મીનીમ | ૪૦ |
| સ્પીરીટ આવનાઇટરીક ઇથર ... | | દરામ | ૨ |
| પોટાસા નાઇટરસ. | ... | દરામ | ૧ાા |
| ટીંચર આવ સ્કુઇલ. | ... | દરામ | ૧ |
| કમપાઉન્ડ ડીકાકશન આવ બ્રુમ | | આંઉસ | ૬ |

અથવા નીચેના દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | | |
|---|---|---|---|
| ટીંચર આવ કેંથારીડીસ | ... | મીનીમ | ૪૦ |
| ગુંદર. | ... ... | દરામ | ૨ |
| ટીંચર આવ હઇઆસીઆમી. | | દરામ | ૨ |
| સ્પીરીટ આવ જુનીપર | ... | દરામ | ૨ |
| સ્પીરીટ આવ કલોરો ફોરમ.. | | દરાંમ | ૧ |
| ક્રીમ આવ ટારટર | .. | દરામ | ૨ |
| પાણી. | ... ... | આંઉસ | ૬ |

રાત્રે સુતી વખત ૫ ગરેન બલુપીલ અને ૧ ગરેન પાઉડર આવ સ્કુઇલ આ બંનેને મેળવી તેની એક ગોળી કરી તે ગળાવવી. આ દવાઓ થોડા દીવસ જારી રાખવાથી ઘણો પેસાબ છુટશે. ઘણી વેળા પારાનો મલમ ગુરદાની જગો આગળ લગાડવાથી, ખસખસના પોસનો ફુલાન બથી ગરમ શેક કરવાથી, ટરપનટાઇન અથવા ટીંચર આવ સ્કુઇલ ચોપડવાથી, ઘણો ફાયદો થાય છે. ગુરદાના દરદથી જળંદર થયુ હોય તો

પરસેવા લાવવાની દવાઓ આપવાથી ઘણો ફાયદો થાય છે. પરસેવો લાવવા માટે દવાઓ જેવી કે, સેલીસીલીક એસીડ ઇપીકાક્યુનાપાઉડર, અને અફીણ, એન્ટીમોની, ગરમ પાણીનો બાફ વીગેરે અથવા નાચેની દવાઓ મેળવી તેમાંથીં પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે રાત અને દીવસ મળી છ વખત પાવું. આ દવા પરસેવો લાવવા માટે ઘણી અકસીર છે.

| | | |
|---|---|---|
| સેલીસીલીક એસીડ. | ... | ગરેન ૯૦ |
| ટીંચર આવ ઓરેંન્જ.... | | દરામ ૨ |
| સાકરનો સીરો. | ... | આંઉસ ૧ |
| પાણી | ... ... | આંઉસ ૯ |

ઉપલી દવા ત્રણથી ચાર દીવસ સુધી જારી રાખવી. પરસેવો ઘણો પડે અને નબળાઈ વરતાય તો તે દવા બંધ કરવી, અને બ્રાંડી મીક્ષચર પાવું. એ પાઆ પછી ૪ ગરેન કેલોમલ તથા ૨ ગરેન અફીણ એ બંનેને મેળવી તેની ચાર ગોળીઓ કરી એકેકી ગોળી દીવસમાં ચારવાર ગળાવવી. એ પ્રમાણે ત્રણથી ચાર દીવસ સુધી ચાલુ રાખવી. દરદીને ગરમ ફલાનલના પુરતાં લુગડાં પેરાવવાં અને બાફ આપૂવો. દુધ સીવાય બીજો કંઈ પણ ખોરાક નહી આપવાથી ફાયદો થાયછે. ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચેની દવાઓ જેવી કે, સરગવાની છાલ, દેવદારે, તથા નાગરમોથનો કવાથ કરી પાવો. અથવા નીચેની દવાઓ આપવી.

ચીત્રક મુળ, ત્રીફળા, ત્રીકટુ, જીરૂ, સેરણી, વેખંડ, અજમોદ, વરીઆળી, કચોરા, ધાણા, વાવડીંગ, કાળીજીરી, પોખરમુળ, સાજીખાર, જવખાર, સીંધવ, સંચળ, બીડલોણ, મીઠુ, વાગડખાર, અને ઉપલેટ એ સરવનો એકેકો તોલો નસોતર ત્રણ તોલા. દાંતીમુળ ત્રણ તોલા. અને ત્રણ

અથવા, આર ધારીઘોર ત્રણ તોલા, આ સરવનું ચુરણ કરી તેમાંથી માફક આવે તેમ તોલો અડધો પાંણીમાં આપવું. આ ચુરણ અજીર્ણને પણ ફાયદો કરે છે. અથવા નીચેની દવા આપવી.

જવખાર, ટંકણખાર, ચીત્રકમુળ, ત્રીકટુ. અને પંચલવણનું સમ ભાગ ચુરણ ત્રીફળાના કવાથમાં પાવું તેનાથી સાફ ઝાડો ન આવે તો તેમાં થોડી નસોતરની ભુકી નાખવી, અથવા નીચેની દવા આપવી.

પટોળ, વાવડીંગ, ત્રીફળા, એકેકો તોલો. દાલચીની ટેટુ અને નસોતર આ ત્રણે અડધા અડધો તોલો તેનું ચુરણ કરી તેમાંથી તોલો અડધો ગાયના મુતરની સાથે આપવું. અથવા નીચેની દવા આપવી.

સુંઠ, તીખાં, ટંકણખાર, પારો. અને ગંધક આ સરવ સંમ ભાગ અને નેપાળાના બી બે ભાગ તેને ખરલમાં ઘુંટી એકત્ર કરવાં તેમાંથી બે રતી જેટલુ આપવું. અથવા નીચેની દવા આપવી.

પુનરવા, સુંઠ, ગળો દેવદાર. બાળહરડેનાં કાઢામાં સંમ ભાગ ગાયનું મુતરે નાખી પાવું.

ઉપર પરમાણે ઉપાઓ કરવા છતાં આરાંમ ન થાય અને પાંણીથી પેટ હાથ પગ મોંઢુ અને આખુ શરીર સુજી જાય ત્યારે ડુટીની નજીકમાં ડાકટર (ટરોકર કેનુલા) નામનું એક હથીઆર મુકી પાંણી કાઢે છે પણ તેની બચવાની આશા થોડી છે એક બે વખત કાઢવા પછી આજારી બે ભાન થઈ મરણ પાંમે છે.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પરમાણે ઉપાયો કરવા.

| | | |
|---|---|---|
| છીપનો ચુનો | ... | દરાંમ ૧ |
| જવખાર ... | ... | દરાંમ ૧ |
| સીધાલુણ | ... | દરાંમ ૧ |

એ સઘળાને ખુબ ખાંડી તેમાંથી અડધો દરાંમ દાડામાં ત્રણ વખત ગાયના દહીં સાથે પાવું.

અથવા મોરથુથુ, ગંધક, લીંડીપીપર, હરડેની છાલ. એ સરવ બરાબર લેઈ એને બારીક વાટી થોરના દુધમાં દીવસ પાંચ ખરલ કરવા. પછી ગરમાળાના ગોળના રસમાં દીવસ પાંચ ખરલ કરવા પછી તેમાંથી બાર ગરેન દરરોજ ગરમ પાંણી સાથે આપવું જેથી તુરત ફાયદો થશે.



# ઝાડાની કબજીઅત.

(કોનસ્ટીપેશન—Constipation.)

**નીશાંની**—હમેશાં ઝાડો ન આવે પણ એક બે અથવા વધુ દીવસને આંતરે ઝાડો ઉતરે અને તે ઘણો કઠણ હોય છે. ભુખ લાગે નહી પેટમાં ભાર જણાય. આળસાઈ આવે બેચેની લાગે એ લાંબા દીવસ ચાલવાથી ધીમે ધીમે પેટમાં પવંન પકડે, પેટ ફુલી આવે, તેથી પેટમાં ચુંક આવે. બદ હજમી થાઅ. હરસ, આંમળ, નીકળવાનો રોગ માથાનુ દરદ. ફેરચકર અથવા લોહીના જોસ સાથના બીજા દરદો થવાનુ કારણ બનેછે. અથવા તે દરદ હોય તો તેને પુસ્ટી મળે છે.

**સબબ**—કેટલાએક માંણસોને વારે ઘડીએ નજીવા કારણને વાસ્તે જુલાબ લેવાની ટેવ પડી હોય તેથી તેમજ ઝાડાની હાજત થાય ત્યારે કોઈ કામથી અથવા આળસાઇથી તે વખતે ન જાઅ અને ઝાડાની હાજત વીતા પછી જાઅ. ત્યારે ઝાડો સાફ ઉતરતો નથી, અને ધીમે ધીમે ઉપલો રોગ થાઅ છે. આખો દીવસ બેસીને આળસાઇમાં કાઢવાથી,

અથવા બેસીને ધંધો કરવાથી, ખુલી હવામાં દરરોજ ન ફરવાથી, ઘણી ઊંઘથી, અથવા અંધીઆર ઓરડામાં હમેશાં સુવાથી, કબજીઅત થાયછે. તેમજ જ્યારે પીત બરાબર પેદા થતુ નથી અથવા જુલાબની માઠી ટેવથી આંતરડાના માંસના સાકા બહુ નબળા થાય છે, તેથી પણ ઝાડો વખત સર આવતો નથી.

**ઉપાય**—વારંમવાર જુલાબ લીધાની ટેવ હોય, તે જેમ બને તેમ જલદી છોડી આપવી. શકત જુલાબ લેવાની ટેવ પડી હોય તો તે છોડી હલકો જુલાબ આપી ઝાડો સાફ લાવવો. ખોરાક ખાવામાં ઘણી તતબીર રાખવી. દાળ, વાલ અને એવી વાયડી ચીજો ખવરાવવી નહી, ચોખાની વસ્તુ વાપરવી નહી, ઘઉની ચીજો વાપરવી. ઘઉના થુલા વીગેરે ખવરાવવું, દુધ પચતુ આપવું. રાતે સુતી વખત અને સ્વારે ઉઠતી વખત એક ટંબલર થંડુ પાંણી પાવું. તેમજ દરરોજ ચોક્સ વખતે ખુલી હવામાં ફરવાની ટેવ રાખવી. સાદો ખોરાક આપવો. વખત પરમાણે ઝાડે જવું. ઝાડાની મનમાં આતુરતા રાખવી નહી. મેવા, જેવા કે અંજીર કેળાં, સંત્રાં, કાળી દરાખ પપેનસ, વીગેરે આપવું. માંખણ ખાવાની ટેવ હોય તો ગોળ અથવા મધ આપવું. રાત્રે ખાણું ખાધા પછી થોડી વાર ફરહર કરવું અને પછી સુવું.

ગામઠી એરંડીયું તેલ ૪ ભાગ, ટીંચરઆવ એલોઝ ૧ ભાગ એ બનેને મેળવીને તે અથવા મગરનું તેલ સવારમાં ઉઠતાંને વાર પીપડીના ખાડા આગળ મસળવું. અને ૧ થી ૨ કડકા સુંઠ અથવા ૨ દરામ ડેનડીલીઅનના મુળીઆંને ૫ આંઉસ પાણીમાં ઉકાળી તેમાં ૦॥ દરામ એસીડનાઇટ્રીક ડીલુટ નાખીને સવાર સાંજ પાવું અથવા નીચેની દવા મેળવી તેમાંથી બે ચમચા ભરી સવાર સાંજ પાવું.

| | | | |
|---|---|---|---|
| એપસમસાલ્ટ | ... | ... | આંઊસ ૦॥ |
| પોટાસ નાઈટ્રેસ | ... | ... | ગરેન ૨૦ |
| ઈનફ્યુઝનઆવ સેના | | ... | આંઊસ ૪ |
| પેપરમીન્ટ વાટર | ... | ... | આંઊસ ૪ |

અથવા નીચેની દવાઓની બાર ગોળીઓ કરી બબે ગોળી રાત્રે સુતી વેળા ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| કમપાઊન્ડ એકસ્ટ્રાકટ આવ કોલોસીંથ | | | ગરેન ૪૦ |
| બલુપીલ | ... | ... | ગરેન ૨૦ |
| એકસ્ટ્રાકટઆવ હાઈઓસીઆમી | | | ગરેન ૧૦ |

અથવા નીચેની દવાઓ મેળવી તેની બાર ગોળીઓ કરી બબે ગોળી રાત્રે સુતી વેળા ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| રૂબાર્બ પાઉડર | ... | ... | દરામ ૦॥ |
| પલવીસ એપીકાકચુના... | | ... | ગરેન ૬ |
| ગુલકંદ | ... | ... | ગરેન ૧૫ |

અથવા નીચેની દવાઓ મેળવી તેનો પાખ કરી તેમાંથી ૫ થી ૧૦ ગરેન લેઈ તેની એક ગોળી કરી રાત્રે સુતી વેળા ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| રૂબાર્બ પાઉડર... | | ... | આંઊસ ૪ |
| જેલપ પાઉડર ... | | ... | આંઊસ ૩ |
| મર પાઉડર | ... | ... | આંઊસ ૨ |
| સોફટ સોપ | ... | .. | આંઊસ ૨॥ |
| ઓઈલઆવ કેજુપુટી ... | | | આંઊસ ૧ |

અથવા નીચેની દવાઓ મેળવી તેની ચોવીસ ગોળીઓ કરી બબે ગોળી રાત્રે સુતી વખત ગળાવવી.

| | | |
|---|---|---|
| એલોઝ પાઉડર... | ... | ગરેન ૩૫ |
| કોલોસીંથ પાઉડર | .. | ગરેન ૧૨ |
| જેલપ પાઉડર ... | ... | ગરેન ૨૪ |
| રેવંચીના સીરાનો ભુકો | ... | ગરેન ૭ |
| કેસ્ટીલ સોપ .. | ... | ગરેન ૧૨ |
| ઓઇલિઆવ કેરેવે | ... | ટીપાં ૨૦ |

પાણીમાં બરફ નાખીને પાવું અને થંડા પાણીમાં વાદળી બોળી શરીર ઉપર ફેરવવી.

અથવા પાંચ ટીપાં લાઇકરસ્ટ્રીકનીઆ થોડા પાણીમાં નાખી દીવ-સમાં ત્રણ વાર પાવું. બાળકને થોડી સોનામખી કાફીમાં ઉકાળીને તે પાવી.

દરદીને હરસ હોય તો ૨ દરામ ગંધકનાં ફુલ અને ૪ દરાંમ કરીમ આવ ટારટર એ બનેને મેળવી, તેનાં ચાર પડીકાં કરી એકેક પડીકુ દીવસમાં ચારવાર મધમાં ચટાડવું.

| | | |
|---|---|---|
| સુનામખીનો ભુકો... | ... | આંઉસ ૬ |
| જેઠીમધનો ભુકો ... | ... | આંઉસ ૬ |
| વરીઆળી | ... | આંઉસ ૩ |
| ગંધકનાં ફુલ | ... | આંઉસ ૩ |
| સાકર | ... | આંઉસ ૧૮ |

આ સધળાને મેળવી તેનો પાક તઇયાર કરી રાખી બાળકને ૧ ચમચી જેટલો રાત્રે સુતી વેળા મધમાં ચટાડવો.

એક પ્યાલા થંડા પાણીમાં ૧ ચમચો મીઠુ નાખી ડોવીને અથવા હલાવીને દરરોજ સવારમાં પાવું. આ પરમાણે પંદરથી વીસ દીવસ પાયાથી કબજી-અત થશે નહી. અને અકેકો ઝાડો સાફ આવશે. આ ઉપાય ઘણો સારોછે.

અથવા નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| સુઠ ... | ... | ગરેન ૭૦ |
| કાળીદરાખ | ... | દરાંમ ૨ |
| સુનામખી... | ... | દરામ ૦ાા થી ૧ |
| ગરમાળો... | ... | દરામ ૩ |
| માના ... | ... | આંઉસ ૦ાા |

એ સઘળાને ખાંડી તેને ચાર આંઉસ પાણીમાં ઉકાળવું અને થંડુ પડેકે ગાળી કાઢી તેના બે ભાગ કરી એકેકો ભાગ પાવો.

અથવા નીચેની દવા ખાંડી ૦ાા થી ૧ દરામ જેટલું ફકાડવું.

| | | |
|---|---|---|
| સુનામખી... | .. | આંઉસ ૧ |
| હરડે ... | ... | દરાંમ ૧ |
| સુંઠ ... | ... | દરામ ૦ાા |
| સાકર ... | ... | દરાંમ ૦ાા |

અથવા નીચે જણાવેલી દવાઓ આપવી.

| | | |
|---|---|---|
| સુનામખી... | ... | ૨ ૫ ભાર |
| ગુલાબનાં ફુલ | ... | ૨ ૫ ભાર |
| ધાણા ... | ... | ૨ ૫ ભાર |
| બેડાની છાલ | ... | ૨ ૫ ભાર |
| સુકાં આમળાં | ... | ૨ ૫ ભાર |
| હીમજી હરડે | ... | ૨ ૫ ભાર |

પેહેલાં હીમજી હરડેને એરંડીઆ તેલમાં તળવી અને તે પછી બાકી. ની દવાઓને ખાંડી તેમાં ભેળવવી અને તેમાંથી ૦ાા ચમચો ભરી ખાંડ સાથે મેળવીને મોટી ઉમરના માણસને દરરોજ એકવાર પાણી સાથે ફકાડવી. બાળકને ૦ા ચમચી ભરી દીવસમાં એક વાર ફકાડવી.

**ઉપાય**—બદહજમી હોય તો પાછળ બદહજમીનો ઉપાય આપેલછે, તે પ્રમાણે કરવું. અને માથાનું દરદ નરમ પાડવા હેઠળ લખેલી દવાઓ-માંથી ૧ લીકર ગલાસ ભરી દીવસમાં બે અથવા ત્રણવાર પાવું.

| | | | |
|---|---|---|---|
| ડીકાકશન આવ એલોજ | ... | ... | આંઉસ ૧ાા |
| લાઈકર પોટાસી... | ... | ... | ડ્રામ ૧ |
| જેનસીઆનાની ચા | ... | ... | આંઉસ ૧ાા |

ઉપલી દવાથી ફાયદો જણાય પણ ઝાડો વધારે આવે તો દવા એક વખત આપવી પણ તેથી ફાયદો ન થાય તો નીચેની દવાની સરખી ૨૪ ગોળીઓ બનાવી બબે ગોળી દીવસમાં ત્રણ વાર ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| પલવીસ એપીકાક ... | ... | ગરેન | ૧૦ |
| એલોઝ (એળીઓ)... | ... | ગરેન | ૬ |
| કારબોનેટ આવ આયરન ... | | ગરેન | ૪૮ |
| એરોમેટીક પાઉડર .. | ... | ગરેન | ૧૨ |

આ જાતના માથાના દરદમાં નબળાઈ જણાએ તો નીચે લખેલી દવાઓની ૨૪ ગોળીઓ બનાવી બબે ગોળી દીવસમાં ત્રણ વાર ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| સલફેટઆવ આયરન... | | ... | ગરેન ૨૪ |
| પોટાસા કારબોનસ ... | | ... | ગરેન ૧૨ |
| મર ... | .. | ... | ગરેન ૧૨ |
| એલોઝ (એળીઓ) ... | | ... | ગરેન ૬ |

અથવા નીચે જણાવેલી દવાને મેળવી પાવી, અને જરૂર જણાએ તો બીજીવાર પાવી.

| | | |
|---|---|---|
| કેલસાઈન્ડ મેગનસીઆ... | ... | ગરેન ૨૦ |
| વાઈનઆવ કોલસીકમ... | .. | મીનીમ ૧૦ |
| પાણી .. | ... | આંઉસ ૧ |

ઉપલી દવાથી ફાયદો ન થાય તો ૫ ગરેન બલુપીલ લેવી, અને તેને

બીજે દહાડે નીચે જણાવેલી દવાઓને મેળવી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી, થોડા દીવસ સુધી જારી રાખવી.

| | | |
|---|---|---|
| રૂબાર્બ | ... .. | ગરેન ૪૦ |
| ટીંચરઆવ કેલમબા ... | | દરામ ૨ |
| એસીડહૈડરોસીઆનીકડીલુટ | | મીનીમ ૧૦ |
| સોડાબાઇ કારબોનસ ... | | ગરેન ૪૦ |
| ડીલવોટર | ... | આંઉસ ૬ |

અથવા નીચેની દવાઓ મેળવી તેની ત્રણ ગોળીઓ બનાવી એકેક ગોળી દાહાડામાં ત્રણવાર ગળાવવી જેથી માથાનું દરદ નરમ પડસે.

| | | |
|---|---|---|
| સકોટ્રીન એલોઝ | ... ... | ગરેન ૪ |
| એકસ્ટ્રાકટ આવ નકસવોમીકા ... | | ગરેન ૨ |
| એકસ્ટ્રાકઆવહેનબેન... | ... | ગરેન ૪ |
| કેસ્ટીલસોપ | ... ... | ગરેન ૪ |

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચેની દેસી દવાઓને ૧ાા શેર પાણીમાં ધીમી આંચે ઉકાળી અરધુ પાણી રહે ત્યારે ગાળી લેવું, અને તેમાંથી અરધુ સવારમાં અને અરધુ સાંજે થોડી સાકર નાખીને પાવું. દરરોજ એ દવા તાજી લેવી.

| | | |
|---|---|---|
| હરડાંનું દળ | .. ... | તોલો ૦ાા |
| મોટી હઇડેનું દળ | ... . . | તોલો ૦ાા |
| આલુ .. | ... ... | દાણા ૧૦ |
| ઉનાબ ... | ... ... | દાણા ૧૦ |
| સીપસતાન | ... .. | દાણા ૭ |

ઉપલી દવાઓ ન મળી આવે તો નીચેની દવાઓ વાપરવી. ગાયનું અથવા ભેંસનું ઘી સો પાણીએ ધોઈ જ્યાં માથુ દુખતું હોય ત્યાં ચોપડવું. **અથવા—**

લીકર ગલાસ દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટીંચર આવ વેલરીઅન | ... | ...દરામ ૨ |
| કેલસાઇન્ડ મેગનેસીઆ | ... | ...ગરેન ૨૦ |
| એસેન્સ આવ પેપરમીંટ | ... | .. દરામ ૦ાા |
| ટીંચર આવ કેસગ્રોરીઅમ | ... | ...દરામ ૨ |
| પાણી ... ... | . . | ...આંઉસ ૪ |

**અથવા**—અજમો, સુંઠ, પીપળ, ફુદનો, જીરૂ, અને વધારણી એ સરવ થોડું થોડું લઈ પાણીમાં ઉકાળી થોડું થોડું પાવું.

બાર ગરેન પ્રીપર્ડેચાક તથા ૧૨ ગરેન રૂબાર્બ એ બંનેને મેળવી બાળકને ફકાડવું. અને લીનીમેન્ટ સોપ પાંપડી ઉપર ચોપડવું, અથવા તેની સાથે ટીંચર આવ ઓપીઅમ થોડું નાંખીને ચોપડવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| મોરના પીછાની રાખ | ... | ...ગરેન ૧૨ |
| લીંડી પીંપરની ભુકી ... | ... | ...ગરેન ૬ |
| મધ ... ... | ... | ...દરામ ૨ |

એ ત્રણે ચીજોને મેળવી તેમાંથી બબે કલાકે આંગળી આંગળી ચટાડવું. અથવા

| | | |
|---|---|---|
| અડદ. | ... .. | દરામ ૧ |
| હળદર. | ... ... | દરામ ૧ |

એ બંનેને ખાંડી તેને ચલમમાં ભરી હોકો પાવો.

**અથવા**—ગોળ અને સુંઠને પાણીમાં વાટી તેનો નાશ આપવો.

**અથવા**—સણુની છાલનું ચુરણ કરી ચલમમાં નાખી પાવું.

**અથવા**—બીજોરાનો રસ, સંચળ, મધ એ ત્રણેને મેળવીને ચટાડવું.

**અથવા**—મકનાં ડાંખળાં ચલમમાં ભરીને પાવાં.

---

# માથુ દુખવા વિષે.

(હેડએક—Headache.)

માથાના દરદના મુખ્ય કરી નીચે પ્રમાણે પાંચ ભાગ કરવામાં આ-બ્યા છે તેથી તે દરેકનુ બ્યાન જુદુ જુદુ આપવાની જરૂર છે.

૧ પીતવીકારનું માથાનું દરદ.
૨ નબળાઇનું માથાનું દરદ.
૩ આધાસીસી.
૪ વાનું માથાનું દરદ.
૫ લોહી વીકારનું માથાનું દરદ.

---

## ૧ પીત વિકારનું માથાનું દરદ.

(બીલીઅસ હેડએક)

**નીશાની**—પીતનો ઉછાળો થઇને માથાનું દરદ થાય છે. ઘણું ક-રીને સવારમાં અથવા સાંજે માથુ દુખવું શરૂ થાય છે. એ દરદ આખા માથામાં હોતુ નથી, પણ ફકત આંખના ભવાં આગળ અને કાન પટી આગળ દુખે છે. અને આંખના ડોળામાં પણ સણકા મારેછે. ભુખ જતી રહેછે, જીભ ઉપર પીળો મેલ બંધાય છે, મોહોડુ કડવું લાગે, જીવ મચળાયાં કરે, ઝાડો સકત અને સફેત રંગનો આવે, પીસાબ થોડો અને લાલ રંગનો હોય, ઉછાળો તથા ઓકારી આવે, તેમાં ખાટુ ન પચેલું પડે. અથવા કડવું પીત પડે તારે માથાનું દરદ મટે છે. અથવા આજા-રીને ઉલટીમાં જરા પણ ખાટુ પડવાથી જરા ચેન પડે.

**સબબ**—ઝાડો કબજ રહેવાથી, ઘણો ખોરાક ખાધાથી, બદહજમીને પેદા કરનારાં કારણોથી, આ રોગ પેદા થાય છે.

આમરજમાં કેલોમલ અથવા પારાની દવા અવગુણ કરતા છે.
ઉપલી દવાઓ ન મળી શકે તો નીચેની દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| કાસટર ઓઇલ... | ... | આંઊસ ૧ |
| સીંધાલુણ | ... ... | દરાંમ ૦ાા |

એ બનેને ઉના પાણીમાં પાવું અથવા તેની પીચકારી ગુદામાં મારવી મળ કઠણ હોય તો સાજીખાર તથા જવનો લોટ એ બનેને ગરમ પાણીમાં વાટી તેનો પેટ ઉપર લેપ કરવો.

ઉપલી દવાઓથી ઝાડાની કબજીઅત ન મટે તો એરંડીનાં બીજ રૂ ૧૦ ભાર લેઈ તેને ગાડરના ચાર શેર દુધમાં પોટલી બાંધી બાફવાં તે ચડી રહ્યા પછી પોટલી કાઢી તે મીજને ધોઈ નાંખી છાંયડે સુકવી નાખી તેમાંથી મીજ પાંચ સવારે આખાં ભાગાં કરીને ગળાવવાં. દરરોજ એકેકુ મીજ ચડતું જવું એ પરમાણે એકવીસથી બેતાળીસ મીજ સુધી ચડવું. અને પાછું એકેકુ મીજ કમી કરતા જવું. આ ઉપાય સારોછે.

---

## હેડકી.

### (હીકપ—Hiccup)

પેટમાં ખટાસ થયાથી, અપવાસ કરવાથી, ઘણી તીખી વસ્તુ ખાધાથી, બીડી અથવા હોકો પીવાથી, વીગેરે કારણોથી થાય છે.

**ઉપાય**—નાક બંધ કરી હળવેથી પાંણી પીવું. કેટલીક વખત હેડકી ચાર પાંચ દીવસ લાગટ આવે છે. અને જરા પણ ચેન પડવા દેતી નથી. ત્યારે બીમાર મોટો હોય તો ૧૨ ગરેન કવીનાઇનડીસલફસ તથા ૨૦ ગરેન બીસમથ સબનાઇટરસ એ બંનેને મેળવી તેનું એક પડીકુ કરી તે ફકાડવું. જેથી હેડકી તુરત બંધ થઈ જશે. જો જરૂર જણાય તો એવુંજ બીજુ

પડીકુ બે કલાક પછી આપવું. અથવા નીચેની દવા ૧ આંઉસ કપુરના પાણીમાં નાખી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| | ઈથર સલફ્યુરીક ... .. | મીનીમ ૨૦ |
| અથવા | સોલ્યુશન આવ આમોનીઆ. | મીનીમ ૫ |
| | ટીંચર ઓપી ... .. | મીનીમ ૧૦ |

ગળાની પાસેના બે હાડકાં જેને હાંસડી કહે છે તે બંનેને ગળાની નીચે અંગોઠાથી થોડી મીનીટ સુધી મજબુત દાબી રાખવાથી હેડકી બંધ થઈ જાય છે. અથવા ૨ દરાંમ બરોમાઈડઆવ પોટાસીઅમને ૬ આંઉસ પાંણીમાં નાખી પોણું વાઇન ગલાસ દર ત્રણ કલાકે તેમાં બરફ નાખી પાવું. તથા વચે વચે થોડો સોડાવોટર પાવો. ઇથર સલફ્યુરીકમાં લુગડુ બોળી તે ગરદન ઉપર તથા પીપડી ઉપર મુકવું અને તે ભીનેલું રાખવું. અથવા રબરના દડા વાળી પીચકારીથી છાતી પેટ તથા ગરદન ઉપર ઇથર સલફ્યુરીક છાંટયું હોય તો ગમે તેવી હેડકી મટી જશે.

ઉપર જણાવેલા ઉપાયોથી કંઇપણ ફાયદો ન થાય તો ગરદંન ઉપર પલાસતર મારવું. તથા ૧૦ ગરેન કવીનાઇનડી સલફસ દીવશે ફકાડવું અને ૨૦ થી ૩૦ ગરેન હેડરેટ આવ કલોરલ રાતે સુતી વખત થોડા પાણીમાં પલાળી પાવું.

તાવને લીધે હેડકી આવતી હોયતો થોડા ગરેન રૂબાર્બ દર બે કલાકે ફકાડવો અથવા ૧૦ ગરેન કેલોમલનું ૧ પડીકુ કરીને તે પાણી સાથે ફકાડવું. અથવા ૧ ચમચો સરકો. ૧૫ મીનીમ એસીડ સલફ્યુરીક ડીલ્યુટ, ખાટાં દાડમનો રસ, ફુદનાનો રસ, અથવા લીંબુનો રસ એ પાંચમાંથી ગમે તે એક લેઈ, બીકર ગલાસ પેપરમીન્ટ વોટરમાં નાંખીને પાવું.

**અથવા**—૨૦ ગરેન સુંઠનો ભુકો તથા ૪૦ ગરેન ગોળ એ બંનેને મેળવી તે ખાવું અથવા દરદી બુઢો હોય તો નીચેની દવાઓ મેળવી એક

| | | | |
|---|---|---|---|
| જેઠીમધ... | ... | ... | દરામ ૨ |
| ચંદન... | ... | ... | દરામ ૨ |
| ધમાસો ... | ... | ... | દરામ ૨ |
| ઘી.. | ... | ... | આંઉસ ૩ |
| દુધ | ... | ... | આંઉસ ૧૨ |

ઉપલી ત્રણે વસ્તુને ખાંડી ઘીની અંદર કાલવી તેમાં દુધ નાખી તેને ચુલા ઉપર ઉકાળી. ઉકાળતાં બાકી ઘી રહે એટલે ઉતારી લેઈ તેમાંથી અડધો આંઉસ દરરોજ સવારમાં પાવું. અને તે ઘી સુંઘાડવું

**અથવા—**

| | | |
|---|---|---|
| સાકર | .. | ... ગરેન ૬ |
| દરાક | ... | ... ગરેન ૬ |
| જેઠીમધ ... | ... | ગરેન ૬ |

તેને જરા દુધની અંદર વાટી તેમાંથી છછો ટીપાં નાકની અંદર દાહાડામાં એક વખત નાખવાં.

ઉપલી દવાથી માથાનું દરદ ન મટે તો સુખડ, બરાસકપુર, જેઠી મધ, મણસીલ, એ સરવ બરાબર, લેઈ ઝીણાવાટી પાણીમાં નાંખી તેનો માથા ઉપર લેપ કરવો.



# નબળાઇનું માથાનું દરદ.

**(નરવસહેડએક)**

**નીશાની**—આ દરદ કેટલીક વખત એકદમ થઈ આવેછે. અને તે એકદમ મટી પણ જાયછે. માથામાં જોરથી ભાલા વાગતા હોય એમ લાગે, અને વખતે બંને કાનપટી આગળ કોઈ જોરથી દાબતું હોય તેમ લાગે. ચેરો ફીકો લાગે, માથુ થંડુ હોય, ફેર ચકર આવે, આંખે અંધારાં

આવે, અને જાંખ લાગે. દરદીને પડી જવાની બીક લાગે, ખાટા ઓ-ડકાર આવે, પેટમાં પવન પકડે, ઘણી વખત પાછલા પોહોરે આ દરદ શરૂ થાય, અને રાતે ઊંઘમાં મટી જાય. અને વખતે દરદ એટલું થાય કે ઊંઘ બીલકુલ આવે નહી.

**સબબ**—પોચા મીજાજવાળાને થંડી હવા માથાને લાગવાથી, ઘણી ધાત જવાથી, ઈતીયાદી એવા કારણોથી આ રોગ ઉઠે છે.

**ઉપાય**—ઝાડો કબજ હોય તો હલકો જુલાબ આપવો. અને નબ-ળાઇ ઘણી હોય તો નીચેની દવાઓમાંથી ૧ લીકરગ્લાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું, શકતી આવે ત્યાં સુધી તે દવા જારી રાખવી.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ આમોનીઆ... | ... | ગરેન ૨૦ |
| કમપાઉન્ડ ટીંચર આવ લવંડર. | ... | દરામ ૪ |
| બારકનો ઉકાળો.. .. | ... | આંઉસ પાા |

**અથવા** ૧૦ થી તે ૩૦ ગરેન પોટાસા નાઇટિરસ અથવા ૧૦ થી ૩૦ ગરેન કલોરાઇડ આવ આમોનીઆને ૧ાા આંઉસ કેમોમાઇલ ફુલ-ના ઉકાળામાં મેળવી દર કલાકે જ્યાં સુધી માથુ દુખતું બંધ રહે ત્યાં સુધી પાયા કરવું આ ઉપાય ઘણો સારો છે.

ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચેની દવામાંથી એકેકી ચ-મચી ખાણું ખાધા પછી પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ સ્ટ્રીકનીઆ... | ... | ગરેન ૧ (એક) |
| ડીલુટેડ ફોસફોરીક એસીડ | ... | દરામ ૬ |
| ટીંચર આવ સ્ટીલ ... | ... | દરામ ૬ |
| કેમોમાઇલના ફુલનો ઉકાળો. | ... | આંઉસ ૪ |

અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેની સરખી છો ગોળીઓ કરી એકેક ગોળી દીવસમાં ત્રણ વાર ગળાવવી. એ દરદથી રાતે ઊંઘ ન આવે તો સુતી વખત બે ગોળી ગળાવવી. આ ઉપાય ઘણો સરસ છે.

| | |
|---|---|
| સલફેટ આવ કવીનાઇન ... ... | ગરેન ૯ |
| એકસ્ટ્રાક આવ હાઇઓસીઆમી ... | ગરેન ૧૨ |
| કેમફરે ... ... ... .. | ગરેન ૪ |

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પ્રમાણે દેશી દ૰વાઓ વાપરવી.

| | |
|---|---|
| હપજેટ... ... ... | દરામ ૧ |
| એરંડાનું મુળ ... ... | દરામ ૧ |
| સુંઠ ... ... ... | દરામ ૧ |

એ ત્રણે વસ્તુને છાસમાં વાટી તેને ગરમ કરી તેનો જાડો જાડો ગરમ ગરમ માથા ઉપર લેપ કરવો.

અથવા હરડેદળ, બેડાં, આમળાં, લીંબડાંની અંતરછાલ, કડવું પ૰ટોળ, મોથ, વીસનગરી હળદર, તરાઅમાન, કરીયાતુ, ગળો, એ સરવ બરાબર લેઈ આખા ભાગા ખાંડી માટીના કોરા વાસણમાં પાણી શેર એક ઉપલી દવાઓમાંથી રૂ૨ાા ભાર નાખી ઉકાળી બાકી પાણી રૂ૯) ભાર રહે ત્યારે ઉતારી ગળી ઠંડું થવા દેઈ રાતે સુતી વખત પાવું.



# આધાસીસી

## ( હેમી ક્રેનીઆ. )

**નીશાંની**—અરધા માથામાં અથવા અરધા કપાળમાં જોરમાં દુખે જ્યાં દુખતું હોય ત્યાં હાથ લગાડવાથી દરદ વધારે લાગે તે તરફનો ડોળો લાલ થાય તેમાં દુખાવો થાય. તડકો ચડતો જાય તેમ દરદનુ જોર વધતું જાય, અને બપોર નમતા જાય તેમ દરદ પણ ઓછું થતું જાય છે. અને તે એક૰ વખતે પાછું શરૂ થાય છે. ઉછાળો અને ઉલટી થાય દરદીને કંઈ પણ જોવા ગમે નહિ અને દરદના જોરથી દરદી રાડો પાડે.

**સબબ**—માલેરીઆ જાતની તાવ પેદા કરનારી ઝેરી હવાથી અથવા એવાં બીજાં કારણોથી આ દરદ થાય છે.

**ઉપાય**—ઝાડો કબજ રહે તો હોય તો એક હલકોજુલાબ આપવો. અને પછી નીચેની દવાઓને મેળવી તેની સરખી છ ગોળીઓ ગુંદરના પાણીમાં કરી એકેક ગોળી દહડામાં ત્રણવાર ગળાવવી. આ ઉપાય સારો છે.

| | |
|---|---|
| સલફેટ આવ કવીનાઈન ... | ગ્રેન ૧૮ |
| એકસ્ટ્રાક આવ હાઈઓસીઆમી... | ગરેન ૯ |

અથવા કલોરો ફોરમ અને ટીંચર ઓપીમાં લુગડું બોળી દુખતા ભાગ ઉપર દાબવાથી આરામ થાય છે, પણ તેથી બળતરા બળે તોપણ દાબી રાખવું. પણ ઘણીજ બળતરા બળે તો કાઢી નાંખવું. અને નીચે જ ણાવેલી દવાઓને મેળવી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પા. વી તે થોડા દીવસ સુધી ચાલુ રાખવી.

| | |
|---|---|
| ઇથર સલફ્યુરીક ... ... | દરામ ૧ |
| ટીંચર આવ એકોનાઇટ ... | મીનીમ ૨૦ |
| ટીંચર આવ હેનબેન ... | દરામ ૨ |
| કેમફર વોટર. ... ... | આંઉસ ૬ |

અને નીચે લખેલી દવાઓની ગુંદરના પાણીમાં ચોવીસ ગોળીઓ બનાવી એકેક ગોળી ઉપલી દવા પીતી વેળા ગળાવવી.

| | |
|---|---|
| રૂબાર્બ પાઉડર ... | ગરેન ૪૦ |
| પલવીસ એપીકાકયુના. | ગરેન ૧૦ |
| કેસ્ટીલસોપ ... ... | ગરેન ૪૦ |

આજારી નબળો હોય અને તેનો ચેરો ફીકો લાગે તો ટીંચર ફેરી પરકલોરીડ મીનીમ ૩૦ ને બે આંઉસ પાણીમાં મેળવી તેમાંથી અરધુ સવારે અને અરધુ સાંજે પાવું. એથી લોહીમાં વધારો થશે, અને માથાનું દરદ મટી જશે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

બકરીના દુધમાં સુંઠ ઘસી તેનું નાકમાં ટીંપુ નાંખવું, અથવા.

કેસર તથા ઘી સરખે ભાગે મેળવી તેને ગરમ કરી તેનાં ટીંપાં નાકમાં નાખવાં. અથવા.

| | |
|---|---|
| દારૂ હળદર<br>મજીઠ<br>કડવા લીંબડાનાં પાન<br>સુગંધીવાળો<br>પદમક | એ પાંચે ચીજો સમભાગે લઈ તેને પાણીમાં વાટી જ્યાં માથુ દુખતું હોય ત્યાં લેપ કરવો. |

**અથવા**—સાકર અને કેસરને ઘીમાં સેકી તેનો નાસ આપવો. જેથી ફાયદો થશે. અથવા સાકર અને મીંઢળ એને ગાયના મુતરમાં બારીક વાટી નાસ આપવો.

**અથવા**—આંબાની છાલને પાણીમાં બારીક વાટી લેપ કરવો.



# વાનુ માથાનું દરદ.

(**રૂમેટીક હેડએક**—Rheumatic headache.)

**નીશાની**—કપાળથી તે બોચી સુધીના ચામડામાં સકત દુખાવો થાય તેને હલાવવાથી અથવા હાથ લગાડવાથી દરદમાં વધારો થાય. દરદમાં એકજ જગોએ કાયમ રેહે નહી પણ ઘડીમાં આગલા ભાગમાં થાય અને ઘડીમાં પાછલા ભાગમાં થાય, એ રીતે માથામાં દોડતું ફરે. વખતે થોડીવાર નરમ પડે અને પાછું શીરૂ થાય. સાંજે અને થંડે વખતે દરદમાં વધારો થાય. ગરમીને વખતે અથવા માથાને ગરમ રાખવાથી દરદ નરમ પડે.

**સબબ**—થંડી હવા લાગવાથી, થંડી હવાવાળી જગોમાં રેહેવાથી અથવા માથા ઉપર ઘણી થંડી ચીજ મુકવાથી અથવા સંધીવાના ઘણીને આ દરદ વધારે થાય છે.

**ઉપાય**—ઝાડો કબજ હોય તો જુલાબ આપી ઝાડો સાફ લાવવો. પછી રાત્રે ડોવરસ પાઉડર ગરેન ૫ ફકાડવું, તેથી રાત્રે ઉંઘ આવશે. અને બીજે દીવસે નીચેની દવાને મેળવી તેના ૬ પડીકાં કરી એકેકુ પડીકુ દીવસમાં ત્રણ વાર ફકાડવું.

| | | |
|---|---|---|
| એનટીમોનીઅલ પાઉડર | ... ... | ગરેન ૬ |
| ડોવરસ પાઉડર | ... ... ... | ગરેન ૧૫ |

ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચે જણાવેલી દવાઓની ૬ ગોળીઓ બનાવી એકેક ગોળી દાહાડામાં ત્રણ અથવા ચાર વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| કેમફર | ... ... ... | ગરેન ૪ |
| એકસ્ટ્રાકટ આવ કોલચીકમ | ... | ગરેન ૨ |
| એકસ્ટ્રાકટ આવ હાઇઓસીઆમો... | | ગરેન ૯ |

ઉપલી દવાથી ફાયદો ન થાય અને તેની સાથે સંધીવાનું દરદ હોય તો હેઠળ લખેલી દવાઓને સારી પેઠે મેળવી ૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| સાઇટ્રેટ આવ પોટાસ ... | ... | દરામ ૨ |
| વાઇન આવ કોલચીકમ ... | ... | મીનીમ ૪૫ |
| સોલ્યુશન આવ મ્યુરેટ આવ મોરફીઆ. | | દરામ ૧ |
| કેમફર વોટર ... | ... ... | આંઉસ ૬ |

અથવા વીજળીના સંચાની મદદ લેવી તેનો એક છેડો દુખતા માથા ઉપર લગાડવો. અને બીજો છેડો હાથમાં પકડાવવો. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ... | ... | ગરેન ૧૨ થી ૩૦ |
| કલોરાઇડ આવ આમોનીઆ | ... | ગરેન ૪૦ થી ૬૦ |
| ઇનિફયુઝન આવ હોપ્સ ... | ... | આંઉસ ૪ |

ઉપલી દવાઓ ન મળી આવે તો—

કોસ્ટ, એરંડાનું મુળ, સુંઠ, એને છાસમાં બારીક વાટી ગરમ કરી માથા ઉપર લેપ કરવો.

અથવા અડદના લોટને પાણીમાં કસણીને તેનો રોટલો કરી એ રોટલો એક પહોર સુધી માથા ઉપર બાંધી રાખવાથી આરામ થશે.

**લોહી વીકારનું માથાનું દરદ.**

**નીશાની**—માથુ ઘણું જોરમાં દુખે, અને તે ગરમ હોય, ચેરો તથા આંખ લાલ થાય, નાડી ઉતાવળી અને ભરેલી હોય, બંને કાનપટી આગળ લોહીનો ધબકારો થાય, કાનમાં ગુંગું અવાજ સંભળાય, ઝાડો કબજ હોય, પીસાબ થોડો અને લાલ હોય, અને હાથ પગ થંડા લાગે. આ માથાના દરદની બે જાત છે. એક લોહી વીકારનું જોરાવર દરદ, અને બીજું લોહી વીકારનું ધીમુ દરદ, તેમાં પેહેલી જાતમાં ઉપર પ્રમાણે નીશાની હોયછે, અને બીજી જાતમાં માથાનું દરદ ધીમુ ધીમુ હોય, આંખમાં કેફની માફક જણાય, આંખે ઝાંખુ દેખાય, કાનમાં અવાજ થાય, ચેરો જરા ફીકો લાગે, ઊંચે જોવાથી માથુ દુખે, ઊંઘ બહુ આવે, નાડી ધીમી અને નબળી ચાલે.

**ઉપાય**—પેહેલી જાતના માથાના દરદમાં ઝાડો કબજ હોય તો જુલાબ આપી પેટ સાફ લાવવું, અને જોરાવર બીમાર હોય તો બંને કાનપટી ઉપર ફરતો ૧ થી ૩ ડુઝન જળો મેલાવવી. સંગરાહ મુકાવવી. માથા ઉપરના મુવાળા કાઢી નંખાવી ઉપર થંડુ પાણી અથવા બરફ મુકવો. અથવા પાણી અને કોલન વાટરમાં લુગડું બોળી માથા ઉપર મુકવું અને તેને ભીંજેલું રાખવું. અને તેને અંધારા ઓરડામાં રાખવો પણ પવન સારી પેઠે આવવા દેવો.

જો લોહી વીકારનું ધીમું દરદ જોરાવર માણસને થાય તો બંને કાનપટી ઉપર જળો મેલાવવી, અને ઝાડો સાફ લાવવો પણ નાડી નબળી હોય તો જળો મેલાવવી નહી, પણ ઝાડો સાફ લાવી નીચેની દવામાંથી **૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વખત પાવી.**

ટીંચર આવ રૂબાર્બ ... ... મીનીમ ૩૦
કંમપાઉંડ ટીંચર આવ જેનસીના. મીનીમ ૬૦
આમોનીઆટેડ ટીંચર આવ વલેરીઅન. મીનીમ ૪૫
પાંણી ... ... ... આંઉસ ૩

માથાના દરદો ઉપર લગાડવાની દવાઓ—કોલાંનવોટર અને પાંણી, લવંડરવોટર અને પાંણી, ગુલાબજળ, અથવા પાંણીમાં અથવા ગુલાબ જળમાં ઘસેલુ સુખડ વીગેરે મુકવું. માથુ ઘણુંજ ગરમ હોય તો બરફનો કટકો માથા ઉપર ફેરવવાથી ફાઅદો થાય છે.

પણ વાના અને બીજા માથાના દરદમાં જેમાં માથુ થંડુ હોય અથવા થંડી ચીજ લગાડવાથી દરદ વધારે થાય તો, તે લગાડવી નહી. પણ તેને બદલે ગરમ રેતી અથવા ગરમ મીઠુ અથવા ગરમ ઘાટનો અથવા ફલાનલનો સેક કરવો. માથા ઉપર ફલાનલ લપેટી રાખવું. રાતે સરદીના વખતે માથુ ઉઘાડુ ન રાખવું.

વાના તથા નબળાઇના દરદમાં જ્યારે દુખાવો ઘણો હોય ત્યારે ૪૦ થી ૬૦ ટીપાં ટીંચરઓપીનાં દરદની જગો ઉપર ચોપડવાં. અથવા ૨ ગરેન અફીણ જરા પાણીમાં ઘસીને ચોપડવું. અરધુ માથુ દુખતું હોય ત્યારે પણ આ દવા લગાડવી સારી છે.

પગ થંડા હોય તો ગરમ પાણીમાં અથવા ગરમ પાણીમાં ૧ ચમચો રાઇનો ભુકો નાખી ઘુંટણ સુધી બોળી લુછી નાખી ઘાબળીથી લપેટી લેવા.

ઘણો દારૂ પીવાથી માથુ દુખતુ હોય તો પલવીસ એપીકાક ગરેન ૩૦ અથવા સલફેટ આવ ઝીંક ગરેન ૨૦ ને પાણીમાં નાખી પાઈ ઉલટીઓ કરાવવી. અને દારૂ બધો ઉલટીમાં નીકળી જાય કે તુરત ૦॥ દરાંમ રૂબાર્બ અને ૧૫ ગરેન કેલસાઇન્ડ મેગનેસીઆ પાણીમાં નાખીને પાવું. અને ત્યાર પછી ૩ ટીપાં નાઇટ્રેટ આવ એમાઇલ રૂમાલપર છાંટીને સુંઘાડવું.

(કઠણુ ટાંકી)

ચાંદીના આંજીરથી માથુ દુખતુ હોય અને આજારી જોરાવર હોય તો પારાની ધુણી આપવી, અથવા પારાનો મલમ માથા ઉપર ચોપડવો. અને ૫ ગરેન પોટાસા આઇઓડાઇડ કરીઆતાના ઉકાળામાં દાહાડામાં ત્રણ વખત પાવું.

ગુરેદાના દરદથી માથુ દુખતુ હોય તો ગુરેદા ઉપર ગરમ સેક કરવો. અને એક જુલાબ આપવો. પછી ૧૫ ગરેન એસીટેટ પોટાસ તથા ૨ થી ૪ દરાંમ ઇનફ્યુઝન ઓવ ડીજીટેલીસ એ બનેને મેળવી દર ત્રણ કલાકે પાવું.

સળેખમથી માથુ દુખતુ હોય તો સરદીના ઉપાય કરવા. અને કસ્તુરી, હીરાબોળ, અફીણ અને તીખાં એ ચારે વસ્તુને દારૂમાં ઘસીને માથા ઉપર ચોપડવું. તથા ધતુરાના પાંદડાનો રસ બદાંમના તેલમાં મેળવી માથા ઉપર ચોપડવો. આમોનીઆકારબોનસ સુંઘાડવું. ઇથરસલફ્યુરીક માથા ઉપર ચોપડવું.

ઉપલી દવાઓ ન મળી આવે તો,

સુખડ, કમળકાકડી, અને ટાઢા પાણીમાં વાટી માથા ઉપર લેપ કરવો.

**અથવા** સો વાર ધોયેલા ઘીનો માથા ઉપર લેપ કરવો.

**અથવા** કપુર, કેસર, સાકર, સુખડ એ બધાંને બકરીના દુધમાં બારીક વાટી માથા ઉપર લેપ કરવો.

**અથવા** સુંઠ અને ગોળને પાણીમાં વાટી તેનો નાસ આપવો.

---

# માથે લોહી ચડવાનો રોગ.

**(એપોપ્લેકસી—Epoplexy.)**

**નીશાની**—આ દરદ લોહીઆર અને જોરાવર માણસને થાય ત્યારે **જે નીશાનીઓ જણાય છે તે સઘળી નીશાનીઓ નબળા અથવા પોચા**

માણસને થાય છે, તેમાં જણાતી નથી. લોહીઆર માણસને થાયછે ત્યારે દરદી એકદમ જમીન ઉપર પડી જાયછે, તેનો દમ જોરમાં ચાલેછે, અને ઊંઘમાં ઘોરતો હોય તેવો અવાજ નીકળેછે, ચેહેરો લાલ તુતી જેવો લાગેછે, માથાની તથા ગળાની બહુ નસો તણાઇ આવેછે, માથુ બહુ ગરમ હોયછે, આંખ ઘણીજ લાલ હોયછે, અને તે અરધી ઢાંકેલી અથવા બીલકુલ બંધ હોયછે, આંખની કીકી અસલ કરતાં મોટી થાયછે, નાડી બહુ ભરેલી શકત અને ઊતાવળી હોયછે તથા શરીર બહુ ગરમ હોયછે.

પણ નબળા માણસને થાય ત્યારે પેહેલાં માથુ દુખ્યા કરે, ચેરો ફીકો થાય, હોઠ સફેત દેખાય, નાડી નાંની અને પોચી લાગે, અંગ થંડુ થાય, અને દરદીનો જીવ ફરી આવી બેભાંન થાય. પછી જીવ ઠેકાણે આવે ત્યારે હોંશીયાર થાય ત્યારે પણ માથુ દુખવાનું કીધા કરે. વખતે તે પછી શરીર ગરમ થાય અને પાછી બેહોશી થાય.

ઉપાય—આજારી જોરાવર અને લોહીઆર હોય તેને આ રોગ થાય તો તેને સંગરાહ મુકાવવી. અને આજારીની શકતી ઉપર લોહીનો જોસ ચડી ગયો હોય તેટલું લોહી કાઢવું, પણ નાડી મોટી તથા શકત હોવાને બદલે મધીયમ કદની હોય તો બંને કાનપટી ઉપર ૨ થી ૩ ડજન. જળો મેલાવવી. માથાની હેઠળ તકીઆ મુકી તેને ઊંચું રાખવું. ગરદનની આસપાસ તંગ બાંધેલું હોય તે છોડી નાખવું. પગને ઉના પાણીમાં બોળવા. આજારી ગળી શકે એવો હોય તો કેલોમલ ગરેન ૩ અને કમપાઉન્ડ જેલપપાઉડર ગરેન ૪૦ થોડા પાણીમાં નાખી પાઈ દેવું. અથવા આજારી ગળી શકે તેમ ન હોય તો ૪ થી ૫ ગરેન કેલોમલ જીભ ઉપર ભભરાવવો, અને ઉપર ચમચે ચમચે પાણી પાવું. પણ ગળવાની શકતી તદન જતી રહી હોય તો ૨ ટીપાં કરોટન ઓઇલ જીભ ઉપર ચોપડવું. અને નીચેની દવાઓ મેળવી તેને એક મોટી પીચકારીમાં ભરી ગુદામાં મારવી.

| | | | | |
|---|---|---|---|---|
| એપસંમ સાલ્ટ | ... | ... | ... | આંઉસ ૧ |
| સુનામખ્ખીની ચા | ... | ... | ... | આંઉસ ૨ |
| એરંડીયુ તેલ | ... | ... | ... | આંઉસ ૧ |
| કાંજીનું પાતળુ પાણી | | ... | ... | આંઉસ ૧૬ |

ઉપલી પીચકારીથી ઝાડો સાફ ન આવે અથવા પીચકારીની દવા અંદર ન જાય અને પાછું નીકળી જાય, તો ફરીથી એ પરમાણે કરવું. અથવા ૧।। આંઉસ એરંડીયા તેલની ફકત પીચકારી મારવી.

માથા ઉપર થંડું પાણી નામવું, અથવા બરફ ફેરવવો, અથવા મુકી રાખવો. રાઈની પટીઓ બનાવી પગની એડી તથા ટેટાંઓ ઉપર મુકવી. આ દરદ ભારી ખાણું ખાવાથી અથવા દારૂ પીવાથી હોય તો તેને ઉલટી કરાવવી.

પણ જો નબળા બાંધાવાળાને આ રોગ થયો હોય તો સંગરાહ મુકાવવી નહી. પણ આમોનીઆ કારબોનસ સુંઘાડવો, મોંઢા ઉપર થંડું પાણી સારી પેઠે છાંટવું, અને સ્પીરીટઆમોનીઆ એરોમેટીક ટીપાં ૩૦ થી ૪૦ એક ગલાસ પાંણીમાં નાંખી પાવું. અથવા નીચેની દવાઓમાંથી એક ઠીકરગલાસ ભરી દર બે અથવા ત્રણ કલાકે પાવું પણ અંગ ગરમ થવા માંડે તો તે બંધ કરવું.

| | | | |
|---|---|---|---|
| કારબોનેટ આવ આમોનીયા | ... | | ગરેન ૬ |
| આરંજ સીરપ | ... | ... | દરામ ૪ |
| પાણી | .. | ... ... | આંઉસ ૩।। |

આ વખતે ઝાડો કબજ રેહેતો હોય તો નીચેની દવામાંથી એકેક વાઈન ગલાસ દર ચાર કલાકે પાવું. એક બે વખત આપવાથી ઝાડો સાફ આવે કે તે બંધ કરવું.

| | | | |
|---|---|---|---|
| એપસંમ સાલ્ટ | | ... | આંઉસ ૧ |
| ટીંચર આવ સીનકોના... | | | દરામ ૪ |
| સુનામખ્ખીનીચા | | .. | આંઉસ ૩ |
| પાણી | ... | ... | આંઉસ ૪ |

ઉપલા ઉપાઓથી ફાયદો ન થાય, અને લોહીયાર અને જોરાવર માણસ હોય અને તે મડદાની માફક થઈ ગયો હોય તો, કેંથારીડીસ પલાસતરની એક પટી ગરદન ઉપર મુકવી. અને બીજી માથાની ખોપરી ઉપર, અને બે પટીઓ કાનપટી ઉપર મુકવી. જેથી એક ચમતકારની માફક આરામ થશે. યાદ રાખવું જોઇએ કે આ દરદની શરૂઆતમાં અથવા મટવા પછી દારૂ બીલકુલ પાવો નહીં. દારૂ તે દરદને એક ઝેરની અસર કરેછે.

---

# ફેફરૂ.

## (એપીલેપસી—Epilepsy.)

**નીશાની**—ફેફરૂસરૂ થતાં કેટલીક વખત આજારી મોટેથી રાડો પાડે, અથવા ચીસ પાડે. જમીન ઉપર બે સુધી થઈને પડી જાય. હાથ પગમાં તાણ થાય અને તેને લીધે આખુ શરીર હાલાકરે હાથનાં આગળાં વળી જાય, સ્વાસ ગભરાએલો ચાલે, ચેરો લાલ થાય. કોઈ વખત મોઢું એક બાજુ ફરી ગએલુ લાગે. મોઢા ઉપર ફીણ આવે, આંખના ડોળા ફરવા ઈ જાય. ચાવણીઆં ખુબ જોરથી બેસી જાય. અને વખતે જડબાની વચે જીભ આવી જાય તો તે કપાઈ જઈ લોઈ નીકળે. ઝાડો તથા પીસાબ બે અખતીઆર આવે, એવી અવસ્થા થોડો વખત રહા પછી આજારી થોડો વખત સાંત પડી રહે, અને પછી પાછો હુશીઆર થાય. આજારીને તરેહવાર સ્વપનાં આવે, તરેહવાર ચીતરો સ્વપનામાં દેખાય, ધાસ્તી ભરેલા અવાજ સંભળાય, માથુ દુખે અને આંખે ઝાખ મારે. અને તે રોગ થઈ આવવાનો હોય ત્યારે પેહેલાં હાથ ઉપર જાણે કંઈ જાનવર ચાલતુ હોય એવો સળવળાટ લાગે.

**સબબ**—તે રોગ વારસા તરીકે ઉતરતો આવે છે. ઘણો દારૂ પીવાથી

અથવા બીજી કેફી વસ્તુ વાપરવાથી ઘણી રંડી બાજી કરવાથી હાથ રસની ધીક્કારવા જોગ ટેવથી, ટાંકી થવાથી, ધાત જવાથી, પથરીના આજારમાં ગુરદાની રેતીના આજારમાં બરડાના કાંઠાની ગુડમાં વરમ અથવા ગુમડુ થવાથી, પેટમાં કરમ થવાથી, બાળકને દાંત ફુટવાથી, ઓરતને ગરભ સ્થાનના દરદથી, ભેજાની બીમારીથી વીગરે એવા કારણોથી તે દરદ ઉતપન થાય છે.

**ઉપાય**—જ્યારે ફેફરૂ થઈ આવે ત્યારે દરદીને એક ગાદલા ઉપર સુવાડી તેના માથા નીચે તકીઓ મુકવો. તંગ લુગડાં પેહેરેલાં હોય તે ઢીલાં કરવાં. દાંત વચે જીભ ન આવી જાય તેને વાસ્તે દાંતોની વચે મોટું બુચ અથવા લાકડાનો કટકો મુકવો, પણ તે ગળી ન જાય તેની સંભાળ રાખવી. માથુ ઉનુ હોય તો થોડુ પાણી રેડવું અને તેને લાઈકર આમોનીઆફોર-ટીઅર અથવા આમોનીઆ કારબોનસ સુઘાડવો. અથવા મોઢા ઉપર થંડા પાણીના ફટકા મારવા. તપખીર અથવા છીકણી સુઘાડવાથી ફાયદો થાયછે. વાસ્તે તે સુઘાડવી. આમરજ થવાની શરૂઆતમાં નીશાની તરીકે સળવળાટ થાય તો જે જગાથી તે સળવળાટ શરૂ થવા માંડે તે જગો ઉપર લુગડાનો જોરથી પાટો બાંધી દેવો, જેથી વખતે ફેફરૂ થતુ અટકી જસે. તે મરજ નહી થાય તેને વાસ્તે ઉપર જણાવ્યા પરમાણે જે કારણથી તે રોગ થયો હોય તે બંધ કરવું. અને આજારીનો ઝાડો કબજ હોય તો કમપાઉન્ડ રૂબાર્બ પાઉડર દરાંમ ૧ ગરમ પાણીમાં નાખી પાઈ દેવું. અથવા કાસટર ઓઈલનો જુલાબ આપવો. ઝાડો સાફ આવવા પછી કુવત આવે એવી દવાઓ અને ખોરાક આપવો. અથવા નીચેની દવાઓ મેળવી પોણુ વાઈન ગલાસ ભરી લાંબા વખત સુધી એક પણ દીવસનો ખાંચો લાખ્યા સીવાય દર ત્રણ કલાકે દીવસમાં ચાર વાર પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | દરાંમ ૧ |
| આમોનીઆ બ્રોમાઇડ | ... | ગરેન ૪૦ |

| | | |
|---|---|---|
| ટીંચર આવકેસકેરીલા | ... | દરાંમ ૨ |
| પાંણી | ... ... | આંઉસ ૬ |

ઉપર જણાવેલી પોટાસા બ્રોમાઇડ નામની દવા એક અથવા બે અઠવાડીઆં સુધી પાવાથી દરદીને શરીર ઉપર રાતાડાઘ જેવું કંઈ ન વરતાય અથવા કંઈ અવગુણ ન વરતાય તો જાણવુંકે તે દવા ફાયદો કરસે, વાસ્તે તે દવા ૧ દરામ છે તેને બદલે વધારી ૨ દરામ ઉપલી દવાઓની સાથે મેળવી તેના ચાર ભાગ કરી ઉપર પરમાણે પાવી. અથવા આ રોગ કોઈ પણ રાંડના આજારથી થયો હોય તો ઉપલી દવાઓની સાથે ૨૦ થી ૬૦ ગરેન પોટાસા આઇઓડાઇડ મેળવી ઉપર પરમાણે પાવું. અથવા નીચેની દવાઓની ૧૨ ગોળીઓ કરી એકેકી ગોળી દીવસમાં ત્રણ વાર પાણી સાથે ગળાવવી. એ દવા પણ થોડા દીવસ સુધી જારી રાખવી, જેથી ઘણો ફાયદો થાયછે.

| | | |
|---|---|---|
| સલફેટ આવઝીંક | ... | ગરેન ૨૪ |
| એકસ્ટ્રાકઆવજેનસીઅન | | ગરેન ૩૬ |

ઉપલી દવાથી ફાઅદો ન થાય તો નીચેના દવાઓ મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ દીવસમાં ત્રણ વાર પાવું.

| | | | |
|---|---|---|---|
| ફોસફેટ આવ ઝીંક | ... | ... | ગરેન ૨૦ |
| ડીલુટેડ ફોસફોરીક એસીડ ... | | ... | દરાંમ ૧॥ |
| ટીંચર આવ સ્ટીલ | ... | ... | દરાંમ ૧॥ |
| પેપરમીંટવાટર ... | ... | ... | આંઉસ ૬ |

કદાપી ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચેની દવાઓની ૧૨ ગોળીઓ કરી અને એકેક ગોળી દાડામાં ત્રણ વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| વલેરીએનેટ આવ ઝીંક .. | ... | ગરેન ૧૨ |
| એકસ્ટ્રાકટ આવ બેલાડોના | ... | ગરેન ૩ |
| એકસ્ટ્રાકટ આવ જેનસીઅન | ... | ગરેન ૧૨ |

અથવા ૧૨ ગરેન લેકટેટ આવ ઝીંક તથા ૧ ગરેન એકસ્ટ્રાક આવ

નકસવોમીકા એ બનેની ત્રણ ગોળીઓ કરી એકેકી ગોળી દાહાડામાં ત્રણ વાર ગળાવવી.

અગર જો ફેફરાવાળા માંણસને ઘેલાપણાના કંઈ ચીન જણાતાં હોય તો ૧૫ થી ૨૦ મીનીમ લીકવીડ એક્સ્ટ્રાક્ટ આવ અરગટ પાંણીમાં નાખી દીવસમાં ત્રણ વાર પાવું. અથવા ૫ થી ૨૦ ગરેન બ્રોમાઇડ આવ સોડીઅમ પાણીમાં નાખી દાડામાં ત્રણ વાર પાવું.

ફેફરાની સાથે કરમનો આજાર હોય તો ૯ ગરેન સેનટોનાંઇન અને ૩૦ ગરેન જેલપપાઉડર તેનાં ત્રણ પડીકાં કરી દાડામાં ત્રણ વાર થોડા દીવસ સુધી જારી રાખવાં, તેથી ફાયદો ન થાય અને કરમનું જોર હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૧॥ આંઉસ જેટલી દર ત્રણ કલાકે પાવી.

| | |
|---|---|
| ટરપીનટાંઇન ... ... | મીનીમ ૩૦ થી ૬૦ |
| ગુંદરનો ભુકો ... ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ આવ નાઇટરીકઇથર | દરાંમ ૧ |
| ઇનફ્યુઝન આવ કાલંબા ... | આંઉસ ૬ |

બીમારથી ખમી શકાય તો હમેશાં થંડા પાંણીથી નવરાવવો. અને માથા ઉપર થંડુ પાંણી રેડવું. અને સાંજે સ્વાર મગરનું તેલ પાવું.

ફેફરાના મરજમાં પોટાસા બ્રોમાઇંડ બહુ ફાયદો કરેછે, વાસ્તે પોટાસા બ્રોમાઈડ વાળી દવા ઘણા દીવસ જારી રાખવી. ઉપલા ઉપાઓ જલદી જલદી ફેરબદલ કરવાથી ફાયદો નહી થાય વાસ્તે દરેક ઉપાય ઘણા દીવસ અજમાવવો અને તેથી આરામ ન થાય તો બીજો અજમાવવો.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેસી દવાઓ વાપરવી

બોઝોવજ ગરેન ૬ ને વાટી મધમાં મેળવી દરરોજ સ્વારમાં ચટાડવો.

**અથવા**

ધોળા સાકર કોળાના રસમાં જેઠીમધ ગરેન ૬ નાખીને દાડામાં ત્રણ

વાર પાવું. અથવા ગાવસુકણાંનો ભુકો ગરેન ૩ છીકણીની માફક દરરોજ સુંધાડવો અથવા

| | |
|---|---|
| માલકાંકણી ... | દરાંમ ૧ |
| કડવા લીમડાનાં પાંન | દરાંમ ૧ |
| જેઠીમધ ... ... | દરાંમ ૧ |
| સરગવાની છાલ ... | દરાંમ ૧ |
| તલનું તાજુ તેલ ... | આંઉસ ૨ |
| ગઉમુતર . ... | આંઉસ ૮ |

ઉપલી ચારે ચીજોને ખુબ વાટી તેને તેલ તથા ગઉમુતરમાં મેળવી ચુલા ઉપર ચડાવી ઉકાળતાં બાકી તેલ રહે ત્યારે તેને ગાળી તે તેલ દરરોજ શરીર ઉપર ચોળવું.

અથવા હરડેદળ, બેડાં, આંમળાં, સુંઠ, તીખાં, લીડીપીપર, વધારણી, વજ, સીંધાલુણ, કડું, નાની પીલુડીનાં પાન, ધોળો સરસવ, લીંબુનો રસ. એ બધાં બરાબર લઈ લીંબુનો રસ ઓસડોથી બમણો લેવો. બધાં ઓસડો ને બારીક ખાંડી લુગડે ચાળી પછી તેને લીંબુના રસનો કરમો દેવો. તે છાંયે સુકવી પછી તેને બકરીના મુતરમાં ખરલ કરી તેની ગોળીઓ કરી સુકવી પછી તે ગોળી ઉપલી બીમારીવાળાને બકરીના મુતરમાં ઘસીને આંજવી.



# છાકટપણાથી ભેજા ઉપર થતી અસર.

**(ડીલીરીઅમ ટ્રીમેન્સ—Delirium Tremons.)**

**નીસાંની**—બીમાર ધડ પુંછડા વગરનું કલાકોના કલાકો ઘણું બકા કરેછે. હાથ પગ ધ્રુજેછે ઊંઘ બીલકુલ આવતી નથી. હળવે હળવે ભેજાની શકતી તદન જતી રેહેછે અને બીમાર ઘેલા માણસના જેવો બની જાયછે.

**સબબ**—ઘણો દારૂ પીવાથી અથવા દારૂ પીવાનો માવરો હોયતો તે એકદમ પીવો બંધ કરવાથી આ દરદ થાયછે.

**ઉપાય**—૩૦ ટીપાં ટીંચર ઓપી પાણીમાં નાખી પાવાં અને ૫ છી જુલાબ આપવો.

અથવા ૦॥ દરામ પોટાસા બ્રોમાઇડ તથા ૧૫ ગરેન હેડરેટ કલોરલ એ બનેને એક આંઉસ પાણીમાં નાખી પાવું તેથી ઊંઘ ન આવેતો તે દવા દર બબે કલાકે પાવી જેથી ઊંઘ સારી પેઠે આવશે. અને જાગી ઉઠા પછી હુશીઆર થસે. બીમારને અંધારા ઓરડામાં રાખવો. ઊંઘમાંથી ઉઠ્યા પછી નબળાઈ તથા સુસ્તી લાગેતો તેને જે દારૂ પીવાનો માવરો હોય તે થોડો પાવો, અથવા જીન અથવા પોરટર પાવો. ઝાડો સાફ ન આવતો હોયતો નીચેની દવાઓ મેળવી તેની ગુદામાં પીચકારી મારવી.

| | | |
|---|---|---|
| ટરપીન ટાંઇન | ... | દરામ ૨ થી ૪ |
| એરંડીયુ તેલ | ... | આંઉસ ૧ |
| કાંજીનું પાણી | ... | આંઉસ ૧૦ |

અથવા ૨૦ ગરેન વધારણી અને ૧૨ ગરેન તીખાં એ બંનેને મેળવી તેની છ ગોળીઓ બનાવી એકેકી ગોળી દર બબે કલાકે પાણી સાથે ગળાવવી. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| બાઇકારબોનેટ આવ પોટાસ | ... | ગરેન ૪૦ |
| ઇથર કલોરીક | ... | દરામ ૧ |
| એસીડ હેડ્રોસીઆનીક ડીલુટ | ... | મીનીમ ૬ થી ૧૨ |
| કેમફર વોટર | ... | આંઉસ ૬ |

નબળાઇ જણાય તો ઊપલી દવામાં ૨૦ ગરેન કારબોનેટ આવ આમોનીઆ નાખીને ઉપર પરમાણે પાવું. દારૂ ઘણો પીધો હોય ત્યારે દરદની સારૂઆતમાં આજારીનાં કપડાં તંગ હોય તે ઢીલાં કરવાં. જરૂર જણાય તો ૩૦ ગરેન પલવીસ એપીકાક્યુના પાણીમાં પાઈને ઉલટી કરાવવી. તેના ઉપર થંડા પાણીની પખાલની અથવા મોરીઆની ધાર કરવી.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચે પરમાણે દેસી દવાઓ વાપરવી.

આદુ દરામ ૦॥ તથા ગોળ ૧ દરામ એ બનેને મેળવી તેની ગોળી કરી સ્વારમાં ગળાવવી. સાંજરે હરડેની છાલ દરામ ૧ બેડાની છાલ દરામ ૧ આંમળાંની છાલ દરામ ૧ એ ત્રણેનો ઝીણો ભુકો કરી તેની મધમાં ગોળી કરી ગળાવવી. એ પરમાણે સાત દાડા જારી રાખવું.

પાણીનો સોસ બહુ પડતો હોય અને ગરમીની આતસ બહુ થતી હોયતો, ખજુર દરામ ૧, દરાક દરામ ૧, પાકેલ આમલી દરામ ૧, દાડમના દાણા દરામ ૧, લીલાં આંમળાં દરામ ૧ એ પાંચે ચીજોને પાણી આંઉસ ત્રણમાં વાટી તેમાં થોડી સાકર નાખી ગળી તે સરબત એકેક આંઉસ દાડામાં ત્રણવાર પાવું. દારૂ પીવાથી પેટમાં બાદીથી ઉબળકા આવતા હોયતો. ચવક, સંચળ, સેકેલ વધારણી. બીજોરાંની કળી, સુંઠ. એ બધાનો ભુકો કરી પીવાના દારૂમાં નાખી એક દરામ સુધી પાવું.



# ધનુસવા અથવા આંચકી.

(ટેટેનસ Tetanus)

**નીશાની**—થંડી હવામાં સુતાથી એકાએક આ દરદ થાય છે. આખા શરીરમાં ખેચતાણ થાય અને આંકડી આવે, દરદીનો દેખાવ સજડ થઈ ગએલો અને ખેંચાઈ ગએલો લાગે. ૧૦ થી ૧૫ મીનીટ ખેંચતાણ તથા આંકડી ઘણી આવે અને પાંચ દસ મીનીટ નરમ પડી જાય અને પાછું થાય. એ પરમાણે થયા કરે. તાણ અને આંકડી ઘણી આવે ત્યારે ડાચાં પીસાઈ જાય, આજારીથી બોલાય નહી, મોઢું ઉઘડે નહી, હાથ પગ અને શરીર સજડ થઈ જાય. દાંત પીસેલા દેખાય, આજારી આંખે ટગર ટગર જોયા કરે. પાણી પીવાય નહી. મોઢું ઉઘડતું

હોય અને પાણી પીવા જાય તો તાણ વધારે આવે, આખુ શરીર કમાનની માફક વળી જાય.

**સબબ**—ઘણી થંડી જગો ઉપર સુતાથી, શરીરના કોઈ ભાગને જખમ લાગવાથી, કોઈ વખત જખમ થયા પછી એ દરદ તુરત થાયછે. અને કોઈ વખત થોડા દીવસ પછી થાયછે. પણ અકસર જખમ લાગ્યા પછી ૪ થા અને ૧૪ મા દાડાએ વધારે થાયછે. લડાઇના માણસો જખમી થયા હોય તેને એ મરજ વધારે થાયછે. જખમ થયા પછી નવ દીવસ થયા પછી જોખમ ઓછો થતો જાયછે. કેટલીક વેળા પેટમાં કરમ પડવાથી પણ એ મરજ થાયછે.

**ઉપાઅ**—દરદીને સાંત ઓરડામાં રાખવો. તેના શરીર ઉપર હવા લાગવા ન દેવી તેને કોઇએ અડવું નહી. કાંજી શેરવો દુધ જેવો હલકો ખોરાક વખતસર દરદીને આપવો. તેનો ઝાડો સાફ લાવવા કંમપાઉન્ડ જેલપપાઉડર દરામ ૧ ને પાણીમાં નાખી પાવું એથી ઝાડો સાફ ન આવે તો ૧ આંઉસ એરંડીયુ તેલ પાવું. પણ જો ગળી શકે તેમ ન હોય તો ૧ અથવા ૨ ટીપાં કરોટન ઓઇલના જીભ ઉપર મુકવાં અને ટરપેન ટાંઇનની પીચકારી ગુદામાં મારવી. એ મરજને બે ચાર રોજ થઈ ગયા હોય અને આજારીની નાંડી નબળી હોયતો કરોટન ઓઇલ વાપરવું નહી. પણ ગુદામાં એરંડીઆની પીચકારી મારવી. આજારીના બીછાના નીચે ધખતા અંગારા અથવા ઉકળતુ પાણી રાખી મુકવું, અને શરીરને ગરમી આપતા રેવું. અને તેને નીચે પરમાણે દવા તઇઆર કરી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણવાર અથવા તાંણ બહુ હોયતો ૪ વાર દરે ત્રણ અથવા ચાર કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ ઇનડીઅનહેંમ્પ | ... | ટીપાં ૪૦ |
| સ્પીરીટ આવ કલોરો ફારમ | ... | ટીપાં ૬૦ |
| કવીનાંઇન | ... | ગરેન ૮ |

કેમફરવોટર ... આંઉસ ૪

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે રાત્ર અને દીવસ દરરોજ પાવી. હમેસાં આ દવા તાજી બનાવીને આપવી થોડા દીવસ સુધી તે ચાલુ રાખી આજારીને તેની કેફમાં રાખવો. જેમ જેમ ફેર પડતો જાય તેમ તેમ દર ત્રણથી ચાર કલાકે ૧ લીકર ગલાસ ભરી પાવાને બદલે દર પાંચથી છ કલાકે પોણું વાંઇન ગલાસ ભરી પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | દરામ ૩ |
| ટીંચર આવ કેનાબીસ | ... | દરામ ૨ |
| હેડરેટ આવ કલોરલ | ... | ગરેન ૧૦૦ |
| પાંણી | ... | આંઉસ ૬ |

ઘણી વખત ૧૫ ને બદલે ૩૦ ગરેન હેડરેટ આવ કલોરલ મોટી ઉમરનાને એક વખતના ખોરાકમાં દીવસમાં ત્રણવાર આપવાથી અને તે થોડા દીવસ ચાલુ રાખવાથી અતી ઘણો ફાયદો થાયછે. પણ તેવે વખતે સાથે પોટાસા બ્રોમાઇડ આપવું નહી. આપવાથી આજારી આખો દીવસ અને રાત કેફમાં રહેછે.

આજારીનું શરીર થંડુ થઈ જાય અને નાડી બેસી જાય તો બ્રાંડી અથવા વાઇન આપવો.

થોડી થોડી મીનીટે ખેંચતાણ થતુ હોય અને ઉપરા ઉપરી આંકડી આવતી હોયતો ૮ થી ૧૦ ગરેન હેડરેટ આવ કલોરલ ગુલાબના સરબતમાં નાખીને દર અરધે કલાકે પાવું જેમ જેમ ફેર પડતો જાય તેમ આ દવા આપવાનો વખત ફેરવીને એટલે લાંબો વખત રાખીને વધારતા જવું. બરડાના કાંઠા ઉપર બે ઈંચ પોહોળી અને આઠ ઈંચ લાંબી બેલાડોના પલાસતરની ચાંમડા ઉપર પટી બનાવી મુકવી તે રાત દીવસ રાખવી.

અથવા નીચેની દવાની ૪ ગોળીઓ ગુંદરના પાણીમાં બનાવી અને એકેક ગોળી દર ૪ કલાકે ગળાવવી.

એકસ્ટ્રાકટ આવ બેલાડોના ... ગરેન ૧
કવીનાઈન ... ગરેન ૬

તાણ ખેંચ ઘણું થતું હોય તે વખતે ગા દરામ કલોરોફોરેમ રૂમાલ ઉપર છાંટી છેટેથી સુંઘાડવું. તેથી આરામ જણાય તો તેજ પ્રમાણે ત્રણ કલાક પછી સુંઘાડવું. પણ ઇયાદ રાખવું કે તેની નાડી બેસી ન જાય નાડી ઝીણી પડી જતી જાય તો તે બંધ કરવું, અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી જેમ જરૂર પડે તેમ ૧ આંઉસ જેટલી દર બેથી ત્રણ કલાકે રાત દહાડો પાવી.

કવીનાઇનડી સલફસ .. ગરેન ૧૨
ટીંચર આવ કેનાબીસ દરામ ૨
હેડરેટ આવ કલોરલ. ...ગરેન ૬૮
ટીંચરઓપી ... ...દરામ ૧॥
પાણી ... ...આંઉસ ૮

આજારીને જખમ થયો હોય તો જખમને દર રોજ ગરમ પાણીથી સાફ કરવો. અને જખમમાં કાળો સડી ગએલો ભાગ હોય તો ટરપનટાઇનમાં લીન્ટનું લુગડું બોળી જખમ જેવડો કરી મુકવો. અથવા અલસીનું પોલટીસ દીવસમાં ચારવાર બાંધવું. પણ જખમ લાલ હોય તો દરરોજ સાફ કરી સફેત મલમની પટી મારવી. જખમને ઘસડીને ધોવો અથવા લુછવો નહીં. પણ તેને આસતેથી વાદળીવતી ધોઈ લુછી પટી મારવી. ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

એરંડાનું મુળ
બીલીનું મુળ
બેઠી ભોરીંગણીનું મુળ
ઉભી ભોરીંગણીનું મુળ
સંચળ
સુંઠ
તીખાં
લીંડીપીપર
બીજોરાનું મુળ
સાંધાલુણ
વધારણી

એ બધાં સરખે ભાગે લેઈ તેને ખાંડી તેમાંથી ચાર દરામ લેઈ તેમાં છ આંઉસ પાણી નાખી તેને ઉકાળી બાકી એક આંઉસ પાણી રહે ત્યારે, ઉતારી ગાળી લેઈ તે પાવું. અને પાછું તેના તે કુચામાં પાછું છ આંઉસ પાણી નાખી ઉકાળી બાકી એક આંઉસ રહે એટલે ઉતારી લેઇ તેને ગાળી સાંજે પાઈ દેવું.

# ચમક.

## (હીસટીરીઆ Hysteria.)

**નીશાની**—ઘણું કરીને આ રોગ જુવાન અને પોચા મીજાજવાળી ઓરતોને થાય છે. તેમજ વખતે મરદને પણ થાય છે. આ રોગ શરીરની તંતુઓને મળતો છે. આ રોગ શરૂ થવાની આગમજ જીવ ધુજી આવે, ફેર ચકર આવે, હાથ પગ થંડા થઈ જાય, છાતી ધબકા કરે, અને ચેરાની લાલી અથવા રંગ બદલાઇને ધોળો પુણી જેવો થાય. હોઠ પુણી જેવાથઈ જાય. તે નીચે અથવા બીછાના ઉપર સુઈ જાય તેને પુછીએ તો તે બરાબર જવાબ આપે નહી. બીછાના ઉપર આમથી તેમ પછાડા મારયા કરે, ઉઠે અને બેસે, તેના હાથ પગ ખેંચાય, અને આમથી તેમ અફાળે, જોરમાં મુઠીવાળી રાખે. માથું નીચું નાંખી દે, દાંતીઆ પીસાઈ જાય, રાડો પાડે અને વખતે કોઇને ગાળો દે. વખતે ડચકા ખાઇને રોવે, અને વખતે હસે, માથાના વાળ વીખી નાંખે. કોઇને કરડવા જાય, અથવા બાઝી પડે. અને તે એટલું તો જોર કરે કે બે ત્રણ માણસો પણ ઝાલી શકે નહી. એવી હાલત થોડી મીનીટો અથવા કલાકો સુધી ચાલ્યા પછી તે નરમ પડે અને ધીમે ધીમે હુંશીઆર થાય.

ઉપર પ્રમાણે આ રોગ શરૂ થવાને બદલે પેટમાં અથવા પેડુમાં ફુખાવો થાય ત્યાં કઠણ ગોળા જેવું જણાય, પેટમાં પવન દોડે, પેટ ફુલીને ઢોલ જેવું થાય, પેટમાં ગગડાટ થઇને પવનનો ગોળો પેડુમાં પીપડી ઉપર ચઢી આવે. અથવા ત્યાંથી તે ગોળો ગળા સુધીમાં આવે અને તેથી આજારી મુઝાઈ જાય. તે અંદરથી હુંશીઆર હોય પણ બોલી શકાય નહી. અને ગળામાં આંગળાં ઘાલી પવનના ગોળાને કાઢવાની કોસીસ કરે. એ ગોટાથી હાથ પગ થંડા થાય, જીવ ગભરાઇ જાય, વખતે રોવે અથવા હસે તેને દમ બંધ થઈ જતો હોય તેમ લાગે. પછી ઓડકાર આવીને

અથવા પુંઠેથી પવન છુટીને તે ગોટો હેઠે ઉતરી જાય અને આજારી હુંશીઆર થાય છે..૦

**સબબ**—આ દરદ ઘણું કરીને નબળા બાંધા વાળી ઓરતોને થાય છે. દસતાંનના તરેહવાર રોગથી, ગર્ભસ્થાનના રોગથી, અથવા સુવાવડના દરદોથી આ રોગ ઘણે દરેજે થાય છે. વખતે ઘાત જવાથી પણ આ રોગ થાયછે.

**ઉપાય**—આ રોગનો ઉપાય તેમાં થતી જુદી જુદી નીશાંનીઓ પર માણે કરવો જોઇએ.

હીશટીરીઆંનું જોર થતાંજ થંડા પાણીના છટકા મોંઢા ઉપર છાંટવા. અને માથા ઉપર થંડા પાણીની ધાર રેડવી. અને આમોનીઆ કારબોનસ અથવા સ્પીરીટ આમોનીઆ એરોમેટીક અથવા સ્પીરીટઆવ લવંડર અથવા સ્પીરીટઆવ હારટસ હારન વીગેરે જે હોય તે સુંઘાડવું. તેથી અસર ન થાય તો પગના ટેટા ઉપર અથવા છાતી ઉપર રાઇની પટી ૦। કલાક સુધી મારી રેહેવા દેવી. અને આજારીથી ગળી શકાય તેમ હોય તો નીચેની દવાઓ મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ જરૂર પરમાણે દર બે અથવા ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ઇથિરસલફ્યુરીક... | .. | મીનીમ ૩૦ |
| ફેટીડસ્પીરીટ આમોનીઆ એરોમેટીક | | દરામ ૧ |
| સ્પીરીટઆવ ક્લોરોફારમ... | | મીનીમ ૪૦ |
| કેમફર વોટર ... | ... | આંઉસ ૩ |

છાતીમાં ગોળો ચડી આવે તેમાં પણ ઉપર પરમાણે ઇલાજો કરવા, એથી આરામ ન થાય તો નીચેની દવાઓ મેળવી પાઇ દેવી.

| | | |
|---|---|---|
| ટીંચરઆવ એસેફીટીડા .. | ... | દરાંમ ૦॥ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક... | | ...દરાંમ ૦॥ |
| બ્રાંડી | ... | ...ચમચો ૧ |
| ટીંચરઆવ વેલેરીઅન | ... | ...દરામ ૧ |
| પાણી | ... | ...આંઉસ ૧॥ |

પેહેલીવાર તાણુતોડ થાય અને તે નરમ પડે કે, ૧ ચમચી સ્પીરીટ આવ લવંડર તથા ૧ ચમચી સ્પીરીટ આમોનીઆ એરોમેટીક ૧ આંઊ-સ પાણીમાં નાંખી પાઇ દેવું. અથવા ૧ ચમચી ઈથર સલફ્યુરીક ૧ આં-ઊસ પાણીમાં નાખી પાઈ દેવું.

ઉપલુ દરદ ધાત જવાથી અથવા નબળાઇથી થતુ હોય તો તે પાછું નહી થાય તેને વાસતે નીચે જણાવેલી દવાઓ મેળવી, તેમાંથી પોણુ વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે દીવસમાં ચારવાર પાવી. અને તે ઘણા દીવસ સુધી જારી રાખવી.

| | | |
|---|---|---|
| કુરીકવીનાઇન સાઇટ્રેટીસ કમસ્ટીકનીઆ | ... | ગરેન ૧૨ |
| ઇનિફ્યુઝનઆવ કાલમબા | ... | આંઊસ ૬ |

અથવા પાચન શકતી નબળી થવાને લીધે પવન પકડવાથી થતુ હોય તો ૨ થી ૪ ગરેન વધારણી ફુલવીને સવાર બપોર તથા સાંજ ઘ-ણા મહીના સુધી ગળાવવી અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી પોણુ વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે દીવસમાં ચારવાર પાવી.

| | | |
|---|---|---|
| ટીંચરઆવ એસેફીટીડા .. | ... | દરાંમ ૨ |
| પોટાસા બ્રોમાઇડ ... | ... | ગરેન ૪૦ થી ૧૨૦ સુધી |
| ટીંચર કારડામોમમકો ... | ... | દરામ ૨ |
| કમપાંઊડઇનિ ફ્યુઝનઆવ જેનસીના | | આંઊસ ૬ |

અથવા દસતાન બરાબર ન જતુ હોય, અને થોડુ થોડુ કુર્ખાને જતુ હોય, તો તે બરાબર જાય તેને વાસતે નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ત્રણ ભાગ કરી એકેકો ભાગ દીવસમાં ત્રણ વાર ઘણા દીવ-સ સુધી પાવી.

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ ડીકાકસનઆવ એલોઝ .. | ... | આંઊસ ૩ |
| કમપાઉન્ડ મીક્ષ્ચરઆવ આયરન... | ... | આંઊસ ૩ |

પેડુ ઉપર રાઈની પટી મુકવી. ગરમ પાણીમાં થોડી વાટેલી રાઈ નાખી તેણીને બેસાડવી.

અથવા દસતાન ઘણુ જતુ હોઅતો, તેને અટકાવવા ૧૦ ગરેન એસીડ ગેલીક દીવસમાં ત્રણ વાર પાણી સાથે પાવું. અથવા ૨૦ ટીપા ટરપીનટાઈનને ગુંદરના પાણીમાં મેળવી દીવસમાં ત્રણવાર પાવું. અથવા ૨૦ થી ૩૦ મીનીમ લીકવીડ એકસ્ટાક્ટઆવ અરગટ પાણીમાં નાંખી દીવસમાં ત્રણવાર પાવું, અને ઠંડા પાણીમાં લુગડુ બોળી પેટુ ઉપર મુકી રાખવું.

સાદ બેશી ગયો હોય અને તે બોલી શકતી ન હોય તો વીજળીના સંચાનો એક છેડો આંજારીના હાથમાં ઝલાવવો, અને બીજો છેડો સામા માંણસે પોતાના હાથે રેશમી રૂમાલ વીટાળી ઝાલવો અને તે છેડો તેણીની જીભની અણી ઉપર ફેરવવો.

ઉપલા દરદ એટલે ચમકથી ઉલટી થતી હોય તો ૩ ભાગ ટીંચર ઓપી તથા ૧ ભાગ કલોરોફારમ એ બનેને મેળવી લુગડુ બોળી પીપડીના ખાડા ઉપર મુકવું. અથવા દસ મીનીટ સુધી પીપડી ઉપર રાઇની પટી મુકવી. એથી ઉલટી બંધ થસે.

ચમક ઘણું જોરમાં થતું હોય તો ઈથીરીયલ ટીંચર આવ વેલરીયન સુંઘાડવું અથવા ૨ ગરેન મોનોબ્રોમાઈડ આવ કેમફર ૧ આંઉસ પાણીમાં નાખી પાવું જેથી ચમકનું જોર તુરત નરમ પડશે.

બરડાના કાંઠામાં દુખાવો થતો હોય તો એનટીમોની પોટાસો ટારટારસનો મલમ તે ઉપર ચોપડવો. અથવા જટામાંસી દરામ ૩ થી ૪ ખખળતુ પાણી આંઉસ ૧૦ એનો ૦। કલાક સુધી ઉકાળો કરવો અને થંડો પાડી તેમાંથી ૨ થી ૩ આંઉસ દીવસમાં બેથી ત્રણ વાર પાવું.

માથાનું દરદ થાય તો તે ઉપર ટીંચર ઓપી તથા કલોરોફારમ ચોપડવું. અથવા લીનીમેન્ટ સેપોનીસ ચોપડવું. ઝાડો કબજ હોય તો કમપાઉન્ડ રૂબાર્બ પાઉડરનો જુલાબ આપી ઝાડો સાફ લાવવો.

શરીર નબળુ હોય તો કૌવત આવે એવી જેવી કે, ટીંચર ફેરી જેવી દવાઓ ઘણા દીવસ સુધી આપવી.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી શકે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| હરડેની છાલ | ... ... | દરામ ૧ |
| ઘોળો વજ | ... ... | દરામ ૧ |
| રાસના | ... ... | દરામ ૧ |
| સીંધાલુણ | ... ... | દરામ ૧ |
| આદુ | ... ... | દરામ ૧ |
| ઘી | ... ... | દરામ ૧ |
| સરકો | ... ... | દરામ ૧ |

ઉપલી પાંચે ચીજોને ખાંડી તે ભુકામાં ઘી તથા સરકો મેળવી તેમાંથી બબે કલાકે એકેકી આંગળી ચટાડવું. ચાટવાની શકતી ન હોય તો નીચેની દવા સુંઘાડવી.

| | | |
|---|---|---|
| તીખાં | ... ... | ગરેન ૫ |
| સરગવાના બી .. | ... | ગરેન ૫ |
| વાવડીંગ | ... ... | ગરેન ૫ |

એ ત્રણે ચીજોને ખુબ ખાંડી લુગડે ચાળી તે છીંકણીની માફક સુંઘાડવું.

**અથવા** કેશર, લવીંગ, કરીયાતુ, અકલકરો, લીડીપીપર, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી ૨ વા ભાર આદાના રસમાં નાખીને સવારે તથા સાંજે બંને વખત પાઈ દેવું.

## વીજળીના પડવાથી માણસનું બેશુધ થવું.

**ઉપાય**—વીજળીના પડવાથી કોઈ માણસ બેશુધ થઈ જાય તો, તેનાં સઘળાં લુગડાં કાઢી નાખી ૧૦ થી ૧૫ મીનીટ સુધી તેના શરીર ઉપર થંડુ પાંણી રેડવું. ફેફસામાં હવા દાખલ કરવા માટે પાણીમાં ડુબેલા માણસના ઉપાય પરમાણે ઉપાય કરવા. છાતી ઉપર રાઈની પટી મારવી. અથવા બલીસ્ટરનું તેલ મળી શકે તો તે પીછાવતી છાતી ઉપર

ચોપડવું. અને જ્યાં સુધી સુધીમાં આવે અને નાડી બરાબર ચાલે ત્યાં સુધી થોડો થોડો બ્રાંડી પાવો. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને પાવી અને જરૂર જણાય તો દર અરધાથી એક કલાકે ફરી પાવી.

| | | |
|---|---|---|
| ઈથર સલફ્યુરીક | ... ... | દરાંમ ૦॥ |
| બાઈકારબોનેટઆવઆમોનીઆ | .. | ગરેન ૫ થી ૧૦ |
| પેપરમેન્ટ વોટર | ... ... | આંઊંસ ૧॥ |

વીજળીનો સંચો મળી શકે તો તેનું થોડું થોડું આકરસણ આજારીને આપવું, અને સુધીમાં આવે તારે બંધ કરવું આ ઉપાય સારો છે.

**ચેતવણી**—વરસાદના વખતમાં વીજળીનું તોફાન થતું હોય, ત્યારે ઊંચા ઝાડ અથવા ઊંચા ગંજીઓ નીચે, અથવા ધાતુના બારણાં નીચે, અથવા કોઈ પણ ધાતુની બનાવેલી ટાંકી અગર બીજી એવી ચીજો પાસે, ઉભું રેહેવું નહી. પણ ખુલી જગોમાં ઉભા રહી પલળવું વધારે સારૂં છે, કારણકે ઉપલી ચીજો ઉપર વીજળી વધારે વખત પડે છે. ઘરમાં હોઈએ તો તેવે વખતે બારી બારણાં આગળ ઉભા રેહેવા કરતાં ઘરમાં મધ્ય ભાગે ઉભા રેહેવું એ વધારે સારૂં છે.

---

## ઉંચેથી પડી ગયાથી માથામાં વાગવાથી અથવા જોરમાં આંચકો લાગવાથી થતી બેસુધી.

(સ્ટનઓર કનકશન—Stun or concussion.)

**નીશાની તથા સબબ**—થોડી અથવા ઘણી ઊંચાઈથી પડી જવાથી માથામાં વાગે છે, અથવા જોરમાં આંચકો લાગે છે, તેથી પડનાર તે વેળા બેસુધી થઈ જાય છે. નાંના બાળકો ઘણીવાર ઓસરી ઉપરથી, અથવા ખુરશી ઉપરથી, અથવા એવે બીજે ઠેકાણેથી રમતાં રમતાં અથવા દોડતાં પડી જાય છે, તે વખતે ભેજામાં લાગવાથી તે બે સુધ થઈ

જાય છે. વળી કોઈ વખત તેની સાથે ઉલટી પણ થાય છે. અને તે ઘણી વાર સુસ્ત પડી રહે છે, અને જો તેને જોરથી ઉઠાડવામાં આવે તો તેનું આખુ શરીર છાકટા માણસની પેઠે ધ્રુજે છે.

**ઉપાય**—તેના માથા નીચે તકીયો મુકી માથુ ઉંચુ રાખવું તેને ઉઠવા દેવું નહી. તેના મોઢા ઉપર જોરથી ઠંડું પાણી છાંટવું. કોલનવોટર અને પાણીમાં લુગડાનો કટકો બોળી માથા ઉપર મુકી રાખવો.

હાથ પગ થંડા થઈ ગયા હોય તો ગરમ પાંણીની બાટલીથી અગર ગરમ રેતીથી સેક કરવો. આમોનીઆ કારબોનસ લાઈકર આમોનીઆ ફોરટીઅર છેટેથી સુંઘાડવું. છાતીની ડાબી બાજુ ઉપર રાઈની પટી મારવી, થોડી બ્રાંડીમાં પાણી નાખી તે પાવું.

---

# ભેજા ઉપર દબાણ થવાથી થતી બેસુધી.

**(કામપ્રેશન આવ ધી બ્રેન.**Compression of the brain.)

**નીશાની તથા સબબ**—માથામાં લાકડીનો, અથવા પથરાનો, અથવા એવી કોઈ બીજી ચીજનો જોરથી.માર વાગવાથી, ભેજા ઉપર દબાણ થઈને આજારી બે સુધ થઈ જાય છે. માથાની ખોપરીનું કોઈ હાડકું ભાંગી જવાથી, અથવા ભેજાની કોઈ નસ ટુટી જવાથી, તેમાંનું લોહી ભેજા ઉપર આવે છે. અને તેથી ભેજા ઉપર દબા થાયણ છે. બીમાર બેસુધ થઈ જાય છે. ખોરાક અથવા પાણી વીગેરે તે મોટી મુસીબતે ગળી શકે છે. નાક તેમજ કાનમાંથી રાત્રી દીવસ લોહી ઝરા કરે છે, પેહેલાં શરીરની ચામડી થંડી હોય છે. અને પછી તાવ આવીને ગરમ થાય છે.

**ઉપાય**—એવી વેળા ઊંચેથી પડી ગયાથી અથવા આંચકો લાગ્યાથી જે બે સુધી થાયછે તેના જે ઉપાયો આપેલા છે, તે પ્રમાણે વરતવું. આજારીને ૩ ગરેન કેલોમલ ખાંડમાં નાખીને ત્રણ ચાર દીવસ સુધી ફકાડવું.

અને તેના સવાર સાંજ ગરમ પાણીમાં પગ બોળવા, માથા ઉપર બરફ મુકવો. તેને ખોરાક તરીકે ફકત દુધ અને કાંજી આપવું. ગળી શકે નહી તો તેની ગુદામાં પીચકારી મારવી. આજારીને તાવ આવતો હોય તો સંગરાહ મુકાવવી. પણ કદાપી માથાની ખોપરીનું હાડકું ભાંગી ગયુ હોય તો તે હુંશીઆર ડાક્ટર પાસે કઢાવવું.

## અરધાંગ—ફાલેજ—લકવો.

### (હેમીપ્લેજીઆ—Hemiplegia.)

**નીશાંની**—એ રોગ વખતે કોઈ શરીરના નાના ભાગમાં થાય છે. જેવાકે (બે બાજુનાં) હાથ પગનાં આંગળાં અથવા એક હાથનો પોંચો બીલકુલ રહી જાય છે. અને તે જરા પણ હેલવી શકાતો નથી પણ કોઈ વખતે પગથી તે માથા સુધી એક બાજુનું અડધું શરીર જેમકે, અડધું મોઢું અથવા ચેરો, અડધી ગરદન, અડધી છાતી અને તે બાજુનો હાથ અને તે બાજુનો પગ બીલકુલ નીરબળ અથવા સુનમારી જાય છે, અને જ્યાં હાથ ત્યાં હાથ, અને પગ ત્યાં પગ, મુડદારની પેઠે પડી રહે છે. આજારી તે હલાવવા અથવા ફેરવવા જાય તો તે બીલકુલ ફેરવી સકાતો નથી. વાસ્તે એને અરધું અંગ રહી જવાનો રોગ કહે છે. ફાલેજ અને લકવો એ બનેનો જુદો અરથ થાય છે. ફાલેજ એટલે ઉપર કહ્યા મુજબ અડધું અંગ રહી જાય છે. અને ફકત મોઢું રહી જાય તેને લકવો કહેછે. અરધાંગવાળો રોગી તોતળુ બોલે તે બીજાના સમજવામાં બરોબર આવે નહી. ટુંકામાં તેની જ્ઞાન તંતુની બધી ખાસીઅત બદલાઈ જાય.

આ રોગ કદાપી જોરમાંથી થાય તો આજારીનો થોડા વખતમાં અંત આવે છે.

**સબબ**—ઘણો દારૂ પીવાથી, ઘણો સ્ત્રી સંભોગ કરવાથી, થંડી હવા

લાગવાથી, હાથ રસની ટેવથી, ઉચેથી પડી જઈ માથાની ખોપરીમાં જ-
ખમ પડવાથી, અથવા અંદરના ભેજાને આંચકો લાગી સોજો થવાથી.
ભેજાની એકાદ નસ ફુટી જઈ તેમાંનુ લોહી ભેજા ઉપર આવી એક ગાંઠ
બંધાય છે. અને તેથી ભેજાને દબાંણ થાયછે, તેથી ભેજુ પોતાનુ કામ
બરોબર કરી શકતુ નથી. જેથી આજારી એકદમ બેસુધ થઈ પડી જાય
છે. અને તેમાંથી લકવો થાયછે. સીસુ અને સોમલ જેવી વસ્તુઓના કાર
ખાંનામાં કામ કરવાથી લકવો થાયછે. એવા બીમારનુ શરીર ઘણુ ગરમ
રહેછે. અને તે ઘણું કરીને જુવાંન અને લોહીઆંર માણસને થાયછે.
બીજી જાતનો લકવો ઘરડા તથા જુવાન પણ નબળા બાંધાવાળા માણ-
સને થાયછે. એવા માણસને ભેજાનો વરમ થતો નથી. પણ ભેજુ તવા-
ઘને મલાઈ અથવા ખીર જેવું થાયછે. જેથી ભેજાના નીકળતા તંતુ પણ
દુરબળ હોયછે, તેથી હાથ પગની ચેતન શકતી દુરબળ થઇ સુન મારી
જાયછે. આ જાતના લકવામાં શરીર ઘણું થંડુ રેહેછે.

**ઉપાય**—ઈલાજ કરવા અગાઉ આજારીને જે હાથે લકવો થયો
હોય તે હાથ સાંધા આગળથી તથા પગ પકડીને ઘુટણ આગળથી વાળી
જોવા. વાળતી વખતે તેમાં દુખાવો જણાય, તે લાકડા જેવા લાગે, અને
તે સેહેલથી વાળી શકાય નહી. અને આજારી જુવાન અને મજબુત
બાંધાનો હોય તો, અને તેને દારૂ પીવાની ઘણી આદત હોય તો, તેને
ભેજાનો વરમ અથવા સોજો થયોછે એમ સમજવું. અને તેને પેહેલાં નીચે
જણાવા પરમાણે જુલાબ તઈયાર કરી ફકાડવો.

| | | |
|---|---|---|
| પલવીસ જેલપ | .. ... | દરામ ૧ |
| કેલોમલ | ... ... | ગરેન ૫ |
| કોલોસીંથ પાઉડર | ... ... | ગરેન ૧૦ |

અથવા આજારીથી ગળી શકાતું ન હોય તો ૨ ટીંપાં જમાલગો-
ટાનાં ચપટી ખાંડમાં નાખી જીભ ઉપર મુકવાં તેનાથી જુલાબ લાગશે.

અને નીચે પરમાણે દવા તઈયાર કરી સફરામાં પીચકારી મારવી.

| | | |
|---|---|---|
| કાસટર ઓઈલ | ... ... | આંઉસ ૨ |
| ટરપીનટાઈન | ... .. | ચમચા ૧ થી ૨ |
| કાંજીનું પાણી | ... ... | આંઉસ ૧૦ |

બોચી ઉપર કેંથારીડીસનું પલાસતર મારવું. માથુ ગરમ હોય તો તે ઉપર બરફ મુકવો, અથવા ફેરવવો. ઉપર પરમાણે ઈલાજ કરવાથી જરા સુધીમાં આવે તો તેને તાવ નરમ પાડવા નીચેની દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી. દર ત્રણ કલાકે દીવસમાં ચાર વાર પાવી, અને તે થોડા દીવસ સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સોલ્યુશનઆવ એસીટેટ આવ આમોનીયા. | | આંઉસ ૧ થી ૧॥ |
| એપસમ સાલ્ટ | ... ... | દરામ ૬ |
| સ્પીરીટ ઈથિર નાઈટરસ | . .. | દરામ ૨ |
| કેમફરવોટર | ... ... | આંઉસ ૬ |

તાવ ઓછો થવા પછી નીચેની દવાઓ મેળવી દર ત્રણ કલાકે દાહાડામાં ત્રણ વાર પાવી, અને તે થોડા દાહાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઓડાઈડ | ... ... | ગરેન ૫ |
| સોલ્યુશન આવ પરકલોરાઈડ આવ મરકયુરી. | | મીનીમ ૨૦ |
| ઈનિફ્યુઝન આવ સારસાપરીલા... | ... | આંઉસ ૧॥ |

ઘરડા અથવા જુવાન પણ ઘણા નબળા બાંધાવાળાને આ દરદ થાય તો તેના હાથ પગ વાળી જોવાથી તે દુખાવો થયા વગર વગર હરકતે વાળી શકાયછે. એવા બીમારને શકત જુલાબની દવા આપવાને બદલે નીચેની દવાઓમાંથી ૬ ગોળીઓ કરી બેથી ત્રણ ગોળીઓ પેહેલે દીવસે ગળાવવી. અને જરૂર જણાય તો બીજે દીવસ બે અથવા ત્રણ ગોળી ગળાવવી.

| | | |
|---|---|---|
| કમપાંઉન્ડ એકસ્ટ્રાક આવ કોલોસીંથ... | | ગરેન ૧૨ |
| કમપાંઉન્ડ રૂબાર્બ પીલ | ... ... | ગરેન ૧૨ |

બલુપીલ ... ... ગરેન ૬
આઇલ આવ કેરેલ ... ... ટીંપાં ૩

અથવા ૧॥ ચમચો એરંડીઉ તેલ અથવા ૫ ગરેન કેલોમલ અથવા ૪૦ ગરેન ઝ્બાર્ઝ પાઉડર તથા ૩૦ ગરેન કેલસાઇન્ડ મેગનેશીયા એ બંનેને મધમાં મેળવી ચટાડવું. અને તેને શકતી લાવવા દુધ જેવો હલકો ખોરાક આપવો. તથા મગરનું તેલ સવાર સાંજ આપવું, અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર પાવી.

આમોનીયા બીકારબોનસ ... ગરેન ૨૦
ટીંચર લવંડરેકો ... . દરામ ૨
ઇનફયુઝન સીનકોનાબાર્ક ... ... આંઉસ ૬

ઉપલા ઇલાજો કરવાથી ભેજામાં કોઇ રીતની હરેકત ન જણાય, તાવ ઓછો થાય, માથાનું દરદ બીલકુલ ન રેહે, ત્યારે રેહી ગએલા હાથ પગને જોર આપનાર અને ભેજાને શકતી આપનારા ઉપાઓ કરવા. આજારીને વીજળીનો સાંચો થોડા દીવસ લગાડવો. ૧ આઉસ ટરપીનટાઇન તથા ૩ દરામ ટીંચર કેંથારીડીસ એ બંનેને મેળવીને અથવા. ઓઇલ આવ કેમફર અથવા લીનીમેન્ટ સેપોનીસ એ ત્રણ માંહેલી એક દવા તે ભાગો ઉપર ચોળવી. અને નાચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકરગલાસ ભરી દીવસમાં ત્રણ વાર પાવી.

ઓકસી સલફસ ... ... ગરેન ૬
ટીંચર જેનસીનાકો ... ... દરામ ૨
કરીયાતાની ચા ... ... આંઉસ ૬

અથવા નીચે જણાવેલી દવાઓની આઠ ગોળીઓ બનાવી બબે ગોળી દાહાડામાં ચાર વાર ગળાવવી, અને તે ઘણા મહીના સુધી જારી રાખવી.

એકસ્ટ્રાક આવ નકસવોમીકા ... ગરેન ૨

| | | | |
|---|---|---|---|
| કવીનાઇન સલફ્સ | ... | ... | ગરેન ૬ |
| રીડ્યુસ્ડ આયરન | ... | ... | ગરેન ૮ |
| પેપસીન | ... | ... | ગરેન ૮ |
| એક્સ્ટ્રાક્ટ આવ નકસવોમીકા | ... | | ગરેન ૬ |

ઉપલી એક્સ્ટ્રાક્ટ નકસવોમીકા નાંમની દવા દસબાર દીવસ જારી રાખવાથી એચ તાંણુ વરતાય તો બે અથવા ત્રણ દીવસ તે કાઢી નાંખવી અને પાછી તેટલા વખત પછી તેમાં નાખવી.

આ રોગ ઘણો જુનો થાયછે. અને ભેજાની કાંઇ પણ બીમારી રેતી નથી અને ઉપલા ઇલાજોથી સારૂ થતુ નથી, ત્યારે નીચેની દવા હાથ પગના માંસને જોર આપવા ૧ લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| સોલયુશન આવ ઇસ્ટ્રીકીનીઆ | ... | મીનીમ ૩૦ |
| કરીઆતાનો ચા | ... | આંઉસ ૩ |

**ચેતવણી**—ઉપલા કોઇ પણ ઉપાયમાં **એક્સ્ટ્રાક્ટ** આવ નકસવોમીકા **અથવા સોલ્યુશન** આવ **સ્ટ્રીકીનીઆ** થોડા દીવસ આપવાથી અજવાળુ જોવાય નહી. કોઇના બોલવાથી કાંનમાં ઘોંઘાટ થાય. શરીરને હાથ લગાડવાથી દુખાવો થાય. તથા એચ તાણ થાય. અથવા આજારી ઉભો રહેતો હાથ પગ ધ્રુજે અને પડી જવાની ધાસ્તી લાગે. તો એ દવા બંધ કરવી. કેમકે એ ઝાઝા દીવસ જારી રાખવાથી તે ઝેરની અસર કરેછે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેશી દવાઓ આપવી.

| | | | |
|---|---|---|---|
| અડદ | .. | ... | દરાંમ ૧ |
| કઉચાં | ... | ... | દરાંમ ૧ |
| એરંડાનાં મુળ | | ... | દરાંમ ૧ |
| ગોખરૂનું મુળ | | ... | દરાંમ ૧ |
| પાણી | ... | . . | આંઉસ ૧૨ |

ઉપલી ચારે ચીજોને ખાંડી તેને પાણીમાં નાખી ઉકાળતાં બાકી

એક આંઉસ રહે એટલે તે ગાળી લઈ તેમાં વધારણી ગરેન ૮ તથા સીંધાલુણ ગરેન ૮ એ બને ચીજો નાખી પાઈ દેવું અથવા

| | | | |
|---|---|---|---|
| પીંપરીમુળના ગંઠોડા... | | ... | દરાંમ ૨ |
| ચીતરક | ... | ... | દરામ ૨ |
| લીંડી પીંપર | ... | ... | દરામ ૨ |
| સુંઠ | ... | ... | દરામ ૨ |
| રાસના | ... | ... | દરામ ૨ |
| સીંધાલુણ | .. | ... | દરામ ૨ |

ઉપલી બધી ચીજોને ખાંડી તેમાં વીસ આંઉસ તાજુ તલનું તેલ નાખી તેલથી ચોગણો ઉપલો અડદનો કવાથ નાખી એ બધાંને ઉકાળી બાકી તેલ રહે એટલે ઉતારી ગાળી તે તેલ શરીર ઉપર ચોળવું. અથવા સુંઠ દરામ ૨ લસણ દરામ ૨ ઘી દરામ ૨ તેમાં સુંઠને ઘીમાં તળી તેમાં લસણ મેળવી વાટી તેની ગોળીઓ બાર કરી એકેકી ગોળી દાહાડામાં ત્રણ વાર ગળાવવી.



# શરીરનો નીચેના અરધા ભાગનો ફાલેજ અથવા લકવો.

**(પેરેપલેજીઆ—Paraplegia).**

**નીશાંની**—જેમ માથાથી પગ સુધી ઉભુ અડધું ધડ રહી જાય છે, તેમ કમરની હેઠળનો શરીરનો સઘળો ભાગ જુઠો પડી જાય છે. અથવા આડુ અડધુ અંગ રહી જાય છે એમ કહી શકાય. આ રહી ગએલ ધડ-પણ ઉપલા અડધાંગની માફક નીરજીવ થઈ જાય છે.

આ દરદની બે જાત કરવામાં આવી છે. ૧ જાતમાં બરડાની ગુડ અથવા મગજના કોઈ ભાગમાં વરમ અથવા સોજો થવાથી કમરમાં

ઘણો દુખાવો થાય છે. ૨ જી જાતમાં બરડાની ગુડ અથવા સોજો થવા વિના કોઈ બીજા ભાગમાં રોગ થવાથી તે થાય છે. તેમાં બરડાની ગુડનો દુખાવો હોતો નથી.

૧ લી જાતમાં બરડાની ગુડનો વરમ થાય છે, અને તેથી કંમરમાં દુખાવો થાય છે. દરદવાળા ભાગને દાબવાથી દરદમાં વધારો થાય છે. અડધુ શરીર નીરજીવ થઈ જાય છે. ઝાડો એ અખતીઆર આવે છે. આ રોગની શીરૂઆતમાં પીસાબ બંધ થઈ જાય, પેડુ ભરાઈ જાય, પણ પીસાબ આવે નહી. પછી ઘણો દીવસે ટીપુ ટીપુ પેસાબ બે અખતીઆર ટપકા કરે. જુદા પડેલા ભાગમાં અગન બળે અને પેટ તથા કમરને દોરડાથી જાણે તાંણીને બાંધુ હોય તેમ લાગે.

૨ જી જાતમાં કમરમાં દુખાવો તથા દરદ થતું નથી. એમાં ઘણું કરીને પેટું, કમર, પીસાબનો ફુકનો અને ટાંગના ઉપલા ભાગો નીરજીવ થતા નથી. ઝાડો બે અખતીઆર આવવાને બદલે, અથવા પીસાબ બેમાલુમ ટપક્યાને બદલે, તેની હાજતની દરદીને ખબર પડે છે. જુદા પડેલા ભાગમાં તાંણ આંકડી સળવળાટ વીગેરે નીશાની જણાતી નથી. પેટ અને કમરની આસપાસ દોરડેથી બાંધુ હોય તેમ ન લાગે.

**સબબ**—કેઢ ઉપર ભારે માર વાગવાથી, અથવા કેડનું હાડકુ ભાગવાથી, અથવા બરડાના હાડકામાં સડો લાગુ પડવાથી અથવા થંડી થવાથી બરડાની ગુડમાં વરમ થવાથી તેથી આ રોગની ૧ લી જાત ઉત્પંન થાય છે.

૨ જી જાત પીસાબના ફુકનાના રોગથી, જુના પરમાની અસરથી, ગુરદના વરમથી, ગરભસ્થાનના દરદથી આ રોગ ઉતપંન થાયછે.

**ઉપાય**—આ રોગની પેહેલી જાતમાં બરડાના કાંઠાના દુખતા ભાગ ઉપર ૧ થી ૨ ડજન જળો મેલવી. અને ટરપીનટાઇનની પીચકારી ગુદામાં મારવી. તથા ઝાડો સાફ લાવવા નીચેની દવા પાઈ દેવી.

## ૧૩૬ શરીરની નીચેના અરધા ભાગનો ફાલિજ અથવા લકવો.

| | | |
|---|---|---|
| એપસંમ સાલ્ટ | ... | દરામ ૪ |
| માના | ... | દરામ ૨ |
| સુનામખીની ચા | ... | આંઉસ ૧॥ |

ઉપલી દવા આપવા પછી નીચેની દવાની ત્રણ ગોળીઓ બનાવી એકેક ગોળી બે ચાર દિવસ સુધી દર ચાર કલાકે ગળાવવી.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | ગરેન ૬ |
| અફીણ | ... | ગરેન ૧ |

દુખતા બરડાના કાંઠા ઉપર તથા બોચી ઉપર એકથી બે દિવસ સુધી બરફ મુકવો. અને આશરે આઠ ઈંચની લાંબી બેલાડોના પલાસ-તરની પટી ચાંમડા અથવા રેશમના લુગડા ઉપર બનાવી દુખતા ભાગ ઉપર મુકવી. અને ૨ ગરેન એક્સ્ટ્રાક આવ બેલાડોના તથા ૧૦ ગરેન એક્સ્ટ્રાક આવ જેનસીઅન એ બંનેને મેળવી તેની ચાર ગોળીઓ બ-નાવી એકેક ગોળી દહાડામાં ચાર વાર દર ત્રણ કલાકે પાણી સાથે ગ-ળાવવી. આ ગોળીઓ દસથી પંદર દિવસ સુધી જારી રાખવી.

**અથવા** નીચેની દવાનાં ૪ પડીકાં કરી એકેક સ્વાર સાંજ દહાડામાં બે વખત ગળાવવાં.

| | | |
|---|---|---|
| પાઉડર આવ અરગેંટ | ... | ગરેન ૧૨ |
| સાકરની ભુકી | ... | ગરેન ૧૨ |

બરડાના દરદ અને એચ તાંણને લીધે ઉંઘ ન આવતી હોય, તો રાતે સુતી વેળા નીચેની સઘળી દવા પાઈ દેવી. પણ ઊંઘ લાવવા અફી-ણની દવા આપવી નહિ.

| | | |
|---|---|---|
| ટીંચર આવ હઇયોસીઆમી | ... | મીનીમ ૪૦ |
| પાણી | ... | આંઉસ ૧ |

પીસાબ બંધ હોય તો કેથેટર (એક જાતની રૂપાની સળી આવેછે) તે મુકીને પીસાબ કાઢવો. ભુખ લાગવા બીર, પોટર, અથવા વાઇન પાવો. પગો તથા જાંગોની ચંપી કરવી તેની નીચે તકીઆ મુકી તેને સુવાડીજ

રાખવો અને તે ઉપર ટરપીનટાઇન લીનીમેન્ટ સેપોનીસ વીગેરે દર રોજ ચોપડવું. વીજળીનો સંચો થોડા દિવસ લગાડવો.

૨ જી જાતનો ઉપાય કરવા પહેલાં તે કયા કારણથી થયો છે તે શોધી કાઢવું. પીસાબના ૫ુકનાના દરદ થવા પછી આ રોગ થયો હોય તો, પીસાબ કરવા પછી નીચે લખેલી દવાની એક નાની પીચકારી ભરી દર રોજ પીસાબની નળીમાં મારવી.

| | | |
|---|---|---|
| ટીંચર ઓપી. | ... | મીનીમ ૪૫ |
| પાણી. | ... | આંઉસ ૨ |

પીસાબ અટકી ગયો હોય તો કેથેટર મુકી પીસાબ કાઢવો. ગરભ-સ્થાનના દરદથી થયું હોય તો, ૧ ગરેન અફીણની ભુકી થોડા રૂમાં લપેટી અઝીને પહેરાવવું. અને દરદ નરમ પડે એટલે કાઢી નાખવું. ઘણો સ્ત્રી સંભોગ કરવાથી અથવા હાથ રસની માઠી ટેવથી થયું હોય તો, બરડાની ગુડને કુવત આપવા નીચેની દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચરફેરીપર કલોરીડ | ... | મીનીમ ૪૦ |
| ટીંચર કેંથારીડીસ | ... | મીનીમ ૧૫ |
| કવીનાઇન સલફસ | ... | ગરેન ૬ |
| પાણી | ... | આંઉસ ૩ |

અથવા નબળાઇને લીધે બરડાની ગુડ ખીર જેવી પોચી થવાથી આ રોગ થયો હોય તો બરડાનો કાંઠો ઠોકવાથી તેમાં દરદ થતુ નથી, તેવું માલમ પડે તો શકતી આપવાની દવા આપવી. જેવી કે કેમીકલ ફુડ ચમચી ૧ પાણી સાથે સવાર સાંજ આપવું. અથવા ટીંચર ફેરી પરકલો-રીડ મીનીમ ૧૦ થી ૧૫ પાણીમાં નાખીને દહાડામાં ચાર વાર પાવું. ગરમ પાણીના વાસણમાં ગંધક નાખીને તેમાં દરદીને દરરોજ અરધા કલાક સુધી બેસાડવો તેને હાથ રસ કરવાની ખરાબ ટેવ હોય તો તે છોડી દેવી જોઇયે. શરીરના અડધા ધડનો રોગ ઘણો જુનો થયો હોય તો તેને શકતી આપવા નીચે જણાવેલી દવા આપવી.

| | | |
|---|---|---|
| ઝેરી કચુરાના બીનો ભુકો | ... | દરામ ૦॥ |
| કાળાં તીખાં | ... | દરામ ૧ |
| હરડે | ... | દરામ ૨॥ |

એ સઘળાંનો ઝીણો ભુકો કરી ૫ થી ૧૦ ગરેન જેટલો દાડામાં ત્રણવાર ફકાડવો. અને ઝેરી કચુરાથી તાંણ થાય તો તે બંધ કરવી, અને થોડા દીવસ રેહેવા દેઈ પાછી આપવી.

ઉપલી દવાઓ ન મળે તો.

| | | |
|---|---|---|
| આસોંદ | ... | દરામ ૧ |
| લીમડાનુ મુળ... | | દરામ ૧ |
| દેવદાર | ... | દરામ ૧ |
| સરસવ | ... | દરામ ૧ |

એ બધાંને ખાંડી તેમાંથી એક એક દરામ દાડામાં ત્રણ વખત મધમાં ચટાડવું—અથવા.

સરસવ એક આંઉસ-રાફડાની માટી ચાર આંઉસ એ બંનેને વાટી તેમાં થોડુ મધ મેળવી શરીરના નીચેના ભાગ ઉપર લેપ કરવો—અથવા.

| | | |
|---|---|---|
| સુંઠ | ... | દરામ ૧ |
| દેવદાર | ... | દરામ ૧ |

એ બનેને વાટી તેમાંથી એક દરામ દાડામાં બે વખત ગરમ પાણીમાં પાવું—અથવા.

| | | |
|---|---|---|
| ભીલાંમુ | ... | દરામ ૧ |
| લીડીપીપર | ... | દરામ ૧ |
| પીપળીમુળના ગંઠોડા | ... | દરામ ૧ |
| તલ | ... | દરામ ૧ |
| સાકર | ... | દરામ ૧ |
| પાંણી | ... | શેર ૧॥ |

એ બધાંને ખાંડી પાણીની અંદર નાખી ચુલે ચડાવી બાકી પાંચ રૂપીઆ ભાર રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઈ તેમાં થોડુ મધ નાખી તે પાવું.

# પારાની ધાતુ શરીરમાં જવાથી થતો લકવો.

**મરક્યુરીઅલ પાલઝી**—Mercurial palsy.

**નીશાની**—આ જાતના લકવામાં દાંત કાળા થઈ જાયછે. ચામડીનો રંગ ભુરો થઈ જાયછે. દરદી તોતળું બોલે છે હાથ પગમાં શકતી રેહેતી નથી અને તેમાં આંકડાં આવેછે.

**સબબ**—કાચ ઉપર પારો ચડાવનારાઓને, વાયુ માપક યંત્ર બનાવનારાઓને અને જેઓંના સ્વાસમાં પારાનો બાફ જાયતેને આરોગ થાયછે.

**ઉપાય**—૫ ગરેન પોટાસા આઇઓડાઈડ પાણીમાં નાખી દાડામાં ચાર વાર પાવું અને તે ઘણા દહાડા સુધી જારી રાખવું. ઉના પાણીમાં ગંધક નાંખી તે દરદીને સ્વાર સાંજ બેસાડવો, અને તેને હલકા ખોરાક ઉપર રાખવો.



# શીસાની ધાતુ શરીરમાં જવાથી થતો લકવો.

( **લેડ પોલઝી**—Lead palsy).

**નીશાની**—દાંતના પારાઓની આસપાસ લીલા રંગનો થરો જણાય. હાથના પોહોચાઓ મરજી પરમાણે હીલવી શકાતા નથી પણ તે બીલકુલ જુઠા પડી જાય છે.

**ઉપાય**—પોટાસા આઇઓડાઇડ ગરેન ૫ પાણીમાં નાંખી દાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું, અથવા પોટાસા બ્રોમાઇડ ગરેન ૨૦થી ૩૦ પાણીમાં નાખી દાડામાં ત્રણ વાર પાવું, અથવા ૧૫ ટીપાં એસીડ સલફ્યુરીક ડીલુટ પાણીમાં નાખી સ્વાર સાંજ પાવું. તથા ગંધકના પાણીમાં દરદીને બેસાડવો. તથા દરીઆની હવામાં તેને રાખવો.

# ધ્રુજતો લકવો.

## ( પેરેલીસીસ એજીટેટન્સ ટ્રેમર ઓર સેકીંગ પોલઝી ).

(Paralysis, Agituns Tremor or shaking palsy)

**નીશાની**—આ દરદમાં આજારીના હાથો પગો અને હળવે હળવે આખુ શરીર દીવસ અને રાત ધ્રુજા કરે છે. અને તે સીધો ઉભો રહી શકતો નથી. આ રોગ ઘણોજ ધીમે ધીમે વધે છે. અને ઘણો વખત ગયા પછી આખુ શરીર એટલુ બધુ ધ્રુજે છે કે, દરદી સુઈ શકતો નથી. ખોરાક બરોબર ચવાતો તેમજ સેહેલથી ગળાતો નથી. પીસાબ અને ઝાડો પોતાની મેળે બે અખ્તીયાર થાય છે. મોઢામાંથી બેઅખ્તીયાર થુક નીકળે ચોખ્ખુ બોલી શકે નહિ—

**સબબ**—ઘડપણ અને નબળાઇમાં આ રોગ વધારે થાય છે. ઘણી થંડીથી, ઘણો સ્ત્રી સંભોગ કરવાથી, ઘણો દારૂ પીવાથી અને અરધાંગ પેદા થવાના કારણોથી પણ આ રોગ ઉતપંન થાયછે.

**ઉપાય**—આજારીને ચોખ્ખી હવામાં રાખવો. શકતી આવે એવો ખોરાક આપવો. જો ટાઢ નહિ વાયતો થંડા પાણીથી દરરોજ નવરાવવો, અને સવાર સાંજ મગરનું તેલ આપવું. અથવા શકતી લાવવા નીચેની દવાઓ મેળવી તેની ચાર ગોળીઓ કરી એકેકી ગોળી દહાડામાં ચાર વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| રીડ્યુસ્ડ આયરન | ... | ગરેન ૪ થી ૮ |
| વલેરીએનેટઆવ ઝીંક | ... | ગરેન ૬ |
| કવીનાઇન સલફ્સ | ... | ગરેન ૬ |
| એકસ્ટ્રાક આવ નકસવોમીકા | .. | ગરેન ૨ |
| લકટો પેપટીન | ... | ગરેન ૨૦ |
| એકસ્ટ્રેકટ આવ જેનશીયન | ... | ગરેન ૨૦ |

અથવા નીચેની દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દીવસમાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ સ્ટ્રીકનીઆ | ... | મીનીમ ૩૦ |
| કરીઆતાની ચા | ... | આંઉસ ૩ |

અથવા ઘણો સ્ત્રી સંભોગ કરવાથી થયો હોય તો નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દીવસમાં ત્રણ વખત પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર ફેરીપરકલોરીડ | ... | મીનીમ ૩૦ |
| ટીંચર કેંથ્યુરીડીસ | ... | મીનીમ ૧૫ |
| સલફેટ કવીનાઇન | ... | ગરેન ૬ |
| પાણી | ... | આંઉસ ૩ |

બરડાના કાંઠા ઉપર દરદ થતુ હોય તો લીનીમેન્ટ સેપોનીસ ચોળવું. જો સંધીવા થવાથી આ રોગ થયો હોય તો જુના સંધીવાનો ઉપાય વાંચી જોઈ તે પરમાણે કરવું—ગરમ પાણીમાં ગંધક નાખી દરદીને સવાર સાંજ દર રોજ બેસાડવો—



# ઓરતને સુવાવડમાં થતું દીવાનાપણું.

(પ્યુઅર પેરલમેનીઆ—Pure parelmania.)

બાળક જનમા પછી તુરતજ અથવા તે પછી પાંચ છ દિવસે સુવાવડી સ્ત્રીને ઉપરના નામનું દીવાનાપણું થાય છે. કેટલીક વખત બાળક જનમા અગાઉ અથવા જનમા પછી ઘણે મહીને પણ થાય છે.

**નીશાની**—આ બીમારી વાળી સ્ત્રી ઘણા ગભરાટમાં રહે છે. તે ઘણી જોસમાં ઉસકેરાએલી રહેછે અથવા કંઈ પણ બોલવા ચાલવા વીના ચીંતાતુર પડી રહેછે. કંઈ પણ ખોરાક અથવા પાણી પીતી નથી પોતાના મરદ તથા બાળકના ઉપર વાહાલ આવવાને બદલે ધીકારથી જુવેછે. અને તેઓને મારી નાખવા વીચાર કરેછે. અથવા આપઘાત

કરવાના વીચાર કરેછે. તેને ઉંઘ આવતી નથી. માથામાં દરદ થાયછે. વખતે તાવ પણ આવેછે. શરીરની ચામડી સુકી અને ગરમ રહેછે. થાનમાં દુધ બરોબર આવતુ નથી, જીભ ઉપર મેલ હોયછે. ઝાડો કબજ રહેછે. પીસાબ બરાબર થતો નથી દસતાંન પણ બરોબર આવતુ નથી.

**સબબ**—આરોગ ઘણું કરીને નબળાઇને લીધે થાયછે. બાળકનો જનમ આપતી વખત અથવા જનમ આપા પછી ઘણું લોહી જાયતો તેથી થાયછે. અથવા જનમ આપતી વેળા તેને ઘણુંજ દુખ પડેતો તેથી થાયછે.

ઉપાય—આ બીમારી વાળી સ્ત્રીને એકાંત અને અંધારા વાળા ઓરડામાં પુરી રાખવી, તેના પાસે તેના ઘરનાં અગર તેનાં સગાંઓએ જવું નહી. તેના બાળકને તેની પાસે કદી પણ લઈ જવું નહી. તેની સંભાળ લેવા વાસ્તે કોઈ અજાણી સ્ત્રી જે મેહેનતુ તથા તેની આછલ વીછલ કરી શકે એવી હોય તેને ઓરડાની અંદર તેનાથી દુર બેસવા કેહેવું. તેણીની સાથે તેને વાતચીત કરવા ના પાડવી. બાળકને કોઈ સારી તંદુરશ્ત ઓરતને ધવડાવવું. તેણીને સાદો અને પુશ્ટીકારક ખોરાક આપવો. તેનો ઝાડો કબજ હોય અને તે નબળી હોય તો ૪ ગરેન કેલોમલ તથા ૨૦ ગરેન રૂબાર્બનો જુલાબ આપવો. અથવા કાસટર ઓઈલનો જુલાબ આપવો. અને તેને નીચેની દવામાંથી પોણું વાઇનગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| આમોનીઆ કારબોનસ | ... | ગરેન ૯ |
| એસીડ ફોસફોરીક ડીલુટ | ... | મીનીમ ૩૦ |
| ટીંચર હઇઓસીયામી | ... | દરામ ૩ |
| ટીંચર જીંજીબરીંસ | .. .. | દરામ ૨ |
| પાણી | .. ... | આંઉસ ૯ |

આ બીમારીમાં બીલકુલ ઉંઘ આવતી નથી, વાસ્તે નીચે જણાવેલી દવાઓ મેળવી તે સઘળી પાઈ દેવી. અને જો જરૂર જણાય તો ત્રણથી ૭ કલાકે તે પાવી. આ દવા ઘણી ફાયદાકારક છે.

| | | | |
|---|---|---|---|
| હેડરેટ ક્લોરલ | ... | ... | દરામ ૦॥ |
| પોટાશા બ્રોમાઇડ | ... | ... | ગરેન ૨૦ |
| પાણી | ... | ... | આંઉસ ૧॥ |

અથવા નીચેની દવા ઊંઘ આવતાં સુધી દર ત્રણ કલાકે પોણું વાઇન ગલાસ ભરી પાવી.

| | | | |
|---|---|---|---|
| હેડરેટ ક્લોરલ | ... | ... | દરામ ૧ |
| ટીંચર આવ કેનેબીસ | ... | ... | દરામ ૧ |
| સ્પીરીટ ક્લોરીક ઇથર | | ... | દરામ ૨ |
| પાણી | .. | ... | આંઉસ ૬ |

ઉપલી દવા ન મળી શકે તો ૩૦ થી ૪૦ મીનીમ કલોરોડાઇન પાણીમાં નાખીને પાવું. ઉપલા કોઈ પણ ઊપાયથી ઊંઘ આવતી નથી અને આજારી ઘણીજ તરફડે છે વાસ્તે તેને ઊંઘ લાવવા નીચેની દવાઓ મેળવી તે દરેક મેળવણીમાંથી બબે ટીપાં લેઈ તેની પીચકારી ખભાની ચામડીમાં મારવી.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ મોરફીઆ | ... | ગરેન ૧૦ |
| સ્પીરીટ આવ વાઇન | ... | મીનીમ ૧૫ |
| પાણી | ... | મીનીમ ૪૫ |

એ સઘળાને મેળવી એક સીસીમાં ભરવું. અને ૧ ગરેન સલફેટ આવ એટરોપીન અને ૨ દરામ પાણી એ બંનેને મેળવી બીજી જુદી સીસીમાં નાખવું. આ દરેક સીસીમાંથી બબે ટીપાં લેઈ ઉપર જણાવા પરમાણે ખભાની ચામડીમાં પીચકારી મારવી. આ દવા ઘણીજ ઝેરી છે, વાસ્તે તે કામ ઘણાજ હુંશિયાર માણસે સંભાળ રાખી કરવું. ઉપર જણાવેલી કંઈ પણ દવા મળી ન શકે તો ૧॥ થી ૨ ગરેન અફીણની એક ગોળી બનાવી દર ત્રણથી ચાર કલાકે પાણી સાથે ગળાવવી.

ઉપલી અંગરેજી દવાઓ ન મળે તો નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી—

| | | |
|---|---|---|
| દેવદાર ... | કડુ ... | ભળો |
| વજ .. | ધાણા ... | કાકડા સીંગી |
| ઉપલેટ ... | હીમેજ ... | સાજીર |
| લીંડીપીપર ... | ગજપીપર | |
| સુંઠ .. | ધમાસો | |
| કાયફળ .. | ગોખરૂ | |
| મોથ ... | ભોરીંગણી | |
| કરીયાતુ ... | અતીવીસની કળી | |

એ બધાં એકેક દરામ લેવાં તેમાં ધમાસો બે દરામ લેવો પછી તેઓને ખાંડી તેમાંથી એક આંઉસ લઈ તેમાં બાર આંઉસ પાણી નાખી તેને ઉકાળી બાકી એક આંઉસ પાણી રેહે તે સવારમાં પાઈ દેવું.

એ પરમાણે સાંજે પાવું એમ દસ બાર દહાડા પાવું

ઉપરનો ઊકાળો તઇયાર કરી તેમાં સીંધાલુણ અને વધારણી સેકીને વાલ બે નાંખી પાઈ દેવું. આ ઉપાય સારો છે.



# દીવાનાપણું.

દીવાનાપણું ઘણાંજ જુદા જુદા કારણોથી થાયછે. અને તેના ઘણા જુદા જુદા ભાગો કરવામાં આવેલછે, કે જેનુ બ્યાંન કરતાં ઘણુંજ લંબાણ થઈ પડે તેમજ તે કામ ઘણુંજ બારીકછે, તેથી તે એકદમ સમજવું ઘણુંજ મુસકેલ છે વાસ્તે તેનું સઘળુ બ્યાંન આ જગોએ કરેલ નથી પણ ટુકામાં તેનું બ્યાંન તથા ઇલાજ નીચે મુજબ છે.

**નીશાંની—**જ્યારે કોઈ માણસ ભેજાના રોગથી અગર ફેફર થવાથી અથવા ઘણી ધાત જવાથી દીવાનુ થઇ જાયછે, ત્યારે તે આગળ પાછળના માણસોને મારવા દોડેછે, લુગડાં કાઢી નાખેછે, ઘડા વીનાનું બોલેછે, ભાઈ બાપની અગર છોકરાંની ઓળખાણ રેહેતી નથી. વીગેરે તેના શરીરની અંદર ચોન પેદા થાયછે.

**ઉપાય**—દીવાના માણસનો ઇલાજ બે રીતથી થાયછે. ૧ લી રીત તેના દવા કેવી રીતે કરવી, તેનો ખોરાક કેવો કેટલો તથા કેવી રીતે આપવો. ૨ જી રીત દીવાના માણસનાં સગાઓએ તેની સાથે કેમ વરતવું, તે મારફાડ કરે નહી અને તે આનંદમાં રહે અને તેના મનને આનંદ લાગે એવા ઉપાય કરવા.

૧ લી રીત. જ્યારે કોઈ માણસ દીવાનુ થાયછે અને તેને ઉપર જણાવેલાં ચીન વરતાય ત્યારે તેને ઊંઘ આવતી નથી. વાસ્તે પેહેલાં તેને ઊંઘ લાવવાના ઉપાયો કરવા. જો તેના ભેજામાં વરમ થયો હોયતો, અને તેને તાવ પણ હોય અને તે મજબુત બાંધાનું હોયતો, તેને ફસ ખોલાવવી. અથવા એકથી બે ડજન જળો માથા ઉપર મુકવી. અને એક જુલાબ આપવો.

અથવા સ્ત્રીને દસ્તાંન બંધ થઈ જવાથી દીવાનાપણું થયું હોયતો તેની જાંગની વચમાં અથવા છુપા ભાગ ઉપર થોડી જળો મેલાવવી, જેથી દસ્તાંન જસે અને એકદમ સાજી થસે.

અથવા આજારીને હરસ હોય અને તે સુજી આવ્યા હોયતો ગુદાનાં આસ પાસ ૧ ડજન જળો મેલાવવી, અને ગરમ પાણીમાં ખસખસના પોસ નાખી તેમાં આજારીને બેસાડવો. પણ ઉપલા કાંઇપણ કારણ સીવાય દીવાનાપણું થયું હોયતો પેહેલાં એક જુલાબ આપવો. અને ત્યાર પછી ઊંઘ લાવવા નીચેની દવા સઘળી પાઇ દેવી, જેથી સારી રીતે ઊંઘ આવસે.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | ગરેન ૩૦ થી ૪૦ |
| હેડરેટ કલોરેલ | ... | ગરેન ૩૦ થી ૪૦ |
| સાકરનો સીરો | ... | ચમચો ૧ |
| પાણી | ... | આંઉસ ૧॥ |

એથી ઊંઘ ન આવે તો એ દવા ત્રણ કલાક પછી ફરી પાવી, અને

એ પરમાણે ત્રણ અથવા ચારવાર પાવાથી ઊંઘ આવી જસે. ઉપલી દવાથી ઊંઘ ન આવે તો નીચેની સઘળી દવા મેળવી પાઇ દેવી.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | ગરેન ૪૫ થી ૬૦ |
| ટીંચર આવ કેનેબીસ | ... | મીનીમ ૨૦ થી ૬૦ |
| પાણી | ... | આંઉસ ૨ |

કેફ્રે થવાથી આ રોગ થયો હોયતો નીચેની દવામાંથી પોણું વાંઇન ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવાથી ઘણો ફાયદો થાયછે.

| | | |
|---|---|---|
| લીકવીડ એકસ્ટ્રાકટ આવ અરગટ | ... | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૪।। |

ઉપલી દવા ઘણા દીવસ આપવાથી કેફ્રાનો રોગ મટી જાયછે. ટુંકામાં આ દવા ઘણીજ ગુણકારક છે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેસી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| વજ | ... | દરામ ૧ |
| ઉપલેટ | .. | દરામ ૧ |
| સંખાવળી | ... | દરામ ૧ |
| નાગકેસર | ... | દરામ ૧ |
| ભરાંમમીનો રસ | ... | દરામ ૧ |
| ભુરા કોળાનો ગરભ | ... | દરામ ૧ |

ઉપલી ત્રણ ચીજોને ખાંડી પછી બાકીના એ ઓસડોમાં નાખી તે પાઇ દેવું તથા તેમાંથી થોડાં ટીપાં નાકમાં નાખવાં, અથવા તે આંખમાં આંજવું.



# ઉંઘ નહી આવવા વિશે.

**સ્લીપલેસનેસ—Sleeplessness.**

ઊંઘ ન આવવાનાં ઘણાં કારણો છે જેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે

છે. સખત ગરમી પડવાથી શરીર ઉપર ગુમડાં અથવા મોટો જખ્મ પ- ડ્યો હોય તેથી, અજીર્ણ થવાથી, ભેજાને લગતું ઘણું કામ કરવાને લીધે, ઘણી ચીંતા રાખવાથી, બાહેર ફરવા હરવા નહી જતાં આખો દીવસ ઘરમાં બેસી રહેથી ઇતીયાદી કારણોથી, ઊંઘ થોડી અથવા બીલકુલ આવતી નથી.

**ઉપાય**—ઉનાળામાં ગરમીને લીધે ઊંઘ ન આવતી હોય તો ઘરની અંદર નીચે પાણી છંટાવવું, જેની થંડકથી ઊંઘ આવશે. અજીર્ણ થવા- થી ઊંઘ ન આવતી હોય તો અજીર્ણમાં આપેલા ઉપાય કરવા. અથવા ૨૦ ગરેન મેગનેસીઆ કારબોનસ તથા ૪૦ ગરેન સોડાબીકારબોનસ એ બંનેને મેળવી તેનાં ચાર પડીકાં કરી એકેક પડીકું દહાડામાં ચારવાર પાણી સાથે ફકાડવું. અથવા ભેજાને લગતું ઘણું કાંમ કરવાથી ઊંઘ ન આવતી હોય તો ૧થી ૨ ગરેન અફીણ અથવા ૧૦થી ૨૦ ગરેન હેડરેટ ક- લોરલ એ બેમાંથી ગમે તે એક આંઉસ પાણીમાં નાંખી રાતે સુતી વેળા પાવું.

સુવાનો ઓરડો ખાલી અને હવાવાળો રાખવો. સુવા જવા અગાઉ ગરમ પાણીથી નાવું અથવા ગરમ પાણીમાં થોડીવાર પગ બોળી રાખવા. અને પછી જાડા ટુવાલથી લુછી સુકા કરવા. ઘણો થાક ચડે એટલી મે- હેનત કરવી નહી. ઘણા અભ્યાસથી, અગર કંઈ કેફી વસ્તુ પીધાથી, મન ઉસકેરાએલું હોય તો તુરત સુવું નહી. સુવા જતી વખતે માથુ ગરમ હોય તો થંડા પાણીથી ધોઈ લુંછી નાંખવું. રાતે મોડું અથવા ઘણું ખાધા પછી તુરત સુવું નહી. ઘણો પરસેવો પડતો હોય તો ગરમ લુઘડાં પેરીને સુવું નહી. રાત્રે વેહેલાં સુવું અને સવારે વહેલાં ઉઠવું.

**સેલેડ**—સરકામાં બોળીને રાત્રે ખાણા સાથે ખાવું તેમજ નીચે જણાવેલી દવાઓને ખરલમાં સારી પેઠે મેળવી એક આંઉસ જેટલી રાત્રે પીને સુઈ જવું.

કપુર ... ... ...ગરેન ૨૫

૭૭

| | |
|---|---|
| રેકટીફાઇડસ્પીરીટ આવ વાઇન... | મીનીમ ૨૦ |
| ગુંદર ... ... | ...દરામ ૪ |
| સીરપ આવ લેમન ... | ...આંઉસ ०॥ |
| ઓઇલ આવ પેપરમીન્ટ | ...મીનીમ ૨૫ |
| પાણી ... ... | ...આંઉસ ૫ |

ઉપલો ઉપાય અજીર્ણ અથવા થાક ચડ્યો હોય તો વધારે ફાયદો કરે છે. અથવા નીચે જણાવેલી દેસી દવાઓ આપવી.

| | |
|---|---|
| ભાંગ ... | દરામ ૨ થી ૪ |
| કાળાં તીખાં... | દરામ ०॥ |
| ખસખસ ... | દરામ ૧ |
| કાકડીનાં બી... | દરામ ૧॥ |
| તડબુચનાંબી... | દરામ ૧ |
| સાકર. ... | આંઉસ ૨ |
| દુધ... ... | આંઉસ ૫ |
| પાણી ... | આંઉસ ૬ |

ઉપર જણાવેલી પેહેલી છ વસ્તુઓને છુટી ખાંડી તેનો ભુકો કરી તેને પાણીમાં મેળવી લુગડાથી ગાળી તેમાં દુધ અને સાકર નાંખી છથી બાર આંઉસ જેટલું એક વખતમાં પાવું.

ઉપલી દવાઓ હાજર ન હોય તો.

| | |
|---|---|
| હરડાંની છાલ ... | દરામ ૧ |
| બેડાંની છાલ ... | દરામ ૧ |
| આંમળાં ... | દરામ ૧ |

એ બધાંને ખાંડી તેમાંથી એક દરામ મધની સાથે સવારમાં ચાટવું. એ પરમાણે બપોરે તથા સાંજે ચાટવું. અથવા ઝેરકોચલાં એક દરામ લઇ તેને ઘીમાં તળી ઉપલી છાલ કાઢી નાંખી તેને બારીક વાટી તેમાંથી ૩ ગરેન પાણીની સાથે દરરોજ ગળાવવુ. અથવા (લીલાગર) ભાંગ તેને ઠીકરા ઉપર બાળી તેમાંથી એક વાલ મધમાં નાંખી દરરોજ ચટાડવી.

# આંખ ઉપર વાગવું.

(બ્લેકઆઇ—Blak Eye.)

મારામારીમાં અથવા ઘણો દારૂ પીવાથી, પડી જવાથી, અથવા એવાં બીજાં કારણથી. આંખ ઉપર કંઈ વાગે છે ત્યારે તેની આસપાસની જગો સુજીને કાળી થાય છે.

**ઉપાય**—ગરમ પાંણીથી આંખ ઉપર વારમવાર સેક કરવો. આંખ ઉપર જેવો માર વાગે કે તુરત કાળો ડાગ ન પડે તેને વાસ્તે આંખની આસપાસ તાજુ માંખણ અથવા ઓલીવનું તેલ બેથી ત્રણ ઈંચની જગો ઉપર વારંમવાર ચોળવું.

આંખ આગળ કાળો ડાઘ પડો હોય તો ૧ ભાગ ટીંચર આવ અરનીકા તથા ૭ ભાગ પાણી એ બનેને મેળવી તેમાં ઝીણો નરમ લુગડાનો કડકો બોળી તેથી કાળો ડાઘ વારમવાર ધોયા કરવો. અથવા તે લુગડુ બોળીને આંખ ઉપર મુકી પાટો બાંધી રાખવો.

ઉપલી દવાઓ ન મળે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

| | |
|---|---|
| દારૂહળદર<br>હળદર<br>મોથ<br>હરડેની છાલ<br>બેડાની છાલ<br>આંમળાંનીછાલ<br>સાકર<br>મધ. | એ બધાં ઓસડો સરખાં લેઇ તેમાં મધ બધુ ભળે એટલું લેઈ લાગેલા ભાગ ઉપર ચોપડવું. તથા સ્ત્રીનું દુધ આંખમાં નાંખવું. |



# આંખનું સુજવું તથા તેમાંથી પાણીનું ઝરવું.

(બ્લીઅરઆઈ—Blear Eye.)

**આંખના સાધારણ સોજાની બે જાત કરવામાં આવી છે.**

**એક હલકો સોજો અને એક જોરાવર સોજો.**

**હલકા સોજાની નીશાની**—આંખની સફેતીનો થોડો ભાગ લાલ જણાય તેમાં બળતરા બળે અને કાંકરો અથવા રેતીના દાણા અંદર ખુંચતા હોય તેમ લાગે, જેથી આજારી આંખને ચોળા કરે. તેમાંથી થોડું પાંણી નીકળા કરે. અજવાળા તરફ જોતાં વખતે હરકત લાગે.

**જોરાવર સોજાની નીશાની**—આંખની આખી સફેતી લાલ થઈ જાય. આંખમાં દુખાવો અને દરદ બહુ થાય, તેમાં બળતરા બળે, પાણી ઘણું નીકળા કરે. ચીપડા બંધાય. આંખનાં પોપચાં સુજી આવે અને તેની સાથે થોડો ઘણો તાવ પણ હોય.

**સબબ**—ઘણી થંડી હવા લાગવાથી, આંખમાં પાપણ ખુચવાથી, કાંકરી અથવા કચરો આંખમાં જવાથી, આંખ ઉપર કંઈ વાગવાથી, ઘણી જલદ રોશની અથવા અજવાળા સામું ઘણી વાર તાકીને જોવાથી, આંખમાં ગરમ ચીજ જવાથી, ઘણો દારૂ પીવાથી અથવા ઉજાગરો કરવાથી થાય છે.

**હલકા સોજાનો ઉપાય**—ઉપર પરમાણે જે કારણથી થયો હોય તે સોધી કાડી દુર કરવું. ઝાડો કબજ હોય તો કમપાઊંડ જેલપ પાઉડર અથવા રૂબાર્બ પાઉડર અથવા એપસમસાલ્ટનો જુલાબ આપી ઝાડો સાફ લાવવો. આંખ ઉપર વખતે સેક કરવાથી અથવા થંડી ચીજ ચોપડવાથી ફાયદો થાય છે. જો આજારી નબળો હોય તો આંખ ઉપર ફલાનલનો સેક કરવો. આજારી નબળો ન હોય તો, આંખ ઉપર ગુલાબ જળમાં અથવા થંડા પાણીમાં અથવા ૪ આઊંસ પાણીમાં ૧૦ ટીપા

ગોલારડ વોટરનાં નાખી તેમાં લુગડુ બોળી આંખ ઉપર ભીનુ ભીનુ મુક્યા કરવું. અથવા વીનમઓપીનાં ટીપાં આંખમાં નાખવાં, અથવા હેઠળ લખેલી દવામાં લુગડુ બોળી આંખ ઉપર મેલા કરવું.

| | | | |
|---|---|---|---|
| સુગરઆવ લેડ .. | ... | ગરેન | ૧૦ |
| વીનમ ઓપી ... | ... | દરાંમ | ૧ |
| ગુલાબજળ ... | ... | આંઉસ | ૬ |

અથવા ૨ ગરેન ફટકડી અથવા ૨ ગરેન ઝીંકસાસલફસ ને ૧ આંઉસ પાણીમાં નાખી તેમાંથી થોડાં ટીંપાં દાડામાં ત્રણ અથવા ચાર વાર આંખમાં નાખવાં.

ચોપડા થતા હોય તો, આંખને ગરમ પાણીથી ધોઈ અને પાંપણ ની કોર ઉપર સાલીડનું તેલ અથવા સફેત મલમને આંગળી ઉપર જરા ગરમ કરી લગાડવો, એથી તફાવત ન પડે અને આંખ લાલ રેહે તો, કાનની પાછળ રૂપીયા જેવડું પલાસ્તર કરી મારવું. આજારી નબળો હોય તો શકતી લાવનારી ટીંચરફેરી જેવી દવા આપવી.

**જોરાવર સોજાનો ઉપાય**—જોરાવર સોજો તરતનો હોય અને આજારી જોરાવર હોયતો, આંખના ભવાંની ઉપર તથા કાંનપટી ઉપર ફરતી ૬ થી ૯ જળો મુકવી, જળોના ડંખને ગરમ પાણીથી સેક કરવો. આજારીનો ઝાડો સાફ લાવવા જુલાબો આપવા, અને ઝાડો સાફ આવ્યા પછી હલકા સોજામાં આપેલા ઇલાજ અજમાવવા.

આંખનો સોજો જુનો થાય અને આંખમાં રેતી જેવું ખુંચતુ લાગતુ હોય, આંખ બળે, અને દુખાવો થાયતો હેઠળ લખેલી દવામાંની એક દવાનું પાણી બનાવી થોડાં ટીપાં આંખમાં દરરોજ નાખવાં, અને તેથી ફાયદો ન થાય તો એમાંની બીજી દવા અજમાવવી.

ફટકડી અથવા સુગર આવ લેડ
અથવા સલફેટ આવ ઝીંક
અથવા ટાનીક એસીડ
અથવા કાસટીક

} એ પાંચ દવામાંથી ગમે તે એક દવા ગરેન ૧ થી ૩ ગુલાબજળ અથવા વરસાદનુ પાણી આંઉસ ૧

ઉપલી દવાથી ફાયદો ન થાય તો વીનમ ઓપીનાં થોડાં ટીપાં દરરોજ આંખમાં નાખવાં.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પરમાણે દેસી દવા ના વાપરવી.

| | | |
|---|---|---|
| બેડાંની છાલ | ... | દરામ ૧ |
| હરડેની છાલ | ... | દરામ ૧ |
| આમળાં | ... | દરામ ૧ |
| કડવી ઘીસોડી | ... | દરામ ૧ |
| કડવા લીમડાનાં પાંન | ... | દરામ ૧ |
| અરડુસીના પાંન | ... | દરામ ૧ |

ઉપલી દવાઓને ખુબ ખાંડી તે બે ભાગ કરી તેમાં છો આંઉસ પાણી નાખી ચુલા ઉપર ચડાવી ઉકળતાં બાકી એક આંઉસ રહે ત્યારે ઉતારી ગાળી તેમાં છો ગરેન ગુગળ નાખી તે પાઈ દેવું. પાછા તે ને તે કુચામાં ઉપર પરમાણે પાણી નાખી ઉકાળી તેમાં ગુગળ નાખી ઉપર પરમાણે સાંજરે પાવું. બીજે દાડે બીજો બાકી રહેલ ભાગ ઉપર પરમાણે પાવો.

આંખમાંથી પાણી બહુ ઝરતુ હોયતો, બાવળના પાનનો ઉકાળો કરી તેનો રસ કાઢી તેને ગાળી લેઈ પાછો તેને ઉકાળી જાડો કરી તેમાં મધ મેળવી આંખમાં અંજન કરવાથી પાણી ઝરતુ બંધ થસે.



# આંખનું આવવું.

## ( કનજન્કટીવીટીઝ—Conjunctivitis).

**નીશાંની**—આજારીથી આંખ ઉઘડાય નહી, આંખમાંથી જાડુ પર નીકળે, અંદર ખટકો તથા દુખાવો અતીસે થાય. આંખ અંદર ઘણી લાલ થએલી હોય, જો સોજો ઘણો જોરમાં હોયતો, આંખની વચમાંના ગોળ

નીતરા ચકરમાં ચાંદુ પડે અથવા તે ખવાઈ જાય અને આજારી હમેસ-નો આંધળો થાય.

**સબબ**—ઘણી થંડી હવાથી, આવેલી આંખની રસી સારી આંખને લાગવાથી તે આંખ આવી જાયછે, અથવા આવેલી આખ ઉપર માં-ખી બેસી તેનું પરૂ કોઈ બીજાની આંખ ઉપર બેસી અડાડેછે, તો તે ચે-પથી પણ આંખ આવી જાયછે.

**ઉપાય**—આજારી જોરાવર હોય તો સક્ત જુલાબ આપવો, પણ આ બીમારી ઘણું કરીને નબળા માણસને થાયછે. વાસ્તે કંમપાઉન્ડ રૂ-બાર્બ પાઉડરનો જુલાબ આપવો, ઝાડો સાફ આવવા પછી આંખ ઉ-પર ખસખસના ફીંડવાનો અથવા કેમોમાઇલ ફુલનો સેક કરવો. અને તે પછી ૮ ગરેન ઝીંકસીસલફસ, ૨ આંઉસ પાણીમાં મેળવી, તેમાંથી એકથી બે ટીપાં સ્વાર સાંજ આંખમાં નાખવાં, અથવા ૮ ગરેન પલમબી એસીટ, ૨ દરામ સરકો, તથા ૮ આંઉસ ચોખ્ખુ પાણી, એ સઘળાને મેળ-વી તેમાંથી એકથી બે ટીપાં આંખોમાં નાખવાં અને તે પાણીથી આંખ ધોવી. એથી પણ તફાવત ન જણાય તો, ૨ ગરેન કાસટીક અને એક આંઉસ ચોખ્ખુ પાણી, એ બંનેને મેળવી તેનાં ટીપાં સ્વાર સાંજ આંખમાં નાખવાં. આંખની અંદર ચાંદુ પડી ગયું હોયતો તેને આ દવા વધારે ફા-યદો કરેછે.

હરડાં, બેડાં, અને આંમળાં એ ત્રણેને સરખે ભાગે લેઇ ખાંડવાં અને તેને ચાર કલાક સુધી પલાળી રાખવાં, અને તેને ગાળી કાઢી તેનાં ટીપાં આખમાં નાખવાં. તથા તેમાંજ લુગડું પલાળી આંખ ઉપર મુકી રાખવું.

આંખમાં દરદ ઘણું થતુ હોયતો ૧ થી ૨ ટીપાં લાઇકર ઓપાઇ-સેડટીવન ૧ થી બે ટીપાં પાણીમાં મેળવી દહાડામાં ત્રણથી ચારવાર આં-ખમાં નાખવાં, બાળકને વારંમવાર આંખો આવેછે, અને તેમાંથી પુસક-

ળ રસી નીકળે છે તે વખત ૬ ગરેન ફટકડી તથા ૧૦ આઉંસ પાણી એ બંનેને મેળવી તેની પીચકારી આંખોમાં મારવી. અને આંખની પાંપણો વળગી ન જાય, વાસ્તે રાત્રે સુતી વખત થોડો સફેતીનો મલમ પાંપણોને લગાડવો.—અને

| | | |
|---|---|---|
| હરડે | ... | દરામ ૬ |
| આલુ | ... | નંગ ૨૦ |
| સાથરા | ... | દરાંમ ૭ |
| માના | ... | દરામ ૩. |

એ મસાળાને ખાંડી ૦ાા બાટલી પાણીમાં ઉકાળી અને આશરે ૭ આંઉસ જેટલું રહે કે થંડું પાડી તેમાંથી બેથી ચાર આંઉસ જેટલું પીવું. એ દવાથી ઝાડો સાફ આવશે, અને આંખનો સોજો પણ મટી જશે, ઉપલી દવાઓની સાથે આજારી નબળો હોય છે, વાસ્તે તેને કુવત લાવનારી દવાઓ આપવી, તેને કુવતવાળો ખોરાક આપવો. સારી હવાવાળી જગોમાં રાખવો, આંખ ઉપર અજવાળું આવવા દેવું નહી. આજારીને દરદને લીધે ઉંઘ ન આવતી હોય તો ૩૦ ટીપાં ટીંચર હાઓસાઆમસને ૧ આંઉસ કેમફર વોટરમાં મેળવી રાતે સુતી વેળા પાવું.

પરમીઓ થયો હોય અને તેની રસી આંખને લાગે તો આંખ આવી જાય છે, વાસ્તે તેને પણ ઉપર પ્રમાણે ઇલાજો કરવા.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| હરડાની છાલ | ... | દરાંમ ૧ |
| બેહાંની છાલ | ... | દરાંમ ૧ |
| આંમળાની છાલ | ... | દરાંમ ૧ |
| લોદર ... | ... | દરાંમ ૧ |
| જેઠી મધ ... | ... | દરાંમ ૧ |
| સાકર .. | ... | દરાંમ ૧ |
| મોથ ... | ... | દરાંમ ૧ |

એ બધી દવાઓને ટાઢા પાણીમાં ખુબ વાટી ભાંગની માફક પાંણી

કાઢી તે પાંણીની આંખ મીચી તે ઉપર ધાર કરવી. અથવા તેનાં પોતાં આંખ ઉપર મુકવાં. અથવા સ્ત્રીના દુધનાં આંખમાં ટીપાં નાખવાં. અથવા રસવંતી પાંણીમાં ઘસી ચોપડવી. અથવા આંમલીના પાંનને વાટી તેની લુગદી કરી તે આંખ ઉપર મુકવી.

**અથવા**—અફીણ, ફુલાવેલી ફટકડી, લોદર સરખે ભાગે લઈ એ બધાને લીબુના રસમાં વાટી લોઢાની કડછીમાં થોડું ગરમ કરી આંખ ઉપર લેપ કરવો. જેથી તતકાળ આરામ થશે. અથવા લોઢાની કડછીમાં લીબુનો રસ નાખી તેને થોડું ગરમ કરી જાડું કરી આંખો ઉપર લેપ કરવો. આંખમાં ખટકા આવે તો આંમળાંને પાંણીમાં વાટી તેની ચેપલી કરી આંખ ઉપર બાંધવી અથવા—સુંઠ, લીમડાનાં પાંન એમાં થોડો સીંધવખાર નાખી બારીક વાટી એની થપેલી કરી આંખો ઉપર બાધવી.

ઉપલી દવાઓથી આરાંમ ન થાય તો હરડેદળ, બેડાં, આંમળાં, સોનાગેરૂ, સીંધાલુણ, દારૂહળદર, રસબતી, એ સરવ સરખે ભાગે લઈ પાંણીમાં ખુબ બારીક વાટી આંખ ઉપર લેપ કરવાથી જલદી આરાંમ થશે, આ ઉપાય સારો છે.

**અથવા**—ધોળી સાગોડીનાં મુળને મધમાં ઘસી આંખમાં આંજવું તેથી ફુલું તથા છાંયા પડી હશે તે દુર થશે.

---

# આંખ ઝાંખ મારીજાય છે તે વીશે.

**(ધ ડીમનેસ આવ સાઈટ**—The dimness of sight).

**સબબ**—આંખોના ભીતરના ભેજા આગળનાં તંતુઓ નબળાં પડી જવાથી ઘણું કરીને આંખે ઝાંખ મારે છે.

**ઉપાય**—શકતી આવે એવી દવાઓ આપવી. જેવી કે ટીંચરફેરી પર ક્લોરીડ, મગરનું તેલ, ક્વીનાંઇન, ટીંચર આવ નકસવોમીકા વીગેરે કુવત

વાળી દવા ઘણા દીવસ સુધી પાવી. અથવા નીચે જણાવેલી દવાની આઠ ગોળીઓ કરી બબે ગોળી દાડામાં ચાર વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| રીડ્યુસ્ડ આયરન. | ... | ગરેન ૮ |
| એકસ્ટ્રાક આવ નકસવોમીકા. | | ગરેન ૨ |
| ક્વીનાઈન સલફસ | ... | ગરેન ૪ |
| પેપસીન ... | ... | ગરેન ૮ |

કાંનની પછવાડે અવાર નવાર પાંચથી દસ બલીસટરો મુકવાં. અને તે ઘણા દીવસ ઝરવા દેવાં. આંખોમાં થંડા પાંણીના ફટકા દરરોજ મારવા અને—

| | | |
|---|---|---|
| મોરથુથુ | ... | ગરેન ૧૫ |
| કપુર ... | ... | ગરેન ૪ |
| ખખળતુ પાંણી. | | આંઉસ ૪ |

એ સઘળાને મેળવી તે થંડુ પડે કે તેમાં બીજુ થંડુ પાણી ઉમેરી સઘળુ મળી ચાર બાટલીઓ જેટલું કરવું. તે ગાળી લેઈ સ્વાર સાંજ તેથી આંખો ધોવી. શકતી આવે એવો ખોરાક આપવો. અને આંખોને મેહેનત આપવી નહી.

ઉપલી દવાઓ ન મળે તો નીચેની દવાઓ વાપરવી.

| | |
|---|---|
| વરીઆળી<br>સુરમો<br>રસવંતી<br>સાકર<br>સમુદર ફીણ<br>સંખની રાખ<br>સીંધવ<br>ગેરૂ<br>મનસલ<br>તીખાં | એ સઘળાં સરખે ભાગે લેઈ તેમાં મધ બળે એટલું લેઈ ઘુંટી તેનાં ટીપાં આંખમાં નાખવાં. |

# આંખોના પોપચાનું સુજી આવવું તથા તેઓમાં થતા ખીલો.

(સોર આઇ લીડસ એન્ડ ગેરેન્યુલર કનજન્કટી વીટીઝ)

Sore Eye lids and Granular Conjunctivitis.

**નીશાની**--આંખની સફેતી ઊપર ટાંચણીના માથા જેવડા લાલ દાણા થાય છે. અને તે દાણા ફુટી જાયછે, ત્યારે તેના કદ જેવડા નાનાં ચાંદાં પડે છે. બાળકોને આ બીમારી વધારે થાય છે. આંખ સુજેલી હોય છે, અને અજવાળા સામુ જોવાતું નથી.

**ઉપાય**—પલમબી એસીટ ગરેન ૨થી ૩ એક આંઉસ ગુલાબજળમાં અથવા વરસાદના પાણીમાં મેળવી તેનાં ટીપાં દહાડામાં બે વખત આંખમાં નાખવાં. અથવા કાસટીક ગરેન ૨ અને ૧ આંઉસ ગુલાબજળમાં મેળવી તેનાં ટીપાં દહાડામાં બે વાર નાખવાં, અથવા તે દાણા લાલ અને ઊપસી આવેલા હોય તો મોરથુથાના કડકાને પાણીમાં બોળી તેની અણી તે ઉપર ફેરવવી.

આંખની પાંપણો અંદર વળેલી હોય તે આંખને લાગવાથી અંદરથી પાણી ઝરતું હોય તો તે પાંપણો ચીમટાથી ખેંચી કાઢવી. જો ખેંચી ન કઢાય તો પાંપણોની કોર ઉપર થોડું કોલોડીઅન દરરોજ પીછા વડે ચોપડવું.

કોઈ વખત આંખના પોપચાનો માંહેલો ભાગ સુજી આવી તેમાં લાલ દાણાઓ થાયછે તે આંખના ડોળાને વાગવાથી આંખમાંથી પાણી ઝરેછે. એ ઘણા દિવસ રહેવાથી અંદર ચાંદું પડી જાય છે. વાસ્તે આ-મેડના બીને ઝીણા પરતી આંખના પોપચામાં બળરાવવું. અને આંખો ઉપર પાટો બાંધી રાખવો એ પરમાણે આઠ દશ દિવસ કરવાથી આરામ થઈ જશે. આ ઉપાય ઘણો સારો છે.

થરૂઆતમાં એટલે કે આંખના પોપચાની અંદર ઝીણા લાલ દાણા થાય છે, તે ઉપર આંખ ઉલટાવી મોરથુથાની કટકી અલગે હાથે લગાડવી. અથવા પલંમબી એસીટનો ઝીણો ભુકો તે ઉપર થોડો ભભરાવવો.

ઉપલી દવાઓ ન મળે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

| | | | |
|---|---|---|---|
| રસવંતી | ... | ... | ગરેન ૩ |
| સુંઠ | ... | ... | ગરેન. ૩ |
| તીખાં | ... | ... | ગરેન ૩ |
| પીપર | ... | ... | ગરેન ૩ |

આ બધાને પાણીમાં વાટી તેની દીવેટ કરી આંખમાં આંજવી.

---

# આંખનુ ફુલું.

(**અલસર્સ ઓનધી આઇ બોલસ.** Ulcers on the eye balls.)

આંખ દુખવા આવવાથી, તેમાં સોજો થવાથી, આંખમાં ચાંદુ પડવાથી, કીકીના પડમાં વાગવાથી અને શીતળાના રોગમાં આંખમાં સોજો થઇને ફુલુ પડેછે. બાળકને ચાંદુ પડી રૂઝાવા પછી અથવા બીજા કારણથી ફુલુ પડે તો હલકા અને તરતના ફુલામાં કાસટીક ગરેન ૨ અને ૧ આંઉસ ગુલાબજળ બંનેને મેળવી તેનાં થોડાં ટીપાં સવાર સાંજ નાંખવાં. તેથી આંખ લાલ વધારે થાય ને દુખાવો થાય તો તે બંધ કરવું. તેને બદલે વાઇનમ ઓપીનાં ટીપાં સવાર સાંજ નાખવાં.

| | | |
|---|---|---|
| **અથવા**—રેડ ઓકસાઇડ આફ મરકયુરી | ... | ગરેન ૧ |
| બાલસમ આવ પીરૂ | ... | મીનીમ ૫ |
| ચરબી | ... | દરામ ૧ |

એ સઘળાંને મેળવી આંખો ઉપર લગાડવાથી ગમે એવું છારી ફુલુ અથવા ચાઠુ સારૂ થશે. સલફેટ આવ સોડાનો ઝીણો ભુકો આંખમાં ભભરાવવાથી ફાયદો થાય છે. આજારીને કુવત આવે એવો ખોરાક તથા દવા આપવી.

ઉપલી દવાઓ ન મળી આવે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

વડના દુધમાં કપુર વાટી તે આંખમાં આંજવું—અથવા

કરંજના બી ઝીણાં વાટી કેસુડાના રસમાં દીવેટ કરી સુકાયે ત્યાર પછી આંખમાં ફેરવવી.

શીતળાના આજારથી આંખમાં ફુલુ પડ્યું હોય તો ગધેડાની દાઢ ને પાણીમાં ઘસી દરે રોજ આંજવી જેથી આરામ થશે.

---

# રચુંદો અથવા રાત આંધળો.

## (નાઈટ બ્લાઇન્ડ નેસ—Night blindness)

**નીશાની તથા સબબ**—રાત્રે આંખે દેખાય નહી, અને દીવસે બરાબર દેખે તેને રતાંજળુ કહેછે. તે ઘણું કરીને હોજરી તથા કલેજાની બીમારીથી થાય છે.

**ઉપાય**—ાા દરામ સલફેટઆવ ઝીંક તથા ૮ આંઉસ પાણી તે બનેને મેળવી તેથી આંખો ધોવી. આંખો ઉપર લીલી બનાત અથવા એવી બીજી ચીજ રાખવી. ઘણા અજવાળા સામું જોવું નહી. બને કાનપટીની પછવાડે બલીટસ્ટર મારવું. અને નીચે જણાવેલી દવામાંથી બે ચમચા ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| ટીંચરઆવ સીનકોના... | ... | આંઊંસ ૧ |
| એસીડસલફ્યુરીક ડીલુટ | ... | મીનીમ ૪૦ |
| ઇનફ્યુઝનઆવ સીનકોનાબારક... | | આઊંસ ૫ |

ગરમીના દીવસમાં કાંઈ પણ જાતનો જલદ દારૂ, વાઈન વિગેરે પીવું નહી, અને કલેજુ બરાબર કામ કરી શકે તેટલા વાસતે, ૫ ગરેન બલુપીલ દર ત્રીજે દહાડે રાત્રે લેવી. અને તેને બીજે દીવસ સીડલીજ પાઉડર નો હલકો જુલાબ લેવો. આ પરમાણે થોડા દીવસ રાખવું અથવા ૧૫

મીનીમ લાઇકરસ્ટ્રીકનીઆ છ આંઊંસ પાણી એ બન્નેને મેળવી પોણું વાઈન ગલાસ દર ત્રણ કલાકે પાવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી અરધી સવારે તથા અરધી સાંજે પાવું.

| | | | |
|---|---|---|---|
| મગરનું તેલ | ... | ... | દરાંમ ૨ થી ૪ |
| લાઇકિર પોટાસ | ... | ... | મીનીમ ૪૦ |
| પેપરમીન્ટ વોટર | .. | ... | આંઊંસ ૨ |

એક મીનીમ સોલ્યુશનઆવ સ્ટ્રીકનીઆ પીચકારી વડે કાનપટીના ચામડીમાં દાખલ કરવાથી રતાંજળુ ખરેખર સાજું થાય છે. પણ તે દવા ઝેરી છે વાસતે તે કામ હુંશીઆર ડાકટર શીવાય કરવું નહીં.

ઉપલી દવાઓ ન મળે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

અરીઠાનું ફીણ કાઢી આખમાં દરરોજ નાખવું. અથવા લીડીપીપર ને બકરાની લીંડીઓમાં બાફી પછી તેના રસમાં વાટી આંખમાં આંજવાથી ફાયદો થાય છે. **અથવા—**

| | | | |
|---|---|---|---|
| સુંઠ | .. | ... | ગરેન ૬ |
| પીંપર | ... | .. | ગરેન ૬ |
| તીખાં | ... | ... | ગરેન ૬ |

એ બધાંને ખાંડી તેને મધમાં વાટી આખમાં આંજવી.

## નબળાઈથી આંખો આવે રાતી થાય દુખે સુજી આવે પાણી ઝર્યા કરે અજવાળુ જોવાય નહી તે વીશે.

**ઉપાય—**આંખો ઉપર ખસખસના ફીંડવાનો ગરમ સેક કરવો, અથવા બેલાડોનાનાં થોડા પાંદડાં ગરમ પાણીમાં ઉકાળીને અથવા ૧ થી ૨ ચમચી ટીંચરઆવ આઇઓડાઈન ખખળતા પાણીમાં નાખી તેનો બાફ આંખોને આપવો.

આંખોમાં દુખાવો ઘણો થતો હોય તો ૩૦ ગરેન એક્સ્ટ્રેકઆવ બેલાડોના તથા આઠ આંઊંસ પાણી એ બનેને ગરમ કરી તેનો આંખો

ઉપર સેક કરવો. અથવા બાઇકર બોરાઈ સેડટીવ અને ૧ આંઊસ પાણી એ બંનેને મેળવી તેમાંથી ૧ થી ૨ ટીંપાં દાડામાં બેથી ત્રણ વાર દરેક આંખમાં નાંખવાં. કાનની પછવાડે એક હલકુ પલાસ્તર મુકવું. રૂબાર્બ સીડલીજ પાઉડર—મેગનેસીઆસલફ્સ અથવા એરંડીઆ તેલ નો જુલાબ આપવો. અને પછી કુવત લાવનારી દવાઓ આપવી.

ઉપલી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી.

સોનાને ઘીમાં ઘશી આંખમાં ચોપડવું.

# આંજણી.

(સ્ટાઇ ઓર હોરડીઓલમ—Sty or Hordeolum.)

**નીસાંની તથા સબબ**—આંખની પાંપણ ઉપર એક જાતની ઝીણી ફોડકી થઇને તેમાં દુખાવો તથા બળતરા બળે છે. તે ઘણુ કરીને નબળા બાંધાવાળાને અથવા અજીર્ણવાળાને અથવા ઝાડો સાફ ન આવતો હોય તેને થાય છે.

**ઉપાય**—આંજણી ઉપર થુલાંનો અથવા ઘઊંના લોટનો ગરમ સેક કરવો. અથવા કાસટીક પોટાસ તે ઉપર એકથી બે દીવસ સુધી લગાડવું. અને પછી તે ઉપર ઘઊંના લોટની પોલટીસ મુકવી, જેથી તેની ઉપરની ચામડી બળી જઇને તેમાંથી પી બહાર નીકળશે. આ દવા સંભાળીને લગાડવી તથા ઘણી લગાડવી નહી.

સીંદુર અથવા સીંદુરનો મલમ આંજણી ઉપર ચોપડવો. આંજણી પીળી થાય અને તેમાંથી પી નીકળે નહી, તો ટાંચણીથી અથવા સોયથી કોતરીને બાહાર કાઢવો. આંજણી વારમવાર થયા કરતી હોય અને ઝાડો કબજ રહેતો હોય તો, તે અટકાવવા અવારનવાર રૂબાર્બ અને મેગનેસી-આકારબોનસ એ બંનેને મેળવી તેનો જુલાબ લેવો. અને શકતી લાવવા ૧૨

ગરેન પોટાસીઆયોડાઇડ અને ૬ આઉંસ કરીઆતાનો ઉકાળો એ બંનેને મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

ઉપલી દવાઓથી આરામ ન થાય તો નીચેની દવાઓ વાપરવી.

| | |
|---|---|
| લીંડીપીપર<br>હરેડાંની છાલ<br>બેડાંનીછાલ<br>આંમળાંની છાલ<br>લાખ<br>ખાદર<br>સીંધાલુણ | એ બધી દવાઓ સરખે ભાગે લેઈ ભાંગરાના રસમાં ચણા ચણા જેવડી ગોળીઓ કરી સુકવી પછી પાણીમાં ઘસી આંજણી ઉપર દહાડામાં બે વાર ચોપડવી. |

અથવા—રસવંતીને પાણીમાં ઘસી આંજણી ઉપર ચોપડવું. અથવા રસવંતી, લીંડી પીપર, તીખાં, સુંઠ એ ચારે ચીજોને પાણીમાં ઘસી આંજણી ઉપર ચોપડવું.



## આંખમાંથી પાણીનું ગળવું તથા આંસુ નાળનું સુજવું.

( ફીસચુલાલેક્રીમેલીસ—Fis tula Lachrymalis)

**નીશાની તથા સબબ**—બંને આંખોના ખાડાની બાહારના ખુણા આગળ પણ આંખોના ડોળાથી બીલકુલ છુટી બે ઝીણી ગાંઠો હોય છે. જેમાંથી આંસુ ઉતપંન થાયછે. અને તેજ પરમાણે તેઓના દરેક માંહેલા ખુણા આગળ એકેકુ છીદ્ર હોય છે, જેમાંથી એકેકી પોકળ નળી જેને આંસુ નાળ કરી કહેછે. તે નાકમાં ઉતરેલી હોય છે. આ બે નળીઓ વડે આંખોમાંનાં આંસુ નાકમાં આવેછે, કેટલીક વેળા વરમ થવાથી એ નળીઓ સુજી જાયછે, અને જાડી થાયછે, ત્યારે તેઓના ઉપલાં છીદ્રો બંધ થઈ જાય છે. અને તેથી આંસુઓ નાકમાં ઉતરવાને બદલે ગાલ ઉપર ટપક્યા કરે છે.

**ઉપાય**—એપસમસાલટનો જુલાબ આપવો. તથા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કડકો બોળી આંખો ઉપર મુકતારેહેવું.

ઝીંકસીસલફસ. ...ગરેન ૪થી ૧૦
લાયકર ઓપાયસેટીવ. દરામ ૦ાા
ગુલાબ જળ . ...આંઉસ ૧

**અથવા**—૧૦થી ૧૫ ગરેન ફટકડી, અથવા પલંમબી એસીટ ૨ થી ચાર ગરેન અથવા ૫થી ૧૦ ગરેન એસીડ ટાનીક એ ત્રણમાંથી એક લઈ ૧ આંઉસ ગુલાબજળમાં મેળવી તેમાં લુગડાનો કડકો બોળી આંખો ઉપર મુકવો. આંસુનાળ બીલકુલ બંધ ન થએલ હોય અને તેનું ઉપલું છીદ્ર ખુલુ હોય તો, તે છીદ્ર ઉપર મોરથુથુ અથવા કાસટીક લગાડવાથી સારૂ થાય છે.

ઉપલી દવાઓથી ફાયદો ન થાય તો નીચેની દેશી દવાઓ વાપરવી.

ગોરૂ ચંદન... ગરેન ૨
જવખાર ... ગરેન ૨
મોરથુથુ. ... ગરેન ૨
લીંડીપીપર.... ગરેન ૨

ઉપલી ચાર દવા વાટી તેને મધમાં મેળવી આંસુનાળ ઉપર લગાડવી.

**નબળી આંખવાળાને સુચના.**

જેઓની. આંખ ઝાંખ મારતી હોય, અથવા થોડો વખત પણ વાંચવાથો આંખમાંથી પાણી ઝરતુ હોય, અને ચકરી આવતી હોય, તેવા બીમારે બનતાં સુધી થોડું વાંચવું. અને બનતાં સુધી દીવાની આગળ બેશી વાંચવું નહી. કદાપી વાંચવાની જરૂર હોય તો દીવાનું અજવાળું આંખ ઉપર પડે નહી તેમ વાંચવું. એટલે કે દીવો પીઠ પાછળ હોય અને તેના ઉજાસથી વાંચવું. ગાડીમાં બેઠાં બેઠાં અથવા સુતાં સુતાં અથવા મંદવાડમાંથી તરત સાજો થયા પછી વાંચવું નહી. કારણ કે એમ કરવાથી આંખો દુખવા આવે છે. નબળી આંખવાળાએ રાત્રે દશ કલાક સુવું

જોઇએ, અને સવારમાં મળસકામાં અથવા સાંજે સંજા વખતે વાંચવું નહી. નબળી આંખવાળાએ રાતે તથા દીવસે થંડા પાણીનાં અથવા પાણીમાં બરફ નાંખી તેના જણુથી ચાર ફટકા આંખમાં મારવા.

---

## આંખની કીકીનો વરમ.

### ( આઈરાઇટીસ—Iritis )

**નીશાની**—જ્યારે કીકીનો વરમ થાય છે ત્યારે બીલકુલ જોવાઈ શકાતુ નથી, આંખોમાંથી ઘણું પાણી ઝરયા કરે છે. કીકીના કુંડાળાના પડની ખેંચાણ શકતી ઓછી થાય છે. અને તેનો રંગ બદલાઈ જાયછે. કીકીનો રંગ પરથમ કાળો હોય તો તે બદલાઇને રાતો થાય છે. અથવા આસમાની હોય તો લીલો જણાય છે. કીકીનું કુંડાળુ ખેંચાય છે, અને કીકી પોતે પણ સંકોચાય છે. અથવા તદન બંધ થઈ જાય છે. તેનાં કુંડાળાની કોરે આંખના બીલોરી પદાર્થ સાથે વળગી જાય છે. અને તેમાં ઝીણી ગાંઠો અથવા દાણા થાય છે. જેથી આંખે ઝાંખ મારે છે. આંખોમાં દુખાવો થાય છે. અને ઉપલી રીતે દાણા થવાથી અને તેઓ ફુટી જવાથી ચાંદાં પડે છે.

**સબબ**—આંખોને થંડી હવા લાગવાથી, ચાંદીના મરજથી, આંખ ઉપર કંઈ વાગવાથી, અથવા તે ઉપર કંઈ બોજનો ઘા પડવાથી, સંધિવાથી, નજળાથી, અથવા નબળા બાંધા વાળાને આ દરદ વધારે થાયછે.

**ઉપાય**—અજવાળુ જોઈ શકાતુ ન હોય તો કાચના લીલાં ચસમાં અથવા લીલી બનાતનો પડદો આંખો ઉપર રાખવો.

આ દરદનો ઉપાય કરતાં પરથમ બે બાબતો યાદ રાખવાનીછે.

પહેલી એકે કુંડાળા માંહેનો લોહનો જોસો ઓછો કરવો, અને બીજુ એકે જો ફાઇબ્રીન (અથવા જેને લીમ્ફ કહેછે તે) કીકીના કુંડાળાની કોર

ઉપર ઝરૂં હોય એમ તેથી કીકી સંકોચાએલી જણાય તો તે ચુસાય અને બીજુ વધે નહિ તેની સંભાળ લેવી એટલા સારૂ દરદીને અંધારા ઓરડામાં રાખવો. લીલા રંગનાં ચસમાં પેરાવવાં, કાંન પટી ઉપર બલીસ્ટર મારવું, અથવા ભવાં આગળ અરધી ડજન જળો મુકવી. આંખ ઉપર ખસખસના પોસનો સેક કરવો.

કીકી સંકોચાઇને બીલકુલ બંધ ન થઈ જાય તેટલા સારૂ આંખોની આસપાસ એકસ્ટ્રાક આવ બેલાડોના, પીચોરીના પાલાનો રસ અથવા લીંબુનો રસ થોડી ફટકડી તથા થોડી રસમતી અથવા ધતુરાનો રસ એ સઘળાને મેળવીને તે આ ત્રણેમાંથી ગમે તે ચોપડવું અથવા.

| | | |
|---|---|---|
| સલફેટ આવ એટરોપીયન | ... | ગરેન ૪ |
| રેકટી ફાઇડ સ્પીરીટ વાઇન | ... | દરામ ૧ |
| ચોખ્ખુ પાણી | ... | દરામ ૭ |

એ સઘળાને મેળવી તેમાંથી એક ટીપુ આંખમાં નાખવું, જેથી કીકી જો ખેંચાએલી હશે તો પોહોળી થશે અને ઘણા દિવસો સુધી ખુલી રેહેશે.

કીકીના કુંડાળાનો લોહીનો જોસ ઓછો થાય એટલા સારૂ ૫ ગરેન કેલોમલ ફકાડવું. અને ત્રણ કલાક વીતા કેડ એરંડીયા તેલનો જુલાબ આપવો. આંખોમાં દુખાવો ઘણો થતો હોય તો સુતી વખત ૨ ગરેન અફીણની એક ગોળી બનાવી તે ગળવી. આંખો ઊપર ગરમ પાણીનો સેક કરવો. શક્તી આવે એવો ખોરાક આપવો. દારૂ બીલકુલ પીવો નહિ. બીજુ મતલબ એટલી કે ફાઇબ્રીન ચુસાય અને કીકી સંકોચાએલી રેહેવાને બદલે પોતાની આગલી અવસ્થામાં આવે એટલા સારૂ નીચે જવેલી દવાઓ મેળવી તેમાંથી પોણુંવાઇન ગલાસ ભરી દરત્રણ કલાકેપાવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૨૦ |
| વીનમકોલચીસી | ... | મીનીમ ૪૦ |

| | |
|---|---|
| ટીંચર આવકઇઓસીઆમસ .. | દરામ ૨ |
| પાણી ... | આંઉશ ૬ |

ઉપલી દવાથી મોઢું ન આવે અને સળેખમ ન થાયતો એકેકી વળા દવા પીતાં ૫ ગરેન પોટાસાઆઇઓડાઇડને બદલે ૨૦ થી ૩૦ ગરેન દહાડામાં ચાર વાર પીવું. અથવા ઘણા દહાડા સુધી ચાલુ રાખવી.

સંધિવા અથવા નજળાથી વરમ થયો હોય તો ૮ ગરેન કેલોમલ તથા ૧ ગરેન અફીણ એ બંનેને મેળવી તેની ચાર ગોળીઓ કરી એકેકી ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે ગળાવવી. એથી દાંતના પારાઓ દુખવા આવેતો તે બંધ કરવી. ચાંદીના આજારમાં પારાની ધુણી આપવા જણાવેલ છે તે પરમાણે આપવી.

આંખના ડોળાની આસપાસ ઘણો દુખાવો થતો હોય તો ૪ ગરેન અફીણ તથા ૧૦ ગરેન પારાનો મલમ એ બંનેને મેળવી તે આંખની આસપાસ લગાડવું.

ઘણા નબળા બાંધા વાળા માણસને અથવા નબળા બાળકને આ પરમાણે વરમ થયો હોય, તો મગરનું તેલ અથવા ટીંચરફેરી પરકલોરીડ બીમારની ઉમરના પરમાણમાં પાણીમાં મેળવી પાવી.



# આંખોમાં કંઇ વસ્તુ પડે તે વીશે.

(ફોરેન બોડી ઇન ધી આઇ—Foreign body in the Eye)

કોઇ કારણથી આંખોમાં ચુનો પડેછે જેથી આંખોમાં ઘણુંજ દરદ થાય છે. અને તેના અંદરના પડદા બળેછે. ચુનો આંખોમાં ગયાથી ઘણી વખત આંખોના પડદાઓ બીલકુલ ખવાઇને આંખો ઉપયોગ વિનાની થઇ જાય છે. વાસ્તે આંખોમાં ચુનો પડે કે તુરત નીચે મુજબ ઉપાય કરવો.

ઉપાય—જેવો ચુનો આંખમાં પડે કે તુરત સરકો તથા પાણી એ બંનેને સરખે ભાગે મેળવી તે જરા ગરમ કરી તેમાં પીછી બોળી આંખોમાં ફેરવવી, અને સઘળો ચુનો કાઢી નાખવો. અને તે મેળવણીથી આંખોને સારી પેઠે ધોવી. અને આંખોમાં ઘોડું નાખવું અથવા કાચની પીચકારી ભરી તેમાં મારવી. અને સઘળો ચુનો બહાર નીકળી ગયા પછી આંખો ગરમ પાણીથી ધોવી અને આંખમાં થોડાં ટીપાં મીઠા તેલનાં નાખવાં. આંખમાં ચુનો જવાથી વરમ ઘણો થયો હોય તો, તેની આસપાસ થોડી જળો મેલવી, અને ખસખસના ફીંડવાનો ગરમ સેક કરવો અને એક શકત જુલાબ આપવો.

એવે વખતે આંખોને બીલકુલ ચોળવી નહિ.

આંખોમાં કોઈ પણ જાતનો તેજાબ ગયો હોય તો ૮ ગરેન કારબોનેટ આવ સોડા અને ૧ આંઉસ પાણી એ બંનેને મેળવી તેના આંખમાં ફટકા મારવા.

આંખોમાં તાવેલી ચરબી ડાંમર વીગેરે એવી ચીજના છાંટા પડ્યા હોય તો થોડાં ટીપાં બદામનું તેલ અથવા ઓલીવ ઓઇલનાં વારંમવાર નાખવાં.

અથવા ધુળ લોઢાનો ભુકો બિગેરે એવી રજકણો આંખોમાં ગઈ હોય તો થંડા પાણીના ફટકા જોરથી આંખમાં મારવા. અથવા ઝીણી પીછી સાલેડના તેલમાં બોળી તે આંખોમાં ફેરવવી, જેથી અંદર ગએલી રજકણો ચોંટીને બહાર નીકળશે.

અથવા તે ઘણીજ મજબુત ચોંટેલી હોય અને ઉપર પરમાણે ઉપાય કરવાથી ન નીકળે તો આંગળી ઉપર લુગડાનો કકડો વીંટાળી તે આંખોમાં ફેરવવો જેથી તુરત બહાર નીકળશે.

આંખોમાંથી ધુળ જલદી નીકળી જાયછે પણ લોઢાની રજકણો નીકળતી નથી, વાસ્તે લોહ ચુમબકનું કકુ આંખો ઉઘાડી તેના ઉપર

રાખવું જેથી લોઢાની રજકણ તે કડાને વળગી જશે. આ પરમાણે કરવા પછી આંખને સોજો આવે તો વરમ અથવા સોજાના મથાળા હેઠળ બતાવેલા ઉપાય કરવા.



# બેહેરાપણું.

( ડેફનેસ—Deafness )

**સબબ**—કાનના આગલા ભાગનો અથવા અંદરનો વરમ થવાથી કાન પાકવાથી, કાનને થંડી હવા લાગવાથી, કાનમાં મેલ ઘણો થવાથી, ગણુ સુજી આવવાથી, અથવા કાનની સાંભળવાની તંતુમાં કંઈ ફેરફાર થવાથી, કાંનનો સંધી વા થવાથી આ રોગ થાય છે.

**ઉપાય**—આ રોગનો ઉપાય કરવા પેહેલાં ઉપર પરમાણે જે કારણથી થયું હોય તેનો પેહેલાં ઉપાય કરવો.

કાંનનુ બેહેરાપણું મટાડવા નીચે જણાવેલા ઉપાયો કરવા.

સાલેડનું તેલ, મધ, ખુપેલ, તાજુ મીઠુ તેલ, ગલીસીરાઈન, વીનમ ઓપી, ઈથિર સલફ્યુરીક વીગરે જે મળી આવે તેનાં ટીપાં કાનમાં નાખવાં. ગરમ પાણીની પીચકારી સવાર સાંજ કાનમાં મારવી. જેથી અંદરનો પલ ભેલ મેલ નીકળી જસે. તે પછી નીચેની દવાઓ મેળવી તેમાં રૂ બોળી તે કાનમાં થોડા દાડા સુધી મુકા કરવું.

| | | | |
|---|---|---|---|
| લીનીમેન્ટ સેપોનીસ... | | ... | દરાંમ ૨ |
| કપુર | ... | ... | દરાંમ ૧ |
| ઓલીવ ઓઈલ | ... | ... | દરાંમ ૨ |
| **ઉપાય બીજો** મીઠી બદામનું તેલ | | ... | રતલ ૧ |
| લસણ છુંદેલુ | ... | ... | આંઉસ ૨ |

એ બનેને ઉકાળી ગાળી કાઢી અને તેમાં રૂ બોળી તે કાન ઉપર બાંધવું અને તેનાં થોડાં ટીપાં કાનમાં નાખવાં.

**અથવા**—તમાકુની બીડી અથવા હોકાનો ધુંવાડો મોઢામાં સારી પેઠે લેવો, અને તે પછી મોઢું તથા નસકોરાં મજબુત બંધ કરી તે ધુંવાડો નાક ને રસ્તે નીકળે એમ મેહેનત કરવી. જેથી કાનમાં જે ઝીણી નળી આવે છે તેમાં તે ધુંવાડો ભરાસે અને કાનમાં જે સાદ સંભળાય છે તે તેથી બંધ થશે. ઘણા દીવસનો કાંન બેહેરો હોય તેને આ ઉપાય ઘણો ફાયદો કરે છે.

અથવા ડુંગળીનો રસ કાઢીને અથવા બદામનું તેલ તથા સરકો એ બંનેને સરખે ભાગે મેળવી તેના થોડાં ટીંપા કાનમાં નાખવાં.

**નબળાઈથી કાન બેહેરો થયો હોય તો.**—ક્વીનાંઈન તથા ટીંચરફેરી ઉમર પરમાણે પાણીમાં પાવું.

ઉપલી દવાઓ ન મળી આવે તો નીચેની દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| બીલાનો ગરભ... | ... | દરાંમ ૨ |
| દુધ ... | ... | દરાંમ ૨ |
| તલનું તાજુ તેલ | .. | આંઉસ ૧ |
| પાંણી ... | ... | આંઉસ ૧ |
| ગાયનું મુતર ... | ... | આંઉસ ૪ |

એ બધાને ચુલા ઉપર ચડાવવાં ઉકાળતાં બાકી તેલ રહે એટલે ઉતારી ગાળી પછી તે તેલનાં ટીંપા દાહાડામાં બે વખત કાંનમાં નાખવાં.

**અથવા**—મુળાના કાંદાનો રસ, તેલ, મધ, એ સરવે બરાબર લઈ જરા ગરમ કરી કાનમાં ટીંપાં નાખવાં.

**અથવા**—સાકર તથા ઈલાયચી, એને બારીક વાટી કાંનમાં નાખવું.

**અથવા**—તલનું તેલ, સુંઠ, મરી, પીપર, કોસ્ટ, પીપરીમુળ, હથેડીનો ખાર, જવખાર, બીલીના મુળનો રસ, ગાયનું મુતર, એ સરવે બરાબર લઈ મધુરી આંચથી પકવતાં તેલ માત્ર બાકી રહે ત્યારે તે તેલનાં કાનમાં ટીંપા નાખવાં. **અથવા** કેરડાનાં કુપળાં, લવીંગ, એ બંનેને

વાટી તેમાં જરાક બકરાનું મુતર નાખી તેને ગરમ કરી ગાળી તેનાં ટીંપાં કાનમાં પાંચ નાંખવાથી તુરત ફાયદો થશે.

# કાનનું દુખવું.

(પેન ઈન ધી ઈઅર ઓર ઈઅરએક Pain in the Ear or Earache)

**નીશાની તથા સબબ**—કાનને થંડી હવા લાગવાથી તે વારંમવાર દુખે છે, અને તેથી કાનના અંદરના ભાગોમાં દુખાંવો થાય છે. મુખ્ય કરી બાળકના કાન વધારે દુખેછે, અને તે વખતે પેટનું દરદ પણ થાય છે.

**ઉપાય**—જુલાબ આપવો. તથા મીઠા તેલમાં ૨ બોળી તેનાં ટીંપાં નાંખવાં. તથા તે ઉપર મુકવું. કાન ઉપર ખસખસના ડોડવાનો ગરમ સેક કરવો, અથવા ડુંગળી બાફીને તે ગરમ ગરમ કાંન ઉપર બાંધવી.

કાનની પછવાડે રાઈની પટી મુકવી, અથવા અળસીની પોલટીસ બાંધવી. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેનાં ત્રણ પડીકાં કરી એકેક પડીકુ દર ત્રણ કલાકે ફકાડવું.

| | | |
|---|---|---|
| મેગનેસીઆ સલફસ | ... | દરાંમ ૧ |
| રૂબાર્બ | ... ... | દરાંમ ૦॥ |
| સુંઠનો ભુકો | ... ... | ગરેન ૧૦ |

અથવા ૧૦ ટીપાં ટીંચરઓપી તથા ૧ ટીપું ઓઇલ આવ કલોવ-ઝ એ બંનેમાં થોડુ બદાંમનું તેલ નાખી તેમાં ૨ બોળી તે કાનમાં મુકવું.

કાંન બીલકુલ સુકો હોય અને અંદરથી ચસકા મારતા હોયતો, ગળગોટાના લીબાં પાંદડાંનો રસ ગરમ કરીને, તે અથવા સબજાના પાંદડાના રસમાં અથવા મીઠી બદાંમના તેલમાં, ટીંચરઓપી તથા લસણ ફકડાવી તે નાખી સઘળુ થંડું પડવાદેઈ અને પછી કાંનમાં ટીપાં નાખવાં.

અથવા સમુદ્રફીણ, લસણ, અજમો, સીતાબ, તથા કપુર એ દરે-

૬ ૦ાા તોલો. તથા ૦ાા તોલો અફીણ લેવું. અને તેમાંથી કપુર સીવાય બાકીની ચીજોને ખાંડી મીઠા તેલમાં ઉકાળવી, અને પછી તેમાં કપુર નાખવો, આ મળવણીને ગાળી કાઢી તેમાંથી થોડાં ટીપાં કાંનમાં નાખવાં. આ ઉપાય જો કાંન વેહેતો હોય તોપણ તે બંધ કરવાને સારોછે.

અથવા કાંન પાક્યો હોય,તેથી ચસકા મારતા હોય, સોજો ચઢ્યોહોય, વવળાટ થતો હોય, અને રસી જતી હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેનાં થોડાં ટીંપાં હરરોજ કાંનમાં નાખવાં.

| | | |
|---|---|---|
| કંમપાઉન્ડ ટીંચર આવ આઇઓડાઇન | ... | મીનીમ ૧૦ |
| સ્પીરીટ આવ કલોરોફોરમ | ... | મીનીમ ૩૦ |
| ટીંચરઓપી | ... | મીનીમ ૩૦ |
| લાઇકર પોટાસી | ... | મીનીમ ૨૦ |
| ગલીસીરાઇન | ... | દરામ ૧ |
| પાંણી | ... | દરામ ૨ |

કાનમાં કંઈ જનાવર ગયું હોયતો કડવી બદામના તેલનાં ટીંપાં અથવા ટીંચરઓપીનાં પાંચ છ ટીંપાં નાખવાં, જેથી જીવડું મરી જસે પછી ફુકા પાણીની પીચકારી મારવી, જેથી મરેલ જીવડું નીકળી જશે.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે દેસી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| લસણનો રસ | ... | દરામ ૦ાા |
| આદાનો રસ | ... | દરામ ૦ાા |
| સરગવાના મુળનો રસ | ... | દરામ ૦ાા |
| વાઇવરણાનો રસ | ... | દરામ ૦ાા |
| મુળાના પાનનો રસ | ... | દરામ ૦ાા |
| કેળનો રસ | ... | દરામ ૦ાા |

આ બધાને એકઠાં કરી ગરમ કરી તેનાં ટીંપાં કાનમાં દહાડામાં બે વાર નાખવાં, અથવા આકડાનાં પીળાં પાન ઉપર ઘી ચોપડી તેને જરા ગરમ કરી પછી તેનો રસ કાઢી તે રસનાં ટીંપાં કાનમાં નાખવાં. કાનમાં

બહુ પીડા થતી હોયતો બકરાના મુતરમાં થોડો સીંધવખાર નાખી જરા ગરમ કરી તેનાં ટીપાં કાનમાં નાખવાથી પીડા દુર થશે. અથવા ફટકડી ફુલાવી બારીક વાટી કાગળની ભુંગળીમાં ભરી કાનમાં રાખી ફુંક મારવી, જેથી તે દવા કાનમાં આબાદ જવાથી તુરત ફાયદો થશે.



## કાનનું પાકવું અથવા પરૂનું થવું.

**(ડીસચાર્જ ફ્રોમ ધી ઈઅર—Discharge from the Ear.)**

**નીશાની**—કાનનો આગલો ભાગ પાકેછે ત્યારે તેમાંથી પાતળું ચીકણું પરૂ નીકળે છે, પણ જ્યારે અંદરથી પાકેછે ત્યારે તેમાંથી જાડું અને ગંધાતું પરૂ નીકળેછે. વખતે કાનના અંદરના હાડકામાં સડો લાગુ પડેછે, ત્યારે પરૂ સાથે મળેલું લોહી નીકળેછે, તે વખતે થોડો ઘણો તાવ પણ આવેછે.

**સબબ**—થંડી હવા લાગવાથી, કાનના સોજાના સબબોથી નાના બાળકોને તંદુરસ્તીમાં બીગાડ થવાથી,ગળસુનાની ગાંઠો થઈ આવેછે. અને જેઓનું અંગ નબળાઇને લીધે તવાતુ જાયછે તેઓના કાંન લાંબો મુદત સુધી વહ્યા કરેછે. અને ઉમરે આવા પછી તે બંધ થાયછે.

**ઉપાય**—કાંન ઉપર પોલટીસ બાંધવી તથા ગરમ દુધ અને પાંણી એ બંનેની કાનમાં પીચકારી મારવી. અથવા ૫ ગરેન ઝીંકસી સલફસ અને ૨ આંઉસ ગુલાબજળ એ બંનેને મેળવી કાનમાં પીચકારી મારવી. રસી ઘણી વેતી હોયતો બ્રાંડી અને ગરમ પાણી એ બંને મેળવી તેની પીચકારી કાનમાં મારવી. અથવા સાબુના પાણીની પીચકારી મારવી. અથવા થોડાં ટીપાં ટીંચર આવ મર તથા મધ એ બંનેને મેળવી કાનમાં નાખવાં. અથવા મુડદારસીંગને વાટીને કાનમાં મુકવી. અથવા કાનની પછવાડે બલીસટર મારવું.

અથવા. ૩ દરામ ઓકસગોલ તથા ૧ દરામ બાલસમ આવ પીરૂ એ બંનેને મેળવી તેનાં ટીપાં સ્વાર સાંજ નાખવાં.

ઉપલા ઉપાયોથી પરૂ બંધ ન થાય અને કાન વાસ મારે તો કારબોલીક એસીડ તથા ઓલીવ ઓઇલ એ બંનેને સરખે ભાગે મેળવી તેમાંથી ૨ થી ૩ ટીંપા કાનમાં નાખવાં.

પ્રથમ રૂનો કાકડો મધમાં બોળી તે કાનમાં ફેરવવો, અને પછી કોડી બાળી તેની રાખ કાનમાં નાખવી.

ઉપલા કોઇ પણ ઉપાયોથી પરૂ બંધ ન થાય, અને તે જુનુ થાય તો ૩ ગરેન કાસટીક તથા ૧ આંઉસ પાણી એ બંનેને મેળવી તેનાં અથવા ૨ ગરેન કલોરાઇડ આવ ઝીંક તથા ૧ આંઉસ પાણી એ બંનેને મેળવી તેનાં થોડાં ટીંપાં કાનમાં નાખવાં, કાનની અંદર મછર કાંન ખજુરો અથવા એવાં કોઈ જીવડાં અંદર ગયાં હોયતો, સાબુના પાણીની પીચકારી કાનમાં મારવી.અથવા કાનમાં થોડાં ટીંપાં કોલનવોટરનાં નાખવાં. અથવા એરંડીઆ તેલમાં એળીઓ કકડાવીને તે કાનમાં નાખવો. કાનમાં કાંકરો અનાજનો દાણો, કપાસીઓ વીગેરે એવી ચીજ ગઈ હોય તો કાનની ચાટુડીનું ચાડું કાનની અંદર આસ્તેથી નાખી તે ચીજની પછવાડે લેઈ જાળવી તાંણી લેવું. અથવા ઝીણા ચીમટામાં આવે એવું હોય તો તેથી પકડી કાડી લેવું. અથવા કોઈ બાજરાના દાણા જેવી ઝીણી ચીજ ગઈ હોય તો પાણીની પીચકારી ભરી જોરમાં અંદર મારવી જેથી તે બાહાર નીકળી જશે.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

સમુદર ફીણને વાટી તેનો ભુકો એક કાગળની ભુંગળીમાં ભરી તે ભુંગળી કાનના છેદમાં મુકી પછી ફુંક મારવી, એટલે તે ભુકો અંદર દાખલ થઈ પરૂ વહેતું બંધ થશે. અથવા તુળસીના પાનનો રસ કાઢી તેનાં ટીંપાં નાંખવાં.



# નાક.

## નાકમાંથી લોહીનું વહેવું, નસકોરી ફુટવી.

(બ્લીડીંગ ફ્રોમ ધી નોઝ—Bleeding from the nose)

**નીશાની**—આ રોગ ઘણું કરીને ઘરડા માણસોને તેમાં મુખ્ય કરીને લોહીઆર અથવા ઘણા નબળા બાંધાવાળાને થાય છે. નસકોરા ફુટી થોડીવારમાં બંધ થાય તો તેથી અવગુણને બદલે ગુણ થાય છે. બીજાના કેટલાએક રોગોમાં ખુદરત પોતાની મેળે લોહી કાઢે છે, જેથી આજારીને આરામ થાય છે. જો એવી વેળાએ જતું હોય તો લોહી કદી બંધ કરવું નહી. પણ નબળા બાંધાવાળા અથવા ઘરડા માણસને લોહી જાય તો તેને લોહી બંધ કરવું જોઇએ. વાસ્તે જેવું લોહી વહેવા માંડે કે તુરત થંડા પાણીની ધાર કપાળ અથવા માથા ઉપર કરવી, અથવા માથા ઉપર થંડા પાણીમાં અથવા નીતરણની માટીમાં લુગડું બોળી માથા ઉપર મુકવું. બોચી અને નાક ઉપર બરફ લગાડવો. સુખડને ગુલાબજળમાં ઘસીને બોચી અને નાક ઉપર ચોપડવી. નાકમાં થંડા પાણીની પીચકારી મારવી, અથવા સરકો અને પાણી બંને સરખે ભાગે મેળવી કપાળ અને નાક ઉપર ચોપડવું. બરફ, લેમોનેડ પીવા આપવું. એથી આરામ ન થાય તો, ફટકડીની અથવા માઆંફળની ઝીણી ભુકી નાકમાં દાબવી અથવા ટીંચર ફેરીમાં રૂ બોળી નાકમાં દાબવું.

ઉપલા ઉપાયોથી ફાયદો ન થાય તો, નીચેની દવાઓ મેળવી તેની પીચકારી નાકમાં મારવી.

| | | |
|---|---|---|
| ઝીંકસીસલફસ | ... | ગરેન ૨૦ |
| એસીડ ટાનીક | ... | ગરેન ૨૦ |
| ફટકડી | .. | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૨ |

**અથવા**—દાડમની છાલનો ઝીણો ભુકો, ગમકાઇનો મેટીકોનો ઝીણો

ભુકો, હીરાદખણ અથવા કાથાનો ભુકો, અથવા કાળી માટીના ઢેફા ઉપર પાણી નામીને તે આ છમાંથી ગમે તે સુંઘવું.

અઠવાડીઆમાં એકથી બેવાર સીડલીજ પાઉડરનો જુલાપ આપવો. નાકમાં દાણો અગર એવી ચીજ ગઈ હોય તો લાંબી ચાટુડી અંદર તેની પછવાડે ખોશી ખેંચી લેવો, અથવા એક કોરનું નસકોરૂં આંગળાંથી દાબી બીજા નસકોરાએ ફુફાડો મારવો એટલે જે હશે તે નીકળી જશે.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| હરડાની છાલ | ... | ગરેન ૧૦ |
| દાડમનાં ફુલ | ... | ગરેન ૧૦ |
| ધરોનો રસ | ... | દરામ ૧ |

ઉપલી બે ચીજોને ઝીણી વાટી તેમાં ધરોનો રસ મેળવી પછી તેનાં ટીપાં નાકમાં નાંખવાં. અથવા આંમળાંને ઘીમાં તળી છાસમાં વાટી માથા ઉપર ચોપડવાં. અથવા આદુ, ફટકડી, ધાવડીનાં ફુલ, જેઠીમધ એ બધાં સરખે ભાગે લેઈ સ્ત્રીના દુધમાં વાટી તેનાં નાકમાં ટીપાં નાંખવાં.

**અથવા**—ધરો અને દાડમનાં ફુલ એ બંનેને વાટી તેનો નાસ આપવો.



## થુંક.

### (સેલાઈવા—Saliva)

તનદુરસ્ત માણસના મોઢાંમાંથી ચોવીસ કલાકમાં એક રતલથી વધારે થુંક પેદા થાય છે. પણ જ્યારે તેથી થુંક ઓછું પેદા થાય છે. ત્યારે મોઢું સુકુ રહે છે, વાસ્તે થુંક લાવવા રાઇનાં બી, અકલકરો, પેલીટરીરૂટ આવ સ્પેન, ચાવવાથી અથવા તે મોઢામાં રાખવાથી તે વધારે પેદા થાય છે, પણ કોઈ વખત પારાની દવા ખાધામાં આવ્યાથી, પાચનશક્તી બગડવાથી, અથવા મોઢામાં જીભ અથવા અંદરના ભાગમાં ચાઠાં પડવાથી, થુંક વધારે નીકળે છે.

પારાની દવા ખાધામાં આવવાથી થુંક વધારે પેદા થતી હોયતો, હરડાં બેડાં અને આંબળાં, અથવા બાવળની છાલ એ ચારમાંથી ગમે તે એક વસ્તુને પાણીમાં ઉકાળી તે થંડુ પડે કે તેમાંથી ૨૦ આંઉસ જેટલું લેઈ તેમાં ચાર દરામ પોટાસ ક્લોરેસ નાંખી તેના કોગળા કરાવવા અથવા નીચેની દવાઓ મેળવી તેના કોગળા કરવવા.

| | | | |
|---|---|---|---|
| ટંકણખાર | ... | .. | દરાંમ ૨ |
| એસીડ ટાનીક | ... | ... | દરામ ૦ાા |
| પાંણી | ... | ... | ... આંઉસ ૬ |

**અથવા—**

| | | | |
|---|---|---|---|
| ફટકડી | ... | ... | દરાંમ ૧ |
| મધ | ... | ... | આંઉસ ૧ |
| પાણી | ... | ... | આંઉસ ૮ |

ઝાડો સાફ લાવવા એપસમસાલ્ટ તથા સુનામખીનો ઉકાળો એ બંનેને મેળવી તેનો જુલાબ આપવો. પછી નીચે જણાવેલી દવાઓ મેળ-વી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર થોડા દાહાડા પાવી.

| | | | |
|---|---|---|---|
| ઈનફ્યુઝનસીનકોનાબાર્ક | ... | ... | આંઉસ ૬ |
| ટીંચરઆવ સીનકોનાબાર્ક | ... | ... | દરાંમ ૨ |
| પોટાસા ક્લોરસ | ... | ... | દરાંમ ૧ |

અથવા એસીડસલફ્યુરીક ડીલુટ અથવા નાઈટરીક ડીલુટ પાણીમાં મેળવી પાવું.

## ખાટી થુંક.

થુંકનો સ્વાદ ખાટો લાગતો હોય તો ઝાડો સાફ લાવવા હલકો જુલા-બ આપવો. અને ૫ થી ૧૦ ગરેન મેગનેસીઆ કારબોનસ તથા ૫ થી ૧૦ ગરેન સોડાકારબોનસ એ બંનેને મેળવી તેનું એક પડીકુ કરી તેનાં પડીકાં સવાર સાંજ થોડા દાહાડા સુધી ચાલુ રાખવાં ને ૪ દરાંમ ટંકણ-ખાર અને પંનર આંઉસ પાણી એ બંનેને મેળવી તેના કોગળા કરાવવા.

# વાસ મારતી થુંક તથા મોઢામાં ચાંદાનું પડવું.

(સેલીવેશન વીધ ફાઉલ સ્મેલ એન્ડ અલસરેશન Salivation with foul smell and ulcerations.)

| | | |
|---|---|---|
| ઉપાય—કરીઓઝોટ | ... ... | મીનીમ ૬ |
| અથવા એસીડ કારબોલીક | ... | ગરેન ૨ થી ૪ |
| ગુંદર | ... ... | દરામ ૨ |
| ટીંચરઆવ ઓરેંજ | ... | દરામ ૨ |
| સાકરનો શીરો | ... ... | આઊંસ ૧ |
| પાણી | ... ... | આઊંસ ૫ |

એ સઘળાંને મેળવી પોણું વાઇન ગલાસ ભરી દહાડામાં ચારવાર થોડા દીવસ સુધી પાવું. તથા ૧ ભાગ એસીડકારબોલીક અને ૪૦ ભાગ પાણી એ બંનેને મેળવી તેના, અથવા ાા આઊંસ કલોરીનેટેડ સોલ્યુશન આવ સોડા અને ૮ આંઊસ પાણી એ બંનેને મેળવીને તેના અથવા ૪ દરામ ટીંચરઆવ મર અથવા ૧૦ ગરેન એસીડટેનીક અને ૪ આંઊસ પાણી એ બંનેને મેળવી તેના કોગળા કરાવવા.

ઉપલી દવાઓ ન મળે તો તપસી, એળચી, મોથ, કાથો, ખેરસાર એ બધાને સરખાં લેઈ કેળના રસમાં અથવા પાણીમાં ખુબ બારીક વાટી બોરાં જેવડી ગોળીઓ કરી એકેકી મોઢામાં રાખવી.

**અથવા**—જુઈનાં પાન, રૂ ૧ ભાર, ચાળીને તેને અડધી ઘડી મોઢામાં રાખવાં. પછી કાઢી નાંખવાં એ પરમાણે સાંજ સવાર કરવાથી ફાયદો થશે.

### મોઢાનો આગરૂ.

**નીશાની સબબ**—દાંત બરાબર સાફ ન રાખવાથી દાંતમાં ખોરાક ની રજકણો ભરાઇ રેહેવાથી, ઝાડો કબજે રેહેવાથી, નળબંધ વાયુથી અને ખોરાક બરોબર ન પચવાથી મોઢું વાસ મારે છે—

१७८ वास मारती थुंक तथा मोढामां चांदांनुं पडवुं.

उपाय—खाणुं खाधा पछी अथवा रात्रे सुती वखत दातणथी दांत साफ करवा. दांतना पारा उपर लील थई होय तो, छरीनी अणी अथवा धारथी काडी नाखवुं. जो हमेशांनी कबजीअत रेहेती होय तो नीचेनी दवाओनी बे गोळीओ बनावी रात्रे त्रणचार रोज गळाववी.

| | | |
|---|---|---|
| कमपाउंडएकस्ट्राकआव कोलोसींथ | ... | गरेन ३ |
| बलुपील | ... | गरेन २ |
| एकस्ट्राक आव डानडेलीअन | ... | गरेन २ |

नळबंध वायु जणाय तो तेमां बताव्या परमाणे तेनो इलाज करवो. अथवा नीचे परमाणे इलाजो करवा.

दांत अथवा दाढ, सडी गई होय अने तेमां रसी थई होय तो नसतरथी पारो चीरवो. अने दांतने टुथ फोरसेप अथवा चीपीआथी काढी नाखवो, अथवा जीभनी आसपासनी गांठो सुजी आवीने तेमां पर थयुं होय तो तेओने नसतरथी चीरवां, अने पछी नीचे लखेली दवाओने मेळवी तेना कोगळा कराववी.

| | | |
|---|---|---|
| एसीडकारबोलीक | ... | गरेन १० |
| हरडांबेडानो उकाळो | ... | आंउस ८ |
| पोटासा क्लोरस | ... | दरांम ३ |

थोडो सोडा पाणीमां नाखी तेना कोगळा कराववा, अथवा बावळनी छाल उकाळीने तेमां फटकडीनो भुको नाखी तेना कोगळा कराववा, अथवा ३ दरांम कळीचुनो एक बाटली पाणीमां नाखी तेना कोगळा कराववा, अथवा १ आंउस टींचर आव मर तथा ६ आंउस पाणी ए बंने मेळवीने तेना दाडामां पांचथी सात वार कोगळा कराववा. झाडो साफ लाववा एक जुलाब आपवो. अने पछी नीचे जणावेली दवाओमांथी दोढ वाइन गलास भरी दाडामां चार वार पावी अने ते थोडा दाडा जारी राखवी.

| | |
|---|---|
| પોટાસા ક્લોરસ ... | દરાંમ ૧ |
| ટીંચર આવ જેનસીના .. | દરાંમ ૨ |
| કેમોમાઇલ ફુલની ચા .. | આંઊસ ૧૨ |

ઉપલી દવાઓ ન મળે તો નીચે પરમાંણે દેશી દવાઓ વાપરવી.

તીખાં, લીડીપીપર, ઉપલેટ, અંદરજવ, એ ચારે ચીજોને સરખે ભાગે લઈ તેનો બારીક ભુકો કરી તે દાતણના કુચાવતી ઘસવી.

**અથવા**—તજ, લવીંગ, એળકીનાં ફોતરાં, એ ત્રણે ચીજો સરખે ભાગે લઈ તે મોઢામાં નાખી મમળાવી કાઢી નાખવું. એ પરમાણે ત્રણ ચાર દહાડા કરવું.

**અથવા**—નાગકેસર, તજ, તમાલ પત્ર, એળચી, લવીંગ, જાયફળ, જાવંતરી, બરાસકપુર, ઉપલેટ, એ સરવ બરાબર લઈ બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી વાલ ૪ મધની સાથે દરરોજ સવારે ચટાડવું.



# ગરમીથી મોઢાનું આવી જવું.

## ( એપ્થીઓર થરસ—Apthœ or Thrush).

**નીશાની**—આ દરદમાં મોઢું આવે છે, જીભ, તાળવું, તથા ગાલો પાકી જાય છે. અથવા રાતા થાય છે. તેમાં ઝીણી ગોળ ફુણગલીઓ થાય છે. અને તે ફુટીને ચાંદાં પડે છે.

**સબબ**—અંદરના તાવથી, અજીરણથી, અથવા તીખી અને ગરમ વસ્તુ ખાવાથી, છાતી ઉપર ખરાસ થવાથી, માનું દુધ ખાટું થઇ જવાથી, મોહોડું આવી જાય છે.

**ઉપાય**—ગુંદરના પાણીના કોગળા કરાવવા અને ચાંદા પડ્યાં હોય, તો ૦॥ આંઊસ ગલીસીરાંઇન અથવા ૦॥ આંઊસ મધ તથા ૧ દરામ **ટંકણખાર એ બંનેને મેળવી દહાડામાં બે ત્રણવાર મોઢામાં ચોપડવું, અથવા**

૦। તોલો ફટકડી અને બે તોલા ચોખ્ખા મધમાં મેળવી ચાંદાં ઉપર દાડામાં બેથી ત્રણ વાર ચોપડવું, બે ત્રણ નાનાં ચાંદાં હોય તો તે ઉપર ચીનાઈ કાથાની ભુકી દાડામાં બે વાર દાબવી. પણ જો તેથી ચાંદાની ભોંય સારી ન થાય તો ચાંદાં ઉપર કાસટીકનીઅણી એક બે દીવસ લગાડવી. જેથી આરામ થઈ જશે—અથવા ૩ આંઉસ હરડાંનો ઉકાળો ૩ આંઉસ બેડાંનો ઉકાળો અને ૨ દરાંમ ટંકણખાર એ ત્રણને મેળવી તેથી અથવા ૬ આંઉસ કાથાનો ઉકાળો તથા ૨ દરાંમ ટંકણખાર એ બંનેને મેળવી તેના કોગળા કરાવવા. અથવા નીચેની દવાઓ મેળવી તેના કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| મ્યુરીઆટીક એસીડ | ... | ટીંપા ૨૦ |
| ગુલાબનું સરબત | ... | આંઉસ ૧ |
| જવનું ઉકાળેલું પાણી | ... | આંઉસ ૪ |

**અથવા**

| | | |
|---|---|---|
| કેલસાઇન્ડ મેગનેસીઆ | ... | ગરેન ૧૨ |
| રૂબાર્બપાઉડર | ... | ગરેન ૧૦ |
| બીસમથ સબ નાઇટરસ | ... | ગરેન ૧૦ |
| સુંઠનો ભુકો. | ... | ગરેન ૧ |

એ સઘળાંને મેળવી તેના ચાર પડીકાં કરી અકેક પડીકું દાડામાં ચારવાર મધમાં મેળવીને બાળકને ચટાડવું. અને તે થોડા દાડા સુધી ચાલુ રાખવું. ઉપલી દવાના પડીકાં થોડા વધારે વજનમાં લેઈ બાળકની માએ પોતે ચાટવાં જેથી તેનું દુધ સુધરશે.

બાળક ઘણુંજ રોઆ કરતું હોયતો તેને પેટમાં દુએછે એમ સમજવું, અને તેને ડુંટી સુધી ગરમ પાણીના વાસણમાં આસરે પાંચ મીનીટ સુધી બેસાડવું અને પછી બાહાર કાઢી શરીર સારી પેઠે લુછ સુવાડવું અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી બે ચમચી ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સ્પીરીટ આવ. ક્લોરોફોરમ | ... | મીનીમ ૮ |
| કેલસાઇન્ડ મેગનેસીઆ | ... | ગરેન ૮ |
| ટીંચર આવ હેનબેન | ... | મીનીમ ૩૦ |
| કેરેવે વોટર | ... | આંઉસ ૧ |

કોઇ વખત બાળકની ગુદા પાકી જાયછે તો તે વેળા ૦ાા આંઉસ ગલીસારાઇન ૧ દરામ ટંકણખાર એ બંનેને મેળવી તે ઉપર ચોપડવું.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પરમાણે દેસી દવાઓ વાપરવી.

જાઇના લીલાં પાંનનો ભુકો કરી તે મોઢામાં ચોપડવાં **અથવા.**

| | | |
|---|---|---|
| જાઇનાં પાંન | ... | દરામ ૧ |
| ગળો | ... | દરામ ૧ |
| ધરાક | ... | દરામ ૧ |
| ધમાસો | ... | દરામ ૧ |
| દારૂ હળદર | ... | દરામ ૧ |
| હરડાંની છાલ | ... | દરામ ૧ |
| બેડાંની છાલ | ... | દરામ ૧ |

ઉપલી સઘળી ચીજોને લેઈ ખુબ ખાંડી તેમાં સોળ આંઉસ પાણી નાખી તેને ચુલે ચડાવી ઉકાળતાં બાકી એક આંઉસ રહે ત્યારે નીચે ઉતારી તે ગાળી પાઇ દેવું. એ પરમાણે સાંજે તઇઆર કરી ઉપર પરમાણે પાવું **અથવા**—

| | | |
|---|---|---|
| જવખાર | ... | દરામ ૧ |
| તેજબળ | ... | દરામ ૧ |
| કાળીપાટ | .. | દરામ ૧ |
| રસવંતી | ... | દરામ ૧ |
| દારૂ હળદર | ... | દરામ ૧ |
| લીંડીપીપર | ... | દરામ ૧ |

**ઉપલી બધી ચીજોને ખાંડી તેમાં મધ મેળવી બોરડીના ફળીઆના જેવડી ગોળીઓ કરી અકેકી ગોળી મોઢામાં રાખવી.**

અથવા કેવડાના ડોડામાં આટા જેવો જે ભુકો નીકળેછે તે ભુકો દાડામાં બે ત્રણ વખત મોઢામાં ભભરાવવો જેથી આરામ થશે. અથવા ચંબેલીનાં પાંન ચવરાવવાં અથવા. એરસાર, જાયફળ, બરાસકપુર, દક્ષણી સોપારી, તજ, તમાલપત્ર, નાગકેશર, ઇલાયચી, કસ્તુરી એ સરવ બરાબર લેઈ એને બારીક વાટી એરસારના કાઢામાં એની ચણા પરમાણે ગોળીઓ કરી દરરોજ એકેકી મોઢામાં રાખવી. અથવા જાયફળ, કસ્તુરી, બરાસકપુર સોપારી એ બરાબર લેઈ એની બરાબર એરસાર લેઈ એ સરવને બારીક વાટી ચણા પરમાણે ગોળીઓ કરી દરરોજ એકેકી મોઢામાં રાખવી.

# જીભનાં દરદો.

( ડીઝીઝ આવ ધ ટંગ—Diseases of the tongue. )

**નીશાની**—જીભ ઉપર ફોલીઓ, ચાંદા અથવા ચીરા પડેછે તે ઘણું કરીને જીભની આગલી ટોચ ઉપર અથવા જીભની નીચેની કોર ઉપર જણાયછે.

**સબબ**—ઘણા લાંબા દીવસનું અજીર્ણ હોવાથી, ખોરાક બરાબર નહી પચવાથી, પેટમાં ખટાસ થાયછે. તેથી અથવા ચાંદી થવાથી થાયછે.

**ઉપાય**—લાંબા દીવસનું અજીર્ણ હોવાથી પેટમાં ખટાસ પેદા થાયછે, તેથી ઉપલો રોગ થયો હોયતો બીમારનો ખોરાક બદલી નાખવો. જલદી પચી જાય તેવો હલકો અને સાદો ખોરાક જેવો કે, દુધ, ચોખા વીગેરે થોડી ભુખ રાખી ખવરાવવો. અને તે વખતસર આપવો. કોઇ પણ જાતનો દારૂ પીવા આપવો નહી. સુકો મેવો જેવો કે દરાક, અંજીર, કાજુ વીગેરે તેમજ ખટાસવાળી ચીજ છાસ અથાણું, ગળાં પકવાનો જાત જાતનાં સાકો ખાવા આપવાં નહી. દારૂ પીવાનો માવરો હોયતો ૧ ચમચો

ગએ બ્રાંડી સોડાવોટર સાથે મેળવી જમતી વખત પાવો. મોટી ઉમરના બીમારને ૨ ચમચા ચુનાનું પાણી એક પ્યાલા દુધમાં મેળવી પાવું. બાળકને તેની ઉમર પરમાણે ૦ા થી ૧ ચમચી ચુનાનું પાણી દુધ સાથે મેળી પાવું. ૩ થી ૧૦ ગરેન બીસમથ સબનાઇટરસ અને ૦ાા થી ૧ાા ગરેન કવીનાંઇન સલફુસ એ બંનેને મેળવી એ પરમાણે દાડામાં ચારવાર ઉમર પરમાણે પાણી સાથે પાવું. થોડાં હરડાં તથા બેડાં બ્રાંડી ૧ બાટલી પાણીમાં સારી પેઠે ઉકાળી અથવા બાવળની છાલને એક બાટલી પાણીમાં એક રાત પલાળી રાખી સવારે ગાળી લેઇ તેમાં ૧ ચમચો ટંકણખારના ભુકાનો નાખી સારી પેઠે મેળવી તેથી દાડામાં પાંચથી આઠવાર કોગળા કરાવવા. ચાંદા ઉપર ફુલાવેલ ફટકડી અથવા ચીનાઇ કાથાની ભુકી દાબવી. અથવા મોરથુથુ અથવા કાસટીક લગાડવી. અથવા નીચે જણાવેલ દવાઓ મેળવી તેના કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| ટંકણખાર | .. | ચમચી ૨ |
| ગલીસીરાંઇન | ... | આંઉસ ૧ |
| પાણી | ... | આંઉસ ૪ |

પારાની કોઇપણ દવા ખાધામાં આવી હોય, તેથી મોહું આવ્યું હોય, થુંક ગળતી હોય અને જીભ ઉપર ચાંદા પડ્યાં હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેના કોગળા કરાવવા.

| | | | |
|---|---|---|---|
| કલોરીનેટેડસોલ્યુશન આવ સોડા .. | | | આંઉસ ૦ાા |
| ટીંચર આવ મર | ... | ... | આંઉસ ૧ |
| પાણી | ... ... | ... | આંઉસ ૮ |

અથવા ૫ ગરેન મોરથુથુ અને એક આંઉસ પાણી એ બંનેને મેળવી તેના અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેના કોગળા કરાવવા.

| | |
|---|---|
| પોટાસા કલોરસ .. | ...દરામ ૨ થી ૪ |
| ગલીસીરાઇન ... | ...આંઉસ ૧ |
| ટીંચર આવ કેટીકું | ...દરામ ૪ |

પાણી. ... ...આંઉસ ૬

દાંત સડી ગયા હોય અને તેનો ચેપ જીભને અડવાથી ચાંદાં પડ્યાં હોય તો દાંત ટુથ ફોરસેપથી અથવા ચીપીઆથી કાઢી નાંખવા, અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગ કરી દહાડામાં ચારવાર પાવી અને તે દવા થોડા દહાડા જારી રાખવી.

પોટાસા કલોરસ... ... દરામ ૧
ટીંચર આવ સીનકોના ... દરામ ૨
એપસંમસાલ્ટ.... ... આંઉસ ૦।।
પાંણી ... ... આંઉસ ૬

ચાંદીના રોગથી જીભ ઉપર ચાંદાં પડ્યાં હોય તો ચાંદીના ઉપાયમાં જણાવ્યા પ્રમાણે ઉપાયો કરવા અને ૧થી ૨ દરામ એસીડ નાઇટરીક ડીલુંટ અને આઠ આંઉસ પાણી એ બંનેને મેળવી તેના કોગળા કરાવવા.

નબળાઇથી તે રોગ થયો હોય તો કુવત આવે એવી દવાઓ આપવી, જેવી કે ટીંચર ફેરી પરકલોરીડ અથવા સીનકોના બાર્કનો ઉકાળો આંઉસ ૩ અને એસીડ સલફ્યુંરીકડીલુટ મીનીમ ૨૦ એ બંનેને મેળવી દહાડામાં ત્રણવાર પાવું. જીભ ઉપર લાંબા ચીરા પડ્યા હોયતો ૧ દરામ ટંકણખાર અને એક આંઉસ મધ એ બંનેને. મેળવી તે ચીરા ઉપર ચોપડવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેના કોગળા કરાવવા.

બીસમથીસબનાઇટરસ... ... દરામ ૧થી ૪
ગલીસીરાઇન. .. ... આંઉસ ૦।।
ગુલાબજળ. ... ... .. આંઉસ ૧
પાણી. ... ... ... આંઉસ ૩

અને તેને ૧૫ ગરેન પોટાસા કલોરસ અને ૧ આંઉસ પાણી એ બંનેને મેળવી એ પ્રમાણે દહાડામાં ત્રણવાર પાવું.

ઉપલી દવાઓથી આરામ ન થાય તો નીચે પ્રમાણે દેશી દવાઓનો ઉપયોગ કરવો.

ક્રાંચકાની છાલ તથા એરસાર એ બંને એક એક દરામ લેઈ તેમાં ચાર આંઉસ પાણી નાંખી ઉકાળી તેના કોગળા કરાવવા.



## વળગેલી જીભ.

(ટન્ગ ટાઈડ—Tongue tied)

**નીશાની**—નીચલા જડબા તથા જીભની આગલી ટોચની વચે જનમથી એક મજબુત ચીકણી દોરી જેવી ચામડી કોઈ વખત હોયછે, તેથી જીભ ચારેતરફ બરાબર ફરી શકતી નથી. જીભની આગલી ટોચ અને નીચલા જડબાની વચે એક ઝીણી દોરી જેવી ચામડી હોયછે, પણ જ્યારે તે ઘણી જાડી હોય છે, ત્યારે બાળકથી બરાબર અથવા બીલકુલ ધાવાઈ શકાતું નથી, અને મોટું થતાં તેનાથી બોલી પણ શકાતું નથી, તો તેનો ઉપાય ઘણો સરળ છે.

**ઉપાય**—જીભની દોરીની આસપાસ જીભને લગતી બે નસો છે તે કપાય નહી એટલી સંભાળ રાખી, તે દોરી જેવી ચામડી કાપી કાઢવી.



## નાની જીભનું સુજીને મોટું થવું.

(યુવ્યુલા રીલેક્સ્ડ—Uvula relaxed)

**નીશાની તથા સબબ**—ગળાની બારી આગળ નરમ તાળવાના વચલા ભાગમાંથી જીભના જેવો એક નાનો કટકો લટકે છે, જેને ગળાના કાકડા કહીએ છીએ અને મોઢું બરોબર ઉઘાડીને છેક ગળામાં નજર કરતાં જે નાની જીભ જેવું લટકતુ દેખાય છે જેને અંગ્રેજીમાં યુવ્યુલા (uvula) કરી કહે છે એ જીભ અથવા કાકડો કોઈ વખત સુજીને લાંબો થાય છે, તેથી સ્વાસ લેવાની નળીના ઉપલા ભાગ ઉપર લાગવા

થી અથવા દબાણ થવાથી ગળામાં ખખરાટ થાય છે, અને વખતે એક જાતની ખાંસી થાય છે.

ઉપાય—નીચલી દવાઓને મેળવી ૧ નાની ચમચી ભરી દહાડામાં બે ત્રાર પાવી.

| | | |
|---|---|---|
| કાઇનો પાઉડર... | ... | દરામ ૬ |
| ફટકડીનો ભુકો.... | ... | દરામ ૨ |
| તજનો ભુકો. ... | ... | દરામ ૨ |
| સાકરનો શીરો ... | ... | ..આંઉસ ૩ |

એક નાની નરમ પીછીથી થોડું એસીડટાનીક તે કાકડા અથવા જીભ ઉપર દહાડામાં બેવાર લગાડવું, અને નીચેની દવાઓ મેળવી એક રાત સુધી રેહેવા દેઇ સવારે ગાળી કાઢી તેના વારમવાર કોગળા કરાવવા.

| | | | |
|---|---|---|---|
| ખાંડેલ રાતાં સુકાં મરચાં... | | | ...મરચાં ૫ થી ૭ |
| ટીંચર આવ મર.... | | ... | ...દરામ ૩ |
| ગુલકંદ ... | ... | ... | ..આંઉસ ૧ |
| સેરડીના સરકો | ... | ... | ..આંઉસ ૩ |
| પાણી ... | ... | ... | ...આંઉસ ૧૫ |

અથવા—ડાકટર પાસે તે નાની જીભ ઉપર કાસટીક અથવા ટીંચર આઇઓડાઇન ચોપડાવવું. અથવા નીચે જણાવેલી દવાઓને મેળવી તેના કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| હરડાંબેડાં ... | ... | આંઉસ ૧ |
| ફટકડી ... | ... | દરામ ૧ |
| બ્રાંડી ... | ... | આંઉસ ૨ |
| ઉનું પાણી ... | ... | બાટલી ૧॥ |

આ દરદ નબળા બાંધાવાળા માણસને થાય છે, વાસ્તે તેણે ગળા ઉપર ફલાનલ વીંટાળેલું રાખવું. તથા સરદીવાળી જગોમાં રેહેવું નહી, તથા પગમાં મોજાં પેહેરી રાખવાં.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે ઉપાયો કરવા.

| | |
|---|---|
| સુંઠ ... | દરામ ાા |
| લીંડીપીપર... | દરામ ાા |
| તીખાં ... | દરામ ાા |
| જવખાર.... | દરામ ાા |
| હરડેની છાલ. | દરામ ાા |
| ચીતરાનું મુળ | દરામ ાા |

એ સઘળાંઓને ખુબ ખાંડી લુગડે ચાળી તે ભુકી દહાડામાં ત્રણ ચાર વાર જીભ ઉપર ઘસવી. અથવા ઉપલી દવાઓમાં દોઢ આંઉસ તાજુ તલનું તેલ, તથા ત્રંણ આંઉસ પાણી એ બધાંને ઉકાળી બાકી તેલ રહે ત્યારે ઉતારી તેને ગાળી તેના કોગળા કરાવી ઉપર ઉના પાણીના કોગળા કરાવવા.

---

# હોઠનું ફાટવું.

( ચેપ્ડ લીપ્સ—Chapped lips )

**નીશાની**—શીઆળામાં અથવા અમથા હોઠ ફાટે છે, તેમાં ચીરા પડે છે, લોહી નીકળે છે, અને દાંત કાઢી શકાતા નથી.

**ઉપાય**—નીચલાં ઓસડોને મેળવી એક ઘાટેલા માટીના વાસણમાં તેને ઉકાળવું, અને તેને લુગડામાંથી દાબા વગર ગાળી કાઢવું, અને તે થંડુ પડે કે તે હોઠ ઉપર લગાડવું.

| | |
|---|---|
| તાજુ માંખણ ... | ...રતલ ાા |
| પીળુ મીણ ... | ...રતલ ા |
| આલકેનેટ. .. | ...આંઉસ ૧ |
| કાળી દરાખ ... | ...આંઉસ ૩ |

અથવા નીચલી દવા લગાડવી.

| | |
|---|---|
| ફટકડી. ... | ...આંઉસ ા |
| પીળુ મીણ. | ...આંઉસ ૧ |

સુરોખાર. ...આંઉસ ૦.
ચરબી. ... ...આંઉસ ૮

એ સઘળાંને મળવી તેમાં રંગ લાવવા થોડો આલકેનેટ નાંખી તે હોઠ ઉપર ચોપડવું.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે.

રાળ ... ... દરામ ૧
મીણ.... ... દરામ ૧
ગોળ.... ... દરામ ૧
ઘી અથવા તેલ.. દરામ ૨

પેહેલા રાળની ઝીણી ભુકી કરી પછી મીણ ગરમ કરી તેમાં રાળ તથા ગોળ તથા તેલ નાંખી તેને હલાવી ઠરવા દેઈ પછી તે હોઠ ઉપર દહાડામાં બે વાર ચોપડવું.



# દાંતનું દરદ.

## (ટુથ એક—Tooth ache)

**નીશાંની સબબ**—બદહજમી જેવી બીમારીથી અથવા દાંત સાફ નહી રાખવાથી દાંતની અંદર એક જાતનો સડો લાગુ પડે છે. દાંત તથા દાઢો પોલીઓ થાય છે, અને તેમાં રાત અને દીવસ નહી ખમી શકાય એટલું દરદ થાય છે. ઘણી મીઠી ચીજો અથવા પકવાંનો ખાવાથી બદહજમી થઇ થુંકમાં ખટાસ પેદા થાય છે. અથવા ઘણી ખટાસ વાળી વસ્તુઓ ખાવાથી તેમાં મુખ્ય કરીને તેજાબવાળી દવાઓ દાંતને ઝડપથી ખાય છે. ઘણી ઘંડી અને ઘણી ગરમ વસતુ પીવાની ટેવ રાખવાથી દાંતમાં સડો લાગુ પડે છે.

**ઉપાય**—દરદ થોડુ હોય તો, લવીંગનું તેલ અથવા લવીંગ વાટીને તેનું પાણી દાંત તથા પારા ઉપર ચોપડવું. અથવા ટીંચર ઓપીમાં ૨ નું

પુમડુ બોળી દુખતા દાંત ઉપર મુકવું. અથવા ૧ ગરેન કપુર અને એક ગરેન અફીણ એ બંનેને મેળવી તેની ગોળી કરી દુખતા દાંત ઉપર મુકવી. ઘણી વખત સુંઠ અને અકલકરોના કટકા ચાવવાથી આરામ થાય છે. અથવા ફરાયરસ બાલસમમાં લીન્ટનો કટટો બોળી દુખતા દાંત ઉપર દાબવો અથવા કલોરોફારમ અથવા ઇથિર સલફ્યુરીકમાં રૂનું પુમડુ બોળી દાબવું અથવા કરીઓઝોટમાં રૂનું પુમડુ બોળી દાબવું એથી ઘણો ફાયદો થશે. એથી નરમ ન પડે તો કાસટીકની જરા કટકી તે ખાડામાં બે ત્રણ મીનીટ મુકવી અને પછી કાઢી લેવી. જેથી ઘણો ફાયદો થશે. એથી પણ આરામ ન થાય તો નીચેની દવાઓ મેળવી તેમાં રૂનું પુમડુ બોળી તે ઉપર દાબવું.

| | | |
|---|---|---|
| સ્પીરીટ આવ કલોરોફારમ | .. | દરાંમ ૧ |
| ટીંચરઆવ મર | ... | દરાંમ ૧ |
| ટીંચર ઓપી | ... | દરાંમ ૨ |
| કપુર | ... | દરાંમ ૦ાા |

અથવા નીચલી દવાઓને મેળવી તેમાં રૂ બોળી દુખતા દાંત ઉપર દાબવું.

| | | |
|---|---|---|
| હેડરેટ કલોરલ | ... | દરામ ૧ |
| ટીંચરઆવ એકોનાઇટ | | દરાંમ ૦ાા |
| કલોરોફારમ | ... | દરામ ૦ાા |
| ઇથિર સલફ્યુરીક | . | દરાંમ ૦ાા |
| સ્પીરીટઆવ વાઇન | .. | દરામ ૦ાા |
| પાણી | .. | દરામ ૪ |

અથવા નીચલી દવાઓને મેળવી તેમાં રૂ બોળી દુખતા દાંત ઉપર દાબવી.

| | | |
|---|---|---|
| એસીડ કારબોલીક | ... | દરાંમ ૧ |
| હેડરેટ કલોરલ | ... | દરાંમ ૧ |
| ટીંચર કેમફરકો | ... | દરાંમ ૧ |

| | |
|---|---|
| એક્સ્ટ્રેકટઆવ એકોનાઈટ | ગરેન. ૧૦ થી ૨૦ |
| ઓઈલઆવ પેપરમીન્ટ ... | દરામ ૦ાા |

અથવા દુખતો દાંત ઘણો હાલતો હોય તો ચીપીઆથી તે કાઢી નાખવો અને પછી દરદ થાય તો નીચલી ગમે તે મેળવણીમાંથી દાંત પડી ગએલ ખાડામાં લગાડવું.

| | |
|---|---|
| એસીડ કારબોલીક ... | દરામ ૧ |
| સોલ્યુશનઆવ પોટાસ ... | દરામ ૧ |
| પાણી .. | આંઉસ ૧ |

એ સઘળાને મેળવીને તે અથવા.

| | |
|---|---|
| સ્પીરીટઆવ લવંડર<br>સ્પીરીટઆમોનીઆ એરોમેટીક<br>ટીંચર ઓપી | સરખે ભાગે |

એ સઘળાને મેળવી તે અથવા.

| | |
|---|---|
| કરીઓઝોટ ... | ભાગ ૩ |
| કોલોડીઅન .. | ભાગ ૨ |

એ બંનેને મેળવી તેમાં રૂ બોળી તે ખાડામાં લગાડવું.

દાંત પોલો થયો હોય અથવા તેમાં છેદ પડ્યો હોય તેમાં કેટલી એક ચીજ પુરવાની આવે છે. જે પુરવાથી આરામ થાય છે.

આ વસ્તુઓ દાંતમાં પુરવા અગાઉ દાંતના છેદને અથવા પોકળ ભાગને અણીઆળા હથીયારથી અથવા તેની કાનસથી ખોતરી ઘસી સાફ કરવા, પછી આલકોલ અથવા ચંદરસને ઈથરસલફ્યુરીક અથવા કોઈ પણ દારૂના તેજાબમાં પીગળાવી ગોળ જેવું નરમ થાય ત્યારે તેમાં રૂ બોળી તે દાંતના ખાડામાં પુરવો અને જો તે એક બે દીવસે વાસ મારે તો થોડે થોડે દહાડે બદલ્યા કરવો. અથવા ગટા પરચાના નાના કટકાને સ્પીરીટના દીવાથી ઓગાળી નરમ કરી દાંતના ખાડામાં પુરવો, તે પુરવા અગાઉ દાંતના ખાડાને લુગડેથી પેહેલાં ખુબ લુછી કોરો સાફ કરવો, કે

જેથી ગટાપરચા જલદી ચોંટી જાય. અથવા ઑક્સાઈડ આવ ઝીંકને સોલ્યુશન આવ ક્લોરાઈટ આવ ઝીંકમાં મેળવી ગોળ જેવું નરમ કરી દાંતના ખાડામાં પુરવું.

સડેલા દાંતને જાથુકના પુરવા માટે બે જાતની મેળવણી આવેછે.

**પારાની મેળવણી અને સુનાનો વરક**—પારાની મેળવણીથી દાંત કાળા થઈ જાયછે તે પસંદ કરવા જોગ નથી, પણ સુનાના વરકની લુગદી મારવાને વાસ્તે ઘણા હથીયારોની જરૂર પડેછે. કે જે સાધારણ માણસથી થઈ શકતુ નથી. વાસ્તે પારાની મેળવણીની દવા પસંદ કરવી પડેછે તે ઘણી જાતની છે. ૧ લી રૂપાના કટકાને કાનસ વડે કરી ઘસી બારીક ભુકી કરી તેમાં થોડો પારો નાખી હથેળામાં ખુબ મસળવું તેની લુગદી થાય તેમાંથી વધારાનો પારો નીચોવી નાખી સડેલા દાંતના પોકળ ભાગમાં ખુબ દાબવો. એ ઘણી સરસ મેળવણી છે. ૨ જી. ૧ ભાગ સોનું ૨ ભાગ કલાઈ ૩ ભાગ રૂપુ એ ત્રણેને એક કુલડામાં ગરમ કરી તેનો ઢાળ પાડી તેને કાંનસે ઘસી ઝીણો ભુકો કરી એ ભુકા બરાબર પારો લેઈ એ બંનેને હાથેળીમાં સારી પેઠે મસળી લુગદી કરવી. પછી તેને સ્પીરીટ આવ વાઇનમાં બે ત્રણ વાર ધોઈ સાફ કરી તે મેળવણીને દાંતના ખાડામાં માય તેટલી લેઈ એક પાતળી મજબુત સળીથી ધીમે ધીમે દાબી ખાડો સજડ પુરી નાખવો.

દાંત ઘણા સડી ગયા હોય એટલે કે તે દવા પુરી શકાય નહીં તો તે દાકટર પાસે કઢાવી નાખવા.

ઉપલી દવાઓ ન મળે તો નીચે પરમાણે દવાઓ વાપરવી.

ખરેટીનાં પાન દુખતા દાંત ઉપર જ્યાં સુધી ત્યાં લોહી નીકળે ત્યાં સુધી ઘસવાં તે પછી સુંઠ તીખાં સીંધાલુણ લીડીપીપર એ ચારે ઓ જોને બારીક કરી તેમાં થોડું મધ મેળવી તે દુખત દાંત ઉપર ચાપડી અને લાળ ઝરવા દેવી.

**અથવા** મીઠું, તાજડીની મેસ, છીકણી એ બરાબર લેઈ તેમાં છીકણી થોડે ભાગે લેઈ બધાંને બારીક વાટી દાતણના કુચાથી દાંતે બે ત્રણ દાડા ઘસવાથી આરામ થશે.

**અથવા**—ફટકડી ૨૦ ભાર, તીખાં વાલ ૨ ફટકડીને ફુલાવતી વખત તીખાં ઉપર નાંખવાં તે ફટકડી ફુલી રહ્યા પછી તે ઠીકરૂ દેવતા ઉપર ઊંધુ રાખવું જેથી તીખાં બળી જાય પછી એને વાટી દાતણના કુચા વતી જ્યાં પીડા થતી હોય ત્યાં ઘસવું.

અથવા ઈંગોરીઆંનો ગોળ જ્યાં પોલ હોય ત્યાં ભરવો જેથી કુ-ખાવો જલદી સારો થશે. અથવા સરગવાનો ગોળ ભરવો. દાંત કળતા હોયતો સીસુ તથા ગંધક સરખે ભાગે લેઈ માટીના વાસણમાં બાળી તેનો ભુકો કરી દાંતે ઘસવો.

---

## ઢીલા દાંત.

**(ટીથ લુસ**—Teeth loose)

દાંત હાલતા હોય તો તેઓને એકદમ કાઢી નાખવા નહિ કારણ કે, તેના ઉપાયો કરવાથી ઘણી વખત પાછી મજબુત થાય છે.

**ઉપાય**—દાંત હાલતા હોય તેને વારંમવાર હાથથી હલાવવા નહિ તેમજ તે વખત નકર ખોરાક નહિ ખાતાં પાણી જેવો પ્રવાહી ખોરાક લેવો.

દાંત ઉપર મેલ અથવા ખેરી બંધાવાથી દાંત ઢીલા પડી ગયા હોય તો તે મેલ ચકુ અથવા એવા અણીઆળા હથીઆરથી ધીમેથી કાઢી નાખવો. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૨ અ-ગ્રમી જેટલું ૧॥ આંઉસ પાણીમાં નાખી તેના કોગળા કરાવવા.

| | | | |
|---|---|---|---|
| ટંકણખાર | ... | ... | દરામ ૧ |
| ફટકડી | ... | ... | દરામ ૧ |

| | | |
|---|---|---|
| સ્પીરીટ આવ કેમફુર | .. | આંઉસ ૧ |
| ટીંચરઆવ મર ... | ... | આંઉસ ૧ |
| ટીંચર આવ રૈટની ... | ... | આંઉસ ૨ |
| પાણી ... | ... | આંઉસ ૪ |

ઉપલી દવા ન મળે તો નીચેની દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| મોથ ... | ... | ગરેન ૨૦ |
| હીમેજ ... | .. | ગરેન ૨૦ |
| સુઠ ... | ... | ગરેન ૨૦ |
| તીખાં ... | ... | ગરેન ૨૦ |
| લાંડીપીપર... | ... | ગરેન ૨૦ |
| વાવડીંગ ... | ... | ગરેન ૨૦ |
| લીંબડાનાંપાન | ... | ગરેન ૨૦ |

એ સઘળાઓને ગઉ મુતરમાં ખુબ વાટી તેની બોરાં જેવડી ગોળીઓ કરી રાતે એકેકી મોઢામાં રાખવી.

# દાંતના પારાનુ સુજવું.

(ગમ બોઇલ—Gum boil).

દાંતના પારા સુજી આવ્યા હોય તો-૨ દરામ ઓઇલ આવ રોઝમેરી તથા ૧ દરામ ગાલએનમ એ બંનેને મેળવી તે પારા ઉપર લગાડવું.

પારા સુજી આવવાથી દાંત ઘણા દુખતા હોય તો ટીંચર આવ ઓપીયમમાં કલોરોફારમ મેળવી તેમાં રૂ બોળી તે પારા ઉપર મુકવું. ગાલ ઉપર રાઇની પટી મુકવી. ટીંચર ઓપી ચોપડવું. ખસખસના ડીંડવાનો વારંવાર સેક કરવો.

ઉપલા ઇલાજોથી ફાયદો ન થાય અને તેમાં પરૂ થાય તો તેને ડાકટર પાસે નસતરથી ચીરાવી નાખવા. તેમજ ૪ દરામ ટીંચર આવ ગાલ્સ અને ૪ આંઉસ પાણી એ બંનેને મેળવી તેથી અથવા ઝીંકસી

સલફ્સ ૩૦ ગરેન, ગુલાબજળ ૧ આઉસ, ૨ આઉસ પાણી, એ ત્રણેને મેળવી તેના કોગળા કરાવવા. તેથી આરામ ન થાય તો હાલતા દાંતને ચીપીઆથી કાઢી નાખવા.

ઉપલી દવાઓ ન મળે તો નીચેની દવાઓ વાપરવી.

મસોડાને જરા ચપુથી અથવા એવા હથીયારથી ચીરી તેમાંથી લોહી કાઢી પછી તેના ઉપર રસવંતી ગરેન ૩, લોદર ગરેન ૩, નાગરમોથ ગરેન ૩ એ બધાને ખુબ વાટી તેને મધમાં મેળવી ચોપડવું અથવા રાયણની છાલ બે આઉસ લેઈ તેમાં આઠ આઉસ પાણી નાખી ઉકાળી બાકી બે આઉસ રહે ત્યારે ઉતારી ગાળી તેના કોગળા કરાવવા.

## દાંતના મંજન.

( ટુથ પાઉડર—Tooth pouder)

દાંતના મંજન ઘણી જાતના થાય છે. કેટલાએક દાંતની બતરીસીના કળતર અને દરદ થાયછે તેને નરમ પાડેછે જેમાં મુખ્ય કપુર, હીરાબોળ, મસતકી આવે છે. કેટલાએક દાંતના ચવાઈ ગએલા પારાને મજબુત કરે છે, તેમાં મુખ્ય કાથો, માયાં અને બારકની ભુકી આવેછે અને કેટલાએક દાંતના ખરાબ વાસને દુર કરે છે તેમાં મુખ્ય કોલસો, મસતકી, કપુર, બલીચીંગ પાઉડર. જેના નુસકા નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| | ચોખો ચાક | ... | તોલા ૬ |
| | હીરાબોળ | ... | તોલો ૧ |
| | કપુર | ... | તોલો ૦॥। |
| | કાથા | ... | તોલો ૧ |
| ઉપાય ૨ જો— | મસતકી | ... | દરામ ૨ |
| | કપુર | ... | દરામ ૨ |
| | જાવંતરીનો ભુકો | ... | દરામ ૨ |

| | | |
|---|---|---|
| | ચોખો ચાક ... | આંઉસ ૨ |
| ઉપાય ૩ જો— | સીનકોના બારકનો ભુકો... | આંઉસ ાા |
| | હીરાબોળનો ભુકો ... | આંઉસ ાા |
| | કોયલાનો ભુકો ... | આંઉસ ૩ |
| | લવીંગ ... | દરામ ૧ |
| ઉપાય ૪ થો— | લમ્પસુગર ... | આંઉસ ૧ |
| | કોયલો ... | આંઉસ ૧ |
| | પીરૂવીઅન બાર્ક ... | આંઉસ ાા |
| | કરીમ ઑવ ટાર્ટર ... | આંઉસ ા |
| | તજ ... | દરામ ાા |
| ઉપાય ૫ મો— | કપુર ... | આંઉસ ૧ |
| | ચોખો ચાક ... | આંઉસ ૪ |
| | કોયલો ... | આંઉસ ૪ |
| | ગુલાબનું અતર ... | ટીંપાં ૪ |
| ઉપાય ૬ ઠો— | કસ્તુરી ... | સરખે બાગે |
| | અગર ... | સરખે બાગે |
| | લવીંગ ... | સરખે બાગે |

ઉપલા નુકસાઓ દાતણ કરતી વખ્ત ઘસવા. પણ યાદ રાખવું કે દાતણના કુચા જાડા રાખીને તેમજ દાંતને ખુબ મજબુતીથી ઘસવા નહી કારણ તેના આંચકાથી દાંત હાલવા માંડેછે.



# દાંતના પારાઓનું સુજી આવવું તથા તેઓમાંથી લોહીનું નીકળવું.

(સ્કર્વી—Scurvy)

**નીશાની**—દાંતના પારાઓ સુજી આવેછે. પોચા તથા ફુગાએલા થાયછે. તેઓનો રંગ રાતો અથવા જાંબુડો હોયછે, દાંતોની આસપાસનું

પારાનું માંસ બાહાર નીકળેછે અને તેના ઉપર જરા પણ દબાણ થવાથી તેમાંથી લોહી નીકળેછે. આજારીનો ચેરો ફીકો હોયછે. નબળાઈ થતી જાયછે, કામ કાજ કરવા ગમતું નથી, સ્વાસ વાસ મારેછે, પગો ઘુંટણ આગળથી લાકડા જેવા થઈ જાયછે, સુજી આવેછે અને વખતે તેમાં ગાંઠાં પડેછે.

**સબબ**—આ દરદ ઘણું કરીને દરીઆની મુસાફરી કરનારાઓને વધારે થાયછે. કારણ કે તેમને વાહાણની અંદર તાજો ખોરાક અગર તાજો મેવા, તાજી તરકારી વીગેરે મળી શકતી નથી, જેથી તેઓનું લોહી બગડી ઉપલા દરદને લાયક થાયછે. તેમજ જમીન ઉપર રેહેનારાઓમાં પણ એવા ખોરાક ખાધામાં આવેછે તો તેવા દરદને લાયક થાયછે.

**ઉપાય**—તાજો ખોરાક, તાજો ખટાસવાળો મેવા, તાજુ દુધ વીગેરે તાજો ખોરાક ખાધામાં વાપરવો. અને નીચેની દવાઓ મેળવી તેના ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વાર પાવી થોડા દહાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| તાજા લીંબુનો રસ | ... | આંઉસ ૧॥ થી ૨ |
| સાકરનો સીરો | ... | આંઉસ ૧ |
| સુરોખાર અથવા પોટાસાક્લોરેસ | } | ગરેન ૧૫ |
| ટીંચર આવઓરેન્જ | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૨ |

અથવા નીચલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દહાડામાં ત્રણ વખત પાવું અને તે થોડા દહાડા જારી રાખવું.

| | | |
|---|---|---|
| પોટાસા સીટરસ | ... | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૬ |

પગમાં ઘણા ચસકા મારતા હોય અને દરદ ઘણું થતું હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી ૧ થી ૨ આંઉસ જેટલી દહાડામાં ત્રણ વાર પંદરથી વીસ દહાડા સુધી પાવી.

| | | |
|---|---|---|
| ટીંચર ઓપી | ... | દરામ ૨ |
| સીનકોના બાર્કની ભુકી | ... | દરામ ૬ |
| ખાટાં લીંબુનો રસ | ... | આંઊસ ૬ |
| સીનકોના બાર્કનો ઉકાળો | .. | આંઉસ ૧૨ |
| ઉરાકનો દારૂ | ... | આંઉસ ૬ |
| સાકર | ... | આંઉસ ૬ |

ખાટાં લીંબુ ન મળી શકે તો ૧ બાટલી ઓપ્પો સેરડીનો સરકો, ૩ આંઉસ સુરોખાર, એ બંનેને મેળવી ૧ ચમચો ભરી દહાડામાં ત્રણ વાર પાણીમાં નાખી પાવું.

શરીરે નબળાઈ થઈ હોય તો પેહેલાં એરંડીયા તેલનો જુલાબ આપવો, બીજે દીવસે નીચે જણાવેલી દવાઓ મેળવી તેના છ ભાગો કરી એકેકો ભાગ દહાડામાં એથી ત્રણવાર પાવો.

| | | |
|---|---|---|
| નારંગીની છાલનું સરબત | .. | આંઉસ ૧ |
| ટીંચર સીનકોનાકો | ... | આંઊસ ૧ |
| આમોનીયા કારબોનસ | .. | ગરેન ૩૦ |
| ઇનફ્યુઝન આવ સીનકોના | ... | આંઉસ ૬ |

રાત્રે દરદ ઘણું થતુ હોય તો ૧૦ ગરેન ડોવર્સ પાઉડર સુતી વખત પાણી સાથે ફકાડવું.

દાંતના પારાઓ સુજેલા પોચા અને તેઓમાંથી લોહી જતુ હોયતો નીચે જણાવેલા ઉપાયોમાંથી ગમે તેના કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| ફટકડી | ... | દરામ ૧॥ |
| મધ | ... | દરામ ૨ |
| ગુલાબનાફુલનો ઉકાળો | | આંઉસ ૬ |

એ સઘળાને મેળવી તેના કોગળા કરાવવા—અથવા

| | | |
|---|---|---|
| ટીંચર આવ મર | .. | આંઉસ ૧॥ |
| એસીડ મ્યુરીઆટીક. | | ટીપાં ૧૫ |
| ઇનફ્યુઝન આવ પીરૂવીયનબાર્ક. | | આંઉસ ૬ |

એ સઘળાંને મેળવી તેના કોગળા કરાવવા અથવા ૨ દરામ ટંકણખાર અને ૬ આંઉસ પાણી તેના કોગળા કરાવવા. બાવળની છાલ તથા હરડાં, બેડાં, એ સઘળાને પાણીમાં ઉકાળી તેમાંથી અરધી બાટલી જેટલુ લઈ તેમાં ૩ દરામ પોટાસા કલોરસ નાખી તેના અથવા નીચે જણાવેલી દવાઓના કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| એસીડટેનીક | .. | દરામ ૧ |
| ટીંચર મર | ... | દરામ ૪ |
| પાણી | ... | આંઉસ ૮ |

અથવા મસતકી તોલા બે, મોચરસ તોલો એક, હીરાદખણ તોલો એક, દાડમડીનાં સુકાં ફુલ તોલા બે, હીમજીહરડે તોલા બે, સુકાં આમળાં તોલા બે, કાથો તોલા બે, એ બધાને બારીક વાટી દરરોજ દાતણથી તે દાંતે ઘસવું જેથી પારા તંદુરસ્ત અને લાલ થશે. દાંતમાંથી લોહી નીકળતું બંધ થશે. અને દાંત હાલતા મટી મજબુત થશે.

---

## ગળાનો સાદો વરમ.

**(ઇનફ્લેમેટરી સોરથરોટ**—Inflammatory sorethroat)

**નીશાની**—ગળાની અંદરના ભાગો વરમથી દુખેછે તથા સુજી આવેછે. વરમની જગો, જીભની પછવાડેનો ભાગ, જેને નાંની જીભ કહેછે તે તથા નરમ તાળવું અને જીભની બંને બાજુની બે ગાંઠો હોયછે. જીભને આંગળાથી નીચી દાબી અંદર નજર કરશું તો છેક અંદરની બે ગાંઠ સુજેલી અને રાતી થએલી દેખાયછે. ગળામાં દુખેછે, કંઇપણ વસ્તુ ગળતાં હરકત પડેછે અથવા ગળાતી નથી. ગળુ અંદરથી સુકાવાથી તેમાં ખખરાટ લાગેછે. ગળામાં કંઈ ખુતી બેઠુ હોય એમ લાગે. આજારીનો સાદ બારે થાય. આ દરદ સળેખમમાં વારમવાર થાયછે.

**સબબ**—થંડી હવા લાગવાથી, બરફ જેવી થંડી વસ્તુ ખાધાથી, અથવા મરચાં, ગરમ મસાલો એવી વસ્તુઓ બહુ ખાધાથી અથવા બહુ ઉની વસ્તુ ખાધાથી આ રોગ થાયછે.

**ઉપાય**—તે દરદની શરૂઆતમાં કાંજી જેવો ગળી શકાય એવો હલકો ખોરાક આપવો. રાત્રે સુતી વખત પગોને ઉના પાણીથી ખુબ ઝારી સારી પેઠે લુઇ નાંખવા. ઝાડો સાફ ન આવતો હોયતો એપસમ સાલટ અથવા કમપાંઉન્ડ રૂબાર્બ પાઉડરનો જુલાબ આપવો. ગળાની આસપાસ ગરમ ફલાનલ લપેટી રાખવું.

પોહોળા મોઢાના વાસણમાં ઘણું ઉનુ પાણી ભરી તેમાં થોડો સરકો નાખી મોઢુ ઘણુ ઉઘાડુ રાખી અંદરના ભાગમાં તેનો બાફ લેવો. ગળા ઉપર એકસ્ટ્રાકટ આવ બેલાડોના પાણીમાં ઘસી ચોપડી તે ઉપર ગરમ પાણીનો અથવા ખસખસના ફીંડવાંનો શેક કરવો અથવા લીનસીડની અથવા ઘઉના લોટની પોલટીસ કરી ગળા ઉપર ગરમ ગરમ બાંધવી.

અથવા ટરપીનટાઇન ગળા ઉપર ચોપડી તે ઉપર ગરમ પાણીનો સેક કરવો. ગળા ઊપર રાઇની પટી બનાવી મુકવી અથવા સોલ્યુશન આવ આમોનીઆ લગાડી તે ઉપર સેક કરવો. ગરમ દુધ અને પાણી એ બંનેને મેળવી તેના અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેના કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| | અફીણ ... ... | દરાંમ ૧ |
| | એકસ્ટ્રાક આવ બેલાડોના | દરાંમ ૧ |
| | પાણી ... ... | આંઉંસ ૨ |
| **અથવા**— | એસીડ હેડરોસીઆનીક ડીલુટ. | દરાંમ ૧॥ |
| | ચોખુમધ ... ... | આંઉંસ ૧ |
| | ગુલાબજળ ... ... | આંઉંસ ૮ |
| | પાણી ... ... | આંઉંસ ૮ |

**તેથી આરામ ન થાય તો.**

| | | |
|---|---|---|
| ટંકણખાર | ... | દરામ ૩ |
| અથવા—પોટાસા ક્લોરસ... | | દરામ ૨ |
| ફટકડી | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઊંસ ૮ |

તેથી આરામ ન થાય તો

| | | |
|---|---|---|
| ટીંચરઆવ મર | ... | દરામ ૪ |
| પોટાસાનાઇટરસ | ... | દરામ ૩ |
| ઇનિફ્યુઝનઆવ સીનકોના બાર્ક. | | આંઊસ ૭ |

ઘણી વખત બરફનો કડકો મોઢામાં રાખવાથી ઘણો ફાયદો થાય છે. બરફ મોઢામાં રાખી ન શકાય તો, સુરોખાર અથવા જેઠીમધનું લાકડું મોઢામાં રાખી ચુસ્યા કરવું અને તે થુંક ગળી જવું.

પીવાની દવા આપવા અગાઊ એક હલકો જુલાબ આપવો અને પછી સારી પેઠે પરસેવો પડે એવી નીચે પરમાણે દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી અને જ્યાં સુધી ઘણો પરસેવો છુટે ત્યાં સુધી બેથી ચાર દાડા સુધી તે જારી રાખવી.

| | | |
|---|---|---|
| સેલીસીકએસીડ | ... | ગરેન ૮૦ |
| લાઇકર આમોનીઆ એસીટેટીસ. | | આંઊસ ૧ |
| ગુલાબનું સરબત | ... | આંઊસ ૧ |
| પાણી | ... | આંઊસ ૪ |

**અથવા**—ાા દરામ વીનમએનટીમોની ૧ આંઊસ પાણીમાં નાખી દર ચાર કલાકે પાવું. ૧૦ ગરેન ડોવર્સ પાઊડરનું એક પડીકુ કરી રાત્રે સુતી વેળા ફકાડવું અને ગરમ પાણીમાં થોડી રાઇ નાખી તેમાં બંને પગો દસથી પંદર મીનીટ સુધી બોળી રાખવા.

ઉપલા ઇલાજો કરવાથી આજારીને જરા આરામ થતો જાય પણ શરીરમાં નબળાઇ જણાય તો ૨૦ ગરેન આમોનીઆ કારબોનસ તથા ૬ આંઊસ ઇનિફ્યુઝનઆવ સીનકોના બાર્ક એ બંનેને મેળવી દાડામાં આરવાર પાવું અને તે થોડા દાહાડા સુધી જારી રાખવું.

જીભની આસપાસની ગાંઠો પાકે અને તે પોતાની મેળે ફુટે તો ફુટવા દેવી તેને નસતર મારવાની જરૂર નથી. ફુટવા પછી ઉપલી કોગળા કરવાની દવામાંથી ગમે તેના કોગળા કરાવવા. પણ પોતાની મેળે ન ફુટે તો તેને નસતરથી જરા ચીરી અંદરથી પરૂ કાઢી નાખવું. પછી એક આંઉ-સ સોલ્યુશન ઓવ કલોરીનેટેડસોડા અને ૧૬ આંઉસ પાણી એ બંનેને મેળવી તેના કોગળા કરાવવા ઉપલી દવાઓથી ફાયદો ન થાય તો નીચેની દવાઓ વાપરવી.

| | |
|---|---|
| ધરાક ... <br> કડુ <br> સુંઠ <br> તીખાં <br> લીંડી પીંપર. <br> દારૂહળદર <br> તજ <br> હરડેનીછાલ <br> બેડાનીછાલ <br> આંમળાની છાલ <br> નાગરમોથ <br> કાળીપાટ <br> રસવંતી <br> ધરો. <br> તેજબળ. | એ સઘળી ચીજો અડધો અડધો દરામ લઈ તેને બારીક ખાંડી લુગડે ચાળી તેમાં મધ મેળવી તે ગળાના સુજેલા ભાગ ઉપર દા-ડામાં બે વખત ચોપડવું. |



# ગળાનું બેશી જવું અથવા સાદનું બેશી જવું.

(હોર્સનેસ Hœrseness.)

ગળાને ઘણી થંડી લાગવાથી અથવા તાણીને ઘણી વખત બોલવાથી, ઘણું ગાવાથી, તેલ અથવા ઘી વાળી ખોરી વસ્તુ ખાધાથી ગળુ બેસી જાય છે, અને બોલાતું નથી એટલે કે તેનો સાદ નીકળતો નથી કોઈ વખત ચમકવાળા બીમારને ગળુ બેસી જાય છે.

ઉપાય—સરકો ગરમ કરીને અથવા ખળખળતા પાણીમાં થોડી શેરડીનો જલદ સરકો નાંખીને તેનો બાફ સવારમાં આપવો. અથવા સુરોખારનો કટકો મોઢામાં રાખી ચુસા કરવો–અથવા—

ભીંડીના પાંદડાંને પાણીમાં ઉકાળી તેનો બાફ અથવા સ્પીરીટનાઈટરીક ઇથેરનો વાસ સ્વાસમાં લેવો અથવા ૨ ચમચી સ્પીરીટ ઇથિરનાઇટ્રેસ અને ૩ આંઊસ પાણી એ બંનેને મેળવી તેને દાડામાં ત્રણવાર પાવું. પરસેવાને વાસ્તે ગરમ ચા અથવા કાફી પાવી અને ૧૦ ગ્રેન ડોવરસ પાઉડરનું એક પડીકુ રાત્રે સુતી વખત ફાકાડવું અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| સેલીસીન | ... | દરાંમ ૧ |
| લાઇકરઆમોનીઆ એસીટેટીસ | | આંઊસ ૧॥ |
| કેમફરવોટર | ... | આંઊસ ૯ |

આજારીના સઘળા લુગડાં ઉતરાવી તેને એક ગમ ધાબળી ઓઢાડી તેને એક ખુરશી ઉપર બેસાડી જ્યાં સુધી ઘણો પરસેવો છુટે ત્યાં સુધી ખુરસીની નીચે ઉનું આધણ જેવું પાણી કરી મુકી તેનો બાફ આપવો

સુંઠનો કટકો, ટંકણખાર, અથવા કાથો મોઢામાં રાખી મુકવો અથવા કાળાં તીખાં અને દાડમની છાલ એ બંનેને પાણીમાં ઉકાળી તેના કોગળા કરાવવા,

એ દરાંમ ફટકડી ૧ દરામ એસીડટાનીક ૨ દરામ હીરાબોળ ૩ દરામ સુરોખાર અથવા ૦॥ દરામ નાઇટરોમ્યુરીઆટીક એસીડ એ પાંચમાંથી ગમે તે એક ૯ આંઊસ પાણીમાં પીગળાવી તેના કોગળા કરાવવા.

નબળા બાંધાવાળી સ્ત્રીનું ગળુ બેસી જાય તો–૩ દરાંમ એસીડહેડરોલોકરીકડીલુટ અથવા ૨ દરાંમ ટંકણખાર તથા એક આંઊસ ટીંચર-આવ મર એ બંનેને આઠ આંઊસ પાણીમાં મેળવી તેથી કોગળા કરાવ-

વા, અથવા ૨ દરાંમ ફટકડી ૨૦ ગરેન એસીડટાનીક અથવા ૨ દરાંમ ટીંચરઓપી એ ત્રણમાંથી ગમે તે એક અથવા ૧ દરાંમ ટીંચરઆવ બેલાડોના અથવા ૬ દરામ સોલ્યુશનઆવ કલોરીનેટેડ સોડા એ એમાંથી ગમે તે એક મેળવી તેમાં આઠ આઊંસ કેમફરવોટર નાખી તેના કોગળા કરાવવા એથી અતીઘણો ફાયદો થશે.

ઉપલી દવાઓ ન મળે તો નીચેના દવાઓ વાપરવી

જેઠીમધનો સીરો મોઢામાં રાખવો. અથવા જેઠીમધની લાકડીનો કડકો મોઢામાં રાખવો. અથવા બાવળની પાલી મોઢામાં રાખવી. અથવા ચણકબાવા મોઢામાં રાખવા–

**અથવા**—આંબાનો કોર, જેઠીમધ, ઉપળેટ, દાડમનાં ફુલ, સાકર, એ સરવે બરાબર લઈ તેનો ગોળીઓ કરી મોમાં રાખી તેનો પરસાળ મોઢામાં ઉતારવો.

---

# ગરદન કાન અને જડબા આગળની ગાંઠોનું સુજી આવવું.

(**મમપ્સ**—Mumps)

**નીશાની**—કાંનની પાસેની ઝીણી ગાંઠો જેમાં થુંક પેદા થાય છે તે સુજી આવે છે, જેથી ખોરાક ગળી શકાતો નથી. તેના દરદથી વખતે તાવ આવે છે. જીભ ઉપર મેલ હોય છે અને માથુ દુખે છે.

**સબબ**—ઘણી થંડી હવા લાગવાથી, ટાંકીના આજારથી અથવા બીજા કારણથી લોહી બીગડવાથી તેમાં નબળા બાળકોને વધારે થાય છે.

**ઉપાય**—આજારીને કાંજી દુધ જેવા હલકા ખોરાક ઉપર 'રાખવો, ગાંઠો ઉપર ખપ્પસનાં ફીડવાંનો શેક કરવો. અથવા લીનસીડની અથવા

ઘઉંના લોટની ગરમ પોલ્ટીસથી શેક કરવો. અને તે પછી ઉપર ફલાનલ બાંધી લેવું. અને એક હલકો જુલાબ આપવો, અને ગાંઠો ઉપર ટીંચર આઇઓડાઇન પીંછાવતી દહાડામાં બેવાર લગાવવું. અથવા આઓડીનઓઇન્ટમેનટ તથા સફેત મલમ સરખેભાગે મેળવી તેની પટ્ટીમારવી.

સોજો ઘણો જોરમાં હોય તો ચારથી પાંચ જળો તે ઉપર મુકવી. અને ગરમ પાણીમાં થોડું ટીંચર ઓપી નાખી તેનો શેક કરવો. અને નીચે જણાવેલી દવાઓ મેળવી ૧ આંઉસ દહાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| કવીનાઇન સલફસ... | ... | ગરેન ૪ |
| એસીડસલફ્યુરીકડીલુટ. | ... | મીનીમ ૪૫ |
| સાકરનો સીરો .. | ... | આંઉસ ૧ |
| પાણી ... | ... | આંઉસ ૪ |

કોઈ વખત આ ગાંઠ ઉપરનો સોજો એકદમ જતો રહે છે, અને બીલકુલ દેખાતો નથી, જો આ પ્રમાણે થાય તો તે ગોળીઓમાં અથવા શરીરના બીજા અગત્યના અવયવોમાં તે ઉતરે છે. જેથી ઘણો અવગુણ થાય છે. વાસ્તે જો એમ થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે ગાંઠો વાળી જગો ઉપર ચોપડવી.

| | |
|---|---|
| કપુર. .. ... ... . | ગરેન ૬૦ |
| લાઇકર આમોનીઆ ફોરટીઅર, | દરામ ૨ |
| ટીંચર આવ કેંથારીડીસ ... | દરામ ાા |
| રેકટીફાઇડ સ્પીરીટ આવ વાઇન. | આંઉસ ૧ |

અથવા ૧ દરામ પોટાસાનાઇટરસ તથા ૧ાા ગરેન ટારટરએમેટીક એ બંને મેળવી તેનાં ૭ પડીકાં કરી એકેકુ પડીકુ દર ચાર કલાકે પાવું.

ઉપલી દવા ન મળે તો, સીંધાલુંણને ખુબ પાણીમાં બારીક વાટી ગાલપચોલા ઉપર બીના સુકુ દહાડામાં બે વાર ચોપડવું.

**અથવા**--ઉપલેટ, કાળીજીરો, વરણાનું લાકડું, ખડી, એ સરવ બરાબર લઈ બારીક વાટી ગરમ કરી દહાડામાં બે વખત ચોપડવું.

# જનમથી નબળાઇ હોય તે વીશે.

( સ્ક્રોફુલા—Scrofula )

નીશાની—મોડું ફીકુ તથા આખુ શરીર ગળી ગએલું હોય છે. હોઠો જાડા અને તેઓ ઉપર ચીરા પડેલા હોય છે. આંખની પાંપણો લાંબી હોય છે, આંખો રાતી હોય છે, અને તેમાંથી પાણી ગળ્યા કરે છે. દાંતના પારાઓ પોચા હોય છે.

સબબ—જોઇએ તેટલો શક્તીવાળો ખોરાક નહી મળવાથી, ખરાબ હવાવાળી જગોમાં રહેવાથી, માબાપની નબળાઇથી, વગેરે કારણોથી એક જાતનું ઝેર શરીરના લોહીમાં ફરતું ફરેછે તેથી તે દીનપરદીન નબળુ થતું જાય છે.

ઉપાય—બાળકને દર રોજ કોકરવરણા પાણીથી નવરાવવું અને તેથી ટાઢ ન ચડે તો ધીમે ધીમે થંડા પાણીથી નવરાવવું ખોરાક થોડો પચતો અને શકતી આવે એવા આપવો. મુખ્યકરી ગોસ્ત, સેરવો, માંખણ બકરીનું દુધ વીગેરે આપવું. બની શકે તો બાળકને દરીઆ કીનારે સારી હવાવાળી જગોમાં રાખવું. અને દરીઆના પાણીથી તેને દરરોજ નવરાવવું, પણ તે પ્રમાણે બની નશકે તો સવાર સાંજ દરીઆ કીનારે ફેરવવા લઈ જવું. અને પાણીમાં મીઠું નાંખીને તેથી બાકળને નવડાવવું તેને થંડી હવા ન લાગવા દેવી. ફલાનલ લપેટી રાખવું. ઉપલી તતબીરથી ઘણો ફાયદો થાય છે. ઝાડો કબજ હોય તો નીચે જણાવેલી દવાઓ ભેળવીને તેના ચાર પડીકાં કરી એકેક પડીકુ દહાડામાં ચારવાર મધમાં ચટાડવું અને તે થોડા દહાડા સુધી જારી રાખવું.

| | | |
|---|---|---|
| કેલસાઇન્ડ મેગનેસીઆ | .. | ગરેન ૧૦ |
| પાઊડર આવ રૂબાર્બ | ... | ગરેન ૨૦ |
| હાઇદરા જીરીકમ કીરેટા | ... | ગરેન ૨ |

ઝાડો સાફ આવવા માંડે ત્યારે નીચે જણાવેલી દવાઓ મેળવીને ૧ થી ૨ ચમચી ભરી બચ્ચાંની ઉમર પરમાણે દાડામાં ચારવાર પાવી અને તે લાંબા વખત સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| કવીનાઇન સલફસ | ... | ગરેન ૧ થી ૨ |
| ટીંચરફેરી પરકલોરીડ | ... | મીનીમ ૫ થી ૧૦ |
| પાણી | ... | આંઉસ ૨ |

અથવા ૧ ચમચી કેમીકલફુડ પાણીમાં નાખી દસ વરસની અંદર૨ના બાળકને સ્વાર સાંજ પાવું **અથવા.**

| | | |
|---|---|---|
| આઓડાઇન | ... | ગરેન ૧ |
| પોટાસા આઓડાઇડ | ... | ગરેન ૧૫ |
| સીરપફેરી આઇયોડાઇડ | ... | દરાંમ ૧ |
| પાણી | ... | આંઉસ ૮ |

ઉપલી દવાઓને મેળવી ૨ ચમચી ભરી સાત વરસની ઉમરના બાળકને દાડામાં ત્રણવાર સાકરના શીરામાં તથા પાણીમાં મેળવી પાવું. એ દવાથી ઉછાળો અથવા ઉલટી ન થાય તો ધીમે ધીમે દવાનો વજન વધારતા જવું અને છેલે એકથી બે ચમચા સુધી વધારવું. આ દવા એકથી બે મહીના સુધી જારી રાખવી. તે પછી તે બંધ કરી એક અથવા બે દાડા ઘણો હલકો જુલાબ આપવો. અને વચે થોડા દાડાનો આંતરો નાખી પાછી તેજ દવા સરૂ કરવી. આ પરમાણે બાળક સારી પેઠે તંદુરસ્તીમાં આવે ત્યાં સુધી પાયા કરવું **અથવા.**

| | | |
|---|---|---|
| ટીંચરકારડા મોમકો | ... | દરાંમ ૯ |
| પોટાસા કલોરેસ | ... | દરાંમ ૨ |
| સીરપ આવ ઓરેન્જ | ... | આંઉસ ૦॥ |
| ટીંચરફેરી પરકલોરીડ | ... | દરામ ૨ |
| ઇનફયુઝન આવ સીનકોનાબાર્ક | ... | આંઉસ ૧૦ |

એ સઘળાંને મેળવી એકથી બે ચમચા ભરી દાડામાં ચારવાર પાવું. **અથવા.**

| | | |
|---|---|---|
| ગમ ગુએકમ રેઝીન | ... | આંઊસ ०॥ |
| રીડ્યુસ્ડ આર્યન | ... | દરામ ०॥ |
| સાકર | ... | આંઉસ ०॥ |

એ સઘળાને મેળવી તેમાંથી એક ચપટી જેટલુ બચ્ચાંની ઉમર પ્રમાણે દાડામાં બે વાર ફકાડવું. અને તે ઘણો લાંબો વખત સુધી ચાલુ રાખવી, પણ જો તેથી તાવની પેઠે જણાય તો તે બંધ કરવી. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ત્રણ ભાગ કરી એકેકો ભાગ ખાણું ખાધા પછી એકથી બે કલાક વીતા કેડે દાડામાં ત્રણવાર પાવો.

| | | |
|---|---|---|
| મગરનુ તેલ | ... | ચમચો ૧ |
| સીરપફેરી આયોડાઇડ આયર્ન | ... | મીનીમ ૨૦ |
| પોટાસા આઇઓડાઈડ | ... | ગરેન ૩ થી ૬ |
| નારંગીની છાલનો ઉકાળો | ... | ચમચા ૩ |

ઉપલી મગરના તેલની દવાથી બાળકને ઉછાળો ઉલટી અથવા ઝાડો વરતાય તો તે તુરત બંધ કરવી.

ઉપલી અંગ્રેજી દવાઓ નમળે તો ગળો એક દરામ ગોખરૂ એક દરામ આંમળાં એક દરામ એ ત્રણેને બારીક વાટી થોડી સાકર તથા ઘીમાં મેળવી સ્વારમાં ચટાડવું. એજ પરમાણે બીજુ તઇઆર કરી સાંજે ચટાડવું. એમ થોડા દાડા જારી રાખવું.

## ગળામાં અથવા ખોરાક ઉતરવાની નળીનાં કાંઈ પણ ખોરાક કાંટો લખોટી કોડી વીગેરેનું ખુચી જવું.

**નીસાંની**—બાળકને રમતાં કોડી, લખોટી અથવા એવી ચીજ મોઢામાં રાખવાથી ખોરાક ઉતારવાની નળીમાં બેસી જાયછે અથવા મોટા માણસને કોઇ કારણથી એવી ચીજ તે નળીમાં બેસી જાયછે.

**ઉપાય**—બરડાની પીઠ ઉપર જોરથી ઢીકો મારવો. અને તે વેળા રોટલીનો કટકો ચવરાવી પાણીનો એક મોટો ઘુંટડો ઉતરાવવો અથવા ગળામાં જ્યાં સુધી આંગળુ જઈ શકે ત્યાં સુધી દાખલ કરવું. ઉલટી કરા-

વવાથી વખતે તે વસ્તુ બાહાર નીકળી પડેછે. વાસ્તે, ૧ ચમચો દળેલી રાઈ અથવા ૨ ચમચા મીઠુ એ બેમાંથી ગમે તે એક ગરમ પાણીમાં નાખી પાઈ દેવું અથવા ઊંધે માથે તેવા બીમારને ઊંધો પકડી રાખવો અને તેને તે વખતે હીંચકાની માફક હલાવવો.

---

## દમ અથવા હાંફણ.

### (એસથમાં—Asthma).

**નીશાની**—આ રોગ થવાની આગમજ થોડા દીવસ અજીર્ણની બીમારી ચાલ્યા કરે અને વખતે કાંઈ પણ ચેતવણી આપા સીવાય એકાએક થઈ આવે છે, ઘણી વાર રાત્રે આ રોગ શરૂ થાય છે. અને આજારી ભર ઊંઘમાંથી જાગી ઉઠેછે. અને છાતીમાં એટલો તો ગભરાટ થાય કે હવા ખાવા ઓરડાની બાહાર મેદાનમાં જાય. જેમ દમ જોરથી ચાલે તેમ છાતી વધારે ઉચકાતી જાય, અને દમના જોરથી આજારી નીચુ માથુ રાખી બેસી રે. અને દમ જોરમાં ચડે તે વખતે આજારીથી જબાપ અથવા બોલી શકાય નહી.

**સબબ**—આ રોગ વારસા તરીકે ઉતરતો આવે છે. સાંકડી અને નબળી છાતીવાળાને અથવા પોચા મીજાજ વાળાને અથવા હીસટીરીઆ વાળી ઓરતને આ રોગ વધારે થાય છે. થંડી હવાની અસરથી, સળેખંમ થવાથી, ખરાબ જલદ વસ્તુની ભેભટ સ્વાસમાં જવાથી જ્યાં સુકુ ઘાસ કપાતુ હોય તેની આસપાસની હવા સ્વાસમાં જવાથી હાંફણ થાયછે. ખાટી અને તીખી, મરચાં અને અથાણાં જેવી વસ્તુઓ બહુ ખાવાથી, ઘણા ખરાબ તેલનું ખાંણું ખાવાથી હાંફણ થાય છે. કોઈ વખત એકાએક ધાસકો પડવાથી, નાસીપાસ થવાથી, ઘણો ઘુસે થવાથી વીગેરે કારણોથી આ બીમારી ઉઠે છે.

ઉપલા કારણોમાંનુ એક પણ કારણ બતાવાથી મગજમાંથી જે તંતુઓ ફેફસામાં જાય છે, તથા હોજરીમાં પથરાએલ છે તેઓ ઉપર ખરાબ અસર થઇને એકાએક હાંફણ થઈ આવે છે.

**ઉપાય**—જ્યારે હાંફણ જોરમાં થઈ આવે ત્યારે સર્વથી પેહેલી ઉલટી આવે એવી દવાઓ આપવી. જેવી કે એપીકાકયુના પાઊડર ૨૦ થી ૨૫ ગરેન સલફેટ આવ ઝીંક ૨૦ ગરેન એ બંનેને મેળવી ગરમ પાણીમાં પાવું. ઝાડો કબજ હોય તો સાબુના પાણીની પીચકારી ગુદામાં મારવી, એ કરવા પછી સ્વાસ લેવાની નળીઓમાં જે આંકડાં આવે છે તે નરમ પાડવા નરમ કરેલ કલોરોફોરમ, સલફ્યુરીક ઇથિર અને આલકોલ એ ત્રણેને મેળવી તે સંભાળથી સુંઘાડવું.

૫ થી ૧૦ ગરેન કાળા ધંતુરાનાં પાંદડાના ભુકાની બીડી અથવા ૫ ગરેન તમાકુની બીડી બનાવીને તે પાવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પાવી અને જો અગત્ય જણાય તો દર ત્રણ કલાકે તે બનાવી પાવી.

| | |
|---|---|
| પોટાસા આઇઓડાઇડ ... | ગરેન ૪ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક | દરાંમ ૦॥ |
| અથવા પોટાસા બાઇકારબોનાસ | ગરેન ૧૫ |
| સ્પીરીટ આવ નાઈટરીકઇથર ... | દરાંમ ૦॥ |
| ટીંચર આવ બેલાડોના ... | મીનીમ ૧૫ |
| પાણી ... ... ... | આંઉસ ૧ |

ઉપલી દવાથી આંખે બરાબર દેખાય નહી અને જીભ સુકાય તો, તેમાંથી ટીંચર આવ બેલાડોના નામની દવા કાઢી નાખવી. ગરમ પાણીનો બાફ સ્વાસમાં લેવો. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર બે કલાકે જ્યાંસુધી હાંફણ નરમ પડે ત્યાંસુધી પાવી.

| | |
|---|---|
| આમોનીઆ બીકારબોનાસ ... | ગરેન ૩૦ |
| વીનમ એપીકાકયુના .. ... | દરાંમ ૧ |

ઓકસીમેલ આવ સ્કુઈલ ... દરાંમ ૩
ડીકોકશંન આવ સેનેગારૅટ ... આંઉસ ૬

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાંઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું, અને જો તેથી જીભ સુકાય તથા તરસ લાગે તો અળસીની ચા અથવા જવનું પાણી બનાવી તે જરા જરા પાયા કરવું.

ટીંચર આવ સમબુલ... ... દરામ ૧ થી ૨
ટીંચર આવ બેલાડોના.. ... મીનીમ ૪૦
ટીંચર આવ સેનીગા.... ... દરામ ૨
પાણી ... ... આંઉસ ૬

હાંફણની સાથે ફેફસાંનો તથા તેની સ્વાસ લેવાની નળીઓનો વરમ થયો હોય તો ટરપેનટાઈન જરા ગરમ કરી છાતી ઉપર ચોપડવું. અને તે ઉપર અળસીની પોલટીસનો સેક કરવો. અથવા છાતી ઉપર એક હલકુ પલાસતર મારવું. અને સીડલીજ પાઉડર અથવા સુનામખીનો જુલાબ આપવો. ઝાડો સાફ આવ્યા પછી ૦। ગરેન એન્ટીમોની પોટાસા ટારટારસ દર ત્રણ કલાકે પાણી સાથે ફકાડવું.

નજળાવાળા બીમારને હાંફણ થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

પોટાસા આયોડાઈડ ... ગરેન ૧૨ થી ૨૦
પોટાસા બીકારબોનસ. ... દરામ ૧॥
વીનમ કોલચીસી ... ... દરામ ૧
અથવા ટીંચર ફેરી પરકલોરીડ ... દરામ ૧
ટીંચર આવ બેલાડોના ... દરામ ૧ થી ૧॥
પાણી ... ... ... આંઉસ ૬

અથવા ૦॥ ગરેન એકસ્ટ્રેક આવ કેનાબીસની એક ગોળી બનાવીને તેવી ગોળીઓ દર ત્રણ કલાકે ગળાવવી.

નાઈટ્રેટ આવ પોટાસ અથવા સલફેટ આવ સોડા એ બેમાંથી ગમે તે એક લઈ તેને પાણીમાં સારી પેઠે ઓગાળી જાડુ રાખી તેમાં બલો-

ટીંગ પેપર અથવા બ્રાઉનપેપર બોળી હવામાં સુકવી નાખવા, અને પછી તે ઊપર ફ્રાયરસ બાલસમ થોડું ચોપડીને રાખી મુકવા, અને જ્યારે હાંફણ થાય ત્યારે તેમાંના બે ત્રણ કાગળો સળગાવીને તેનો ધુવાડો બીમારના સ્વાસમાં આપવો. અથવા ધંતુરાના પાંદડાના ભુકાને સુરાખારના પાણીમાં એક દીવસ પલાળી રાખી તે પછી તેને ગોળી, તેને ગાળી તેમાં રાતા રંગના કાગળો અથવા બ્રાઉનપેપરો બોળી તડકે સુકવી જ્યારે હાંફણ થઈ આવે, ત્યારે તેમાંના એક બે કાગળો સળગાવી તેનો ધુમાડો પા કલાક બીમારે સ્વાસમાં લેવો. ૫ મીનીમ ફાઉલર્સ સોલ્યુશન પાણીમાં નાંખી પાવાથી ઘણો ફાયદો થાયછે.

અથવા નીચલી દવાઓને મેળવી તેમાંથી ૫ ગરેનની એકેકી ગોળી બનાવી એથી ચાર ગોળીઓ દર ત્રણ કલાકે પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| કસતુરી | .. ... | દરામ ૦ાા |
| સુંઠ | ... ... | દરામ ૧ |
| કાળાંતીખાં | ... ... | દરામ ૧ |

તરેહવાર જાતની દવાઓનો બાફ સ્વાસમાં લેવા વાસ્તે એક જાતનું કાચનું વાસણ આવેછે, જેને અંગ્રેજીમાં એકલેકટીક ઈનહેલર (Eclectic Inhaler) કરી કહેછે. તે મોટા દવાખાનાઓમાં હોય છે. તે મળી શકે તો તેમાં પાણી નાખી નીચે દીવા મુકી અને તે પાણી ગરમ કરવું. પાણી ગરમ થયા પછી તેને મથાળે જે વાદળાનો કટકો હોયછે, તે ઉપર ૨૦ ટીપાં સકસકોનાઈનાં નાખવા, અને પછી ગરમ પાણીમાંથી જે બાફ નીકળે તે સ્વાસમાં લેવો. એથી ગમે તેવી હાંફણ હશે તે એકદમ મટી જશે. અથવા નીચે જણાવેલી દવામાંથી ૨૦ મીનીમ ઉપર જણાવેલા વાસણમાં નાખી તેનો બાફ સ્વાસમાં લેવો.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેક્ટ આવહેમલોક... | ... | દરામ ૧ |
| સોલ્યુશન આવ પોટાસ | ... | દરામ ૧ |
| પાણી ... ... | ... | દરામ ૧૦ |

હાંફણ ફરીથી ન થાય એટલા વાસ્તે નીચે જણાવા પ્રમાણે સોમ· લની મેળવણીની દવા થોડા મહીના સુધી ચાલુ ઉપલા વાસણથી સ્વાસ માં બાફ લીધી હોય, તો એ બીમારી ફરી કદી થતી નથી. જેવી કે $\frac{1}{6}$ ગરેન આરસેનીએટ આવ સોડા અથવા $\frac{1}{6}$ ગરેન આરસેનીએટ આવ પોટાસ અથવા ૦ાા દરામ ફાઊલર્સ સોલ્યુસન અથવા ૦ થી ૦ાા ગરેન આરસેનીએટ આવ આમોનીયા. આ ચારમાંથી ગમેતે એક દવા તેના જણાવેલા વજન પરમાણે પેહેલા બે મહીના સુધી દાહાડામાં બે વાર, ત્રીજે મહીને દાહાડામાં એકવાર, ચોથે મહીને અઠવાડીયામાં ત્રણ વાર, બાફ સ્વાસમાં લેવી, અને પછી તે બંધ કરવી. અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ઈથર સલફ્યુરીક | .. | મીનીમ ૪૫ |
| કલોરોફોરમ ... | ... | મીનીમ ૧૫ |
| ટીંચર આવ ઓપીયમ .. | | મીનીમ ૩૦ |
| કેમફર વોટર... | ... | આંઉસ ૪ાા |

પરમો અથવા ચાંદીના આજાર વાળા દરદીને આ રોગ થયો હોય તો, નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઈઓડાઈડ | ... | ગરેન ૨૦ |
| કંમપાઉન્ડ ટીંચર આવ સીનકોના... | | દરાંમ ૨ |
| ટીંચર આવ બેલાડોના | .. | દરાંમ ૧ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક .. | | દરાંમ ૨ |
| આકવામેનથા પીપરેટા | ... | આંઉસ ૬ |

**અથવા**—જેઠીમધનો શીરો તથા અકલકરો એ બંનેને સરખે ભાગે લઈ વાટી તે મધમાં મેળવી તેની વટાણા જેવડી ગોળીઓ બનાવી બબે ગોળીઓ દાડામાં ત્રણ વાર ગળાવવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૦ાા થી ૧ દરાંમ જેટલું દાડામાં ત્રણ વાર મધમાં ચટાડવું.

| | | |
|---|---|---|
| કાકડા સીંગ | ... | દરાંમ ૧ |
| કાઅફળની છાલ | ... | દરાંમ ૧ |
| કાળી દરાખ | ... | દરાંમ ૧ |

**અથવા**—ભોંયરીંગણીનાં મુળીઆં ૪ દરાંમ તથા પાણી આંઉસ ૬ એ બંનેને ઉકાળી આસરે ૩ આંઉસ જેટલું રહે ત્યારે થંડુ પાડી ગાળી લઈ તેમાંથી ૧ આંઉસ જેટલુ દાડામાં ત્રણ વાર મધમાં પાવું.

**અથવા**—

| | | |
|---|---|---|
| લવીંગનો ભુકો | ... | દરાંમ ા। |
| અફીણ | ... ... | ગરેન ૨૦ |
| તજનો ભુકો ... | ... | દરાંમ ા। |
| કપુરનો ભુકો ... | ... | દરાંમ ૧ |
| ગુંદરનો ભુકો ... | ... | ગરેન ૨૦ |

એ સઘળાંને મેળવી તેની ચાળીસ ગોળીઓ બનાવી એકથી બે ગોળીઓ દાડામાં ત્રણથી ચાર વાર દર ત્રણ કલાકે પાણી સાથે ગળાવવી.

બીમારનાં લુગડાં છાતી આગળથી ખુબ ઢીલાં રાખવાં, તેને તાજી હવા આવે એવા મકાંનમાં રાખવો. અજીર્ણ થાય એવો ખોરાક અથવા ભારે ખાણું આપવું નહી,ઝાડો કબજ રાખવો નહી,દરરોજ ગરમ પાણીથી નવરાવવો, અને ગરમ લુગડાં પેરાવવાં. ઉપલી અંગ્રેજી દવાઓ ન મળે તો નીચે પરમાણે દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| ભારંગનું મુળ | ... | દરાંમ ૧ |
| સુંઠ | ... .. | દરાંમ ૧ |

ઉપલી બંને ચીજોની ભુકી કરી આદુના રસમાં મેળવી સવાર અને સાંજ મળી અડધી અડધી ખવરાવવી. **અથવા**—

| | | |
|---|---|---|
| અડદ | ... | દરાંમ ા। |
| હળદર | ... | દરાંમ ા। |

એ બંને ચીજો ખાંડી તેને હોકાની ચલમમાં ભરી દેવતા ચડાવી તે હોકો પાવો, અથવા તે ધુંવાડો મોઢામાં લેવો.

**અથવા**—આદાનો રસ મધ સાથે ચટાડવો.

**અથવા**—સાકર કોળાની જડ, ભારીંગનું મુળ, ભારીંગણીનુ મુળ, બીંડીપીપર, મોથ એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી રૂ. ૦। ભારને આસરે મધની સાથે દાડામાં બે વખત ચટાડવું.

**અથવા**—નાગરમોથ, સુંઠ, હરડે, એટલા ઓસડોને બારીક ખાંડી તેથી બમણો ગોળ અંદર મેળવી બોરાના ઠળીઆ જેવડી ગોળીઓ કરી તેમાંથી એકેક દરરોજ મોઢામાં રખાવવી, જેથી જલદી ફાયદો થશે.

**અથવા**—અરડુસો, હળદર, ગળો, ભારંગ મુળ, પીપર, સુંઠ, રીંગણી મુળ, એટલી દવાઓ સરખે ભાગે લેઈ તેમાં અડધો શેર પાણી નાખી ઉકાળી તેમાં તીખાં વાલ ત્રણ નાખી પાઈ દેવું. જેથી દમ બેશી જશે.



# સરકમ અથવા સળેખમ.

( કોલ્ડ ઓર કેટાર — Cold or Catarrh ).

**નીશાની**—પેહેલાં નાક સુકુ લાગે, છીંક ઘણી આવે, માથુ થોડુ થોડુ દુખે, નાક બંધ થાય, પછી નાક ધીમે ધીમે ગળવા માંડે, ગળામાં ખખરાટ થાય, અવાજ ખોખરો થાય, અને તેમાંથી ઉધરસ થાય. જ્યારે સારૂ થવા માંડે છે, ત્યારે પાતળી લીંટ નાકમાંથી નીકળવાને બદલે જાડી નીકળે છે.

**સબબ**—ઘણી થંડી હવા ખાવાથી, હવામાં ફેરફાર થવાથી, રૂતુ બદલાવાથી, પાંણીના ફેરફારથી, આ રોગ થાય છે. નાકની અંદર વરમ અથવા સોજો થાય છે.

**ઉપાય**—જેને થંડી લાગવાથી ઘડી ઘડીમાં સળેખંમ થતો હોય તો તેણે તપખીર સુંઘવાની ટેવ રાખવી. સળેખંમ જોરમાં થયો હોય, આંખો રાતી થઇને તેમાંથી પાણી ગળતુ હોય, નાકમાંથી લીંટ ગળે, છીંકો આવે,

સરકમ અથવા સળેખમ.

તો નીચે જણાવેલી દવાઓ મેળવી તે તપખીરની પેઠે સુંઘાડવી.

| | | |
|---|---|---|
| કપુરનો ઝીણો ભુકો... | } | એ સરખે ભાગે. |
| એસીડ ટેનીક .. | | |
| સેલીસીક એસીડ ... | | |

અથવા—

| | | |
|---|---|---|
| બીસમથી સબ નાઈટરસ | ... | દરામ ૨ |
| ગુંદર ... | ... | દરામ ૨ |
| હૈડરોકલોરેટ આવ મોરફીયા... | | ગરેન ૨ |

એ સઘળાંને મેળવીં ચોવીસ કલાક સુધીમાં તે માંહેલી અરધી દવા સુંઘાડવી, અને બાકીની થોડા કલાકને આંતરે સુંઘાડવી.

જે માણસને સળેખમ થયો હોય તેણે ચોવીસકલાક સુધીમાં પાણી અથવા પાણી જેવી કંઈ પણ વસ્તુ પીવામાં ન લેતો, સળેખમ એકદમ મટી જાય.

સળેખમ થવાનાં ચોન્હ જણાય કે તુરત રાત્રે સુતી વખા કાંજી અથવા જવનું ઉકાળેલું પાણી પાવું, અને ૧૦ ગરેન ડોવરસ પાઉડરનું એક પડીકું પાણી સાથે ફકાડવું. ગરમ પાણીમાં રાઈ નાંખી તેમાં પગો બોળવા અને ગળા ઉપર ગરમ ગળપટો અથવા ફલાનલ વીંટાળવું.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તે ફકાડવી.

| | | |
|---|---|---|
| જેમસીસ પાઉડર | ... | ગરેન ૨ થી ૪ |
| ડોવરસ પાઉડર | ... | ગરેન ૧૫ |

અથવા—નીચે જણાવેવી દવાઓ મેળવી તે પાવી.

| | | |
|---|---|---|
| સ્પીરીટ આવ નાઈટરીક ઈથર | ... | દરામ ૧ |
| ટીંચર કેમફરકો ... | ... | દરામ ૧ |
| ઓકસીમેલ આવ સ્કુઈલ. | ... | દરામ ાા |
| વીનમ એન્ટીમોની ... | ... | દરામ ાા |
| કેમફર વાટર ... | . | આંઉસ ૧ |

અથવા ૧ આંઉસ ઇથિર સલફ્યુરીકને બાટલીમાં નાખી તેને મ-જબુત બુચ દેઈ પછી તે ઉઘાડી ૨ થી ૩ દરામ જેટલું બંને નસકોરાએ મળી સુંઘાડવું. એ પરમાણે દાહાડામાં બેથી ચાર વાર સુંઘવાથી બે દાહાડામાં સળેખમ તદન મટી જશે. અથવા પોટાસા કલોરસનો કટકો મોહામાં રખાવી ચુસાડવો, તેથી પણ ફાયદો થશે.

**શખત જાતનો સળેખમ થયો હોય તેના નીશાની તથા સબબ.**

હવામાં એકાએક ફેરફાર થવાથી, અથવા ચોમાસાની રતુ શરૂ થવા અગાઉ, પુરવ દીશા તરફનો પવન છાતીને લાગવાથી, એકાએક સરદી લાગીને સખત સળેખમ થઈ આવેછે. તે વખતે નાક પુશકળ ગળેછે, છીંકો આવેછે, માથુ દુખેછે, ટાઢવાઈ તાવ આવેછે, ખાંસી થાવછે, ભુખ લાગતી નથી, અને ઘણી નબળાઈ થાયછે. આ બીમારી એકથી બીજાને ઉડેછે.

**ઉપાય**—ગરમ હવાવાળા ઓરડામાં બીમારને રાખવા, છાતી ઉ-પર રાઈની પટી મુકવી, ઈંટ ગરમ કરીને અથવા બાટલીમાં ગરમ પાણી ભરી તેનો પગો ઉપર સેક કરવો. રૂબાર્બ, એરંડીયું અથવા મેગ-નેસીયા સલફસનો જુલાબ આપવો. ઝાડો સાફ આવ્યા પછી નીચે જણાવેલી દવામાંથી એક લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટારટર એમેટીક | ... | ગરેન ૧ |
| પોટાસા નાઇટરસ | ... | દરામ ૧ |
| પાણી ... | ... | આંઉસ ૬ |

એમાં તાવ આવેછે તે નરમ પડવા પછી શકતી આવવા સારૂ આમોનીયા બીકારબોનસ ગરેન ૫ તથા ૧॥ આંઉસ ઈનફ્યુઝન આવ કાલમબા એ બંને મેળવી દર ત્રણ કલાકે પાવું. ખોરાકમાં કાંજી દુધ જેવો હલકો ખોરાક આપવો.

છાતી ઉપર ગરમ સેક કરવો તથા ગરમ પાણીમાં ૨૦ ગરેન હેનબેન

નાખી તેનો બાફ શ્વાસમાં આપવો. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ ટોલુ | ... ... | દરામ ૪ |
| સ્પીરીટ આવ નાઈટરીક ઈથર... | | દરામ ૬ |
| વીનમ એપીકાકયુના | ... ... | દરામ ૨ |
| લાઈકર આમોનીયા એસીટેટીસ. | | આંઉસ ૨ |
| કેમફર વોટર | ... ... | આંઉસ ૪ |

દાડમની છાલ દાહાડામાં ત્રણથી ચાર વાર ચવરાવવી, જેથી સળેખમની સાથે ઠાંસો થએલ હોય તે મટી જાયછે.

ઉપલી અંગરેજી દવાઓ ન મળે તો નીચેની દવાઓ વાપરવી.

તીખાંનો ભુકો એક દરામ લેઇ તવો ચુલા ઉપર મુકી તેમાં તે તીખાંનો ભુકો નાખી તેનો ધુમાડો નાકમાં લેવો. અથવા લવીંગ દરામ ાા લેઈ તેને બારીક વાટી તે મધમાં મેળવી તેના બે ભાગ કરી એક સવારે તથા એક સાંજે ચટાડવો. અથવા તજને વાટી તેનો લેપ નાક ઉપર તથા કપાળ ઉપર કરવો.

**અથવા**—સુંઠ દેવતા ઉપર સેકીને તેને બારીક વાટી લુગડે ચાળી તપખીરની માફક સુંઘાડવી.

**અથવા**—લીંડીપીપર, ગંઠોડા, ચવક, ચીતરાછાલ, સુંઠ એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી રૂ૨ાા ભાર કોરા માટીના વાસણમાં પાણી શેર ૧ા માં નાખી ઉકાળી બાકી પાણી શેર ાા રહે ત્યારે ગાળી તેમાં ચાર વાલ જાયફળ નાખી પાઈ દેવું.



## ખાંસી.

(૬૬—Cough.)

**નીશાની**—સળેખમમાંથી અથવા બીજા કારણથી ખાંસી પેદ

થાય છે. ખાંસી બે જાતની છે. સુકી ખાંસી, અને બલગમી ખાંસી. આ સુકી ખાંસીમાં આજારીને ઘડી ઘડી ખાંસવું પડેછે, પણ છાતી ઉપરથી કંઈ પડતુ નથી. તેમાં આખો દહાડો થોડો ઘણો તાવ રહ્યા કરે છે. બેત્રણ દીવસ સુકી ખાંસી રહેવા પછી છાતી ઉપરથી ચીકણો સફેત ફીણવાળો બલગમ પડેછે. જેમ આ રોગનુ જોર વધતું જાય, તેમ બલગમ ચીકણો થતો જાય છે, તરસ લાગેછે, માથામાં દુખાવો થાય છે, જ્યારે આ રોગ સારો થવા આવેછે ત્યારે ચીકણો ફીણવાળો બલગમ પડવાને બદલે સફેત અથવા પીળા બળખા પડવા માંડેછે.

**સબબ**—થંડી અથવા ભીનાશવાળી હવાની અસરથી, અથવા ભીના કપડાં પેહેરી રાખવાથી, વરસાદમાં પલળવાથી, અથવા હવામાં ઘડી ઘડી ગરમી થંડીનો ફેરફાર થવાથી, અથવા રૂતુના બદલાવાથી આ બીમારી ઉઠેછે. અથવા ખોરી ખાટી વસ્તુઓ ખાધાથી પણ તે બીમારી ઉઠેછે.

**ઉપાય**—આજારી જોરાવર હોય તો ૪ ગરેન કેલોમલ સાકરના સીરામાં ચટાડવું. અને ચાર કલાક પછી કંમપાઉન્ડ જાલપ પાઉડર દરામ ૧ પાણીમાં નાખી પાઈ દેવું. પણ આજારી નબળા બાંધાનો હોય તો તે દવા આપવી નહિ. પણ તેને બદલે એપસંમ સાલ્ટ દરામ ૪ અને સુનામખીની ચા આંઉસ બે એ બંનેને મેળવી પાઈ દેવું. ઝાડો સાફ હોય તો જુલાબ આપવાની જરૂર નથી.

રાત્રે ગરમ પાણીનો બાફ લેવો, અથવા ગરમ પાણીમાં પગો બોળી તેઓને લુછી કોરા કરી અને ૧૦ ગરેન સુરાખારને ગરમ પાણીમાં નાખી પાઈ દેવું, અને પછી ગરમ લુગડુ ઓઢાડી સુવાડી દેવું. સવારે ઉઠતી વેળા પરસેવો પડ્યો હોય તે લુછી લુગડાં બદલી નાખવાં.

શરીરમાં તાવ હોય, ખાંસી જોરમાં હોય, અને આજારી નબળો ન હોય તો, નીચે લખેલી દવાઓને મેળવી એક સીસીમાં ભરી રાખી તેમાંથી

૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી. એ દવા બે દિવસ ચાલશે.

| | | |
|---|---|---|
| પોટાસા નાઇટરેસ | ... | ગરેન ૪૫ |
| ટારટર એમેટીક | ... | ગરેન ૧ |
| એસીડ ટારટારીક | ... | ગરેન ૫ |
| પાણી | ... | આંઉસ ૮ |

અથવા ઉપલી દવાને બદલે નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| વીનમ એન્ટીમોની | ... | ટીપાં ૪૦ |
| સ્પીરીટ ઇથરનાઇટરસ | ... | દરામ ૧ |
| લાઇકર આમોનીયાએસીટેટીસ. | | આંઉસ ૧ |
| મ્યુશીલેજ આવ ગમઅકેસીયા, | | દરામ ૪ |
| કેમફર વોટર | ... | આંઉસ ૨ાા |

ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચેની દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે હલાવી હલાવીને પાવું.

| | | |
|---|---|---|
| આમન્ડમીક્ષચર | ... | આંઉસ ૨ાા |
| વીનમ એન્ટીમોની | ... | ટીપાં ૨૦ |
| વીનમ એપીકાકયુના | ... | ટીપાં ૪૫ |
| સીરપ | ... | દરામ ૪ |

ઉપલી દવા જોરાવર માસણને વાસ્તે છે, અને તે શરૂઆતમાં ફાયદો કરે છે.

| | | |
|---|---|---|
| **અથવા**—એસીટમ આવ સીલા... | ... | દરામ ૨ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૪ |
| ટીંચર આવ ડીજીટેલીસ | .. | દરામ ૧ |
| પાણી. ... ... | ... | આંઉસ ૪ |

એ સઘળાંને મેળવી તેમાં થોડી સાકર નાંખી તેમાંથી ૧ ચમચો ભરી દહાડામાં ત્રણ વાર પાવું **અથવા**—

| | | |
|---|---|---|
| સીરપ આવ પોપી | ... | આંઉસ ૧ |
| સીરપ આવ સ્કુઇલ. | ... | દરામ ૪ |

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ ટીંચર આવ કેમફર | | દરામ ૪ |
| ટીંચર આવ ટોલુ | ... | દરામ ૪ |
| પાણી... | ... .. | આંઊંસ ૨ાા |

એ સઘળાંને મેળવી તેમાંથી ૧ ચમચો ભરી દહાડામાં ત્રણ વારપાવું.

**અથવા—**

| | | |
|---|---|---|
| ટીંચર ઓપી... | ... | મીનીમ ૨૦ |
| સરકો | ... ... | આંઉસ ાા |
| મધ | ... ... | આંઉસ ાા |
| વીનમ એપીકાક્યુના | ... | મીનીમ ૨૦ |

એ સઘળાંને મેળવીને રાત્રે સુતી વેળા પાવું.

| | | |
|---|---|---|
| ડોવરસ પાઊડર | ... .. | દરામ ાા |
| કમપાઉન્ડ ટ્રેગેકેન્ઠ પાઊડર | .. | દરામ ૩ |
| સીરપ આવ ટોલુ | ... .. | આંઊંસ ૧ |
| મધ. | ... ... ... | આંઊંસ ૧ |
| એકસ્ટ્રાક આવ હોપ્સ . | ... | આઊંસ ાા થી ૧ |

એ સઘળાંને મેળવી ૧ ચમચો ભરી દાહાડામાં ત્રણ વાર પાવું. આ ઉપાય ખાંશી નરમ પાડવા ઘણો સારો છે. **અથવા—**

| | | |
|---|---|---|
| કમપાઊંન્ડ સ્કુઇલ પીલ | ... ... | ગરેન ૪૦ |
| કમપાઉન્ડ એકસ્ટ્રેક આવ કોલોસીંથ | ... | ગરેન ૨૦ |
| પલવીસ એપીકાક્યુના | ... ... | ગરેન ૧૦ થી ૨૦ |
| એકસ્ટ્રેક આવ હેનબેન | ... ... | ગરેન ૨૦ |

એ સઘળાંને મેળવી તેની ૨૦ ગોળીઓ કરી બબે ગોળી દાહાડામાં ત્રણવાર ગળાવવી. અથવા ઘણી ધુંચવાળી ખાંસી આવતી હોય તો, નીચે જણાવેલી દવાઓ મેળવી તેની બાર ગોળીઓ કરી બબે ગોળી રાત્રે ગળાવવી.

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ ગાલબેનમપીલ .. | ... | દરામ ાા |
| કમપાઉન્ડ સ્કુઇલ પીલ .. | ... | દરામ ાા |

અથવા—

| | |
|---|---|
| મીઠી બદામનું તેલ ... | ... આંઉસ ૧ |
| સીરપ આવ લેમન. ... | ... આંઉસ ૧ |
| પલવીસ એપીકાકયુના. ... | ... દરામ ૧ |
| કમપાન્ડ ટ્રેગેકેન્ડ પાઉડર... | ... દરામ ૧ |
| એકસ્ટ્રેકટ આવ હોપ્સ | ... દરામ ૪ |

એ સઘળાંને મેળવી તેમાંથી ૧ ચમચો ભરી દર બે કલાકે પાવું. જે વેળા અફીણ ન અપાય તે વેળા ખાંસીને વાસ્તે આ દવા સારી છે. ૨ દરામ ઇથર સલફ્યુરીક રૂમાલ ઉપર છાંટી સુંઘા કરવું. લાંબા દહાડાની ખાંસી હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કે દહાડામાં ચાર વાર પાવી.

| | |
|---|---|
| ટીંચર આવ સેનીગા... | ...દરામ ૨ |
| સીરપ આવ ટોલુ ... | ...દરામ ૪ |
| લાઇકર મોરફીઆ મ્યુરસ | ...દરામ ૨ |
| અથવા—ટીંચર આવ લોબીલીઆ | ...દરામ ૧ |
| બાલસમ આવકોપેઇબા | ...દરામ ૨ |
| ગુંદરનો ભુકો... ... | ...દરામ ૨ |
| પાણી ... ... | ...આંઉસ ૬ |

અથવા—

| | |
|---|---|
| એકસ્ટ્રેકટ આવ લીકરીસ ... | આઉંસ ૦॥ |
| ગુંદર ... ... ... | આંઉસ ૦॥ |
| ટીંચર કેમફરેકો ... ... | આંઉસ ૨ |
| સ્પીરીટ ઇથર નાઇટરેસ ... | આંઉસ ૦॥ |
| પાણી. ... .. .. | આંઉસ ૧૨ |

એ સઘળાંને મેળવી મોટી ઉમરના બીમારને ૦॥ આંઉસ જેટલું તથા બાળકને ૧ દરામ જેટલું દર ત્રણ કલાકે પાવું.

ખાંસી ઘણા લાંબા દાહાડાની હોય તો નીચે જણાવેલી દવાઓને

૧૯૪

મેળવીને તેને સારી પેઠે ઉકાળી તેનો ઘાડો સીરા જેવો થાય કે ઠંડુ પાડી બાટલીમાં ભરી તેમાંથી ૦ાા આંઉસ જેટલું દાહાડામાં ત્રણવાર પાણીમાં મેળવીને પાવું.

| | | |
|---|---|---|
| સુકો જંગલી કાંદો | ... | દરામ ૧ |
| સુકાં અંજીરનો ભુકો | ... | આંઉસ ૬ |
| અનીસુનનો ભુકો | ... | આંઉસ ૦ાા |
| કાળી ધરાખ | ... | આંઉસ ૨ |
| મીઠી બદામનો ભુકો | ... | આંઉસ ૧ |
| સુંઠનો ભુકો | ... | ગ્રેમ ૨ |
| મધ | ... | રતલ ૨ |
| પાંણી | ... | આંઉસ ૪૦ |

અથવા—

| | | |
|---|---|---|
| નવસાગર | ... | દરામ ૨ |
| જેઠીમધના મુળીઆંનો ભુકો. | | આંઉસ ૦ાા |
| ખળખળતું પાણી. | | આંઉસ ૮ |

પરથમ જેઠીમધને ખળખળતા પાણીમાં નાંખીને ઢાંકી રાખવું, અને થંડુ પડે કે ગાળી કાઢી તેમાં નવસાગર નાંખવો. આ મેળવણીમાંથી ૧ થી ૨ આંઉસ જેટલું દાડામાં ત્રણવાર પાવું.

ઉપલી દવાઓ ન મળે તો નીચેની દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| લવાંગ | ... | દરામ ૧ |
| તીખાં | ... | દરામ ૧ |
| બેડાંની છાલ | ... | દરામ ૧ |
| એરસાર | ... | દરાંમ ૩ |

એ સઘળાંને ખાંડી ભુકી કરી બાવળની છાલ એક આંઉસ લેઈ તેમાં ચાર આંઉસ પાણી નાંખી તેને ઉકાળી ઉપલી દવાઓના ભુકામાં ગોળીઓ વળાય તેટલું પાંણી નાખતા જઈ તેને ખુબ વાટી તેની ચણાના જેવડી ગોળીઓ વાળી તે દહાડામાં ત્રણ વખત મોંઢામાં રાખવાથી જલદી આરામ થશે.

| | | |
|---|---|---|
| **અથવા**—લવીંગ | ... | ગરેન ૧૦ |
| લીંડીપીંપર | ... | ગરેન ૧૦ |
| જાઅફળ | ... | ગરેન ૧૦ |
| તીખાં | .. | ગરેન ૨૦ |
| સુંઠ | ... | આંઊંસ ૧ાા |
| સાકર | ... | આંઉસ ૧ા |

એ સઘળાંને બારીક ખાંડી તેમાંથી દરરોજ ગરેન પાંચ પાણી સાથે ફકાડવાથી તતકાળ ફાયદો થશે.

**અથવા** આકડાનાં ફુલની વચલી ફુલી તથા તીખાં બરાબર લેઈ વાટી ચણોઠી જેવડી ગોળીઓ બનાવી તેમાંથી ગોળી એક દરરોજ આપવી. અથવા આકડાના ફુલની વચલી ફુલી તથા લવીંગ એ બરાબર લેઈ તેને વાટી રતી ૧ પરમાણની ગોળીઓ બનાવી એકેક દરરોજ આપવી.

**અથવા** લવીંગ, તીખાં, બેહેડાં, એટલાં ઓસડો સરખે ભાગે લેઈ બારીક ખાંડી તેને એરસાર અને બાવળની છાલના ઉકાળાના સાતપુટ આપી સુકવવી પછી છેલો એક પુટ આપી વટાણા જેવડી ગોળીઓ બનાવી એકેક ગોળી દરરોજ મોઢામાં રાખી તેનો રસ ગળી જવાથી ખાંસી એકદમ સારી થશે.

---

# બલગમી ખાંસી.

**(બ્રોન કાઇટીસ—Bronchitis.)**

**નીશાની**—કોઈ વેળા સુખી ખાંસીમાંથી આ રોગ થાય છે. સુકી ખાંસીનો તાવ નરમ પડે અને ખાંસી ઘણા દીવસ થયા કરે તેમાંથી પાકો બલગમ ઘણો પડે, આજારી લેવાતો જાય, ભુખ ઓછી લાગે, રાતે ઊંઘ આવે નહી, વખતે હાંફણ થાય, સાંજે થોડો તાવ આવીને પરસેવા પુષ્કળ પડે, વખતે સુકી ખાંસી થયા વિના રોગ એકાએક થાય છે.

તાવ વીના ઉધરસ ઘણા દીવસ આવ્યા કરે અને તેની સાથે શરૂઆતથી સફેત અથવા પીળા બળખા પડા કરે, આ રોગ ઘણા દીવસ રવાથી નબળાઈ વધતી જાય, બલગમ ઘણો પડે, અને કોઈ વખત પરુ જેવા ગંધાતો બલગમ પડે-

**સબબ**—આ બીમારી પેદા થવાનાં કારણો સુકી ખાંસીને મળતાં આવે છે, વાસતે તેમાં વાંચી વાકેફ થવું-

**ઉપાય**—આ રોગમાં ફેફસાની હવા જવાની નળીઓમાં બહુ નબળાઈ થાય છે, અને શરીર પણ નબળું હોય છે. વાસ્તે હેઠળ લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| વીનમ એપીકાકયુના | ... ... | મીનીમ ૪૫ |
| એલીકસર પારેગોરીક | ... ... | મીનીમ ૩૦ |
| આમોનીઆકમમીક્ષ્ચર. | ... ... | આઊંસ ૩ |

એ દવા થોડા દહાડા જારી રાખવાથી ફાયદો ન થાય તો ટીંચર બેનજોઇક કમપાઉન્ડ ૦ાા દરાંમ સવારે અને ૦ાા દરામ સાંજે થોડા ગુંદરના પાંણીમાં મેળવી પાયા કરવું. નહી તો હેઠળ લખેલી દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | |
|---|---|
| ઓકસીમેલ આવ સ્કુઇલ ... | દરામ ૧ાા |
| કમપાંઉન્ડ ટીંચર આવ બેન જોઇન. | દરામ ૧ાા |
| મીઉસીલેજ આવ ગમ અકેસીઆ. | દરામ ૫ |
| કેમફર વોટર... ... ... | આંઉસ ૨ |

છાતીના જે ભાગમાં ઝીણો સાદ આવતો હોય ત્યાં એક હલકુ પલાસતર મારવું. બાળક હોય તો ૩ ગરેન પલવીસ એપીકાક્યુના અને ૩ ગરેન ઝીંકશી સલફસનું એક પડીકું કરી ગરમ પાણીમાં પાવું. જ્યાં સુધી સારી પેઠે બલગમ પડે ત્યાં સુધી દર અડધે કલાકે પાયા કરવું. બીમાર મોટી ઉમરનો હોય તો. ૨૦ ગરેન પલવીસ એપીકાકયુના અને ૨૦ ગરેન ઝીંકસીસલફસ એ બંનેને ગરમ પાણીમાં મેળવી પાવું. એથી ઉલટી ન

થાય તો પા કલાક પછી એ પ્રમાણે ફરી પાવું. બીજે દીવસે પરસેવા પ-ડવા તથા થોડો થોડો બલગમ પડવા વાસ્તે. ૮ ગરેન કેલોમલ અને ૮ ગરેન જેમસીસ પાઉડર એ બંનેને મેળવીને તેનાં ચાર પડીકાં કરી એકેકુ પડીકું દર છ કલાકે પાણી સાથે ફકાડવું. અથવા નીચેની દવાઓ મેળવી તેમાં-થી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દહાડામાં ચાર વાર પાવું. બાળકને ૧ચમચો ભરી પાવું. અને જેઠીમધ આખો દીવસ ચુસાડયા કરવું.

| | |
|---|---|
| વીનમ એન્ટીમોની પોટાસા ટારટારસ... | દરામ ૨ |
| વીનમ એપીકાક્યુના. ... | ...દરામ ૧॥ |
| સ્પીરીટ નાઇટરીક ઇથર ... | ...દરામ ૨ |
| ઓકસીમેલ આવ સ્કુઇલ .. | . દરામ ૧ |
| પોટાસા કલોરસ. ... .. | ...દરામ ૧ |
| લાઇકર મોરફીઆ . ... | ...દરામ ૨ |
| ગુંદર ... ... ... | ...દરામ ૨ |
| પાણી ... ... ... | ...આંઉસ ૬ |

**અથવા**—નીચે લખેલી દવાઓ મેળવી તેની ચણા જેવડી ગોળી-ઓ કરી પાંચથી પંદર ગોળી સુધી આખા દહાડામાં મોઢામાં રાખી ચુસાડવી.

| | |
|---|---|
| જેઠી મધનો સીરો ... | તોલા ૨ |
| બાવળનો ધોળો ગુંદર ... | તોલા ૨ |
| ગુંદર. .. ... | તોલા ૨ |
| ઘઊંનો નીસાસ્તો ... | તોલો ૧ |
| કાંળાં તીખાં ... | તોલો ૦। |
| સાકર ... ... | તોલા ૨ |
| કેસર. . . ... | તોલો ૦। |

ઉપલા ઉપાયથી ઘણો ફાયદો થાય છે તેમજ નીચેની મેળવણોથી પણ બહુ ફાયદો થાય છે.

| | |
|---|---|
| પોટાસાઆઇ ઓડાઇડ ... | ગરેન ૨૦ |
| આમોનીઆ કારબોનસ ... | ગરેન ૨૦ |

| | | |
|---|---|---|
| ટીંચરે આવ બેલાડોના | ... | દરામ ૧ |
| વીનમ એપીકાકયુના. | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઊંસ ૬ |

ઘણે દરજ્જે ઉપલા ઉપાયોથી ખાંસી નરમ પડી જશે. એથી વધારે સારો ઉપાય એછે કે જે ખાંસી સરૂ થતાંજ કરવામાં આવે તો તે ઘણો અકસીર ઉપાયછે. તે એકે ૨ થી ૩ દરામ ઇથર સલફ્યુરીક રૂમાલ ઊપર છાંટીને તેનો સ્વાસ અથવા સરકો ઉકાળીને તેનો બાફ સ્વાસમાં લેવો, અને તેથી ફાયદો થાય તો થોડા કલાક પછી ઉ. પરમાણે કરવું. જેથી ખાંસી નરમ પડી જશે. સુકા ધંતુરાની બીડીને પીવાથી અથવા તેને બળતા પાણીમાં નાખી તેનો બાફ લેવાથી ફાયદો થાયછે. એક હલકો જુલાબ આપવો અને બીમારના ઓરડામાં તાર અથવા ડાંમર બાળી તેના ધુંવાનો સ્વાસ મોઢામાં આપવો.

આ બીમારીમાં કલેજુ બગડયું હોયતો ૦ાા ગરેન પોડોફીલીન અને ૩ ગરેન એકસ્ટ્રેકટ આવ હાઇઓસીઆમી. એ બંનેને મેળવી તેની એક ગોળી બનાવી તે થોડા દાહાડા સુધી આંતરે આંતરે ગળાવવી.

સેરવો દુધ કાંજી જેવો ખોરાક આપવો.

આ મરજમાં હવા ફેરફાર કરવાથી બહુ ફાયદો થાયછે અને જે દેશની હવા ગરમ હોયછે તે હવા આ રોગીને માફક આવેછે.

ઊપલી અંગરેજી દવાઓ ન મળે તો નીચે લખેલી દેશી દવાઓ વાંપરવી.

| | | |
|---|---|---|
| લવીંગ | ... | તોલો ૧ |
| જાયફળ | ... | તોલો ૧ |
| પીપર | ... | તોલો ૧ |
| બેડાનીછાલ | ... | તોલા ૩ |
| તીખાં | ... | તોલા ૨ |
| સુંઠ | ... | તોલા ૧૬ |

સાકર ... તોલા ૨૪

એ બધાંને ખુબ ખાંડી લુગડે ચાળી તેમાંથી અડધા તોલાને આશરે થોડા મધમાં દહાડામાં બે વખત ચટાડવું.

અથવા—ગરમાળાની સીંગ, ગંઠોડા, કડુ, મોથ, હરડેદળ એ સરવ બરાબર લેઈ આખા ભાંગુ ખાંડી માટીના કોરા વાસણમાં પાણી શેર રાા માં ઉપલી દવાઓમાંથી ૩ રાા ભાર નાખી ઉકાળી બાકી પાણી ૩ ૫ ભાર રહે ત્યારે ગાળી તેમાં જવખારે વાલ બે નાખી પાઈ દેવું.



# જુની બલગમી ખાંસી.

**(ક્રોનીક બ્રોનકાઈટીસ—Chronic Bronchitis)**

આ મરજમાં નબળાઈ ઘણી હોય છે વાસ્તે હુંશીયારી આવે એવી દવાઓ આપવી જેવી કે—

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ એસીટેટ આવ આમોનીઆ. | | આંઉસ ૨ |
| આમોનીયા કારબોનસ | ... | દરામ ૦ાા |
| સ્પીરીટઇથર નાઇટરસ | ... | દરામ ૨થી ૩ |
| પાણી ... | .. | આંઉસ ૪ |

એ સઘળાને મેળવી બે ચમચા ભરી દર ત્રણ કલાકે પાવું.

બલગમ ઘણો પડતો હોય તો ગરમ પાણીનો બાફ આપવો અથવા ખખળતા પાણીમાં એકથી બે ચમચા ટરપેનટાઇન અથવા ક્રીઓઝોટ નામીને બીમારના ઓરડામાં મુકવું. જેથી તેનો બાફ ફેલાઇને બીમારના શ્વાસમાં જશે તેથી ઘણો ફાયદો થશે. ટીંચર આવ મલીન ૦ાાથી ૧દરામ પાણીમાં નાખી પાવાથી ઘણે વખત ખાંસીનું જોર નરમ પડેછે.

ખાંસીના જોરથી ઊંઘ બીલકુલ આવતી ન હોય તો નીચે જણાવેલી દવાઓની ચાર ગોળીયો બનાવી એકેકી ગોળી સવાર સાંજ ગળાવવી.

એસીટેટ આવ મોરફીયા ... ગરેન ૧

| | | |
|---|---|---|
| એક્સ્ટ્રેક્ટ આવ સ્ટ્રેમુસ | ... | ગરેન ૧૨ |
| એક્સ્ટ્રેક્ટ આવ બેલાડોના | ... | ગરેન ૧ |

અથવા ખાંસી નરમ પાડવા નીચેની દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સીરપ આવ ટોલુ | ... | દરામ ૪ |
| ટીંચર આવ સેનીગા | ... | દરામ ૨ |
| ટીંચર આવ લોબીલીયા | ... | દરામ ૧ |
| એ...મેલ આવ સ્કુઇલ | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૬ |

ટાંકી અથવા ચાંદીના રોગથી આ મરજ થયો હોય તો ઉપલી દવામાં ૧૨ થી ૨૦ ગરેન પોટાસા આઇઓડાઇડ નાખી તે ઉપર જણાવા પ્રમાણે પાવું.

સંધિ વા અથવા નજળાથી આ બીમારી થઈ હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૧૨ |
| વીનમકોલચીસી | ... | મીનીમ ૪૦ |
| સીરપ આવ ટોલુ | ... | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૬ |

શરીરમાં નબળાઈ ઘણી હોય તો ૧ ચમચો મગરનું તેલ દુધમાં નાખી સવાર સાંજ પાવું. હવાનો ફેરફાર કરવો.

ઉપલી અંગરેજી દવાઓ ન મળે તો નીચે પ્રમાણે દેશી દવાઓ વાપરવી.

| | | |
|---|---|---|
| લીંડીપીપર | ... | દરામ ૧ |
| પદમક | ... | દરામ ૧ |
| લાખ | ... | દરામ ૧ |
| પાકેલાં ભોરીંગણીના ફળ. | | દરામ ૧ |

એ સઘળાંને ખુબ ખાંડી થોડા ઘી અને થોડા મધમાં મેળવી તેમાંથી અકેકી આંગળી દહાડામાં ત્રણ વખત ચટાડવી.

# કુકડીયા ખાંસી.

(કુપ—Croup)

આ રોગ ઘણું કરી દસ વરસની અંદરના બાળકને થાય છે. આ બીમારી પ્રથમ સળેખમના ચીનથી શરૂ થાય છે. અને એ પ્રમાણે ૧૦ થી ૧૫ દીવસો સુધી જારી રહેવા પછી ખાંસીની ઘુંચ આવવા માંડે અને તે ઉપરા ઉપર ખાંસી થઈ ઘુંચ આવે. જે વખતે બાળકનો ચેરો તથા આંખ લાલ થઈ જાયછે, અને ખાંસીની ઘુંચમાં હમણાં દમ નીકળી જશે એમ લાગે છે. ઘુંચ વખતે એક બે અને વખતે કેટલીક મીનીટો સુધી ઉપરા ઉપરી જારી રહેછે. અને પછી ઉલટી થઈને અથવા મોઢામાંથી ચીકણો બલગમ પડીને ખાંસીનું જોર નરમ પડેછે. ખાંસીનું જોર નરમ પડવા પછી બાળકને જાણે કંઈ રોગ નથી એમ લાગે. આ બીમારીમાં વખતે ઉપલીયું અથવા તાંણ થાયછે. આ બીમારી જીંદગીમાં એક વાર થાયછે, અને તે એક ઉપરથી બીજાને ચડેછે.

**સબબ**—સ્વાસ લેવાની નળીમાં વરમ થવાથી તેની અંદરનું પડ સુજી આવે છે. અને તેમાં એક જાતનું ચીકટ પડ બંધાયછે, આ બીમારી ઘણું કરીને થંડી લાગવાથી દાંતોના ફુટવાથી થાયછે. આવા રોગ વાળા બાળકથી બીજા બાળકને દુર રાખવાં કારણ કે તેને તે રોગ ઉડેછે.

**ઉપાય**—આ રોગ સાધારણ ખાંસીથી શરૂ થાય છે, વાસ્તે પ્રથમ સાધારણ ખાંસીમાં બતાવેલા ઉપાયો કરવા. તેથી આરામ ન થાય તો ખાંસીમાં ઘુંચ આવવા માંડે તો નીચે જણાવેલી દવામાંથી ૧ વરસના બાળકને ૧ થી ૨ નાની ચમચી દર ચાર કલાકે દહાડામાં ત્રણ અથવા ચાર વાર ભરીને પાવી.

| | | |
|---|---|---|
| વીનમ એપીકાક્યુના | ... | મીનીમ ૧૦ |
| વીનમ એન્ટી મોનીઅલ | ... | મીનીમ ૯ |

| | | |
|---|---|---|
| એલીકસર પારેગોરીક | ... | મીનીમ ૧૫ |
| સાકરનું સરબત | ... | દરામ ૨ |
| પાણી | .. | આંઉસ ૧ |

છાતી ભરેલી લાગે અને છાતીમાં બલગમ ઘણો હોવાથી કુકડાના જેવો અથવા ખરખર અવાજ થાય તો ૧ થી ૨ વરસના બાળકને ૧ ગરેન એપીકાકચુના પાઉડર લેઈ તેને જરા સાકરની ભુકીમાં મેળવી તેના સરખાં ત્રણ પડીકાં કરવાં. અને એકેકુ પડીકુ સાકરના સીરામાં મેળવી ચટાડવું, જેથી ઉલટી થશે. અને સારી પેઠે બલગમ પડશે. કદાપી એક પડીકુ આપવાથી ઓકારી અથવા ઉલટી થઈ બગલમ ન પડે તો ચાર કલાક પછી પાછું બીજુ પડીકુ ચટાડવું. અને બલગમ પડ્યા પછી ઉપલા મીક્ષ્ચરમાંથી તેમાં બતાવ્યા પરમાણે દવા પાવી. અને તેથી આરામ ન થાય તો હેઠળ લખેલી દવામાંથી ૧ થી ૨ ચમચી ભરી ૧ વરસના બાળકને દહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવી.

| | | |
|---|---|---|
| વીનમ એપીકાકચુના | ... | મીનીમ ૮ |
| ઓકસીમેલ આવ સ્કુઇલ | ... | મીનીમ ૨૦ |
| ટીંચર આવ વલેરીયન | ... | મીનીમ ૧૦ |
| સીરપ આવ પોપીસ | ... | મીનીમ ૧૫ |
| પાણી | ... | આંઉસ ૧॥ |

ઉપલી દવા આપવાથી ફાયદો ન થાય તો નીચે લખેલી દવા મેળવી તેમાંથી ૧ ચમચો ભરી દર બે કલાકે પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૪ |
| સ્પીરીટ આમોનીયા એરોમેટીક | ... | મીનીમ ૪૦ |
| ટીંચર આવ સેનેગા | ... | મીનીમ ૪૦ |
| પાણી | ... | આંઉસ ૨ |

ગળાની બાહાર નળી આગળ અને છાતી ઊપર થોડાં ટીંપાં જમાલ ગોટાનું તેલ સેલેડના તેલમાં ભેળી તે ચોપડવું. ગરમ પાણીમાં બીમા-

રને દસથી પંદર મીનીટ સુધી બેસાડેલા તેનાથી તે સે'વાય નહી તો બાહાર કાઢી લેવું, અને ખખળતા પાણીમાં વાદળી (સ્પંજ) બોળી ગળા ઉપર તેનો ગરમ ગરમ સેક કરવો. અને પછી ૫ મીનીમ વીનમ એન્ટીમોની તથા ૪ ટીંપાં ટીંચર હાઇઓસીઆમસ એ બંનેને મેળવી દર ત્રણ કલાકે પાણી સાથે પાવું. બીમારની જીભ ઉપર સફેત થરો થાય, અને ઝાડો કબજ હોય તો, રાત્રિ ૨ ગેરેન કેલોમલ ૧ થી ૨ ગેરેન પાઉડર આવ સ્કેમોની એ બંને મેળવી ફકાડવું. અને સવારમાં સુનામખી અથવા એપસંમસાલ્ટનો જુલાબ આપવો. અથવા નીચે લખેલી દવા પાવી.

| | | |
|---|---|---|
| માંઉ | ... | ગેરેન ૨૦ |
| એપસંમસાલ્ટ ... | | દરામ ૨ |
| ઇનિફ્યુઝનઆવ સેના | | દરામ ૧ થી ૨ |

ખાંસી જુની થાય અને નબળાઇ જણાય તો નીચે લખેલી દવામાં થી ૧ થી ૨ ચમચી ભરી દાડામાં ત્રણ અથવા ચારવાર પાવી.

| | | |
|---|---|---|
| બારકનો ઉકાળો | ... | આંઉંસ ૧ાા |
| એલીકસર પારેગોરીક | ... | મીનીમ ૧૫ |

ખાંસી સાથે હાંફણ થઈ આવે અને છાતી ઉચકાય તો છાતી ઉપર રાઈની પટી મારવી. અથવા તે ઉપર દરરોજ થોડું લીનીમેન્ટ કેમફરકો ચોપડવું, અને તે ઉપર ફલાનલનો સેક કરવો. રાતે ઊંઘ ન આવે તો ૧ થી ૨ વરસના બાળકને ૧ ગેરેન ડોવરસપાઉડર અને ૩ ગેરેન લીકરીસ પાઉડર એ બંનેને સારી પેઠે મેળવી તેનાં ચાર પડીકાં કરી અને એકેક પડીકુ રાત્રે સુતી વેળા ફકાડવું જેથી ઊંઘ આવશે.

કોઈ વખત આ રોગ મોટી ઉમરના માણસને થાય છે. એ વખતે પેહેલાં ૧૫ થી ૩૦ ગેરેન કેલોમલ એકદમ ફકાડવું. અને તેથી ઝાડો ન ઉતરે તો છ કલાક પછી પાછું એ પરમાણે બીજુ ફકાડવું. પછી ૦ાા દરામ પોટાસા કલોરસ અને ૧ દરામ એપસંમ સાલ્ટ એ બંનેને પાણીમાં મેળ

વી દર ત્રણ કલાકે પાવું. વરમને લીધે શ્વાસ લેવાની નળીમાં ઓકટપડ ન બંધાય એટલા વાસતે થોડુ ઓલીએટ આવ મરક્યુંરી અથવા ૩૦ થી ૪૦ ગરેન ઓઇન્ટમેન્ટ આવ મરક્યુરી ત્રણથી ચારવાર ચોવીસ કલાકમાં બગલમાં ચોપડવું. શકતી આવવા કુવત વાળો ખોરાક દુધ, કાંજી, સેરવા વીગેરે આપવું.

ઉપલી દવાઓ ન મળી આવે તો નેવળી રૂ. ૧ ભાર અજમો વાલ ૪ તેનો એક શેર પાણીમાં ઉકાળો કરી બાકી પાણી રૂ. ૪ ભાર રહે ત્યારે ઉતારી ગાળી તેમાંથી રૂ ૩ ભાર છોકરાની માને પાવું. ને રૂ ૧ ભાર છોકરાને પાવું.

**અથવા**—લીડીપીપર, કાકડાસિંગી,ચોતરા છાલ, મોથ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી વાલ ૪ મધ તથા પાણીમાં નાખી છોકરાને સાંજે તથા સવારે પાવું.



# ઉટાંટીઓ.

## (હુપીંગ કફ– Hooping Cough.)

**નીશાની**—આ રોગ એક જાતની ખરાબ ખાંસી છે. જેમાં એક અજબ તરેહનો સાદ થાયછે, અને ઘણું કરી સાથે ઉપરાઉપરી ખાંસી આવેછે, અને ઉલટી થાયછે. આ ખાંસી સાધારણ ખાંસીમાંથી શરૂ થાયછે, અને પછી સાદ બેસી જાયછે. સરૂઆતમાં આશરે ચૌદ દીવસ તાવ આવેછે, અને પછી ઉતરી જાયછે. આ રોગ ચેપી છે. એકથી બીજાને ઉડેછે.

**ઉપાય**—ખાંસીની સરૂઆતથી બીમારને ગરમ લુગડાં પેહેરાવી રાખવા. અને ઝાડો સાફ આવે એવી નીચે પરમાણે દવા આપવી.

માંઉ ... ... ગરેન ૨૦

ટીંચર આવ સેના ... દરામ ૨
ઈનિફંયુઝન આવ સેના... આંઉસ ૧ાા

એ સઘળાંને મેળવી મોટી ઉમરના બીમારને પાવું. અને બાળકને એકેથી બે દરામ જેટલું પાવું. ખાંસી જોરમાં હોય અને ઉલટી ન થતી હોય તો બીમારની ઉમર પરમાણે ૫ થી ૩૦ મીનીમ વીનમ એન્ટીમો-નીયલ પાણીમાં મેળીને દર ત્રણ કલાકે પાવું. અને નીચે જણાવેલી દવાઓ મેળવી બીમારની પીઠ તથા છાતી ઉપર ચોપડવી.

અંબર ... ... ... આંઉસ ાા
લવીંગનું તેલ... ... આંઉસ ાા
સેલેડનું તેલ ... ... આંઉસ ૧

અથવા ૩ આંઉસ લીનીમેન્ટ સેપોનીસ અને બે આંઉસ ટીંચર આવ બેલાડોના એ બંને મેળવીને બીમારના બરડાના કાંઠા ઉપર ચોપ-ડવું. ખાંસીનું જોર ઘણું વધે, ઉપરા ઉપરી ઘણી ધુંચ આવે, પણ ઉલટી થાય નહી તો, ૨ ગરેન ઝીંકસી સલફસનું એક પડીકુ કરીને ગરમ પાણીમાં મેળવી જ્યાંસુધી ઉલટી થાય ત્યાંસુધી બાળકને પાવું. બીમાર મોટી ઉમરનો હોય તો ઝીંકસી સલફસ ૧૦ ગરેન ગરમ પાણીમાં નાંખી જ્યાંસુધી ઉલટી થાય ત્યાંસુધી દાહાડામાં ત્રણથી ચારવાર પાવું. આ દવા ત્રણ ચાર દીવસ આપ્યાથી ચીકણો બલગમ સારી પેઠે પડે કે તે બંધ ક-રવું. અને પછી હાલની રીતથી સરવથી સીધ થએલા ઉપાઓ નીચે પરમાણે કરવા. ૧ થી ૫ ગરેન હેડરેટ કલોરલ અથવા ૧ થી ૨ ગરેન ક્રોટન કલોરલને સાકરના પાણીમાં મેળવી દર ત્રણ કલાકે દાહાડામાં ચારથી પાંચવાર એકથી ત્રણ વરસના બાળકને પાવું. અથવા ૧૨ ગરેન કવીનાઈન સલફસ અથવા હેડરોકલોરેટ આવ કવીનાઈનનાં ચાર પડીકાં કરી એક પડીકુ દાહાડામાં ચાર વાર એક અઠવાડીયું સુધી બાળકને પાવું. મોટી ઉમરના બીમારને ૮ ગરેનનું એકેકુ પડીકુ કરી દાહાડામાં

ચાર વાર પાણી સાથે ફુકાડવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે મોટી ઉમરના બીમારને પાવું. બાળકને ૧ થી ૪ ચમચા સુધી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઈડ | ... | ... દરામ ૧ |
| હેડરેટ કલોરલ | ... | ... ગરેન ૪૦ |
| સીરપ આવ સ્કુઈલ | ... | ... દરામ ૧ |
| ટીંચર આવ સીનકોના | ... | ... દરામ ૨ |
| ટીંચર આવ સેનીગા | ... | ... દરામ ૨ |
| પાણી .. | ... | ... આંઉસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓને મેળવી કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખીને ખુંચ આવે તે વખતે તેમાંની દવા થોડી રૂમાલ ઉપર છાંટી નાક તથા મોઢા આગળ તે રૂમાલ રાખવો.

| | | |
|---|---|---|
| ઇથર સલફ્યુરીક... | ... | ભાગ ૬૦ |
| કલોરોફોરમ ... | ... | ભાગ ૩૦ |
| ટરપેનટાઈન ... | ... | ભાગ ૧૦ |

અથવા ૧ આંઉસ પાણીમાં ૫ થી ૧૦ ગરેન ફટકડી અથવા ૨ ગરેન એસીડટાનીક મેળવી ગળાની અંદર તેની પીચકારી મારવી.

અથવા આઇઓડાઈડ આવ સીલવર નામની દવા આપી હોય તો ઘણું કરી અઠવાડીયામાં આ ખાંસી મટી જાય છે. આ દવા નીચે જણાવ્યા પરમાણે બનાવવી.

કાસટીકને ચોખા પાણીના ગલાસમાં પલાળવી અને તેમાં પોટાસા આવ આઇઓડાઈડ થોડું નાખવું. જેથી ગલાસને તળીએ પીળા રંગનો ઝીણો ભુકાનો થરો થએલો જણાશે, જેને આઇઓડાઇડ સીલવર કહેછે. તે ગલાસનું પાણી ધીમેથી નીતારી નીચેનો ભુકો કાઢી લેઇ તડકે સુકવવો પછી તેની નીચે પરમાણે દવા બનાવી પાવી.

આઇઓડાઇડ આવ સીલવર ...ગરેન ૧૦

| | | |
|---|---|---|
| સાકરનો ભુકો. | ... | ..ગરેન ૭૦ |
| ગમ ટ્રેગેન્ડ | ... | ...ગરેન ૧૦ |
| મધ ... | ... | ...દરામ ૨ |

એ સઘળાને મેળવી તેના ૮૦ ભાગો કરી એકેકો ભાગ દાહાડામાં ત્રણથી પાંચ વાર એથી ત્રણ વરસના બાળકને ચટાડવો. અથવા

| | | |
|---|---|---|
| લાઇકર પોટાસા | ... ... | દરામ ૧ |
| ઇથર સલફ્યુરીક | ... ... | મીનીમ ૪૦ |
| એસીડ હેડરોસીયાનીક ડીલુટ | ... | મીનીમ ૬ |
| લાઇકર મોરફીયા મ્યુરેસ... | ... | મીનીમ ૨૦ |
| ગુંદનો ભુકો... | ... ... | ગરેન ૪૦ |
| પાણી ... | ... ... | આંઉસ ૬ ! |

ઉપલી દવાઓને મેળવી એકથી બે ચમચી ભરી એકથી ત્રણ વરસના બાળકને અને ૪ દરામ મોટી ઉમરના બીમારને દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર પાવું. અને નીચેની દવાઓ મેળવી બરડાના કાંઠા ઉપર ચોપડવી.

| | |
|---|---|
| લીનીમેન્ટ આવ બેલાડોના ... | ભાગ ૨ |
| લીનીમેન્ટ આવ કલોરોફોરમ ... | ભાગ ૨ |
| લીનીમેન્ટ આવ સેપોનીસ ... | ભાગ ૨૦ |

અથવા રમ દારૂ અથવા ટરપેનટાઇન બરડાના કાંઠા ઉપર ચોપડવું. બાળકને ગરમ લુગડાં પેહરાવી બની શકે તો સાંજે દરીયાને કીનારે લઈ જવું. અને સુર્ય આથમા પેહેલાં પાછું ઘરમાં લાવવું.

વાદળાં હોય અથવા થંડો પવન હોય તો બાહાર લઇ જવું નહી. જો ચોખ્ખા દીવસમાં દરીઆની ખારી હવા પંદરથી વીસ દીવસ ખવરાવી હોય તો તેથી ઘણો ફાયદો થાય છે.

આ રોગ ઉપલી દવાઓથી સારો ન થાય, અને ઘણા દાડા સુધી ચાલે તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી બે ચમચી ભરી દર ચાર

કલાકે દાડામાં ચાર વાર પાવી, અને વચલા વખતમાં ૫ થી ૧૦ મીનીમ ટીંચર કેમફરકો પાણીમાં નાખી પાવું.

| | | |
|---|---|---|
| કોચીનલ | ... | દરાંમ ૧ |
| પોટાસા ટારટારસ | | ગરેન ૪૦ |
| પાણી | ... | આંઉસ ૨ |

ઉલટી ઘણી થતી હોય અને પેટમાં કંઈ ટકતુ ન હોય તો શકતી આવે એવા ખોરાક આપવો. અને તેની સાથે ૫ થી ૧૦ ટીંપાં ટીંચર આવ સીનકોના અથવા ૧ થી ૩ ટીંપાં એસીડ સલફયુરીક ડીલુટ તથા ૨ થી ૪ ટીંપાં ટીંચરફેરી પરકલોરીડ એ સઘળાંને પાણીમાં નાખી પાવાં.

શરીરમાં તાવ રેહેતો હોય, ફેફસામાં વરમ થએલો હોય, અને છાતીમાં બલગમ એકઠો થવાથી ખરર ખરર સાદ થાય તો ૦ા થી ૧ ગરેન જેમ-સીસ પાઉડર અને ૧ ગરેન કેલોમલ એ બંનેને મેળવી રાતે સુતી વખત ફકાડવું. અને બીજે દીવસ કાસટરઓઇલનો જુલાબ આપવો, અને તેજ દીવસ નીચે જણાવેલી દવાઓ મેળવી બાળકને બે ચમચી ભરી અને મોટી ઉમરનાને પોણું વાંઇન ગલાસ ભરી દર ચાર કલાકે પાવું.

| | | | |
|---|---|---|---|
| ટીંચર આવ હાઇઓસીઆમસ | ... | | દરાંમ ૧ |
| સ્પીરીટ આવ નાઇટરીક ઇથર | ... | | દરાંમ ૧ |
| વીનમ એન્ટીમોની | ... | ... | દરાંમ ૧ |
| પોટાસા નાઇટરસ | ... | .. | ગરેન ૪૦ |
| સીરપ આવ ટોલુ | ... | ... | આંઉસ ૦ા |
| પાણી | ... | .. | ... આંઉસ પા |

ઉપલી દવાઓ ન મળે તો ઊંટકંટાનાં પાન લીલાં ભીના લુગડામાં બાંધી દેવતામાં પકવી (ચોડવી) તેને વાટી તેનો રસ વાલ ૪ તેમાં જવખાર ચણોઠી બે ભાર નાખી સાંજ તથા સવારે પાવું.

**અથવા**—પળાંસીનો ખાર, જવખાર, આકડાનો ખાર, અઘાડાનો ખાર, એ સરવ બરાબર લેઈ તેમાંથી ચણોઠી છો ભાર લેઈ નાગરવેલના રસમાં પાવું.

**અથવા**—સીંધાલુણ, અને ગાયનું ઘી ભેગાં કરી તેના દરદીને પાવાનો માવરો રાખવો. મીંઢળનાં બીજ. ત્રણ અથવા પાંચ તેને વાટી મધમાં ચટાડવાં.

## ફેફસામાંથી લોહીનું પડવું.

### ( હીમોપ્ટીસીસ—Hœmoptysis. )

**નીશાની**—લોહી પડવા અગાઉ ગળામાં ખખરાટ થાય, છાતીમાં દુખારો થાય, અને ખાંસી આવી બલગમની સાથે ફીણના જેવું લોહી પડે છે, અને તે રાતા રંગનું હોય છે. મોઢામાં ખારો સ્વાદ લાગે છે, વખતે કંઈ પણ ચેતવણી આપ્યા વિના એક દમ લોહી પડેછે, જે ફેફસાના વરમના રોગમાં બલગમ સાથે સેજ લોહીની છાંટ પડે છે, અથવા બલગમ સાથે જરા લોહી મળેલું પડે છે, તે આ રોગથી તદ્દન જુદોજ છે, એમાં તો એક બે તોલાથી વખતે શેર કરતાં પણ વધારે લોહી પડે છે.

**સબબ**—ખહીના ભુંડા રોગની સરૂઆતની નીશાંની તરીકે ફેફસામાંથી લોહી પડે છે. એટલુંજ નહી પણ એ રોગનું મુળ મજબુત રોપાયા પછી ફેફસાનો કેટલોક ભાગ ખવાઇ ગયાથી તેની ધોરી નસનુ મોઢું છુટવાથી ખાંસીમાં લોહી પડે છે, ખહીના રોગ સીવાય શરીરના કોઈ ભાગમાંથી માવરાનુ હમેશાંનુ લોહી એકદંમ બંધ કરવાથી, ફેફસામાં લોહીનો જોસ થઇને તેમાંની એકાદ ધોરી નસ ટુટીને લોહી પડે છે. જેવું કે હરસનું જતુ લોહી, સ્ત્રીનુ દસતાંન, વખતે વાંકુ વળી બેસીને કામ કરનારાઓના ફેફસામાં લોહીનો જોસ થાય છે. અને ધોરી નસ ટુટી લોહી વેહે છે, છાતી ઉપર જોરથી વાગવાથી અથવા ઘા પડવાથી લોહી પડે છે.

**ઉપાય**—આવા રોગમાં દેશી વૈદો એકદમ સંગરોહ મુકાવેછે તેથી ઘણો ગેરફાયદો થાયછે,તે કયા કારણથી લોહી પડેછે તે સોધી કાઢી તેનો

ઉપાય કરવો. આજારીની નાડી ભરેલી અને મોટી હોય અને આજારી મજબુત બાંધાનો હોય તો, સંગરાહ મુકાવવી. પણ નબળા માણસને કદી મુકાવવી નહી. ઝાડો કબજ હોય તો એપસંમ સાલ્ટ અથવા સીડલીજ પાઉડરનો જુલાબ આપવો. આજારીને બીછાનામાં ચતો સુવાડી રાખવો. માથુ તથા ખંભા નીચે તકીઆ મુકી ઉંચુ રાખવું. પાણી પીવા માગે તો થંડુ પાણી અથવા બરફ મળી આવે તો થોડો ચુસાડવો. અને નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| એસીડ સલફ્યુરીક એરોમેટીક | ... | દરામ ૧॥ |
| એલીકસર પારેગોરીક | ... ... | દરામ ૪ |
| સીનેમમ વોટર | ... ... ... | આંઉસ પા॥ |

ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચે લખેલી દવામાંથી ચાર સરખી ગોળીઓ બનાવી અને એકેક ગોળી દર ૩ અથવા ૪ કલાકે થંડા પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| સુગર આવ લેડ | ... ... | ગરેન ૮ |
| અફીણ | ... ... ... | ગરેન ૧ |
| કનફેકશન આવ રોઝીસ ... | ... | ગરેન ૫ |

અથવા ા॥ દરામ લીકવીડ એકસ્ટ્રેકટ આવ અરગટ દર ત્રણ કલાકે પાણીમાં ભેળીને પાવું, આ ઉપાય ઘણો સારો છે. અથવા નીચે જણાવેલી દવાઓને ભેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું. એ ઉપાય પણ સારો છે.

તેથી આરામ ન થાય તો એસીડગેલીક ગરેન ૧૫ થી ૨૦ લઈ તેનાં ત્રણ પડીકાં કરી એકેક પડીકું દર ત્રણ અથવા ચાર કલાકે પાણી સાથે ફકાડવું. અથવા નીચે લખેલી દવાઓ ભેળવી લોહી બંધ થાય ત્યાંસુધી તેમાંથી એક વાઈન ગલાસ ભરી દર ચાર કલાકે પાવું.

| | | |
|---|---|---|
| એસીડ ગેલીક | ... ... | ગરેન ૪૦ |

| | | |
|---|---|---|
| એસીડ સલફ્યુરીક એરોમેટીક... | | દરામ ૧ |
| ટીંચર આવ સીનેમોમ.. | ... | દરામ ૪ |
| પાણી | ... ... ... | આંઉસ ૮ |

ઉપલી અંગ્રેજી દવા ન મળી શકે તો નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧૫ થી ૩૦ ગરેન દાહાડામાં ત્રણવાર થંડા પાણીસાથે ફકાડવું.

| | | |
|---|---|---|
| દાડમની છાલનો ભુકો | ... ... | દરામ ૨ |
| હીરાદખણ | ... ... | દરામ ૨ |
| બાવળનો ગુંદર | .. ... | દરામ ૧ |
| અફીણ | ... ... | ગરેન ૮ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેનાં ચાર પડીકાં કરી એકેક પડીકુ દર ચાર કલાકે થંડા પાણી સાથે ફકાડવું.

| | | |
|---|---|---|
| ફટકડી | ... ... | ગરેન ૩૦ |
| બાવળનો ગુંદર | ... ... | ગરેન ૪૦ |
| સાકર | ... ... | ગરેન ૪૦ |

અથવા માયાંફળ દરામ ૧॥ ને ઝીણાં ખાંડી ચાળી તેના ત્રણ પડીકાં કરી દાહાડામાં ત્રણ વાર ફકાડવાં. અથવા અરડુસાનો રસ દરામ એક તથા મધ દરામ ૦॥ તેમાં થોડી સાકર નાખી તે પાવું. અથવા વાળો દરામ ૦॥ તથા કમળકાકડી દરામ ૦॥ તથા લોદર દરામ ૦॥ ધાણા દરામ ૦॥ રતાંજળી દરામ ૦॥ જેઠીમધ દરામ ૦॥ ગળો દરામ ૦॥ કાળોવાળો દરામ ૦॥ અરડુસો દરામ ૦॥ એ બધી ચીજોને ખુબ ખાંડી તેનાં બે પડીકાં કરી તેમાંનું એક પડીકું લેઈ તેમાં એક શેર પાણી નાખી તેને ઉકાળી ઉકાળતાં બાકી શેર ૦ પાણી રહે ત્યારે નીચે ઉતારી ગાળી તેમાં જરા મધ તથા સાકર નાખી પાવું. એજ પરમાણે સાંજરે બીજા પડીકાનો ઉકાળો કરી પાવું.



# ખઇ.

## ( કનઝમ્પશનઓરથાઇસીસ—Consumption or Phthisis. )

**નીશાની**—આ રોગ એવી બેમાલુમ રીતે થાયછે કે તેનું મુળ પુરેપુરૂ રોપાય ત્યાં સુધી સાધારણ માણસને ખબરે પડતી નથી. કેટલીકવાર ઘણા દીવસો સુધી શરૂઆતમાં દર સવારે ખાંસી વરતાય, અને થોડો વખત આવી તે પાછી મટી જાય. ધીમે ધીમે ખાંસીમાં વધારો થાય, અને તે વધારે વખત સુધી આવ્યા કરે તેની સાથે સફેત નીતરો અને ચીકણો બલગમ પડવા માંડે. ખાંસીથી આજારીનો અવાજ ખોખરો થાય. આ પરમાણે ઘણા દીવસો ચાલવાથી અજારીનો દમ ભરાઈ આવે, અને થોડું ચાલવાથી અથવા કે મેહેનત કરવાથી, દમ ભરાઈ આવે. જેમ જેમ ખાંસીનું જોર વધતું જાય તેમ આજારી લેવાતો જાય, નાડી આખો દીવસ ઉતાવળી ચાલે, આજારીને સાંજે થોડો તાવ આવે, ઉપર પ્રમાણે સવારમાં ખાંસીનું થવું થોડુ ચાલવાથી, અથવા કામ કરવાથી, હાંફણ થઈ આવે છે. અને શરીરની નબળાઈ એ નીશાનીઓ ખઈનો પેહેલો દરજો બતાવે છે. પણ સઘળી વખત શરૂઆતની ઉપરકહેલી ખાંસી જણાતી નથી. પણ તેને બદલે લાંબા દહાડાંની બદ હજમી રહ્યા કરેછે, અને કોઈ વખત છાતીમાંથી લાલ લોહી એકાએક મોઢેથી બહુ પડેછે, અને તે પછી ખાંસી તથા પરૂ જેવા બલગમ પડી ખઇનો મરેજ દેખાવ આપે છે.

ઉપર જણાવા પ્રમાણે થોડી ઘણી મુદત જારી રેહેવા પછી ખાંસીનું જોર વધતું જાય, અને સફેત ફીણ વાળો બલગમ પડવાને બદલે પીળો પરૂ જેવો બલગમ પડે, અથવા એ પરના બલગમ સાથે જરા લોહી મળેલું હોય, થોડો સાંજે તાવ આવતો તે હવે તાહાડ વાગી સારી પેઠે તાવ આવે, અને રાત્રે ઉતરે ત્યારે ઘણો પરસેવો પડે. આજારીનો દમ જડપથી ચાલે, અને શરીરમાં નબળાઈ વધતી જાય, હાંસડીનાં હાડકા નીચે છાતીમાં

અથવા ખભામાં દુખાવો થાય છે. અને તે દુખાવો સંધીવાની પેઠે વખતે એક તરફથી બીજી તરફ દોડતો હોય, એમ જણાય, આ નીશાનીઓ ખઈનુ મુળ પુરેપુરૂ રોપાયા પછી વરતાયછે. અને તેને ખઇનો બીજો દરજો કેવામાં આવે છે.

આ પરમાણે કેટલાક દીવસ થયા પછી આ રોગનું જોર વધતું જાય છે. ખાંસી વધારે થાય છે, પરના બળખા ઘણા પડવા માંડે રાત્રે પરસેવો ઘણો પડતો જાય અને આજારી લેવાઇને હાડપીંજર જેવો થઈ જાય. નાડી તથા દમ અથવા સ્વાસ બહુ જોરમાં ચાલે. આજારીના પગ ઉપર સોજા ચડે વખતે આખી રાત ઊંઘ પણ આવે નહી, અને આજારીથી લાંબે દુર જવાઈ શકાય નહી. આ હાલતને ખઇનો ત્રીજો અથવા છેવટનો દરજો ગણવામાં આવે છે. રાત્રિ પુશકળ પરસેવો પડીને અથવા ઘણો ઝાડો થઈ આજારીનો અંત આવે છે.

ખઇના રોગમાં જોરાવર તાવ આવતો નથી પણ કોઈ વખત ફેફસાના વરમની અસરથી જોરાવર તાવ આવે છે, અને થોડા દહાડામાં આજારી મરણ પામે છે, પણ જોરાવર તાવ વીના તે રોગ શરૂ થાય તો સરાસરી ગણતાં આજારીનો અંત બે વરશે આવે છે. ખઇનો રોગ શરીરના કઆ ભાગમાં અને કેમ પેદા થાય છે, તે જાણવું ઘણું જરૂરનું છે. જ્યારે લોહીની અંદર એક જાતની રોગી વસ્તુ પેદા થાય છે ત્યારે તે લોહીમાંથી જુદી પડી ફેફસાના હવાના ખાડાઓમાં જાય છે જેથી ફેફસાનો તેટલો ભાગ વાદળી જેવો પોકળ હોય છે, તે કઠણ અને હવા ન જઈ શકે તેવો થાય છે. અને તેમાં વરમ થવાથી ખઇના પહેલા દરજાની નીશાની જણાવા માંડે છે. થોડી મુદત પછી ખહીના આ રોગી વસ્તુ નરમ થાય છે, અને તેની આસપાસની ફેફસાની કોર પાકે છે અને તેમાંથી પરૂ જેવા બળખા પડે છે, એ પરમાણે થવાથી ફેફસાના તેટલા ભાગમાં ખાડા પડે છે. અથવા ફેફસાનો કેટલોક ભાગ ખવાઈ જાય છે. પરના

બળખાની સાથે લોહી પડેછે. તે ફેફસાના ખાડામાંથી પડે છે. એ બળખા પાણીના વાણસમાં નાખ્યા હોય તો તે નીચે બેશી જાય છે. અને પાણી વીના ખાલી વાસણમાં નાખ્યા હોય તો, એ બળખા એક થઈ જાતા નથી પણ જુદા રહે છે, અને તે ગોળ આકારના હોય છે. કોઈ વખત ફેફસાનો ભાગ ખવાઇને નાંની ધોરી નસનું મોઢું ફુટે છે, ત્યારે તેમાંથી એકદમ લાલ લોહીના કોગળા આવે છે, અને વખતે એ લોહી એટલું તો પડે છે કે આજારી છેક મરણ કાંઠે આવે છે.

સબબ—આ રોગ વારસા તરીકે માબાપંથી ઉતરતો મળે છે. કોઇ વખત એકથી ત્રીજી પેઢીએ તે રોગ થાય છે એ વીના સાકરીઓ પરમો થવાથી, ઘણી ધાત જવાથી, નાનપણમાં ઘણો સ્ત્રી સંભોગ કરવાનો માવરો રાખવાથી, શરીર નબળું થઈ એ મરજને લાયક થાય છે. વળી કારીગરો જેઓ ધાતુ, કાચ, પથર, વીગરેનું કામ કરે છે તેઓના સ્વાસમાં એ ઝીણી રજકણો જવાથી આ રોગ જલદી થાય છે. અને એ મરજને મદદ કરનાર થંડી અને ભીંનાસવાળી જગા અથવા હવાના ઘડી ઘડીમાં ફેરફાર એ મુખ્ય ગણાય છે. ઘણા લોકો ધારે છે કે આ રોગ થયો તો તે બચવાનું નથી એ વાત ભુલ ભરેલી છે, પણ તેનો શરૂઆતથી ઉપાય કર્યો હોય તો તેને સારી રીતે આરામ થાય છે.

ખઈ કેમ પારખવી તે આગળ જણાવવામાં આવ્યુ છે કે આ રોગ બેમાલુમ રીતે થાય છે ઘણી વેળા સરૂઆતમાં ખાંસી થાયછે તેને સુકી ખાંસાના રોગ સાથે ભેળી દેછે. પણ સુકી ખાંસીમાં બે ત્રણ દહાડા પછી ફીણ વાળો બલગમ પડવા માંડેછે જે ખઇના શરૂઆતની ખાંસીમાં પડતો નથી અને ઘણા મહીનાઓ સુધી વગર બલગમે ખાંસી થયા કરેછે. વળી સુકી ખાંસીમાં છાતીના સીના ઉપર અને છાતીના વચલા ભાગમાં દુખાવો થાય છે પણ ખઇની ખાંસીમાં છાતીની બેઉ બાજુએ હાંસડીના હાડકા નીચે દુખાવો થાયછે વાસ્તે જ્યારે લાંબા દિવસ ખાલી વગર

બલગમની ખાંસી થયા કરે નાડીની ચાલ હમેશ અને ઘણું કરી સાંજરે ઉતાવળી થાયછે, સેજ મેનત કીધાથી હાંફણ થઈ આવે અને છાતીમા ધપકારો થાય અને આજારી દર રોજ લેવાતો જાય, ત્યારે ખઈની શરૂઆત થઈ છે એમ સમજવું અને એ પ્રમાણે થોડા દહાડા ચાલવા પછી ખાંસી થઈ લાલ કીરમજ અને ફીણવાળુ લોહી મોઢા વાટે પડે તો ખઈનું મુળ રોપાઈ ચુકુ એમ સમજવું.

આ ઉપાય કરતી વેળા મુખ્ય નીચે પ્રમાણે ચાર બાબતો ઉપર ધ્યાન આપવું જરૂરનું છે.

૧ જે કારણથી ખાંસીથઈ હોય તે કારણ શોધી કાઢી તેનો ઉપાયકરવો.

૨ આજારીને શરીરે નબળાઈ ન થાય અને શકતી આવે એવા ઉપાય કરવા.

૩ ફેફસામાં જે ઝીણા દાણા બંધાઈ કઠણ થાય છે અને તે પાકી ફુટી ખાડા પડેછે અને તેમાંથી પરૂ નીકળેછે વાસ્તે આ દાણાનો શરૂઆતથી ઉપાય કરવો.

આ બીમારોથી ઘણો ઝાડો અથવા ઘણો પરસેવો છુટતો હોય તો તેનો ઉપાય કરવો. આજારી થંડી હવામાં રેહેતો હોય તો તે જગો બદલી ગરમ હવામાં લઈ જવો. જ્યાંની હવામાં વારમવાર ફેરફાર થતો નથી ત્યાંની હવા સારી છે અને તે ફાયદો કરે છે. જલદી જરપત થાય એવો અને શકતીવાળો ખોરાક આપવો. શરૂઆતમાં દારૂની પરેજ રખાવવી પણ નબળાઇ જણાય ત્યારે બ્રાંડી મીક્ષચર આપવું. આજારીએ પોતાના કુવત મુજબ ચાલીને અથવા ઘોડેથી ફરી શરીરને કસવું. પણ એટલું નહી કે થાક ચડે. આ રોગની શરૂઆતમાં તાવ જોરમાં આવતો નથી પણ ઝીણો આવે છે અને તેની સાથે ખાંસી હોય છે વાસતે નીચે જણાવેલી દવામાંથી ૧ બીકર ગલાસ ભરી દાડામાં ત્રણ અથવા ચાર વખત પાવું.

| | | |
|---|---|---|
| બાઈકર આમોનીઆ એસીટેટીસ ... | | દરાંમ ૯ |
| વીનમ એપીકાક્યુના... | ... | મીનીમ ૧૫ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ. | ... | દરાંમ ૧ |
| કેમફર વાટર | ... | ... આંઊસ ૩ |

અથવા જોરમાં તાવ ન હોય તો ખઈની શરૂઆતમાં કાડલીવર ઓઇલ દરાંમ બે અને ગુંદરનું પાણી અથવા ૧ લીકર ગલાસ દુધ એ બંને મેળવી સવારે પાવું તથા એ મુજબ સાંજે પાવું. આ દવા આ મરજને વાસતે ઘણીજ અકસીર છે. એથી વધારેં ઝાડો થાય તો તે થોડા દીવસ બંધ કરવી. કોડલીવર ઓઇલિની સાથે ૧૦ થી ૧૫ ટીપાં સીરપફેરી આઇઓડાઇડ નાખીને આપવાથી વધારે ફાયદો કરે છે. ઉપલી દવા બનતાં સુધી પાવી પરંતુ તેથી સુગ ચડે તો નીચેની દવાઓ મેળવી તે છાતી તથા પેટ ઉપર સવાર સાંજ સારી પેઠે ચોળવી.

| | | |
|---|---|---|
| કાડલીવર ઓઇલિ | ... | આંઊસ ૩॥ |
| સ્પીરીટઆમોનીઆએરોમેટીક. | | આંઉસ ૧ |
| ટીંચરઓપી | ... | દરામ ૪ |
| ઓઇલિ આવ લવંડર | ... | મીનીમ ૧૫ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાડામાં ત્રણ અથવા ચારવાર પાવી.

| | | |
|---|---|---|
| સીરપઆવ ટોલુ | ... | દરામ ૪ |
| ટીંચરઆવ સેમબુલ | ... | દરાંમ ૨ |
| બાલસમઆવકોપેઈબા... | | દરામ ૨ |
| ગુંદ | ... | દરામ ૨ |
| ટીંચર આવ હેમલોક | ... | દરામ ૧ થી ૨ |
| ઓકસીમેલ આવ સ્કુઈલિ | | દરામ ૧॥ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી સવાર સાંજ પાવી.

| | | |
|---|---|---|
| આઇસલેન્ડ મોસ | ... | આંઉસ ૧ |
| માસમેલો | ... | આંઉસ ૦॥ |
| જેઠીમધનો સીરો | ... | દરામ ૨ |
| આમળનું પાણી | ... | આંઉસ ૬ |

છાતીમાં દુખાવો થતો હોય અને બલગમ છુટથી પડતો ન હોય તો નીચેની દવાઓ મેળવીને પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ મોરફીઆ | .. | ગરેન ૧ |
| પોટાસા કલોરેસ | ... | દરામ ૧ |
| ગુંદર | ... | દરામ ૨ |
| સ્પીરીટઆવ કલોરોફોરમ | ... | દરામ ૧ |
| કમપાઉંડ ટીંચરઆવ બેનઝોઇન | | દરામ ૨ |
| વીનમ એપીકાકયુંના | ... | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા—નીચે જણાવેલી દવાઓ મેળવી ઉકાળી તેના છ ભાગો કરી એકેકો ભાગ દાડામાં ત્રણવાર પાવો અને તે બે દાડા સુધી ચાલુ રાખવો.

| | | |
|---|---|---|
| સાબરસીંગાનો ભુકો | ... | તોલા ૨॥ |
| ગુંદ | ..., | તોલા ૨॥ |
| સાકર | ... | તોલા ૫ |
| પાણી | ... | શેર ૦॥ |

અથવા—છાતી ઉપર રાઇની પટી મુકવી તેથી ફાયદો ન થાય તો લીનીમેન્ટ ટરપેનટાઇનિ ચોપડવું અથવા ટીંચર આવ આઇઓડાઇન પીછાવતી દરરોજ ચોપડવું અથવા નાનું પલાસતર મુકવું અથવા તે ઘણા દીવસ ઝરવા દેવું.

આ મરજમાં સરૂઆતથી નીચેની દવા આપી હોય તો તે વખતે બહુ ફાયદો કરે છે વાસતે નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દાડામાં ૩ વાર પાવું.

| | | |
|---|---|---|
| વાઈન આવ સાઈટરેટ આવ આયર્ન | .. | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૩ |

પેટ કબજ હોય તો ઉપલી દવા આપવા અગાઉ સીડલીજ પાઉડરનો એક જુલાબ આપવો.

છાતી ઉપરથી લોહી ઘણું પડતું હોય તો ગાથી ૧ દરામ લીકવીડ એક્સ્ટ્રેક આવ અરગટ પાણીમાં મેળવીને પાવું અને જ્યાં સુધી લોહી બંધ થાય ત્યાં સુધી દરેત્રણ કલાકે તે પરમાણે પાયા કરવું અને ૧૦ થી ૩૦ ટીપાં કલોરોફારમ અથવા ૨ દરામ ઈથિર સલફ્યુરીક સુંઘાડવું. શરીરમાં શકતી રાખવા સારૂ નીચે લખેલી દવાઓ દુધમાં મેળવી સવાર સાંજ પાવી.

| | | |
|---|---|---|
| ટીંચર આવ આઈઓડાઇન | ... | મીનીમ ૧૦ |
| ફોસફેટ આવ આયર્ન | ... | ગરેન ૫ |
| મગરનુ તેલ | ... | ચમચો ૧ |

મગરના તેલથી ઝાડો થાય તો તે બંધ કરવી અને નીચે લખેલી દવાઓ મેળવી તેના ચાર પડીકાં કરી એકેકુ પડીકું દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ આયર્ન | .. | ગરેન ૩૦ |
| ફોસફેટ આવ સોડા | ... | દરામ ૧ |
| પાઉડર આવ રૂબાર્બ | ... | ગરેન ૬ |
| પાઉડર આવ જીન્જર | ... | ગરેન ૬ |

અથવા ૧ શેર મોટાં પાકાં ગુદાંનો રસ કાઢી સાકર સાથે સ્વાર સાંજ તોલા બે આપવો. ખાણું ખાધા પછી નીચે લખેલી દવાને મેળવી તેમાંથી પોણું વાંઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| એસીડહેડરો કલોરીક ડીલુટ | ... | મીનીમ ૨૦ |
| કવીનાંઇન સલફસ | ... | ગરેન ૬ |
| પાણી | ... | આંઉસ ૬ |

અને ૧ દરામ જમાલ ગોટાનું તેલ અને ૬ દરામ ઓલીવઓઇલ એ બંનેને મેળવી છાતી ઉપર ચોળવું અને જો છાતી રાતી થાય અને

તે ઉપર ઝીણા ઝીણા બલીસ્ટરના જેવા દાણા દેખાય તો તે બંધ કરવી.

હાલના સોધ પરમાણે સરસ ઇલાજ એછે કે રતુના સમય પરમાણે થંડા અથવા ગરમ પાણીમાં થોડું નાઇટરીક એસીડ નાખી અથવા સલફ્યુરીક એસીડ નાખી તેમાં વાદળી બોળી છાતી ખંભા તથા હાથો ઉપર સ્વાર સાંજ ફેરવવું અને તે તરત લુછી નાખવું. અથવા છાતી ઉપર બરફ મુકવો. જેથી ઘણો ફાયદો થાયછે. એવા બીમારે દરીઆની મુસાફરી કરવી. ઘણો અભ્યાસ કરવો નહી અને સંસાર ભોગ બીલકુલ છોડી દેવો.

નઠારી જાતના ઝીણા દાણાઓ જે ફેફસા ઉપર થાયછે તેને અટકાવવાનું ઘણું જરૂરછે કે જેથી લાંબી બીમારી થતી અટકે વાસ્તે ૧ ગરેન આરસેનીએટ આવ આયર્ન અથવા ૧ ગરેન આરસેનીએટ આવ સોડામાં ૧ દરામ એકસ્ટ્રેકટ આવ જેનસીઅન નાખી બરાબર મેળવી તેની વીસ ગોળીઓ કરી એકેકી ગોળી દાડામાં ત્રણવાર ગળાવવી. આ ગોળીઓ બેધડક એક મહીનો સુધી ચાલુ રાખવી. કે જેથી ફેફસાને વધારે બગાડતુ અટકાવશે અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાંઇનગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી અને તે ઘણા દાડા સુધી ચાલુ રાખવી એથી પણ ફાયદો થશે.

| | | |
|---|---|---|
| એસીડ કારબોલીક | ... | ગરેન ૨ |
| એકસ્ટ્રેકટ આવ લીકોરીસ | ... | ગરેન ૪૦ |
| ગુંદરનો ભુકો | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઊંસ ૬ |

આઇઓડાઇન રકાબીમાં સળગાવીને તેનો ધુવો અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનો બાફ દરરોજ સ્વાસમાં લેવડાવવો.

| | | |
|---|---|---|
| એસીડ કારબોલીક | ... | ગરેન ૨૦ |
| રેકટીફાઇડ આવસ્પીરીટ વાઇન | ... | દરામ ૨ |
| ટીંચર આવ આઇઓડાઇન | ... | દરામ ૧ |

છાતીની

અખળતું પાણી ... આંઉંસ ૧

બીમારને તાવ આવી રાત્રે પરસેવો ઘણો પડતો હોયતો કંમપાઉન્ડ કાઇનો પાઉડર ગરેન ૧૦ થી ૧૨ સુધી લઇ સાકરના સીરામાં રાતે સુતી વેળા ચટાડવું જેથી પરસેવો થોડો થશે.

ખાંસી સાથે પરૂ જેવો બલગમ ઘણો પડે અને નબળાઈ વધતી જાય તો બલગમ ઓછો કરવા સારૂ નીચે લખેલી દવામાંથી ૧ લીકરગ-લાસ ભરી દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| ડીલુટેડ સલફ્યુરીક એસીડ | ... | મીનીમ ૧૫ |
| સીરપ આવ પોપીસ | ... | દરામ ૨ |
| સલફેટ આવ કુવીનાઇન | ... | ગરેન ૮ |
| પાણી | ... | આઉંસ ૩ |

રાત્રે ઉંઘ ન આવેતો સોલ્યુશન આવ મોરફીઆ ટીપાં ૩૦ થી ૪૦ ૧ લીકરગલાસ પાણીમાં નાખી રાત્રે પાવું.

ઝાડો છુટી જાય અને પાતળાં પેટ આવે તો. બદહજમીના ઝાડા-માં આપેલા ઉપાય કરવા અથવા ડોવરસ પાઉડર ગરેન ૧૫ લેઈ તેનાં ત્રણ પડીકાં કરી દાડામાં ત્રણવાર ફકાડવાં. એ દવાથી ઝાડો બંધ ન થાય તો નીચે લખેલી દવાને સારી પેઠે મેળવી તેની ગુંદરના પાણીમાં સ-રખી છ ગોળીઓ બનાવી દાડામાં ત્રણ અથવા જરૂર પડે તો ચાર વ-ખત દર ચાર કલાકે એકેક ગોળી ગળાવવી.

| | | |
|---|---|---|
| પલંમબી એસીટ | ... | ગરેન ૧૨ |
| અફીણ | ... | ગરેન ૨ |

ઇટાલી દેશમાં સોલફાટારા નામનો એક બળતો પાડછે જેમાંથી ગંધક અને સોમલ નીકળેછે અને તેઓની ઝીણી રજકણો આસપાસની જગાની હવામાં પથરાઈ જાયછે તે જગોને વાસ્તે ત્યાંના ડાકટરો એવો મત આપેછે કે ખઈવાળા દરદીને તે હવામાં લઇ જવામાં આવે તો તે

હવા ફેફસામાં દાખલ થવાથી આજારી એકદમ સાજુ થાયછે. આ પરમાણે ઘણાં માણસો સાજા થએલાના દાખલા આપેલાછે. વાસ્તે એવા બીમારો ત્યાં જવાને લાયક હોય તેઓને ત્યાંની હવા ખવડાવવાથી ઘણો ફાયદો થશે એ ચોકસછે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો—

સાકર સોળ તોલા,તપસી તોલા આઠ, લીડીપીપર તોલા ચાર,એળકી તોલા બે, તજ તોલો એક, એ સરવને એકઠાં કરી બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી ૨ાા ભાર મધ અથવા ઘીમાં નાખી દહાડામાં બે વખત દર રોજ આપવું.

**અથવા**—સાકર, લીડીપીપર, કાળી ધરાક, ખારેક, જેઠીમધ, નાની એળકી,લવીંગ, તમાલપત્ર, નાગકેશર એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી ૨ાા ભાર મધમાં મીલાવી દહાડામાં ત્રણ વખત આપવું. **ગળફામાં લોહી પડતું હોય તો.**

સુગંધીવાળો, તગરનું લાકડું, સુંઠ, રતાંજળી,સુખડ, લવીંગ, પીપળીમુળ,લીડીપીપર, એળકી,નાગકેશર, નાગરમોથ, આંમળાં,બરાસકપુર,તપસી, તમાલપત્ર, કરસનાગર, કેશર, એ સરવ બરાબર લેઇ બારીક ખાંડી લુગડે ચાળી તેમાં સાકર તેથી એક અસ્ટમાંઉસ લેઈ તેમાં મેળવી તેમાંથી ૨ાા ભાર લેઈ થંડા પાણીથી સાંજસવાર પાવી, જેથી આરામ થઈ જશે.

**અથવા**—કેળાનું ભડથુ કરી તેમાં તીખાં વાલ ચાર, મધ રૂપીઆ સવા ભાર નાખી એ સરવ મીલાવી દરરોજ ખવરાવવું.



# દીલનું દરદ.

**(એનજાઈના પેકટોરીસ—Angina pectoris)**

**નીશાની**—આ એક જાતનું છાતીની અંદરનું દરદ છે. છાતીના

ડાબી બાજુ કે જ્યાં દીલ અથવા અંતહકરણછે તેમાં એકાએક આકરે
આવીને ત્યાં અતીશે દરદ થાયછે. કોઇ વખત છાતી અંદરથી બળતી હોય
એમ લાગે અથવા કોઈ ઘણા જોરથી તે દાબતુ હોય એમ લાગે. આ
દરદ એટલુ તો જોરમાં થાયછે કે જાણે આજારી ગુંગળાઇને એકદમ મરી
જશે એમ તેને લાગે, વારમવાર છાતી વચેથી દુખાવો થઈ તે બોચી તથા
પીઠ અથવા ડાબા ખભા સુધી આવેછે. સ્વાસ ટુંકો અને ઉતાવળો ચાલે
છે, શરીરની ચામડી થંડી અને પરસેવાથી ઝબઝબાં થાયછે, આ જાતનો
દુખાવો ઘણું કરીને બે મીનીટ સુધી રહેછે અને પછી આજારીને કંઈ
નથી એમ ફરતા ફરે છે. કોઈ વખત આ દુખાવો અરધાથી પોણા કલાક
સુધી રહે છે.

આ રોગ ઘણો ભયંકરછે અને આથી બીમાર એકદમ મરણપામેછે.

**સબબ**—અંતહકરણમાં ચરબી વધવાથી અથવા તેને લગતી ધોરી
નસોના પડદાઓમાં ચુનાના જેવી કઠણ વસ્તુ બંધાયાથી આ દરદ થાય
છે કેટલીક વખત ચમકમાં પણ થાયછે.

**ઉપાય**—જે વખતે ન ખમી શકાય એવા જોરમાં દુખાવો થઈ આવે
તે વેળા ૪ મીનીમ ઓઇલઆવ એમ્બર પોણાવાઇન ગલાસ પાણીમાં
નાખી દર અરધાથી એક કલાકે જેમ જરૂર જણાય તેમ પાવું.

અથવા ૨ થી ૪ મીનીમ નાઇટ્રાઇટ આવ એમાઇલ રૂમાલ ઉપર
છાંટી બીમારને સુંઘાડવું અને તેની આંખો રાતી જણાય અને જરા
જરા ઊંઘ આવવા માંડે તો તે બંધ કરવું. આ દવા ઘણી ઝેરી છે વાસ્તે
સંભાળથી વાપરવી અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી પોણું
વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| આમોનીયા કારબોનાસ | ... | ગરેન ૩૦ |
| સ્પીરીટ આવ ક્લોરોફોરમ | ... | દરામ ૧॥ |
| ઈથિર સલફ્યુરીક | ... | દરામ ૧ |

| | | |
|---|---|---|
| ટીંચર આવ બેલાડોના | ... | મીનીમ ૨૦ |
| ટીંચર આવ કેંથારીડીસ | ... | મીનીમ ૩૦ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા દુખાવો ઘણો થતો હોય તો ઉપલી દવામાં ટીંચર ઓપી મીનીમ ૨૦ નાખી તેના ચાર ભાગો કરી તે પાવું. છાતી ઉપર રાઇની પટી મારવી, ટરપેનટાઇન ચોપડી તે ઉપર સેક કરવો અથવા લીનીમેન્ટ બેલાડોના અને કલોરોફોરમ સરખે ભાગે મેળવી તે ચોપડવું. અને કુવત વાળો ખોરાક આપવો.

આ રોગ ફરીથી ન થાય તેને વાસ્તે એક કાબેલ ડાકટર લખેછે કે ૧ થી ૨ દરામ ગંધકનાં ફુલ મધમાં મેળવી સવાર સાંજ ચટાડવાં.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો—

એરંડાના મુળને રૂ૧૦ ભાર લેઈ છાંયે સુકવી તેનું બારીક ચુરણ કરી તેમાંથી રૂ૧ ભાર લેઈ તેમાં રૂ૨ ભાર મધ મેળવી દરરોજ ખવરાવવું.

અથવા ચોખો સીલાજીત, ભારીંગમુળ, ગળો, એરસાર, બાવળની છાલ, એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી રૂ૦ll ભાર લેઇને ગરમ પાણીમાં દહાડામાં બે વખત પાવું.

**અથવા**—સુંઠ, તીખાં, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એળચી, વજ, વઘારણી, કાળીપાટ, સાજીખાર, જવખાર, દારૂહળધર, વીસનગરી હળદર, ચવક, કડુ, અંદરજવ, સતાવળ, સોંધાલુણ, સાંભરલુણ, સંચળ, બીડલવણ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી રૂ૦ા ભાર ગરમ પાણીની સાથે દહાડામાં બે વખત ખવરાવવું. જેથી જલદી ફાયદો થશે.

## દીલનો ધપકારો.

**(પેલપીટેશન આવ ધ હાર્ટ**—Palpitation of the Heart)

**નીશાનો**—છાતી જોરથી ધબકા કરે તે સાથે ગરદનની તથા કપા-

ળની નસો પણ હાલતી જણાય,માથુ દુખે, ફેર આવે, આજારીને પોતાના રોગ વીશે તરેહવાર ખ્યાલ આવે, એ રોગ જારી રહેવાથી નબળાઈ વધતી જાય, ખાવાપીવા તથા વાત ચીત કરવા ગમે નહિ. દીલના રોગ શીવાય આ રોગ થયો હોય તો પેસાબ વધારે વજનમાં આવે છે અને તે પાણી જેવો નીતરો હોય છે. ચાલવાથી,મેનત લીધાથી, અથવા વાત ચીત કરવાથી આરામ લાગે પણ દીલના રોગથી થયો હોય તો સામુ આજારીને ચેન પડે નહિ.

**સબબ**—એકાએક ધાસકો પડવાથી, કોઈ કારણથી મનનો જોસો ઉસકેરાઈ આવવાથી, ચમકથી, નબળાઈથી, પેટમાં વા પકડવાથી, ખાણું નહિ પચવાથી, ધાત જવાથી,ઘણું દોડવાથી, ઘણી કસરત કરવાથી,દીલના માંસના દરદ વીગેરે કારણોથી થાય છે.

**ઉપાય**—ચમકને લીધે ધબકારો થતો હોય તો તેમાં બ તાવા પરમાણે ઉપાય કરવા. આજારી જોરાવર હોય તો દીલની જગા ઉપર ૧ થી ૨ ડજન જળો મેલાવવી અને કંમપાંઉડ રૂબાર્બ પાઉડરનો જુલાબ આપવો. બીજે દહાડે કેલોમલ ગરેન ૧૨,અફીણ ગરેન ૨, એ બંને દવાઓને મેળવી તેની ૬ ગોળીઓ બાંધવી અને દહાડામાં ત્રણ વાર એકેકી ગોળી ગળાવવી. આજારીને હલકા ખોરાક ઉપર રાખવો. નબળા બાંધાનો બીમાર હોય તો ઉપલો ઉપાય તેમજ જળો મુકાવવી નહિ. હવાનો ફેરફાર કરાવવો અને કુવત લાવવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| એસીડ સલફ્યુરીક ડીલુટ | ... | મીનીમ ૧૫ |
| ટીંચર આવ ફાકસગવલ | ... | મીનીમ ૮ |
| જેનસીનાની ચા | .. | આંઉસ ૩ |

અથવા નીચે લખેલી દવામાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચરફેરી પરકલોરીડ | ... | દરામ ૧ |
| કવીનાઇનડી સલફસ | ... | ગરેન ૬ |
| ઇથર સલફ્યુરીક | ... | દરામ ૧ થી ૨ |
| એસીડ સલફ્યુરીક ડીલુટ | ... | મીનીમ ૩૦ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા—

| | | |
|---|---|---|
| ટીંચર આવ એસાફેટીડા | .. | દરામ ૨ |
| સ્પીરીટ આમોનીયા એરોમેટીક | ... | દરામ ૨ |
| ઇથર સલફ્યુરીક | ... | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૬ |

એ સઘળાને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દરે ત્રણ કલાકે પાવું.

દીલનો ધબકારો ઘણો જોરમાં થતો હોયતો નીચે જણાવેલી દવાઓ મેળવી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ઇથિર સલફ્યુરીક | ... | મીનીમ ૨૨ |
| આમોનીયા કારબોનસ | ... | ગરેન ૬ |
| સીરપ | ... | દરામ ૪ |
| પાણી | ... | આંઉસ ૨॥ |

અથવા નીચે લખેલી દવામાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ સેમબુલ | ... | દરામ ૧થી ૨ |
| ટીંચર આવ બેલાડોના | ... | દરામ ૧ |
| ટીંચર ઓપી | ... | મીનીમ ૪૦ |
| કલોરોફારમ | ... | મીનીમ ૧૦ |
| રેકટીફાઇડસ્પીરીટઆવવાઇન | ... | આંઉસ ૧ |
| પાણી | ... | આંઉસ ૫ |

અજીર્ણની બીમારીથી આ રોગ ઉઠો હશે તો ઉપલી દવાથી આરામ થશે નહિ વાસ્તે પેહેલાં નીચે જણાવેલી દવામાં ૧ લીકર ગલાસ

ભરી દહાડામાં ત્રણ વાર પાવું અને એથી અજીર્ણ નરમ ન પડેતો અજીર્ણમાં બતાવેલા ઈલાજ કરવા.

| | | |
|---|---|---|
| ટીંચર આવ કારડામોમસ | ... | દરામ ૧ાા |
| ડીલુટેડ હેડરોસીઆનીક એસીડ | ... | મીનીમ ૫ |
| સ્પીરીટ આમોનીયા એરોમેટીક | ... | મીનીમ ૨૨ |
| સીરપ | ... | આંઉસ ૧ |
| પેપરમોન્ટ અથવા ફુદનાનોઅરક | .. | આંઉસ ૨ |

છાતીની ડાબી બાજુ ઉપર જ્યાં દીલછે.ત્યાં બેલાડોના પલાસતરમાં થોડુ અફીણ નાખી તેની પટી બનાવી તે ઉપર મુકવી. અથવા ઓપીઅમ પલાસતરની પટી મુકવી અથવા લીનીમેન્ટ ઓપી તે ઉપર ચોપડવું.

દીલનો ધપકારો ઉપલા કોઈ પણ ઉપાયથી નરમ ન પડે તો એમ સમજવું કે દીલના ભીતરના માંસના સાકાઓમાં દરદ થવાથી તે થાય છે વાસતે જો તેમ હોયતો તે બંધ કરવા ૫ થી ૧૦ ટીંપાં ટીચરડીજીટેલીસ તથા ૧૫ ટીપાં ટીચર ફેરી પરકલોરીડ એ બંને ૧ લીકર ગલાસ પાંણીમાં મેળવી દર ત્રણ કલાકે પાવું અથવા ૫ થી ૧૦ ટીપાં ટીંચર આવ વીરેટ્રીયમ વીરીડીસ પાણીમાં નાખી દર ચાર કલાકે પાવું. ઉપલી બે દવાઓ ટાંચર આવ ડીજીટેલીસ તથા ટીંચર આવ વીરેટ્રીયમ વીરીડીસ ઝેર છે અને તેથી કોઈ વાર બીમારની નાડી એકદમ બેસી જાયછે માટે [illegible]ાવચેત રાખવી.

ઝાડો કબજ રેહેવાથી અથવા પેટમાં પવન પકડવાથી દીલનો ધબકારો થાય તો સીડલીજ પાઉડરનો જુલાબ આપવો. અને પોણું વાઇન ગલાસ ભરી કેમોમાઇલ ફુલનો ઉકાળો પાવો.

ઘણા લાંબા દહાડાનું અજીર્ણ હોય, છાતીમાં દાહ બળે, ખાટા ઓડકાર આવે અને તેથી દીલનો ધબકારો થાય તો નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ સોડા | ... | દરામ ૧ |
| ટીંચર કોરડામોમ કો | ... | દરામ ૨ |
| ડીલુટેડ હેડરોસીયાનીક એસીડ... | | મીનીમ ૮ |
| કંમપાઉન્ડ ટીંચર આવ સોનામોમ.. | | દરામ ૨ |
| ઇનફ્યુઝન આવ કેમોમાઇલ ... | | આંઉસ ૬ |

ઉપલી દવા થોડા દહાડા ચાલુ રાખ્યા પછી ૮ મીનીમ નાઇટ્રો-મ્યુરીયાટીક આસીડને ૬ આંઉસ ઇનફ્યુઝન આવ કાલંબામાં નાર્માને પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું. અથવા નજળાના રોગથી દીલનો ધબકારો થતો હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું અને થોડા દહાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| વાઇનમ કોલચીસી | ... | દરામ ૧ |
| પોટાસા આઇઓડાઇડ | ... | દરામ ૦। |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૨ |
| ક્રીમ આવ ટારટર | ... | દરામ ૪ |
| પાણી | ... | આંઉસ ૬ |

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો—

લીંડીપીપર, સુંઠ, તીખાં, ગંઠોડા, સંખાવળી એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી ૨૦। ભાર મધમાં મેળવી દહાડામાં ત્રણ વખત ચટાડવું અથવા લીંડીપીપર, ગંઠોડા, ચવક, ચીતરા છાલ, સુંઠ, એ સરવ બરાબર લેઈ આખુપાખુ ભાંગી તેમાંથી ૨૨॥ ભાર લેઈ કોરા માટીના વાસણમાં નાખી તેમાં પાણી શેર ૨॥ નાખી ઉકાળી બાકી પાણી ૨૭ ભાર રહે ત્યારે ઉતારી ગાળી મધ ૨૨॥ ભાર મેળવી પાઇ દેવું.

---

## ફેફસાના પડનો વરમ.

**(પલ્યુરાઈટીસ—Pleuritis.)**

**નીશાની**-બંને ફેફસાના ઉપર ઘણા બારીક પડ ફરી વળેલાં છે.

જેમાં વરમ અથવા સોજો થવાથી તાવ સાથે છાતીમાં જોરાવર દરદ થાયછે. કોઈ છરી અથવા એવું હરકોઈ હથીઆર છાતીની એક અથવા બંને બાજુમાં ખોસતું હોય એવો દુખાવો સ્વાસ લેતી વેળા અથવા ખાંસતી વેળા થાયછે. અને આંગળાંથી છાતી દાબી જોતાં અથવા ઠોકી જોતાં તેમાં દરદ વધારે થાયછે. દુખાવાને લીધે સ્વાસ બરાબર લેવાતો નથી. જે બાજુ ઉપર દુખાવો હોય ત્યાં કાન મુકી સાંભળવાથી અંદર ખરરરર ખરરરર અવાજ સંભળાયછે. આજારી તે તરફ સુઈ શકતો નથી. કદાપી બંને બાજુનો વરમ હોય તો ચતો સુઈ રેહેછે. આ દરદને છાતીના સંધીવાના દરદની સાથે ભેળી ન નખાય એટલા સારૂ તેની કેટલીએક નીચે મુજબ હકીકત લખવાની જરૂર છે. છાતીના સંધીવામાં દુખાવો વખતે જોરમાં થાયછે. પણ તે દરદ છેક ભીતરથી થતુ નથી. એ દરદ એક જગાએથી બીજી જગાએ દોડયા કરેછે. એ દરદમાં જોરથી દમ લીધાથી અથવા આંગળાંથી પાંસળાં દાબવાથી દુખાવો વધારે થતા નથી. તેમજ એ દરદમાં જારી તાવ રેહેતો નથી. પરંતુ છાતીના પડના વરમમાં છાતીના એક ચોકસ ભાગમાં દુખાવો અને દરદ થાયછે. એ દરદ એક જગોથી બીજી જગોએ દોડતું નથી. તેમજ દુખતા ભાગ ઉપર દાબવાથી, સ્વાસ લીધાથી, ખાંસી ખાવાથી દરદમાં વધારો થાયછે, અને તેની સાથે તાવ પણ જારી હોયછે.

**સબબ**-થંડીથી, સરદીવાળી જગોમાં સુવાથી, છાતીમાં જોરથી વાગવાથી અથવા પાંસળી ભાગી ગયાથી અથવા કોઈ હથીયારનો છાતીમાં જખમ પડવાથી, ફેફસાને ઇજા થવાથી તેના પડનો સોજો થાયછે.

**ઉપાય**-આજારી મજબુત હોય તો છાતી ઉપર જ્યાં દુખાવો થતો હોય ત્યાં એકથી ૨ ડજન જળો મુકાવવી. અને તે ઉપર ફલાનલથી ખસખસના ડીંડવાનો સેક કરવો. ખોરાક કાંજી જેવો હલકો આપવો. અને આઠ ગરેન કેલોમલ અને એક ગરેન અફીણ એ બંનેને મેળવી

તેની ચાર ગોળીઓ બનાવી એકેકી ગોળી દાહાડામાં ચારે વાર પાણી સાથે ગળાવવી. દાંતના પારાઓમાં દુખાવો થાય ત્યાંસુધી બેથી ચાર દાહાડા ગળાવવી, અને પછી બંધ કરવી. પછી નીચે જણાવેલી દવાઓ મેળવી પાવી.

| | | |
|---|---|---|
| ટીંચર સેના | ... | ... દરામ ૨ |
| એપસંમ સાલ્ટ | .. | ... આંઉસ ના થી ૧ |
| ઇનફ્યુઝન આવ સેના... | | ... આંઉસ ૧ાા |

આ દરદને ટારટર એમેટીક ઘણો ફાયદો કરેછે. વાસ્તે એ દવા ચોકસાઈથી એક ગરેન તોળી લઇને ચાર આંઉસ પાણી સાથે સારી પેઠે મેળવવી. તેમાંથી ૧ લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી, એથી કદાપી ઉલટી થાય તો હરકત નથી. અથવા એને બદલે નીચે લખેલી દવાઓ મેળવી એક શીશીમાં ભરી રાખી તેમાંથી ૧ાા લીકરગલાસ દર ચાર કલાકે પાવું. તાવ ઘણો હોયતો બેત્રણ દીવસ એ દવા જારી રાખવી.

| | | |
|---|---|---|
| પોટાસા નાઈટરસ | ... | ગરેન ૪૫ |
| ટારટર એમેટીક | ... | ગરેન ૧ |
| એસીડ ટારટારીક | ... | ગરેન ૫ |
| પાણી ... | ... | આંઉસ ૮ |

ઉપલા ઇલાજ જોરાવર માણસને વાસ્તે છે. વાસ્તે જો આજારી નબળો હોય અને ઉપલી દવાઓથી ઉલટીઓ ઘણી આવે તો, તે દવા બંધ કરવી. છાતી ઉપર જળો મુકાવવાને બદલે તે ઉપર હલકુ પલાસતર અથવા રાઈની પટી મારવી. અથવા ટરપેનટાઇન ગરમ કરી ઉપર ચોપડવું. અને તે ઉપર અળસીના લોટની પોલટીસ મુકવી. અને નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર થોડા દાહાડા સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓ ડાઈડ | ... | ગરેન ૧૨ થી ૨૦ |
| એપસમ સાલ્ટ... ... | ... | ચમચો ૧ાા |

| | | |
|---|---|---|
| ટીંચર આવ હેનબેન... | ... | દરામ ૨ |
| સ્પીરીટ નાઇટરીક ઇથિર | ... | દરામ ૨ |
| ટીંચર આવ સ્કુઇલ . | ... | દરામ ૧ |
| પાણી ... ... | ... | આંઉસ ૬ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનાઆ એસટિટીસ... | | આંઉસ ૧॥ |
| સ્પીરીટ ઇથિર નાઇટરસ... | ... | દરામ ૨ |
| વીનમ એપીકાકયુંના ... | ... | મીનીમ ૨૦ |
| કેમફર વોટર ... | ... | આંઉસ ૨॥ |

નબળાઇમાં શેરવો દુધ જેવો કુવતવાળો ખોરાક આપવો. અને નબળાઇ વધારે વરતાય તો વાઇન પાવો. નબળાઇ વધારે જણાતી જાય, હાથ પગ થંડા થાય, છાતી અને પેટ ગરમ હોય, અને નાડી નાની હોયતો આમોનીયા કારબોનસ ગરેન ૧૫ ને ત્રણ આંઉસ કેમફરવોટરમાં નાંખી તેમાંથી એક આંઉસ દાહાડામાં ત્રણ વાર પાવું.

ઉપલા ઉપાઓથી તાવ નરમ પડે, ખાંસી થોડી આવે તો હેઠળ લખેલી દવામાંથી એક લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇ ઓડાઇડ | .. | ગરેન ૯ |
| સોલ્યુશન આવ પોટાસ | ... | ટીપાં ૪૦ |
| કરીયાતાની અથવા બારકનીચા. | | આંઉસ ૩ |

પરંતુ કોઇ વખત ફેફસાનો વરમ અથવા સોજો પાક ઉપર ચડેછે, અને ફેફસાનો થોડો ભાગ સડી જાયછે, જેથી થુંક પરુ જેવી પડેછે. જેથી તેનો તથા આજારીના મોઢાનો વાસ સડેલા માંસ જેવો ગંધાય છે, અને તેની સાથે કાળા છીછડા જેવું પડેછે, અને આજારી લેવાતો જાયછે.

જ્યારે આવી નીશાનીઓ જણાય ત્યારે એક વાસણમાં ખળખળતુ પાણી ભરી તેમાં થોડું ટરપેનટાઇન રેડવું અને એ વરાળ આજારીના

શ્વાસમાં લેવા કેહેવું. એથી તફાવત ન જણાય તો ઓઇલઓવ ટરપેન-ટાઇન મીનીમ આઠ. સવારમાં તથા તેટલુંજ સાંજરે થોડા ગુંદરના પાણીમાં નાંખી પાયા કરવું. અને નબળાઈ જણાય તો મીક્ષચર આવ બ્રાંડી પાયા કરવી. ઉપલી દવાઓ ન મળી આવે તો,

ભારીંગમુળ, ગરમાળાનો ગોળ, ગંઠોડા, કડુ, મોથ, હરડેદળ, કરીયાતુ, ચીતરાછાલ, દેવદાર એ સરવ સરખે ભાગે લઈ આખા પાખું ભાગી તેમાંથી રૂ૧ા ભાર લઈ તેને માટીના કોરા વાસણમાં પાણી શેર ૧ામાં નાખી ઉકાળી બાકી પાણી રૂ૫) ભાર રેહે ત્યારે ઉતારી ગાળી તેમાં જવખાર તથા વધારણી વાલ બબે નાખી દાહાડામાં બે વખત પાવું.



# હોજરીમાંથી લોહીનું પડવું.

( હીમેટેમેસીસ Haematemesis ).

**નીશાની**—હોજરોમાંથી લોહી પડવા અગાઉ ઉછાળો અથવા મોળ આવે છે. પીપડી ઉપર ભાર લાગેછે. ફેરચકર આવે, આંખે ઝાંખ મારે, અને પછી ઉલટી થઈ તેમાંથી કાળા લોહીના બંધાએલા કડકા પડે છે. એ લોહી સાથે ખાવેલુ અન અથવા રસ સાથે મળેલું નીકળે છે. અથવા કંઈ પણ ચેતવણી આપવા સીવાય આ રોગ એકદમ થઈ આવે છે.

**સબબ**—હોજરીની જગો ઉપર સકત વાગવાથી, અથવા તેમાં ચાંદા પડવાથી,કાળજાના રોગથી, અથવા બરોલ થવાથી, દસતાંન અથવા હરસનું લોહી એકદંમ બંધ કરવાથી, જલદ વસતુઓ અથવા ઘણો દારૂ પીવાથી, ગરભના દબાંણથી, ઝાડો કબજ રેવાથી, અને લોહી બીગાડ થવાથી આ રોગ પેદા થાય છે.

**ઉપાય**—લોહી પડતું હોય ત્યારે આજારીને સુવાડી રાખવો, અને થોડા કલાક સુધી કંઈ ખાવાનું આપવું નહીં, બરફ મળી શકે તો તે ચુસાડવો.

અથવા વીસ મીનીમ એસીડ સલફ્યુરીક ડીલુટ તથા થોડી સાકર એ બંનેને બરફના પાણીમાં અથવા અમથા ૧ ગલાસ પાણીમાં નાખી તે દર ત્રણ કલાકે પાવું, અથવા ૧૦ ગરેન એસીડગેલીક અથવા ૫ ગરેન એસીડ ટાનીક એ બેમાંથી ગમે તે એ દર ત્રણ કલાકે પાણી સાથે પાવું. અથવા ૫ ગરેન ફટકડી દર ત્રણ કલાકે પાણી સાથે ફકાડવી, અથવા નીચે જણાવેલી દવાઓને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| એસીડ સલફ્યુરીક ડીલુટ | ... | દરાંમ ૧ |
| એપસંમસાલ્ટ | ... ... | ચમચો ૧ |
| ગુલાબનું સરબત ... | ... | આંઉસ ૨ |
| પાણી ... | ... ... | આંઉસ ૬ |

**અથવા**—હેઠળ લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| એરોમેટીક સલફ્યુરીક એસીડ ... | | દરાંમ ૧॥ |
| એલીક સર પારેગોરીક | ... | દરાંમ ૪ |
| સીનેમોમ વોટર | ... ... | આંઉસ ૫॥ |

**અથવા**—હેઠળ લખેલી દવાઓની ચાર ગોળીઓ કરી એકેક ગોળી દર ત્રણ અથવા ચાર કલાકે થંડા પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| પલંમબી એસીટ | .. ... ... | ગરેન ૮ |
| અફીણ | ... ... ... ... | ગરેન ૧ |
| કનફેસન આવ રોઝીસ (ગુલકંદ)... | ... | ગરેન ૫ |

**અથવા**—ઉછાળો જોરમાં થતો ન હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટરપેનટાઇન | ... ... | દરાંમ ૨ |
| ટીંચર આવ કાઇનો ... | ... | દરાંમ ૨ |
| ટીંચર આવ કેટીકુ ... | ... | દરાંમ ૨ |
| સ્પીરીટ આવ નાઇટરીક ઇથર ... | | દરાંમ ૨ |

| | | |
|---|---|---|
| ગુંદરનો ભુકો | ... ... | દરાંમ ૪ |
| પાણી | ... ... ... | આઉસ ૬ |

**અથવા**—ાા દરાંમ હીરાદખણ અને એક ગરેન અફીણ એ બેહુને એકઠાં વાટી તેનાં ચાર સરખાં પડીકાં કરી એકેક પડીકુ લોહી બંધ થાય ત્યાં સુધી દર ત્રણ અથવા ચાર કલાકે ફકાડવું, અથવા માયા ફળની બારીક ભુકી દરાંમ ૧ાા લેઈ તેનાં ત્રણ પડીકાં કરી દાડામાં ત્રણ વાર ફકાડવાં.

નાડી ઘણી જોરમાં ચાલતી હોય અને તેનો ધબકારો પણ જોરમાં થતો હોય તો, નીચે જણાવેલી દવામાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ ડીજીટેલીસ | ... | મીનીમ ૪૦ |
| એસીડ સલફયુરીક ડીલુટ | ... | દરાંમ ૧ |
| ટીંચર આવ આરેન્જ | ... | દરાંમ ૨ |
| કરીમ આવ ટારટર ... | ... | દરાંમ ૪ |
| સાકરનો સીરો ... ... | .. | આંઉસ ૧ |
| પાણી ... ... | .. | આંઉસ ૬ |

**અથવા**—ાા દરાંમ લીકવીડ એકસ્ટ્રાકટ આવ અરગટ ૬ આંઉસ પાણીમાં નાખી દર ત્રણ કલાકે પાવું.

આ રોગમાં હાથ પગ ઉપર રૂમાલ અથવા દોરી બાંધી હોય તો નસોમાંથી જે લોહી ડીલમાં જાય છે તે બંધ થાય છે, જેથી ઘણો ફાયદો થાય છે, આ રોગવાળાને દુધ કાંજી જેવો હલકો ખોરાક આપવો, અને થંડી ને લગતી ચીજો જેવી કે નારંગી લીંબુની જાતનો મેવો વીગેરે આપવું. દારૂ બીલકુલ આપવો નહી.

---

## હોજરીમાં ખટાસનું થવું.

**( એસીડીટી આવ ધ સ્ટમક**—Acidity of the stomach )

**સબબ**—પાચન શકતી નબળી પડી જવાથી, અથવા અજીર્ણ થ

વાથી અથવા તે નઠારી અવસ્તામાં આવવાથી હોજરીમાં ખટાશ થઇને છાતી ઉપર દાહ બળે છે.

ઉપાય—નીચેની દવાઓને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસભરી દર ત્રણ કલાકે પાવું.બાળકને એકથી બે ચમચી ભરી દર ત્રણ કલાકેપાવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ સોડા | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક... | | દરામ ૧ થી ૨ |
| ઈનફ્યુઝન આવ કેલંમબા. | ... | આંઉસ ૬ |

અથવા નીચે લખેલી દવાઓમાંથી પોણું વાઇન ગલાસ ભરી દહાડામાં ચાર વાર પાવું.

| | | |
|---|---|---|
| મેગનેસીઆ કારબોનસ. | .. | ગરેન ૪૦ |
| કારબોનેટ આવ સોડા | ... | ગરેન ૨૦ |
| સુંઠનો ભુકો | ... ... | ગરેન ૨૦ |
| કમપાઉન્ડ ડીકોકશન આવ એલોઝ | | આંઉસ ૨ |
| કેમોમાઇલ ફુલનો ઉકાળો. | ... | આંઉસ ૪ |

ખોરાક સાદો અને શકતી વાળો આપવો. ખુલી હવામાં ફરવા જવું ઝાડો કબજ રેહેતો હોય તો અવારે નવારે હલકા જુલાબો આપવા.

ઉપલી દવાઓ ન મળી આવે તો,

ધરાક, ધાણા, જીરૂ, સાજીરૂ, અમતુજીરૂ, વરીઆળી, નાગકેશર, વાવડીંગ, એ સરવ બરાબર લેઇ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી રૂ૦॥ ભાર લેઇ તેમાં મધ રૂ૨॥ ભાર તથા સાકર રૂ૦॥ ભાર મેળવી એ પરમાણે દહાડામાં બે વખત ખવરાવવું.



## હોજરીમાં થતો સકત દુખાવો.

( સ્ટમક એક—Stomach ache )

**સબબ**—ખરાબ જાતનો અથવા પચી શકે નહી એવો અથવા ખ-

ણો ખોરાક ખાધાથી હોજરીમાં ઘણી વેળા શકત દુખાવો થાય છે.

**ઉપાય**—કેલસાઇન્ડ મેગનેસીઆ ... દરામ ૧

રેવાર્બ. ... ... દરામ ૦॥

સુંઠનો ભુકો ... ... ગરેન ૧૦

એ સઘળાંને મેળવી તેનાં ત્રણ પડીકાં કરી એકેક પડીકું દર ત્રણ કલાકે જ્યાં સુધી દુખાવો નરમ પડે ત્યાં સુધી પાણી સાથે ફાકાડવું. **અથવા**

મેગનેસીઆ કારબોનસ ... ગરેન ૧૨

સ્પીરીટ આમોનીઆ એરોમેટીક. દરાંમ ૦॥

ડીલ વોટર ... .. આંઊંસ ૧

એ સઘળાંને મેળવી બે ચમચી ભરી બાળકને દર ત્રણ કલાકે પાવું.

**અથવા**—ઘણો ખોરાક ખાધાથી અજીર્ણ થયું હોય અથવા બીજી વસ્તુ ઘણી ખાધામાં આવી હોય તો ૨૦ ગરેન સલફેટ આવ ઝીંક ગરમ પાણી આંઊંસ ૧માં મેળવી પાઈ દેવું. જેથી ઉલટીઓ થશે. અને પછી સુનામખી અથવા એપસંમસાલ્ટ અથવા રેવાર્બનો જુલાબ આપવો. અથવા જીભ ઉપર ઉજળો થરો હોય અને પેટમાં દરરોજ દુખ્યા કરતું હોય અને ઝાડો કબજ હોય તો, નીચે જણાવેલી દવાઓની એક ગોળી કરી દર રોજ સવારમાં પાણીમાં ગળાવવી.

બ્લુપીલ ... ગરેન ૫

પલવીસએપીકાક્યુના... ગરેન ૦॥

એક્સ્ટ્રેક્ટ આવડાનડેલીયન. ગરેન ૫

**અથવા**—તીખાંની ચામાં થોડો રેવાર્બ નાખી પાવું.

ઉપલી દવાઓ ન મળે તો—

જેઠીમધ, વધારણી, વજ, આકડાનું દુધ, ધોળો સરસવ, લશણ, ઉપલેટ, પાનની જડ, એ સરવ રૂ૦ ૦ા ભાર લેઈ બારીક વાટી બકરાના મુતરમાં મેળવીને આજારીને સુંઘાડવાં.

**અથવા**—હરડાંબેડાં, આમળાં, સુંઠ, તીખાં, લીંડીપીપર, તજ, એ.

ળકી, તમાલપતર એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તે-માંથી વાલ બાર લેઈ મધમાં મેળવી દહાડામાં ત્રણ વખત ચટાડવું.

**અથવા**—સુંઠ, તીખાં, લીંડીપીપર, ચવક, ચીતરાછાલ, તીખાં, હરડાંબેડાં, આંમળા, બીડલવણ, સીંધવ, વાવડીંગ, કરંજનાંમુળ, અજમો, ધાણા, જીરૂ એ સરવ બરાબર લેઈ તેમાં તીખાં તથા પીપર બબે ભાગ લેવી એ સઘળાંને બારીક વાટી લુગડે ચાળી તેમાંથી રૂ૦ાા ભાર ઉના પાણી સાથે દહાડામાં બે વખત આપવું.



# હોજરીમાં અથવા આંતરડામાં આંકડી આવવા વિશે.

( સ્પેઝમ આવ ધ સ્ટમક ઓર આવ ધી ઇનટેસટાઇન્સ. )

( Spasm of the stomach or of the Intestines )

**નીશાની તથા સબબ**—કોઈ ખરાબ ખોરાક ખાધામાં આવવાથી અથવા અપવાસ કરવાથી પીપડી આગળ અથવા આંતરડામાં જાણે કોઈ બચતુ હોય અથવા વળ દેતુ હોય એવી નહિ ખમી શકાય એવી ચુંકો ઘડી ઘડી વારે આવ્યા કરે છે.

**ઉપાય**—૨ દરામ વીનમ એન્ટીમોની અથવા ૧૦ ગરેન પલવીસએપીકાકુના દર કલાકે એકથી બે વાર જ્યાં સુધી ઉલટી થાય ત્યાં સુધી આ-પવું. એથી નહિ પચી શકે એવી વસ્તુ ઉલટી વાટે બહાર પડશે અને થોડા ટીપાં એસેન્સ આવ પેપરમીટ ૧ આંઉસ એરંડીયા તેલમાં નાખી પાઈ દેવું. ઝાડો થવા પછી નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર બેથી ત્રણ કલાકે પાવું અને બાળકને એકથી બે ચમચી દર બેથી ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ઇથર સલફ્યુરીક | ... | દરામ ૧ |
| ઇથર કલોરીક | ... | દરામ ૧ |
| એસીટેટ આવ મોરફીઆ | ... | ગરેન ૧ |
| ઓઇલ આવ એનીસીડ | ... | મીનીમ ૧૦ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા દુખાવો ઘણો થતો હોય તો ઉપલો ઉપાય સરૂ કરવો.

અથવા તે ન બની શકે તો ૧ આંઉસ બ્રાંડી અને ગરમ પાણી બંનેને મેળવી પાઈ દેવું અને દુખાવો થોડો ઓછો થયા પછી નીચે જણાવેલી દવાઓ મેળવી તે પાવી.

| | | |
|---|---|---|
| રેબાર્બ | ... | ગરેન ૨૦ |
| સુંઠનો ભુકો | .. | ગરેન ૫ |
| કેલસાઇન્ડ મેગનેસીયા | .. | ગરેન ૨૦ |
| આકવામેન્થા પેપરેટા | ... | આંઉસ ૧॥ |

**અથવા—**

| | | |
|---|---|---|
| ટીંચર ઓપી | ... | મીનીમ ૧૫ |
| ટીચર આવ જીન્જીબેરીસ | ... | દરામ ૦॥ |
| સ્પીરીટ આવ લવંડર | ... | ચમચી ૧ |
| કંમપાઉન્ડસ્પીરીટ આવ આમોનીયા | | ચમચી ૦॥ થી ૧ |
| પાણી | ... | આંઉસ ૧ |

એ સઘળાને મેળવી પાઈ દેવું અને તે ઉપર થોડું ગરમ પાણી પાવું. પીપડી અથવા પેટ ઉપર જ્યાં ચુંકો આવતી હોય ત્યાં રાઇની પટી મારવી અથવા ગરમ પાણીનો સેક કરવો અથવા નીચે જણાવેલી દવાઓ સરખે ભાગે મેળવી તે પીપડી ઉપર ચોપડવી.

લીનીમેન્ટ કેમફરેકો
ટરપેનટાંઇન
કલોરો ફારમ

ઘણી વખત ઉભા રહી હાથો વતી બંને પેટની બાજુએ મસળવાથી પણ ફાયદો થાયછે.

ઉપલી દવાઓ ન મળી આવે તો

ધરાક, દારૂહળદર, જેઠીમધ, લીંડીપીપર, ગરમાળો, તેજબળ, એળકી, હરડેદળ, બેડાદળ, આંમળાં, વાવડીંગ, કડુ, રતાંજળી, સુગંધીવાળો, તજ, તમાલપતર, એળકી, નાગકેસર, લીંબડાની અંતરછાલ, વંસરોચન તળસીના પાન, નાગરમોથ, દેવદાર, ઉપલેટ, મજીઠ, ભારીંગમુળ, દાડમની છાલ, બોરડીની છાલ, હળદર, કપુર, રીંગણીના મુળ, રાસના એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાંથી ૩૧ ભાર ચુરણ લેઈ તેમાં ૩૧ ભાર સાકર મેળવી તેમાં મધ તથા ઘી થોડાં મેળવી દહાડામાં બે વખત એ પરમાણે ચટાડવું.



# કલજાનો તીક્ષણ વરમ.

(ઈનફ્લેમેશન આવ ધ લીવર—Inflamation of the liver)

કલેજુ કયાં છે અને કેટલું વધેલછે તે તપાસવા સારૂ છાતીની જમણી બાજુ ઉપર ડાબા હાથનું એક આંગળુ પાંસળીની સમાંતર આવે એવી રીતે મેલવું પછી જમણા હાથના એક અથવા બે આંગળાંથી એ ડાબા હાથના એક આંગળા ઉપર ટકોરા તાંણીને મારવા. પણ એ ટકોરા મારતી વખત જમણા પોંચાને હલાવવો પણ તે હાથને છેક ખભા સુધી હાલવા દેવો નહી. એ પરમાણે કરવાથી અંદરથી બટ અવાજ નીકળશે. એ પરમાણે જમણી પાંસળીઓ ઉપર જ્યાં સુધી બટ અવાજ નીકળે ત્યાં સુધી કલેજું વધેલ છે એમ સમજવું. કલેજું છેક નીચેની જમણી પાંસળીઓ અંદરથી આંગળીએ દાબવાથી ગાંઠની માફક લાગે છે અને તે વધીને જમણી છેલી પાંસળીની બાર આવે છે તેના ઉપર પણ ઉપર પરમાણે આંગળાથી ઠોકીઆથી બટ અવાજ નીકળે છે. અને તેની અંદર વરમ થવાથી તહાડ આવી તાવ આવેછે અને તે

બીમારીનું જોર નરમ પડે ત્યાં સુધી થોડો થોડો તાવ રેહે છે. જમણી પાંસળી નીચે અને તેની હેઠળના નીચેના ભાગમાં અકરસાટ તથા દુઃખાવો થાય છે, આંગળાંથી દાબવાથી, ઉધરસ ખાવાથી, જોરથી દમ લેવાથી અથવા ડાબી બાજુ એક કોરવાળી સુવાથી વધારે દુખે છે. વખતે ઉછાળો તથા ઉલટી થાય વખતે ખાંસી થાય. આજારી ઘણું કરીને ચતો અથવા જમણીકોર તરફ સુવે છે. થોડા દાડા આ પરમાણે રેવાથી જમણી પાંસળી નીચે ગાંઠ થાય અને તે ચડેલું લાગે તેમાંથી વખતે ફમળો થાય.

આ રોગમાં તાવની બીમારી સઘળાને એક રીતે જણાતી નથી જો જોરાવર માંણસને થાય અથવા ઘણા ભાગમાં દરદ પથરાએલુ હોય તો તાવ ઘણો જોરમાં આવે છે પણ એવું શકત દરદ આપણા દેશીઓને થતુ નથી આપણો બાંધો ઘણો નબળો હોવાથી તાવ થોડો આવે છે. કલેજાનો વીસતાર મોટો છે તેથી તે જમણી તથા ડાબી બંને બાજુએ પથરાએલ છે વાસતે દુખાવો તથા દરદ સઘળા માણસોને એકજ જગોનાં થતો નથી પણ જુદે જુદે ઠેકાણે થાય છે કાળજાના જમણી તરફના ભાગમાં રોગ થાય તો પેટના જમણી બાજુ તરફ દુખાવો થાય છે અને તેની સાથે સુકી ખાંસી હોય છે અને જમણા ખભામાં પણ દુખાવો થાય છે પણ જ્યારે કાળજાની ડાબી તરફના ભાગમાં રોગ થાય છે ત્યારે પીપડી આગળ દુખારો જણાય છે અને તારે વખતે ડાબા ખભામાં દુખાવો તથા ઉલટી આવે છે, કદાપી જો તેના ઉપલા ગોળ ભાગમાં રોગ થાય તો છઠી અને સાતમી પાંસળી ઉપર દબાંણ કરવાથી દુખે પણ પેટમાં ન દુખે. કાળજાના ઉપરના ભાગ તથા તે ઉપરના પાતળા પડમાં વરમ થાય તો અકરસાટ તથા દરદ ઘણું થાય છે અને જાણે અંદરથી છરીના ઘા થતા હોય તેવું દરદ આજારીને લાગે છે પણ જો તેના ઉડાણમાં આ રોગની અસર થાય તો અકરસાટ જેવું ધામ ધામ દરદ થાય છે.

**સબબ**—ઘણી ગરમી ખાધાથી અથવા માલેરીઆ નામની ઝેરી હવાથી શરીર નબળુ થઈ આ રોગને લાયક થાય છે, ઘણી થંડી ઘણો સુરજનો તાપ અથવા તડકો લાગવાથી અથવા પીતાની પથરીના દરદમાં ઘણો દારૂ પીનારા છોકરાઓનાં કાળજા નબળાં થઈ જવાથી આ રોગ થાય છે સનેપાતના જારી તાવમાં પણ આ રોગ થાય છે.

ઉપાય—દરદ તરતનું હોય અને આજારી જોરાવર મજબુત બાંધાનો હોય તો ફસ ખોલાવવી પણ નબળો હોય તો કદી ફસ મુકાવવી નહી, એ પુરી રીતે યાદ રાખવું. તેમજ પારાની કોઈ પણ દવા ખાવી નહી અગર મોહોડું અણાવવું નહી. ઉપલી બંને વાત પુરી રીતે ધ્યાનમાં રાખવી

રોગની શરૂઆતમાં જો પેટનો દુખાવો અને દરદ ઘણું હોય તો આજારીની નાડીના પરમાણમાં દુખતા ભાગ ઉપર ૧થી ૪ ડજન જળો મુકાવવી અને તે ઉપર પાંઉની પોલટીસ બાંધવી અથવા ફલાનલનો સેક કરવો. આજારીનો ઝાડો કબજ હોય તો નીચે લખેલી દવાઓની બે ગોળીઓ કરી બંને પાણી સાથે ગળાવવી,

બ્લુપીલ ... ગરેન ૬
પલવીસ એપીકાકયુના ગરેન ૨

એ ગોળીઓ આપવાથી ચાર કલાક સુધીમાં ઝાડો ન આવે તો ચોખ્ખુ એરંડીયુ તેલ ૧॥ થી ૨ મોટા ચમચા ભરી થંડા પાણી સાથે પાવું.

ઉપર પરમાણે ઉપાય કરવાથી દરદ નરમ ન પડે તો અને નાડી બહુ નબળી ન હોય તો બીજે દીવસ ફરીથી પેલાના કરતાં થોડી જળો મેલાવવી. પણ દુખાવો નરમ પડ્યો હોય અને આજારી નબળો હોય તો ફરીથી જળો કદી મુકાવવી નહી, પણ ઉપર પરમાણે બલુપીલ તથા એપીકાકની ત્રણ ગોળીઓ બનાવી દર ચાર કલાકે અકેક ગોળી ગળાવવી. બીજે દીવસ નીચે લખેલી દવાનાં ત્રણ પડીકાં કરી અકેકુ દર ચાર કલાકે પાણી સાથે ફકાડવું.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | ગરેન ૪ |
| જેમસીસ પાઉડર | | ગરેન ૯ |

એ પરમાણે ઉપલી ગોળીઓ તથા પડીકાં બે ચાર દાડા આપવાં પણ જો તેવામાં આજારીના દાંતમાં દરદ થાય તથા થુંક વધારે આવે તો તરત એ સઘળી દવાઓ બંધ કરવી અને નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી ૧ વાઇનિ ગલાસ ભરી, દર ત્રણ કલાકે પાવું. એ દવા બે ત્રણ દાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| સાલઆમોનીઆક (ચોખો નવસાગર) | .. | ગરેન ૩૦ |
| સ્પીરીટ નાઇટ્રીક ઈથર | ... | મીનીમ ૩૦ |
| પાણી | ... | ...આંઉસ ૬ |

અથવા હેઠળ લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસીટેટીસ | ... | આંઉસ ૧ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૩૦ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૧ |
| ડીકોક્શન આવ ડાંનડેલીયન | .. | આંઉસ ૫ |

અથવા નીચે જણાવેલી દવાયોના ચાર ભાગ કરી દહાડામાં ચાર વાર પાવી.

| | | |
|---|---|---|
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૨ |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૩ |
| કરીમ આવ ટારટર | ... | દરામ ૬ |
| પોટાસા બીકારબોનસ | ... | દરામ ૧ |
| એસીડ સીટરીક | ... | ગરેન ૪૦ |
| સકસ ટેરેકસેસાઈ | ... | આંઉસ ૧ |
| પાણી | ... | આંઉસ ૫ |

ઉપલા ઉપાયો કરવાથી પેટનો દુખાવો જતો રહે અને થોડો બાકી રહે અને પેટની જમણી તરફ જરા શકતાઈ અને ફુલેલુ લાગે તો જ-

મણી પાંસળી હેઠળના ભાગ ઉપર નાનું કેંથારીડીસ પલાસતર મુકવું અને હેઠળ લખેલી દવામાંથી એક વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું. એ દવા થોડા દહાડાસુધી જારી રાખવી, જેથી બાકીનું દરદ મટી જશે.

| | | |
|---|---|---|
| ડીલુટેડ નાઇટરોમ્યુરીયાટીક એસીડ | ... | મીનીમ ૧૫ |
| ડીકોકસન આવ ડાંનડેલીઅન અથવા કરીયાતાનો ઉકાળો | | આંઉસ ૬ |

અથવા કલેજાની ટેપ બેસે નહિ તો તે ઉપર ૨ દરામ નાઇટરો મ્યુરીઆટીક એસીડ તથા ૬ આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે કલેજાની ટેપ ઉપર રાત દિવસ ભીનેલો રાખવો.

દરદ ઘણું થતુ હોય તો ½ થી ૦ાા ગરેન એસેટિટ આવ મોરફીયા રાત્રે પાણી સાથે ફકાડવું. આજારીને હલકો અને જલદી જરપત થાય એવા કુવત વાળો ખોરાક આપવો—



# કલેજાનું પાકવું.

( **એબ્સેસ આવ ધી લીવર**—Abscess of the Liver )

**નીશાની**—પેહેલાં કલેજાના સોજાની નીશાની થયા પછી દસબાર દહાડે આજારીને ટાઢ વાગી તાવ આવે છે. જમણી પાંસળીની નીચે સુજેલું તથા ગાંઠ વરતાય અને તેને આંગળાંથી ઠોકી જોવાથી બટ અવાજ નીકળે. આજારી લેવાતો જાય, ભુખ ઓછી થાય, અને ઓકારી અથવા સુકી ખાંશી થાય. સાંજરે ઝીણો ઝીણો તાવ આવે, જ્યારે એ પરમાણે થાય ત્યારે કલેજુ પાક ઉપર ચઢયું છે એમ સમજવું.

કેટલીક વેળા કલેજુ પાક ઉપર ચઢ્યા પછી તાવ ઉતરી જાય તથા દરદ જણાય નહી, પરંતુ આજારી દાડે દાડે લેવાતો જાય છે. તેની સાથે કલેજામાં કોઇ વખત ચસકા મારે છે અને પછી સાંજરે ટાઢ વાગી ઝીણો

તાવ આવે છે, અને તે ઊતરતી વખ્ત ઘણો પરસેવો પડે છે. કલેજાની જગોએ ઊચાણ લાગે અને ત્યાં ગાંઠ જેવું જણાય અને તેમાં દરદ સર થાયછે. કલેજુ જેમ વધારે પાકતુ જાય તેમ દુખાવો તથા ચસકા વધેછે તેમાં કોઈ વખ્ત મરડો થઈ આવેછે. કલેજાના હેઠલા ભાગમાં તે દરદ થયું હોયતો પાંસળીની નીચે ગાંઠ જેવું તરી આવેછે તથા દાબવાથી માલમ પડેછે. જ્યારે તે બહુ પાકી ગયું હોયતો તેને દાબવાથી તે નરમ લાગેછે. કલેજાનું છેવટ ચાર રીતે આવેછે. ફેફસામાં અથવા આંતરડામાં અથવા હોજરીમાં અથવા બાહારના ભાગમાં તે ફુટેછે.

ફેફસામાં ફુટે ત્યારે જોરમાં ખાંસી થાય, હાંફણ થાય, અને ઉધરસની સાથે પરૂ મોઢામાંથી બાહાર નીકળેછે. આંતરડામાં ફુટે ત્યારે મરડો થાય, અથવા એકાએક ઝાડાવાટે બહાર પરૂ નીકળે, બાહારના ભાગમાં ફુટવાનું હોય તો જમણી પાંસળી આગળ ગાંઠ તરી આવે અને તે અણીદાર થાય અને તે ફુટીને તેમાંથી પરૂ નીકળે. હોજરીમાં ફુટે તો એકદમ ઉલટી થઈ તેની સાથે પરૂ નીકળેછે.

**ઉપાય**—ઉપર પરમાણે કલેજુ પાકવાની જરા પણ નીસાની જણાય તો પારાની કંઇપણ દવા આપવી નહી, અથવા શકત જુલાબ આપવો નહી. કલેજુ પાકતી વખ્ત આખો દાડો તાવ રહેતો હોયતો નીચે લખેલી દવામાંથી ૧ વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | ... | આંઉસ ૧ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૩૦ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૧ |
| ડીકોકસન આવ ડાનડેલીઅન | .. | આંઉસ ૫ |

પણ આખો દાડો તાવ ન રેતો હોય ને સાંજરે તાવ આવી પરસેવા પડતો હોયતો ઉપલી દવાને બદલે નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગુલાસ ભરી દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| એસીડનાઇટરીક ડીલ્યુટ | ... | મીનીમ ૧૫ |
| કરીઆતાની ચા | ... | આંઊંસ ૬ |

ઝાડો કબજ હોયતો. સીડલીજ પાઉડર અથવા રુબાર્બનો જુલાબ આપવો. આજારી લેવાતો જાય તો. નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| સાલ આમોનીઆક અથવા ચોખો નવસાર | ... | ગરેન ૩૦ |
| એક્સ્ટ્રાક્ટ આવ ડાંનડેલીઅન | ... | ગરેન ૬ |
| કમપાંઉન્ડ ટીંચર આવ લવંડર | ... | મીનીમ ૩૦ |
| પાણી... | ... | આંઊંસ ૩ |

અથવા નીચે લખેલી દવામાંથી પોણું વાઇનગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી અને તે ઘણા દાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| ડીલુટેડનાઇટ્રો મ્યુરીઆટીક એસીડ | ... | દરામ ૧ |
| ટીંચરફેરી પરક્લોરીડ | ... | મીનીમ ૪૦ |
| આમોનીઆ હેડરો ક્લોરેટ | ... | દરામ ૧ |
| કંમપાઉન્ડ ટીંચર આવ સીનકોના | ... | દરામ ૨ |
| સકસ ટેરેકસેસાઈ | ... | આંઊંસ ૧ |
| પાણી | ... | આંઊંસ ૬ |

આ રોગમાં મરડો થાય તો ઉપલી દવાને બદલે નાચે લખેલી દવાના ચાર ભાગ કરી દાડામાં ચારવાર દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| કલોરોડાઇન | ... | મીનીમ ૪૦ |
| લાઇકરઓપાઇ સેડેટીવ | .. | મીનીમ ૩૦ |
| ટીંચર આવ કાઇનો | ... | દરાંમ ૨ |
| ઇનફયુઝન આવ લોગઉડ | ... | આંઊંસ ૬ |

કલેજુ પાકી ગયું હોય એમ માલુમ પડે તો આજારીને મોટી ઓસપીટાલમાં લઈ જવો, જ્યાં તે પાકેલ કલેજાને ડાકટર (ન્યુમેટીક એસ્પીરેટર) નામની પીચકારીથી ફોડી પરૂ કાઢી નાખસે, જેથી આજારીને

હરકતે ત્રણ ચાર રોજમાં સાજો થઇ જશે. ફલેજુ ફેફસામાં અગર આંતરડામાં અથવા હોજરીમાં ફુટવાથી વખતે નુકશાની પોંચેછે, વાસ્તે ઉપર મુજબ એલાજ કરવા ચુકવું નહી.

આજારીને રાતમાં ઊંઘ ન આવતી હોયતો હેઠળ લખેલી સઘળી દવા પાઈ દેવી.

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ મ્યુરેટ આવ મોરફીઆ | .. | મીનીમ ૧૫ |
| પાણી | ... | આંઊંસ ૧ |

ફલેજુ પાક ઉપર ચઢતી વખત તેમાં ધટકા મારેતો તે જગો ઉપર અલશીનું પોલટીસ દહાડામાં ત્રણ ચાર વાર બાંધવું અથવા ફલાનલનો શેક કરવો, અથવા નીચે લખેલી દવામાં લુગડું બોળી તે ભાગ ઉપર દહાડામાં ત્રણ વાર મુકવું. એથી બળતરા બહુ બળે તો તેમાં ૧૦ આંઉસ પાણીને બદલે ૧૨ આંઉસ પાણી નાખવું

| | | | |
|---|---|---|---|
| એસીડ નાઇટરીક | ... | ... | દરામ ૧ |
| મ્યુરીઆટીક એસીડ. | | ... | દરામ ૧॥ |
| પાણી | .. | ... ... | આંઉસ ૧૦ |

ઉપલાં બંને એસીડો ધીમે ધીમે પાણીમાં મેળવી બાટલીમાં ભરી રાખવાં અને તેનો ઉપરૈ પરમાણે ઉપયોગ કરવો.

ફલેજુ કદાપી ફેફસામાં ફુટવાથી ખાંસી જોરમાં થાય ત્યારે નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | | | |
|---|---|---|---|
| એલીકસરપારે ગોરીક | ... | ... | દરામ ૧ |
| વીનમ એપીકાકવુના. | ... | ... | મીનીમ ૧૫ |
| સ્પીરીટ ઇથરનાઈટરસ. | ... | ... | મીનીમ ૨૨ |
| પાણી | ... | ... ... | આંઊંસ ૩ |

ફેફસામાં ફુટવાથી ખાંસી સાથે તાવ હોય તો ઉપલા નુંસકાની પેહેલી દવા નાંખવાને બદલે પોટાસા નાઇટરસ ગરેન ૧૫ નાખવો. જો આંતરડામાં ફુટે અને મરડો જણાય તો, નીચે લખેલી દવાનાં ત્રણ પડીકાં કરી દહાડામાં ત્રણવાર સાકરના સીરા સાથે ચટાડવાં.

| | | | |
|---|---|---|---|
| ડોવર્સ પાઉડર | ... | ... | ગરેન ૧૨ |
| બીસમથ સબ નાઇટરસ | | ... | ગરેન ૧૫ |
| એસીડ ગાલીક. | ... | ... | ગરેન ૧૫ |
| સલફેટ આવ કવીનાઇન | | ... | ગરેન ૩ |

ઉપરની બાજુ ઉપર ફુટે તો બે ત્રણ દહાડા ઘઊંના લોટની પોલટીસ બાંધી પછી તે ઉપર સીમપલ ઓઇન્ટમેન્ટની પટી રૂઝ આવે ત્યાં સુધી લગાડવી. આજારીને હલકો ખોરાક આપવો. આવા મરેજમાં હવાનો ફેરફાર કરવાથી ચમતકારની માફક ફાયદો થાય છે વાસ્તે દરીઆવાળી થંડી હવામાં આજારીને હવા બદલ કરાવવી. "



# કમળો.

( જોનડીસ—Jaundice.)

**નીશાની**—પેહેલાં આંખની સફેતીમાં પીળાટ જણાય, પછી ચેરે તથા નખ પીળા થાય, અને પછી આખુ શરીર હળદર જેવું થઈ જાય. પેસાબ પીળો આવે, ઝાડો સફેત અથવા કાળો હોયછે. વખતે કોઇનો પરસેવો તથા થુંક પણ પીળી હોયછે. કમળાવાળી ઓરતનું દુધ વખતે પીળુ હોય છે. આજારીના શરીરનો પીળો રંગ હોયછે તે વખતે બદલાઇને ચામડી ઘેરા લીલા રંગની થાયછે. જેને આપણામાં કમળી કહેછે. એ બંને દરદ જુદાં નથી એકજ છે.

**સબબ**—કલેજાનો વરમ થવાથી, અથવા તે પાકવાથી, પીતની પથરીથી, પેટમાં કરમો પડવાથી, લાંબા દાહાડાનું અજીર્ણ, લાંબા દાહાડાનો તાવ, ઝેરી સર્પના કરડવાથી, જ્યારે કલેજામાં પીતની પથરી બંધાયછે ત્યારે તેમાં ઘણું કપાઇને દુખેછે, ઉલટીઓ આવેછે.

**ઉપાય**—ઉપલા જે કારણથી થયો હોય તે સોધી કાઢી તેનો ઉપાય કરવો. પીતની પથરી બંધાવાથી કપાઇને દુખતુ હોય, અને ઉલટીઓ થતી હોય તો બરફ ચુસાડવો. અને ૨૦ થી ૩૦ મીનીમ ટીંચર ઓપી પાણીમાં મેળી પાવું. અથવા નીચે લખેલી દવાઓ મેળવી તે પાવી.

| | | | |
|---|---|---|---|
| ટીંચર ઓપી | ... | ... | દરામ ૧ |
| ટીંચર બેલાડોના | ... | ... | દરામ ૧ |
| એસીટેટ આવ મોરફીઆ | ... | | ગરેન ૨ |
| કેમફર વોટર | ... | ... | આંઉસ ૬ |

અથવા દવા પેટમાં ટકી શકે નહી તો, નીચેની દવાઓ મેળવી ગુદામાં પીચકારી મારવી.

| | | | |
|---|---|---|---|
| અફીણ | ... | ... | ગરેન ૨ થી ૩ |
| ટીંચર આવ બેલાડોના | ... | | મીનીમ ૨૦ |
| વાઈન | ... | ... | આંઉસ ૧ |

એ શીવાય સાધારણ કમળામાં પેટ કબજ હોયછે,વાસ્તે એક હલકો જુલાબ આપી, ઝાડો સાફ લાવવા પછી નીચે લખેલી દવા મેળવી, તેની બાર ગોળીઓ બનાવી એકેકી ગોળી સવાર અને સાંજ ચાર પાંચ દાહાડા સુધી પાણી સાથે ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| એક્સ્ટ્રાક્ટ આવ ડાનડેલીયન | | .. | ગરેન ૩૦ |
| પલમર્સપીલ | ... | .. | ગરેન ૧૦ |
| આક્સગાલ | ... | ... | ગરેન ૧૦ |
| કેસટાઈલ સોપ | ... | ... | ગરેન ૬ |

એથી ફાયદો ન થાય તો નીચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | | |
|---|---|---|---|
| પોટાસા એસીટસ | | ... | ગરેન ૪૫ |
| એક્સ્ટ્રાક્ટ આવ ડાનડેલીઅન | | ... | ગરેન ૬ |
| ટીંચર આવ હાઇઓસીયામસ | | ... | મીનીમ ૨૦ |
| પાણી | ... | ... ... | આંઉસ ૬ |

અથવા નીચે લખેલી દવામાંથી ૧ વાઈન ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | | |
|---|---|---|---|
| કરીમ આવ ટારટર | ... | ... | ગરેન ૩૦ |
| બોરાક્સ | ... | ... | ગરેન ૧૦ |
| સ્પીરીટ ઈથર નાઈટરેસ... | | ... | દરામ ૧ |
| પાણી | ... | ... | આંઉસ ૬ |

અથવા ૩૦ મીનીમ એસીડ નાઈટરીક ડીલુટ અથવા એસીડ સલફ્યુરીક ડીલુટ અથવા ડીલુટેડ હેડરોકલોરીક એસીડ, એ ત્રણમાંથી ગમે તે ઉપલા વજનમાં લેઈ અને સાડાચાર આંઉસ કમપાઉન્ડ ડીકાકશન ઓફ જેનસીના લેઈ બંનેને મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી. અથવા નીચે લખેલી દવાઓની ૧૦૦ ગોળીઓ બનાવી ત્રણ ગોળીઓ પાણી સાથે સવાર સાંજ ગળાવવી.

| | |
|---|---|
| કમપાઉન્ડ પાઉડર આવ સીનામોમ .. | દરામ ૧ |
| રૂબાર્બ ... .. ... | દરામ ૨ |
| ઓઈલિ આવ જુનીપર ... ... | મીનીમ ૨૦ |
| સીરપ આવ જીનજર ... .. | થોડું |
| કેસટીલ સોપ ... ... | દરામ ૪ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેની ૬ ગોળીઓ બનાવી બબે ગોળી દાહાડામાં ત્રણ વાર ગળાવવી.

| | |
|---|---|
| રૂબાર્બ ... ... ... | ગરેન ૩ |
| પલવીસ એપીકાકયુના... ... | ગરેન ૪ |
| કેસટાઈલિ સોપ ... ... | ગરેન ૧૦ |
| ઓઈલિ આવ જુનીપર. ... | એક ટીપું. |

આ રોગમાં આજારીને તરસ ઘણી લાગેછે, વાસ્તે નીચે લખ્યા પરમાણે પાણી તઈયાર કરી એમાંથી ૩ થી ૬ આંઉસ દાહાડામાં બે અથવા ત્રણવાર તરસ લાગે ત્યારે પાવું. જેથી તરસ છીપશે અને કમળાનું જોર નરમ પડશે.

| | |
|---|---|
| કરીમ આવ ટારટર ... ... | આંઉસ ૧ |
| સાકર ... ... ... | આંઉસ ૨ |
| ઉકળતું પાણી... ... ... | રતલ ૨॥ |

ઉપલી બંને વસ્તુ કાચના વાસણમાં નાખી તે ઉપર ઉકળતું પાણી ધીમે ધીમે રેડા કરવું. બધું ઓગળી જાય, અને થંડુ પડે, ત્યારે તે કામમાં લેવું.

ઉપલી દવાઓ ન મળી આવે તો અરડુસો, ગળો, લીંમડાની છાલ, ત્રી-

ફળા, કરીયાતું, કડુ, એ સરવ બરાબર લેઇ ખાંડી તેમાંથી ગરેન ૬ નો ઉકાળો કરી તેમાં થોડું મધ મેળવી થોડા દાહાડા પાવું. અથવા ત્રીફળાનો રસ, અથવા ગળોનો રસ, અથવા દારૂ હળદરનો રસ, અથવા લીંમડાના પાંદડાંનો રસ, જે મળી આવે તેમાં થોડું મધ મેળવી દરરોજ થોડા દાહાડા પાવું. દરેક રસ પંદર પંદર મીનીયમ લેવો અથવા કડવી તુંબડીના ગરભના રસનો થોડા દાહાડા નાસ આપવો.

અથવા સુંઠ, તીખાં, લીડીપીંપર, એ એકેક રૂપીયાભાર લેવાં, આખો મંડુર રૂ ૩) ભાર લેવો. એ બધાંને બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી ૨૦ ભાર ગરમ પાણીની સાથે દાહાડામાં એક વખત આપવું.

## પેસાબનુ ઘણી વાર થવું.

( ફ્રીક્વન્ટ મીકટુરીશન—Friquent Micturition).

ઉપાય—

| | | |
|---|---|---|
| ટીંચર આવ બેલાડોના | ... | મીનીમ ૩૦ |
| ટીંચરફેરી પરકલોરીડ | ... | મીનીમ ૩૦ |
| પાણી ... ... | .. | આંઉસ ૩ |

એ સઘળાંને મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવું, ઊપલી દવાઓ ન મળી આવે તો.

સીમળાનાં ફુલ, ઉમરાના પેપા, જાયફળ, સેકી લીલાગર, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી વાલ બેને આસરે દાડામાં બે વખત મધની સાથે ચટાડવાં.

## ઉંઘમાં પેસાબનુ થવું.

( ઈનકોન્ટીનન્સ આવ યુરીન—Incontinence of urine ).

ઉપાય—બાળકને તેમજ મોટી ઊમરના માણસને ઊંઘમાં બીછાનામાં

પોતાની મેળે પેસાબ થઈ જાય છે, તો તેવા બીમારને નીચે જણાવેલી દવાઓ મેળવી દાડામાં ત્રણ વાર પાવી, બાળકને તેમાંથી ૧ થી ૨ ચમચી ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| ટીંચર આવ અરગટ | ... | મીનીમ ૧૦ થી ૧૫ |
| ટીંચરફેરી પરક્લોરીડ | ... | મીનીમ ૧૦ |
| સ્પીરીટ આવ ક્લોરોફોરમ | ... | મીનીમ ૫ |
| ઇનફ્યુઝન આવ કુઆસીઆ. | | આંઉસ ૧ |



# પીશાબમાં લોહી પડવાનો રોગ.

(હીમેટુરીઆ—Hœmaturia)

**નીશાની**—પેશાબમાં જે લોહી પડેછે તે ગુરદામાંથી, ફુકનામાંથી અથવા પેશાબ આવવાની નળીમાંથી આવેછે. જ્યારે ગુરદામાંથી લોહી નીકળે ત્યારે પીશાબ સાથે મળેલુ લોહી નીકળેછે અને તેનો રંગ બ્રાન્ડી અથવા પોરટવાઇનના જેવો હોય છે. ગુરદામાંથી લોહી પેસાબની સાથે નીકળવા પેહેલાં અથવા પડતી વખત ટાઢ વાગે અને કંપારી છુટે છે. હાથ પગ થંડા થઈ તાવ આવે છે. કમરમાં ભાર લાગે અને તેમાં ખેંચાવો અથવા થોડુ દરદ થાયછે.

ફુકનામાંથી લોહી નીકળેછે ત્યારે પેહેલાં થોડા નીતરો પીસાબ આવે છે અને પછી છેલો પીશાબ લાલ લોહી જેવો આવે છે. આ રોગમાં પીસાબની હાજત ઘડી ઘડી લાગે છે. ગુદામાં દુખાવો થાય, આગ બળે, ભાર લાગે અને પેશાબ કરતી વખત આજારીને કાંસવું પડે. પેટુ ફાટ ફાટ થાય. ઇંદ્રીના ફુલમાં વખતે બળતરા બળે અને વખતે ઉલટી થાય ને તાવ પણ આવે.

પેસાબ બાહાર આવવાના મારગમાંથી લોહી નીકળે ત્યારે બધો પેસાબ નીતરયો આવે તે આવી રહ્યા પછી પાછળથી થોડાં ટીંપાં લોહીના અથવા લોહીની ધાર થાય છે. આ રોગમાં પેશાબ કરતી વખત કંઈ દરદ જણાય નહિ અને પીશાબની હાજત પણ વારંમવાર ન થાય.

પીશાબનો લાલ લોહી જેવો રંગ મજીઠ અથવા હાથીઆ થોરનાં લાલ ફીંડવાં. પતંગના લાકડાનું પાણી વીગેરે એવી વસ્તુ દવા તરીકે અથવા અમથી ખાધામાં આવી હોય તો તેથી પણ થાય છે વાસ્તે એમ હોય તો ગભરાવું નહિ.

લાલ પેશાબને થોડી વાર સુધી કાચના વાસણમાં રાખી મુક્યો હોય અને પછી જોયો હોય તો તેમાં નીચે લોહીનો થરો બેઠેલો જણાશે. અથવા પેશાબ તપાસવાની કાચની નળીમાં લાલ પેશાબ નાખી તેને સ્પીરીટના દીવા ઉપર ગરમ કરી તેમાં થોડા ટીપાં એસીડ નાઇટ્રીકના નાંખવા. જેથી ઈંડાની સફેતી જેવો પદાર્થ નીચે બેઠેલો જણાશે. ઉપર પરમાણે કોઈ પણ વસ્તુ ખાધામાં આવવાથી લાલ પેશાબ આવતો હોય તેને કાચના વાસણમાં રાખી મુકવાથી નીચે થરો બેસતો નથી.

**સબબ**—પેશાબમાં લોહી ઘણાં કારણોથી પડે છે. કમરમાં પેંઢું અથવા પેશાબના મારગ ઉપર જોરથી વાગવાથી ઉચાંણથી પડી જવાથી, ઘોડા દોડાવતાં લાંબી મુસાફરી કરવાથી, અથવા ટેકરાટેકરી વાળી ખરાબ જમીન ઉપર ગાડીઅથવા ગાડામા બેશી મુસાફરી કરવાથી ગુરદામાં ચોટ અથવા આંચકો લાગે છે તેથી તેમાંથી લોહી.પેશાબની સાથે નીકળે છે. તથા ભીનાસવાળી જગામાં સુવાથી, ગુરદામાં રેતી પડવાથી,પરમો થવાથી,ફુકનામાં પથરી બંધાવાથી, ઘણી ગરમ અને જલદ વસ્તુ ખાધાથી, દારૂ પીવાથી,પેશાબ કરવાની બાહારની નળીનો સાંકડો મારગ થવાથી, અથવા ઘણો સ્ત્રી સંભોગ કરવાથી પેશાબની સાથે લોહી જાય છે.

**ઉપાય**—ગુરદામાંથી રેતી જવાથી લોહી જતુ હોય તો ગુરદામાં પથરી અથવા પેશાબમાં રેતી જાય તે વાંચેના મથાળા હેઠળ જણાવ્યા પરમાણે ઇલાજો કરવા—

ફુકનામાં પથરી બંધાય છે તો તે હુંશિયાર ડાકટર પાસે ઓરીને કઢાવવી, એમ છતાં કોઈ વખત લોહી જાય છે તો તેવે વખતે નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... | ગરેન ૪૦ |
| લીકવોડ એકસ્ટ્રાકટઆવ અરગટ. | | દરામ ૨ |
| સાકરનો સીરો | ... | આંઉસ ૧ |
| પાણી | ... | આંઉસ ૫ |

અથવા નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| એસીડ સલફ્યુરીકડીલુટ | ... | મીનીમ ૩૦ |
| કુઆાસીયાની અથવા કોલમની આ... | | આંઉસ ૩ |

અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેનાં છો સરખાં પડીકાં કરી ૧ પડીકું દર ત્રણ અથવા ચાર કલાકે સાકરના સીરામાં ચટાડવું અને એ પરમાણે ચાર પડીકા સુધી એક દીવશમાં આપવું.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... | દરામ ૧ |
| અફીણ | .. | ગરેન ૧ |

ઉપલી દવાઓથી ફાયદો ન થાયતો નીચે લખેલી દવાઓને સારી પેઠે મેળવી તેમાંથી ગુંદરના પાણીમાં ચાર સરખી ગોળીવો વાળી એક ગોળી દર ત્રણ અથવા ચાર કલાકે થંડા પાણી સાથે ગળાવવી. કોઈ પણ કારણથી પેશાબમાં લોહી પડતુ હોય અને આજારી બહુ નબળો થઈ જાય તો પેહેલથીજ આ ગોળીઓ ગળાવવી.

| | | |
|---|---|---|
| પલંમબી એસીટ | ... | ગરેન ૬ |
| ચોખુ અફીણ | ... | ગરેન ૧ (એક) |

ગુરદાના દરદથી અથવા તેમાં રેતી જવાથી લોહી પડતું હોય અને તેથી ગુરદા આગળ કમરમાં દુખાવો થતો હોય તો તે ઉપર ટરપેનટાઈન ચોપડી ઉપર ફલાનલનો શેક કરવો. અથવા ઉપર બરફ ફેરવવાથી ઘણો ફાયદો થશે.

ફુકનામાં પથરી ન હોય અને બીજા કારણથી લોહી જતું હોય અથવા પેસાબ કરવાની નળીમાંથી લોહી જતું હોય તો, પેડુ ઉપર બરફ ફેરવવો અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેની પીચકારી ઈંદરીમાં મારવી.

| | | |
|---|---|---|
| ફટકડી. | .. .. | ગરેન ૧૦ |

| | | |
|---|---|---|
| એસાડટેનીક | ... ... | ગરેન ૧૦ |
| પાણી | ... ... | આંઊસ ૧ાા |

તેની સાથે ૨૦થી ૬૦ ગરેન ફેરી આમોનીઆ સલફેટીસ અને આઠ આંઊસ પાણી એ બંનેને મેળવી તેના છ ભાગો કરી એકેકો ભાગ દર છ કલાકે પાવો. અથવા નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | |
|---|---|
| ટીંચરફેરી પરક્લોરીડ. | ...મીનીમ ૨૨ |
| કોલમની આ ... | ...આંઊસ ૭ |

જ્યારે ગુરદામાંથી લોહી જતું હોય અને તેથી નબળાઈ થઈ હોય તો તેને પણ ઉપલી દવા ફાયદો કરે છે.

ફુકનાનું લોહી બંધ કરવા ૨૦ થી ૩૦ ગરેન ફટકડી તેને એક પાઇન્ટ પાંણીમાં પીગળાવી તેની પીચકારી ઇંદરીમાં મારવી, અથવા ચોખા થંડા પાણીના પીચકારી ઇંદરીમાં મારવી, જેથી વખતે ઘણો ફાયદો થાયછે. ઘણી વખત એવું બને છે કે ફુકનામાંથી લોહી બહાર આવવાને બદલે તેમાં બંધાઈ જાય છે. જેથી પેડુ સુજી આવે છે. તેમાં દરદ થાય છે. પેસાબ બંધ થઈ જાય છે. જ્યારે એમ થાય ત્યારે કેથેટર ઇંદરીમાં મુકી તે કેથેટરને રસ્તે પેસાબ તથા લોહી બહાર કાઢવું.

પેસાબ સાથે ઘણું લોહી જતું હોય અને આગળ આપેલો કોઈ દવા ન હોય તો ૧૦ ટીંપાં ટરપેનટાઇન એક આંઊસ ગુંદરના પાણીમાં નાંખી હલાવી પાઈ દેવું. અને બંધ ન થાય તો ૩ અથવા ચાર કલાકે ફરી એ પરમાણે પાવું, પણ શરીરમાં તાવ હોય તો એ દવા આપવી નહી.

ઉપલી કોઈ પણ દવાઓ હાજર ન હોય તો કાથાની ભુકી અથવા હીરાદખણની ભુકી ગરેન ૩૦ લઈ તેની સાથે એક ગરેન અફીણ મેળવી તેનાં ત્રણ સરખાં પડીકાં કરી, અને એક એક પડીકુ દર ત્રણ અથવા ચાર કલાકે થંડા પાણી સાથે ફકાડવું. અથવા નીચે લખેલો દવાઓની બારીક ભુકી કરી તેમાંથી તોલો ૦ાા દર ત્રણ કલાકે પાણી સાથે ફકાડવી.

| | |
|---|---|
| દાડમની સુકી છાલ... | ... તોલો ૧ાા |
| માયાંફળ ... | ... તોલો ૦ાા |

અફીણ ચોખ્ખું ... ... ગ્રેન ૧ (એક)

બીમારને હલકા ખોરાક ઉપર રાખવો, પણ નબળાઈ વધારે હોય તો દુધ, શેરવો, વાઇન વીગેરે કુવત વાળો ખોરાક આપવો, હવા ફેરબદલ કરાવવી.



# મધુપરમેહ મીઠો પેસાબ.

## ( ડાઇઆબીટીઝ મેલીટીસ—Diabetes Mellitus. )

**નીશાની**—સરૂઆતમાં આજારીના હાથપગ ઢીલા પડે, વાંચવા લખવા ગમે નહી, તરસ બહુ લાગે, મોઢું સુકુ અને તેનો સ્વાદ મીઠો લાગે, પેસાબની હાજત જલદી જલદી થાય. દરે વખત તે ઘણો પેસાબ કરે. વધારે દાડા રોગ ચાલવાથી આજારીની ચામડી સુકી થાય. પરસેવો નીકળતો ધીમે ધીમે બંધ થાય, પાણી પી પેટ ડસ થાય તોપણ તેની તરસ છીપે નહી. પેટ કબજ રહે અને ઝાડો આવે તે ઘણો કઠણ મળ જેવો આવે. નબળાઈ દરરોજ વધતી જાય, આંખે ઝાંખ મારે, છાતીમાં દાહબળે. અને લાંબા દાડાની બદહજમીના ઘણી નીશાંનીઓ જણાય. કેટલીક વખતે આજારીને ભુખ ઘણી લાગે અને તે બે અંદાજે ખાય. એ પરમાણે ઘણા મહીનાઓ ચાલવા પછી ઊંઘ બરાબર આવે નહી. સાંજે ઝીણો ઝીણો તાવ આવે, અને ઘણી મીઠી પેસાબ આવવાથી આજારી બીલકુલ હાડ પાંજરા જેવો લેવાઈ જાય. તેમાંથી ખઇ, જળંદર, પાઠાં વીગેરે રોગો થઈ આજારીનો અંત લાવે.

મીઠો પેસાબ તપાસવાની રીતો ઘણીછે. જેવી કે પેસાબ કાચના વાસણમાં કરી એક કોરે મુકી રાખવાથી તે ઉપર હજારો કીડીઓ ચડી આવશે. તેમજ પેસાબને બે આંગળાં વચે દાબવાથી મધ અથવા સાકરની ચાસણીની માફક ચીકણો લાગશે. અને તેનો વાસ મીઠો લાગશે. અથવા મોરથુથાનું પાણી એક ગલાસમાં કરી પેસાબ તપાસવાની કાચની નળીમાં થોડો પેસાબ નાખી તેમાં ઉપલુ મોરથુથાનું પાણી ટીપે ટીપે નાખવું અને પછી તેમાં થોડાં ટીપાં લાઇકર પોટાસાનાં નાખવાં. જેવાં

લાઇકર પોટાસાનાં ટીપાં પડવા માંડશે તેવાજ પેસાબમાં લાલ થરો દે-ખાશે, પણ પાછળથી તે પીગળી જશે. છેલીવારે એ દવા રેડી રહ્યા પછી તે નળીને ગરમ કરવાથી તેમાં લાલ અથવા નારંગીના રંગનો થરો દેખાશે. એવી રીતનો ફેરફાર જણાય તો તેમાં સાકરનો ભાગછે એમ સમજવું. અથવા પેસાબ તપાસવાની કાચની નળીમાં થોડો પેસાબ નાખી તેમાં તેથી અરધો ભાગ સોલ્યુશન આવ પોટાસ નાખવો. અને પછી તે નળી-ને સ્પીરીટના દીવા ઉપર ગરમ કરવી. જો તેમાં સાકરનો ભાગ હશે તો પેસાબનો રંગ ઘેરો, ભુરો અથવા પોરટવાંઇનના જેવો જણાશે. અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી થોડાં ટીંપાં પેસાબ તપાસવાની કાચની નળીમાં નાખી તેને સ્પીરીટના દીવા ઉપર ઘણું ગરમ કરવું. પછી તેમાં ચારથી પાંચ ટીંપાં પેસાબનાં નાખવાં. પેસાબમાં સાકર ઘણી હશે તો, તે સઘળાનો રંગ એકદમ બદલાઇને પીળો થઈ જશે. અને પીળા રંગનો અથવા રાતા રંગનો થરો નીચે એકઠો થએલો જણાશે. ઉપર પર-માણે નીશાંનીઓ જણાય નહી તો પેસાબમાં સાકર જતી નથી એમ સમજવું.

સબબ—માણસના શરીરમાં થોડી અથવા ઘણી સાકરનો ભાગ હોયછે, પરંતુ જ્યારે લાંબા દાડાના અજીર્ણને લીધે ઘણા ઘીનાં અને સાકરવાળાં પકવાંનો વીગેરે ઘણું ખાધામાં આવેછે, ત્યારે હોજરીમાં બરાબર પાચન થતું નથી. તેથી તે વસ્તુઓ તેની તેજ અવસ્થામાં અથવા સા-કરના આકારમાં બદલાઇને પીસાબની સાથે મળી જાયછે. ઘણો લાં-બો વખત થંડી અથવા ભીનાસ ખાધાથી, અંગ ગરમ થયું હોય તે વખતે થંડુ પાણી પીવાથી, ખાટા અથવા જવના ફીણવાળા દારૂઓ બેઅંદાજે વાપરવાથી, ઝાડો થવાથી, ઘણો સ્ત્રી સંભોગ કરવાથી, એવાં બીજાં કારણથી શરીરમાં નબળાઈ થઇ એ રોગ થાયછે. કોઇ વખત વારસા તરીકે આ રોગ ઉતરેછે.

ઉપાય—ગોળ, ખાંડ, સાકર, મધ વીગેરે મીઠાસવાળી વસ્તુઓ, પટેટા, ગાજર, સકરીઆં વીગેરે એવી મીઠી તરકારીઓ, સેગો, આરારૂ-ટ, ઘઉનું દુધ, ગાંમઠીઓખા, અથવા આટાના સત્વવાળી એવી વસ્તુઓ વીગેરે ચીજોથી તદન દુર રેવું. તરકારી વીના ન ચાલે તો, કોબીજ, મુળા,

ભાજી, દુધ, વીગેરે ખપમાં લેવું. દારૂ પીવાનો માહુરો હોયતો સેરી અ-
થવા થોડા બરાંડીમાં પાણી નાખી આપવું. શરીરમાં ફુલાનલ અને એ-
વાં ગરમ કપડાં પેરાવી રાખવાં, અને પોતાની શકતી પરમાણે દરરોજ
ખુલી હવામાં જવું. ભીનાસવાળી જગોથી દુર રેવું.

આ બીમારીમાં ઝાડો કબજ રહેછે, વાસ્તે એરંડીયું અથવા કમ-
પાઉન્ડ રૂબાર્બ પાઉડરનો જુલાબ આપવો. પણ એપસંમસાલ્ટ અથવા
સીડલીજપાઉડરનો જુલાબ આપવો નહી. ઝાડો સાફ લાવવા પછી ની-
ચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| એસીડ નાઇટરીક ડીલુટ | ... | મીનીમ ૧૫ |
| બારેકની ચા | | આંઉસ ૩ |

એ દવા થોડા દાહાડા આપવા છતાં ફાયદો ન થાય તો, એરોમેટીક
સલફ્યુરીક એસીડ મીનીમ ૧૫ લઈ ત્રણ આંઉસ કરીઆતાની ચામાં
નાખી તેમાંથી એક લીકર ગલાસ દાડામાં ત્રણવાર પાવું. અથવા ૦॥
થી ૧ ગરેન એકસ્ટ્રેકટ આવ ઓપીઅમની એક ગોળી બનાવી દર ચાર
કલાકે ગળાવવી. અને તે ઘણા દાડા સુધી ચાલુ રાખવી. અથ-
વા ૦॥ ગરેન "કોડીઆ" દર ત્રણ કલાકે દાડામાં ચારવાર પાંણી સાથે
પાવું. ઉપલા ઉપાય ઘણા ફાયદા કારક છે, વાસતે તે અજમાવવા ભુલવું
નહી. તેથી આરામ ન થાય તો નીચે લખેલી દવાઓને મેળવી તેમાથી
પોણું વાઈન ગલાસ ભરી દાડામાં ચારવાર પાવું, અને તે ઘણા દાડા
ચાલુ રાખવું.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેકટ આવ હેમલોક | ... | ગરેન ૨ |
| એકસ્ટ્રેકટ આવ કેનાબીસ | ... | ગરેન ૨ |
| ડીલુટેડ હૈડરોસીઆનીક એસીડ. | | મીનીમ ૮ |
| ઈનફ્યુઝન આવ કાલમબા | ... | આંઉસ ૬ |

શરીરમાં તાવ રેતો હોય તો ૨ ગરેન કવીનાઈન સલફસ દર ત્રણ
કલાકે ફકાડવું. અથવા પાંચ મીનીમ લાઈકર આરસેનીકાલીસ ને કરી-
આતાના ઉકાળામાં નાખી દાડામાં ત્રણ વાર પાવું. અને તાવ બંધ
થવા પછી ઉપલી એકસ્ટ્રેક આવ ઓપીઅમ અથવા"કોડીઆ"ની દવાઓ
પાવા શરૂ કરવી.

અથવા નીચે લખેલી દવામાંથી એક બીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| આમોનીઆ સાઇટરેટ આવ આયર્ન | ... | ગરેન ૩૦ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક | ... | દરામ ૧ાા |
| પોટાસા બાઈ કારબોનસ | ... | દરામ ૧ |
| કોલમનીઆ | ... | આંઉસ ૨ |

અથવા નીચે લખેલી દવામાંથી ૧ બીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| ટીંચરફેરી પરકલોરીડ | ... | મીનીમ ૨૩ |
| સલફેટઆવ કવીનાંઇન | ... | ગરેન ૬ |
| પાંણી | ... | આંઉસ ૩ |

ઉપલા ઉપાઓ કરતી વખત કમર ઉપર નીચે મુજબ દવા તઇયાર કરી લગાડવી, પણ તે ભુલથી પીવામાં ન આવે તેની સંભાળ રાખવી. અને તેમાંથી ૨ ચમચા ભરી દાડામાં બે વાર કમર ઉપર ચોળવી.

| | | |
|---|---|---|
| લીનીમેન્ટ સેપોનીસ | ... | આંઉસ ૪ |
| ટીંચર ઓપી | ... | દરામ ૫ |
| ટીંચરઆવ કેંથારીડીસ | ... | દરામ ૩ |

તરસ ઘણી લાગતી હોય તો સાદા પાણીમાં થોડાં ટીપાં ડીલુટેડ ફાસફોરીક એસીડ તથા થોડા ગરેન એસીડ સીટરીક અથવા ટારટારીક એસીડ નાખી તે દર વેળા પાયા કરવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી પાંણીને બદલે તે ચોવીસ કલાકમાં થોડી થોડી પાવી.

| | | |
|---|---|---|
| ગલીસીરાંઇન | ... | દરામ ૫ |
| એસીડ ટારટારીક | ... | ગરેન ૫ |
| એસીડ સીટરીક | ... | ગરેન ૫ |
| પાંણી | ... | આંઉસ ૩૨ |

આ બીમારીમાં ઝાડો વધારે થતો હોય તો એસીડ વાળું પાંણી પીવા આપવું નહી. પણ તેને બદલે થોડું ચુનાનું પાણી પાયા કરવું.

આજારીને ઘણી નબળાઈ થઈ ગઈ હોય તો નીચે જણાવેલી દવા.

એ મેળવી તેના ત્રણ ભાગ કરી દાડામાં ૩ વાર પાવી.

| | |
|---|---|
| સોલ્યુશન આવ સ્ટ્રીકીનીઆ ... | મીનીમ ૧૫ |
| ડીલુટેડ નાઇટરોમ્યુરીઆટીક એસીડ | દરામ ૦॥ |
| કમપાઉન્ડ ઇનિફ્યુઝન આવ જેનસીના | આંઉસ ૪॥ |

એક કાબેલ ડાકટર નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દાડામાં ચારવાર પાવાની ભલામણ કરેછે.

| | |
|---|---|
| ટીંચર ફેરી પરકલોરીડ ... | દરામ ૧ |
| અથવા—ફેરીએટ આમોનીઆ સીટરસ | ગરેન ૩૦ |
| સ્પીરીટ આવ કલોરોફોરમ ... | મીનીમ ૪૦ |
| લાઇકર મોરફીઆ હેડરો કલોરેટીસ | દરામ ૨ |
| પાંણી ... | આંઉસ ૬ |

એવા રોગને વાસતે એક ડાકટર ભલામણ કરે છે કે પેહેલાં થોડા દીવસ સુધી ૦॥ દરામ લીકવીડ એકસ્ટ્રાકટ આવ અરગટ દાડામાં ત્રણ વાર પાંણીમાં નાખી પાવું અને થોડા દાડા વીતા કેડે ૩ થી ૬ દરામ લીકવીડએક્સ્ટ્રાકટ આવ અરગટ અને સાડાચાર આંઉસ પાણી એ બંનેને મેળવી તેના ત્રણ ભાગ કરી દાડામાં ત્રણ વાર પાવી, એથી ઘણો ફાયદો થાય છે.

**અથવા**—ચોવીસ કલાકમાં ખોરાક દાખલ ફકત ૩ થી ૪ શેર દુધ પાયુ હોય, અને બીજો કંઈ પણ ખોરાક આપ્યો ન હોય તો પેસાબમાંથી સાકરનો ભાગ થોડા દાડામાં કમતી થાય છે.

ઉપલા રોગ શીવાય બીજાં કેટલાં એક દરદોમાં પેસાબ વધારેવાર તેમજ વધારે થાય છે, વાસ્તે જો એમ હોય તો એ ભુંડા મરજની ધાસ્તી રાખવી નહી. દરદો જેવાંકે પોચો મીજાજ તથા હીસટીરીઆવાળી ઓરતને પરમીઆના દરદમાં તેમજ તનદુરસ્ત માણસને થંડીની વખતમાં પીસાબની હાજત વધારે વાર થાય છે તેમજ પેસાબ વધારે ઉતરે છે, અને કેટલીએક વખતે નબળાઇમાં પણ પેસાબ વધારે આવે છે. વાસ્તે એમ જણાય તો ઉપર આપેલા પરીક્ષાઓથી ચોકસી કરી સંકા મટાડવી. ઉપલી દવાઓ ન મળી આવે તો—

લોદર, હરડાં, કાયફળ, નાગરમોથ, વાવડીંગ, કાળીપાટ, સાદડ, ધમાસો, અજમો, વાવડીંગ, દારૂ હળદર, નાગરમોથ, મોરચણીનાં પાન એ સરવે સરખે ભાગે લેઈ તેમાં નાગરમોથ બે ભાગ લેઈ બારીક વાટી તેમાંથી રૂ૨ાા ભાર લેઈ માટીના કોરા વાસણમાં પાણી શેર ૨ાા નાંખી ઉકાળી બાકી પાણી રૂ૭ ભાર રેહે ત્યારે ગાળી તેમાં રૂ૨ાા ભાર મધ નાખી દર રોજ પાવું.

---

# ગુરદામાં પથરી થાય અથવા પેસાબમાં રેતી જાય તે વીશે.

(રીનલ કેલકયુલી એન્ડ ગ્રેવલ—Renal calculi and gravel.)

**નીશાની**—દરેક પુરૂષ અથવા સ્ત્રીને કુંટીની હારમાં બંને બાજુએ પીડની તરફ બે ગુરદા થાય છે, તે બંને ગુરદામાં અથવા એકમાં બે જાતની રેતી થાય છે. એક કઠણ જાતની તથા બીજી નરમ જાતની પેસાબને કાચના વાસણમાં થોડો વખત સુધી રેહેવા દીધાથી તેમાં રેતી હોયછે. તે નીચે બેસી જાય છે.

કઠણ અથવા લાલ જાતની રેતી ઈંટની ભુકી જેવી અથવા લાલ કીરમજી રંગની હોય છે. તેને બંને આંગળાં વચે દાબવાથી રેતીની માફક કઠણ લાગે છે. અથવા મોટી હોય તો તેની ભુકી થઈ જાય છે. જ્યાં સુધી રેતી ગુરદામાં હોય છે ત્યાં સુધી દરદ થતું નથી, પણ જ્યારે ગુરદામાંથી પેસાબના ફુકામાં જવા સારૂ મુત્રનાળમાં જાય છે, ત્યારે તે સાંકડી નળીમાં એકાદ કાંકરી ખુતી જાયછે. ત્યાં તેમાં દરદ થાયછે. કોઈ વખત તે રેતી પેસાબને રસ્તે બહાર નીકળતી નથી, તો ફુકનામાં એકઠી થઈ તેની પથરી બંધાય છે. આ જાતની રેતીના પેસાબ દીવા ઉપર ગરમ કરી હોય તો તે રેતી પીગળતી નથી. આ જાતની રાતી રેતીમાં મુખ્ય કરીને એક ખટાશવાળો ભાગ આવે છે, જેને **યુરીક આસીડ** અથવા **લીથીક આસીડ** કહે છે. આ યુરીકઆસીડ બીજા ખારો જેવા કે સોડા, આમોનીઆ વીગેરે સાથે મળેલી હોય છે.

નરમ જાતની રેતી આટાના જેવી નરમ તથા સફેત હોય છે. આ જાતની રેતી ચુનાની તથા બીજી બે ખટાસવાળી ચીજો જેને ઓકઝેલીક આસીડ તથા ફોસફોરીકઆસીડ કહે છે તેની બનેલી છે. આ જાતના પેસાબને ગરમ કર્યો હોય તો તે થોડી રેતી પેસાબ સાથે પીગળી જાયછે.

રેતી બંધાવાની મુખ્ય ત્રણ નીશાનીઓ છે.

૧ લી. ગુરદા આગળ જાયુક દુખ્યા કરે છે.

૨ જી. કોઈ વેળા ગુરદામાંથી રેતી જતી વેળા એટલું તો સકત દરદ થાય છે કે, દરદીથી તે ખમી શકાતું નથી. અને તેથી તે બેસુધ થઈ જાય છે, તથા તેનું શરીર પાણી પાણી થઈ જાય છે. આ દરદ કોઈ વેળા ઘણા કલાક સુધી રેહે છે.

અને જ્યારે રેતી ગુરદામાંથી ફુકનામાં આવેછે ત્યારે તે નરમપડેછે.

૩ જી. પીશાબ સાથે લોહી જાય છે.

આવા દરદની વખતે દાબવા કરતાં ઉપર સેક કરવાથી દરદ નરમ પડેછે.

**સબબ**—ઘણું કરી ઉંચી વરણના લોકો જેઓને ઘણો ઉંચો ખોરાક ખાવા મળે છે, અને તેઓ એક ઠેકાણે પડી રેહે છે, અને તરેહવાર જાતના સરબતો તથા દારૂઓ પીએછે, અથવા થંડી અને ભીનાસ વાળી જગામાં રેહેવાથી, ઘણી ખટાસ વાળી વસ્તુઓ ખાધાથી, અથવા ગંઠીવાના ધણીને લાલ રેતીનું દરદ થાય છે.

ધોળી અથવા નરમ જાતની રેતી જેને ફોસફેટ આવ લાઈમ અથવા ચુના વાળી રેતી કહેછે, તે ઘણું કરીને ગરીબ દુરબળ લોકો જેઓને પુરતો ખોરાક નથી મળતો તેને થાય છે. તેમજ ખાવામાં બદપરેજી રાખવાથી અજીર્ણની નીશાની સાથે થાય છે.

**ઉપાય**—જેઓને રાતા રંગની રેતી જતી હોય તેઓને ઘણાં ઉંચાં પકવાંનોને બદલે હલકો ખોરાક જલદી પચી શકે એવો આપવો. દારૂ બીલકુલ પાવો નહી. કસરત કરાવવી, ગરમ કબજો હમેશાં પેહેરાવી રાખવો, ઝાડો કબજ રેહેતો હોય તો નીચે જણાવેલી છ દવાઓમાંથી ગમે તે એકનો હલકો જુલાબ આપવો. અને લીંબુઆવોટર અથવા લીચીવોટર પીવા આપવું.

| | | |
|---|---|---|
| કરીમ આવ ટારટર | સુનામખી | એપસમ સાલ્ટ |
| ગરમાળો | રૂબાર્બ | કાળી દરાખ |

ઉપર પરમાણે સંભાળ લેવાથી રેતી થતી અટકે છે. રેતી જતી વેળા અતીસે દરદ થતું હોય તો ગુરદા આગળ ખસખસનાં ફીંડવાનો ગરમ સેક કરવો. દરદીને ગરમ પાણીમાં કમર સુધી અરધો કલાક સુધી તેમાં ખસખસનાં ફીડવાં નાંખી બેસાડવો. ગુરદાની જગો ઉપર ટીંચર ઓપી બેલાડોના કલોરોફોરમ એ ત્રણે સરખે ભાગે મળવી તે ઉપર લગાડવી અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાંઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ગુંદ | ... | દરામ ૩ |
| પોટાસાઆઈઓડાઈડ | ... | દરામ ૦। થી ૦॥ |
| પોટાસા બીકારબોનસ | ... | દરામ ૨ |
| અથવા સોલ્યુશન આવ પોટાસ. | | દરામ ૨ |
| એસીડ સીટરીક | ... | દરામ ૧ |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૨ |
| સ્પીરીટ આવ નાઈટરીક ઈથર. | | દરામ ૨ |
| ઈનિફયુઝન આવ લીનસીડ. | | આંઉસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓને મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| ફોસફેટ આવ સોડા | ... | દરામ ૪ |
| ગુંદર | ... | દરામ ૩ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ | ... | દરામ ૨ |
| ટીંચર આવ હેમલોક | ... | દરામ ૨ |
| ઈનિફયુઝન આવ બુકુ | ... | આંઉસ ૮ |

અથવા દરદ ઘણું થતું હોય અને ઊંઘ ન આવતી હોય તો નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી પાવું અને દરદ જારી રહે તો ત્રણ કલાક પછી બાકીનું બીજુ ગલાસ પાવું. તેને કેફ જણાય અને તે પડી રહે તો તેને પડી રેહેવા દેવા.

## ૨૯૦ ગુરદામાં પથરી થાય અથવા પેસાબમાં રેતી જાય તે વીશે.

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ મ્યુરેટ આવ મોરફીઆ | .... | મીનીમ ૨૦ (વીસ) |
| ઇથર સલફ્યુરીક | ... ... | મીનીમ ૧૫ |
| પાણી | ... ... | આંઉસ ૨ |

સોડાની ઉપલી દવાઓ સીવાય બીજી કોઈ પણ દવા આપવી નહી, કારણકે ગુરદામાં ફોસફેટ આવ સોડા પીગળી જાય છે. તો પણ કારબોનેટ આવ સોડા તેજ રીતે પીગળી જતો નથી. તેથી ઉલટુ પથરી બંધાવામાં જે ખટાસ વાળી વસ્તુ આવે છે તેની સાથે મળી જઈ પથરી થવાને મદદ કરેછે વાસતે આવી બીમારીમાં સોડાવાટરને બદલે લીથીઆ વોટર પીવા આપવું સારૂં છે.

કાચી કાફીના છત્રીસ દાણા એક આંઉસ કુવાના અથવા નદીના સ્વચ્છ પાણીમાં નાખી એક કલાક સુધી ઉકાળવા અને પછી તે દાણાઓ પાછા બાહાર કાઢી સારી પેઠે છુંદવા અને પાછા તેજ પાણીમાં નાખીને એક કલાક સુધી વધારે ઉકાળવા. પછી તેમાં ૦॥ દરામ સ્પીરીટ ઇથર નાઇટરસ નાખી તે દાડામાં ગમે ત્યારે એક વાર પાવું. આ પરમાણે બે મહીના બરોબર કરવાથી જામેલી પથરી હોય તે પીગળી બાહાર નીકળી જાય છે લાલ રેતી વાળાના પેસાબમાં બલુકાગળ બોળવાથી તે રાતો થઇ જશે. જે કાગળ પેસાબ તપાસવાને વાસતે તઇયાર આવે છે.

સફેત અને નરમ રેતી નબળા અને જેને ખોરાક બરોબર નહી મળવાથી લાંબાં દાડાનું અજીર્ણ ચાલે છે તેને થાય છે. આ પેસાબ થોડો બાર કાચના વાસણમાં રાખી મુકવાથી નીચે ધોળો થરો જામેછે તેમાં હળદીઆ કાગળને બોળવાથી જો તેમાં ખારનો ભાગ વધારે હશે તો પીળો રંગ બદલાઇને નારંગી અથવા બદામી રંગનો કાગળ થશે. પાછો તે કાગળ કોઈ ખટાસવાળી ચીજમાં બોળવાથી પીળો થઈ જશે. બલુ કાગળ તથા હળદીઆ કાગળ તઇઆર ન મળે તો નીચે પરમાણે બનાવવા. બલુ કાગળ બનાવવા. લીટમસ નામની એક ગળીના જેવી ચીજ આવેછે તેને પાણીમાં પીગળાવી તેમાં ધોળો બલોટીંગપેપર બલુરંગ આવે ત્યાં સુધી બોળવો, અને પછી તડકે સુકવી પેસાબની ખટાણ તપાસવા થોડો થોડો ઉપર પરમાણે કામમાં લેવો. હળદીઓ કાગળ. હળદરનો ટીંચર અથવા હળદરના પાણી-

મ' (જો બલોટીંગ પેપર બોળી તડકે સુકવી પેસાબના ખાર તપાસવા (વા સફેત રેતીવાળો પેસાબ તપાસવા કામમાં લેવો.

સફેત રેતીવાળા બીમારને કુવતવાળો પચી શકે તેટલો ખોરાક આપવો. સકતી આવવા ટીંચરફેરી પરકલોરીડ બારકના ઉકાળાની સાથે પાવો, લીંબુની જાતનો ખટાસવાળો મેવો ખવરાવવો. દારૂ પીવા વીના ન ચાલે તો થોડો ચેમપેન અથવા કલેરેટ આપવો. તથા એસીડ નાઇટરીક ડીલુટ અથવા એસીડનાઇટરો મ્યુરીઆટીક ડીલુટ મીનીમ ૧૫ પેઇ છો આંઉસ કરીઆતાની ચામાં મેળવી તેમાંથી એક વાઇનગલાસ દાડામાં ત્રણવાર પાવું. અથવા ખાટાં લીંબુનો રસ તોલા બે લેઈ તેમાં બે આંઉસ પાણી નાખી ૧ આંઉસ એક દાડામાં બે વાર પાવું. એ રસ હમેસા તાજો લેવો અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેના ચાર ભાગ કરી દાડામાં ચારવાર પાવી અને તે ઘણા દાડા સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| એસીડ નાઇટરો મ્યુરીયાટીક ડીલુટ | ... | દરામ ૧ |
| ટીંચર ફેરી પરકલોરીડ | ... | દરામ ૧ |
| ટીંચર આવ કેસકેરીલા | ... | દરામ ૨ |
| ઇનફ્યુઝન આવ કાલંબા | .. | આંઉસ ૬ |

અથવા પથરી ફુકનામાં બંધાઈ ચુકી હોય તો એક જાતનું હથીયાર આવે છે તેને ઇંદરીને રસ્તે ફુકનામાં ખોસી અંદરની પથરીના કટકેકટકા કરી નાખે છે કદાપી તેથી નથી ટુટતી તો ઇંદરી તથા ગુદાની વચમાં નસતર મુકી ત્યાંથી પથરી કાઢવામાં આવેછે.

ઉપલી દવાઓ ન મળી આવે તો—

ગોખરૂ, ગરમાળાની સીંગ, ડાભડાનામુળ, કાસડાનામુળ, જવાસો, આંમળાં, પાખાંણભેદ, હરડેદળ એ સરવ બરાબર લેઈ આખુપાખુ ભાંગી તેમાંથી ૩૦ાા ભાર લેઈ માટીના કોરા વાસણમાં પાણી શેર ૧ માં નાખી ઉકાળી બાકી પાણી ૩૭ ભાર રહે તેને ગાળી તેમાં મધ ૩૧ભાર મેળવી દરરોજ પાવું.

# મોટા આંતરડાના નીચેના ભાગનો વરમ.

## (ટીફલાઇટીસ—Typhlitis)

**નીશાની**—પેટની જમણી બાજુએ નીચેના ભાગમાં મોટા આંતરડાનો એક ભાગ વરમ થવાથી ઘણી વેળા સુજી આવેછે. અંદર ચુંકો તથા કપાતું હોય એમ લાગે. થોડો થોડો તાવ ચઢ ઉતર આવ્યા કરે કોઈ વખત ઝાડો કબજ રહે તો કોઈ વખત ઝાડો બહુ થાય. પેટની જમણી બાજુ તથા તેની નીચે આંગળાંથી દાબી જોવાથી તે દુખેછે. પેટમાં વા પકડેછે અને તે ફુલીને ઢોલ જેવું થાયછે. અટકડી ઉછાળો તથા કોઈ વખત ઉલટી થાય છે. આજારી પોતાની પીઠ ઉપર તથા જમણી બાજુ તરફજ કોર વાળીને સુઈ રહેછે અને બંને ઘુટણો પેટ તરફ વાળેલા રાખે છે. આંતરડાના વરમની સાથે તેનું ઓકણું પડ છે તેનો પણ જો વરમ થાય તો તેથી ખરાબી થાય છે.

**સબબ**—મોટાં આંતરડામાં ઝાડાની કબજીયતને લીધે ઝાડાની કઠણ ગાંઠો અંદર ભરાઈ જવાથી અથવા કાંઈ નકર ખોરાક અંદર ખુચી જવાથી અથવા પડી જવાથી આ રોગ થાય છે.

**ઉપાય**—ઉલટી ન થતી હોયતો પહેલાં એરંડીઆ તેલનો એકાદ જુલાબ આપવો. બીજો હર કોઈ જાતનો કઠણ જુલાબ આપવો નહિ. એરંડીયાથી સાફ ઝાડો ન આવે તો નીચે લખેલી દવાઓ મેળવી તેની પીચકારી ગુદામાં મારવી.

| | | | |
|---|---|---|---|
| એરંડીયું તેલ | ... | ... | ચમચો ૧॥ |
| ટરપેનટાઇન. | ... | ... | ચમચો ૧ |
| કાંજીનું પાણી. | ... | ... | આંઉસ ૧૦ |

ઘઊંના લોટની અથવા અળશીની પોલટીસ બનાવી તે ઉપર થાડું ટીંચર ઓપી છાંટી તે ગરમ ગરમ તે દુખતા ભાગ ઉપર બાંધવી અને તે થંડી પડે કે બબે કલાકે બદલ્યા કરવી. ગરમ પાણીના વાસણમાં આજારીને અરધા કલાક સુધી બેસાડવું, અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેની ચાર ગોળીઓ બનાવી એકેકી ગોળી દહાડામાં ચાર વાર પાણી

સાથે ગળાવવી અને તે ઘણા દહાડા સુધી જારી રાખવી.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેક્ટ આવ ઓપીઅમ | ... | ગ્રેન ૨ |
| એકસ્ટ્રેક્ટ આવ બેલાડોના | ... | ગ્રેન ૨ |

સોડાવોટર તથા લેમોનેટ પાવો, જો ઉલટીઓ ઘણી થતી હોય તો ઉપલી ગોળીઓને બદલે નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગ-લાસ ભરી દર ત્રણ કલાકે પાવી. અને બે દહાડા એ દવા આપવાથી ઉ-લટી બંધ થાય તો પાછી ઉપલી ગોળીઓ શરૂ કરવી.

| | | |
|---|---|---|
| બીસમથી સબ નાઇટરસ | ... | દરામ ૧॥ |
| એસીડ હેડરોસીઆનીક ડીલુટ | ... | મીનીમ ૧૫ |
| ટીંચર ઓપીઅમ | ... | મીનીમ ૪૦ થી ૬૦ |
| પાણી | ... | આંઉસ ૬ |

બીમાર એકથી બે વરસનું હોય તો ઉપલી દવામાંથી ૧ થી ૨ ચ-મચી દર ત્રણ કલાકે પાવી.

બીમારને સુવાડી રાખવો. અને પ્રવાહી પદાર્થ ખાવા આપવો.

ઉપર જણાવેલા સઘળા ઉપાય કરવા છતાં આરામ ન થાય તો જમણી બાજુએ જ્યાં દુખાવો થતો હોય ત્યાં થોડી જળો મુકવી અને ગરમ સેક કરવો.

ઉપલા ઉપાયો કરવા છતાં આરામ ન થાય અને તે પાક ઉપર ચડે અને આજારીને તાવ આવી ઘણો અરસેવો પડેછે તે વખતે તાવને વાસ્તે ઝીણા તાવમાં બતાવ્યા પરમાણે ઇલાજો કરવા. અને પાકેલા ભાગને નસતરથી અનુભવી માણસે ચીરવું અને તે જખમ ઉપર આવે એવડો ગટાપરચાનો કટકો કાપીને ફલાનલના કપડામાં વીંટાળી તેને પાછું એક-નરમ ચામડાના કટકામાં વીંટાળી ગાદી જેવું કરી જખમ ઉપર મુકી ઉપર પાટો બાંધી દેવો.

**અથવા**—તે પાક્યું ન હોય પણ જમણી બાજુ તરફ ઘણા દહાડા સુધી ખેંચાવો થયા કરે તથા ત્યાં ગાંઠ થએલી જણાય તો ૧ આંઉસ ચરબી તથા ૧ દરામ આઇઓડાઇડ આવ આમોનીઅમ એ બંનેને મે-ળવી સવાર સાંજ તે ઉપર ચોપડવું જેથી તે પીગળી જશે.

# આંતરડામાંથી લોહીનું પડવું.

## (મેલીના—Melaina)

**નીશાની તથા સબબ**—આંતરડામાંથી કાળા રંગનું કટકાના આકારમાં બંધાએલું લોહી પડેછે, તે ઝાડો કબજ રેહેવાથી મરડો થવાથી અથવા કંઈ તે ઉપર વાગવાથી વીગેરે એવાં કારણોથી તેવું લોહી પડેછે.

**ઉપાય**-મરડાના આજારથી લોહી જતું હોય તો મરડામાં બતાવેલા ઉપાયો કરવા. પણ ઝાડો કબજ રેહેવાથી જતું હોય તો સાબુ તથા થંડા પાણીની પીચકારી ગુદામાં મારવી. ઝાડો સાફ આવવા પછી ૧ દરામ ટીંચર આવ ઓપીયમ તથા ૨ આંઉસ પાણી એ બંનેને મેળવી તેની પીચકારી સફરામાં મારવી. અથવા ઝાડો સાફ લાવવા ૦ાા ચમચી ગંધકના ફુલ તથા ૦ાા ચમચી કારબોનેટ આવ મેગનેસીઆ એ બંનેને મેળવી એ પરમાણે સવાર સાંજ ફાકવું. અથવા ગુલકંદ ખાવો. ઉપર પરમાણે કરવાથી ઝાડો સાફ આવવા પછી ૦ાા દરામ લીકવીડ એક્સ્ટ્રેકટ આવ અરગટ પાણીમાં મેળવી દર એકથી બે કલાકે પાવું. જેથી લોહી બંધ થઈ જશે.

પેટ ઉપર સકત વાગવાથી અથવા ઊંચેથી પડી જવાથી આંતરડામાંથી લોહી જતું હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેની ગોળીઓ બનાવી તેમાંથી બબે ગોળી જેમ જરૂર જણાય તેમ ગળાવવી.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... ... | ગરેન ૪૦ |
| પલમબી એસીટ | ... ... | ગરેન ૧૨ |
| અફીણ | ... ... | ગરેન ૩ |

પાકુ અગર એવી બીમારીમાં નબળાઈ થઈ લોહી જતું હોય, તો બરફના પાણીની પીચકારી સફરામાં મારવી. અથવા ઉપર જણાવ્યા પરમાણે લીકવીડ એક્સ્ટ્રાકટ આવ અરગટ આપવું.

# આંતરડામાં વળ આવવાથી થતી ચુંકો.

**(ઈનટસ્સેપેશન—Intussusception.)**

**નીશાની**—કોઈ વેળા આગળ આપેલા ચુંકોના ઈલાજ કરવાથી તે દરદ નરમ પડતું નથી. અને શકત જુલાબની દવાઓ આપવાથી ઝાડો પણ થતો નથી. પણ આજારીને ઓકારી આવેછે. અને ઉલટીમાં અ-રાબ ગંધાતી વીસટા જેવું પડેછે. અને પેટની અંદર ઘણો દુખાવો થાયછે. એ પરમાણે થાય ત્યારે આંતરડાએ વળ ખાધોછે અથવા તેના કોઈ ભાગમાં દબાણ થયુંછે એમ સમજવું. આ રોગમાં સકત ચુંકની સાથે જેમ વખત જાય તેમ પેટ ઢોલ જેવું થતું જાયછે. આજારીને પેટના કયા ભાગમાં દરદ થાય છે તે માલમ પડે અને એમ જણાય કે પેટના કોઈ ચોકસ ભાગ સુધી પવન આંતરડામાં ચાલીને પછી જાણે અટકી જાયછે. આ બીમારીમાં તાવ આવતો નથી, પણ પરસેવો પડી શરીર થંડું થાયછે.

**સબબ**—સાધારણ ચુંકના દરદમાં આંતરડાના માંસમાં આંકડી આવેછે. પણ આ સકત ચુંકની બીમારીમાં આંતરડાનો કોઈ ભાગ વળ ખાઈ જાયછે, જેથી આંતરડાનો નળ બંધ થઈ જાયછે. તેથી અંદરના ઝાડાનો કચરો વળ ખાવેલા ભાગથી નીચે ઉતરી શકતો નથી તેથી તે ક-ચરો ઉલટી થઈ મોહાને રસ્તે બાહાર પડેછે. વખતે આંતરડાના કોઈભાગ ઉપર દબાણ થાયછે. (જેવું કે આંતરગળના આજારમાં) ત્યારે પણ એવી નીશાની થાયછે.

**ઉપાય**—સાધારણ ચુંકોનો ઈલાજ કરવાથી તે નરમ પડે, અને જુ-લાબથી ઝાડો પણ ન છુટે. તો તપાસવું કે આંતરગળ અથવા ગોળાનો આજાર બીમારને છે જો તે હોય તો તેને ઉપર ચડાવવા ઊપાય કરવો.

વળી કેટલાએકને ડુંટો નીકળેલો હોયછે. જો તે હોય તો તે બેસાડવો. એ પરમાણે તપાસ કરવા પછી પણ દરદ જારી રહે તો એરંડીયા તેલની અથવા ગરમ પાણીની પીચકારી ગુદામાં મારવી એ ઉપાય બે ત્રણ વાર કરી જોવા. તેમજ સકત ચુંકોની બીમારીમાં બતાવ્યા પરમાણે જુલાબો

આપવા. પણ જ્યારે સકત જુલાબથી ઝાડો ન થાય અને ઉપર પરમાણે નીશાનીઓથી ખાતરી થાય કે આંતરડાએ વળ ખાધોછે તો જુલાબની દવા આપવી બંધ કરવી. કારણ કે તેથી નુકશાન થાયછે. અંન અથવા કંઈ ચીજ પેટમાં ટકી શકતી ન હોય તો સેરવો દુધ અથવા કાંજી એવી વસ્તુની ગુદામાં પીચકારી મારવી જેથી જીવને આધાર મળે. દરદ બહુ થાય તો દરદ નરમ પાડવા અફીણ ગરેન ૦ાા થી એક લેઈ તેની એક ગોળી કરી દાહાડામાં એક વખત ગળાવવી. અને જરૂર પડે તો એ પરમાણે બે અથવા ત્રણ વખત ગળાવવી. પેટને હાથથી સારી પેઠે ચોળવું. જેથી વખતે પોતાની મેળે આંતરડાનો વળ નીકળી જશે. પેટને જોરથી ચોળવું નહી. અથવા ઝાડો ઘણા દીવસનો કબજ હોય, ને જુલાબ આપવાથી થતો ન હોય તો નીચે લખેલી દવાઓને મેળવી સ્ટમકપમ્પથી તે ગુદામાં પીચકારી મારવી, અને પછી ત્યાં ડુચો દેઈ દેવા, જેથી તે દવા બાહાર નીકળી ન જાય.

| | | |
|---|---|---|
| કાસટર ઓઈલ | ... ... | આંઉસ ૧ાા |
| ટરપેનટાઈન | ... ... | દરામ ૪ |
| ટીંચર આવ એસાફેટીડા | .. | દરામ ૨ |
| કાંજીનું પાણી | ... ... | આંઉસ ૧૮ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેની ઊપર પરમાણે ગુદામાં પીચકારી મારવી.

| | | |
|---|---|---|
| કરોટન ઓઈલ | ... ... | મીનીમ ૩ થી ૬ |
| કાસટર ઓઈલ | ... ... | દરામ ૪ |
| ટીંચર એસાફેટીડા | ... ... | દરામ ૨ |
| કાંજીનું પાણી | ... ... | આંઉસ ૧૮ |

ઊપલા ઉપાયોથી ઝાડો ન આવે તો તે દવા એકદમ બંધ કરવી અને નીચે પરમાણે ઉપાય કરવા ચુકવું નહી.

આજારીને કલોરોફોરમ સુંઘાડી થોડો બેસુધ કરી ૩ થી ૪ દરામ બાઈ કારબોનેટ આવ સોડા પાણીમાં સારી પેઠે પીગળાવો તેની પીચકારી ગુદામાં મારવી. અને પછી ૨ થી ૩ દરામ એસીડ ટારટારીક પાણીમાં

મેળવી તેની પીચકારી પણ ગુદામાં મારવી, અને પછી ગુદા ઉપર હાથ દાબી રાખવો. આ બંને દવાઓની મેળવણીથી આંતરડામાં પવન ઉત્પન થશે અને તેથી આંતરડાં એટલાં તો ફુલશે કે જેથી આંતરડાનો વળ પોતાની મેળે નીકળી જશે. અને થોડા વખતમાં ગુદાને રસ્તે સાફ ઝાડો આવશે. આ ઉપાય ઘણો સારો છે.

અથવા નીચેની દવાઓને મેળવી તેની ત્રણ ગોળીઓ કરી એકેકી ગોળી દર ચાર કલાકે પાણી સાથે ગળાવવી. અથવા પેટ ઉપર ગરમ સેક કરવો.

| | | |
|---|---|---|
| એક્સ્ટ્રેક્ટ આવ બેલાડોના | ... | દરામ ૧ |
| એક્સ્ટ્રેક્ટ આવ ઓપીયમ | ... | દરામ ૧ |
| એક્સ્ટ્રેક્ટ આવ પોપી. | ... | આંઉસ ૨ |

આજારીને ગરમ પાણીના વાસણમાં બેસાડવો. અથવા આજારીને ક્લોરોફોરમથી બેસુધ કરી ધમણની મદદથી ગુદાને રસ્તે અંદર પવન દાખલ કરો હોય તો તેથી આંતરડાનો વળ નીકળી જાયછે. ઘણી ઉંચેથી થંડા પાણીની ધાર રેડવાથી ફાયદો થાય છે.

જ્યારે ઉલટીની તથા ઝાડાની દવાઓ આપવાથી, ગુદામાં દવાની પીચકારી મારવાથી, ગરમ પાણીના વાસણમાં બેસાડવાથી વગેરે ઉપાયથી કંઈ ફાયદો ન થાય તો નીચે લખેલી દવા સઘળી પાઈ દેવી. અને જરૂર જણાયતો દર ત્રણ કલાકે પાવી. આ દવાથી અતિ ઘણો ફાયદો થાયછે.

| | | |
|---|---|---|
| એપસમ સાલ્ટ ... | ... | દરામ ૧ |
| એસીડ સલફ્યુરીક ડીલુટ | ... | મીનીમ ૧૦ |
| લાઈકર એટ્રોપી . | ... | મીનીમ ૨ થી ૫ |
| ટીંચર આવ ઓરેન્જ | ... | દરામ ૧ |
| પાણી ... | ... | આંઉસ ૧ |

ઉપલી દવા ઘણી ઝેરી છે વાસ્તે તે હુંશીયાર માણસે વાપરવી.



# હરસ.

## હરસથી લોહીનું જવું.

(પાઈલ્સ ઓર હીમોરો હોઈડસ—Piles or Haemrrhoids).

**નીશાની**—ગુદાની પાસે નાના મસા થાયછે, તેને આપણે હરસના નામથી ઓળખીએ છીએ. હરસના મસાની બે જાત કરવામાં આવીછે. જ્યારે તે ગુદાની પાસે અથવા ફરતા હોય, અને તે દેખાતા હોય તે બાહારના મસા કેહેવાય છે. અને જ્યારે તે ગુદાની અંદર હોય અને તે જણાતા નથી ત્યારે તેને અંદરના મસા કહેછે. આ મસામાંથી લોહી નીકળેછે. વાસ્તે તેને દુઝતા મસા કહેછે. અને બાહારના મસામાંથી લોહી નીકળતું નથી, વાસ્તે તેને સુકા મસા કહેછે. બાહારના હરસના મસા જ્યારે તરતના અને નાના હોય ત્યારે તેમાં સેહેજ ગરમી લાગે. કીડ અને ખરેજ થાય, ઝાડે જવા પછી તેમાં ભાર લાગે અને મસામાં ધીમું મીઠું દરદ થાય. દરદની સલક છેક કુલામાં અને ગુદામાં લાગે. ઊભુ રેહેવાથી તથા ચાલવાથી દરદમાં વધારો થાય.

અંદરના હરસના મસા હોય તો ગુદામાં કીડ લાગે, બળતરા બળે, અકરસાટ અને દરદ થાય, ગુદામાં કંઈ ચીજ ખુચતી હોય એમ જણાય. ઝાડે ગયા પછી ઘણા વખત સુધી આજારીને કાંસવું પડે. અને જાણે હજુ બીજો ઝાડો આવશે એમ લાગે, વખતે ઝાડે જતા આજારીને એટલુ તો કાંસવુ પડે અને દુખાવો તથા દરદ થાયકે આજારી ઝાડો રોકી રાખે પણ છેવટ તેને જવું પડે, ત્યારે ઘણું દરદ થાય અને ઝાડો ઉતરે, એ પ્રમાણે દર વેળા ઘણું કાંસવાથી ચણીવેળા આમળ નીકળે છે, અને તેની સાથે દુઝતા મસા બાહાર નીકળે છે. એ પરમાણે નીશાંનીઓ જણાવા પછી વખતે એકદમ ઝાડાને રસ્તે લોહી પડે જો લોહી થોડું હોય તો તે પડા પછી દુખાવો નરમ પડે પણ જો લોહી ઘણું પડે તો શરીરમાં નબળાઈ આવે, ચેરો ફીકો થાય, લોહી લાલ કીરમજ જેવું હોય છે અને તે ટીપુ ટીપુ પડે છે, અને વખતે ધારથી પડે છે.

**સબબ**—આખો દાડો બેસીને કાઢવાથી, થોડી મેનત કરી સારો ખોરાક ખાવાથી, મસાલો તથા જલદ દારૂ પીવાથી, ઘણી ઉની તેમજ ઘણી થંડી વસ્તુઓ પીવાનો માવરો રાખવાથી, હમેશાંની કબજીઆતથી ઘણું કાંસવાથી, કંમરની આસપાસ તંગ કમરપટો બાંધી રાખવાથી, સકત જુલાબની દવાઓ ઘડી ઘડી લીધાથી, ગરમ હવામાં રેહેવાથી, હવાએલી અથવા ભીની જગો ઉપર બેસવાનો માવરો રાખવાથી, ગરભવંતી બાનેગરભના દબાણથી, અને એ સીવાય કાળજાના તથા તલીના દરદથી આ રોગ થવાને મદદ મળે છે. પુખ્ત ઉમરે આ રોગ વધારે થાય છે, અને તે વખતે વારસા તરીકે પેઢી દર પેઢી ઉતરતો મળે છે.

જે કારણથી દરદ ઉતપંન થયું હોય તે સોધી કાઢી દુર કરવું.

**અંદરના હરસના મસાનો ઉપાય—**

**(ઇનટરનલ ઓર બ્લીડીંગ પાઇલસ**—Internal or bleeding piles).

લોહી ઘણું જતું હોય તો ૦॥ ચમચી લીકવીડ એકસ્ટ્રેક્ટ આવ અરગટ દર ત્રણ કલાકે ૧ આંઉસ પાણીમાં પાવું, અને પછી ઝાડો સાફ લાવવા ૪ દરામ કરીમઆવટારટર તથા ૨ દરાંમ ગંધકના ફુલ એ બંનેને મેળવી તેનાં ચાર પડીકાં કરી એકેક પડીકું દાડામાં ચાર વાર મધમાં ચટાડવું અને તે એક મહીનો સુધી તે જારી રાખવું તથા ૦॥ ગરેન પોડોફીલીન ૧ આંઉસ પાણીમાં મેળવી રાત્રે સુતી વેળા દર ત્રણથી ચાર દાડાને આંતરે પાવું અથવા ૫ ગરેન બ્લુપીલ ગળાવવી. અથવા નીચે લખેલી દવાઓનો પાક કરી એક કાચના વાસણમાં ભરી રાખવો, તેમાંથી એક ચમચી ભરી દર ત્રણ કલાકે ઝાડો સાફ આવે ત્યાંસુધી ખવરાવવો.

| | | |
|---|---|---|
| ગંધકનાં ફુલ | ... | આંઉસ ૧ |
| પલવીસ જેલપ | ... | દરાંમ ૧ |
| બાલસમ આવ કોપેઇબા | | આંઉસ ૦॥ |
| સુંઠનો ભુકો .. | ... | દરાંમ ૦॥ |
| કરીમ આવ ટારટર | ... | આંઉસ ૦॥ |
| સાકરનો સીરો | ... | થોડો |

**હરસનું લોહી બંધ કરવા ૧૦ થી ૨૦ મીનીમ લાઇકરફેરી પરનાઇ-**

ટ્રેટીસ દર ત્રણ કલાકે ૧ આંઉસ પાણીની સાથે પાવું, તથા ૮૦ મીનીમ ટીંચરઓપી અને બે આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાંથી અરધું સવારમાં તથા અરધું સાંજે પીચકારી વડે ગુદામાં દાખલ કરવું. અથવા ૩ ગરેન અરગોટીન તથા ૧૦ ગરેન ગુંદરનો ભુકો, એ બંનેને મેળવી તેની એક ગોળી બનાવી તે સવારમાં અને બીજી એવી બનાવી તે સાંજે ગુદામાં દાખલ કરવી, આ ગોળીઓથી ઘણો ફાયદો થાય છે, એથી લોહી જતુ બંધ થશે એટલુંજ નહી પણ હરસની નસોનો સોજો મટી તે આરામ થઈ જશે.

અથવા—૧ તોલો ફટકડી એક બાટલી પાણીમાં પીગળાવી તેની પીચકારી અથવા ૨ તોલા માયાફળની ભુકી કરી તે ઉપર ૧ રતલ ખળ ખળતું પાણી નાખવું, અને થંડુ પડે કે તેના નીતરા પાણીની પીચકારી ગુદામાં મારવી, એથી પણ લોહી બંધ ન થાય તો ૪ દરાંમ ટીંચરફેરીપર કલોરીડ અને ૧૦ આંઉસ થંડા પાણીમાં નાખી તેની પીચકારી ગુદામાં દરરોજ મારવી, ઝાડે જતાં કાંસતા મસા બાહાર નીકળે તો તેના ઉપર બરફ લગાડવો અથવા ટીંચરફેરીમાં લુગડું બોળી તેના ઉપર મુકી જરાવાર દાબી રાખવું, અથવા તે ઉપર ફટકડીની ભુકી દાબવી, અથવા તે હરસોને ચીપીઆ વતી પકડી રેશમની દોરીથી મજબુત બાંધવા અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવું જેથી તે લોહી ઘણું કરી બંધ થશે.

| | | |
|---|---|---|
| ગલીસી રાંઇન | ... | દરાંમ ૨॥ થી ૪ |
| એસીડ સીટરીક | ... | દરાંમ ૨ |
| ટીંચર આવ કારડામોમ | ... | દરાંમ ૩ |
| પાણી | ... ... | આંઉસ ૮ |

અથવા—નીચે લખેલી દવાઓ મેળવી તેની ચાર ગોળીઓ કરી અકેકી ગોળી દર ત્રણ અથવા ચાર કલાકે થંડા પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| પલંમબી એસીટ | ... | ગરેન ૮ |
| અફીણ | ... ... | ગરેન ૧ (એક) |
| કનફેક્સન આવ રોઝીસ | ... | ગરેન ૫ |

અથવા—નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ વાઈન ગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... | ગરેન ૪૦ |
| એરોમેટીક સલફ્યુરીક એસીડ | | દરામ ૨ |
| ટીંચર આવ સીનેમોમ | ... | દરામ ૪ |
| ડીસટીલ્ડ અથવા ચોખ્ખું પાણી. | | આઉંસ ૮ |

ઉપલી તતબીરથી ઘણે દરજે આરામ થઈ જશે. વખતે તેનું ઘણું જોર થઈ જવાથી આરામ થતો નથી. ત્યારે તેના ઉપર *સંભાળથી નાઈટરીક એસીડ મુકવામાં આવેછે. તેથી આરામ ન થાય તો તેને કલોરોફોરમ સુંઘાડી નસતરથી અંદરના મસા કાપી કાઢેછે, જેથી એકદમ આરામ થઈ જાયછે. પરંતુ એ કામ ઘણાજ હુશીયાર માણસનું છે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

| | | | | |
|---|---|---|---|---|
| હરડેની છાલ | ... | ... | તોલા | ૨૦ |
| ચીતરક | ... | ... | ,, | ૫ |
| સુંઠ | ... | ... | ,, | ૫ |
| સોધ્યાં ભીલામાં | ... | ... | ,, | ૨૦ |
| કાળાં તીખાં | ... | ... | ,, | ૫ |
| પીપરીમુળ | ... | ... | ,, | ૫ |
| લીંડીપીપર | ... | ... | ,, | ૫ |
| જીરૂ | ... | ... | ,, | ૫ |
| રાંધેલ સુરણ | ... | ... | ,, | ૨૧ |

એ સરવેને ઝીણાં વાટી સરવથી બમણો ગોળ નાખી તેની તોલા પાંચ ભારની ગોળીઓ બનાવી તેમાંથી ગોળી એક દર રોજ ખાય તો હરસ જાય.

અથવા લીંબડાનાં પાન, કરેણનાં પાન, ગોળ, કડવી તુમડીનું મુળ, એ સરવ બરાબર લેઈ કાંજીના પાણીમાં વાટી હરસના મસા ઉપર લેપ થોડા દહાડા કરવાથી આરામ થશે. અથવા હળદર, કડવા તુરીઆનું મુળ, આકડાનાં પાન, સરગવાનું મુળ, એ બધાં સરએ ભાગે લેઈ કાંજીના પાણીમાં વાટી મસા ઉપર થોડા દહાડા લેપ કરવાથી ખરી પડશે.

હરસ ફુઝતા હોય તો, લીંબોળીના ઠળીઆનાં મીજ અને એળીઓ એ બરાબર લેઈ ખરલમાં પાણીથી બારીક વાટી રતી એક પરમાણની ગોળીઓ વાળી ગોળી એક રોજ સવારમાં દીન અગીઆર સુધી લે તો લોહી બંધ થાય. અથવા નાગલા ફુવેલીનાં પાન રૂપીઆ પોણા બે ભાર ઝીણાં વાટી ગાયના ઘીમાં નાંખી સાત દીવસ દર રોજ પાવાં. અથવા લીંબોળીના ઠળીઆનાં મીજ, રસવંતી, બરાસકપુર, લીલાગર, એ સરવ બરાબર લેઈ પાણીમાં બારીક વાટી મસા ઉપર દર રોજ લગાવવાં. આ ઉપાય સારો છે. અથવા બોડીકલાર અથવા ગોરખમુંડી ૨ાા ભાર દુધ શેર ાા માં નાખી દસ બાર રોજ પાવું.



# બહારના મસા.

( એકસટરનલ પાઇલસ External piles )

**ઉપાય**—ઝાડો કબજ હોય તો અંદરના મસામાં બતાવેલ ઉપાયો કરવા, અને ઝાડો સાફ લાવવો. અને નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે હરસથી સુજેલા ભાગ ઉપર બહારની બાજુએ મુકવો.

| | | |
|---|---|---|
| હરડાંબેડાનો ભુકો | ... | દરામ ૧ |
| ટીંચર ઓપી | ... | આંઉસ ૧ |
| સુગરલેડનું પાણી | ... | આંઉસ ૬ |

**અથવા** નીચે જણાવેલી દવાઓ મેળવી તે હરસ ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| એસીડટાનીક | ... | ગરેન ૨૦ |
| એસીટેટ આવ મોરફીઆ | ... | ગરેન ૨ |
| ચરબી | ... | આંઉસ ૧ |

**અથવા** હરસ સુજેલા હોય અને દરદ ઘણું થતું હોય અને તેમાંથી લોહી જતું ન હોય તો, આજારીને ગરમ પાણીના વાસણમાં બેસાડવો અથવા ખુરસી ઉપર બેસી બધાં લુગડાં કાઢી ગરમ પાણીનો બાફ ગુદા ઉપર આપવો. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેનો મલમ બનાવી સવાર સાંજ હરસ ઉપર ચોપડવો.

| | | |
|---|---|---|
| હરડાંબેડાનો ભુકો | ... | દરામ ૨ |
| કપુર | ... | દરામ ૧ |
| ઉનું કરેલ મીણ | ... | આંઉસ ૧ |
| ટીંચર ઓપી | ... | દરામ ૨ |

અથવા હરસને કાપી નાખી તે ઉપર કાસટીક લગાડવી. અથવા ૩ ભાગ ઓરર્પામેન્ટ તથા એક ભાગ સોમલ એ બંનેને મેળવી તેની ભુકી છ દહાડા સુધી હરસ ઉપર ભભરાવવી, અને તે મુકયા પછી તેના ઉપર ગરમ આટાનો સેક કરવો આ ઉપાય ઘણો સારો છે—અથવા ત્રણ ભાગ સોમલ તથા એક ભાગ કોરોસીવ સબલીમેન્ટ એ બંનેને મેળવી તેનો ઝીણો ભુકો કરી હરસ ઉપરે છ દહાડા સુધી ભભરાવવો. અને તે સુકાઈ જાય કે તરત તે ઉપર અળશીની પોલટીસ મુકવી. અને તે પછી મુડદારસીંગને માંખણમાં મેળવી તેનો મલમ કરી તે લગાડવો. તથા ૧ થી ૨ દરામ ગલીસીરાંઈન પાણીમાં મેળવી સવાર સાંજ પાવું. અથવા કળી-ચુનો, સાજી, ટંકણખાર, મોરથુથું, એ સરવ બરાબર લેઈ લીંબુના રસ-માં ત્રણ દીવસ સુધી પલાળી રાખી પછી તે મસા ઉપર ચોપડવું.



# નબળાઈ અથવા સુસ્તી.

(જેનરલ ડેબીલીટી—General Debility.)

**સબબ**—શરીરની અંદર નબળાઇ મુખ્ય ત્રણ કારણોથી થાય છે.

૧ લુ—માથાનું ભેજુ અથવા તેના તંતુઓ કોઇ પણ કારણથી નબળા પડી જવાથી.

૨ જુ—પાચન શકતી ઓછી થવાથી, ખોરાક સારીરીતે નહી પચવાથી,

૩ જુ—શરીરનું લોહી કોઇ કારણથી બગડવાથી, અથવા લોહી તદન નબળુ પડી જવાથી, નબળાઈ થાયછે. આજારીની યાદ અથવા સ-મરણ શકતી ઓછી થાયછે, માથુ દુખે છે, આંખે ઝાંખ મારેછે અને કાનમાં ફુંસારા અથવા તમરાં બોલાના જેવો અવાજ થાયછે.

**ઉપાય**—પેહેલુ કારણ ભેજુ અથવા તેના તંતુઓ નબળા પડી જવાથી

નબળાઇ થઇ હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેની આઠગોળીયો બનાવી બબે ગોળી દહાડામાં ચાર વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| કવીનાંઇન સલફસ | .. | ગરેન ૬ |
| એકસ્ટ્રાકટઆવ નકસવોમીકા | ... | ગરેન ૨ |
| વલેરીએનેટ આવ ઝીંક | ... | ગરેન ૬ |
| એકસ્ટ્રાકટ આવ જેનસીયન | .. | ગરેન ૧૦ |

અથવા કવીનાઇન વાઈન પાવો. અથવા ૧ ચમચો કેમીકલ ફૂડ પાણીમાં નાખી સવારે સાંજ પાવું.

બીજા કારણને લીધે એટલે પાચન શકતી ઓછી થવાથી, ખોરાક સારી પેઠે નહિ પચવાથી, નબળાઈ થઇ હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને બે ચમચા ભરી દહાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ આયરેન | ... | ગરેન ૮ |
| કવીનાઇનડી સલફસ | ... | ગરેન ૧૦ |
| એસીડ સલફયુરીક ડીલુટ | .. | દરામ ૧ |
| કમપાઉન્ડ ઇનફયુઝનઆવ જેનસીયન. | | આંઉસ ૮ |

બપોરે જમતી વખત બીર પાવો, તેમજ ગોસ્તનો ખોરાક આપવો. નારંગીની સુકી છાલ અથવા કેમોમાઇલ ફુલ અથવા સીનકોના બાર્ક અથવા કોલમ એ ચારમાંથી ગમેતે એકનો ઉકાળો કરી પાવો અથવા સુંઠ પીપળીમુળના ગંઠોડા, એલચી, ફુદીનો, ધોળાંતીખાં, તજ, વરીયાળી અને કોલમ એ સઘળી દવાઓ થોડી થોડી લઇ તેને ખાંડી થોડા પાણીમાં ઉકાળી તે ગાળી દહાડામાં ત્રણ વાર પાવું. ઝાડો કબજ રહેતો હોયતો નીચે જણાવેલી દવાઓ મેળવી તેની પંદર ગોળીઓ બનાવી એકેકી ગોળી બે વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેકટ આવ એલોઝ | ... | ગરેન ૩૦ |
| ઓઇલ આવ કલોવ્ઝ | ... | ટીપાં ૩ |
| કેસ્ટીલ સોપ | ... | દરામ ૦॥ |

અથવા ત્રીજુ કારણ એટલે શરીરમાંનું લોહી બગડવાથી, અથવા લોહી નબળુ થઇ જવાથી, શરીરમાં નબળાઇ થઇ હોયતો નીચેની દવાઓને

મળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દહાડામાં ચાર વાર પાવું.

| | | |
|---|---|---|
| કવીનાઇનડી સલફ્સ | ... | ગરેન ૬ |
| ટીંચરફેરી પરકલોરીડ | ... | મીનીમ ૪૦ |
| પાણી | ... | આંઉસ ૬ |

---

# જીવ ધુજે તે વીસે.

( **નરવસનેસ**—Nervousness. )

**નીશાંની તથા સબબ**—નબળાઇથી અથવા ઘણો દારૂ પીવાથી. બીજાનાં અંદરના દરદોથી, ઘણો સ્ત્રીસંભોગ કરવાથી, કામકાજ વીના આળસુ બેસી રેવાથી, લાંબા દાડા સુધી અજીર્ણની બીમારી ચાલવાથી, કલેજાનાં દરદોથી, અથવા સ્ત્રીને દસતાંન બરાબર નહી જવાથી, જીવ ધુજેછે. જરા જરામાં ધાસકો અને ફાળ પડેછે. શરીર થંડુ રેહેછે. છાતીમાં ધબકારો થયા કરેછે. વાતચીત કરવા ગમત્તી નથી. જાંણે બીમારના ઉપર કાંઈ આફત આવી પડવાની હોય એમ તેને લાગેછે. આ પરમાણનાં ચોન્હા ભિજામાંથી અથવા બરડાની ગુડમાંથી નીકળેલાં તંતુઓ જેઓ આખા શરીરમાં ફરી વળેલાછે, કે જેઓ માંસના લોચાઓને હાલચાલ કરવાની શકતી આપેછે. અને શરીરના ભાગને ચેતન શકતી આપેછે તેઓમાં કેટલાં એક કારણથી બીગાડ થવાથી આ મરજ ઉઠવાનું કારણ બનેછે.

**ઉપાય**—આજારીના દરરોજના ખોરાકમાં ફેરફાર કરવો. ચોખી ખુલી હવામાં દરરોજ ફેરવવું. અને નીત્તી સંબંધી બાબતોમાં જીવ પરોવાય એવી પેરવી કરવી. આજારીને પ્રવાહી ખોરાક આપવા કરતાં માંસ જેવો નકર કુવતવાળો ખોરાક આપવો. કાંઇપણ ગરમ વસ્તુ ખાધામાં અથવા પીધામાં કમ આપવી. બનતાં સુધી થંડી ચીજો આપવી. કસરત કરાવવી. જલદદારૂ પાવો નહી. જીવ ખુસ રેહે તેમ કરવું. ચીંતાતુર બેસી રેહેવું નહી. તેને દવા તરીકે નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી પોણું વાંઇનગલાસ ભરી દર તરણ કલાકે દાહાડામાં ચારવાર પાવી અને

તે ઘણા દાહાડા સુધી જારી રાખવી.

| | | |
|---|---|---|
| લાઇકર સ્ટ્રીકીનીઆ | ... | મીનીમ ૨૦ |
| ટીંચરફેરી પરકલોરીડ | ... | મીનીમ ૪૦ |
| કવીનાંઇનડી સલફસ | ... | ગરૈન ૪ |
| ડીલુટેડનાઇટરો મ્યુરીઆટીક એસીડ | ... | દરામ ૧ |
| ઇનફયુઝન આવ સીનકોનાબારક | ... | આંઊસ ૬ |

ઉપર પરમાણે તજવીજ તથા દવા આપવા છતાં આરાંમ ન થાય તો કોઈ કામેલ ડાકટરની સલાહ લેવા કેહેવું.



## જીવ બેતાબ મારી જાય અથવા ચકરી આવે તે વીસે.

( ફેન્ટીંગ ઓરસ્વુનીંગ—Fainting or swooning. )

**નીશાની**—આજારીને ચકરી આવવાથી તે એકાએક જમીન ઉપર પડી જાયછે, અને બેસુધ થાયછે. તેની ચૈતન શકતી અથવા કંઈ લાગવાની શકતી થોડી અથવા ઘણી ઓછી થઈ જાયછે. નાડી ઘણીજ નબળી થઇ જાયછે.

**સબબ**—કોઇપણ કારણને લીધે શરીરનુ લોહી ઘટવાથી જેમકે ઘણા દાડા સુધી ઝાડાનો રોગ જારી રેહેવાથી અથવા હરસ અથવા મોઢામાંથી લોહી જવાથી. હાથ અગર પગની મોટી ધોરી નસ કપાવાથી તેમાંથી ઘણું લોહી જવાથી. ભુખમરાથી. ખુસાલી અથવા દીલગરીનો એકાએક જુસો થઈ આવવાથી અથવા પોચા મીજાજવાળાએ કોઇને ઝખમ થએલ અને તેમાંથી ઘણું લોહી જતુ જોવાથી એકાએક ચકરી આવી જમીન ઉપર પડી જાયછે.

**ઉપાય**—કોઇપણ માણસને ઉપલાં કોઇપણ કારણથી ચકરી આવે કે તરત તેને જમીન ઉપર સુવાડવું. તેને પંખાથી ખુબ પવન નાખવો તેમજ થંડા પાણીના ઝટકા મારવા. પેહેરેલાં લુગડાં જ્યાંથી તંગ હોય

ત્યાંથી છોડી અથવા ફાડી નાખવાં. અને તેને ડુંગળી વાટીને અથવા સરકો. કોલનવોટર. તીખાંનો ભુકો. રાઇ. છીકણી. સ્પીરીટ આમોનીઆ એરોમેટીક. લસણ વાટીને. કારબોનેટ આવ આમોનીઆ એમાંનું જે મળી આવે તે તરત સુંઘાડવું. અને થોડુ થોડુ થંડુ પાંણી તેના મોઢામાં રેડવું અને જ્યારે તેનાથી ગળી શકાય એવું લાગે તો થોડો બ્રાંડી અથવા ૦।। થી ૧ ચમચી સ્પીરીટ આમોનીઆ એરોમેટીક ૧ આંઉસ પાણીમાં નાખી પાવું.

નાટકશાળામાં અથવા એવા કોઈ મોટા મેળાવડામાં ઘણી ગરમીથી, અથવા હવા બગડીને શ્વાસમાં જવાથી ચકરી આવે તો, એવા માણસને તરત બાહાર ખુલી હવામાં લઈ જવો, અને પંખાથી સારી પેઠે પવન નાખવો.

અથવા ચમક થવાથી ચકરી આવે તો પક્ષીનાં પીંછાં બાળી તે સુંઘાડવાં અથવા ચમકમાં બતાવ્યા પરમાણે ઉપાયો કરવા.

અથવા ભુખમરાથી જીવ ફરી આવે અને ચકરી આવે તો સારો કુવત વાળો ખોરાક આપવો. અને વાંઇન અથવા બ્રાંડી પાણીમાં નાખી પાવો. અગર કોઇ પણ સકત બીમારીમાં, બીછાનામાં સુઇ રેહેવાની જરૂર છે તેને બદલે ઉઠ બેસ કરૂવાથી વખતે અંધારાં આવી ચકરી આવેછે. વાસ્તે આજારીને ઘડી ઘડી વાર ઉઠાડ બેસ કરાવવી નહિ.

અથવા શરીરને કોઈ રસ્તે ઘણું લોહી જવાથી જીવ ફરી આવે તો તેને તરત સુવાડી દેવું ઉઠવા દેવું નહિ. તેના માથા નીચે તકીયો મુકવો નહિ. ગળી શકાતુ હોય તો વાઇન અથવા બ્રાંડી થોડો પાણીમાં નાખી પાવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તે સઘળી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા | ... | મીનીમ ૫ |
| ઇથર સલફ્યુરીક | ... | દરામ ૦।। |
| પાણી | ... | આંઉસ ૧ |

રાઇની તરણ ચાર પટીયો કરી બગલ છાતી, અને પગના ટેટા ઉપર મુકવી. તીખાં, રાઈ અથવા સુંઠનો ભુકો શરીરમાં ગરમી આવે ત્યાં સુધી આખે શરીરે ચોળવો. આજારીને બીલકુલ ઉઠવા દેવો નહિ. બીછાનામાં

ચત્તું સુવાડવું અને તેનું માથુ જરા નીચુ રાખવું. ઊંચું ન રાખવું. આખા શરીર ઉપર ફ્લાનલ અથવા એવા ગરમ કપડાથી ઓઢાડેલું રાખવું. સ્પીરીટ આવ રોઝમેરી સુંઘાડવું તેનાથી ગળી શકાયતો થોડો વાઇન અથવા બ્રાંડી જરા ગરમ કરી તેમાં સાકર તથા થોડું તજનુ પાણી નાખી પાવું. પગો ઉપર ગરમ ઈંટ અથવા ગરમ બભેટ અથવા ગરમ પાણીની બાટલીનો સેક કરવો. જેથી તેને થોડે થોડે ગરમી આવી સુધીમાં આવશે. આ બીમારી ફરી ન થાય એટલા વાસ્તે શકતી વાળો ખોરાક આપતા રેહેવું.



# ધાતનું જવું.

## (સ્પેરમેટોરીયા—Spermatorrhœa)

ધાત જેને ધાતુ અથવા મની કેહેછે. તે રાત્રે ઊંઘમાં અથવા દીવશમાં એ અખતીયાર જવાથી નબળાઈ થાય છે. જેથી મરદી કમ થાય છે, અથવા જતી રેહેછે. તંદુરસ્ત માણસને ૨૦ થી ૩૦ દહાડામાં એક વખત ઊંઘમાં ધાત જાય તો તે રોગ સમજવો નહિ. પણ જ્યારે થોડા દાહાડાને આંતરે અથવા દરરોજ જાય તો તેને રોગ ગણવો. એ રોગ ઘણો ભયંકર અને ઘણો બારીક છે, અને તેનું સમજવું પણ ઘણું બારીક છે. કે જેનું બ્યાન આ જગોએ થઈ શકતું નથી. પરંતુ ટુંકામાં,ઘણી ધાત જવાથી હાથ પગ ઢીલા થાય. આળસાઈ ઊંઘ ઘણી આવે. કામકાજ કરવા ગમે નહિ. ખોરાક હજમ થાય નહિ. જેથી પેટમાં પવન પકડે અને ખાટા ઓડકાર આવે. કમરમાં અને માથામાં દુખાવો થાય ઇયાદ શકતી કમ થાય. આંખે ઝાંખ મારે. કાને થોડું સંભળાય. ફેર ચકર આવે. છાતીમાં ધપકારો થાય. અને આજારીનો મીજાજ ઘણો પોચો અને બીકણ થાય.

આ રોગ ઘણા દહાડા જારી રેવાથી નબળાઈ વધી પડે. ગાડીના અથવા એવા બીજા આંચકાથી અથવા ઝાડે જતાં જોરથી કાંસવાથી એવાં બીજા કારણોથી દાડામાં એકથી વધારે વાર ધાત જાય. આજારીનો ચેહેરો લેવાએલો અને ફીકો લાગે. તેના મોઢાની નુરાની જતી રહે.તે નીરાશ અને સુસ્ત લાગે, અને નામરદી પેદા થાય. અને પાછળથી ફેફર, ખઈ, દીવાના

પાણું વીગેરે ભયંકર દરદો પેદા થઈ આજારીનો અંત આવે છે.

**સબબ**—આ રોગ ઘણી વખત હાથ રસ કીધાથી થાયછે, અથવા કાચી ઉમરે ઘણો સ્ત્રી સંભોગ કરવાથી, પરમાથી, ઘણી એવી એસકી વાતો વાંચવાથી, ગોળીના આજારથી, અને લાંબા દહાડાનું અજીર્ણ થવાથી ધાત જાય છે.

**ઉપાય**—હાથ રસની ખરાબ ટેવ છોડી દેવી; ઘણો સ્ત્રી સંભોગ કરવો નહી. એશકી વાતો વાંચવી નહી, પણ સારી વાતો સાંભળી મન શાંત રાખવું. વખતસરે ખાવું. તંબાકુ અથવા દારૂ વાપરવો નહી, ખુલી હવામાં ફરવા હરવાની ટેવ રાખવી, રાતે વહેલું સુવું, અને સુતી વખતે પેસાબ કરીને સુવું, કોરવાળીને સુવું, ભેજાને લગતું કામકાજ થોડું કરવું. આઠ કલાકથી વધારે વખત સુવું નહી, થંડા પાણીથી નાવું. તે ન શેવાયતો પેહેલાં ગરમ પાણીથી નાઈ પછી થંડા પાણીથી નાવું, અને પછી ટુવાલથી સારી પેઠે શરીર કોરૂં કરવું, ઝાડો કબજ હોય તો ૧ દરામ કમપાઉન્ડ રૂબાર્બ પાઉડર અથવા સીડલીજ પાઉડરનો જુલાબ આપી ઝાડો સાફ લાવી નીચેની દવાઓ મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| ડીલુટેડ ફોસ્ફોરીક એસીડ | ... | મીનીમ ૨૩ |
| ટીંચર આવ નકસવોમીકા | ... | મીનીમ ૧૫ |
| કમપાઉન્ડ ટીંચર સીનકોના. | ... | દરામ ૧॥ |
| આકવામેન્થા પેપરેટા | ... | આંઉસ ૩ |

**અથવા**-નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ નકસવોમીકા. | ... | દરામ ૦॥ |
| ડીલુટેડ ફોસફોરીક એસીડ. | ... | મીનીમ ૪૦ |
| લીકવીડ એકસ્ટ્રાકટ આવ સીનકોના. | | દરામ ૧ |
| ટીંચર કારડા મોમકો ... | ... | દરામ ૨ |
| પાણી ... ... | ... | આંઉસ ૬ |

**અથવા** નીચે લખેલી દવાઓને મેળવી તેની (૪૦) ચાલીસ ગોળી-

એ બનાવી એકેકી ગોળી દહાડામાં ત્રણ વાર ગળાવવી.

ફોસફરસ ... ... ગરેન ૧
ઇથર સલફ્યુરીક. ... મીનીમ ૨૦
કેસ્ટીલ સોપ ... ... ગરેન ૪૦
ગુંદરનો ભુકો .. ... દરામ ૩

**અથવા** નીચે લખેલી દવાઓને મેળવી તેની છ ગોળીઓ બનાવી એકેકી ગોળી દહાડામાં ત્રણવાર ગળાવવી.

સલફેટ આવ ઝીંક ... ગરેન ૧૨
એકસ્ટ્રેકટ આવ નકસવોમીકા. ગરેન ૩
એકસ્ટ્રાકટ આવ રૂબાર્બ. ... ગરેન ૬

**અથવા** ૧૫ ગરેન પોટાસાબ્રોમાઇડ તથા ાાા વાઇન ગલાસ પાણી એ બંનેને મેળવી એ પરમાણે દહાડામાં ત્રણવાર પાવું. અને તે થોડા દહાડા સુધી જારી રાખવી. આ ઉપાય ઘણો સારો છે.

અથવા નીચે લખેલી દવાઓને વાટી ૧ તોલા જેટલુ દુધમાં ઉકાળી તેમાં ા ભાગ જાયફળ નાંખી તે પાવું.

ધોળી મુસળી
કાળી મુસળી
મુંદ્રરી
ગોખરૂ મોટા
એખરો
મુગલાઇ બેદાના
} દરેક સાત તોલા લેવું.

**અથવા** નીચે લખેલી દવાઓને મેળવી તેની ચાળીસ ગોળીઓ બનાવી એકેકી ગોળી દહાડામાં ત્રણવાર ગળાવવી.

રીડયુસ્ડ આયરન ... ગરેન ૮૦
એકસ્ટ્રાકટ આવ નકસવોમીકા ગરેન ૨૦
કવીનાઇનડી સલફસ ... દરામ ૧
ગુંદરનો ભુકો. ... દરામ ૩

ઝાડાની કબજીઅત અથવા પેટના કરમથી ધાત જતી હોય તો, ઝાડાની કબજીઅત અથવા કરમના મથાળા નીચે બતાવેલા ઇલાજો કરવા.

**અથવા** પેસાબની નળીના થડમાં બદામના જેવડી જે ઝીણી ગાંઠ છે તેનો વરમ થયો હોય, અને તેથી ધાત જતી હોય તો, નીચે જણાવેલી દવાઓ મેળવી તેની એક ગોળી બનાવી દર રાત્રે સુતી વખત ગુદામાં મુકવી. થોડા દહાડા આ પરમાણે મુકવાથી વરમ નરમ પડીને પેસાબ સાફ થશે, અને ધાત જતી પણ બંધ થશે.

| | |
|---|---|
| એકસ્ટ્રાકટ આવ ઓપીઅમ | ...ગરેન ૨થી ૪ |
| એકસ્ટ્રાકટ આવ બેલાડોના. | ...ગરેન ૧ |
| કોકોબટર. ... .. | ...ગરેન ૩૦ |

અને નીચે લખેલી દવાઓ મેળવી તેની બે ગોળી બનાવી એકેક ગોળી સવાર સાંજ ગળાવવી.

| | |
|---|---|
| કેમફર ... | ગરેન ૮ |
| એકસ્ટ્રાકટ આવ બેલાડોના ... | ગરેન ૦ાા |
| એકસ્ટ્રાકટ આવ હેમલોક ... | ગરેન ૬ |

**અથવા**–નીચે લખેલી દવાઓ મેળવી દાડામાં ચારવાર પાવી.

| | |
|---|---|
| લીકવીડ એકસ્ટ્રાકટ આવ અરગટ ... | દરામ ૨ |
| પાણી ... | આંઊંસ ૬ |

**અથવા** વીજળીનાં સંચા વડે વીજળી આપવી.

ઉપલી દવાઓ ન મળી આવે તો—

અકલકરો, કેશર, લવીંગ, જાયફળ, રૂમીમસતકી, સીમળાનાં ફુલ, કવચનાંબીજ, ગોખરૂ, એખરો, અસોંદ, સનાવળ, તજ, નીરગુંડી, જાવંતરી, લીલાગર ભાંગ સેકેલી, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી, તેમાં મધ નાખી તેની ગોળીઓ એક વાલની કરી તેમાંથી ગોળી એક સ્વારે તથા એક સાંજે એ પરમાણે દરરોજ આપવી. તેના ઉપર દુધમાં સાકર નાખી તેને કઢી, રૂચી માફક પાવું.

# આંતરગળ ગોળાનો આજાર.

( ઈનગ્વીનલ હરનીઆ ઓર રપચર—Inguinal Hernia or Rupture. )

આ દરદની બે મુખ્ય જાતોછે.

૧. લી રીડ્યુસીબલ હરનીઆ—Reducible Hernia.

૨. જી સ્ટ્રેન્ગયુલેટેડ હરનીઆ—Strangulated Hernia.

૧. લી રીડીયુસીબલ હરનીઆની મુખ્ય ત્રણ નીશાનીઓછે.

૧. લી ગોળીને છેક ઉપરથી એટલે તેના થડમાંથી બે આંગળાં વચે ઝાલી આજારીને ખોંખારવા કેહેવું. ખોંખારવાથી કાંઈ હાલતુ હોય એમ આંગળાને લાગશે. અથવા આંગળાંને આંચકો લાગેછે. આ પેહેલી નીશાની ત્રણેમાં હોયછે.

૨ જી–ગોળીના ઉપર આંગળુ મુકી બીજા હાથના આંગળાથી તે ઉપર ટકોરો મારે તો તેમાં ઢોલના જેવો અવાજ થાયછે.

૩ જી–આજારીને સુવાડી તેની ગોળી દાબવાથી અંદરનો ગોળો ઉપર ચડેછે, અને તેને પાછો ઉભો કરવાથી, અથવા તેને ઊંચેથી કુદકો મરાવવાથી, અથવા તાણીને ખોંખારો ખવરાવવાથી, પાછો તે નીચે ઉતરી જાયછે.

સબબ–ઘણું કુદવાથી, દોડવાથી, તાણીને રાડો પાડવાથી, ઝાડે જતાં અથવા બીજા કારણથી ઘણું કાંસવાથી, અથવા ઘણા જોરથી ઊલટી કરવાથી, ભારે બોજો વાંકુ વળી ઉપાડવાથી, પેટ ઉપર જોરથી કાંઈ દબાણ થવાથી, આંતરગળ નીચે ઉતરી જાયછે.

ઉપાય—આજારીને તેની પીઠ ઉપર ચતુ સુવાડવું, અને આંગળાં વચે ગોળાને ધીમેથી દબાણ કરી ચડાવવો. અને તેને રાત અને દીવસ જંતર બાંધી રાખવું. (જેને અંગ્રેજીમાં ટ્રુસ કહેછે.) તે જંતર વીના એક મીનીટ પણ ફરવું નહી. ઘણું કરી એકજ તરફ આંતરગળ ઉતરેછે. તેને જે બાજુએ ઉતરે તે બાજુનું જંતર ચડાવવું, પણ બંને બાજુએ ઉતરતો હોય તો બંને બાજુનું જંતર આવેછે તે ચડાવી રાખવું. જંતર બરોબર બેસતું લેવું કે જેમાંથી ગોળો નીચે ઊતરી ન જાય. જંતર બાંધવા છતાં ગોળો ઉતરી જાય તો તે જંતર નકામું સમજવું. પણ સારૂ જંતર છતાં

વખતે કોઈ કારણથી ગોળો ઊતરી જાયછે તો તે પાછો ચડાવી પાછું તે જંતર ચડાવવું. આજારી જુવાન હોય ને રોગ તરતનો હોય તો બે ત્રણ દાહાડા જંતર બાંધવાથી તે મટી જાયછે. વખતે કોઈ વેળા ગોળો સુજી આવેછે અને તેમાં દુખાવો થાયછે. તો તે વખતે નીચે જણાવેલી દવાઓ મેળવી મલમ જેવી કરી તે ગોળીની ચામડી ઉપર ચોપડવી, અને તે ઉપર ગરમ શેક કરવો. અને બીમારને સુવાડી રાખવો.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રાકટ આવ બેલાડોના | ... | દરામ ૦ાા |
| અફીણ | ... ... | દરામ ૦ાા થી ૧ |
| ગલીસીરાઈન | ... ... | આંઉસ ૧ |

સોજો નરમ પડવા પછી પાછો ચડાવી જંતર લગાડવું.

નાના બાળકને અથવા જનમતી વખત બાળકને આ રોગ જણાય તો તે ઉપર નીચે લખેલી દવામાં લુગડું બોળી તે ઉપર મુકવું.

| | | |
|---|---|---|
| નવસાર | ... | દરામ ૨ |
| સ્પીરીટ રેકટીફાઈડ | ... | આંઊસ ૧ |
| ટાઢું પાણી | ... | આંઉસ ૫ |

ઉપલી દવા બે ચાર મહીના જારી રાખવી જેથી મટી જશે.

ગોળો ઉતરી ગયા પછી ઉપર ન ચડે તો તે ઉપર જંતર બાંધવું નહી પણ તેને લુગડાની કોથળીમાં નાખી હમેશાં લંગોટ બાંધી રાખવો અને તે ગોળી ઉપર કંઈ ન લાગે તેની તજવીજ રાખવી.

ઉપલી દવાઓ ન મળી આવે તો—રક્તચંદન, મહુડાં, કમળકાકડી, ખસ, કમળનું મુળ, એ સરવ બરાબર લેઈ એને દુધમાં વાટી ઉપર લેપ કરવો. અથવા કડવી તુંબડીને ખાંડી પાણીમાં બાફી તેનો ખમતો ખમતો શેક કરવો તેમજ તે પાણીથી આંતરગળને ઝારવું.

આંતરગળ ઉપર ચડતું ન હોય તો ઘેટીના ઘીને કાંસાની થાળીમાં ફીણી તેમાં થોડી રાળ નાખી ફરી ફીણી પછી તેમાં થોડો વછનાગ મેળવી તેનો લેપ કરવો.

**અથવા**—સીલારસ તમાકુના પાંદડા ઉપર ચોપડી આંતરગળ ઉપર મુકી પાટો બાંધવો, અને મીંઢળના બી તથા લીંડીપીપર વાલ બબે લેઈ

બારીક વાટી મધમાં દરરોજ ચટાડવાં.

૨ જી—સ્ટ્રેંગ્યુલેટેડ હરનીઆ—Strangulated Hernia

**નીશાની**—આ જાતના રોગમાં આંતરડુ અંડકોસમાં એવી રીતે દબાણ આપેછે કે જાણે તેની આસપાસ ફાંસો દીધો હોય તેમ લાગે. જેથી ઝાડો આંતરડાને છેડેથી ઉતરી શકતો નથી. જેથી ઉલટી થઈ મોઢા વાટે પડે છે. આનો ઉપાય તરત ન કરવામાં આવે તો આંતરડામાં સોજો લાગુ પડી થોડા વખતમાં આજારીનો અંત આવેછે.

**ઉપાય**—ગોળાને ઘણું જોર કરવા શીવાય બંને હાથો વચે પકડી ઉપર ચડાવવો પણ તેમ કરવાથી ન ખમી શકાય એવો દુખાવો થાય તો ક્લોરોફોરમ સુંઘાડી બેસુધ કરી ગોળો ચડાવવો. પણ આ કામ જોખમ ભરેલુંછે વાસ્તે કોઈ હુંશિયાર ડાકટર શીવાય કોઈ પાસે કરાવવું નહિ.

આ પ્રમાણે ઘણીવાર મેનત કરવા છતાં ગોળો ઉપર ચડે નહિતો લુગડાની કોથળીમાં બરફ ભરી તે ગોળા ઉપર મુકી રાખવાથી તે પાંચથી છ કલાકમાં તે ઉપર ચડી જાય છે, બેચેની ઘણી થતી હોય તો આજારીને અડધો કલાક સુધી ગરમ પાણીમાં બેસાડી ૧॥ ગરેન અફીણની એક ગોળી કરી તે ગળાવવી. આજારીને ઊંધે માથે રાખવો. એટલે કે માથુ નીચુ અને પગો ઊંચા. એ પ્રમાણે થોડો વાર સુધી રાખવો. તથા ૧॥આં-ઊસ કાસટર ઓઇલ અને ૨૦ આંઉસ કાંજીનું પાણી એ બંને મેળવીને તેની ગુદામાં પીચકારી મારવી. તે પાછુ બહાર નીકળી ન જાય વાસ્તે આડો ડુચો દેવો. જેથી ઝાડો આવીને આંતરડુ પોતાની મેળે ચડી જશે. અથવા તંબાકુ ગોળા ઉપર બાંધવી અથવા બીમારને ઉલટી થાય ત્યાં સુધી ખવરાવવી. ઉપલા ઉપાય કરવા છતાં ઝાડો ન આવે તો ડાકટરો એક જાતનું હથીઆર આંતરડામાં ખોસી ઝાડો લાવેછે એ જાતનું બીજુ એક ઝીણું સોયની અણી જેવું હથીયાર આવે છે તે ગોળીની વચોવચ ખોસવા પછી ભુંગળીની અંદરનો સુયો કે જે હાથામાં જડેલ હોય છે તે ખેંચી લેવાથી તે નળીને રસ્તે ગોળીની અંદરથી રાતા રંગનું પાણી અને થોડો ઘણો પવન બહાર નીકળી જાયછે. તેથી સોજો અને ગાંઠ ઓમળાઈને નાની થાયછે. અને ગોળાનું તથા આંતરડાનું કદ નાનું થઈને તે

પોતાની મેળે ઉપર ચડી જાય છે. આ ઉપાય ઘણો સરસ છે.

**અથવા**—૩૦ થી ૫૦ ગ્રેન હૈડરેટ ક્લોરલ દરરોજ રાત્રે પાણીમાં પાવાથી ઘણો ફાયદો થાયછે.તેને વાયડો તથા ભારે ખોરાક આપવોનહિ.

ઉપલી દવાઓ ન મળી આવે તો—હરડેની છાલ, કરીયાતુ, ધાણા, એ ત્રણે બબે તોલા, લવીંગ તોલો દોઢ, સુનામખી તોલા ચાર, સાકર તોલા બાર, તથા મધ તોલા બાર એ સરવને ખાંડી મેળવી તેમાંથી રોજ એક એક તોલો ખવરાવવાથી તતકાળ ફાયદો થશે.



# ગોળીનો સોજો અથવા વરમ.

**આ રોગ નીચે જણાવવા પ્રમાણે ચાર જાતનો છે.**

૧લી—તીક્ષણ સોજો-(એક્યુટ ઓરકાઇટીસ—Acute orchitis)

૨જી—જુનો સોજો—(ક્રોનીક ઓરકાઇટીસ—Chronic orchitis)

૩જો—ચાંદીવાળી ઓરતના આજારથી થતો સોજો—(ગોનોરીઅલ ઓરકાઇટીસ—Gonorrhœal or chitis)

૪થો—નબળાઇથી થતો સોજો—(સ્કોફ્યુલસ ટેસટાઇટીસ—scrofulous Testitis)

**૧ લી જાત—તીક્ષણ સોજો.**

(એક્યુટઓરકાઇટીસ—Åcute orchitis)

**નીશાની**—ગોળી તથા તેના થડમાં દોરડા જેવી નસોથી ગોળી લટકેલી છે તેમાં દુખાવો થાય છે. અને ભાર લાગે છે. કમર જાંગના થાપામાં કંઈ ખેંચાવો થતો હોય એમ જણાયછે. પેસાબ થોડી થોડી પણ ઘણી વાર થાય છે. ગોળીની ઉપરનું ચાંમડીનું પડ સુજી જવાથી, ગોળીને હાથ લગાડવાથી તે જણાતી નથી. અંડકોસ ખેંચાઈ આવે છે, અને તે કઠણ થાય છે. અને અંદરની ઉપર કહેલી નસો ખેંચાઇને જાડી થાય છે. અને તેમાં ઘણો દુખાવો થાય છે, તાવ આવે છે અને ઉલટી તથા ઉછાળો થાયછે. ઝાડો કબજ રહેછે કોઈ વખત ગોળી પાકેછે અને તેમાં સડો લાગુ પડેછે,

સબબ—શકત પરમો થવાથી અથવા તરેતના પરમામાં શકત દવાઓની પીચકારી મારવાથી, ઘણો દારૂ પીવાથી, ઘણી મેહેનતવાળી કસરતો કરવાથી આ રોગ થાય છે.

ઉપાય—ગોળી સુજવાની અગાઉ તેમાં દુખાવો થવા માંડે કે તુરત ઉલટીની અથવા ઝાડાની દવાઓ આપવી. જેથી વરમ થતો અટકશે. ઉલટી લાવવા નીચેની દવા મેળવી તેનું એક પડીકુ કરી ગરમ પાણીમાં તે પાઈ દેવું.

| | | |
|---|---|---|
| એન્ટીમોની પોટાસા ટારટરસ | ... | ગરેન ૧થી ૦॥ |
| પલવીસ એપીકાક્યુના | ... | ગરેન ૨૦ |

અને ઝાડો લાવવા નીચેની દવાઓ મેળવી તના બે ભાગ કરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ સોડા | ... | દરામ ૪ |
| સકસ ટેરેકસેસાઈ | ... | દરામ ૩ |
| કમપાંઉન્ડ ટીંચર આવસેના | ... | દરામ ૩ |
| આકવામેન્થા પેપરેટા | ... | આંઉસ ૩ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| પોટાસાઆઇઓડાઇડ | ... | ગરેન ૧૨થી ૩૦ |
| એપસંમસાલ્ટ | ... | દરામ ૪થી ૮ |
| મેગનેસીયા કારબોનસ | ... | ગરેન ૪૦ |
| વીનમ કોલચીસી | ... | મીનીમ ૪૦ |
| ટીંચરઆવ હેનબેન | ... | દરામ ૨ |
| ઇનફ્યુઝન આવ સીનકોના બારક. | | આંઉસ ૬ |

દુખાવો ઘણો થતો હોય તો ઝાડો સાફ આવવા પછી બે ગરેન અફીણની એક ગોળી બનાવી તે પાણીમાં ગળાવવી.

ગોળી ઉપર ગરમ સેક કરવો અને તેના ઉપર લુગડાની ગાદી મુકી તેને દરરોજ ઊંચી રાખવી તથા તે ગોળી ઉપર નીચેની દવાઓ મેળવી પીળાવતી ગોળી ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેકટ આવ બેલાડોના | ... | દરામ ૨ |

| | | |
|---|---|---|
| અફીણ | .. | ગરેન ૧૦ |
| ગલીસીરાઇન | ... | આંઉસ ૧ |

ઉપલી દવા લગાડવાથી ગોળીનો સોજો તથા દુખાવો નરમ જણાય કે તે ઉપર સ્ટાર્કીંગ પલાસતરની પટીઓ કરી તે ઉપર લગાડવી. અથવા મરક્યુરી પલાસતર મુકવું અથવા ૧ દરામ આઇઓડો ફારમ તથા ૧ાા આઉંસ સીમપલ ઓઇન્ટમેન્ટ એ બંનેને મેળવી તેની આગળી બનાવી ગોળી ઉપર મુકવી. કદાપી ઉપલી દવાઓથી આરામ ન થાય તો શીખેલા ડાકટરની સલાહ લેવી.

**૨ જી જાત. જુનો સોજો.**

**(ક્રોનીક ઓરકાઇટીસ—Chronic orchitis)**

**નીશાની**—ગોળીનો તીક્ષ્ણ વરમ ઘણા દીવસ સુધી સાજો થયા વીના રહે ત્યારે તેને ઉપલો રોગ કહે છે—

**સબબ**—પેશાબ કરવાની નળી સાંકડી થવાથી, ઘણા દાડાનો પરમો હોવાથી અથવા નઠારી જાતનો ચાંદીનો રોગ થવાથી આ રોગ થાય છે.

**ઉપાય**—પેસાબ કરવાની નળી પરમો થવાથી સાંકડી થઈ ગઈ હોય અને પેસાબ ઝીણી ધારે અટકી અટકીને આવતો હોય તો ઇંદરીમાં કેથેટર દર ચ્યાર દાહાડે થોડા દાડા મુકાવવો. અને પરમામાં જણાવેલા ઉપાયો કરવા—ઘણી હાલ ચાલ કરવી નહી તથા લંગોટ બાંધી રાખવો અને ગોળી ઉપર સ્ટાર્કીંગ પલાસતરની પટીઓ અથવા મરક્યુરીયલ પલાસતરની પટી મારવી. અથવા લીનીમેન્ટ આવ આઇઓડાઇન પીછાવતો તે ઉપર ચોપડવું અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે લગાડવી.

| | | |
|---|---|---|
| રેડ આઇઓડાઇડ આવ મરક્યુરી | ... | ગરેન ૮ |
| એક્સ્ટ્રેક્ટ આવ બેલાડોના | ... | દરામ ૧ |
| સીમપલ ઓઇન્ટમેન્ટ | ... | આંઉસ ૦ાા |

**૩ જી જાત. ચાંદીવાળી ઓરતથી થતો સોજો.**

**ગોનોરીઅલ ઓરકાઇટીસ—Gonorrhœal orchitis**

ચાંદીના રોગથી, લોહી બગડવાથી, સોજો થયો હોય તો ટાંકી અથ-

વા આંદીના મથાળા નીચે બતાવેલા ઉપાય કરવા. પોટાસા આયોડા-ઈડ પીવામાં આપવું, અથવા પારાની ધુણી આપવી, અથવા આજારી ની અવસ્થા તપાસી નીચે જણાવેલી દવાઓ મેળવી તેના સોળ ભાગ કરી એકેકો ભાગ દાહાડામાં ત્રણ વાર પાણી સાથે મેળવીને પાવો.

| | |
|---|---|
| ક્રોરોસીવ સબલીમેન્ટ .. | ગરેન ૧ |
| કલોરાઇડ આમોનીઆ ... | ગરેન ૮૦ |
| પોટાસા આયોડાઇડ ... | ગરેન ૪૦ |
| લીક્વીડ એકસ્ટ્રાકટ આવ સારસાપરીલા, | આંઉસ ૪ |
| પાણી ... | આંઉસ ૧૨ |

પરમો થવાથી સોજો આવ્યો હોય તો, અને આજારી મજબુત બાંધાનો હોય તો, થોડી જળો ગોળી ઉપર વળગાડવી અને તે ઉપર ગરમ સેક કરવો. તથા અવાર નવાર જુલાબો આપવા. ગોળીમાં ઘણું દરદ થતું હોય તો ૧ થી ૨ ગરેન અફીણ એક ગોળી કરી રાતે સુતી વેળા પાણી સાથે ગળાવવી. સુગરલેડના પાણીમાં લુગડું બોળી ગોળી ઉપર મુકવું, અને લંગોટ બાંધી રાખવો. અને પરમામાં જણાવ્યા પરમાંણે ઉપાયો કરવા.

## ૪ થી જાત. નબળાઈથી થતો સોજો.

### સ્ક્રોફ્યુલસ ટેસટાઇટીસ—Scrofulous Testitis

કંઠમાળના રોગીને નબળાઈથી ધીમે ધીમે ગોળી સુજે છે અને કઠણ થાયછે. અને તેના માંસની અંદર ઝીણા દાણા વાળી ગાંઠો બંધાયછે.

**નીશાની**—કાંઈ પણ દુખાવો થયા વીના ગોળી સુજીને મોટી થાય છે. અને તે નરમ થઇને પાકેછે, અને ફુટે છે, તેથી અંદરથી રસી અને દાણા વાળી વસતુઓ નીકળે છે. ગોળીમાં નાસુરો પડે છે.

**ઉપાય**—શકતી લાવવા કુવત વાળો ખોરાક આપવો. જેવું કે મગરનું તેલ અથવા કેમીકલફુડ પાંણી સાથે મેળવી સવાર સાંજ પાવું.

**અથવા**—નીચે લખેલી દવાઓ મેળવી તેના બે ભાગ કરી સવાર સાંજ પાવા.

| | |
|---|---|
| મગરનું તેલ ... | ચમચી ૨ |

સીરપ આવ હાઈપોફોસફેટ આવ લાઈમ. ચમચી ૨
પેનક્રીએટીક ઈમલઝન ... ચમચી ૨
પાંણી .. આંઉસ ૨

**અથવા**—૧૦ થી ૨૦ મીનીમ સીરપઆવ ડાએલાઈઝડ આયરન દાહાડામાં ત્રણ વાર પાણીમાં નાંખી પાવું.

**અથવા**—નબળાઈ ઘણી થઈ હોય તો ૨૦ ગરેન આમોનીઆ કાર-બોનસ અને છો આંઊંસ ઈનફ્યુઝન આવ સીનકોનાબારક એ બંનેને મેળવી દાહાડામાં ચારવાર પાવું.

ગોળી ફુટીને તેમાંથી રસી જતી હોય તો તે ઉપર સ્ટાકીંગ પલાસ્તરની પટી મારવી. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાં લુગડું બોળી ગોળી ઉપર મુકી રાખવું.

ઝીંકસાસલફસ ... ગરેન ૨૦
ટીંચર લવંડર કો ... ડરામ ૨
રેકટી ફાઈડ સ્પીરીટ આવ વાઈન. આંઉસ ૦॥
પાંણી ... આંઉસ ૭

**અથવા**—નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડું બોળી ગોળી ઉપર મુકી રાખવું.

ટીંચર આવ આયઓડાઈન ... આંઊંસ ૦॥
ગલીસીરાઈન ... આંઉસ ૨
પાણી ... આંઉસ ૬

ઉપલા ઉપાયોથી આરામ ન થાય તો શીખેલા ડાકટર પાસે ગોળી કપાવી કાઢવી.



# ગોળીનો પાણીનો રોગ.

( હાઈડ્રોસીલ—Hydrocele )

**નીશાની**—ગોળીની ચામડીની કોથળી જેને અંડકોસ કહે છે તેની અંદર બંને બાજુએ બે ગોળીઓછે. દરેક ગોળી ઉપર બે પડો છે, એક ઉજળુ પડ અંડકોસના અંદરની બાજુએ, અને બીજુ કરોળીઆના પડ

જેવું ગોળી ઉપર ચોટેલું હોય છે. એ બે પડોની વચ્ચે પાંણીનો ભાગ જ્યારે એકઠો થતો જાય છે અથવા થાય છે, ત્યારે તેને ગોળીનો પાંણીનો રોગ કહે છે. આવા દરદમાં ગોળીઓ તનદુરસ્ત હાલતમાં હોય છે. ઉપર બતાવેલા બે પડોની વચ્ચે ધીમે ધીમે પાંણી એકઠું થઈ તે વધીને બતકના ઇંડા જેવડું અથવા નાળીએર કરતાં પણ વધારે મોટુ થાય છે. તેની અંદર પાણી ભરાવાથી, ચાંમડી રબરની માફક તણાવાથી લીસી અને ચળકતી લાગે છે. અંડકોશ દાબી જોવાથી તેની અંદરની ગાંઠો પછવાડેના ભાગમાં માલમ પડે છે, તે પાણીનો રંગ ફીકો પીળો હોય છે, અને ઘણું કરી તેમાં ૧૦ થી ૧૨ આંઉસ જેટલું પાણી એકઠુ થાય છે. અથવા તેથી પણ વધારે થાય છે. જળંદરના માફક તેમાં પાણી હાલતુ લાગે અથવા આજારીને અંધારી કોટડીમાં રાખી તે અંડકોસની એક બાજુએ મીણબતી સળગાવી રાખી બીજી તરફ જોવાથી તેની અંદર પાણી ભરેલું જણાશે.

**ઉપાય**—સવાર સાંજ દરરોજ તે ઉપર ટીંચર આવ આઇઓડાઇન લગાડવું. અથવા તેથી ફાયદો ન થાય તો આઇઓડાઇન ઓઇન્ટમેન્ટ ગોળી ઉપર ચોપડવું. અથવા કમપાઉન્ડ ઓઇન્ટમેન્ટ આવ મરકયુરી અથવા નીચે લખેલી દવાઓ મેળવી તે ગોળી ઉપર ચોપડવી.

ઓઇન્ટમેન્ટ આવ રેડ આઇઓડાઇડ આવ મરક્યુરી. આંઉસ ૦ાા
સીમપલ ઓઇન્ટમેન્ટ ... ... આંઉસ ૧

**અથવા**—બે દરામ આઇઓડોફારમ તથા ૨ આંઉસ સીમપલ ઓઇન્ટમેન્ટ એ બંનેને મેળવી તે ઉપર લગાડવો. ઉપલા ઉપાયોથી ફાયદો ન થાય તો શીખેલા ડાકટર પાસે તે ગોળીમાં નસતર મુકાવી પાંણી કઢાવી નાખવું. અને તેની અંદર, અંદરના પાણીના રંગ પરમાણે કમપાઉન્ડ ટીંચર આવ આઇઓડાઇન અથવા સ્પીરીટ આવ વાઇન એ બેમાંથી ગમે તે એક દરામ લેઈ તેની પીચકારી મારવી. આ પરમાણે પીચકારી મારવાથી ગેર ફાયદાને બદલે ઘણો ફાયદો થાય છે, અને ફરી ભરાતી અટકે છે, એથી જરા વખતે તાવ આવે છે તેની ફીકર ન રાખવો.

બાળકને આ રોગ થાય તો નીચે લખેલી દવામાંથી લુગડું બોળી તે ઉપર મુકી રાખવું.

| | |
|---|---|
| નવસાર ... | દરામ ૨ |
| રેક્ટીફાઈડ સ્પીરીટ. | આંઉસ ૧ |
| ટાઢુ પાણી ... | આંઊંસ ૫ |

ઉપલી દવાથી આરામ ન થાય અને પાણી ઘણું ભરાઇ ગયું હોય તો શીખેલા ડાકટર પાસે નસતર મુકાવી પાણી કઢાવવા ચુકવું નહીં.

**(હીમેટોસીલ—Hæmatocele).**

**નીશાની**—ગોળી ઉપરનું પડ તથા અંડકોસની અંદર અને પડની વચે લોહીના પાણીનો ભાગ એકઠો થવાને બદલે તેમાં ફક્ત લોહી એકઠું થાય છે. ગોળીમાં એકદમ સોજો આવેછે તેમાં દુખાવો થાયછે, અને તે ભારે લાગેછે. અને તેનો દેખાવ ગોળ અને લાંબો કઠણ અથવા પોચો અને અપાર દર્શક હોય છે.

**ઉપાય**—આજારીને બેસાડી રાખવો, અને નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડું બોળી તે ઉપર મુકવું.

| | |
|---|---|
| ક્લોરાઇડ આવ આમોનીયમ ... | દરામ ૪ |
| સુરોખાર ... | દરામ ૪ |
| સુગરલેડ ... | દરામ ૪ |
| રૈકટીફાઇડસ્પીરીટ આવ વાઇન... | આંઉસ ૧ |
| પાણી ... | આંઉસ ૧૦ |

હમેશાં કછો બાંધી રાખવો. કેટલીક વેળા ઉપલા ઉપાયથી ફાયદો થતો નથી તો સીખેલા ડાકટર પાસે તેની અંદર નસતર મુકાવી ઉપર સાદી પટીયો મારવી.

---

# ગોળીનો ચામડીનો રોગ.

**(સ્ક્રોટલ એલીફેન્ટીએસીસ—Scrotal Elephantiasis).**

**નીશાની**—આ રોગ ઘણું કરી બીજી કોઈ નીશાની થયા વગર ધીમે ધીમે શરૂ થાયછે, પણ કેટલીક વખત તાવ આવેછે. ગોળીની ચામડી સુજી આવે અને તે લાલ થાય તેમાં આગ અગન બળે અને

દુખાવો થાય. પછી એક બે દાડામાં તાવ નરમ પડે. ગોળીની ચામડીનું દરદ ઓછુ થાય, પણ તે જાડી ખડબચડી સુજેલી રહે. પછી થોડી ઘણી મુદત પછી તાવ સાથે ગોળીની ચામડીનો સોજો થાય અને પાછો તાવ ઉતરી જઈ ચામડી આગળના કરતાં જાડી થાય. એ રીતે સોજો વધતો જાય અને તે એટલે સુધી વધે છે કે ઈંદરીનો ભાગ પણ જણાય નહી, અને તે બધી જગો ભારે કોથળી શીવાય કસુ જણાય નહિ. ચામડી ઉપર વખતે નાની ફુણગીયો થાય અને તે ફુટીને તેમાંથી પાતળુ પ્રવાહી જેવું પાણી નીકળા કરે અને વખતે નાનાં ચાંદા પડે.

જ્યારે તાવ હોય તથા સુજી આવે ત્યારે નીચેની દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસીટેટીસ | ... | આંઉસ ૧ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૨ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| કેમફરવાટર | ... | આંઉસ ૪ |

ઝાડો કબજ હોયતો ઉપલી દવામાં ૩ થી ૪ દરામ એપસંમસાલ્ટ નાખી પાવું. સુજેલી ગોળી ઉપર પીચોરીના પાલાના રસમાં ગીલિયરમાંની તથા સુખડ તથા રતાંજળી ઘસી તેમાં લુગડુ બોળી સુજેલી જગો ઉપર મુકવું. અથવા લાઇકર ફ્રેરીપરકલોરાઇડ ફ્રારસીયર પીંછા વતી તે ઉપર ચોપડવી. અથવા ઓઇન્ટમેન્ટ આવ મરકયુરીની પટી બનાવી તે ઉપર મુકવી. ગોળીમાં દુખાવો ઘણો થતો હોય તો સુગરલેડમાં લુગડુ બોળી તે ઉપર મુકા કરવું. દુખાવો તથા દરદ નરમ પડવા પછી ચાંમડી પાતળી કરવા ૨ થી ૩ દરામ આયોડોફારમ તથા ૨ આંઉસ સીમપલઓઇન્ટમેન્ટ એ બંનેને મેળવી તે ઉપર ચોપડવી. અને પીવાની દવા તરીકે નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટીંચર ફ્રેરીપરકલોરીડ | ... | દરામ ૧ |
| કવીનાઇનડીસલફ્સ | ... | ગરેન ૧૨ |
| એસીડ સલફયુરીકડીલ્યુટ | ... | મીનમ ૧૫ |
| પાણી | ... | આંઉસ ૬ |

ઉપલો ઉપાય કરવા છતાં આરામ ન થાય અને ચરબી ઓછી ન થાય તો હુંશિયાર ડાકટર પાસે કાપી કઢાવવી. વખતે ચામડી એટલી જાડી થઈ જાયછે કે, જ્યારે કાપેછે ત્યારે એક મણ ચરબી નીકળેછે.



# મરડાએલા પગો.

## ( બેન્ડી લેગસ—Bandy Legs ).

**નીસાની તથા સબબ**—કોઈ વખત બાળકના પગ જન્મથી વાંકા હોયછે. પરંતુ ઘણી વખત, બાળક પોતાના શરીરનો બોજો ઉપાડવાને લાયકનું ન થાય, તેની અગાઉ બાળકને ચલવવા અથવા ઉભુ રાખવા તેનાં માબાપો યત્ન કરેછે, જેથી શરીરના વધારે બોજાથી પગનાં કુમળાં હાડકાં વાંકા થઈ જાયછે.

**ઉપાય**—મીઠાના પાણીથી દાહાડામાં બેથી ત્રણ વાર પગો ધોવા અને હાથવતી તેઓને ખુબ મસળવા. અથવા બની શકેતો દરીયા કીનારે ખાડો ખોદી તેની અંદર પગો થોડીવાર સુધી ખોસી રાખવા અથવા દરીયાનું પાણી મંગાવી તેથી પગો દાહાડામાં બેથી ત્રણ વાર ધોવા.

---

# પગનું વાસ મારવું તથા તેમાંથી નીકળતો વાસ મારતો પરસેવો.

## ( ફીટ ઓફેનસીવ—Feet offensive ).

**સબબ**—ચામડીના છીદ્રોમાં કંઈ ખામી અથવા રોગ હોવાથી તે પગો ઘણી વાર ઘણો ખરાબ વાસ મારેછે.

**ઉપાય**—પગો વાસ મારતા હોય તો ગરમ પાણીમાં થોડો એસીડ હેડરોકલોરીક અથવા એસીડ કારબોલીક પાઉડર, અથવા કલોરાઈડ આવ લાઈમ નાખીને તેમાં પગો બોળવા.

પગનો પરસેવો વાસ મારતો હોય તો ૧૦ ગરેન હેડરેટ કલોરલ અને બે આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાં લુગડું બોળી તે પગો ઉપર મુકવું.



# પરમો અથવા પરમીઓ.

( ગોનોરીઆ—Gonorrhœa ).

**નીશાની**—ખરાબ ઓરતની સાથે સંગ કરવા પછી ત્રણથી દસ દીવસમાં આ રોગ થાયછે. શરૂઆતમાં ઇંદ્રીનું ફુલ અંદર લાલ થએલું જણાય તેમાં આગ અગન બળે. અને કીડ લાગે જેથી આજારી ચોળા કરે. પેસાબ કરતી વેળા બળે. તથા તણખા મારે. અને અંદરથી પેહેલાં પાતળુ પરૂ નીકળે, પછી થોડા વખતમાં જાડું દુધ જેવું ઘણું પરૂ નીકળા કરે. વખતે પેસાબની ઇંદ્રી તથા ફુલ સુજી જાયછે. અને દાબવાથી દુખાવો થાયછે. અને સોજાને લીધે ફુલ બાહાર નીકળતું નથી. રસી રાત દાહાડો ઝરા કરેછે, તાવ આવેછે, ઇંદ્રી જાગરત ઘણી થાયછે. અને તેમાં સુળો ખોસી હોય એવો દુખાવો થાયછે. સરૂયાતમાં રસી જાડી અને થોડી પીળાસ ઉપર હોયછે. જેથી પેહેરેલા લુગડાં ઉપર પીળા ડાઘા પડે છે. અને પરમો ઘણા દીવસનો એટલે જુનો થવા પછી રસી પાતળી થઈ જાયછે. આ રોગ વખતે રજસ્વળા અસ્ત્રીસાથે સંગ કરવાથીપણ થાયછે.

**ઉપાય**—તરતનો પરમો એક બે દાહાડાનો હોય, અને ઘણી જાડી રસી જતી હોય તો ઇંદ્રીના ફરતી ૧ થી ૨ ડજન જળો મુકાવવી. પણ આજારી નબળો હોય અને દરદ જોરમાં ન હોય તો, જળો મુકાવવાની જરૂર નથી. વાસ્તે થંડા પાણીમાં લુગડું બોળી ઇંદ્રી ઉપર વીંટાળી લંગોટ બીડી રાખવી. અને તે લુગડું ભીનુંને ભીનું રાખવું. અને ઝાડો સાફ લાવવા નીચે જણાવેલી દવાઓ મેળવી ફકાડી દેવી.

| | | |
|---|---|---|
| પલવીસ જેલપ | ... ... | ગરેન ૪૦ |
| કરીમ આવ ટારટર | ... ... | દરામ ૩ |
| કેલોમલ | ... ... | ગરેન ૩ |

ઉપલી દવાથી ઝાડો સાફ ન આવે તો બીજે દીવસે નીચે લખેલી દવાઓ મેળવી સઘળી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| ટીંચર આવ સેના | ... ... | દરામ ૨ |
| એપસંમ સાલ્ટ | ... ... | આંઉસ ૧ |
| ઇનફ્યુઝન આવ સેના | ... ... | આંઉસ ૧॥ |

ઝાડો સાફ લાવ્યા પછી તાવ નરમ પાડવા નીચે લખેલી દવાઓ-માંથી ૧ વાઈન ગલાસ ભરી દાહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બીકારબોનસ ... | ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઈટરસ ... | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ .. | ... | દરામ ૨ |
| ગુંદરનું પાણી ... | ... | આંઉસ ૧ |
| પાણી ... ... | ... | આંઉસ ૩ |

**અથવા** નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું.

| | | |
|---|---|---|
| લાઈકર આમોનીયા એસીટેટીસ... | | આંઉસ ૧ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ | ... | દરામ ૨ |
| પોટાસા નાઈટરસ ... | . | ગરેન ૪૦ |
| કેમફર વોટર ... | ... | આંઉસ ૪ |

તાવ નરમ પડવા પછી નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| બાલસમ આવ કોપેબા | ... | દરામ ૪ |
| **અથવા** ગર્જનનું તેલ ... | ... | દરામ ૨ |
| ગુંદરનો ભુકો ... | ... | દરામ ૪ |
| સ્પીરીટ આવ નાઈટ્રીક ઈથર... | | દરામ ૨ |
| ટીંચર આવ હેનબેન... | ... | દરામ ૨ |
| સોલ્યુશન આવ પોટાસ. | ... | દરામ ૨ |
| પાણી ... | .. | આંઉસ ૬ |

**અથવા** ૧।। દરામ ઓઈલ ઓફ સેનડલ અને ૧ દરામ ઓઈલ આવ કયુબેબ્સ તથા થોડો સાકરનો શીરો એ ત્રણેને મેળવીને તેના ત્રણ ભાગો કરી એકેકો ભાગ દાહાડામાં ત્રણ વાર પાવો.

મરચાં, સરકો, અથાણું, લેમોનેડ અથવા કોઈ પણ જાતનો દારૂ વીગેરે આપવું નહીં. અળસીની ચા, જવનું પાણી, દુધની કાંજી, ગુંદરનું પાણી પાયા કરવું. અથવા ગોખરૂ તોલો ૦।। લેઈ તેની પોણોસેર ચા કરી તેમાંથી બે ત્રણ વાર પાયા કરવું. મરદની ઇંદ્રીને લટકતી રાખવી

નહી. ઉપર કહ્યા મુજબ થંડા લુગડાથી લપેટી લંગોટ કરી રાખવી.

ઉપર પરમાણે દવા તથા તતબીર રાખવાથી આરામ થઈ જશે. પણ કદાપી તેથી આરામ ન થાય તો નીચે લખેલી દવાઓ મેળવી તેમાં થી ૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| બાલસમ ઓફ કોપેબા | ... | દરામ ૦॥ |
| લાઈકર પોટાસા | ... | મીનીમ ૧૫ |
| ગુંદરનું પાણી... | ... | આંઉસ ૦॥ |
| પાણી ... | ... | આંઉસ ૨॥ |

પેહેલાં પેલી બે દવાઓને સારી પેઠે મેળવી એક રસ થાય એટલે ત્રીજી ગુંદરની દવા નાખી ખુબ એક રસ ખરલમાં મેળવી પછી તેની અંદર પાણી નાખવું, જેથી એક રસ થશે. નહી તો ફોદો ફોદો થઇ જશે.

ઉપલી દવા આઠ દસ દાહાડા આપવા છતાં આરામ ન થાય તો ચણકબાવાનો ઝીણો ભુકો દરામ એક લઇ તેની અંદર થોડી સાકર નાખી તેમાંથી અડધું સવારમાં અને અડધું સાંજરે પાણી સાથે ફકાડવું. અને તે થોડા દાહાડા જારી રાખવું. તેથી ફાયદો લાગે તો ચણકબાવા બે દરામ સુધી લેવા, પણ એથી આરામ ન થાય તો નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| ઓઇલ આવ કોપેબા | ... | મીનીમ ૨૦ |
| સ્પીરીટ ઈથર નાઈટરસી | ... | દરામ ૧ |
| ઓઇલ આવ કયુબેબ | ... | મીનીમ ૮ |
| પાણી ... | .. | આંઉસ ૩ |

પેહેલા પેલી બે દવાઓને સારી રીતે મેળવી પછી ત્રીજી દવા મેળવવી અને પછી પાણી મેળવવું.

પેસાબ કરતી વેળા બળતરા ઘણી બળે અને દુખાવો થતો હોય તો, પાણીમાં ખસખસનાં ડીંડવાં નાંખી તેને ઉકાળી આજારીને તે ગરમ પાણીની અંદર અરધો કલાક સુધી કમર સુધી બુડતો બેસારવો, અથવા કાચના વાસણમાં તે ગરમ પાણી નાંખી તેની અંદર અરધો કલાક સુધી ઇંદરી બોળી રાખવી. અને નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર પોટાસી | ... | મીનીમ ૨૩ |
| ટીંચર ઓપી | ... | મીનીમ ૮ |
| કેમફર વોટર | ... | આંઉસ ૩ |

**અથવા**—ઈંદરીમાં પોતાની મેળે સકતાઈ આવે, અને તે વાંકી વળી જાય અને તેમાં દુખાવો થાય તો નીચે લખેલી દવાઓને સારી પેઠે મેળવી તેની ત્રણ ગોળીઓ બનાવી એકેકી ગોળી દર રાત્રે સુતી વેળા ગળાવવી.

| | | |
|---|---|---|
| કેમફર | ... ... | ગરેન ૯ |
| અફીણ | ... | ગરેન ૧ |
| એકેસીઆ પાઉડર (ગુંદર) | | ગરેન ૬ |

ઉપર પરમાણે ઉપાયો કરવાથી આરામ થઈ જશે, પણ કદાપી ન થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી. ઉલટી થતી હોય તો સોડાવોટર પાવો.

| | | |
|---|---|---|
| બીસમથી સબનાઈટરસ. | ... | દરામ ૧ |
| બાલસમઆવ કોપેબા | ... | દરામ ૪ |
| ગુંદરનો ભુકો. | ... ... | દરામ ૩ |
| ટીંચર આવ હેનબેન. | ... | દરામ ૨ |
| સ્પીરીટ આવ નાઇટરીકઇથર | ... | દરામ ૨ |
| પાણી. | ... ... ... | આંઉસ ૬ |

પુરૂષની ઈંદરી તથા ઓરતનો છુપો ભાગ બહારથી ઘણો સુજેલો હોય અને રાતો થયો હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે રાત દહાડો તેના ઉપર મુકવો.

| | | |
|---|---|---|
| એસીડટાનીક | .. | ગરેન ૨૦ |
| સુગરલેડનું નરમ કરેલ પાંણી. | | આંઉસ ૮ |

**અથવા** નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે રાત દહાડો તે ઉપર મુકવો.

| | | |
|---|---|---|
| પોટાસા નાઇટરસ | ... | દરામ ૩ |
| કલોરાઇડ આવ આમોનીઅમ | ... | દરામ ૨ |
| ટીંચર ઓપી. | ... ... | દરામ ૩ |
| પાણી. | ... ... | આંઉસ ૮ |

ઉપલા ઉપાયો કરવા છતાં વખતે પરમો મટે નહી અને તેઘણા દહાડાનો થાય તો, નીચે પરમાણે પીચકારી મારવા શરૂ કરવું. પણ યાદ રાખવું કે જો તરતના પરમામાં પીચકારી મારવામાં આવશે તો,ગોળી સુજી જશે, વાસ્તે પંદર વીસ દીવસનો પરમો જુનો થયા પછી રસી પાતળી થયા પછી પીચકારી મારવી. જેવી કે સુગરલેડ, બીસમથી સબનાઇટરસ. એસીડ ટાનીક, ઑકસી સલફ્સ એ ચાર મહિલી ગમે તે એક દવા ૨ થી ૩ ગરેન જેટલી લેઈ તેમાં ૧ આંઉસ ગુલાબ જળ નાંખી પીગળાવી તે કાચની પીચકારીમાં ભરી ઇંદરીમાં મારવી, તે એવી રીતે કે જમણા હાથમાં પીચકારી ઝાલી તેની અણી અડધો ઇંચને આશરે ઇંદરીમાં દાખલ કરી પછી ડાબા હાથના આંગળા તથા અંગુઠા વચે ઇંદરીનું ફુલ પીચકારીની અણી સાથે ખુબ દબાવી જમણા હાથથી પીચકારી મારવી,જેથી અંદરની દવા તુરત બાહાર નીકળી ન જાય,અને તે બે ત્રણ મીનીટસુધી દાબી રાખવું. પીચકારીની કોઈ બી દવાથી આગઅગન ઘણી બળે તો તે થોડા દહાડા બંધ રાખવી. અથવા બીજી અજમાવવી. પીચકારી દહાડામાં બેથી ત્રણ વાર મારવી. અને તે થોડા દહાડા સુધી જારી રાખવી,ઉપલી પીચકારીની દવાથી ફાયદો ન થાય તો, અને પેસાબ કરતી વખત થોડી આગ બળતી હોય અને થોડું ઘણું દરદ હોય તો નીચે લખેલી દવાઓને મેળવી કાચની પીચકારીમાં ભરી દરરોજ મારવી.

| | |
|---|---|
| બીસમથીં સબનાઇટરસ | ...ગરેન ૧૦ |
| મીઊસીલેજ આવ ગમઅકેસીઆ | ..દરામ ૪ |
| અફીણ ... ... | ...ગરેન ૧ |
| પાણી. ... ... | આંઉસ ૧ાા |

ઉપલો થવા થોડા દીવસ જારી રાખવાથી પેસાબમાંની આગ અગન તથા દુખાવો બીલકુલ નરમ પડી જશે. પછી નીચે લખેલી દવાઓ મેળવી તેના ત્રણ ભાગો કરી એકેકો ભાગ દહાડામાં ત્રણવાર પીચકારી વતી ઇંદરીમાં દાખલ કરવાથી ઘણો ફાયદો થશે.

| | |
|---|---|
| સુગરલેડ. ... ... | ગરેન ૮ |
| ઑકસી સલફ્સ .. ... | ગરેન ૮ |

| | | |
|---|---|---|
| ટીંચરઓપી | ... .. | મીનીમ ૩૦ |
| ગુલાબજળ. | ... ... | આંઊંસ ૨ |

ઉપલી પીચકારીની દવાઓથી ફાયદો ન થાય તો નીચે પાંચ દવાઓની ટીપ આપેલીછે. તેમાંની એકેક દવા અનુકરમ પરમાણે તેમાં લખેલા વજનમાં લેવી અને તેને એક આંઊંસ પાણીમાં મેળવી તેની પીચકારી મારવી. એક પીચકારીની દવાથી ફાયદો ન થાય તો તેની નીચેની બીજી દવા વાપરવી, પણ પાંચે દવા એકજ વખતે સઘળી એકઠી કરી વાપરવીનહી.

તેની સાથે એ પણ યાદ રાખવું કે આ દવાઓની પીચકારી મારતી વખત ઈંદરીના ફુલમાં અથવા તેની આસપાસ આળુ અથવા બળતરા અને દુખાવો હોવો ન જોઇએ.

| **પીચકારીની દવાઓ.** | | એક આંઉસ પાણીમાં |
|---|---|---|
| ગોલારેડ વોટર | ... | ૩૦થી ૪૦ ટીપાં |
| ફટકડી | ... | ૧થી ૫ ગરેન |
| કાસટીક | ... | ૧થી ૩ ગરેન |
| ગરીનવીટીરીયલ(ચોખી હીરાકસી) | | ૧થી ૩ ગરેન |
| બલુવીટીરીયલ(ચોખો મોરથુથુ) | | ૧થી ૩ ગરેન |

ઘણા દહાડાનો પરમો જુનો થયો હોય તો મેટીકો કેપસ્યુલ નામની દવાની ત્રણ ગોળીઓ દાડામાં ચાર વાર પાણી સાથે ગળાવવી. અને ૦॥ થી ૧ચમચો મેટીકો ઇનજેકશન અને ૧ ચમચો પાણી એ બંનેને મેળવી તેની પીચકારી દાડામાં ત્રણ વાર ઈંદરીમાં મારવી. અથવા ૫ થી ૧૫ ગરેન પરમેગનેટ આવ પોટાસ તથા ૧ આંઉસ ગુલાબજળ એ બંનેને મેળવી તેની પીચકારી ફકત બેથી ત્રણ દાડા મારવી. અને નીચે લખેલી દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ પાવો.

| | | |
|---|---|---|
| સુખડનું તેલ | ... | દરામ ૧॥ થી ૨ |
| અણુકબાવાનું તેલ | ... | મીનીમ ૮૦ |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૨ |
| ટીંચર આવ સ્ટીલ | ... | દરામ ૧ |
| ગુંદરનો ભુકો | ... | દરામ ૪ |
| સાકરનો સીરો | .. | આંઉસ ૧ |

| | | |
|---|---|---|
| પાણી | ... | આઉંસ ४॥ |

અથવા ૩૦ ગરેન ફટકડી અને ૩ દરામ ચણકબાવા એ બંનેને વાંડી તેનાં ત્રણ પડીકાં કરી એકેક પડીકુ દાડામાં ચાર વાર પાણી સાથે ફકાડવું. અથવા ૫ ગરેન ફટકડી અને એક આઉંસ પાણી એ બંનેને મેળવી તેની પીચકારી સવાર સાંજ મારવી. અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેના છભાગો કરી એકેકો ભાગ દાહાડામાં ત્રણવાર પાવો. અને તે થોડા દાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| પોટાસાબ્રોમાઇડ | ... | દરામ ૧ થી ૨ |
| પાટાસા બીકારબોનસ | ... | દરામ ૧ |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૨ થી ૪ |
| કેમફર વોટર | ... | આઉંસ ૫॥ |

તથા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૩ દરામ જેટલાની દાડામાં ચાર વાર પીચકારી મારવી.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | દરામ ૨ |
| ગલીસીરાઇન | ... | આઉંસ ०॥ |
| પાણી | ... | આઉંસ ૫॥ |

ઉપર જણાવેલી પોટાસાબ્રોમાઇડની દવા પીવામાં તેમજ પીચકારીને વાસ્તે ઘણી ફાયદા કારક છે. તેથી પરમો સાજો થાયછે. એટલુજ નહિ પણ ઇંદરી જાગરત થતી વખતે જે દરદ થાયછે, તે પણ મટી જાય છે. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી પોણું વાઇન ગલાસ ભરી દાડામાં ચાર વાર પાવી, અને તે થોડા દાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| સેલીસેલીક એસીડ | ... | દરામ ૧ થી ૧॥ |
| લાઇકર આમોનીયા એસીટેટીસ | ... | આઉંસ ૧ |
| સાકરનો સીરો | ... | આઉંસ ૧ |
| પાણી | ... | આઉંસ ४ |

ઘણા જુના અને મીઠા પરમામાં પેસાબની સાથે ઘણી પાતળી ધાત જતી હોય તો, નીચે જણાવેલા ઉપાઓ કરવા, જેથી ધાત જતી બંધ થઈ અતી ઘણો ફાયદો થશે.

| | | |
|---|---|---|
| એસીડટાનીક | ... | દરામ ૦ાા |
| અફીણ | ... | ગરેન ૧ |
| ગલીસીરાઇન | ... | દરામ ૩ |

એ સઘળાંને મેળવી તેની એક ચીકટ ગોળી બનાવી તેને બીસા પથરા ઉપર ઘસી સુંવાળી કરી અને તે ઇંદરીના છીદ્રમાં જઈ શકે એવડી નાની કરી તેને સુકવી કડણ થાય ત્યારે તે છીદ્રમાં દાખલ કરવી. તે એક કલાક સુધી રાખી કાઢી નાખવી, આ પરમાણે અકેકી ગોળી પરમો સાજો થાય ત્યાં સુધી દર રોજ દાખલ કરવી. અથવા એક આંઉસ સ્પરમેસીટીનો મલમ તથા ૫ ગરેન કાસટીક એ બંનેને મેળવી તેમાંથી થોડું કેથેટર ઉપર ચોપડી તે કેથેટર (પીશાબ કાઢવાની ગટાપરચાની સળી) ઇંદરીમાં દાખલ કરવી. તે પાંચમીનીટ સુધી રાખી કાઢી લેવી. આ પરમાણે દાડામાં એક વાર થોડા દાહાડા સુધી કરવું, જેથી પાતળી ધાત જતી બંધ થઈ જુનો પરમો સાજો થઈ જશે.

ઉપલી દવાઓ ન મળે તો.

નાગરમોથ, ત્રીફળા, હળદર, દેવદારૂ, મરવો, ઇંદ્રજવ, લોદર એ સઘળાં અકેક તોલો લેઈ તેના ત્રણ ભાગ કરી તેનો ઉકાળો કરી દર રોજ એક વખત પાવો.

**અથવા—**

| | | |
|---|---|---|
| છોટી એલાયચી | ... | તોલો ૧ |
| ફટકડી | ... | તોલો ૧ |
| સાકર | ... | તોલા ૨ |

એ સરવને બારીક વાટી લુગડે ચાળી તેના ત્રણ ભાગ કરી દરરોજ અકેકુ પડીકુ થંડા દુધની સાથે આપવું જેથી પ્રમેહ બંધ થસે.

**અથવા—**ગળોનો રસ રૂ૧ા ભાર તેમાં મધ રૂ૧ા ભારે નાખી દરરોજ દીવસ ચઉદ સુધી પાવું.

**અથવા—**એખરો, ગોખરૂ, કઉચાંનાં બીજ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી. તેમાંથી રૂ૨ાા ભાર લેઈ તેમાં રૂ૨ાા ભાર સાકર નાખી ગાઅના દુધમાં મેળવી સ્વારમાં દરરોજ પાવું.

**અથવા—**આકોલનાં કુણાં પાંન, આંબળા, વીસનગરી હળદર, એ

સરવ બરાબર લઈ બારીક વાટી 'લુગડે ચાળી તેમાંથી ૩૦ા ભારથી ૩૦ાા ભારે સુધી મધમાં મેળવી ચટાડવું, એથી સરવ જાતના પરમેહ દુર થસે.



# ટાંકી અથવા ચાંદી.

( સીફીલીસ—Syphilis ).

ટાંકી અથવા ચાંદી ખરાબ રાંડનો સંગ કરવાથી થાયછે. પરમો, તથા ટાંકી અથવા ચાંદી એ બંને દરદો જુદાંછે. મરદને ટાંકી ઇંદરીના દરેક ભાગ ઉપર જણાયછે. તેમાં ઘણું કરી ફુલની કોર આગળ વારમવાર થાયછે. કેટલીક વખત ફકત ઇંદરીની ચાંમડી ઉપર હોયછે. અને કોઈ વખત ગોળીની ચાંમડી ઉપર હોયછે અને વખતે પેડુ ઉપર પણ થાયછે. ટાંકીની નીચે પરમાણે ચાર જાત કરવામાં આવીછે. અને તે દરેકનું બ્યાંન પણ જુદુ આપેલ છે.

૧. સાદી ટાંકી.

૨. સખત ટાંકી.

૩. ખવાતી ટાંકી.

૪. સડાવાળી ટાંકી.

---

## ૧ લી સાદી ટાંકી.

( સીમપલસેંકર—Simple chancre ).

**નીશાની**—આ જાતની ટાંકી સાધારણ ચાંદા જેવી ગોળ હોયછે અને તે ઘણું કરી નઠારી સોબત કરવા પછી એક બે દાડામાં થઈ આવેછે. અને તે એક કરતાં વધારે ચાંદા પડેછે. તેનો દેખાવ જાણે ચાંમડીને ગોળ કાપી કાઢ્યો હોય એવો હોયછે, અને તેમાંથી થોડુ ધારૂ પર નીકળેછે. આ દરદમાં ઘણું કરી બદ થતી નથી. અને જો થાય તો તે જલદી પાકી જાયછે. અને વખતે દવા કરેવા સીવાય પોતાની મેળે રૂઝી જાયછે. અને પાછળથી શરીર ઉપર ખરાબ અસર થતી નથી.

**ઉપાય**—એ મૂરજની ફોલી જણાય કે તરત તે ઉપર જલદ એસીડનાઇટરીકનાં એક અથવા બે ટીંપાં સળી ઉપર લેઈ મુકવાં, જેથી તેનું ઝેર બળી જસે. ફોલી ઉપર એસીડનાઇટરીક એટલુ બધુ ન નાખવું કે, જેથી આસપાસની સારી જમીન બળી જાય. એ આસીડ લગાડવાથી થોડી આગ બળસે પણ જો વધારે બળે તો અને આજારીથી ન ખમાય તો તે ઉપર થંડુ પાણી રેડવું. કદાપી ફોલીઓ ઘણી હોયતો વારા ફરતી એકેક ઉપર લગાડવું. એક દીવસ લગાડવા પછી ફોલી ફુટી જઈ ચાંદાનો દેખાવ લાલ થાય તો, ફરી લગાડવું નહી. પણ સફેત પરૂ જેવી જમીન હોયતો ફરી બીજે દાહાડે ઉપર પરમાણે લગાડવું. બે ત્રણ દીવસ એ પરમાણે લગાડવાથી ઘણું કરી લાલ જમીન આવી જસે. પણ ફોલી ફુટી જઈ ચાંદુ સરૂઆતથી પડી ગએલ હોયતો, આઇઓડોફોરમ દાડામાં બે વાર સવાર સાંજ થોડા દાડા તે ઉપર ભભરાવવું. અથવા ૩૦ થી ૬૦ ગરેન આઇઓડોફોરમ તથા એક આંઊંસ ચરબી એ બંનેને મેળવી તેનો મ-[illegible] કરી તેની આગળી બનાવી સ્વાર સાંજ તે ઉપર થોડા દાહાડા સુધી [illegible]વી. અથવા ઓઇન્ટમેન્ટ આવ રેડઓકસાઇડ આવ મરકયુરીની [illegible]ગળી બનાવી તે ઉપર મુકવી. આ સઘળા ઉપાયોમાં આઇઓડોફોરમનો સરવથી સરસ ઉપાયછે.

આઇઓડોફોરમ તથા ઉપલી દવા ન મળી શકે તો ચાંદાં પરૂવાળાં હોયતો તે ઉપર કાસટીક જ્યાં સુધી લાલ ભોંય આવે ત્યાં સુધી લગાડવી, અને પછી સીમપલઓઇન્ટમેન્ટની પટી મારવી. તેથી પણ આરામ ન થાય તો નીચે લખેલા લોશનમાં લુગડુ પલાળી ચાંદી ઉપર દાડામાં બેથી ત્રણવાર મુકવું.

| | | |
|---|---|---|
| એસીડ ટાનીક | ... | ગરેન ૨૦ |
| ટીંચર લવંડરકો | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઊંસ ૪ |

ઉપલી કંઈ પણ દવા ન મળી શકે અને આરામ ન થાય તથા ચાંદાં ઘણાં ખરાબ સુજેલાં અને પરૂવાળાં હોયતો તે ઉપર ધીમેથી મોરથુથાનો કટકો ફેરવવો અને તે બેથી ત્રણ દાડા કરવું. જેથી લાલ જ-

મીન આવશે પછી ઉપર સફેત મલમની પટી મારવી. શરીરને કુવત લાવવા ટીંચરફેરી પરક્લોરીડ મીનીમ ૧૫ ને ત્રણ આંઉસ પાણીમાં નાખી દાડામાં ત્રણ વાર થોડા દાડા સુધી પાવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે ઉપાયો કરવા.

જેવાકે, વડનાં કુણાં પાંન, મહુડાનો છાલ, જાંબુડાની છાલ, લોદર, હરડેની છાલ, હળદર, એ સરવ બરાબર લેઇ એને પાણીમાં બારીક વાટી ઇંદરી ઉપર લેપ કરવો અથવા સરગવાના ઝાડની છાલ, અથવા નેપાળાના ઝાડની છાલનું ચુરણ કરી ઇંદરી ઉપર લગાવવું. અથવા સોપારી પાણીમાં ઘસીને લગાવવી. અથવા શ્રીફળાને કડાઇમાં બાળી તેની રાખ કરી તેને મધમાં મેળવી તે લગાવવી.

**અથવા**—મોરથુથુ, એક ભાગ, કાથો બે ભાગ, મુડદારસીંગ બે ભાગ. સોપારીના રાખ બે બાગ એ સરવેને મેળવી બારીક વાટી તે લગાવવી. અથવા ભભરાવવી. જેથી તુરત આરામ થશે.

**અથવા**—રાળ, રૂ. ૦॥ ભાર, બોદાર રૂ. ૦॥ ભાર, લોબાંન રૂ. ... ભાર, હીરાદખણ રૂ. ૦॥ ભાર, હરણીઓ પારો રૂ. ૧ ભાર, એ સરવે બારીક વાટી પાછળથી હરણીઓ પારો નાખી મેલાવી પછી તેમાં ગાયનું ઘી થોડુ થોડુ નાખી ખરલ કરતા જવું એટલે સુધી કે પારો બીલકુલ માલમ ન પડે ત્યાં સુધી. પછી તે ઇંદરી ઉપર ચોપડી વડ અથવા પીપળાનું પાંન જરા ગરમ કરી તે ઉપર મુકી પાટો બાંધવો. આ ઉપાય સારોછે.

**અથવા**—કાળીજીરી રૂ. ૧ ભાર તથા ઉપળેટ રૂ. ૧ ભાર, એને બારીક વાટી લુગડે ચાળી તેમાં ગોળ રૂ. ૨ ભાર નાંખી તેની ગોળીયો ૧૪ કરી એકેકો ગોળી સાંજ સવાર થંડા પાણીમાં ગળાવવી. ઘઉંની રોટલી ઘીએ ચોપડી મીઠા મોળી ખાવી બીજુ કાંઈ ખાંવું નહી.

---

# સખત ટાંકી.

(ધી ઈનડયુરેટેડ ઓર ધ હન્ટીરીઅન સેનકર—The indurated or the Hunterian chancre)

**નીશાની**—આ જાતની ટાંકી. ખરાબ ઓરતનો સંગ કરવા પછી

સરાસરી ગણતાં ત્રણ અઠવાડીઆં પછી શરૂ થાયછે. પેહેલાં એક નાની ફોડકી અથવા એક નાનો ચીરો પડેછે અને તે વધીને ગોળ ચાંદુ પડેછે જે થોડા દીવસ સુધી વધતુ જાયછે. એની અંદરથી પાતળુ પાણી જેવું નીકળા કરેછે. પછી થોડા દાડામાં તેની નીચે સકત કાચર ઘાલેછે. જો તે ચાંદાને બે આંગળાં વચે દાબી જોવાથી તેની નીચે નરમ હાડકા જેવું કઠણ લાગેછે. ચાંદુ ઘણું ઊંડુ હોતુ નથી અને તેની અંદરથી ઘણુ દરજે પરૂ નીકળતુ નથી પણ ચળકતા ગુંદર જેવા ચીકણા પદાર્થનું તેના ઉપર અસતર કીધેલુ હોય એમ લાગેછે અને તે સુંવાળુ લાગેછે. તેની કોર ઉપસી આવેલી અને જાડી હોયછે. અને તેની આસપાસની ચાંમડી લાલ હોતી નથી એની સાથે જાંગના કાતરામાં બદાંમના જેવડી એકથી વધારે ગાંઠો અથવા બદો થાયછે. તે ઘણું કરી પોતાની મેળે પાક ઉપર ચડતી નથી. સકત ટાંકીનુ ચાંદુ ઘણું કરી એકજ હોયછે અને તેમાંની રસી સાજા માણસના ચાંમડામાં દાખલ કરી હોયતો તેને આ રોગ થાયછે. એટલે કે આ ટાંકી ચેપી ગણાયછે.

**ઉપાય**—ટાંકીના નીચે કઠણ કાચર ઘાલવા અગાઉ જો તે ચાંદુ ખરાબ છીછડાવાળુ હોયતો તે ખરાબ ઝેર બાળી નાખવા તેના ઉપર કાસટીક લગાડવી અને તેના ઉપર અળસીની પોલટીસ બાંધવી જેથી તે બળેલો પોપડો નીકળી જઈ લાલ જમીન નીકળશે જો તે પોપડો નીકળી ન જાય તો ફરી બીજે દીને કાસટીક લગાડવી અને પાછી અળસીની પોલટીસ બાંધવી એ પરમાણે બે ત્રણ દીવસ કરવાથી પોપડો નીકળી જશે આ ઉપાય ટાંકી થયા પછી પાંચ સાત દાડા કરવાથી ફાયદો થાયછે પણ કઠણ કાચર ઘાલવા પછી તે ઉપાય ન કરવો. અને તેના ઉપર મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટની પટી મારવી. આ રોગમાં મુખ્ય દવા પારાની ગણાયછે. અને તેથી શરીરમાં ફરીવળતુ લોહી અટકેછે અને જલદી આરામ થાયછે. આજારી જોરાવર હોયતો નીચે લખેલી દવાની ૧૨ ગોળીઓ કરી એકેકી ગોળી દાડામાં ત્રણવાર ગળાવવી.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | ગરેન ૨૪ |
| અફીણ | ... | ગરેન ૩ |

આજારી જોરાવર ન હોયતો ઉપલી દવાને બદલે નીચે લખેલી દવાની છો સરખી ગોળીઓ બનાવી એકેકી સ્વાર સાંજ ગળાવવી.

| | | |
|---|---|---|
| બલુપીલ | ... | ગરેન ૧૮ |
| સલફેટ આવ આયરેન | ... | ગરેન ૬ |
| અફીણ ચોખુ | ... | ગરેન ૨ |

અથવા નીચે લખેલી દવાઓની છો સરખી ગોળીઓ બનાવી એકેક ગોળી સ્વાર સાંજ ગળાવવી.

| | | |
|---|---|---|
| હાઇડરા જીરીકમ કરેટા | ... | ગરેન ૧૮ |
| સલફેટ આવ કવીનાંઇન | ... | ગરેન ૧૨ |
| અફીણ | .. | ગરેન ૨ (બે) |

અથવા ઉપલી દવાઓને બદલે પલમરસપીલ ગરેન ૧૦ લેઈ તેની બે ગોળી બનાવી તેમાંથી એકેક ગોળી દહાડામાં બે વાર ગળાવવી. ઉપલી ગોળીઓની દવાઓ થોડા દિવસ જારી રાખવી જેથી ટાંકીની શક્તાઈ જતી રહી તે રૂઝી જશે. એટલે તે બંધ કરવી. પરંતુ રૂઝાવાની દરમીયાનમાં ઉપલી ગોળીઓથી દાંતમાં દુખાવો થાય તથા પારાઓ સુજી આવે, મોઢામાંથી ખરાબ વાસ નીકળે અને થુંક વધારે નીકળવા માંડે એટલે કે મોઢું આવવાની કંઈ પણ નીશાની જણાય કે ઉપલી ગોળીઓ બંધ કરવી. વળી ઉપર પરમાણે મોઢાની કંઈ પણ નીશાની જણાવા અગાઉ શકત ગાંઠ પીગળી જઈ તે રૂઝી જાય તોપણ ઉપલી દવાઓ બંધ કરવી. ઉપલી દવાઓ આપતી વખતે જલદી જરપત થાય એવો હલકો ખોરાક આજારીને આપવો. મરચાં દારૂ તાડી વીગેરે ગરમ ચીજોની પરેજ રખાવવી. શરીરને ગરમ કપડા પહેરાવી રાખવાં થંડી હવા લાગવા દેવી નહિ.

ઉપર પરમાણે ખાવાની દવા કોઈ માણસને ન ગમતી હોય તો તેને ૧ ડરામ મરક્યુરીઅલ ઓઇન્ટમેન્ટ રાત્રે સુતી વેળા જાંગના કાતરામાં અથવા કાખમાં આજારીને લગાડવો અને તે સારી પેઠે ચોળવો. જેથી શકત ગાંઠ નરમ પડી તે રૂઝી જશે. વળી તેની દરમીયાનમાં ઉપર પરમાણે મોઢું આવવાની નીશાની જણાય તો તે લગાડવાની દવા બંધ કરવી.

અથવા પારાની ધુણી આપવાથી પણ ઉપલો મરજ બીલકુલ મટી જાય છે. વાસ્તે આજારીને સવારમાં બીલકુલ નાગો કરી એક ખુરશી ઉપર બેસાડી તેના આખા શરીર ઉપર તેમજ છેક નીચે સુધી ક્યાંયથી હવા ન જાય એવી રીતે ધાબળી ઓઢાડવી અને મોઢુ બહાર રાખવું પછી એક પોહોળી રકાબીમાં થંડુ પાણી ભરી તે વાસણ તે ખુરશી નીચે મુકી એક ઈંટ ખુબ લાલચોળ કરી તે પાણીવાળા વાસણમાં એવી રીતે મુકવી કે તે ઈંટનો થોડો દળ તે પાણીથી બાહાર રહે પછી તે ઈંટ ઉપર ૦ા થી ૧ દરામ સીનેબારની ભુકી મુકવી એ પરમાણે કરવાથી ઈંટની ગરમી પાણીનો બાફ અને ઉપલી પારાની દવાનો બાફ તથા હવા એ ત્રણેની ધુંઇ એકદમ ખુરશી ઉપર બેઠેલા દરદીને લાગશે અને તે ધુઓ અથવા બાફ દરદીની ચાંમડીની રગેરગમાં દાખલ થશે. એ પરમાણે પા કલાક સુધી ધુંણી આપી તે બંધ કરવી. અને પછી લુગડા પેહેરાવી ઓઢાડી સુવાડી દેવો. આ ધુંણીથી મોઢુ આવે તથા ટાંકી નરમ થાય તો તે બંધ કરવી. ઉપલી ધુંણીની દવા ન મળે તો કેલોમલ ગરેન ૧૫ અથવા હીંગળો ૦ાા થી ૧ દરામ સુધી દરેક ધુંણીમાં વાપરવો.

એ શિવાય ટાંકીના ઉપર બીજી દવાઓ લગાડવામાં આવેછે પણ એકલી લગાડવાની દવાથી શરીરની અંદરનું ઝેર નીકળતુ નથી. વાસ્તે તેની સાથે ઉપર પરમાણેં પારાની દવા ખાવાની અથવા ચોળવાની અથવા ધુણી અજમાવવી જેથી જડમુળમાંથી રોગ જતો રહેશે.

આ જાતની ટાંકી જણાય કે તે ઉપર ૬૦ ગરેન કેલોમલ થોડા ગુંદરના પાણીમાં મેળવી તેની અંદર વીશ આંઉશ ચુનાનું પાણી નાખી એક રસ કરવું જેથી તે પાણી કાળુ થશે. આ દવાને બ્લેકવોસ (કાળુ પાણી) કહે છે. ઉપલી દવામાં લીન્ટનો કટકો બોળી ચાંદી ઉપર મુકવો અને તેના ઉપર ઉપલુ પાણી દર વખતે ખુબ હલાવીને રાત દાડો સીંચ્યા કરવું. અથવા તે દવાની નીચે જે કાળો થરો બેસી જાયછે તે દાડામાં બેથી ત્રણવાર ચોપડવો.

અથવા ૧૮ ગરેન કોરોસીવસબલીમેન્ટ તથા ૧૦ આંઉસ ચુનાનુ પાણી એ બંનેને મેળવી તેમાં લીન્ટનોકટકોબોળી ટાંકી ઉપર મુકી ઉપર પ્રમાણે રાતદાડો તે પાણી સીંચ્યા કરવું. આ મેળવણીને યલોવોસ (પીળુપાણી) કહેછે.

અથવા થોડા ગરેન આઈઓડોફારમ સવાર સાંજ થોડા દાડા ચાંદી ઉપર ભભરાવવું. ચાંદીમાં ઘણી બળતરા બળતી હોય અને તે સુજી આવી હોય તો થોડા સુગરલેડના પાણીમાં ટીંચરઓપી થોડું નાખીને તે ચાંદી ઉપર લુગડામાં બોળી મુકવું અને દરદ નરમ પડવા પછી ઉપર પ્રમાણે ઉપાયો કરવા.

---

# ખવાતી ટાંકી અથવા ચાંદી.

(ફેજીડેનીક ચેનકર—Phagedenic chancre)·

**નીશાંની**—આ જાતની ટાંકી અથવા ચાંદીમાં તેની આશ પાશની કોર સરખી ગોળ હોતી નથી પણ ખવાઈ ગએલી આડીતેડી અને ખડબચડી હોય છે. તેના ઉપર મીણના જેવું છીછરુ ચોટેલ હોય છે· તેમાંથી ખરાબ ગંધાતું ગોસના પાણી જેવું ફીકું લાલ પાણી જેવું પરૂ નીકળે છે. આસપાસની જગો ખવાતી જાય છે, અને ચાંદીનું કદ મોટું થતું જાય છે, આની સાથે બદ થાય છે, અને તાવ પણ આવે છે. બદ પાકીને ફુટે છે અને અંદરથી પરૂ નીકળે છે, ત્યારે આજારીને જરા ઠીક લાગે છે. બદ ફુટ્યા પછી તેની અંદર ખરાબ ગંધાતું છીછડાવાળુ પરૂ હોય છે અને તે ખાંડો એક અથવા બે દીવસમાં વધી જઈ મોટો થઈ જાય છે.

**ઉપાય**—આ જાતની ચાંદી ઉપર એકથી બે ટીંપાં નાઈટરીક આસીડ અથવા એસીડ સલફ્યુરીકનાં ટીંપાં આસ્તેથી ચાંદા ઉપર નાંખવાં, અને તે ફરતું ફેલાઈ જઈ સારી જગોને ખરાબ ન કરે તેને વાસ્તે તે નાખવા અગાઉ તે ચાંદાના ફરતુ જરા ગરમ કરેલ મીણ અથવા સ્ટાકીંગ પલાસ્તરની પટી ચાંદીની ફરતી મુકવી. અને પછી ઉપર પરમાણે ટીંપાં નાંખવાં. અને પછી ઉપર અળસીની પોલટીસ બાંધવી. એ પરમાણે બેથી ત્રણ દહાડા કરવાથી અંદરની ખરાબ રસી નીકળી જઈ ચાંદાની જમીન લાલ થશે. આસીડ લગાડતી વખત ઘણી બળતરા બળે તો ઉપર ઘંડા પાણીની ધાર કરવી. ચાંદાની જમીન લાલ થયા પછી નીચેની દવામાં લુગડું બોળી તેના ઉપર દહાડામાં બેથી ત્રણ વાર મુકવું.

એસીડ ટાનીક ... ગરેન ૨૦
ટીંચર લવંડરકો. ... દરામ ૨
પાણી ... ... આંઊંસ ૪

એ પરમાણે બે ચાર દીવસ ભીનેલુ લુગડુ મુકવા પછી તે આળા ઉપર સીમપલ ઓઇન્ટમેન્ટની પટી મારવી. એટલે રૂઝી જશે.

કદાપી ચાંદુ વધતુ જતુ ન હોય તો નીચે લખેલી દવામાં લીન્ટનો કટકો બોળી તે ઉપર મુકી અને રાત દીવસ આ દવાથી ઉપર સીંચા કરવું. દરેક વેળા બાટલી ખુબ હલાવીને સીંચવું. કારણ કે દવા નીચે બેશી જાય છે.

કેલોમલ ... ગરેન ૨૦
ચુનાનું પાણી.. આંઉસ ૧૦

આ જાતની ટાંકીમાં આજારીના શરીરમાં ઘણી નબળાઈ થાય છે. વાસ્તે નીચે લખેલી દવાઓના ચાર ભાગ કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે દરરોજ પાવો.

પોટાસા આઇઓડાઇડ ... ... ગરેન ૧૨થી ૩૦
આમોનીઆટેડ ટીંચર આવ ગુઆકમ... દરામ ૨
કમપાઉંન્ડ ડીકાકશન આવ સારસાપરીલા. આંઊંસ ૧૨

**અથવા**—પોટાસીઓ ટારટરેટ આવ આયરન ગરેન ૨૦ તેને ત્રણ આંઉસ પાણીમાં મેળવી તેમાંથી ૧ લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

**અથવા**—નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણવાર પાવું.

એસીડ નાઇટરીક ડીલુટ ... મીનીમ ૨૩
કમપાઉન્ડ ટીંચર આવ સીનકોના. દરામ ૧
બારકનો ઉકાળો ... ... આંઊંસ ૩

ઉપલી દવા થોડા દહાડા જારી રાખવાથી આજારીના અંગમાં શકતી આવશે તેમજ ચાંદી પણ રૂઝાઈ જશે.

આ રોગમાં ઘણું દરદ થતુ હોય તો ૧ ગરેન અફીણ દર ચાર કલાકે ગળાવવું.

ઉપલી ખવાતી ટાંકીમાં દુખાવો થોડો હોય અથવા જમીન બહુ ખ-

રાખ ન હોય તો, નીચે લખેલા બે ઉપાયોમાં ગમે તેમાં લીન્ટનો કટકો બોળી તેના ઉપર મુક્યા કરવો.

| | |
|---|---|
| પોટાસીઓ ટારટરેટ આવ આયરન | ગરેન ૨૦ |
| પાણી ... ... | ... આંઊંસ ૨ |
| બીજો—એસીડનાઇટરીક ... ... | ... મીનીમ ૪ |
| ડીસ્ટીલ્ડ અથવા ચોખ્ખું પાણી | ... આંઊંસ ૨ |

અથવા—દરદ ઘણું થતું હોય તો નીચે લખેલી દવાઓને મેળવી તેમાં લીન્ટનો કટકો બોળી તે ભાગ ઉપર મુકવો, અને તે રાત દહાડો તેનાથી ભીજેલો રાખવો.

| | |
|---|---|
| એસીડ ટાનીક .. | ... ગરેન ૧૮ |
| ટીચર ઓપી. ... | ... આંઊંસ ૦॥ |
| કારબોલીક આસીડ... | ... ગરેન ૨૦ |
| સુગરલેડનું પાણી ... | ... આંઉસ ૬ |

શકતી આવે એવો ખોરાક આપવો. અને બહુ નબળાઈ હોય તો નાનો ગલાસ ભરી દાહાડાંમાં ત્રણ વાર ખાંણા સાથે શેરી વાઇન આપવો.

ઉપલી ખવાતી ટાંકીમાં પારાની દવા પીવામાં આપવી નહી.

---

# સડાવાળી ટાંકી અથવા ફાઇમોસીસ.

## સ્લફીંગ સેંકર અથવા ફાઇમોસીસ.

## (Slufing chancre or Phymosis).

**નીશાની**—આ જાતની ટાંકીમાં ઇંદરીની ચામડી સુજી આવે છે, અને લાલ થાય છે, ઘણી વખત એ સોજો એટલો બધો હોય છે કે ચામડીથી આખુ ફુલ ઢંકાઈ જાય છે. અને ઉપરની ચામડીને તાણી ફુલ બાર કાઢવાથી તે નીકળતુ નથી. એ પરમાણે રેહેવાથી તેના ઉપર કાળો ડાઘ અથવા ચાંદુ પડેછે, ને તેમાંથી સડેલી ગંધાતી વાસ નીકળેછે અને અંદરથી પાતળુ લાલ પાણી જેવું ટપકા કરે છે, ઘણા દાડા એ પરમાણે રેહેવાથી ઉપલી ચામડી મુડદાલ થઈ જુદી પડે છે. અને એ પરમાણે

ફુલની આસપાસની ચામડી સડીને નીકળતી જાય છે. આજારીની તંદુરસ્તીમાં બહુ બીગાડ થાય છે, તાવ આવે છે, દરદ ઘણું થાય છે, અને તેથી ઊંઘ આવતી નથી, આ ટાંકીમાં બદ થતી નથી.

ઉપાય—ખસખસનાં ફીંડવાં નાખી ઉકાળેલા પાણીના વાસણમાં દરદીની ઇંદરી દર ત્રણ કલાકે અરધો કલાક અંદર બોળી રાખવી. તે પાણી ખમી શકાય એટલુ ઊનુ રાખવું. ફુલ તથા ઉપલી ચાંમડીની વચે તે પાણીની પીચકારી મારવી. જેથી અંદરની સઘળી રસી ધોવાઈ જઈ બાહાર નીકળશે. એ પરમાંણે ગરમ પાણીની પીચકારી મારવા પછી ચાર આંઉસ બ્લેકવોસમાં ૩૦ ગરેન કેલોમલ મેળવી તેની પીચકારી ઉપર પરમાણે ફુલ તથા ઉપલી ચામડીની વચે દર ત્રણથી ચાર કલાકે મારવી. અને તેજ મેળવણીમાં ઝીણું લુગડુ બોળી તેની અંદર સુયાથી જાળવી દાખલ કરવું, અને તે ઉપલી દવાથી ભીનેલુ રાખવું. ઉપર પરમાંણે બ્લેકવોસની પીચકારી મારવાથી બળતરા ઘણી બળે તો તેને બદલે ૬ આંઉસ સુગરલેડનું પાણી તથા ૩ દરામ ટીંચરઓપી એ બંનેને મેળવી તેની પીચકારી દાડામાં ચારથી પાંચવાર બે દહાડા સુધી મારવી. અથવા નીચે લખેલી દવાની પીચકારી તે જગોએ મારવી અને દરદ નરમ પડવા પછી પાછી બ્લેકવોસની પીચકારી મારવી.

| | | |
|---|---|---|
| મોરથુથુ | ... | દરાંમ ૦ll |
| સુગરલેડ | ... | દરાંમ ૧ |
| પાણી | ... | આંઉસ ૮ |

અથવા—બ્લેકવોસમાં લીન્ટ પલાળી ઇંદરીના સુજેલી ચામડી અથવા મોંઢા ઉપર લપેટવું. અને તે ભીનેલુજ રાખવું. અથવા નીચે લખેલી દવામાં લીન્ટ પલાળી ઊપર પરમાણે લપેટી તેથી ભીનેલુજ રાખવું.

| | | |
|---|---|---|
| ગોલારડવોટર | ... | દરામ ૨ |
| ટીંચરઓપી | ... | દરામ ૨ |
| ચોખ્ખુ પાણી | .. | આંઉસ ૧૦ |

આ દરદમાં તાવ હોયછે તેને નરમ પાડવા સારૂ નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે દાડામાં ચારવાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બાઈ કારબોનસ | ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૨ |
| ગુંદરનું પાણી | ... .. | આંઉસ ૧ |
| પાણી | ... ... ... | આંઉસ ૩ |

અથવા નીચે લખેલી દવા ઉપર પરમાણે પાવી.

| | | |
|---|---|---|
| બાઇકર આમોનીયા એસીટેટીસ | | આંઉસ ૧ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૨ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| કેમફર વોટર | ... ... | આંઉસ ૪ |

ઝાડો કબજ હોય તો ઉપલી બેમાંની ગમે તે દવામાં ચાર દરામ એપસમસાલ્ટ નાખીને પાવું.

તાવ ઉતરી ગયા પછી સક્ત ટાંકીમાં જણાવા પરમાણે બલુપીલની ગોળીઓ ગળાવવી.

કદાપી ઉપલી કોઈ પણ દવાથી આરાંમ ન થાય અને અંદર સડો વધારે થતો જાયતો આજારીને કલોરોફારમ સુંઘાડી ફુલની ઉપરની ચામડી બાહાર ખેંચી ફુલ અંદર આઘુ હઠાડી તે વચલાભાગને ફોરસેપમાં(ચીપીઓ) બરોબર સરખે દબાવી તે ફુલની ખરાબ ચામડી લેનસેટથી સરખી એકદમ કાપી નાખવી, પછી તેના ઊપર વાઢ્ઢી દબાવી જોવાથી જો કોઈ મોટી નસ કપાણી હશે તો તેની અંદરથી સેડ છુટશે. જો એમ માલમ પડેતો આરટરી ફોરસેપથી તે નસ પકડી તેને રેશમની દોરીથી મજબુત બાંધી લેવી. તે બાંધી લેવા પછી કપાએલ ચામડીની અંદરથી લોહી ઘણું જતુ હોય તો ટીંચરફેરીમાં લીન્ટનો કટકો બોળી તે ઉપર દબાવી દેવો. એટલે તે લોહી પણ એકદમ બંધ થઈ જશે. ઉપર પરમાણે ચામડી કાપી કાઢવાથી ફુલ બાહાર નીકળશે, પછી તેના ઉપર ચાંદી હોય તો ઉપર પરમાણે બ્લેક-વાસ વીગેરેની ઉપર લગાડવાની દવાઓ વાપરવી, અને તેની સાથે ઉપર પરમાણે પીવાની દવા પણ આપવી જેથી જલદી આરામ થઈ જશે.

**સુચના—**કઠણ અથવા સખત ટાંકીમાં પારાની દવા ખાધામાં આપવાથી ફાયદો કરેછે, પણ ખવાએલી અથવા સડાવાળી ટાંકીમાં પા-

રાની દવા આપવી નહી, તેમજ આજારીને સરૂઆતથી તાવ તથા દરદ ઘણું હોય, બદ મોટી થઇને પાકી હોય, અથવા ચાંદીનો રોગ એક બેવાર આગળ થઈ આવેલ હોય અને તેથી શરીરમાં નબળાઈ હોય અથવા પારાની દવાથી મોઢુ જલદી આવી જતુ હોય અથવા આજારીને ગરદનમાં ગાંઠો થએલ હોય અને તે નબળો હોય અથવા બ્હી અથવા બરોલ હોય અથવા મરડો અથવા ઝાડો અથવા ગુરદાનો રોગ હોય તો કદીપણ પારાની દવા આપવી નહી. એ ખરેખર ચોકસ યાદ રાખવાનું છે, અથવા બોદાર, સોપરો, હીરાદખ્ખણ, સીંદુર, માણસનાં હાડકાં એ સરવ સરખે ભાગે લેઈ બારીક વાટી લુગડે ચાળી ટાંકી ઉપર દાબવું.



## બદ.

( બ્યુબો—Bubo. )

**સબબ**—કઠણ અથવા હાડકા જેવી ટાંકી સ્ત્રી અથવા પુરૂશને થાયછે ત્યારે તેનું ઝેર જાંગના કાતરામાં લોહીની મારફતે જાયછે અને તેની ગાંઠ બંધાયછે જેને બદ કહેછે. બદ ટાંકી જણાયા અગાઉ પણ જણાયછે.

**ઉપાય**—ખસખસના ડીંડવાંને ગરમ પાણીમાં ઉકાળીને તેનો સેક બદ ઉપર કરવો. અથવા તે ઉપર ટ્રાઇકર આઇઓડાઇન પીંછાવતી દરરોજ ચોપડવું. અથવા દરદી મજબુત હોય તો બદ ઉપર એકથી બે ડજન ઝળો મુકવી, અને પછી તે ઉપર ગરમ સેક કરવો. અને પછી કઠણ ટાંકીમાં જણાવા પરમાણે બ્લુપીલની ગોળીઓ ગળાવવી. અને જાંગના કાતરામાં ૩૦ ગરેન જેટલો બ્લુઓઇન્ટમેન્ટ દરરોજ સાંજ સવાર ચોળવો. એથી ગાંઠ બેસી જશે. પણ જો પાક ઉપર ચડે તો તેના ઉપર અળસીની અથવા ઘઉંના લોટની પોલટીસ દહાડામાં બેથી ત્રણ વાર મુકવી અને નરમ થએલા ભાગ ઉપર પોટાસા કાસટીક બેથી ચાર દહાડા સુધી લગાડવો. એમ કરવાથી પોતાની મેળે ફુટી જશે. પણ પાકી જાય અને પોતાની મેળે ન ફુટે તો નસતરથી આડો મોટો કાપ મુકી પરૂ કાઢી નાખવું. પાક્યા પછી જલદી ન સોરાય તો અંદર જમીન ખોદા-

તી જાયછે. નસતર મુકવા પછી તેની અંદર કારબોલીક ઓઈલમાં ભી-ન્ટ બોળી અંદર નાખવું. અથવા ઝીંક ઓઈન્ટમેન્ટ અથવા રેઝીન ઓઈન્ટમેન્ટની પટી દરરોજ મારવી. જખમ ગરમ પાણીથી દરરોજ ધોવો, અને ઉપર પરમાણે કારબોલીક ઓઈલ અથવા મલમની પટી-ઓ મારવી. રેઝીન ઓઈન્ટમેન્ટની આગળી દરરોજ તાજી બનાવીને મુ-કવી. બદમાં વખતે તાવ હોયછે તેને નરમ પાડવા નીચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બાઈ કારબોનસ | ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઈટરસ | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ ઇથર નાઈટરસ | ... | દરામ ૨ |
| મીયુસીલેજ આવ ગમઅકેસીયા. | | આંઉસ ૧ |
| પાણી | ... ... | આંઉસ ૩ |

ઝાડો કબજ હોય તો ઉપલી દવાના એક ખોરાકમાં એપસમ સાલ્ટ દરામ ૩ થી ૪ આર નાખી પાવું.

બદ સરૂઆતમાં સુજી આવેલી હોય અને આગ બળતી હોય અને ઘણું દરદ થતું હોયતો નીચે લખેલી દવામાં લુગડું બોળી તે ઉપર મેલ્યા કરવું.

| | | |
|---|---|---|
| ગોલારડ વોટર | ... ... | દરામ ૨ |
| ટીંચર ઓપી | ... ... | દરામ ૨ |
| ચોખુ પાણી | ... ... | આંઉસ ૧૦ |

બદનો દુખાવો નરમ પડવા પછી તે કઠણ અને મોટી હોય અને પીગળે નહી તો તેના ઉપર તેના કદ જેટલી નાની લુગડાંની ગાદી મેલી તાણીને પાટો બાંધી રાખવો, જેથી વખતે બેસી જશે.

બદ ફુટવા પછી અથવા નસતરથી કાપવા પછી અંદરની જમીન ખરાબ છીછડાવાળી જણાય તો તે ઉપર કાસટીક લગાડવી. અને પછી ઉપર પોલટીસ બાંધવી. એ પરમાણે એક બે દીવસ કાસટીક લગાડવાથી છીછડાં જુદાં ન પડે તો તે ઉપર એસીડ નાઈટરીકના એક બે ટીપાં ના-ખવાં અને પોલટીસ બાંધવી. એ પરમાણે એક બે દાહાડા કરવાથી છી-છડા જુદા પડી લાલ ભોય આવે, એટલે તેના ઉપર સીમપલ ઓઈન્ટ-મેન્ટની પટી દરરોજ મારવી જેથી રૂઝાઇ જશે.

ઉપલી દવાઓ ન મળી આવે તો હરડેની છાલ, પીંપર, સીંધવખાર એ સરવ વીસ વીસ ગરેન લેઈ વાટી તેને એરંડીયામાં તળી રોજ ખવરાવવું. અથવા જીરૂ, એણીની છાલ, ઉપળેટ, ઘઉ, બોરડીના પાન એને કાંજીના પાણીમાં બારીક વાટી બદ ઉપર લેપ કરવો. જેથી તુરત આરામ થશે. અથવા ધીલોડાને ઘેટીના દુધમાં વાટી દરરોજ લેપ કરવો. અથવા કસુંબીનાં ફુલ, નગોડ, લાખ, બોદાર, મણસીલ એ સરવ બરાબર લેઈ પાણીમાં બારીક વાટી તેની લુગદી બદ ઉપર દરરોજ બાંધવી. તેના ઉપર નળીયાનો ગરમ ગરમ સેક કરવો.



## શરીર ઉપર ટાંકીના ઝેરની અસર.

### ( સેકનડરી સીફીલીઝ—Secondary Syphilis )

ટાંકીનું ઝેર લોહીમાં ફરવાથી. ટાંકી થયા પછી થોડે મહીને અથવા કોઈ વખત ઘણે વરસે શરીરની ચાંમડીમાં તરેહવાર જાતના દરદો ઉતપંન થઈ ફુટી નીકળેછે. જેવાં કે રાતી છાંટ. ફોડલા. માંછલીના ભીંગડા જેવા પોપડા. પરૂવાળી ઝીણી ફોડકીઓ શરીરના જુદા જુદા ભાગમાં કઠણ ગાંઠો. મસા. તેમજ કલેજુ. ભેજું. દીલ. ફેફસાં. આંતરડાં. હોજરી. આંખો. વીગેરેમાં પણ બીગાડ થાયછે. શરીર ઉપર રૂપીઆના જેવડાં મોટાં પરૂવાળા ચાંદા થાયછે. વખતે માથાના. નેણના. દાઢીના. પાંપણના વાળ ખરી જાયછે, હાથ પગના નખમાં સડો લાગુ પડેછે અને તે સડીને નીકળી પડેછે. મોઢામાં, નાકમાં અને ગળાની અંદર પાકી જવાથી તેમજ ચાંદા પડવાથી બરાબર ખવાઇ શકાય નહી; તેમજ કંઈ ચીજ ગળાઈ શકાય નહી. વખતે તાળવાંમાં ચાંદુ પડી અને તે હાડકુ સડી ત્યાં છેદ પડે જેથી નાક અને મોઢુ એક થઈ જાય, તેથી અવાજ ગુંગણો થાય, સાફ બોલાય નહી. છાતી. સીનાના. પગના નળાના. તથા હાથનાં અને બીજાં હાડકાંઓમાં કળતર અને દુખાવો થાયછે અને હાડકા ઉપર કઠણ ગાંઠો થાયછે તેને દાબવાથી દુખાવો થાયછે.

**ઉપાય**—તાવ હોયતો તેને હલકા ખોરાક ઉપર રાખવો અને તાવ

નરમ પાડવા નીચે લખેલી દવામાંથી એક લીકરગલાસ ભરી દર ત્રણ કલાકે દાડામાં ચારવાર પાવી.

| | | |
|---|---|---|
| પોટાસાબી કારબોનસ | ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ ઇથરનાઇટરસ | ... | દરાંમ ૨ |
| મીયુસીલેજ આવ ગમઅકેસીઆ | ... | આંઊસ ૧ |
| પાણી | ... | આંઊસ ૩ |

તાવ નરમ પડવા પછી શરીર ઉપરનાં ચાઠાં પરવાળા ન હોય તો અને આજારી બહુ નબળો ન હોય તો પલમશ્સપીલ ગરેન ૧૦ ની બે ગોળીઓ બનાવી, સવાર સાંજ એકેકી ગળાવવી. અથવા નીચે લખેલી દવાઓની છો ગોળીઓ બનાવી એકેકી સવાર સાંજ ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| બલુપીલ | ... | ... | ગરેન ૧૮ |
| સલફેટ આવ આયરન | ... | | ગરેન ૬ |
| અફીણ | ... | ... | ગરેન ૨ |

ઉપલી ગોળીઓથી ફાયદો ન થાય તો નીચે લખેલી દવાની છો ગોળીઓ બનાવી એકેકી ગોળી સ્વાર સાંજ ગળાવવી.

| | | |
|---|---|---|
| હાઇડરાજીરી કમકરેટા | ... | ગરેન ૧૮ |
| સલફેટ આવ કવીનાંઇન | ... | ગરેન ૧૨ |
| અફીણ | .. | ગરેન ૨ |

ઉપર પરમાણે ગોળીઓ લાંબા દીવસ આપવાથી ફાયદો ન થાય તો. નીચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર હેડરાજીરી બાઇકલોરાઇડ | .. | દરામ ૧॥ |
| કમપાંઉન્ડ ડીકોકસન આવ સારસાપરીલા | ... | આંઊસ ૩ |

ઉપલી દવા જુના આતેસકના આજારમાં ઘણો ફાયદો કરેછે અથવા ઉપલી દવાઓને બદલે મોઢુ આવે ત્યાં સુધી નીચે લખેલી દવાઓના બાર ભાગો કરી એકેકો ભાગ દાડામાં ત્રણવાર લાંબો વખત સુધી એટલે કે મોઢુ આવે ત્યાં સુધી પાવી.

સોલ્યુશન આવ પરકલોરાઇડ આવ મરક્યુરી ... દરામ ૨

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | દરામ ૨ |
| ઇનફ્યુઝન આવ ચોરેટા | ... | આંઉસ ૧૮ |

આજારી નબળો હોય તેમજ ઉપર પરમાણે દવાઓ પી અગર ખાઇ ન શકે તો. આગળ કહ્યા મુજબ પારાની ધુંણી આપવી. તેમાં ઘણું કરી ૦॥ થી ૧ દરામ સીનેબારના ભુકાની ધુંણી દરરોજ સ્વારમાં થોડા દાડા આપવી, જેથી ઘણો ફાયદો થશે. અથવા ઓઇન્ટમેન્ટ આવ મરક્યુરી જાંગના કાતરામાં અથવા બગલમાં થોડા દાડા દરરોજ ચોળવા આપવો.

ઉપલી દવાઓથી દાંતના પારા ફુલે તથા સુજી આવે અને મોઢુ આવી જાય તો તે બંધ કરવી.

શરીર ઉપરના ચાઠાં અથવા ફોડકીઓ રસી વીનાની સુકી હોય ત્યાં સુધી ઉપલી પારાની દવાઓનો ઉપયોગ કરવો. પણ ચાઠાં અથવા ચાંદાં રસીવાળા હોય અથવા થાય તેમજ ગળામાં નાકમાં અને બીજા કોઈ ભાગમાં સડો લાગુ પડી તેમાં રસી થાય અને આજારી નબળો અને લેવાઇ ગએલો હોયતો. ઉપલી પારાની દવા આપવી નહી. એવી હાલતમાં નીચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| કોડલીવર ઓઇલ | ... | દરામ ૬ |
| લાઇકરપોટાસી | .. | મીનીમ ૨૩ |
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૯ |
| પાણી | ... | આંઉસ ૬ |

**અથવા**—નીચે લખેલી દવા ઉપર પરમાણે પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૧૨ |
| લાઇકરપોટાસી | ... | મીનીમ ૨૨ |
| ટીંચર હઇઓસીઆમસ | ... | દરામ ૧ |
| બારકનો ઉકાળો | ... | આંઉસ ૩ |

ઉપર પરમાણે જ્યાં પારાની દવાઓ આપી ન શકાય ત્યાં ઉપલી ટીંચર હૈઓસીઆમીવાળી તેમજ નીચેની દવામાંથી ૧ લીકરગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવાથી ઘણો ફાયદો થાયછે.

પોટાસા આઇઓડાઇડ ... ગરેન ૧૨
લાઇકર પોટાસી ... દરામ ૨
કમપાઉન્ડ ડીકાકશન આવ સારસાપરીલા. આંઉસ ૯

કદાપી ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચે લખેલી દવા... લીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવી. જેથી નબળાઈ દુર થશે આતેશકના ચાઠાં રૂઝાશે અને સાંધાનું તથા હાડકાનું કળતર મટશે.

સીરપ આવ આઇઓડાઇડ આવ આયરન ... મીનીમ ૨૩
ડીકોકસન આવ સારસાપરીલા ... આંઉસ ૩

બાહારની દવા તરીકે ચાંમડી ઉપર નીકળેલ ચાઠાં તથા ફોલીઓ ઉપર પારાનો મલમ જેવો કે ઓલીએટ આવ મરકયુરી અથવા ઓઇન્ટમેન્ટ આવ રેડઓકસાઇડ આવ મરક્યુરી અથવા ૨૦ ગરેન જેટલો બ્લુઓઇન્ટમેન્ટ એઓમાંથી ગમે તે એક, ચાઠાંને બલેકવોસથી ધોઈ સવાર સાંજ ચોપડવો અને તેની સાથે ઉપર પરમાણે પીવાની દવાઓ આપવી, જેથી ચાઠાં રૂઝાઇ જઈ આરામ થઇ જશે.

ટાંકીના આજારથી ફેફરાનો રોગ થયો હોય તો. ઉપર જણાવવા પરમાણે પારાની દવા પાવાને બદલે નીચે લખેલી દવામાંથી દોઢ વાઇન ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું.

પોટાસા આઈઓડાઇડ ... ગરેન ૨૦
સ્પીરીટઆમોનીઆ એરોમેટીક. દરામ ૨
કમપાઉન્ડ ડીકાકશન આવ સારસાપરીલા. આંઉસ ૧૨

ઉપલી દવા બે ત્રણ દાહાડા આપવાથી આજારીનું મોઢુ ન આવે તો એકેકીજ વળા ૧૨ થી ૧૮ અથવા ૩૬ થી ૬૦ ગરેન આઇઓડાઇડ ઓફ પોટાસીઅમ દાડામાં ત્રણ વાર પાવું. અથવા નીચે લખેલી દવામાં થી ાા થી ૧ ચમચો ભરી ખાણું ખાધા પેહેલાં પાવી.

આઇઓડાઇડ આવ પોટાસીઅમ ... દરામ ૪ થી ૭
ફ્રીએટ આમોનીઆ સીટરસ ... દરામ ૪
પાંણી ... આંઉસ ૮

**સુચના**—પારાની દવા સરૂ કરવા આગમજ આ વાત ધ્યાનમાં

રાખવી કે આઇઓડાઇડ આવ પોટાસીઅમની દવા બંધ કરીને તરત પારાની દવા ચાલુ કરવી નહી, પણ તે બંધ કરવા પછી થોડા દાડાનો આંતરો નાખીને પારાની દવા સરૂ કરવી. એ પરમાણે નહી કરવામાં આવે તો ઘણું સખ્ત મોહોડુ આવી જશે.

મસા થયા હોય તો તે કાતરથી કાપી નાખી પછી તે ઉપર થોડાં ટીપાં સ્ટ્રોંગ સોલ્યુશન આવ પરકલોરાઇડ આવ આયરન અથવા એસીટીક એસીડ મુકવું અથવા કાસટીક લગાડવી અથવા થોડાં ટીપાં સોલ્યુશન આવ નાઇટરેટ આવ મરક્યુરીનાં મુકવાં. અથવા તેમાંથી ગોબરું પાણી ઝરે તો તે ઉપર મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટ અથવા વાઇટ પ્રેસીપેટ લગાડવો અથવા તે ઉપર જરા કેલોમલ ભભરાવવો—

અથવા—ઉપલી દવાઓ મુકવાથી તેટલો ભાગ સુજી જાય તો તે ઉપર અળસીની અથવા ઘઊંના લોટના પોલટીસ મુકવી અથવા ૦॥ આંઉસ કાસટીક પોટાસ તથા ૧ દરામ ગુંદર એ બંનેને થોડા ઘઊંના લોટમાં મેળવી પછી સ્ટાંકીંગ પલાસતરની પટીઓ બનાવી, તે મસાનાં જેટલાં અથવા તેના બરોબર કાંણાં પાડી તે ઉપર ચોટાડી મસા બાહાર રાખો, પછી તે ઉપર ઉપલી પોટાસા કાસટીક વાળી પોલટીસ મુકવી.

નખ પાકે તો તે ઉપર કાસટીક લગાડવી અને તે ઉપર મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટ ચોપડવો અથવા બ્લાકવોસમાં લુગડું બોળી તે ઉપર મુકા કરવું.

હોઠ ઉપર, જીભ ઉપર, અને ગાલ તથા મોઢામાં, જીભ ઉપર, ચાંદાં અને ચીરા પડેછે તે ઊપર અળગે હાથે કાસટીક દાડામાં એક વખત લગાડવી. અને તે થુંક થુંકી નાખવા કેહેવું. તાળવું લાલ થઈ ગયું હોય અને તેમાં ચાંદુ પડયુ હોય તથા ગળાની અંદર કાકડા પાસે ચાંદુ પડે તથા લાલ થઈ જાય તો તેના ઉપર લગાડવા સારૂ ૧૦ ગરેન કાસટીકને એક આંઉસ ડીસટીલ્ડવોટર અથવા વરસાદના પાણીમાં મેળવી તેને એક નાંની સીસીમાં ભરી, તેના ઉપર બ્લુ કાગળ લપેટી રાખવું અને એક વાદળીના નાના કટકાને એક નેતરની છોઇને છેડે બાંધી તે વાદળીનો કટકો ઊપલી દવામાં બોળી, તાળવા ઉપર તથા ગળાની અંદર કાકડા

પાસે દીવસમાં એક વાર થોડા દાડા સુધી લગાડવું જેથી એકદમ આરા-
મ થઇ જશે. અથવા ગળાના દરદમાં નીચે લખેલી દવાઓને મેળવી
તેના દીવસમાં બે વાર કોગળા કરાવવા.

| | | |
|---|---|---|
| એસીડ હેડરોકલોરીક ડીલુટ | ... | દરામ ૧॥ |
| ઓખુમધ | ... | આંઉસ ૧ |
| ગુલાબજળ | ... | આંઉસ ૮ |
| પાંણી | ... | આંઉસ ૮ |

હાથનાં, પગના નળાનાં, હાંસડીના અને સીનાના હાડકાં સુજી આવે, તેમાં દુખાવો થાય, તેના ઉપર સકત દરદ વાળી ગાંઠો થઈ આવે તો તે ઉપર ટીંચર આઇઓડાઇન પીછાવતી દાડામાં બે વખત ચોપડવું. અથવા ‌॥ દરામ મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટ તે ગાંઠો ઉપર દર રાતે ચોપડવો અથવા મરકયુરીઅલ પલાસતરની પટી મારવી. નહી ખમાય એટલું દરદ થતું હોય તો તે ઉપર થોડી જળો મુકીને ઉપર ગરમ પાણીનો શેક કરવો.

રાતે ઊંઘ લાવવા ૧ થી ૨ ગરેન અફીણ રાતે ગળાવવું.

ઉપલી દવાઓ ન મળી આવે તો—

કરીઆતુ, કડુ, લીમડાની છાલ, જેઠીમધ, નાગરમોથ, પડોળ, પીત-પાપડો, ખસ, ત્રીફળાં, કુડાની છાલ, એનો ઉકાળો થોડા દાહાડા પાવાથી આરામ થશે.

**અથવા**—ચોખા અને કુડાની છાલને પાણીમાં બારીક વાટી લેપ કરવો.

**અથવા**—ધતુરાનો રસ, નાગરવેલનો રસ, ચંબેલીનો રસ, ધોળી ધરો-નો રસ, મનસીલ, પારો, ગંધક, પ્રથમ પારા ગંધકની કાજળી કરી તેમાં મન-સીલ વાટી તેમાં સરસીઉં તેલ નાંખી ખરલ કરવો. પછી બાકીના ચારે રસ એમાં નાંખી પેહોર બે ખરલ કરવો. પછી કાચના વાસણમાં અથ-વા ચીનાઈ વાસણમાં ઘાલી રાખવું. પછી તેમાંથી થોડા દાડા લેપ કરવા-થી આરામ થઈ જશે. આ ઉપાય ઘણો સારો છે.

**અથવા**—ખેરસાર, હરડેદળ, બેડાં, આમળાં, લીંબડાની અંતરછાલ, કડવું પટોળ, ગળો, અરડુશીનાં પાન, એ સરવ બરાબર લેઈ આખાં

પાખ્યાં ભાગી તેમાંથી રૂ. રાા ભાર માટીના કોરા વાસણમાં પાણી શેર રાા માં નાખી ઉકાળી બાકી પાંણી રૂ. ૭ ભાર રહે, ત્યારે ગળી તેમાં ચોખ્ખો ગુગળ વાલ ચાર નાખી, હલાવી થંડુ પડવા દેઈ પાઈ દેવું. એ પરમાણે દરરોજ પાવું.



# ભગંદર અથવા નાસુર.

(ફીસચુલા—Fistula)

**નીશાંની**—શરીરના કોઈ પણ ભાગ ઉપર ઊંડો જખ્મ થવાથી તેમાંથી રસી વહે છે. અને તે તદન રૂઝાવાને બદલે તેમાં ઊંડો ઝીણો દોરા જેવો પોકળ મારગ રહી જાય છે. અને તેમાંથી રસી વહા કરે છે, ત્યારે તેને ભગંદર અથવા નાસુર કહે છે. નાસુરનાં છીદ્રનું એક મોઢું હોય છે, અને કોઈ વખ્ત બંને બાજુએ મોઢાં હોયછે. જેથી તેની અંદર રૂપાની સળી નાંખવાથી એક મોઢેથી બીજે મોઢે નીકળે છે. નાસુરમાંથી પાતળી લોહીવાળી રસી નીકળે છે.

**સબબ**—ગુમડાં અથવા જખ્મ પાકવાથી તે ફુટી તેનું મોઢું નાંનું રહી જાયછે જેથી બરોબર રસી નીકળવાથી અંદરના ભાગો ખવાતા જાયછે, અને તેથી નાસુર પડે છે. તેમજ કોઈ વખ્તે ગુમડાંને મોટો સેગાક મુકવાને બદલે જરા મોઢું કરે છે જેથી અંદરની રસી બરોબર બાહાર નીકળતી નથી. એટલે તેમાંથી ભરનીંગળ અથવા નાસુર થઈ જાય છે. દાંતમાં સડો થવાથી ગાલમાં નાસુર પડે છે, ગરદન ઉપર, ગુદા આગળ, પીસાબની ઈંદરીની નીચે અને બીજા કેટલાએક ભાગમાં ગુમડુ થવાથી તેમાં નાસુર પડે છે. ટાંકી અથવા પરમાનો રોગ થવા પછી પેસાબની જગો અથવા ગુદા આગળ ગુમડું થઈ નાસુર પડી જાય છે. અને તેને ભગંદર કહેછે. પેસાબની જગો આગળ નાસુર પડે છે ત્યારે વખ્તે તેમાંથી પેસાબ ટપકીઆ કરે છે અને ગુદા આગળ નાસુર પડેછે તો. તેમાંથી વખ્તે ઝાડાનો કંઈ ભાગ તે રસ્તે નીકળે છે.

**ઉપાય**—આવા બીમારને હવા બદલ કરવાથી ઘણો ફાયદો થાય છે વાસ્તે જો બની શકે તો તેમ કરવું, અને પોસટીકારક ખોરાક આપવો

અને નબળાઈ વધારે હોય તો,થોડો શેરી વાઇન અથવા.પોર્ટ વાઇન પાવો.

નાસુરમાં પીચકારી મારવાથી તે રૂઝી જાય છે. વાસ્તે નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી એકેકો ચમચો ભરી તે કાચની પીચકારી વડે નાસુરેમાં દર ત્રણ કલાકે મારવી અને પીચકારી મારવા પછી તે ઉપર આંગળી દાબી રાખવું.

| | | |
|---|---|---|
| ક્વીનાંઇનડી સલફ્સ | ... | ગરેન ૧૨ |
| એસીડ સલફ્યુરીક ડીલુટ. | ... | મીનીમ ૧૫ |
| પાણી. | .. ... | આંઉસ ૨ |

ઉપલી દવાની પીચકારી થોડા દહાડા ચાલુ રાખ્યાથી ઘણે દરજે નાસુરે બંધ થઈ જાય છે, તે દવા હાજર ન હોય તો, ઝીંકસીસલફ્સ ગરેન ૫થી ૧૦ અને છો આંઉસ પાણી. એ બંનેને મેળવી તેની અથવા ૧ દરામ ટીંચર આવ આઇઓડાઇન તથા ચાર દરામ પાણી એ બંનેને મેળવી તેમાંથી થોડું થોડું દરરોજ પીચકારીવડે નાસુરેમાં દાખલ કરવું, અથવા રૂપાની સળીને ટીંચર આઇઓડાંઇનમાં બોળીને અથવા એસીડનાઇટરીકમાં બોળી તે નાસુરની અંદર ફેરવવી અથવા તે ઉપર આઇઓડોફારમ ભભરાવવો.અથવા ૨થી ૩ ગરેન કાસટીકને ૧ આંઉસ પાણીમાં મેળવી તેની દરરોજ પીચકારી મારવી.

અથવા—નાસુરે મોટું હોય તો તેમાં કાસટીકની અણી ફેરવવી.

વખતે હાડકાઓમાં સડો લાગુ પડવાથી હાડકું કાઢવા શિવાય ઉપલી દવાથી નાસુરે બંધ થતું નથી. દાઢ અથવા દાંતમાં સડો થવાથી ગાલમાં નાસુર થયું કહે છે અથવા દાઢોડા કહે છે. તેને સડેલી દાઢ કાઢવા સીવાય ઉપલી દવાથી વખતે ફાયદો થતો નથી, વાસ્તે તે દુથફાંરસેપથી કાઢી નાંખવી એટલે તરત તેની મેળે રૂઝાઈ જશે. તેમાં બીજા કેટલાએક ભગંદરો અથવા નાસુરો ઉપલી પીચકારીથી વખતે રૂઝાતાં નથી તો તેની અંદર ડાઇરેક્ટર નાંખી તેમાં નસતર નાંખી તે વડે કાપી પછી તે ઉપર સીમપલ ઓઇન્ટમેન્ટની પટી દરરોજ મારવી. જેથી રૂઝી જશે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેશી ઉપાવો કરવા.

પરુ નીકળતું હોય તેની અંદર થોર અથવા આકડાના દુધમાં દીવેટ પલાળી હમેશાં મુકવી. અથવા ગરમાળાનું મુળ, હળદર, મજીઠ, એને મધમાં બારીક વાટી તેની દીવેટ કરી અંદર મુકવી. અથવા મધમાં અથવા મીઠાના પાણીમાં દીવેટ કરી મુકવી. અથવા, સાજીખાર. જવખાર, કંપીલો, મેંદી, ટંકણખાર, ધોળો ખેરસાર એ સઘળાં બારાબર લેઈ એને ગાયના ઘીમાં બારીક વાટી દીવસ એક રહેવા દઈ પછી તેની દીવેટ કરી અંદર ભરવી. જેથી જીવડા હશે તે મરી જઈ રૂઝ આવશે. અથવા નગોડના પાનના રસમાં તેલ પકવી એ તેલની દીવેટ દરરોજ મુકવી, અથવા ભેસા ગુગળ શેર ૧, સીંદુર તોલા ૧૦, વછનાગ તોલા ૫, લેઈ પરથમ ભેસાગુગળને હથોડાથી એરણ ઉપર જરા ધીનો હાથ દેઈ કુટવો, નરમ થયા પછી તેમાં વછનાગ, સીંદુર નાંખી નરમ કરવો. પછી તેની આગળી બનાવી દરરોજ મુકવી.

અથવા—મોરથુથુ, કંપીલો, મુરદારશીંગ, ધોળો ખેરસાર, સફેતો, સીંદુર, હીંગળો, મીણ, કેસર, ગાયનું ઘી એ સરવ બરાબર લેવાં, પછી ગાયના ઘીને ગરમ કરી નીચે ઉતારી તેમાં પેહેલાં મોરથુથુ વાટીને નાંખવું, પછી તેજ વખત તેમાં મીણ નાંખી તેને પીગળાવી લેવું. પછી એમાં બાકીનાં ઓસડો બારીક વાટી નાંખી તેને એક દીવસ સુધી કાંસાની થાળીમાં ખુબ પાણી નાંખી તેમાં તે નાંખી હાથ વતી ખુબ મરદન કરવું, પછી તેની આગળી બનાવી દરરોજ મુકવી જેથી જલદી આરામ થશે.

અથવા—સફેત મીણ, મસતકી, ગુંદર, મીઠળ, મોરથુથુ. ટંકણખાર, સાજીખાર, સીંદુર, કંપીલો, મુરદારશીંગ, ગુગળ, તીખાં, સોનાગેરૂ, ઈલાયચી, જીરૂં, સફેતો, હીંગળો, સુધ ગંધક, એ સરવ બરાબર લેઇ મીણ વીના સરવેને એકઠાં બારીક વાટી. અને મીણને ગાયના ઘીમાં તપાવી સુધ કરી પછી સરવ ઓસડો મીણમાં મેળવી દીવસ બે સુધી ખરલમાં ખુબ બારીક પરતી એક જીવ કરી તેની આગળી કરી લગાવવી. જેથી તતકાળ આરામ થશે.

ઉપલી દવાથી ભગંદર ન મટે તો બીલાડાનાં હાડકાં બાળી તેને બેડાં, હરડાં તથા આમળાના પાણીમાં વાટીને દરરોજ લેપ કરવો.



૧૮૦

**અથવા**—કાચબાની પીઠને બાળી ઉપર પરમાણે પાણીમાં વાટી તેનો લેપ કરવો.

**અથવા**—સાબરસીંગાને બાળીને તેને મધમાં મેળવી નાસુર ઉપર દરરોજ લગાવવું.

---

# પાઠુ.

**( કારબનકલ**—Carbuncle )

**નીસાની**—જે ભાગમાં પાઠુ થવાનું હોય ત્યાં પેહેલ વેહેલી તે ભાગની ચામડી લાલ થાય, તે જરા સકત લાગે તેમાં આગ અગન બળે, અને દુખાવો થાય પણ તે ભાગ સરૂઆતમાં સુજેલો લાગે નહી. પછી થોડો વખત પછી સોજો વધવા માંડે અને ગોળ કાચબાની પીઠ જેવો ઉપસેલો અને કઠણ ફોલો દેખાયછે. જેમ સોજો વધતો જાય, તેમ આગ ઘણી બળે, દુખાવો ઘણો થાય, અને તાવ પણ આવે. થોડા વખત પછી પાઠાનો રંગ કાળાટ પકડે અને તેના ઉપર ફરતી નાની ફોડકીઓ થાય. જે ફુટી જવા પછી પાઠા ઉપર છીદ્રો પડે. પાઠુ ગુમડાંની પેઠે પાકીને નરમ થાય નહી, પણ સકત પથર જેવુંજ રહે. તેના પડેલા છીદ્રની અંદર સફેત છીછડા જેવું ભરેલું જણાય અને તેમાંથી થોડું ઘાટ્ટ પરૂ નીકળા કરે. રોગનું જોર વધવાથી આસપાસની ચામડી સડીને નીકળી જાય અને ત્યાં એક મોટો ખાડો પડે. તેમાંથી થોડું ગંધાતું પરૂ તથા સફેત છીંછડાં નીકળા કરે. વખતે અંદરના ભાગો જલદી ખવાઈ જઈ હાડકાંમાં સડો લાગુ પડે જેથી આજારી રીબી રીબીને મરણ પામે. પાઠુ ઘણી વખતે એક થાયછે, અને વખતે એક રૂઝાવા પછી પાછું બીજુ થાયછે. એ પરમાણે સાત આઠ પાઠાં થાયછે. અને કોઈ વખતે સરૂઆતથી એક કરતાં વધારે પાઠાં થાયછે. પાઠાં બરડાના કાંઠા ઉપર, ગરદનની પાછળ, ઓચી ઉપર, ખંભા ઉપર, અને કુલાની વચેના હાડકા ઉપર થાયછે. પણ કેટલીક વખત હાથ પગ અને બીજા શરીરના ભાગો ઉપર થાયછે.

ઉપાય—આજારી જોરાવર અને મજબુત હોય, અને નાડી ભરેલી હોય, અને રોગ થવાને એક બે દાહાડાથી વધારે ન થયું હોય તો પાઠાની ફરતી ૧ થી ૨ ડજન જળો મેલાવવી. તે પછી નીચે લખી દવાઓની સરખી છો ગોળીઓ કરી તેમાંથી ૨ થી ૩ ગોળી ગળાવવી. અને ચાર કલાક પછી તેની નીચેની જુલાબની દવા પાઈ દેવી.

| | | |
|---|---|---|
| કમપાઉનડ એકસટરાકટ આવ કૉલોસીંથ. | | ગરેન ૧૨ |
| કમપાઉનડ રૂબાર્બપીલ | .. | ...ગરેન ૧૨ |
| બલુપીલ | .. ... | ...ગરેન ૬ |
| ઓઇલિ આવ કેરોવે | ... | ...ટીપાં ૩ |

ચાર કલાક પછી નીચેની દવા પાઇ દેવી.

| | | |
|---|---|---|
| એપસંમ સાલ્ટ | ... .. | દરામ ૪ |
| માના (સીરએસત) | ... ... | દરામ ૨ |
| સુનામખીનો ચા | . ... | આંઉસ ૧॥ |

ઉપર પરમાણે દવા આપી ઝાડો સાફ લાવવા પછી નીચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસેટેટીસ ... | | આંઉસ ૧॥ |
| આનટીમોનીયલ વાઇન | ... ... | મીનીમ ૨૦ |
| પોટાસા ટાર્ટરસ | ... ... | ગરેન ૩૦ |
| કેમફર વોટર | ... ... | આંઉસ ૪ |

દરદ ઘણું થતું હોય અને રાત્રે ઊંઘ ન આવતી હોય તો નીચે લખેલી દવામાંથી ૧ લીકરગલાસ ભરી રાત્રે પાવી.

| | | |
|---|---|---|
| વીનમ એનટીમોની .. | .. | મીનીમ ૧૫ |
| ટીંચર ઓપી | ... .. | મીનીમ ૧૫ |
| કેમફર વોટર | ... ... | આંઉસ ૩ |

જો પાઠું નાનું હોય અને સરૂઆતમાં આગ ઘણી બળે તો જળો મુકવાને બદલે થંડા પાણીમાં અથવા ગુલાબજળમાં, અથવા કેમફરવોટરમાં લુગડું બોળી પાટો બાંધવો, અથવા ગુલાબજળમાં ઘસેલ સુખડ ચોપડવું અને દરદ ઘણું થતુ હોય, તો ઓપીયમ પલાસતરની પટી મુકવી અથવા બેલાડોના પલાસતર મુકવું.

પાકુ મોટું થયું હોય તો તે ઉપર અળસીની અથવા ઘઉના લોટની પોલટીસ દાડામાં ત્રણવાર મુકવી, એને પોલટીસથી પકવી તે ફોડવું પણ નસતરથી નબળાઇના વખતમાં પાકુ કદી ચીરવું નહી, નહીતો લોહી વધારે જઈ ખરાબી થશે.

પોલટીસ મુકવાથી પાકામાં છીદ્રો પડે તેની અંદર ૧ ભાગ કારબોલીક એસીડ અને ૯ ભાગ ગલીસીરાઇન, એ બંનેને મેળવી તેમાં લીન્ટ બોળી તે છીદ્રમાં સળીથી લીન્ટ દાખલ કરવું. અને તેના ઉપર એ તેલ એક બેવાર સીંચવું. દરદ ઘણું થતુ હોય તો ઊપલી મેળવણીમાં ના ભાગ ટીંચર આવ ઓપી નાખવું, અથવા ટરપેનટાઇન ઓઇલ તથા સાલેડનુ તેલ સરખે ભાગે મેળવી તેમાં લીન્ટ બોળી ઉપર પરમાણે છીદ્રમાં દાખલ કરવું, અને ઉપર પોલટીસ બાંધવી, તે ધોળા છીંછડા જુદા ન પડે તો અને ખરાબ ગંધ નીકળતી હોય તો ૧ દરામ કારબોલીક એસીડને એ આંઉસ પાણીમાં મેળવી તેમાં લીન્ટનો કટકો બોળી પાકા ઉપર થોડો વાર સુધી મુકવો, એટલે છીંછડા જુદા પડી જશે. છીંછડા નીકળી ગયા પછી લાલ જમીન આવે, તે ઉપર સીમપલઓઇન્ટમેન્ટની પટી મારતા રેહેવું. એટલે રૂઝાઇ જશે.

અથવા પાકામાં છીદ્ર પડાં ન હોય તો પાકાના અરવથી નરમ થયેલા ભાગ ઉપર પોટાસા કાસટીક લગાડવું, જેથી ત્યાં છીદ્ર પડશે એટલે ઉપલી તેલની મેળવણીમાં લીન્ટ બોળી અંદર ખોસા કરવું.

છીદ્ર વીનાના પાકા ઉપર ટીંચર આવ આઇઓડાઇન થોડા દાહાડા લગાડવું, જેથી વખતે બેશી જશે અથવા પાકીને ફુટશે.

પાકનો ભાગ ઘણો કઠણ હોય તો તેની ફરતી કોર ઉપર કાસટીક દાડામાં બેવાર દર બેથી ત્રણ દાડે લગાડવી, અને પછી તે ઉપર લીન્ટ મુકી પાટો બાંધી રાખવો જેથી પાકુ ફેલાતુ બંધ થશે અને તે નાનુ થશે. પાકા ઉપર ૧ દરામ એકસ્ટ્રાકટ આવ બેલાડોના તથા ૧ આંઉસ ગલીસીરાઈન એ બંનેને મેળવી તેના ઉપર ચોપડવું. દરદ ઘણું થતુ હોય તો ½ ગરેન એસીટેટ આવ મોરફીઆ અને ૫ મીનીમ પાણી, એ બંનેને મેળવી તેની પીચકારી પાકાની ચામડીમાં મારવી. આજારીના શરીરમાં

કુવત લાવવા ટીંચર આવ સ્ટીલ, કવીનાંઇલ સલફસ, ડીકાકસન આવ સારસાપરીલા વીગેરે પાવું.

કુવતવાળો ખોરાક આપવો, નબળાઈ વધારે હોય તો થોડો સેરીવાઇન અથવા પોર્ટવાઇન આપવો.



# લેપરસી

## (લેપ્રોસી—Leprosy)

લેપ્રોસીના નીચે જણાવ્યા પરમાંણે બે ભાગો કરવામાં આવા છે.

૧ લો. ગંઠીઓ કોડ.

૨ જો, ગાંઠ વીનાનો કોડ અથવા સુનો રગત પીત.

### ૧ લો. ગંઠીઓ કોડ અથવા રગતપીત.

### (ટયુબરકયુલર લેપ્રોસી—Tubercular Leprosy).

**નીશાંની**—ગાલ, બંને કાંનો,નાક ઉપરની ચામડી ચળકયા કરે અને તેનો રંગ જરા આસમાની થાય, પછી એ ભાગો સુજી આવે,સખત થાય, તથા તેમાં ગાંઠો બંધાય જેથી ગાલ જાડા અને બેડોળ લાગે, નાક સુજી મોટુ થાય, કપાળની ચામડી ગાંડથી ઢંકાઈ જાય, કાંનની ટીસીઓ મોટી અને જાડી થાય. એટલે કે આજારીનો ચેરો બદ સીકલ બીહામણો લાગે. હાથપગ અને આખા શરીર ઉપર એવી ગાંઠો થાય તેથી આજારીનું ચામડુ હાથીના ચામડા જેવું જાડુ અને ખડબચડુ લાગે. દરદનું જોર વધતુ જાય, તેમ મોઢામાં તથા ગળામાં ગાંઠો થાય, અવાજ ખોખરો થાય, હાથપગનાં આંગળાં જાડાં અને બેડોળ થાય, અને તે વળી શકે નહી, પછી ગાંઠો પાકવા માંડે, મોડામાંથી અને નાકમાંથી ગંધાતી રસી નીકળે, નાકના હાડકામાં સડો લાગુ પડી નાક બેશી જાય. મોટું તથા તાળવું પાકી જાય—આ મરજના ઉપાય ગાંઠ વીનાના કોડ અથવા રગતપીતને મળતાછે.

### ૨ જો. ગાંઠ વીનાનો અથવા સુનો રગતપીત.

**નીશાની**—સુનો રગતપીત થવા પહેલાં ગરદન અથવા પોંચા અથવા કોણી આગળની ચામડી સુન મારી જવા પહેલાં તેમાં આગ અગન

બળે અને પછી સુન મારીજાય. સુનમારેલી ચામડી સુકી લાગે અને કચલી વળેલી દેખાય. તેનો રંગ બદલાઈને ભુરો થાય—તે સુનમારી ગએલ ચામડીને ચીમટી ભરવાથી અથવા ટાંચણી ખોસવાથી અથવા ગરમ ચીજ લગાડવાથી કંઈ વરતાય નહી. કેટલીક વખતે ચામડી સુનમારવા પહેલાં મોટા ફોલ્લીઆ થઈ ફુટી તે રૂઝાઈ ત્યાં ભુરા રંગનું સુનમારેલું ચાઠું પડે. આ પરમાણે થોડી અથવા લાંબી મુદત રહ્યા પછી હાથ પગનાં આંગળામાં ફોલ્લીઆ થઈને તેમાં સડો લાગુ પડી તે ખરવા માંડે. એ પરમાણે હાથ પગનાં સઘળાં આંગળાં ખરી જાય અને આજારી ઠુંઠો તથા લુલો થાય.

**સબબ**—સારો અને તાજો ખોરાક ન મળવાથી શરીર મેલું અને મેલાં લુગડાં પેરી રાખવાથી અથવા માબાપથી વારસા તરીકે મળેછે.

**ઉપાય**—આજારીને તાજો ખોરાક જેવા કે દુધ, માંખણ, ઘી, ઘઉ, ચોખા, દાળ, મીઠું, વીગેરે આપવું. મરચાં, મસાલો, દારૂ, તાડી, તમાકુ, અફીણ, ભાંગ, ગાંજો, ખારી માંછલી વીગેરે બીલકુલ આપવું નહી. દર રોજ ચોખા પાણીથી નાવું. અને સવાર સાંજ શકતી માફક ખુલી હવામાં ફરવા કહેવું.

આજારીને ૦॥ થી ૧ ચમચી ગરજનનું તેલ દુધમાં મેળી દહાડામાં ત્રણ વાર પાવું તે એકથી બે વરસ સુધી ચાલું રાખવું અને એ તેલ તે ઉપર ચોપડવું.

અથવા ૫ થી ૧૫ મીનીમ ચોલમુગરાનું તેલ દહાડામાં ત્રણ વાર દુધમાં મેળી પાવું. અને તે બેથી ત્રણ વરસ સુધી ચાલું રાખવું અને તેજ તેલ લેપરસી ઉપર ચોપડવું.

૫ મીનીમ ફાઉલર્સ સોલ્યુશન પાણી સાથે મેળી દહાડામાં ત્રણ વાર એક મહીના સુધી પાવું. આ દવા સોમલની છે વાસ્તે એટલા વખતમાં આજારીને ઝેરની અસર કંઈ ન જણાય તો ૫ થી ૮ મીનીમ સુધી વધારી ઉપર પરમાણે પાવી. પણ જો તેથી આંખમાં બળે, પેટમાં દુખાવો થાય અને ઝાડો તથા ઉલટી થાય તો થોડા દહાડા તે બંધ કરવી અને થોડા વખત ગયા કેડે તે પાછી સરૂ કરવી, એ ઘણા મહીનાઓ

સુધી ચાલું રાખવી જોઇએ અથવા નીચે લખેલી દવામાંથી પોણું વાઈન ગલાસ ભરી દહાડામાં ચાર વાર પાવું અને તે થોડા મહીના જારી રાખવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઈડ | ... | ગરેન ૧૫ |
| એસીડ કારબોલીક | ... | ગરેન ૨ |
| ઈનફ્યુઝન આવ ચીરેટા | ... | આંઉસ ૬ |

અથવા એકથી ૨ આંઉસ ડીકોકસન આવ ડલકેમારા સોલેનમ દહાડામાં ત્રણ વાર પાવું અને તે લાંબો વખત સુધી ચાલું રાખવું અને એજ દવામાં લુગડાનો કટકો બોળી રાત દહાડો લેપરસી ઉપર મુકતા રહેવું. અથવા એકસ્ટ્રેકટ. આવડલકેમારા અને ગલીસીરાઇન એ બંનેને ભેળવી લેપરેસી ઉપર સવાર સાંજ ચોપડવું.

ચામડી ફાટીને તેમાથી રસી ઘણી જતી હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે ઉપર દરરોજ મુકવો.

| | | |
|---|---|---|
| ટંકણખાર | ... | દરામ ૨ |
| મધ | ... | આંઉસ ૨ |
| પાંણી | ... | આંઉસ ૬ |

ડીકોકસન આવ ડાનડેલીઅન અથવા ડીકોકસન આવ સારસાપરીલા એ બેમાંથી ગમે તે એક ૬ આંઉસ જેટલી લઈ તેમાં ૪૦ મીનીમ ડાઈલુટેડ નાઈટરો હઈડરોકલોરીક એસીડ ભેળી દહાડામાં ચાર વાર પાવી અને તે લાંબા દહાડા જારી રાખવી. અને કાજુનું તેલ પાણીમાં ભેળી પીછાવતો દરરોજ ચોપડવું અથવા નીચેની દવાઓના ત્રણ ભાગ કરી એકેકો ભાગ દહાડામાં ત્રણવાર પાણી સાથે ફકાડવો.

| | | |
|---|---|---|
| ચોલમુગરાનાં બી | ... | ગરેન ૨૦ |
| ગુંદરનો ભુકો | ... | ગરેન ૨૦ |

એ દવા ઘણા મહીનાઓ સુધી ચાલું રાખવી. એથી ઉછાળો થાય તો તે થોડો વખત બંધ કરવી. અને પાછી સરૂ કરવી.

ઉપલી દવાની સાથે ઉપર પરમાણે પરેજ તથા ખુલી હવામાં ફરવા વગેરે માવજત નહી રાખે તો દવાથી કંઈ પણ ફાયદો થશે નહી.

ઉપલી દવાઓ ન મળી આવે તો, કસુંદરાના મુળને છાસમાં ઘસી લેપ કરવો.

અથવા મુળાનાં બીજ, સરસવ, લાખ, દારૂહળદર, વીસનગરી હળદર, પવાડીઆનાં બીજ, નાગરમોથ, તીખાં, લીડીપીપર, વાવડીંગ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી લુગડે ચાળી તેમાં બોકડાનું મુતર મેળવી તેનો લેપ કરવો.

અથવા વીસફોટકના રોગમાં જે એરસારનો કાથ લખેલો છે તે પણ પાવો.



# કરમ.

( વરમસ—Worms )

કરમ આંતરડાના જુદા જુદા ભાગમાં પેદા થાયછે. અને તેને સર્વ માણસો ઓળખેછે. તે બાળકને તેમજ ઉમરે પોહોચેલા માણસને થાયછે. પણ બાળકને થાયછે ત્યારે વખતે તેમાં જોખમ ભરેલી નીશાનીઓ જણાયછે. તેથી બાળકનું ધ્યાન આપવાની જરૂર છે.

બાળકના પેટમાં કરમ થાયછે, ત્યારે બાળકની ભુખ જતી રહેછે. અથવા તે ઘણું ખાવા માગેછે. તરસ ઘણી લાગેછે, નાક, હાથવતી ચોળા કરેછે, પેટમાં દુખેછે, મોઢુ ખરાબ વાસ મારેછે, ઉલટી થાયછે અને તેમાં ખાટું પડેછે. બાળકને બેચેનીથી ઊંઘ આવતી નથી. બાળકની ગુદા આગળ કરડતું હોય એમ લાગે, તેથી બાળક ત્યાં હાથ ફેરવા કરે. પાતળો ઝાડો આવે અને વખતે તેમાં કરમ પડે. અને વખતે ઉલટીમાં પણ કરમ પડે. થોડો ઘણો તાવ હોય, અથવા ઘણો સકત હોય, જેથી બાળક લવારો કરે અને તેમાંથી વખતે ખેંચતાણ અથવા આંચકી થઈ બાળક મરણ પામે.

કરમ ઘણી જાતનાં છે પણ તેમાંની ત્રણ જાત જાણવાની જરૂરછે વાસ્તે તેની ત્રણ જુદી જુદી નીચે પરમાણે જાતોનું ધ્યાન આપેલછે.

૧ થરેડ વરમ—( Thread Worm )

૨ રાઉન્ડ વરમ—( Round Worm )

૩ ટેપ વરમ—( Tape Worm )

**સબબ**—ખોરાકની સાથે તેનાં ઇંડા પેટમાં જવાથી તેની અંદર તેનું પોસણ થઈ તે મોટાં થાયછે. ઘણો વનસ્પતીનો ખોરાક, અથવા ઘણો મીઠો ખોરાક ખાધાથી કરમની પેદાસમાં વધારો થાયછે. કાચુ માંસ અને કાચો ખોરાક તેમજ ચીકાસવાળા ખોરાકથી વધારે થાયછે. ખાંણું મીઠા વગરનું ખાવાથી કરમ થાયછે. તેમાં નબળા બાળકોને વધારે થાયછે. ખજુર જેવી વસ્તુઓ તથા અવાવરૂકુવા તથા ટાંકીના પાણીની અંદર કરમના ઇંડા થાયછે વાસ્તે તે જો ખાધામાં અથવા પીધામાં આવે તો કરમ પેદા થાયછે.

## ૧ લી જાત દોરા જેવાં પાતળાં કરમ.

### થેરેડ વરમ—( Thread Worm)

આ જાતના કરમ મોટા આંતરડામાં ગુદાની આગળ જથાબંધ રેહે છે અને ઘણું કરીને બાળકને થાયછે. અને તેઓ વખતે ઝાડામાં ઝીણાં ઝીણાં પુશકળ પડેલાં જણાયછે, અને વખતે તે એટલાં બધાં ઝીણાંહોય છે કે તરતના ઝાડાને અજવાળામાં લઈ બારીકીથી જોવાથી અંદર ઝીણાં ઝીણાં અસંખ્યાત સરવળતા માલમ પડેછે.

**ઉપાય**—બાળકને કાંજી તથા દુધ જેવો સાદો ખોરાક આપવો. જાત જાતનાં સાક અને મેવો, અથવા મીઠાઈ બીલકુલ બંધ કરવી. બાળકના ખોરાકમાં મીઠું નાખવું. અને થંડા પાણીની અથવા ૨ દરામ મીઠુ અને બે આંઉસ પાણી એ બંનેને મેળવી તેની પીચકારી ગુદામાં સવાર સાંજ મારવી જેથી જથાબંધ કરમો નીકળી પડશે. અથવા બાળકને ઘણો પાણી જેવો ઝાડો થતો ન હોય તો ૧ થી ૧૨ વરસ સુધીના બાળકને ૧ ચમચી અથવા ૨ મોટા ચમચા ભરી મેગનેસીઆ સલફ્સ લઈ છો લીકરગલાસ પાણીમાં મેળવી તેની પીચકારી થોડા દાહાડા ગુદામાં મારવી. પીચકારી મારવા પછી ગુદા આગળ લુગડાંનો ડુચો દેઈ દેવો જેથી તરત તે દવા પાછી નીકળી ન જાય. જેથી કરમો નીકળી પડશે. અથવા ૧ દરામ ઈથરે સલફ્યુરીક અને બે આંઉસ સાદુ પાણી અથવા ચુનાનું પાણી અથવા ૧ ચમચો કાસટર ઓઇલ અને ૧ થી ૨ દરામ સ્પીરીટ આવ ટરપેનટાઈન અથવા ાા થી ૩ ચમચી ટીંચર ફેરી પરક્લોરીડ અને ૧ થી ૪ આંઉસ

પાણી આ ચારમાંથી ગમેતે એક મેળવણીની પીચકારી ગુદામાં મારવી. જેથી થોડા વખતમાં સઘળાં કરમો બાહાર નીકળી જશે અથવા અંદર મરી જશે.

પીચકારી મારવાનું ન બની શકે તો ૫ થી ૧૦ ગરેન ગંધકના ફુલ દાહાડામાં ત્રણવાર મધમાં ચટાડવાં અથવા પલાસપાપડો પાણીમાં ઘસીને પાવો. અથવા ઝાડો ઘણો પાતળો આવતો હોય તો દાડમની છાલ અથવા દાડમની કળીયું પાણીમાં ઉકાળી તે થોડું થોડું દાહાડામાં ત્રણ વાર થોડા દાહાડા સુધી પાવું. એથી કરમ પડશે તેમજ ઝાડો પણ બંધ થશે. અથવા નીચે પરમાણે દવા આપવી.

| | | | |
|---|---|---|---|
| કરમાની અજમો | ... | ... | દરામ ૧ |
| વાયવરણ | ... | ... | દરામ ૧ |
| સાકરનો ભુકો | ... | ... | દરામ ૪ |

આ સઘળાને મેળવી ૨ થી ૩ દરામ જેટલું મોટી ઉમરનાને દરત્રણ કલાકે ફકાડવું, અથવા ૫થી ૧૦ ગરેન દર ત્રણ કલાકે બાળકને ફકાડવું.

અથવા ૧ થી બે વરસના બાળકને ૦ાા થી ૧ ગરેન સેનટોનાઈન સાકરના સીરામાં ચટાડવું. જેથી ઝાડાને રસ્તે કરમ નીકળશે. ઝાડો કબજ હોય તો ઉપલી દવા આપવા પછી ચાર કલાકે ૦ાા થી ૧ નાની ચમચી કાસટર ઓઈલ પાવું. જેથી કરમો નીકળી પડશે. પેહેલે દીવસ ઉપર પરમાણે આપવાથી કરમ ન પડે અથવા થોડા પડે અને હજુછે એમ લાગે તો ઊપર પરમાણે અકેક દાહાડાને આંતરે બે ત્રણ વાર આપવી. જેથી જથાબંધ કરમો નીકળી પડશે. આપણા લોકોમાં એવો વેહેમ છે કે કરમ કમરનો બાંધો છે અને તે નીકળી જવાથી નુકશાન છે. એ સમજવું મુરખાઈ ભરેલું છે. કરમ એક જાતનો રોગ છે. જેને પેટની અંદર થોડાં પણ કરમ હોયતો તેને રોગ ગણવો જોઇએ. કરમ આંતરડામાં પેદા થાય છે, અને તેને કમરની સાથે કસો પણ સંબંધ નથી. ઘણી વખત મડદાંઓ ચીરી અંદર તપાસી જોતાં કરમ કોઇનાજ આંતરડામાં વખતે જોવામાં આવેછે, પણ ઘણા ભાગમાં જોવામાં આવતા નથી.

ઉપલી દવાઓ ન મળી આવે તો, ખુરસાણી અજમો ગરેન આઠ,

વાસી પાણી સાથે સાત દીવસ પાવો, જેથી કરમીયાં ઝાડા વાટે નીકળી જશે. અથવા વાવડીંગ ગરેન અઢી રોજ મધ સાથે થોડા દાહાડા ચટાડવું. અથવા દસ મીનીયમ લીંબડાના પાનના રસમાં એક ગરેન સંચળ મેળવી થોડા દાહાડા પાવું.

અથવા બકાલ લીંબડીના પાનનો રસ તથા એરંડીયું તેલ ચચાર વાલ પાવું. મોટાને એથી વધારે આપવું.

**અથવા** વજ અને વાવડીંગ એ સરખે ભાગે લેઈ બારીક વાટી લુગડે ચાળી ૨ ગા ભાર મધની સાથે ચટાડવું.

## ૨૭ જાત—ગોળ કરમ.

(લારજ રાઉન્ડ વરમ—Large Round Worm)

આ જાતના કરમો, નાના આંતરડામાં પેદા થાયછે. તેઓ ૦ા થી ૧ ફુટ લાંબા હોયછે. આ કરમો નાના આંતરડામાં હોજરીની સાથે વળગેલાં હોયછે તેથી ઘણી વખત ડચુરો ચડી ઉપર આવી ઉલટી થઈ મોઢાને રસ્તે બાહાર પડેછે.

આ જાતના કરેમમાં વખતે પેટમાં કપાઈને દુખેછે પેસાબની જગાએ ચળ આવેછે, બાળક લેવાતું જાયછે. ઝાડો કોઈ વખત કબજ રેહેછે અને કોઈ વખત ખુલાસાથી આવેછે અથવા ઘણો આવેછે.

ઉપાય—નીચે પરમાણે દવાઓ મેળવી તેનાં ચાર પડીકાં કરી એકેક પડીકું દાડામાં ચારવાર સાકરના સીરામાં મેળવીને ચટાડવું. એ પરમાણે બેથી ચારદાડા સુધી ચાલુ રાખવું જેથી સઘળાં કરમો બાહાર નીકળી જશે અથવા અંદર મરી જશે.

| | | |
|---|---|---|
| સેનટોનાઇન | ... | ગરેન ૬ |
| કેલોમલ | ... | ગરેન ૩ |
| પાઉડર આવ સ્કામોની | .. | ગરેન ૪ |
| પાઉડર આવ જેલપ | ... | ગરેન ૧૫ |

ઉપલી દવા આપતી વખત બે બાબતોનું ધ્યાન રાખવું. એક તો એ કે બાળક નબળુ હોય અને મોઢુ આવી જાયછે વાસ્તે કેલોમલની દવા કાઢી નાખવી. અને બીજુ ઉપર પરમાણે એકથી બે દાડા પડીકાં આપ-

વાથી જો ઝાડો ઘણો આવે તો ફક્ત સેનટોનાઇન સાકરના સીરામાં ચટાડવું. અથવા નીચે પરમાણે દવાઓ મેળવી બે ચમચાથી એક ચમચો ભરી દર ત્રણ કલાકે ઉમર પરમાણે પાવું.

| | | |
|---|---|---|
| ટરપેનટાઇન | ... | મીનીમ ૩૦ થી ૬૦ |
| ગુંદરનો ભુકો | ... | ગરેન ૨૦ થી ૨ દરામ |
| પાણી | ... | આઉંસ ૨ |

ઉપલી દવા સીવાય. કેલોમેલ. ઇસકેમોની. જાલપપાઉડર. રૂબાર્બ. કાસટરઓઇલ વીગેરે જુલાબની દવાઓ ઉમર પરમાણના વજનમાં આપવાથી આ જાતનાં કરમ પાડેછે. એ દવાઓ પેટ કબજ રેહેતુ હોય ત્યારે બહુ માફક આવેછે. વાસ્તે. ૧ થી ૨ વરસના બાળકને ૧ થી ૩ ગરેન હાઇડરાર્જીરી કમકરેટા સાકરના સીરામાં મેળવી ચટાડવુ અથવા એને બદલે નીચે લખેલી દવાઓને મેળવી તેમાથી ત્રણ સરખા પડીકાં કરી તેમાંનુ એક પડીકુ સાકરના સીરામાં ભુખે પેટે ચટાડવું અને જરૂર જણાય તો બાકીના પડીકામાંથી બીજે અથવા ત્રીજે દાડે ઉપર પરમાણે આપા કરવું.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | ગરેન ૧ |
| ઇસકેમોની | ... | ગરેન ૧ |
| જાલપપાઉડર | ... | ગરેન ૩ |

**૩ જી જાત—ચપટાં કરમ.**

**( ટેપ વરમ—Tape Worm )**

આ જાતના કરમ ઘણું કરી મોટી ઉમરના માણસને થાય છે. આ કરમ ઘણાં લાંબા તથા ચપટાં ચાંમડાની પેહોળી વાધરી જેવાં હોય છે. અને તે ઘણું કરીને નાના આંતરડામાં રેહે છે. આ કરમ પાંચથી પંનર વાર લાંબુ અને એક ઇંચના $\frac{1}{?}$ થી $\frac{1}{?}$ જેટલું જાડું અથવા પેહોળુ હોયછે. આ કરમ વખતે એક અથવા બે ત્રણ પડે છે. આ જાતના કરમમાં ઉપર પરમાણે પેટમાં દુખે છે. કપાળમાં સણકા મારે છે. ભુખ અતીસે લાગે છે. અને વખતે બીલકુલ લાગતા નથી. કાંઈ વેળા તાંણ ફેફરૂ અને ચમક થાય છે. પેટ ફુલીને ઢોલ જેવું થાય છે.

ઉપાય—પેહેલાં ૩ થી ૪ દરામ સીડલીજ પાઉડર અથવા ૧ દરામ કંપાઉન્ડ જેલપપાઉડર ફકાડવું. અને તેને બીજે દહાડે ૨૦ થી ૪૦ મીનીમ લીકવીડ એકસ્ટ્રાક્ટ આવ મેલફરન ગુલકંદમાં મેળવીને દર રાત્રે થોડા દહાડા સુધી આપવું. ઝાડો કબજ રેહેતો હોય તો કાસટર ઓઇલનો જુલાબ દર સવારે થોડા દહાડા સુધી આપવો. આ ઉપાય ઘણો સારો છે.

અથવા—૩૦ ગરેનથી ૨ દરામ કેમીલા પાઉડર ગુલાબના સરબતમાં મેળવી મોટી ઉમરના માણસને પાવું અને તેને બીજે દીવસે હલકો જુલાબ આપવો. આ પરમાણે અઠવાડીયામાં બેથી ત્રણ વાર કરવું.

અથવા—મોટા માણસને કુસુ નામની દવા ચાર દરામ લેઈ તેનો ભુકો કરી તે ઉપર આઠ આંઉસ ખળખળતું પાણી રેડી તેની ચા બનાવી તેમાંથી દરરોજ ચાર આંઉસ પાવી. એ દવા થોડા દહાડા આપવા પછી એક જુલાબ આપવો. જેથી વખતે ઘણો ફાયદો થશે. અખરોટ અથવા કાકડીના ગોળા ખાધાથી વખતે ઘણો ફાયદો થાય છે. ઝાડો પાતળો આવતો હોય તો ૫ થી ૭ ગરેન એસીડટાનીક દહાડામાં ત્રણવાર પાણી સાથે થોડા દહાડા સુધી ચાલુ ફકાડવું.

અથવા—૨૦ થી ૩૦ મીનીમ એસીડ સલફ્યુરીક એરોમેટીક પાણીમાં નાખી દરરોજ સવારમાં વહેલાં ભુખે પેટે પાવું.

અથવા—નીચેની દવાને મેળવી પાઈ દેવી અને ટરપનટાઇનને લીધે પેશાબમાં આગ ન બળે એટલા વાસ્તે ત્રણથી ચાર કલાક પછી કાસટર ઓઇલનો જુલાબ આપવો.

| | | |
|---|---|---|
| ટરપનટાઇન | ... | દરામ ૩ |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૦॥ |
| ગુંદરનો ભુકો | .. | આંઉસ ૦॥ |
| પાણી | ... | આંઉસ ૨ |

ઉપલી આ બે ત્રણ દહાડા વાપરવાથી ચપટાં કરમો મરી જશે.



# ઓરતની ધાતનું જવું.

( લ્યુકોરીઆ—Leucorrhæa )

**નીશાની**—ધાત સબંધ મારગમાંથી તેમજ ગરભસ્થાનમાંથી જાયછે. સબંધ મારગમાંથી ધાત જતી હોય તો તે પહેલા નીતરા પાણી જેવી હોય છે. પણ બહાર આવેછે ત્યારે તેનો રંગ દુધ જેવો અથવા પીળાટ ઉપર હોય છે. તે ખાટી ગંધાયછે. આ જાતની ધાતમાં અંદરથી સોજો અથવા દુખાવો હોતો નથી. પણ વખતે કેડમાં તથા પેડુમાં જરા દુખાવો તથા ભાર લાગે છે. એ લાંબા દહાડા રહેવાથી નબળાઇ થાયછે.

**ગરભસ્થાનની ધાત** કમળના મોહામાંથી નીકળેછે ત્યારે તે ઇંડાના સફેતી જેવી હોય છે પછી બહાર આવતાં સાબુના ફીણ જેવી અથવા વખતે જરા પીળાટ ઉપર હોય છે. વખતે તે ઘણી જાડી હોય છે અને તે જલદી ધોવાઈ જતી નથી. પેડુમાં તથા કુલાની વચમાંના હાડકામાં અને કેડમાં ભાર લાગે તથા જાયુક થોડો દુખાવો રહ્યા કરે અને ધાત વધારે જાય ત્યારે દુખાવો વધારે થાય છે. આવી ધાત જવાથી નબળાઈ થઈ તરેહવાર જાતના રોગ ઉતપંન થાયછે.

**સબબ**—ઘણું સંસાર સુખ ભોગવવાથી, ઘણાં છોકરાંઓ થવાથી, દસતાંન બંધ કરનારી દવાઓ લીધાથી, બાળકને ઘણું ધવાડવાથી, ઘણું દસતાંન જવાથી, ઘણો દારૂ પીવાનો માંવરો રાખવાથી વિગેરે કારણોથી આ રોગ ઉતપંન થાયછે.

**ઉપાય**—પેહેલાં જે કારણથી આ રોગ થયો હોય તે સોધી કાઢી તેથી દુર રહેવું અને તનદુરસ્તી સુધરવાના ઉપાયો લેવા, ધાતના બંને રોગોમાં એકજ દવા અથવા બંનેનો એક સરખો ઉપાય છે. જુદો જુદો નથી પણ સંબંધ મારગની ધાતમાં પીચકારીની દવાઓ વધારે ફાયદો કરે છે વાસ્તે પીચકારીની દવા બનતાં સુધી સબંધ મારગની ધાતમાં વાપરવી. સરૂઆતમાં ઝાડો કબજ હોય તો, નીચે લખેલી દવામાંથી ૧ લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે દાડામાં બે અથવા ત્રણ વાર પાવું. એકજ વાર પીધાથી ઝાડો સાફ આવે તો ફરી તે દહાડે બીજી પાવી નહીં.

| | | |
|---|---|---|
| એપ્સમસાલ્ટ | ... | દરામ ૪ |
| સલફેટ આવ આયરન | | ગરેન ૬ |
| એસીડ સલફ્યુરીક ડીલુટ | | મીનીમ ૧૫ |
| પેપરમીન્ટ વોટર | ... | આંઉસ ૩ |
| પાંણી | ... | આંઉસ ૩ |

ઉપલી દવા જરૂર પરમાણે એક બે દાહાડા જારી રાખવા પછી આજારીના શરીરમાં કુવત લાવનારી દવાઓ જેવીકે ટીંચરફેરી પરકલોરીડ. ફેરીએટ કવીનાંઇન સીટરસ જેવી આજારીની ઉમર પરમાણે દાડામાં ત્રણ વખત આપવી. કેડમાં અને પેડુમાં દુખાવો ઘણો થતો હોય તો કેડની નીચે બંને કુલાની વચેના હાડકા ઉપર નાંનું ૩ થી ૪ ઇંચ સમ ચોરસ બલીસ્ટર મારવું જેથી દુખાવો ઓછો થશે. અને ધાત જતી બંધ થશે.

સમંધ મારગની ધાતમાં પીવાની દવા આપતી વેળા ફીમેલસીરેંજથી સમંધ મારગમાં નીચેની દવાઓ મારવી. ઓરતને સુવાડીને પીચકારી મારવી કદાપી પીચકારીની દવા તુરત બાહાર નીકળી જાયતો કેડની નીચે એક તકીયો મુકવો. અને દસ આંઉસ થંડુ પાણી મોટી ફીમેલસીરેંજથી અંદર દાખલ કરવું. પછી નીચે જણાવેલી દવાઓ મેળવી તેની પીચકારી ઉપર પરમાણે મારવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ઝીંક | ... | દરામ ૧ |
| ફટકડી | ... | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૨૦ |

**અથવા**—ાા આંઉસ ગરીન ચાને ૨૦ આંઉસ પાણીમાં ઉકાળી તે થંડુ પડવા પછી તેમાં ૨૦ ગરેન એસીડ ટાનીક નાખી તેની પીચકારી થોડા દાહાડા મારવી. જેથી વખતે ઘણો ફાયદો થશે અથવા થંડા પાણીમાં થોડો સરકો નાંખી તેમાં લુગડાનો કટકો બોળી તે જાંગ તથા કુલા ઉપર મુકવો અને નીચે જણાવેલી દવાઓની ચાર ગોળીઓ બનાવી અકેકી ગોળી દાડામાં ચારવાર ગળાવવી.

| | | |
|---|---|---|
| રીડયુસ્ડ આયરન | .. | ગરેન ૮ |
| એળીઓ | ... | ગરેન ૩ |

એક્સ્ટ્રાક્ટ આવ નકસવામીકા. ગરેન ૨

અથવા દાડમની છાલ પાણીમાં ઉકાળી તે થંડુ પડવા પછી તેની પીચકારી ઘણા દાડા ચાલુ મારવી જેથી વખતે ઘણો ફાયદો થશે. અથવા

| | | |
|---|---|---|
| બાવળનીછાલનો ભુકો | ... | આંઉસ ૨ |
| ફટકડી | ... | દરામ ૧ |
| ખળખળતુંપાણી | ... | આંઉસ ૨૦ |

ઉપલી દવાઓને ઉકાળી થંડુ પાડી ગાળી કાઢી તેની પીચકારી દહાડામાં બેવાર મારવી.

અથવા નીચે લખેલી ત્રણ દવાઓમાંથી ગમે તે એક દવાની સાને લખેલા વજનમાં લેઈ તેમાં દસથી બાર આંઉસ પાણી નાખી તે સઘળાની એક વખતમાં પીચકારી મારવી.

( **પીચકારીની દવા.** )

| | | |
|---|---|---|
| ફટકડી | ... | ગરેન ૧૦ થી ૪૦ |
| અથવા સુગરલેડ | .. | ગરેન ૫ થી ૧૦ |
| અથવા ઝીંકસી સલફસ.. | | ગરેન ૫ થી ૧૦ |

અથવા ઉપલી દવાને બદલે ાા થી ાાા તોલો માઆંફળની ભુકી કરી તે ઉપર શેર એક ખળખળતું પાણી રેડી ઢાંકી મેલવું અને તે થંડુ પડવા પછી તેમાંનું નીતરૂ પાણી ગાળી લેઈ તેની પીચકારી થોડા દહાડા મારવી. જેથી ધાત બંધ થશે.

પીચકારીની દવાથી સ્ત્રીને હરકત હોય અથવા સરમ લાગે તો નીચે લખેલી સઘળી દવાઓને ધીમી આંચે મેળવી તવાઇને સઘળું પાણી જેવું થાય કે જાડા કાગળની આઠ ઈંચ લાંબી અને ટચલી આંગળી જેવડી જાડી પોકળ નળી બનાવી તેનો એક છેડો બંધ કરી તે નળીમાં ઉપલી દવા સારી પેઠે હલાવી રેડી દેવી એટલે થોડા વખતમાં તે ઠરી જઇ તેની નળીના પરમાણ જેવડી લાકડી જેવું થશે. પછી તેમાંથી આઠ સરખા કટકા કરી એકેકો કટકો છુપા ભાગમાં પેરાવવો જે કટકો અંદરની ગરમીથી ઓગળી જશે અને અંદરના ભાગોને લાગી ધાત બંધ થશે.

| | | |
|---|---|---|
| એસીડ ટાનીક | ... | દરામ ૨ |
| કાથાની ભુકી | ... | દરામ ૧ |

બટરઆવ કોકોઆ ... આંઉસ ૧
સાલીડનું તેલ .. દરામ ૨

ઉપલી દવામાં બટરઆવ કોકોઆ મળી ન આવે તો તેને બદલે તેટલું મીણ લેવું અને સાલીડનું તેલ બે દરામને ઠેકાણે ચારથી ૬ દરામ લેવું. ઉપલી દવાઓ થોડા દહાડા પેહેરાવવાથી ધાત બંધ ન થાય તો ઉપલા ઉપાયની પેલી બેને દવાઓને બદલે ૨૦ ગરેન સુગરઆવલેડ નાખી તેના ઉપર પરમાણે આઠ ભાગો કરી તેમાંથી દરરોજ ત્પેકેકી અથવા દહાડામાં બે વાર પેહેરાવવી. એથી પણ ફાયદો ન થાય તો ઉપલી દવાની પેહેલી બે દવાઓને બદલે ઓકસાઇડ આવ ઝીંક દરામ ૧ અથવા સલફેટ આવ ઝીંક ગરેન ૪૦ લેઈ તેના ઉપર લખવા પરમાણે આઠ ભાગો કરી દરરોજ એક અથવા દહાડામાં બે વાર પેહેરાવવો. ઉપલી દવાઓ ન મળી આવે તો—

અરડુસાનો રસ રૂ૦॥ ભાર મધ રૂ૧ ભાર અથવા ગળોનો રસ રૂ૦॥ ભાર, મધ રૂ૧ ભાર અથવા સતાવરીનો રસ રૂ૧ ભાર, મધ રૂ૨ ભાર, એ ત્રણમાંથી ગમે તે દવા સવારમાં દરરોજ પાવાથી ધાત જતી બંધ થશે.

અથવા—જેઠીમદ રૂ૧ ભાર વાટી તાંજળજાના રસમાં દરરોજ પાવાથી આરામ થશે.

અથવા—સંચળ, જીરૂ, જેઠીમધ, લીલાં રંગનાં કમળ, એ સરવબરાબર લેઈ બારીક વાટી તેમાંથી રૂ૧ ભાર લેઈ ગાયના દહીમાં મેળવી તેમાં મધ રૂ૧ ભાર નાંખી દરરોજ પાવું.

અથવા—ડાભડાનાં મુળ રૂ૦॥ ભાર ચોખાના ધોવાણમાં વાટી દીવસ ત્રણ અથવા પાંચ દરરોજ સવારે પાવું જેથી તુરત આરામ થશે.

અથવા—હરડેદળ, આંમળાં, બેડાં, સુંઠ, દારૂ હળદર, લોદર, એ સરવ બરાબર લેઈ આખાપાખુ ખાંડી તેમાંથી રૂ૨॥ ભાર લેઈ માટીના કોરા વાસણમાં પાણી શેર ૧માં ઉકાળી બાકી પાણી રૂ૭ ભાર રેહે ત્યારે ગાળી તેમાં લોદર રૂ૦ ભાર વાટીને નાંખવો. એ પરમાણે દરરોજ પાવું. એથી સરવ જાતની ધાત મટી જશે.

અથવા—દારૂ હળદર, રસબતી, અરડુસો, કરીઆતુ, બીલાંનો ગ-

રભ, એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી તેમાંથી રૂ૨ાા ભાર માટીનાં કોરા વાસણમાં પાણી શેર ૧માં ઉકાળી બાકી પાંણી રૂ.૫ ભાર રહે ત્યારે ગાળી તેમાં મધ રૂ૧ા ભાર મેળવી દરરોજ પાવું.

અથવા—તાંજળજાની ભાજીનાં મુળ, રસાંજન એટલે દારૂ હલદરનું ચુરણ બકરીના દુધમાં રાંધેલું એ બંનેને સરખે ભાગે ચોખાના ઓસામણમાં ઘસી તેમાં મધ મેળવી પાવું.



## દસતાન થોડું પડવા વીશે.

**( એમેનોરીઆ—Amenorrhœa )**

દર મહીને દસતાંન ઘણુંજ થોડું આવે છે. અથવા બીલકુલ આવતું નથી જેથી કમર તથા બરડામાં દુખાવો થાય છે. સુસ્તી રહે છે અને માથુ દુખે છે.

**ઉપાય**—આ રોગને લોહાની જાતની દવાઓ વધારે ફાયદો કરે છે.

| | | |
|---|---|---|
| જેવી કે— હીરાકસી ... | ... | ગરેન ૩૦ |
| કારબોનેટઆવ સોડા | | ગરેન ૩૦ |
| હીરાબોળનો ભુકો ... | | દરામ ૧ |
| ગોળ ... | ... | થોડો |

ઉપલી દવાઓને મેળવી તેની ત્રીસ ગોળીઓ બનાવી એકથા બે ગોળીઓ દાહાડામાં બે વાર ગળાવવી. અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેની આઠ ગોળીઓ બનાવી બે ગોળીઓ દહાડામાં ત્રણવાર થોડા દહાડા સુધી ગળાવવી.

| | | |
|---|---|---|
| રીડ્યુસ્ડઆયર્ન ... | ... | ગરેન ૧૮ |
| સેકરેટેડ કારબોનેટ આવ આઅરન. | | ગરેન ૧૨ |
| એકસ્ટ્રેકટ આવ લીકોરીસ. | ... | ગરેન ૧૬ |
| રૂબારબ પાઉડર. ... | ... | ગરેન ૧૨ |
| એકસ્ટ્રેકટ આવ એલોઝ | ... | ગરેન ૧૬ |
| ઓઇલ આવ એનીથી. | ... | મીનીમ ૪ |

ઉપલી ગોળીઓથી કદાપી ઉછાળો થાય તો તેને બદલે ૧૫ ગરેન કુરીએટ આમોનીઆ સીટરસ અને સાડાચાર આંઉસ પાણી એ બંનેને મળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

આ રોગવાળી સ્ત્રીને ચમક પણ થતી હોય તો ૯ ગરેન કુરીએટ ક-વીનાઇન સીટરસ કમસ્ટ્રીકનીઆ અને દોઢ દરામ ટીંચરઆવવેલેરીઅન એ બંનેને સાડાચાર આંઉસ પાણીમાં મળવી તેમાંથી દહાડામાં ત્રણ વાર પાવું. ઝાડો કબજ રહેતો હોય તો નીચે જણાવેલી દવાઓને મળવી તે-માંથી દસ ગરેન જેટલી દવા ગોળમાં ગોળી કરી જ્યારે જરૂર જણાય ત્યારે ગળાવવી.

| | | |
|---|---|---|
| એળીઓ | ... | દરામ ૧ |
| કેસર | ... | દરામ ૦॥ |
| હીરાબોળ | ... | દરામ ૦॥ |
| ગુંદર | ... | દરામ ૦॥ |

દસતાન લાવનારી ઉપલી કોઈ પણ દવા ન મળી આવે તો ત્રણ તો-લા વરીઆળીને દોઢ શેર પાણીમાં ઉકાળીને પોણોશેરને આશરે રહે ત્યારે તેમાં ત્રણ તોલા રાતી ખાંડ નાંખી તે દહાડામાં ત્રણવાર પાવું.

દસતાન લાવનારી દવાઓ આપતી વેળા દરરોજ દહાડામાં એક અથવા બેવાર પેડુ ઉપર લીનીમેન્ટ કેમફરકો અથવા લીનીમેન્ટ આવ આમોનીઆ ચોપડી જરા વાર ધીમેથી ચોળવુ.

ઉપલી દવાઓ ન મળી આવે તો.

કાળા તલ રૂ.૫ ભારને ખાંડી પાણી શેર ૧ા માં ઉકાળો કરી બાકી પાણી રૂ.૭ ભાર રહે ત્યારે ગાળી તેમાં ગોળ નાંખી ઠરવા દેઇ દરરોજપાવું. દસતાન બહુ જતું હોય તો બરોબર નીયમ પરમાણે આવશે.

**અથવા**—સોનાગેરૂ, આંબાની ગોટલીનો ગરભ, હળદર, સુરમો, કા-યફળ, એ સરવે બરાબર લેઈ બારીક ખાંડી લુગડે ચાળી તેમાંથી રૂ૦ા ભાર લઈ રૂ૧ ભાર મધ મેળવી તે યોનીમાં લેપ દરરોજ કરવો.

આંમળાં રૂ૨ા ભાર માટીના કોરા વાસણમાં પાણી રૂ૧૦ ભારમાં પલાળી સવારે નીતરતુ પાણી ગળી લેઇ તેમાં મધ રૂ૨ા ભાર નાંખી પા-

ઈ દેવું તેનાથી ગોળી ઘાત તુરત બંધ થશે.

**અથવા**—આસોપાલવની છાલ, હીરવાંણી કપાસનાં ફુલ, તાંજળજાનાં મુળ, આંમળાં, રસવંતી, એ સરવ સરખે ભાગે લેઈ બારીક ખાંડી તેમાંથી ૨૫ા ભાર ગોખાના ધોવણમાં નાંખી દરરોજ સવારે સાત અથવા આઠ દહાડા પાવું. આ ઉપાય સારો છે.

---

# દસતાંન આવતી વેળા પેઢુમાં અગઉથી થતો દુખાવો.

(ડીસમેનોરીઆ—Dysmenorrhœa)

**ઉપાય**—દસતાંન આવવા અગાઉ પેડુમાં દુખાવો થાય તો દોઢ આંઉસ કપુરનું પાણી તથા ૦ાા ગરેન એસીટેટ આવ મોરફીઆ એ બંનેને મેળવી તે સઘળુ પાવું અથવા ૧ ગરેન એકસ્ટ્રાકટ આવ બેલાડોના તથા ૮ ગરેન એકસ્ટ્રાકટ આવ હેનબેન એ બંનેને મેળવી તેની ચાર ગોળીઓ બનાવી અકેકી ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે ગળાવવી, અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેમાથી પોણું વાઈન ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | દરામ ૧ |
| હેડરેટ આવ કલોરલ | ... | ગરેન ૪૦ |
| ટીંચર આવ વેલેરીઅન | ... | દરામ ૨ |
| મીક્ષચર આવ ગમગુએકમ... | | આંઉસ ૪ા |

**અથવા**—બે ગરેન અફીણ અને ચાર ગરેન કપુર એ બંનેને મેળવી તેની છો ગોળીઓ બનાવી અકેક ગોળી દર ત્રણ કલાકે ગળાવવી, એક અથવા બે ગોળી આપવાથી દરદ ઓછુ ન થાય તો દરદ નરમ પડે ત્યાંસુધી બબે ગોળીઓ દર ત્રણ કલાકે ગળાવવી અથવા દરદને બેસાડવા ૦ાા ગરેન અફીણ અને એક ચમચો બરાંડી એ બંનેને મેળવી તેમાં બે ત્રણ ચમચા પાણી નાખી તે પાઈ દેવું, પણ તાવ શરીરમાં હોય તો એ દવા આપવી

નહી. અથવા અફીણની ગોળીથી ઉછાળો થાય તથા માથુ દુખે તો ૩૦ થી ૪૦ ટીંપાં સોલ્યુશન આત્રમ્યુરેટ આવ મોરફીઆ લઈ તેને એક આંઉસ મેફરવોટરમાં મેળવી પાવું અને જરૂર પડે તો ત્રણ કલાક પછી એ પરમાણે ફરી પાવું.

દસતાંન દરદ થઈને આવે અને તેમાં ચરબીનાં છીછડાં જેવું પડે તો તે દરદ બેસાડવા આમોનીઆટેડ ટીંચર આવ ગુએકમ દરાંમ દોઢ લેઈ ત્રણ આંઉસ પાણીમાં નાખી તેમાંથી દાડામાં ત્રણવાર પાવું.

**અથવા**—દરદને નરમ પાડવા બાટલીમાં ગરમ પાણી ભરી તેથી પેટને તથા પેઢુને સારી પેઠે સેકવું, અથવા કમર સુધી ૦। થી ૦।। કલાક સુધી આબારીને બેસાડવું. પેઢુ ઉપર રાઇની પટી મારવી, અને તે થોડો વાર રાખી ઘણી બળતરા બળે એટલે કાઢી લેવી. પગ થંડા હોય તો તે પણ શેકીને ગરમ કરવા. અને કાંજી જેવો હલકો જુલાબ આપવો.

ઝાડો કબજ હોય તો સીડલીજ પાઉડરનો જુલાબ આપવો, અને અતીશે દુખાવો થતો હોય તો હુંશીઆર અનુભવી માણસે ક્લોરોફોરમ સુંઘાડવું.

---

## દસતાંન ઘણું જાય તે વીશે.

### (મેનોરેહેજીઆ—Menorrhagia)

**નીશાની**—કોઈ સ્ત્રીને થોડો વખ્ત ઘણું દસ્તાંન જઈ બેચાર કલાક થોડું જાય છે, અને પાછુ જોરમાં જાય છે, કોઈને ઘણા દાહાડા સુધી દસ્તાન વહા કરે છે, જેથી શરીરમાં નબળાઈ ઘર કરે છે, જેથી અનેક પરકારના રોગો ઉતપંન થાય છે.

**ઉપાય**—ઝાડો સાફ લાવવા સારૂ પેહેલે દાડે ત્રણ દરામ કરીમ આ. ટારટર મધમાં મેળવી ચટાડવું. જેથી બેત્રણ ઝાડા સાફ આવશે, બીજે દાડે બરફના પાણીમાં લુગડાનો કટકો બોળી તે પેઢુ ઉપર મુકવો, અને ૪૫ મીનીમ ટીંચરફેરી પરકલોરીડ પાણીમાં મેળવી અથવા ૩૦

મીનામ સોલ્યુશન આવ પરનાઇટ્રૈટ આવ આઅરન દાડામાં ત્રણ વાર પાણીમાં મેળવી પાવું.

દસતાંન થોડું જતુ હોય તો લોઢાની મેળવણીવાળી દવાઓ પાવાથી દર મહીને સારી રીતે જાય છે, અને વળી જો ઘણું જતુ હોય તો ગરભ-સ્થાનને શકતી આપી દસતાંન બંધ કરેછે.

લોઢાની મેળવણી વાળી દવાથી ફાયદો ન થાય તો ૩૦ થી ૬૦ મીનીમ લીકવીડ એકસ્ટ્રાકટ આવ અરગટ થોડા પાણીમાં મેળવી દાડામાં ત્રણવાર પાવું.

**અથવા**—નીચે લખેલી દવાઓને મેળવી તેનો ચાર ગોળીઓ બનાવી એકેક ગોળી દાડામાં ચારવાર ગળાવવી.

| | | |
|---|---|---|
| સુગરલેડ | ... | ગરેન ૧૨ |
| અફીણ | ... | ગરેન ૨ |
| ગુંદરનો ભુકો | ... | ગરેન ૧૦ |

ઉપલી દવાને બદલે ૫ થી ૧૦ ગરેન એસીડ ગાલીકનું એક પડીકું કરી દહાડામાં ત્રણ વાર એવાં પડીકાં ફકાડવાં. આ ઉપાવ સારો છે. અથવા નીચે લખેલી દવાને મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| ટરપેનટાઈન | ... | દરામ ૨ |
| સ્પીરીટ આવ નાઇટરીક ઈથર | ... | દરામ ૨ |
| ગુંદરનો ભુકો | ... | દરામ ૪ |
| પાણી | ... | આંઉસ ૬ |

**અથવા**—નીચે લખેલી દવાને સારીપેઠે કુટી તેને પાણીમાં મેળવી તેમાંથી એક આંગળને આસરે લાંબી સળીઓ બનાવી તે સ્ત્રીના છુપા ભાગમાં કમળના મોંઢા સુધી અડે એવી રીતે મુકવી. તે પીગળી જાય કે બીજી મુકવી.

| | | |
|---|---|---|
| દાડમના ફુલની સુકી કળી | ... | તોલો ০। |
| ફટકડી | ... | તોલો ০। |
| ટંકણખાર | ... | તોલો ০। |

| | | |
|---|---|---|
| માજુફળ | ... | તોલો ૦। |
| ઈસસનો ભુકો | ... | તોલો ૦। |
| અકાકીઆ | ... | તોલો ૦। |

**અથવા**—નીચે લખેલી દવાઓને મેળવી તેની ગોળી બનાવી ગુદાના છુપા ભાગમાં મુકવી અને તે પીગળે કે બીજી મુકવી.

| | | |
|---|---|---|
| કોકમનું તેલ | ... | દરામ ૦॥ |
| એસીડટાનીક | ... | ગરેન ૧૦ |
| સલફેટ આવ ઝીંક | ... | ગરેન ૧૦ |
| અફીણ ... | ... | ગરેન ૨ |
| નરમ સાબુ ... | ... | ગરેન ૫ |

અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી ૧ વાઈન ગલાસ ભરી દર ત્રણ અથવા ચાર કલાકે દાહાડામાં ત્રણ વાર પાવું, એ દવા ભ-ચેથી પાવી, દાંતને અડવા દેવી નહી.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... ... | ગરેન ૪૦ |
| એસીડ સલફ્યુરીક એરોમેટીક | ... | દરામ ૧ |
| ટીંચર આવ સીનેમોમ | ... | દરામ ૪ |
| પાણી | ... ... | આંઉસ ૮ |

અથવા નીચેની દવાઓની ચાર ગોળીઓ બનાવી એકેક ગોળી દર ત્રણ કલાકે ગળાવવી જેથી દસતાન બંધ થશે.

| | | |
|---|---|---|
| પલમબી એસીટ | ... | ગરેન ૮ |
| અફીણ | ... .. | ગરેન ૧ |
| કનફેસન આવ રોઝીસ | ... | ગરેન ૫ |

છુપા ભાગમાં ઠંડા પાણીની અથવા બરફના પાણીની પીચકારી મારવી અથવા અંદર બરફ મુકવો. એથી લોહી બંધ ન થાય તો નીચે લખેલી દવાઓને સારી પેઠે મેળવી તેમાંથી ચાર પડીકા કરી અને એકેક પડીકુ દર ત્રણ અથવા ચાર કલાકે સાકરની ભુકી સાથે મેળવી ફકાડવું.

| | | |
|---|---|---|
| પાઉડર આવ અરગટ | .. | ગરેન ૧૫ |
| એસીડ ગાલીક | .. | ગરેન ૨૦ |

ઉપલા ઉપાયોથી ફાયદો થતો નથી ત્યારે કોકરવરણા પાણીની પી-ચકારી મારવાથી વખતે ફાયદો થાયછે. અથવા ફકત પાંચ ટીપાં ફાઉલરસ સોલ્યુશન પાણીમાં મેળવી પાવાથી બંધ થઈ જાયછે. આજારીને કુવત વાળો ખોરાક આપવો, દારૂ બીલકુલ આપવો નહી.

# ગરભસ્થાન.

## ગરભ રેહેવાની નીશાની.

(પ્રેગનેન્સી—Pregnancy)

**નીશાની**—ગરભ રેહેછે ત્યારે નીચે પ્રમાણે ચોકશ છ નીશાંનીઓ માલમ પડે છે

૧ લી—પેહેલવેલુ દસતાંન બંધ થાય છે. પણ દસતાંન બંધ થયુ એટલે ચોકસ મહીના રહ્યા એમ માની શકાતું નથી કારણ કે કેટલીક, વખત સ્રીને ધાત જવાથી, ધાસ્તીથી, ખઇના રોગથી, દસતાંનની જે બે ગાંઠો અંદર છે તેમાં કંઈ રોગ થવાથી, બાળકને ઘણું ધવડાવવાથી પણ દસતાન કેટલાએક મહીના સુધી બંધ રેહે છે.

૨ જી—એકથી પાંચ અઠવાડીયા સુધીમાં ગરભવંતી સ્રીને સવારમાં ઉછાળો અથવા ઉલટી થાય છે. વખતે આખો દીવશ પણ જારી રેહે છે. છાતીમાં દાહ બળેછે. ઠીકરાં, ખડી, માટી, સોપારી એવી વસ્તુઓ ખાધાનું બહુ મન થાય છે. મોઢામાંથી ઘણું થુંક છુટેછે.

૩ જી—ગરભ રેહેવા પછી બીજે મહીનેથી થાંન ભરાવા માંડેછે તથા મોટાં થાય છે. અને થાનની બીંટડીની આસપાસનુ ચકર મોટુ તથા કાળા રંગનું થતુ જાય છે. થાંનના અંદર તીક્ષણ દરદ થાય છે. બીંટડીને અંદરથી દબાવવાથી ધોળો અને નીતરો પ્રવાહી નીકળે છે.

૪ થી—ચાર મહીના પછી પાંચમા મહીનાની શરૂઆતમાં બાળક પેટમાં હાલતુ હોય એમ માલમ પડે છે. પેટ ઉપર હાથ મુકી જોવાથી બાળક અંદર હાલતું હાથને લાગેછે. પેટની એક બાજુએ (સ્ટેથેસકોપ—) એક જાતની ભુંગળી મુકી કાંને વતી સાંભળવાથી બાળકના દીલનો ધબકારો

એક મીનીટમાં ૧૩૦થી ૧૫૦ સુધી સંભળાયછે. આ ધબકારો તેની માથી તદન જુદોજ સંભળાય છે.

૫ મી—ગરભસ્થાન મોટું થતુ જાય છે. તેમજ પેટ પણ વખત જતો જાય તેમ મોટું થતું જાય છે.

## ગરભની દરમીયાનમાં થતા રોગો.

હમેલવાળી ઓરતને જરૂર શિવાય દવા આપવી નહિ કારણ કે કેટલાએક દરદો તેની મેળે મટી જાય છે.

ઉછાળો તથા ઉલટી રાતદિવશ ઘણી થયા કરેતો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પાણું વાઇન ગલાસ ભરી દર ચાર કલાકે પાવું.

| | | |
|---|---|---|
| સોડાબીકારબોનસ | ... | ગરેન ૪૦ |
| એસીડહેડરોસીયાનીક ડીલુટ. | | મીનીમ ૮ |
| ઇનફ્યુજન આવ કાલંમબા... | | આંઉસ ૬ |

ઉપલી દવાથી આરામ ન થાય તો નીચેની દવાઓ મેળવી તેમાંથી એક વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| સોડાબી કારબોનસ | ... | ગરેન ૩૦ |
| એસીડ ટારટારીક | ... | ગરેન ૨૬ |
| પાણી | .. | આંઉસ ૬ |

ઉપલી દવા ન મળી આવે તો સોડાવોટર પાવું. છાતીની પાંપડી ઉપર કંઇ દુખાવો થતો હોય તો ત્યાં રાઇની પટી મારવી. એથી આરામ ન થાય તો ટાંચર ઓપોમાં લુગડાનો કટકો બોળી તે ઉપર મુકવો. અથવા અફીણ ઘસી તે ઉપર ચોપડવું.

ઉલટી બહુ થતી હોય અને ખોરાક પેટમાં ન રહેતોહોયતો બે ભાગ દુધ અને એક ભાગ ચુનાનું પાણી, એ બંનેને મેળવી એ પરમાણે દહાડામાં બેથી ત્રણ વાર પાવું. ઉલટી નરમ પડે ત્યાં સુધી તેજ ખોરાક ઉપર રાખવું.

ઉપર પરમાણે ઇલાજ કરવાથી આરામ ન થાય તો ૩થી ૫ ગરેન સેલીસીનનું એક પડીકુ કરીને દર ત્રણ કલાકે પાણી સાથે ફાકાડવું. અથવા ૧૦ ગરેન પેપસીનનો ભુકો ખાંણું ખાધા પછી ફાકાડવો. અથવા

નીચેની દવાઓ મેળવી તેની ચાર ગોળીઓ બનાવી એકેકી ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| અફીણ | ... | ગરેન ૩ |
| મરચાંનો ભુકો | ... | ગરેન ૩ |

ઉપલી ગોળીઓથી આરામ ન થાય તો નીચેના દવાઓને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ઓકઝેલેટ આવ સીરીઅમ | ... | ગરેન ૧૨થી૧૬ |
| સીરપ આવ ઓરેન્જ | ... | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૬ |

ગરભવંતી સ્ત્રીએ હલકો અને જલદી જરપત થાય એવો ખોરાક ખાવો. દુધ અને ચુનાનુ પાણી અથવા દુધ અને બરફ. અથવા સાગુ ચોખાની કાંજી અને બરફ. બનતાં સુધી ચા પીવા નહી.

પીપડી ઉપર થોડુ દાબવાથી દુએ તો, તે ઠેકાણે બેથી ચાર જળો મુકવાથી ઘણો ગુણ થશે. ઉલટી થયા કરતી હોય ત્યાં સુધી બીછાનામાં સુઈ રેવું. ઉઠબેસ કરવી નહી.

છાતીમાં દાહ બહુ બળતી હોયતો. નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| બીસમથી સબનાઇટરસ | ... | ગરેન ૪૦ |
| એસીડ હેડરોસીઆનીક ડીલુટ | ... | મીનીમ ૧૦ |
| ક્રીઓઝોટ | ... | મીનીમ ૬ |
| ગુંદર | .. | દરામ ૨ |
| ડીલવોટર | ... | આંઉસ ૬ |

ગરભવંતી સ્ત્રીને ઝાડો કબજ રેતો હોયતો. જમાલગોટા જેવા ભારે જુલાબો કદી પણ આપવા નહી. તેમજ વારમવાર જુલાબ આપવા નહી. કારણ કે વખતે બાળક અધુરે નીકળી પડેછે. વાસ્તે ઝાડો કબજ રેતો હોયતો. ૧૫ ગરેન રુબારબ તથા ૧૫ ગરેન મેગનેસીઆ કારબોનસ. અથવા ૧ થી ૨ ચમચા ચોખુ એરંડીયું તેલ અથવા એવોજ કોઈ હલકો જુલાબ આપવો.

નબળા બાંધાવાળી ઓરતને નીચે લખી દવાઓને સારી પેઠે મેળવી

તેમાંથી એકેકો દરામ દાડામાં બેથી ત્રણવાર ચટાડવી. આ દવાથી હરસવાળી ઓરતને ઘણો ફાયદો થશે.

| | | |
|---|---|---|
| ગંધકનાં ફુલ | ... | આંઊંસ ૨ |
| કરીમ આવ ટારટર | ... | દરામ ૪ |
| ચોખ્ખુ મધ | ... | આંઊંસ ૨ |

ઉપલી દવાથી ઝાડો સાફ ન આવે તો. નીચેની દવાઓને સારી પેઠે મેળવી તેમાંથી ૧ થી ૧ાા દરામ સુધી ચટાડવું. જેથી ઝાડો સાફ આવશે.

| | | |
|---|---|---|
| મીઠીઆવળનો ભુકો | ... | તોલા ૪ા |
| ધાણા | ... | તોલા ૨ |
| અંજીર | ... | તોલા ૭ા |
| આમલીનો ગર | .. | તોલા પાા |
| ગરમાળાનો ગર | .. | તોલા પાા |
| આળુ | ... | તોલા ૪ |
| જેઠીમધનો સીરો | ... | તોલો ૧ાા |
| ચોખ્ખી સાકર | ... | તોલા ૧૯ |

ઉપલી દવામાંથી. અંજીર અને આળુને ૧૫ તોલા ડીસટીલડ વોટરમાં ચાર કલાક સુધી કલાઇવાળા વાસણમાં નાખી ઢાંકીને ઉકાળવું. તેમાંથી જેટલુ પાણી બળી ગયું હોય તેટલુ બીજુ પાણી નાખી બરોબર ૧૫ તોલા કરવું. પછી તેજ વાસણમાં આંમલીનો તથા ગરમાળાનો ગર નાખીને બે કલાક સુધી ભીનવી મુકવું. પછી સઘળાંને ચાળણીમાં નાખી સઘળો માવો ગાળી કાઢવો અને ચાળણીની અંદર જે કચરો રહે તે કાઢી નાખવો. ગાળેલા માવામાં સાકર અને જેઠીમધનો સીરો નાખવો, અને ધીમી આંચે મુકવું, પછી ચુલા ઉપરથી હેઠુ ઉતારી તેમાં મીઠીઆવળ તથા ધાણાની ભુકી થોડે થોડે નાખીને હલાવતા જવું અને સઘળાંને એક રસ કરવાં.

ઉપર પરમાણે પાક તઇઆર થઈ રહ્યા પછી થંડો પડવા દઈ ઉપર કેવા પરમાણે વાપરવો.

ઝાડો સફેત રંગનો આવતો હોયતો તેમાં પીત ઘણું થોડુંછે એમ જાણવું. વાસ્તે ઝાડો ઘણો થતો હોયતો. ૫ ગરેન બલુપીલ અથવા ૩ ગરેન કેલોમલ પાણી સાથે ફકાડવું. જેથી સાફ ઝાડો આવશે. આજારીને કંઈ ખરાબ ચીજો ખાવાની ટેવ હોયતો તે છોડાવી દેવી. ખોરાક સાદો કુવતવાળો અને જલદી પચે એવો આપવો.

ગરભવંતી સ્ત્રીને માથુ ઘણું દુખતુ હોય તો કોલનવોટર અને પાણી સરખે ભાગે મેળવી તેમાં રૂમાલ બેવડો ચોવડો કરી બોળી માથા ઉપર મુકવો અથવા ૪ દરામ ઇથર સલફયુરીક તથા ૧ આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાં ઉપર પરમાણે રૂમાલ બોળી કપાળ ઉપર મુકવો. અથવા સુંઠ, લવીંગ, જાયફળ, ચોળાં તીખાં, એ ચારે વસ્તુ થોડી થોડી સરખે ભાગે મેળવીને તેમાં થોડું અફીણ નાખીને તે કોઈ પણ જાતના દારૂમાં ગરમ કરી માથા ઉપર ચોપડવું તે સુકાવા પછી ફરીથી ચોપડવુ.

ઉપર પરમાણે ચોપડવાની દવાઓથી આરામ ન થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ફેરીએટ આમોનીયા સીટરસ | .. | ગરેન ૨૦ |
| પોટાસા બ્રોમાઇડ | ... | ગરેન ૪૦ |
| ટીંચર આવ હેનબેન | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા નીચે લખેલી દવાઓને સારી પેઠે મેળવી તેની સરખી છો ગોળીઓ ગુંદરના પાણીમાં બનાવી તેમાંની એકેક ગોળી દહાડામાં ત્રણ વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| કવીનાઇન સલફસ... | ... | ...ગરેન ૧૮ |
| એકસ્ટ્રાકટ આવ હઇઓસીઆમસ | | ...ગરેન ૯ |

ઉપલી દવાઓ ન મળી આવે તો.

તજ, તુળસીનાં પાન, ઉપલેટ, તીખાં, એ સરવ બરાબર લેઇ તેને દુધમાં ગરમ કરી માથા ઉપર ચોપડવું.

**અથવા**—નવસાર અને સુંઠ ખાંડીને સુંઘાડવાં.

ગરભવાળી અવસ્થામાં સ્ત્રીના દાંત ઘણા દુખતા હોય તો, ક્રીઓઝાટ અથવા કલોરોફોરમ અથવા ટીંચર ઓપીમાં રૂનું પુમડું બોળી દુખતા દાંતો ઉપર મુકવું. તેમજ દાંતોના દરદમાં બતાવેલા સઘળા ઇલાજો કરવા પણ દુખતા દાંતને કદી ખેંચી કઢાવવો નહી, કારણ કે તેથી બાળકને નુકશાની પોંચે છે.

ગરભવંતી સ્ત્રીની છાતી તથા થાનોમાં ચસકા મારતા હોય અથવા દુખાવો થતો હોય તો, ફલાનલ અથવા ખસખસના પોસનો સેક કરવો અથવા નીચે લખેલી દવાએ સરખે ભાગે મેળવી તે ચોપડવી અને તે ઉપર સેક કરવો.

લીનામેન્ટ આવ સોપ.
ઓઇલ આવ કાજુપુટી.
ટીંચર ઓપી.

થાનમાં વરમ થઈ તેઓ સુજીને મોટા થાય તો, અને તેઓનો રંગ રતાશ ઉપર હોય તો સુગરલેડના પાણીમાં લુગડાનો બેવડો ચોવડો કટકો બોળી થાનો ઉપર એકથી બે દહાડા સુધી મુકવો. તેથી આરામ ન થાય તો તેના ઉપર ૬ાથી ૧૨ડજન જળો મુકવી કે જેથી થાનો પાકશે નહી.

ગરભવંતી સ્ત્રીને હાથે પગે સોજા ચડ્યા હોય, પેટ પણ સોજાથી મોટું થયુ હોય અને પેસાબ સાથે ધોળી ઈંડાની સફેતી જેવી ધાત જતી હોય તો તે તપાસવાની જરૂર છે. કારણ કે બાળકનો જનમ આપતી વખત સ્ત્રીને તાણ થાય છે. તથા દસતાન છુટી જાય છે. વાસ્તે એવી પેસાબને, પેસાબ તપાસવાની કાચની નળીમાં નાંખી સ્પીરીટના દીવા ઉપર ગરમ કરી તેમાં થોડાં ટીપાં એસીડ નાઇટરીકના નાંખવાં. જેથી એક જાતની કઠણ વસ્તુ નળીને તળીએ બેસી જશે. આવી વખતે સ્ત્રીને કમર ઉપર તંગ લુગડાં રાખવાં નહી. ગુરદાની જગો આગળ દાબવાથી તેમાં દુખાવો જણાય તથા તાવ હોય તો તે ભાગ ઉપર થોડી જળો મુકવી તથા રાઇની પટી મારવી. અથવા ફલાનલનો ગરમ સેક કરવો. સ્ત્રીને ગરમ પાણીથી નવડાવવી, ગરમ પાણીનો બાફ દહાડામાં બેથી ત્રણવાર આપવો.

પેસાબ વારંવાર તપાસતા રેહેવું. ઈંડાની સફેતી જેવો પદાર્થ ઓછો

થવા માંડે એટલે નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | |
|---|---|
| ફ્રુરીએટઆમોનીઆ સીટરસ. | ... ગરેન ૨૦ |
| ટીંચર આવ કાલંબા | .. દરામ ૨ |
| ઇનફ્યુઝન આવ કાલંબા | ... આંઉસ ૬ |

ધાત ઘણી જતી હોય અને તેથી ઘણી નબળાઈ જણાતી હોય તો કુવતવાળો ખોરાક આપવો, અને ૪૦ મીનીમ ટીંચર ફ્રેરી પરકલોરીડ તથા છો આંઉસ પાણી એ બંનેને મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર પાવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | |
|---|---|
| એસીડ નાઇટરો મ્યુરીઆટીકડીલુટ | .. મીનીમ ૪૦ |
| ટીંચરફ્રેરી પરકલોરીડ ... | ..મીનીમ ૪૦ |
| ઇનફ્યુઝન આવ કાલંબા ... | ...આંઉસ ૬ |

ઉપલી દવાઓથી આરામ ન થાય તો ૰॥ દરામ ફટકડી, ૧૦ ગરેન પલંબીએસીટ અથવા ૧૦ ગરેન ઝીંકસીસલફ્રસ એ ત્રણમાંથી ગમે તે એક દવાને ૧૦ આંઉસ પાણીમાં મેળવી તે અથવા ૧॥ દરામ માયાં ફળના ભુકાને આઠ આંઉસ પાણીમાં ઉકાળી તે થંડુ પડવા પછી તે ગાળી કાઢી તેની પીચકારી છુપા ભાગમાં મારવી.

ગ્રભવંતી સ્ત્રીને જરા પણ કામકાજ કરતાં દીલમાં ધપકારો થઈ આવે તો અથવા હાંફણ થઈ આવે તો છાતી ઉપર ડાબી બાજુએ દીલની જગા આગળ બેલાડોના પલાસતર મુકવું. અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દહાડામાં ત્રણ કલાકે પાવી.

| | |
|---|---|
| ઇથિર સલફ્યુરીક .. | દારામ ૧ |
| ઇથિર કલોરીક ... | દરામ ૧ |
| ટીંચરઆવ વેલેરીઅન... | દરામ ૨ |
| કેમફરવોટર ... | આંઉસ ૬ |

ખાંસી ઘણી હોય તો ઉપલીજ દવામાં ૪૦ મીનીમ ટીંચરઓપી નાખી ઉપર જણાવ્યા પરમાણે પાવી.

ગ્રભવાળી સ્ત્રીને પીશાબ વારમવાર પણ થોડી થોડી થયા કરતી હોય તો પ્રથમ ઝાડો સાફ આવે એમ કરવું અને પછી અળસીની ચા અથવા જવનું પાણી બનાવી પાવું. પીસાબ કરતી વખત ઘણી બળતરા બળતી હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| ટીંચરઆવ હેનબેન | ... | દરામ ૨ |
| ગુંદરનો ભુકો | ... | દરામ ૨ |
| અલસીની ચા | ... | આંઉસ ૬ |

પીશાબની હાજત ઘણી જલદી જલદી થાય અને પેઢુ ફાટ ફાટ થાય અને દુખાવો થતો હોય તો નીચે લખેલી દવાઓની સરખી છો ગોળીઓ બનાવી એકેક ગોળી દાડામાં ત્રણ વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| કવીનાઈન સલફસ | .. | ગરેન ૧૮ |
| એકસ્ટ્રાકટ આવ હઇઓસીઆમસ. | | ગરેન ૯ |

ઉપલી દવાને બદલે ટીંચર આવ હઇઓસીઆમસ દરામ ૧ થી ૧॥ લેઈ તેને ત્રણ આંઉસ કરીઆતાની ચામાં નાખી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું. પેઢું ઉપર દરદ થતું હોય તો ગરમ સેક કરવો.

ગ્રભવંતી સ્ત્રીને પગમાં આંકડી આવે અથવા તણાઇ જાય તો તેને ધીમેથી લાંબા કરવા અને હાથવતી ખુબ મસળવા તથા તે ઉપર ટરપેનટાઇન ચોપડી તે ઉપર સેક કરવો. પગો સુજી આવે તો બીછાનામાં સુવાડી રાખવું. પગોને નીચે તકીઓ મુકી ઊંચા રાખવા. આંગળાંથી તે ગુઠણ સુધી ફલાનલનો પાટો બાંધી રાખવો. ઝાડો સાફ લાવવા એપસમ સાલટ અથવા સીડલીજ પાઉડરનો જુલાબ આપવો.

ગ્રભવંતી સ્ત્રીને પેટમાં દુખાવો થતો હોય તથા આંકડી આવતી હોય તો પેટ ઉપર સેક કરવો. અને ટીંચર આવ જેનસીઅન અથવા કમપાઊંડ ટીંચર આવ કારડામોમ ટીંપાં ૩૦ થી ૪૦ લેઈ એક આંઊસ પેપરમીન્ટવોટર અથવા ફુદનાના પાણીમાં નાખી પાવું અને પેટ ઉપર ઓઇલ આવ કાજુપુટી, ટરપેનટાઇન અથવા ટીંચરઓપી અને કોલન

વાટર એ બંને સરખે ભાગે મેળવી તે ધીમે ધીમે ચોપડવું અને પેટ ઉપર સઘળી બાજુએ એક સરખુ દબાણ થાય એવી રીતે પાટો બાંધવો. તેમજ નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| ઇથિર સલફ્યુરીક | ... | દરામ ૧ |
| સ્પીરીટ આવ કલોરોફોરમ | | દરામ ૧ |
| ટીંચરઓપી | .. | મીનીમ ૨૦ |
| ટીંચરકારડામોમકો | ... | દરામ ૨ |
| આકવામેન્થા પેપરેટા | ... | આંઉસ ૬ |

ગભવંતી સ્ત્રીના છુપા ભાગની બાહારની સપાટી ઉપર અથવા અંદરની બાજુએ નહી ખમાય એવી ખુજલી અથવા ચળ થાય અને તે ખંજોળવાથી ચાંદાં પડે તો તેને કારબોલીક સોપથી હમેશાં ધોવા અને નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૧ ચમચો લેઈ તેથી તે ભાગો ધોવા. આ પરમાણે ધોતી વખત ૧ ચમચાથી વધારે દવા લેવી નહી.

| | | |
|---|---|---|
| એસીડ હેડરોસીઆનીક ડીલુટ | ... | દરામ ૧ |
| લાઇકરઓપાઇ સેડેટીવ | ... | દરામ ૧ |
| કારબોનેટ આવ સોડા | .. | દરામ ૨ |
| પાણી | ... ... | આંઉસ ૬ |

**અથવા**—લીંમડાના પાનડાનો રસ કીડવાળા ભાગ ઉપર ચોપડવો અથવા કીડ ઘણી લાગતી હોય તેની સાથે બળતરા બળતી હોય તો સલફર સોપ અથવા પેટ્રોલીઅમ સોપથી તે ભાગો ધોવા અને ત્યાર પછી ત્રીસ ગરેન ગળીને, થંડા પાણીમાં પીગળાવી તે પાણી કીડવાળા ભાગો ઉપર ચોપડવું અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાં લુગડાનો કટકો બોળી તે કીડવાળા ભાગ ઉપર મુકવો અને તે ભીંજેલોજ રાખવો.

| | | |
|---|---|---|
| બોરેકસ | ... | દરામ ૨ |
| ગલીસીરાઇન | ... | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૨ |

ઉપલા કોઈ પણ ઉપાયથી આરામ ન થાય તો ૫ ગરેન નાઈટરેટ આવ સીલવર અને એક આંઉસ પાણી એ બંનેને મેળવી પીછાવતી

તે ભાગો ઉપર એકેકા દાડાને આંતરે દાડામાં એક વાર લગાડવું. અથવા બે દરામ ટીંચરઆવ આઇઓડાઇન તથા બે દરામ પાણી એ, બંનેને મેળવી પીછાવતી કીડવાળા ભાગ ઊપર સવાર સાંજ લગાડવું.

ઝાડો સાફ લાવવા હલકો અવાર નવાર જુલાબ આપવો.

ગ્રભવંતી સ્ત્રીને દસતાન ઘણું જતુ હોય તો તેણીને હાલચાલ કરવા દેવી નહી પણ સુવાડીજ રાખવી. ખોરાક હલકો આપવો. તથા નીચે જણાવેલી દવાઓ મેળવી તેના બે ભાગો કરી એકેકો ભાગ સવાર સાંજ પીચકારીવડે છુપા ભાગમાં દાખલ કરવો.

| | | |
|---|---|---|
| ફટકડી | ... | દરામ ૦॥ |
| એસીડ ટાનીક... | | ગરેન ૧૦ |
| ઝીંકસી સલફસ | | ગરેન ૨૦ |
| પાંણી | ... | આંઉસ ૨ |

તેમજ નીચેની દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... | ગરેન ૨૦ |
| એસીડ સલફ્યુરીક ડીલુટ... | | દરામ ૧ |
| ઇનફ્યુઝન આવ રોઝ | . | આંઉસ ૨ |

આવી બીમારીવાળી સ્ત્રીઓએ ઉઘાડે પગે તથા ભીનાસ અને સરદીવાળી જગોમાં ફરવું નહી અથવા રેવું નહી. મરચાં, દારૂ જેવી જલદ વસતુઓ વાપરવી નહી.

ગ્રભવંતી સ્ત્રીને ઊંઘ ન આવતી હોય અને બેચેની જણાતી હોય તો ટીંચરઆવ હઇઓસીઆમસ ટીપાં ૨૦ થી ૩૦ ને એક આંઉસ કેમફરવાટરમાં નાખીને રાતના સુતી વેળા પાવું. ખુલી હવામાં આજારીને સુવાડવું તથા ઉપર લુગડા ઘણાં ઓઢાડેલાં હોય તો કાઢી નાખવાં, દારૂ તથા ગરમ વસતુ બીલકુલ આપવી નહી, ચા આપવી નહી, ઝાડો સાફ લાવવા સીડલીજ પાઉડરનો જુલાબ આપવો. માથુ દુખતુ હોય અને લોહી વીકારના માથાના દરદનું ચીન જણાતું હોય તો લોહી વીકારના દરદમાં બતાવેલા ઈલાજો કરવા.

# ગ્રભસ્થાંનમાં થતી ગાંઠો.

**એનલાર્જમેંટ એન્ડ ટયુમર્સ આવ ધી ઉમ્બ.**

(Enlargement and Tumours of the Womb)

કેટલીક વેળા સ્ત્રીના ગ્રભસ્થાનમાં ગાંઠો થાય છે. આ ગાંઠો કોઈ વેળા નાહાની અને કોઈ વેળા મોટી હોય છે. તેથી સ્ત્રી ગ્રભવંતી હોય એમ લાગે છે. આ ગાંઠો કમળની અંદર માંસ સાથે થોડી વળગેલીહોયછે.

**ઉપાય**—કલોરાઈડ આવ આમોનીઅમ દરામ એક અને ચાર આંઉસ પાણી એ બંનેને મેળવી તેના ચાર ભાગો કરી દાડામાં ચાર વખત ઘણા મહીના સુધી પાવી અથવા ૪૦ થી ૬૦ ગરેન પોટાસા બ્રોમાઇડ અને છો આંઉસ પાણી એ બંનેને મેળવી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું અને તે ઘણા મહીના સુધી ચાલુ રાખવું. ઝાડો કબજ રેહેતો હોય તો એ દવામાં ત્રણ દરામ કરીમ આવ ટારટર નાખી પાવું.



# ગ્રભસ્થાનનું નીચે ઉતરી પડવું.

**(પ્રોલેપસસ યુટેરી**—Prolapsus Uteri)

કેટલીક વખત સ્ત્રીને બાળકનો જનમ આપવાથી અથવા નબળાઇથી તેણીનું ગરભસ્થાન અથવા કમળ નીચે ઉતરી જાયછે. કેટલી એક વખત તે એટલે સુધી ઉતરી જાયછે કે તેના મોઢાની કોર સ્ત્રીના છુપા ભાગથી છેક બહાર દેખાયછે.

**ઉપાય**—કમળ સ્ત્રીના છુપા ભાગની બહાર છેક ન આવતુ હોય તો તેણીએ આસાએસ લેવી અને બીછાના ઉપર સુતી વખત બંને કુલા નીચે તકીયો મુકી તે ભાગ ખભા કરતાં જરા ઊંચો રહે તેવી રીતે સુવું. પેડુ ઉપર તથા છુપા ભાગ ઉપર સુગરલેડનું થંડુ પાણી મુક્યા કરવું.તથા ૧ થી ૪ દરામ એસીડટાનીક અને એક આંઉસ ગલીસીરાઈન એ બંને મેળવીને એક રૂનો ગોળ ડુચો બનાવી તેમાં બોળવો. આ ડુચાને એક

ઝીણી દોરીથી બાંધવો અને તે રાત્રે સુતી વખત છુપા ભાગમાં મુકી રાખવો અને તે સવારમાં કાઢી નાખવો.

દુધના જેવી પાતળી સફેત ધાત જતી હોય તો ૦ા આંઉસ બ્રીન અને ૨૦ આંઉસ પાણીમાં ઉકાળીને તે થંડું પડવા દેવું અને પછી તેમાં ૦૧ દરામ એસીડ ટાનીક નાખી તેને રબરની પીચકારી વતી છુપા ભાગમાં દરરોજ દાખલ કરવું. દરદ ઘણું થતુ હોય તો એક આંઉસ પાણી તથા ૧૫થી ૩૦ મીનીમ ટીંચર ઓપી એ બંનેને મેળવી તેને કાચની પીચકારી વતી છુપા ભાગમાં દાખલ કરવું.

આવી વખતે ટીંચર ઓપી ઘણું વાપરવું નહિ કારણ કે તેથી ગેર ફાયદો થાય છે.

ઝાડો કબજ રહેતો હોય તો વખતો વખત ક્રીમ આવ ટારટરનો જુલાબ આપવો. અને બાળક અવતરવા પછી ચઉદ પંનર દહાડા વીતા પછી એક દરામ લીકવીડ એકસ્ટ્રાકટ આવ અરગટ અને સાડાચાર આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું. તથા એક દરામ એસીડટાનીક અને ચાર દરામ મીણ એ બંનેને મેળવીને તેનો એક ગોળ દડો બનાવી તેની આસપાસ દોરી બાંધી તેને છુપા ભાગમાં મુકી રાખવો. તેથી કદાપી સોજો આવે તો દડો કાઢી નાખવો.

અથવા કમળ છેક સ્ત્રીના છુપાં ભાગની બાહાર નીકળી પડે તો સ્ત્રીએ બીછાના ઉપર સુઈ આંગળાંથી કમળ ઉપર ચડાવી પછી ઉપર પરમાણે બતાવેલી દવાની પીચકારી મારવી.

આ બીમારીમાં અરગટની દવા ઘણો ફાયદો કરે છે પણ તે વાપરતી વખત ઉછાળો અથવા ઉલટી થાય તો તે બંધ કરવી.

**ગર્ભસ્થાનના મોઢાની કોરનું સુજવું.**

કેટલીએક વખત કમળના મોઢાની કોર સુજી આવીને તે જાડી તથા કડણ થાય છે.

**ઉપાય**—સ્પેક્યુલમ (એક જાતનું હથીયાર ઉપર જરા તેલ ચોપડી સ્ત્રીના) છુપા ભાગમાં મુકવું, જેથી કમળના મોઢાની કોર જોવામાં આવશે. પછી

તે સુજેલા ભાગ ઉપર કાસટીક અઠવાડીયામાં એક અથવા બેવાર અળગે હાથે લગાડવી, એથી આરામ ન થાયતો તે સુજેલા ભાગ ઉપર ઘણી સંભાળથી પાંચથી છો જળો મુકવી અને થોડા દહાડા વીતા પછી બે દરામ ટંકણખાર, વીશ આંઊસ પાણી તથા વીશથી ત્રીસ મીનીમ ટીચર ઓપી એ ત્રણેને મેળવી તેના ત્રણ ભાગો કરી અકેકો ભાગ દહાડામાં ત્રણ વાર રબરની પીચકારી વતી છુપા ભાગમાં દાખલ કરવો.

---

# ગ્રભવંતી સ્ત્રીને બાળકનો જનમ આપ્યા અગાઉ અથવા આપતી વેળા અથવા આપા પછી થતી તાંણ.

(પ્યુરપેરલ કનવલઝન્સ—Puerperal convulsions)

**નીશાની**—તાંણ થઈ આવવાની અગાઉ તેને ચકર આવેછે, માથુ ભારે લાગેછે અને તેમાં ખેચાવો થાયછે. કાંનમાં કંસારાં બોલેછે. આંખો રાતી થાયછે. તેણીને ઉજાસ તથા ઝીણી ચળકતી ચીજો હવામાં ઉડતી દેખાયછે. નાડી ભરેલી, કઠણ તથા ઘણી ધીમી ચાલેછે તે વારમવાર ડચકાં ખાયછે. ભરનીંદ્રામાં પડેછે તથા ઝોકાં ખાયછે. કેટલીક વખત માથામાં તથા પીપડી આગળ પેટમાં થોડે થોડે વારે કોઈ અણીવાળુ હથીઆર ભોંકતુ હોય એવું દરદ થાયછે તાહાડ વાયછે. ઉપર પરમાણે નીશાનીઓ ધ્યાંનમાં ન રાખી ઉપાય નકરો હોયતો તેણીને એકદમ મુરછા થઈ આવેછે. હાથ પગના લોચાઓમાં જોરથી તાંણ તથા ખેંચ થાયછે. આંખના ડોળા એક બાજુથી બીજી બાજુ તરફ ઘણા જોરમાં હાલા કરેછે. મોઢુ ફેરવાઇને ઘણું બીહામણું લાગેછે અને તે સુજીને તેનો રંગ કાળો થઈ જાયછે. એક મીનીટમાં આસરે સોળવાર સ્વાસ ચાલવાને બદલે ઘણો ઉતાવળો ચાલેછે અને દાંતો એક એક ઉપર ચઢી જઈ સજ્જડ થઈ જાયછે તેથી મોઢાની અંદર થુંક એકઠુ થાયછે, જેથી સ્વાસ ચાલતી વેળા એક જાતનો અવાજ નીકળેછે. અને તે આસરે અરધો

કલાક સુધી મુરછામાં પડી રેહેછે અને જ્યારે સુધીમાં આવેછે ત્યારે તે-ણીને ઘણો થાક ચડેલો લાગેછે.

**સબબ**—ગ્રભસ્થાનમાં બાળક રેવાથી તે મોટુ થાયછે, જેથી ભેજાની નસો ઉપર દબાંણ થવાથી તેઓમાં લોહી બરોબર ફરેતુ નથી, જેથી તાંણ થઈ આવેછે. તે સીવાય બીજા કેટલાંએક કારણોથી તાંણ થઈ આવેછે, જેવાં કે-મનને લગતા જોસાથી. ઘણા દાડા સુધી ઝાડો કબજ રેવાથી. ગ્રભસ્થાંનનુ દબાંણ ફુકા ઉપર થવાથી, પીસાબ થઈ શકતી નથી, અને તેથી ફુકામાં પીસાબ એકઠી થઇને તે ભરાઈ જવાથી. બાળકને જનમ આપતી વેળા ઘણી કસ્ટી એઆવાથી વીગેરે કારણોને લીધે તાણ થાયછે.

**ઉપાય**—બીમાર મજબુત બાંધાની તથા લોહીવાળી હોયતો એક અથવા બંને હાથોની ફસ ખોલાવવી પણ નબળા બાંધાની હોયતો ફસ ખોલાવવી નહી પણ માથાના બાલ કઢાવીનાખી તે ઉપર કોથળીમાં બરફ ભરી તે કોથળી માથા ઉપર મુકવી અથવા પાણીમાં કોલનવોટર નાખી તેમાં લુગડુ બોળી માથા ઉપર મુકીજ રાખવું. બોચી ઉપર બલીસટર મુકવું. વાસ આંઊસ પાણીમાં થોડો સાબુનાંખી તે સઘળુ પીચકારીથી ગુદા-માં દાખલ કરવું, તેથી ઝાડો સાફ ન આવે તો પાંચથી દસ ગરેન કેલો-મલ જીભ ઉપર ભભરાવું. આજારી સુધીમાં હોય અને દવા પી શકે એમ હોયતો કેલોમલ આપવા પછી ચાર દરામ એપસમસાલ્ટ તથા બે આંઊસ ઇનફ્યુઝન આવ સેના એ બંનેને મેળવી તે પાઈ દેવું, પણ આજારી બેસુધ હોય અને કંઈ ગળી શકાતુ ન હોયતો એક ટીંપુ જમા-લગોટાનું તેલ જીભ ઉપર મુકવું. પાસાબ બંધ હોયતો સળી મુકી પીસા-બ કાઢવો.

કલોરોફોરમ રૂમાલ ઉપર છાંટી તે જ્યાં સુધી ઊંઘમાં આવે ત્યાં સુધી સુંઘાડવું. અને ઊંઘ આવવા પછી સુંઘાડવી નહી. તાંણ કેટલે કેટલે વખતે આવેછે તે ધ્યાંનમાં રાખી જ્યારે તે થવાનો વખત હોય તેની અગાઉ અડધે કલાકે કલોરોફોરમ સુંઘાડવું. એ પરમાણે ત્રણ ચાર વ-ખત કરવાથી તાંણ મટી જસે.

ઉપર પરમાણે ઉપાયો કરવા છતાં આરામ ન થાય તો કોઈ કાબેલ દાઈ અથવા ડાકટર પાસે બાળકને અંદરથી કઢાવી લેવું.

અથવા બાળકનો જનમ આપવા પછી તાણ થાય તો ૦૧ ગરેન મ્યુરેટ આવ મોરફીઆ અને પાંચ મીનીમ પાણી, એ બંનેને મેળવી તેની ખંભામાં પીચકારી મારવી અને જો જરૂર જણાય તો. દર ત્રણથી ચાર કલાકે દાખલ કરયા કરવું. કલોરોફોરમ અથવા ઇથર રૂમાલ ઉપર છાંટી તે સુંઘાડવું તથા ૫ ગરેન બેનઝોઇક એસીડ અથવા ૫ થી ૭ ગરેન કપુર દર ત્રણ કલાકે પાણી સાથે ફાકાડવું અને બોચી ઉપર બલીસ્ટર મારવું.

---

# બાળકનો જનમ આપવા પછી સુવાવડી સ્ત્રીની તથા જનમેલા બાળકની માવજત.

(ટ્રીટમેન્ટ આફટર ડીલીવરી—Treatment after delivery)

સુવાવડી સ્ત્રીનો ઓરડો સારો હવાવાળો જોઇએ, ઓરડાનાં બારી બારણાં ખુલાં રાખવાં, જેથી ચોખી હવા અંદર આવ જા કરી શકે, તેણીના પાસે ઝાઝી ભીડ થવા દેવી નહી, બનતાં સુધી થોડા માણસોથી બેસવું અને તેમણે પણ ઝાઝી વાતચીત અથવા કંઈ ગડબડ કરવી નહી, વાત કરવી હોય તો ઘણીજ ધીમાસથી બોલવું કે બોલેલો બોલ સુવાવડી સ્ત્રીના કાંન ઉપર ન જાય. તેણીને સાંત દીલથી હીમત તથા દીલાસો આપવો. વીણ શરૂ થયા પછી ચોવીશ કલાકની અંદર બાળક જનમે છે. બાળક કંઈ પણ હરેકત વીના જનમે તોપણ ઓરતને ઘણો થાક લાગે છે. વાસતે તેને બાળકનો જનમ આપવા પછી તરત સારી પેઠે સુવા દેવી જેથી થાક ઉતરી જશે અને તબીઅત હુંશીયાર થશે.

થાક ઘણો લાગો હોય અને બેચેનીને લીધે ઊંઘ ન આવે તો ૧૦ મીનીમ ટીંચરઓપી, એક ગલાસ પાણીમાં નાખી પાઈ દેવું, જેથી સારી રીતે ઊંઘ આવી જશે પણ જો આવી હાલતમાં નાડી બેશી ગએલી લાગે અથવા ઘણી નાની લાગે, ચેરો ઉતરી ગએલો લાગે અને નબળાઈ

જણાય તો થોડો વાઈન અથવા બ્રાંડી પાણી સાથે પાવો અને પછી તેને ઊંઘવા દેવી પણ યાદરાખવુ કે આવા જરૂરીના કારણ સીવાય વાઈન અથવા બ્રાંડી કદી પણ આપવો નહી કારણ કે તેથી ઘણો ગેરફાયદો થાય છે.

સુઈ ઉઠવા પછી તબીયત હુશિયાર થાય એટલે કાકરવરણા પાણીમાં થોડો બ્રાંડી નાખી તેથી બહારના ભાગોને દહાડામાં બે ત્રણ વાર સારી પેઠે ધોવા. ઓર પડી જવા પછી ગરમ પાણીમાં રૂમાલ બોળી બહારના ભાગો ઉપર મેલી રાખવો. અને તે દહાડામાં બે ત્રણ વાર બદલા કરવો.

બાળકનો જનમ આપવા પછી તુરત અથવા એક બે દહાડામાં બીછાના ઉપરથી ઉઠ બેસ કરવાથી ગરભસ્થાંન પોતાની જગોએથી ખસી જાય છે. દસતાંન છુટી જાયછે. અને ભયંકર મરજો પેદા થાય છે. વાસ્તે આઠ દસ દહાડા સુધી તેને બીલકુલ ઉઠ બેસ અથવા હાલ ચાલ કરવા દેવી નહિ. પીસાબ અથવા ઝાડો વાસણમાં બીછાના ઉપરજ કરાવવો. આઠ દીવસ પછી જરા ઉઠબેસ કરવા અથવા મોટી નેતરની ખુરશી આવે છે તેના ઉપર ઓઠીંગણ દેઈ બેસવા દેવી અને ૧૨ થી ૧૫ દીવસ પછી ધીમે ધીમે હાલચાલ કરવા દેવી. બાળકનો જનમ થાય અને ઓર પડવા પછી દસતાંન છુટી ન જાય તથા ગરભસ્થાંન બેચાઈને પોતાની મેળે આગલી સ્થીતિમાં આવે એટલા વાસ્તે પીડુ ઉપર હાથ રાખીને ત્યાં લુગડાની ગાદી કરી તે ઉપર મુકી અને તેના ઉપર પાટો બાંધી લેવો. એક વખત પાટો બાંધવા પછી તે નરમ પડી જાય તો પાછો તંગ બાંધવો. આ પરમાણે ઓછામાં ઓછા આઠથી બાર દહાડા સુધી પાટો બાંધી રાખવો. ઉપર પરમાણે ગરભવંતી સ્ત્રીની સંભાળ રાખવાની ઘણી જરૂર છે. કારણ કે ઉપર પરમાણે સંભાળ નહિ રાખવાથી જેટલી ખરાબી થાય છે તેટલી બીજા કોઈ કારણથી થતી નથી.

ઉપર પરમાણે ઘણી સંભાળ રાખવા છતાં કેટલીએક વાર કેટલાં એક કારણોને લીધે બાળકનો જનમ આપવા પછી દસતાંન છુટી જાય છે. જેથી સ્ત્રીનો જીવ ઘણો ધાસ્તીમાં આવી જાય છે. એ પરમાણે થવાનાં કારણો નીચે પરમાણે છે.

૧ લુ—બાળકનો જનમ આપવા પછી ગરભસ્થાંન સઘળી તરફથી સરખી રીતે એચાઇને પોતાની આગલી સ્થીતામાં નાનું થવાને બદલે કોઈ વેળા તેમાં લોહીની બંધાઈ ગએલી ગાંઠો રહી જવાથી અથવા પાટો સરખી રીતે દબાણ નહિ કરે એવી રીતે એટલે કે એક કોરથી વધારે અને બીજી કોરથી થોડું બંધાવાથી તે આડુ અવળુ ખેંચાઈ જાય છે. જેથી તેમાં લોહી પણ નિયમવિના ગમે તેમ ફરેછે. અને તેથી દસ્તાન છુટી જાયછે.

૨ જુ—સુઆણીની ભુલથી અથવા સ્વભાવીક રીતે ઓર આખીને આખી બહાર પડવાને બદલે તેમાંનો થોડોક ભાગ ગરભસ્થાનમાં રહી જાય છે. જેથી તે ભાગમાંથી લોહી વેહ્ન કરેછે.

૩ જુ—સ્ત્રીનો બાંધો પ્રથમથીજ નબળો હોવાથી ગરભસ્થાંન પોતાની મેળે એચાઇને પોતાની આગલી સ્થીતિના કદથી જરા પણ નાનું થતુ નથી પણ બાળકનો જનમ આપવા અગાઉ તેમાં બાળક રહેવાથી જેવું તે મોટા કદનું હોય છે. તેવુંજ તે મોટા કદનું જનમ આપવા પછી પણ રહે છે, જેથી તેમાંના ઝીણી નસોના કોરો પણ એચાતી નથી જેથી દસ્તાંન વેહા કરેછે.

આ પરમાણે પુસકળ દસતાંન જવાને અટકાવવાની ઘણી જરૂરછે વાસ્તે બાળકનો જનમ આપવા પછી થોડા વખત બાદ એક હાથ છુપા ભાગમાં એટલે ગરભસ્થાંનમાં દાખલ કરવો. અને ત્યાં તે એકથી બે મીનીટ સુધી રાખવો અને બીજે હાથે પેડુ ઉપર દબાણ કરવું, જેથી ગરભસ્થાંનના માંસના સાકાઓ સરખી રીતે એચાવા માંડશે અને તેથી ઓરનો ટુટી ગએલો ભાગ અથવા લોહીની કોઈ બંધાએલી ગાંઠ બહાર નીકળી પડશે. એવી રીતે કરવા પછી હાથ પાછો બાહાર કાઢીને પેઢુ ઉપર એક સરખી રીતે દબાણ થાય એવી રીતે પાટો બાંધી લેવો. આ પરમાણે કરવા છતાં દસ્તાંન જતુ બંધ ન થાય તો બરફના કટકા લુગડામાં લપેટી પેઢુ ઉપર મુકી રાખવા અથવા પાણીમાં બરફ નાખી તે પાણીની પીચકારી છુપા ભાગમાં મારવી.

પીવાની દવા તરીકે ાા દરામ અગરટનો ભુકો તથા ૮થી ૧૦ગરેન એસીડગાલીક એ બંનેને મેળવી તેનું પડીકુ કરી જ્યાં સુધી જરૂર જણાય

ત્યાં સુધી દર એક કલાકે ફકાડવું અથવા નીચે પરમાણે દવા બનાવી પેટુની ચામડીમાં પીચકારી વતી દાખલ કરવી.

| | | |
|---|---|---|
| અરગોટીન | ... | ગરેન ૨ થી ૩ |
| રેકટીફાઇડસ્પીરીટ આવવાઇન. | | મીનીમ ૫ |
| પાણી | ... | મીનીમ ૧૦ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગો કરી એકેકો ભાગ દર બે કલાકે પાવો.

| | | |
|---|---|---|
| એસીડગાલીક | ... | ગરેન ૩૦ |
| એસીડ સલફ્યુરીકડીલુટ | ... | દરામ ૧॥ |
| સાકરનો સીરો | ... | આંઉસ ૧ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તે સઘળી પાઈ દેવી અને જો જરૂર જણાય તો દર બે કલાકે ફરીથી પાયા કરવી.

| | | |
|---|---|---|
| ટરપેનટાઇન | ... | ચમચી ૧ થી ૨ |
| બદામનું દુધ | ... | ચમચી ૧ |
| પાણી | ... | આંઉસ ૧॥ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેની ચાર ગોળીઓ બનાવી એકેકી ગોળી દર બે કલાકે પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| એસીટેટ આવલેડ | ... | ગરેન ૧૮ |
| એકસ્ટ્રાકટઆવ ઓપીયમ | ... | ગરેન ૩ |
| એસીડ ગાલીક | ... | ગરેન ૩૦ |
| ગુંદરનો ભુકો | .. | ગરેન ૩૦ |
| પાણી | ... | ચમચી ૦॥ |

**ખોરાક**—શરૂઆતમાં ચારપાંચ દહાડા સુધી સાબુચોખા, આરારૂટ, એવી વસ્તુની કાંજી દુધ, માખણ, રોટલી, એવું આપવું એ સીવાય બીજુ કંઈ આપવું નહિ અને પછી હળવે હળવે કુવત વાળો ખોરાક આપવો.

**ગાંઠનું દરદ**—ઓર પડવા પછી ગરભસ્થાંનની ગાંઠમાં ખમાય એવું દરદ થોડા દાડા થયા કરે છે તેથી તંદુરસ્તીને કંઈ હરકત આવતી નથી, પણ કોઈ વખત એ દરદ વધારે થાય છે. અને ગાંઠ વધારે મોટી થયેલી

લાગે છે. એવી વખતે ગાંઠ ઉપર ફલાનલનો સેક કરવા જેથી ગરભસ્થાં-
નમાં બંધાઈ ગએલુ લોહી છુટી બહાર નીકળશે જેથી ગાંઠનું દરદ નરમ
પડશે પણ એ ઉપાયથી આરામ ન થાય તો ટીંચર ઓપી ટીપાં ૧૦ ને
એક આંઉસ પાણીમાં નાખીને પાઇ દેવું. અને જરૂર જણાય તો ત્રણ
કલાક પછી ફરી એજ દવા પાવી. ઝાડો કબજ હોય તો નીચેની દવા
સઘળી મેળવી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| એપસમસાલ્ટ | ... | દરામ ૪ |
| માના(સીરએસત) | ... | દરામ ૨ |
| સુનામખીની ચા | ... | આંઉસ ૧ાા |

**પીસાબ**—બાળકનો જનમ થયા પછી વખતે પેશાબ ફુકનામાં હોય
છે તોપણ સુવાવડી સ્ત્રીને પેશાબની હાજત લાગતી નથી વાસ્તે ૬થી ૮
કલાકમાં પેશાબ ન આવેતો પેશાબ કરવાને યાદ આપવી. જેથી તેની હા-
જત નહિ હોવા છતાં મેનત કરવાથી પેશાબ સારી પેઠે ઉતરશે. પણ તેમ
કરવા છતાં પેશાબ ન ઉતરેતો ગરમ પાણીમાં લુગડુ બોળી તેથી સારી
પેઠે પેડુને સેકવું જેથી પેશાબ છુટશે એ પરમાણે ઉપાય કરવા છતાં ન
ઉતરે તો સળી મુકીને પીશાબ કાઢવો.

**તાવ**—જણવાની મેનતને લીધે તેમજ દુધ પેદા થવાના જોરથી
સેજ અંગ તપી આવેછે તેની ફીકર નહિ. એવી વખતે ઓરડામાં પવન
સારી પેઠે આવવા દેવો પણ શરીર ઉપર થંડો પવન ન લાગે તેમ કરવું.
જો તાવ વધારે હોય અને થાંનમાં દરદ થાય તો તેનો જુદો ઉપાય બતા-
વેલછે તે પરમાણે કરવું.

**જખમ**—આપણી દેશી દાઇઓની જણાવવાની ખરાબ ટેવથી બા-
ળકને ખેંચવાને ઘણુંજ ધિક્કારવા જોગ જોર કરવાથી અથવા સ્ત્રી પાસે
પોતાના જોર કરતાં વધારે જોરથી વીણ ખવડાવવાથી બાહારના બાગો
એટલાતો ખેંચાયછે કે વખતો વખત ઘણાં મોટાં અને ભયંકર જખમો
પડેછે. વખતે સબંધ મારગની આગલી કોરથી તે સફરાની કોર સુધીની
જમીન ફાટી જાયછે અને ત્યાં મોટો ચીરો પડેછે અને વખતે તે એટલો
બધો ચીરો પડેછે કે સફરાનો મારગ અને સંબંધ મારગનો છેદ એક
થઈ જાયછે અને તે જલદીથી રુઝાતો નથી. વાસ્તે જણતી વેળા સ્ત્રીને

બીછાના ઉપર ડાબી બાજુએ કોર વાળીને તથા બંને પગો ધુટણ આગળથી વાળી રાખીને સુવાડીને બાળકને આવવા દીધું હોય તથા જે વેળા બાળકનું દબાણ બાહારના ભાગો ઉપર થાય તે વેળા તેઓ ઉપર હાથનો ટેકો બરાબર દીધો હોય તો આવા માઠા બનાવ થોડા બને છે. વાસ્તે એ પરમાણે તજવીજ કરવી.

જો જખમ થોડો હોય તો કોકરવરણા પાણીથી ધોયા કરવો. જખમની બંને કોરને પાસે લગોલગ રાખી અને તે ખસી ન જાય માટે હીલચાલ કરવી નહિ.જખમ ન રૂઝાય અને વાંકોટેડો હોય તો લીન્ટના કટકાને ફરાયરસ બાલસમમાં બોળીને તે ઉપર દરરોજ મેલવું અને ઉપર સફેત મલમની પટી મારવી કદાપી મોટો જખમ થઈ ગયો હોય તો ટાંકા લેવા અને ઉપર પરમાણે પટી મારવી.



# ગરભસ્થાનમાં થતો દુખાવો.

( આફ્ટર પેન્સ —After pains )

બાળકનો જનમ થયા પછી અથવા ઓર પડ્યા પછી ગરભસ્થનામાં લોહીની ગાંઠો રહ્યાથી અથવા બીજા હરકોઇ કારણને લીધે તેમાં ન ખમી શકાય એવા શકત દુખાવો થાયછે. થોડો દુખાવો થતો હોય તો તેથી ફાયદો થાયછે. એ પ્રમાણે સેજ દુખાવો થઇને ગરભસ્થાન પોતાની આગલી સ્થીતિમાં આવેછે. એટલે કે તે પાછું અસલ જેવું નાનું થાય છે, વાસ્તે તેવી વખતે દવાની જરૂર નથી. પણ કદાપી દુખાવો ઘણો જોરમાં થતો હોય તથા ઝાડો કબજ હોય તો પ્રથમ એકાદ જુલાબ આપવો. જેવો કે ૩ દરાંમ સીડલીજ પાઉડર,૧॥ ચમચો એરંડીયું તેલ વીગેરે આપવું. પેડુ ઉપર ફલાનલનો ગરમ પાણીથી શેક કરવો. અને ઝાડો ઉતરવા પછી નીચે જણાવેલો દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું.

| | |
|---|---|
| ટરપેનટાઇન | દરાંમ ૪ |
| ટીંચર આવ ઓપીઅમ | મીનીમ ૪૦ |
| ગુંદરનો ભુકો | દરાંમ ૨ |
| સીનેમોમ વોટર | આંઉસ ૬ |

# બાળક જનમવા પછી માતાના થાંનમાં દુધ આવતી વેળા આવતો તાવ.

## ( મીલ્ક ફીવર—Milk Fever )

કેટલીક વખતે બાળકનો જનમ આપવા પછી થાંનમાં દુધ આવતી વખત તેણીને તાવ આવેછે. વાસ્તે જો સેજ તાવ આવતો હોય તો તેની ફીકર નહી પણ જો તાવ ઘણો જોરમાં હોય અને થાંનમાં ઘણો દુખાવો થઇને દુધ પણ ઘણું વેતુ હોય તો દુધ ઓછુ કરવા સારૂ ખોરાકમાં ફક્ત કાંજી, દુધ અને રોટલી આપવી. તથા એપસંમ સાલ્ટનો હલકો જુલાબ આપવો. અને થાંનો ઉપર ગલીસીરાઇન તથા ટીંચર આવ બેલાડોના, એ બંનેને સરખે ભાગે મેળવીને તેમાં લુગડાનો કટકો બોળી થાંનો ઉપર ભીનલો ને ભીનલો મુકવો. અથવા સુગરલેડનું પાણી બનાવી તેમાં લુગડું બોળી તે થાંનો ઉપર મુકવું.

**ચેતવણી.**—ઉપલી બંને દવાઓ, તેમજ બીજી દવાઓ કોઇ કારણને માટે થાંનો ઉપર ચોપડેલ હોય તો બાળકને ધવાડતી વખતે તે થાંનો ખુબ સારી પેઠે ધોઇ સાફ કરી લુછી ધવાડવું, કારણ કે એવી ઘણીખરી દવાઓ ઝેરી હોયછે. તેથી ઘણો ગેરફાયદો થાયછે.

---

## બાળકનો જનમ આપતી વખત છુપા ભાગમાં થતો જખમ.

## ( ઉન્ડ ઇન ધ પેરીનીઅમ—Wound in the pereneum)

બાળકનો જનમ આપતીવેળા માતાના બાહારના છુપા ભાગો ઉપર ઘણું દબાણ થવાથી તથા તે ભાગો ઘણા ખેંચાવાથી કોઇ વખત સફરાની કોર સુધી મોટા ચીરા પડેછે. એમ ન થવા અવારનવાર હલકો જુલાબ આપવો. અને ઝાડો સાફ લાવતા રેહેવું, કારણ કે ઝાડો કબજ રેહેવાથી સફરા આગળ દબાણ થઇ અને તેથી બાળક જનમતી વખત જખમ મોટો પડેછે.

**અથવા**—જખમ થયો હોય તો તે જખમ જેટલો લીન્ટનો કટકો લઇ તેને ટરપેનટાઇન, ફ્રાયરેસ બાલસમ, અથવા ગલીસીરાઇનમાં બો.

ળીને તે ઉપર મુકવી. અને તેના ઉપર સફેત મલમની પટી મારવી અથવા ૧ ભાગ કારબોલીક એસીડ અને ૮ ભાગ ગલીસીરાઇન, એ બંનેને મેળવીને તેમાં રૂ બોળી તે ઘા ઉપર મુકવો. તથા તેના ઉપર સફેત મલમની પટી મારવી અથવા ૧ ભાગ આઇઓડો ફોરમ તથા ૮ ભાગ ચરબી, એ બંનેને મેળવી તે કપડા ઉપર ચોપડીને તેની આગળી બનાવી તે મુકવી.

---

**બાળકનો જનમ થવા પછી તેને સ્વાસ લેવામાં થતી અડચણ.**

**( ડીફીકલટી આવ બ્રીધીંગ ઇન ધ ન્યુલી બોરન ઇનફન્ટ. )**

( Difficulty of breathing in the newly born Infant. )

બાળક જનમવા પછી સારી પેઠે સ્વાસ ન લેઈ શકતુ હોય અને તેથી તે ગુંગળાઇને મરી જવાની ધાસ્તીમાં હોયતો તેના ઘટતા ઉપાયો કરવાની ઘણી જરૂર છે.

**ઉપાય—નાળ** તેના ગળાની આસપાસ વીટળાઈ ગયો હોયતો તે કાઢી નાખવો. અને તેના મોઢા ઉપર તથા છાતી ઉપર સારી પેઠે થંડુ પાણી છાંટવું, તેના સાથળો ઉપર જરા દાબવું. હળવેથી તેના કાંનો ઉપર ચીમટીયો ભરવી. કોલનવોટર સુંઘાડવું. અથવા સેવાય એટલા ગરમ પાણીના વાસણમાં તેને બોળીને તેમાંથી કાઢી લેઈ પાછુ થંડા પાણીના વાસણમાં બેસાડવું, તેમાંથી કાઢી લેઇને વળી પાછુ ગરમ પાણીમાં બેસાડવું. એ પરમાણે અવાર નવાર ગરમ તથા થંડા પાણીના વાસણમાં બાળકને પલાળવું, તેના શરીર ઉપર બ્રાંડી ચોપડવો, તેના મોઢા તથા નાકમાં આંગળી ઘાલી બલગમ અથવા ચીકણી થુંક હોય તે કાઢી નાખવી, તે પછી બાળકના મોઢા આગળ સામા માણસે પોતાનુ મોઢુ રાખીને જોરથી ફુકવું, તેની છાતીની બંને બાજુએ ધીમેથી દાબીને તરત હાથો ખસેડી નાખવા અને વળી પાછી દાબવી અને વળી છોડી દેવી, એ પરમાણે અવાર નવાર થોડો વખત સુધી કરા કરવું. હાથો પગો મસળવા, તેના હાથોને માથા તરફ ઊંચા લેઈ પાછા તેની છાતીની બને બાજુએ તરફ લાવવા અને પાછા ઉચા કરવા. એ પરમાણે થોડોવાર કરા કરવું, અને બાળકને હવાવાળા ઓરડામાં રાખવું.

## બાળકનો જનમ થવા પછી થોડે દાહાડે દેખાતો કમળો.

### ( જોન્ડીસ ઇન ધ ન્યુલી બોર્ન ઈનફ્રન્ટ )

### Jaundice in the newly born Infant

કેટલીએક વખત બાળકનો જનમ થવા પછી બેથી ચાર દાહાડામાં તેનું કલેજું સુસ્ત અવસ્થામાં રેહાથી કમળાની અસર થઇ તેનું શરીર સઘળું પીળું થઇ જાયછે. જો એ પરમાણે પીળુ શરીર થઈ જાય તો ૧ ગ્રેન હાઇડરાર્જીરી ક્રમ કરેટા તથા ૪ ગ્રેન બાઇકારબોનેટ આવ-સોડા એ બંનેને મેળવીને તેનાં ત્રણ પડીકાં કરી એકેકું પડીકું દાહાડામાં ત્રણવાર માતાના દુધમાં મેળવીને ચટાડવું અને તે બેથી ચાર દીવસ સુધી ચાલુ રાખવું. અને તે પછી ૦॥ ચમચી એરંડીઉ તેલ ચટાડવું.

---

## બાળકનો જનમ થવા પછી માતાના બંને પગો ઉપર થતો સોજો.

### ( ફ્લેગ મેસીઆ ડોલેન્સ—Phlegmasia dolens )

બાળક જનમવા મછી થોડે દાહાડે માતાના બંને પગો ઉપર અને ઘણું કરી તેણીની જાંગો ઉપર સોજો આવેછે. અને તેઓ ગરમ થાય છે. ટાઢ વાયછે તાવ આવેછે. પ્રથમ કમરમાં દુખાવો થાયછે. અને પછી જાંગો તથા પગોમાં કળતર થાયછે. તથાં સુજી આવેછે.

**સબબ**—જાંગોની નસોમાં તથા કાતરાઓની વેરોમાં લોહીનું ફરવું સારી રીતે નહી હોવાને લીધે આ દરદ થાયછે.

**ઉપાય**—જાંગના કાતરાઓમાં એકથી બે ડજન જળો મુકવી અને તેથી રતાસ તથા સોજો નરમ પડવા માટે કે જાંગોની માંહેના ભાગો ઉ-પર તથા પગના ટેટા ઉપર રૂપીઆના જેવડાં નાનાં ચારથી પાંચ બલી સ્ટર મુકવાં તથા એપસંમ સાલ્ટનો જુલાબ અવાર નવાર આપીને ઝાડો સાફ લાવવો. તાવ ઘણો જોરમાં આવતો હોય તો નીચેની દવા મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | |
|---|---|
| સેલીસીન .. | દરામ ૧ |
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | આંઉસ ૨ |
| પાણી ... | આંઉસ ૬ |

**અથવા**—પ્રથમ જુલાબ આપી ઝાડો સાફ આવવા પછી નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર પડીકાંઓ કરી એકેક પડીકુ દર ત્રણ કલાકે પાણી સાથે ફકાડવું.

| | | |
|---|---|---|
| ટારટર એમેટીક | ... | ગરેન ૦ાા |
| એપીકાકયુના પાઊડર | ... | ગરેન ૧૨ |
| અફીણ | ... | ગરેન ૨ |

પગો તથા જાંગો ઉપરનો રતાસ ગરમી તથા દુખાવો નરમ પડે પણ માત્ર સોજો રહે હોય તેને હાથ લગાવી જોવાથી તેઓ ગરમ હોવાને બદલે થંડા લાગે તો સોજો ઘટાડવા માટે તેઓ ઉપર લીનીમેટ આવ સોપ ચોપડી તે ઉપર ફલાનલની ગાદી મુકી પગના અંગુઠાથી તે છેક જાંગના કાતરા સુધી સઘળા ભાગ ઉપર સરખુ દબાંણ થાય એવી રીતે પાટો બાંધી લેવો.



# બાળકનું અધુરે પડવું.

**(એબોરશનઓરમીસકેરેઝ**—Abortion or miscarriage).

**નીશાની**—સાત મહીના સુધીનો ગરભ જીવી શકતો નથી, એટલે કે સાત મહીના અગાઉ ગરભ બાહાર આવે છે ત્યારે તેને અધુરે પડવું કેહેવામાં આવે છે, થોડા દાડાનો ગરભ પડે તો તેથી કંઈ ખરાબી નથી, પણ ગરભ જ્યારે વધારે મહીનાનો હોય અને તે અધુરે પડવાનો હોય તો શરૂઆતમાં આળસાઈ અને સુસતી લાગે, હાથપગ થંડા થાય, ફેર આવે, જીવ ફરી આવે, પેટના હેઠલા ભાગમાં અંદરથી ઘણું ટાઢુ લાગે, અને એકાએક પેડુમાં ઘણો ભાર આવીપડો હોય તેમ લાગે, હળવે હળવે કેડમાં તથા પેડુમાં ધીમો દુખાવો થાય અને સેજ પાણી જેવું પેહેલુ નીકળે, એ પરમાણે થયા પછી દરદમાં વધારો થાય અને જણતી વખત જેવી વીણ આવે તેવી વીણ આવીને લોહી અથવા દસતાંન જેવું નીકળવા માંડે, વખતે ગરભ પડવાની આગમજ એક બે દાહાડા લોહી એટલુ બધુ નીકળા કરે કે આજારીનો જીવ જોખમમાં આવી પડે, અધુરે ગરભ પડા પછી ઓર અંદર રહે તો તે પડે ત્યાંસુધી લોહી અતીસે નીકળા કરે તેથી

જ્યાંસુધી ઓર તથા ગરભનો સઘળો ભાગ બાહાર આવે ત્યાંસુધી જોખમ રેહેછે, ઓરનો ભાગ અંદર રહી જવાથી વખતે તે અંદર સડે અને તેની માઠી અસર આજારીના શરીરને પોહોચે તો તેથી તાવ આવે છે, લવારો બકારો કરે છે અને આખર ખરાબ પરીણામ નીપજે છે.

**સબબ**—આ બીમારીને પેદા કરનારાં કારણો ઘણાં છે, ઘણું કરી પોચા અને સેજ કારણથી તપી જાય એવા મીજાજવાળી ઓરતને આ રોગ જલદીથી પકડે છે, અણચીંતવી બીક અને ધાસ્તીથી, શરીર અથવા મંનની ઘણી થાકથી, હીસટીરીઆની ખેંચતાણથી, ઝાડે જતાં અથવા પેસાબ કરતાં ઘણું કાંસવાથી અથવા જોરથી ખાંસી ખાવાથી, વાંકુ વળીને ઘણો ભાર ઉપાડવાથી, ઘણું કામ કરવાથી, સકત જુલાબો લીધાથી, પેટ ઉપર કંઈ વાગવાથી, અથવા ઊંચેથી પડી જવાથી. મહીના રેહેવા પછી, આગલા બાળકને ઘણું ધવાડવાથી, કોઈ કારણથી ઘણો ઉછાળો અથવા ઉલટી થવાથી, ઘણા દાંત કાઢવાથી, ઘણો સંભોગ કરવાથી, સીતળા, ગોવર, ટાઈફાઇડફીવર, કોલેરા, ચાંદીનો રોગ. તેમજ તેના ભરથારને ચાંદીનો રોગ હોય અને સબંધ કરેલ હોય તેનો ગરભ રહેલ હોય તો તેથી, એ સીવાય બીજાં ઘણાં કારણોથી બાળક અધુરે અવતરે છે, એક વાર બાળક અધુરે અવતરે તો બીજીવાર અધુરે અવતરવાની ટેવ પડે છે.

**ઉપાય**—અધુરે પડવાની ટેવ પડી હોય તો ગરભ રેહેવા પછી કેટલીએક તજવીજ રાખવાથી બાળક પુરા દાહાડા સુધીનુ થઈ અવતરે છે. વાસ્તે ઉપર બતાવેલાં અધુરે પડવાનાં કારણો સોધી કાઢી, હોય તે દુર કરવાં. ઓરત લોહીઆર તથા મજબુત બાંધાની હોય તો તેને હલકા ખોરાક ઉપર રાખવી, દારૂ અને ગરમ વસ્તુ બીલકુલ આપવી નહી, ઘણી મેહેનત કરવા દેવી નહી, ખુલી હવામાં દરરોજ થોડે સુધી ચાલીને ફરવા કેવું, ઝાડો કબજ હોય તો સીડલીજ પાઉડર અથવા એપસંમ સાલ્ટ અથવા એરંડીઆ તેલનો હલકો જુલાબ આપવો, થોડો સોડાવાટર તથા લેમોનેડ પાવો, કંઈ પણ ચીજ ઉની પીવા અથવા ખાવા આપવી નહી, ગરમ કપડાં પેરાવવાં નહી. નબળી ઓરતને સારો કુવતવાળો ખોરાક આપવો, નબળાઈ ઘણી હોય તો થોડો બીર અથવા વાંઇન પાવો, પગમાં

ગરમ મોજા અને જરૂર પડતાં ગરમ લુગડાં પેહેરાવવાં. ધાસ્તી હોય તે દુર કરી તેને દીલાસો તથા સારી વાતો કહી ખુસ રાખવી, સંભોગ બીલકુલ કરવો નહી, થંડુ પાણી જાંગ તથા પેડુ ઉપર સારી પેઠે રેડવું, અથવા દરીઆના પાણીથી નાવું, એની સાથે નબળાઈ દુર કરવા પીવાની દવા તરીકે ૨ ચમચી સીરપ આવ હાઇપો ફોસફેટ આવ લાઇમ, એક આંઉસ પાણીમાં નાખી એ પરમાણે દાડામાં ત્રણવાર પાવું, અને તે લાંબો વખત સુધી ચાલુ રાખવું, અથવા નીચે પરમાણે દવા મેળવી તેમાંથી પોણું વાંઇન ગલાસ ભરી દાહાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| એસીડ નાઈટરીક ડીલુટ | ... | મીનીમ ૩૦ |
| ટીંચરફેરી પરકલોરીડ | ... | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૬ |

**અથવા** નીચે પરમાણે દવા મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવી અને તે થોડા દહાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| ટીંચરફેરી પરકલોરીડ | ... | દરામ ૨ |
| પોટાસા કલોરસ | ... | દરામ ૧ |
| પાણી | ... | આંઉસ ૬ |

**ચાંદીનું** દરદ મરદ અથવા ઓરતને હોય તો ચાંદીમાં બતાવ્યા પરમાણે ઉપાયો કરવા. અને પોટાસા આઇઓડાઈડ પીધામાં લેવું.

ઉપર પરમાણે ઉપાયો તથા તજવીજ રાખવા છતાં અધુરે પડવાની નીશાની તરીકે સરૂઆતમાં સેજ પાણી અથવા લોહી જેવું પડવા માંડે તે વખતે પણ ઉપાય કરવાથી તે બંધ થઈ જાયછે, વાસ્તે એવી વેળાએ આજારીને સુવાડી રાખવી, ઉઠ બેસ કરવા દેવી નહી અને ૨ ગરેન અફીણ તથા બે આંઉસ પાણી એ બંનેને મેળવી તેની પીચકારી ગુદામાં મારવી. પીચકારી ન લેઈ શકે તેમ હોય તો ૧૦ મીનીમ ટીંચરઓપી તથા ૧॥ આંઉસ પાણી એ બંનેને મેળવીને પાવું. અને જો દરદ જારી રેહેતો બે અથવા ત્રણ કલાક પછી ફરીથી, એ પરમાણે પાવું. પેટું ઉપર થંડા પાણીમાં લુગડું બોળી મુકી રાખવું. અને તે ભીનેલુજ રાખવું.

**અથવા**—લોહી વધારે જાય અને કમળનું મોઢું ખુલેલ ન હોય તો, લોહી બંધ કરવા એસીડ ગાલીક ગરેન ૮ થી ૧૦ સુધી દર બે અથવા

ત્રણ કલાકે સાકરની ભુકી સાથે ફકાડવું. અથવા લીન્ટ અથવા રૂનો દડો બનાવી તેને બરફના પાણીમાં બોળી તેને છુપા ભાગમાં છેક અંદર મુકવો. એ પરમાણે બેથી ત્રણ દહાડા મુકવો અને જો તે લોહીથી ભરડાઈ જાયતો તે કાઢી નાખી બીજો મુકવો અને તે એકથી બે કલાક સુધી રાખી દસ્તાન જતું બંધ થાય, ત્યારે કાઢી નાખવો અથવા પેટું ઉપર ઊંચી ધારે બરફનું પાણી રેડવું. બરફ અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેની એક ગોળી બનાવી તે છુપા ભાગમાં મુકવી.

| | | |
|---|---|---|
| ગુંદરનો ભુકો | ... | ગરેન ૧૦ |
| સુગરલેડ | ... | ગરેન ૩ |
| અફીણ | ... | ગરેન ૦॥ |

એ શીવાય ઘણું દસતાન જવાના મથાળા હેઠળ બતાવેલા ઉપાયો કરવા. ઉપર બતાવેલ બરફનું પાણી ન મળી શકે તો ઠંડુ સાફ પાણી વાપરવું.

**કદાપી**—વીણ જોરમાં આવે અને કમળનું મોટું આંગળી લગાડવાથી અથવા તપાસ કરવાથી ખુલું લાગેતો ગરભને અંદર રાખવાની કદી **પણ** તજવીજ કરવી નહી, કારણ કે તેવી વખતે ગરભ મરેલ હોય છે અથવા એ પરમાણે ગરભ અંદર રાખવાની તજવીજ કરવાથી આજારીનો જાન જોખમમાં આવી પડેછે. વાસ્તે તે ગરભ જેમ બને તેમ જલદી પડવા ઉપાય કરવા. એવી વેળા વીણ લાવનારી અરગટ નામની દવા આવેછે તે એક દરામ લેઈ તે ખોખરી કરી તેને પાણીમાં ઉકાળી થંડુ પડવા દેઈ તે પાવી. અથવા ૪૦ ટીંપાં ટીંચર આવ અરગટને એક આંઉસ પાણીમાં નાખી પાઈ દેવું. અથવા ૧૫ થી ૨૦ ગરેન કવીનાઈન ડીસલફસનું પડીકું બનાવી તે ફકાડવું જેથી બાળક અંદરથી નીકળી પડશે. અને દસતાન જતું બંધ થશે.

ઘણું લોહી જવાથી નાડી બેસી જાય ને નબળાઈ વરતાય તો બ્રાંડી અથવા વાઈન પાવો. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઈન ગલાસ ભરી દર બે કલાકે પાવું.

| | | |
|---|---|---|
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક | ... | દરામ ૨ |
| ઈથર સલફ્યુરીક | ... | દરામ ૧॥ |

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ ટીંચર આવ લવેંડર | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૬ |

**ઓરનો** કંઈ ભાગ અંદર રહી જવાથી તે અંદર સડી, તેની શરીરને ખરાબ અસર થઈ, આજારીને તાવ આવે તો તે નરમ પાડવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | ... | આંઉસ ૧ |
| સ્પીરીટ આવ નાઇટ્રીક ઇથર | ... | દરામ ૨ |
| પોટાસા નાઇટ્રસ° | ... | ગરેન ૪૦ |
| કેમફરવોટર | ... | આંઉસ ૪ |
| બારકનો ઉકાળો | ... | આંઉસ ૩ |

ઝાડો કબજ રહેતો હોયતો સીડલીજ પાઉડર અથવા એપસમ સાલ્ટનો જુલાબ આપવો.

**સંબંધ** મારગમાંથી ઘણું ખરાબ બદબોવાળું પાણી નીકળતું હોયતો સોલ્યુશન આવ કલોરીનેટેડ સોડા દરામ ૩ અથવા કાનડીસ સોલ્યુશન દરામ ૨ ને ૧૦ આંઉસ ગરમ પાણીમાં નાખી તેની પીચકારી સંબંધ મારગમાં મારવી જેથી ખરાબ બદબો બંધ થઈ જશે.

**અધુરે** પડવા પછી જેવી સુવાવડીની માવજત રાખવામાં આવેછે તે પરમાણે બરોબર તેની પણ સંભાળ રાખવી. અને તેને હાલ ચાલ તથા મેનત કરવા દેવી નહી.

આવી બીમારવાળી સ્ત્રી અથવા મરદને **ટાંકીનો** ખરાબ આજાર હોયતો જેને હોય તેણે અથવા બંનેને હોયતો બંને જણે તેનો ઉપાય કરાવી તે રોગ જડમુળમાંથી કઢાવવો નહીતો ફાયદો થવો મુશકેલ છે. અને બાળકો રોગીસ્ટ અવતરશે. ઉપલી દવાઓ ન મળી આવે તો—

ડાભડાનાં મુળ, કાસડાનાં મુળ, એરંડીનાંમુળ, ગોખરૂનાં મુળ એ સરવ બરાબર લેઇ આખાભાંગા ખાંડી તેમાંથી રૂ૧ ભાર લઈ દુધ રૂ૨૦ ભાર લેઇ તેમાં નાખી ઉકાળી બાકી રૂ૧૦ ભાર દુધ રહે ત્યારે તેમાં રૂ૨॥ ભાર સાકર નાંખી પાવું.

**અથવા**—ગોખરૂ, જેઠીમલ, ઝીપટાનાં મુળ, ધરાક. એ સરવ રૂ.

અડધા અડધા ભાર લઇ તેને દુધમાં વાટી તેમાં સાકર ૨૧॥ ભાર નાખીને પાવું જેથી ફાયદો થશે.

## થાંનની બોટણી ઉપર ચીરા પડે, તેની ઉપરની પાતળી ચામડી ખરી પડે તે વીશે

બાળકને ધવડાવવાથી થાંનની ટોચ અથવા બોટણી ઉપરની ચાંમડી ફાટીને તેમાં ચીરા પડેછે. અથવા તેના ઉપર નાનાં ચાંદા પડેછે અને તેમાંથી પાતળુ પાણી ઝરેછે, તેથી કરી બાળકને ધવાડતી વખત ઘણી પીડા થાયછે. તેના તાણથી સોજો થાયછે અને તાવ પણ આવેછે.

**ઉપાય**—બોટણી સુજી હોય તો તે ઉપર ઓલીવ ઓઇલ લગાડવું તથા ગરમ શેક કરવો. જો થાંનની ચાંમડી ફાટી હોયતો ફુલવેલી ફટકડી અથવા કાથાની બારીક ભુકી દરરોજ ભભરાવવી અથવા ટીંચર આવ કેટીકુ તે ઉપર બરસથી લગાડવું અથવા પીંછાવતી લગાવવું. એથી આરામ ન થાય તો ૨૦ ગરેન ફટકડી અથવા ઝીંકસીસલફસને ૯ આંઉસ ગુલાબજળમાં પીંગળાવી તે પાણીથી ચામડીને બેથી ત્રણ વાર ધોયા કરવી. જો ચીરો વધારે હોય અને ઉપલી દવાઓથી ફાયદો ન થાય તો ૫ ગરેન કાસટીક ને એક આંઉસ ગુલાબજળમાં પીંગળાવી તેમાંથી દાહાડામાં બેવાર લગાડવું. અથવા ટીંચરફેરી પરકલોરીડ અને ગલીસીરાઇન એ બંનેને સરખે ભાગે મેળવી તે અથવા ॥ દરામ ટંકણખાર તથા ॥ આંઉસ ગલીસીરાઇન એ બંનેને મેળવી તે બીટડી ઉપર લગાડવું. અથવા—

| | | |
|---|---|---|
| ચુનાનું પાણી | ... | દરામ ૩ |
| બદામનું તેલ | ... | દરામ ૩ |
| અફીણ | ... | ગરેન ૧ |

એ સઘળાને મેળવીને તેમાં લીન્ટનો કટકો બોળી તે બોટણી ઉપર જ્યાં ચીરા પડ્યા હોય ત્યાં મુકવો. અથવા ૧૦ ગરેન નાઇટરેટ આવલેડ તથા ૧ આંઉસ ગુલાબજળ એ બંનેને મેળવી તે બોટણી ઉપર લગાડવું અથવા કમપાઉન્ડ ટીંચર આવ બેનઝોઇન તથા ગલીસીરાઇન એ બંનેને સરખે ભાગે મેળવી તે બોટણી ઉપર લગાડવું. અથવા ટીંચરઆવકેટીકુ પીંછાવતી બોટણી ઉપર લગાડવું. રમ, અથવા બ્રાંડીમાં થોડું એસીડ

સલફ્યુરીકડીલુટ નાંખી તે બોટણી ઉપર લગાડવું. અથવા આમાં ૨૦ ગરેન એસીડ ટાનીક નાખી તેથી થાંનો ભીનેલાંજ રાખવાં. બોટણી ઉપર ચીરા પડ્યા હોય તે વખતે બાળકને ધવડાવવાથી દરદ થાયછે. તો તેવે વખતે લાકડાની કાચની અથવા રબરની બીટડી ઉપર લાગુ થાય એવી નળી આવેછે કે જે નળી બીટડી ઉપર બરોબર બંદબેસ્તી કરી બાળકને ધવાડેથી બીલકુલ ઇજા થતી નથી. અને દુધ નળીને રસ્તે સારી રીતે આવે છે.

ઉપર પ્રમાણે થાંનોમાં ચીરા પડવાની આદત હોય તો બાળક જનમવાનું હોય તેની થોડા દાહૉડા અગાઉથીજ સાબુ તથા પાણીથી થાંનને હમેશાં ધોવાં અથવા ૧ ગલાસ બ્રાંડી અને ૬ ગલાસ પાણી એ બંનેને મેળવી તેથી એક બેવાર ધોયા કરવું.

ગર્ભવંતી સ્ત્રીએ કદી પણ સકત લુગડાં પેહેરવાં નહી હમેશાં ઢીલાં પેહેરવાં કારણ કે તંગ પેહેરવાથી થાંનની બોટણી દબાઇ જાયછે તેથી બાળકને ધવાડતી વખત ઘણો દુખાવો થાયછે.

**ચેતવણી**—ઉપર જણાવેલી કોઈપણ દવા બોટણી ઉપર લગાડી હોય તે વખતે બાળકને કદી પણ ધવડાવવું નહી કારણ કે તેથી બાળકની ખુવારી થાયછે. વાસ્તે ધવાડતી વખત થાંનો ખુબ સારી પેઠે ધોઈ લુગડાવતી લુછી સાફ કરી ધવાડવું.

---

## થાનનું દરદ—થાનનો સોજો.

**(ઈનફ્લેમેશન આવ ધ બ્રેસ્ટ**—Inflemetion of the Breast )

**નશાંની**—એક અથવા બંને થાનો સુજી આવે છે. બહુ ભરેલાં લાગે, તેમાં ગાંઠ બંધાય દુખાવો અને દરદ થાય-જરા પણ હાથ હલાવવાથી દરદ થાય-તેની સાથે તાવ આવે, સોજો વધારે હોયતો થાનની ચામડી બહુ લાલ થઈ આવે, દરદ ઘણું થાય, ઊંઘ આવે નહી, તથા અંદર ચસકા મારે અને તે પાક ઉપર ચડે, કોઈ વખત તેની અણી ઉપર તરી આવે, અને તે ફાટી અંદરથી પરૂ નીકળે, કોઈ વખત અંદરથી પાકે પણ તેનું મોઢું થાય નહી.

**સબબ**—બાળકને વખતસર નહી ધવડાવવાથી અથવા થાનની બીટડી બરોબર બાહાર નીકળેલી નહી હોવાથી દુધ બરોબર બાળક ખેંચી શકતું નથી. અથવા થાન ભરેલા હોય તે વખતે કોઈ કારણથી હાથને બહુ હલાવવાથી અથવા ઘણો ગરમ ખોરાક અને દારૂ વાપરવાથી તેમજ ઘણી થંડી લાગવાથી આ મરજ પેદા થાયછે.

**ઉપાય**—સ્ત્રી મજબુત બાંધાની હોય તો થાન ઉપર એકથી દોઢ ડજન જળો મુકવી, તે પછી તે ઉપર ફલાન વડે ગરમ પાણીનો સેક કરવો તથા ૫ ગરેન કેલોમલ તથા ૪૦ ગરેન પાઊડર આવ જેલપ એ બંનેને મેળવીને પાણી સાથે ફાકાડવું.

**અથવા**—સ્ત્રી નબળા બાંધાની હોય તો, જળો મુકવી નહી તેને બદલે થંડી દવાઓ થાંન ઊપર લગાવવી. ચાંમડી લાલ નથઈ હોય તો તે ઉપર કમપાઉન્ડ લીનીમેન્ટ સોપ લગાવી ધીમેથી મસળવું. પણ જો ચાંમડી લાલ થઈ હોય અને તે ઉની લાગે. અને તેમાં આગ અગન બળે તો સુજેલા ભાગ ઉપર નીચે લખેલી દવાઓ મેળવી, તેમાં લુગડુ બોળી તે ઉપર ભીનિલુંજ મુકી રાખવું.

| | | |
|---|---|---|
| ગોલારડ વોટર... | ... | દરામ ૨ |
| ટીંચર ઓપી ... | ... | દરામ ૨ |
| પાણી. | ... ... | આંઉસ ૧૦ |

**અથવા**—નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે ઉપર ભીનિલો ને ભીનિલોજ રાખવો.

| | | |
|---|---|---|
| નવસાગર | ... ... | દરામ ૩ |
| સુરોખાર. | ... | દરામ ૩ |
| સ્પીરીટ આવ વાઇન | ... | આંઊસ ૧ |
| પાણી | ... ... | આંઉસ ૬ |

**અથવા**—ગુલાબ જળમાં લુગડું બોળી તે ઉપર મુકયા કરવું, અથવા સુરોખાર તથા રતાંજળીને પીચોરીનાં પાંદડાંના રસમાં ઘસીને તે દહાડામાં ચાર અથવા પાંચવાર લગાડા કરવું. અથવા સોનાગેરૂ, સબજો, સુખડ, તથા સુંઠ એ સઘળાને થોડું થોડું પથર ઉપર ઘસી અને તે ગુલાબ જળમાં મેળવી તે થાંન ઉપર ચોપડવું, તે સુકાય કે તે ધોઈ નાંખી પાછું તેજ ચોપડવું. એ પરમાણે વરંવાર ચોપડ્યા કરવું. થાનને લ

બડતાં રાખવાં નહી. પણ ઝોળીમાં રાખવાં. કદાપી થાનની બીટડી બ-રાબર બહાર નીકળી ન હોય તો, દુધ કાઢવાની સીસીથી દર ચાર કલાકે દુધ થોડું થોડું કઢાવવું જેથી તેનું તરાણ ઓછું થશે, અને બીટડી બાહાર નીકળી બાળકને ધાવવાનું ઠીક પડશે, જો દુધ ખેંચવાની સીસી ન મળી શકે તો કોઈ પાસે વખતસર દુધ ધવડાવી કઢાવવું, ઝાડો કબજ હોય તો, નીચે લખેલી દવા સઘળી મેળવી પાઈ દેવી.

| | |
|---|---|
| એપસંમસાલ્ટ ... | ... દરામ ૪ |
| માના (સીરખેસત) ... | .. દરામ ૨ |
| સુનામખીની ચા ... | ... આંઉસ ૧ાા |

ખોરાક હલકો કાંજી જેવો આપવો. જો તાવ હોય તો નીચે જણા-વેલી દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ અથવા ચાર કલાકે પાવી.

| | |
|---|---|
| લાઈકર આમોનીઆ એસીટેટીસ | ... આંઉસ ૧ |
| સ્પીરીટ ઈથિર નાઈટરસ. ... | ... દરામ ૨ |
| પોટાસા નાઈટરસ ... ... | ... ગરેન ૪૦ |
| કેમફર વોટર. ... . | ... આંઉસ ૪ |

દરદનું જોર વધારે હોય અને તેના જોરથી કાખમાં ચેરની ગાંઠ બંધાય અને ધટકા તથા ચસકા મારે અને તાવ જોરમાં હોય તો થાંનો ઉપર ફલાનલનો સેક સારીપેઠે કરવો. અથવા અળશીની, અથવા ધઉંના લોટની પોલટીસ દરત્રણ અથવા ચાર કલાકે બાંધવી. અથવા લીંમડાના વરાળીઆં પાંદડાં બાંધવાં. ઝાડો સાફ લાવવા ઉપર પ્રમાણે જુલાબ આપવો. અને તાવને નરમ પાડવા નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવી.

| | |
|---|---|
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | .. આંઉસ ૧ાા |
| આનટીમોનીઅલ વાઇન ... | ... ટીપાં ૪૦ |
| પોટાસાનાઇટરસ. ... | ... ગરેન ૩૦ |
| કેમફર વોટર . ... | ... આંઉસ ૪ |

ઉપલી દવાઓ ન મળી આવે તો.

નસોતર પાણીમાં વાટી તેનો લેપ કરવો. તેનાથી પીડા તથા સોજો નરમ પડશે, અથવા હીરવાણી કપાસનાં પાંદડાં અથવા નાઇનો ગરભ પાણીમાં વાટી લેપ કરવો.

# થાનનું પાકવું.

**(એબ્સેસ ઈન ધ બ્રેસ્ટ—Abscess in the breast)**

**નીશાની—** ટાઢ વાગીને તાવ આવેછે. ગુમડું પાકતી વેળા જેમ ધટકા મારે છે તેમ થાનમાં ધટકા મારેછે. થાનની કોઈ ચોકશ જગો ઉપર આંગળા વતી દબાવવાથી તે ભાગ ઘણો નરમ લાગે છે.

**ઉપાય—** અળશીની પોલટીસ ગરમ ગરમ રાત દહાડો મુક્યા કરવી. અથવા ખસખસના પોસ ઉના પાણીમાં નાંખી તેથી સેક કરવો, અથવા દુધની ગાંઠો બંધાવાથી થાન પાક્યું હોય. તથા આજારીનું બાળક મરણ પામેલ હોય તો બીજા બાળકને ધવડાવીને થાનની અંદરનું દુધ કાઢી નખાવવું. મોટી બાટલીમાં ખખળતું પાણી ભરીને તેને બુચ મારી તે એક બે મીનીટ રહેવા દેઈ તે માહેલું પાણી કાઢી નાંખી બાટલીના મોઢામાં થાનની બોટણી અથવા ટીચકી ખોસવી અને એ પરમાણે થોડો વખત સુધી બાટલી ત્યાં પકડી રાખવી જેથી દુધ પોતાની મેળે ખેંચાઇને બાટલીમાં આવશે. અથવા દુધ કાઢવાની સીસીથી દુધ ખેંચી કઢાવવું. કેટલીએક વખતે ફુદનો બાફીને થાંનો ઉપર બાંધવાથી તથા ફુદનો પાણીમાં ઉકાળીને પીવાથી દુધ જલદી ઉડી જાય છે.

ઉપર પરમાણે ઉપાઓ કરવા છતાં થાન પાકે અને જે ભાગ આંગળાને વધારે નરમ લાગે તે ભાગ ઉપર પોટાસફયુઝા હલકે હાથે ધીમે ધીમે લગાડવું જેથી તે ઉપરની ચાંમડી બળી જઈ તેમાંથી રસી બાહાર નીકળશે, રસી બાહાર કાઢવા સારૂ થાનને નસતરવડે ઘણું ઉતાવળથી ચીરવું નહી કારણ કે ઉતાવળથી નસતર મારવાથી લાંબો વખત સુધી દુખ ભોગવવું પડે છે ઘણું કરી તે પોતાની મેળેજ ફુટે તો તે સારૂં. કોઈ પણ રીતે એકવાર રસી બહાર નીકળવા પછી તેના મોઢાની આસપાસ સ્ટાકીંગ પલાસતરની પટીઓ ચોડવી તથા સેલેડ તેલમાં દીવેટ બોળી ફુટેલા છીદ્રમાં દરરોજ મુકવી. અને તે ઉપર અળસીની પોલટીસ બાંધા કરવી.

થાનમાં ભગંદર પડેતો—

| | | |
|---|---|---|
| કવીનાઇનડી સલફસ | ... | ગરેન ૧૨ |
| એસીડ સલફયુરીકડીલ્યુટ | ... | મીનીમ ૧૦ |

પાણી ... ... આંઉસ ૨

એ સઘળાંને મેળવી તેમાંથી ચાર દરામ જેટલું દર બે કલાકે દાડામાં ચારવાર કાચની પીચકારી વતી ભગંદરમાં મારવું. આ પરમાણે એક અઠવાડીયું સુધી કરવાથી ગમે તેવું નાસુર અથવા ભગંદર પડ્યું હોય તે રૂઝાઈ જશે.

# સ્ત્રીના થાનનું દુધ ઓછું થઈ ગયું હોય તે વધારવાના ઉપાય.

(**મીન્સ ટુ ઇન ક્રીઝ ધ ફ્લો આવ મીલ્ક**—Means to increase the flow of milk)

**ઉપાય**—બાળક જનમવા પછી સ્ત્રીને પુરતુ દુધ ન આવતું હોય તો તેને ઘણો સારો ખોરાક આપવો. ભુખ લગાડવા બીર, પોરટર અથવા કલેરેટ એ ત્રણમાંથી ગમે તે એક દારૂ પાવો. આકડાનાં અથવા એરંડાનાં પાંદડાં પાણીમાં બાફીને તે ગરમ ગરમ થાંનો ઉપર બાંધવા અથવા સવા આંઉસ જંગલી તુળશી વાટી તેનો રસ કાઢી અને તેમાં કડવા વાલનો લોટ મેળવી તે થાનો ઉપર લગાડવું. અથવા ૨૦ ગરેન કેલેબાર બીન તથા એક આંઉસ સાદો મલમ એ બંનેને મેળવીને તે મલમની પટી દહાડામાં એકથી બે વાર બે દહાડા સુધી લગાવવી. જેથી પુશકળ દુધ આવશે.

**ચેતવણી**—આ દવા ઘણી ગુણ કારક છે તોપણ તે ઘણી ઝેરી છે. વાસ્તે બાળકને ધવાડતી વખતે તે સારી પેઠે ધોઈ લુંછી સાફ કરી ધવાડવું.

સુવા. કોપરૂં. બદાંમ. ચણા. અને પસ્તાં. એ સઘળાને મેળવીને દાડામાં બેથી ચારવાર ફકાડવું અથવા નીચે જણાવેલી વસ્તુઓના બીજ મેળવીને તેમાંથી ૧ થી ૧॥ ચમચો ભરી સ્વાર સાંજ ફકાડવાં.

| | | |
|---|---|---|
| ગાજરનાં બી | ... | આંઉસ ૧ |
| કાંદાના બી | ... | આંઉસ ૧ |
| વરીઆળીના બી | ... | આંઉસ ૧ |
| સુવાના બી | ... | આંઉસ ૧ |

| | | |
|---|---|---|
| મુળાનાં બી | ... | આંઊસ ૧ |
| ડાળીઆ | ... | આંઊસ ૬ |

અથવા ૦ા શેર તલ તથા ૧ મોટી બાટલી ભરીને વાઇન એ બંનેને મેળવીને કાચના વાસણમાં એક દાડો સુધી બંધ કરી રાખી અને બીજે દીવસે તે ગાળી કાઢી તેમાંથી ૧ વાંઇનગલાસ ભરી દાડામાં ચાર-વાર પાવું. ગાળતાં જે કુચો રહે તે થાનો ઉપર બાંધવો. ઘોડા સુવાના ભુકાને ૦ા શેર દુધમાં ઉકાળી તે સ્વાર સાંજ પાવું.

ઉપર પરમાણે ઉપાયો કરવા છતાં દુધ ન આવેતો તેનો સેહલો અને સરસ ઉપાય એ છે કે થાંનો ઉપર વીજળી મુકવી. એથી પુસકળ દુધ આવા વીના રેહેશે નહી.

વીજળી શી રીતે લગાવવી તેની સમજણ નીચે પરમાણે.

વીજળીની પેટીના બંને બાજુએ તારને છેડે પકડવા સારૂ એકેકી નળી હોયછે. એ નળીઓમાં વાદળીનો કટકો હોયછે તે વીજળી લગાવતી વખતે વાદળીના કટકા પાણીમાં ભીનવી બંને નળીઓમાં મુકવા. બંને તારના છેડાની નળીઓનાં જુદાં જુદાં નામછે એકનુ નામ નેગેટીવ પોલ અને બીજીનુ નામ પોજીટીવ પોલ. હવે પોજીટીવ પોલના નળીને આજારી સ્ત્રીની બગલમાં રખાવવો અને નેગેટીવ પોલ થાંનની ડીંટડી ઉપર ધીમેથી લગાડવો અને તે વીજળીનો સાંચો કોઈ બીજા માણસ પાસે ફેરવાવવો. વીજળીનુ જોર ઓરતથી ખમાય તેટલુ રાખવું. આ પર-માણે આસરે બે મીનીટ સુધી કરવા પછી બંને નળીઓ બગલમાં થોડી વાર રખાવવી અને પાછી એક નળી સ્તનના એક બાજુ ઉપર ફેરવવી. એ પરમાણે એક અથવા બે મીનીટ કરવું. પછી બંને નળીઓ છાતીની વચમાં તથા તેની આસપાસ બે મીનીટ સુધી ફેરવવી આ પરમાણે છા-તીમાં દુધ આવે ત્યાં સુધી દરરોજ કરવું, ઘણું કરી બે દાડા એ પરમા-ણે કરવાથી છાતીમાં દુધ પુશકળ આવશે.

કેટલી એક કઢંગી માતાઓ પોતાના બાળકને એકદમ મોંઢામાં બીટ-ડી આપેછે જેથી તુરત થોડા વાર સુધી દુધ બીલકુલ આવતુ નથી એ-ટલે બાળક બીટડી છોડી દેઈ રોવા લાગેછે. એટલે માતાના મનમાં એમ આવેછે કે બાળકને કંઈ દરદછે તેથી ધાવતુ નથી એવી રીતે માતા ફીક-

રમાં પડેછે. જેથી તેણીના દુધની ખાસીઅત બદલાઈ ઝેરના જેવો દુધમાં ગુણ થાયછે. અને પછી પાછું બાળક ધવડાવવા માંડેછે એટલે થોડી ઘણી વારે એ ખરાબ થએલ દુધ બાળક ધાવેછે જેથી બાળકનાંપેટ છુટી જઈ ઝાડો થાયછે. બાળક ધાસતીમાં આવી પડેછે. વાસ્તે બાળકને ધવાડતાં પેલાં માતાએ એ ડીંટડી પોતાના હાથવતી ખુબ ધોળવી ને તે દાબી જોવી અને જો તેમાંથી દુધની ધાર નીકળે તો તરત બાળકને ધવડાવવું. જ્યાં સુધી દુધની સેડ ન થાય ત્યાં સુધી બાળકને વળગાડવું નહી. ગાય અથવા ભેંસને દોતી વખત માંખણથી આંચળો ઘણી વાર સુધી ચોળેછે ત્યારે તેમાં દુધ આવેછે. તે સીવાય તુરત આવતુ નથી વાસ્તે. માતાએ પણ બાળકને ધવડાવવા અગાઉ પોતાની ડીંટડી સારી પેઠે ધોવી તેમાંથી દુધની સેડ કાઢી બાળકને છાતીએ લગાડવું. કેટલી એક ઓરતો ગબડગંદી હોયછે જેથી થાંનો ઉપર મેલ અથવા એવી ગંધાતી વસ્તુઓ ચોટેલ હોયછે અને બાળકને છાતીએ લગાડેછે જેથી બાળક તે દુરગંધથી બરોબર ધાવી શકતુ નથી. વાસતે ધવાડતી વખતે બંને થાંનોને લુગડાવતી સારી પેઠે લુછી નાખવાં અને પછી બાળકને છાતીએ લગાડવું.

ઉપલી દવાઓ ન મળી આવે તો.

ભોંયકોળુ એને રૂપીઆ પાંચ ભાર લેઈ ગાયના દુધમાં વાટીને પાવું જેથી દુધ વધશે.

**અથવા**—કાળીપાટ, નાગરમોથ, કરીઆતુ, દેવદાર, સુંઠ, ઈંદરજવ, ઉપળેટ, ગળો, કડુ, એ સરવ બરાબર લેઈ આખા પાખા ખાંડી તેમાંથી રૂ ૧૧ ભાર લેઈ માટીના કોરા વાસણમાં પાણી શેર ૧૧ માં ઉકાળી બાકી પાણી રૂ. ૬ ભાર રહે ત્યારે ગાળી પાઈ દેવું.

## દસ્તાનનું નહીં પેદા થવું.

બરોબર ઉમરે પોચવા પછે શરીરનાં સઘળા ભાગો પુરતા ખીલવા છતાં દસ્તાંન ન પેદા થાય એટલે કે અટકાવ ન આવે તો તે રોગ ગણાય છે. વખતે શરીરનો બાંધો એટલોતો નાંનો હોય છે કે ઉમર પરમાણે શરીર ખીલતું નથી અને તેથી દસ્તાંન પણ પેદા થતું નથી એવી અવસ્થામાં તે કંઈ રોગ ગણાતો નથી પણ જ્યારે શરીર લાયકનું હોય છે અને

જેટલે વરસે અટકાવ આવવો જોઇએ તે ઉપરાંત કેટલીક મુદત સુધી અટકાવ આવતો નથી અને તે બંધ રેવાથી શરીરમાં કેટલો એક બીગાડ થાય છે.

દસ્તાંન બંધ રેવાથી કમરમાં અને પેહેડુમાં ભાર લાગે અને દુખાવો તથા દરદ થાય. આળસાઇ અને સુસતી લાગે, તાડ વાગી આવે અને જો શરીર લોહીયાર હોય તો તાવ આવે. ચેરો લાલ થાય,નાડી જલદી ચાલે અને પાંણીની તરસ લાગે એ પરમાણે જણાવા પછી બે ત્રણ દાડામાં સઘળી નીશાંની જતી રહે અને દર મહીને દસતાંન આવવાની વખતે એ પરમાણે જણાય પણ દસતાંન આવે નહી. એ પરમાણે થોડી મુદત જવા પછી માથામાં દુખાવો થાય, કોઠામાં બીગાડ થાય, ઝાડો બરાબર આવે નહી અને પછી ધીમે ધીમે તંદુરસતીમાં બીગાડ થતો દેખાય અને છેવટ હીસટીરીઆ અથવા બહીનો ખરાબ રોગ લાગુ થાય.

**સબબ**—વખતે સબંધ મારગ જનમથી બંધ હોવાથી અથવા ગરભસ્થાનનું મોહોડુ બંધ હોવાથી અથવા મારગમાં ગાંઠ વીગરે દરદો હોવાથી જો કે દસતાન ગરભસ્થાનમાં પેદા થાય છે. તો પણ બાહાર આવી શકતું નથી તેથી દર મહીને પેડુમાં તથા કમરમાં દુખાવો થાય છે પણ દસતાન જણાતું નથી તે ગરભસ્થાનમાંજ એકઠું થાય છે જેથી પેહેડુ તથા પેટ ધીમે ધીમે મોટુ થતું જાય છે અને આખરે ભયંકર બીમારીઓ પેદા થાય છે વળી કેટલીએક વખતે ગરભસ્થાનને લગતા ભાગોની ખુટ હોવાથી દસતાન પેદા થતું નથી.

**ઉપાય**—જે વેળા દરદ થાય તે વખત આજારીને કમર સુધી ગરમ પાણીમાં ૦ા થી ૦ાા કલાક સુધી બેસાડવો. અથવા પગને ઘુંટણ સુધી ગરમ પાણીથી સારી પેઠે સેકવા. અથવા ગરમ પાણીમાં ખોબો ભરી દળેલી રાઇ નાંખી તેમાં પગો થોડી મીનીટ સુધી બોળી રાખવા ગરમ ચા અથવા ગરમ જવનું પાણી પાવું જો શરીર જરા તપી આવેલ હોય તો આનટીમોનીઅલ પાઉડર ગરેન ૧૨ માંથી ત્રણ પડીકાં કરીને એકેક પડીકું દર ત્રણ કલાકે ફકાડવું. જો પેટ કબજ હોય તો નીચે લખેલી દવાઓની છો ગોળીઓ બનાવી બબે ગોળી દાડામાં બે વાર ગળાવવી.

| | | |
|---|---|---|
| કમપાઉન્ડએક્સ્ટ્રાક આવ કોલોસાંથ | ... | ગરેન ૧૨ |
| કમપાઉન્ડ રુબારબપીલ | ... | ગરેન ૧૨ |
| બલુપીલ ... ... | ... | ગરેન ૬ |
| ઓઇલઆવ કેરોવે ... | .. | ટીંપાં ૩ |

પેટ વધારે કબજ હોય તો નીચેની દવા મેળવી સઘળી પાઇ દેવી.

| | | |
|---|---|---|
| એપસમ સાલ્ટ | ... | દરામ ૪ |
| માના(સરએસ્ત) | ... | દરામ ૨ |
| સુનામખીની આ | ... | આંઉસ ૧॥ |

જો તાવ વધારે હોય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| બાઇકારબોનેટ આવ પોટાસ | ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ ઈથિર નાઈટરસ | ... | દરામ ૨ |
| મીઉસીલેજ આવ ગમ અકેસીઆ | ... | આંઉસ ૧ |
| પાણી | .. | આંઉસ ૩ |

કદાપી આજારી લોહીઆર અને જોરાવર હોય અને દરદ ઘણું જોરમાં હોય તો જાંગના કાતરા આગળ ॥ થી એક ડજન જળો મેલવી ખોરાક હલકો આપવો. દારૂ તથા ગરમ વસતુની કરી રખાવવી, સારી પેઠે કાંમકાજ કરાવવું.

ઉપર પરમાણે ઉપાયો કરવાથી દરદ નરમ પડયા પછી દસતાંન લાવનારી તથા લોહીને સુધારનારી દવાઓ આપવી જેવી કે ટીંચરફેરી પરકલોરીડ મીનીમ ૩૦ થી ૪૫ ને ૩ આંઉસ પાણીમાં નાખી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું. અથવા નીચે પરમાણે દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વારપાવી.

| | | |
|---|---|---|
| સલફેટઆવ આયરન | ... | ગરેન ૨૫ |
| કારબોનેટ આવ પોટાસ | ... | ગરેન ૩૦ |
| મર | ... | દરામ ૧ |
| સાકરની ભુકી | ... | દરામ ૧ |

| | | |
|---|---|---|
| સ્પીરીટ ઓાવ નટમેગ | ... | દરાંમ ૪ |
| ગુલાબજળ | ... | આંઉસ ૪ાા |

ઉપલી દવાથી આરામ ન થાય તો નીચે લખેલી દવાઓ મેળવી તેની ચોવીસ ગોળીઓ બનાવી બબે ગોળી દાડામાં ત્રણવાર ગળાવવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ આયરન | ... | ગરેન ૨૪ |
| કારબોનેટ આવ પોટાસ | ... | ગરેન ૧૨ |
| મર | ... | ગરેન ૧૨ |
| એળીઓ | ... | ગરેન ૬ |

ઉપલી દવામાંથી ગમે તે એક થોડા દાડા જારી રાખવા પછી નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| એસીડ નાઇટરીક ડીલુટ | ... | ટીપાં ૪૫ |
| કમપાઉન્ડ ટીંચર આવ સીનકોના. | . | દરામ ૧ |
| બારકનો ઉકાળો | ... | આંઉસ ૩ |

ઉપલી દવા થોડા દાડા જારી રાખવા પછી પાછી તે ઉપર લખેલી દવાઓમાંની એક થોડા દાડા આપવી. ઝાડો કબજ હોયતો નીચે પરમાણે દવાઓ મેળવી તે સઘળી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| એપસમ સાલ્ટ | .. | દરામ ૪ |
| માના (સીરએસત) | .. | દરામ ૨ |
| સુનામખીની ચા | ... | આંઉસ ૧ાા |

ઉપર પરમાણે દવા આપવાથી ઝાડો સાફ ન આવે તો ચાર કલાક પછી ફરી એ પરમાણે દવા તઇયાર કરી પાઈ દેવી. નબળાઈ પરમાણે કુવતવાળો ખોરાક આપવો.બીજે મહીને દસતાંનનુ દરદ શરૂ થવાનો વખત આવે ત્યારે એ દવાઓ બંધ કરવી.

દસતાંન લાવનારી દવાઓ આપતી વખત દરરોજ દાડામાં એક વખત પીટુ ઉપર કમપાઉન્ડ લીનીમેન્ટ આવ કેમફર અથવા લીનીમેન્ટ આવ આમોનીઆ અલગે હાથે લગાડીને થોડો વાર ધીમેથી મસળવું.



# વાંઝીઆપણું.

બાળક નહી પેદા થવાનાં ઘણાં જુદાં જુદાં કારણોછે. તે કારણો જ્યાં સુધી સોધી કાઢી દુર કરવામાં ન આવે ત્યાં સુધી ગરભની આસા રાખવી ફોકટછે. કેટલી એક અજ્ઞાન ઓરતો સીખેલા હુશીઆર ડાકટરની પાસે તેનો ઉપાય કરાવવાને બદલે કોઈ ઢોંગી માણસો પાસે દોરા ધાગા, ચોઠી, જંતરમંતર, વીગેરે કરાવેછે. જેથી પુત્ર થતો નથી અને પઇસાની તથા આબરૂની ખુવારી થાયછે તેમજ કોઈ સમજા વીના ખરાબ જાતની ઔસધી આપેછે જે ખાવાથી શરીરની અંદર તરેહવાર જાતના રોગો પેદા થાયછે. વાંઝીઆપણું રેવાના નીચે પરમાણે ટુંકામાં કારણો બતાવાં છે જે વાંચવાથી ખાત્રી થશે કે તે કારણો સોધી કાઢી હુશીઆર અને શીખેલા ડાકટરો પાસે ઉપાય કરાવવા સીવાય ગરભની આસા રાખવી તદંન ફોકટછે.

**સબબ**—કેટલાં એક એવાં કારણોછે કે જેથી સબંધ તદંન થતો નથી અથવા ઘણો અધુરે થાયછે. જેથી ધાતુની અંદર જીવવાળાં નાનાં પદારથો ગરભસ્થાંનમાં જઈ શકતાં નથી. જેવાં કે સબંધ મારગના મોઢા ઉપર મજબુત ચાંમડી ફરી વળેલી હોયછે જેથી ગરભસ્થાંન ખીલતુ નથી જેથી ધાતુ અંદર દાખલ થઈ શકતી નથી. અથવા ગરભસ્થાંનની કોર સાથે વળગી ગએલી હોયછે તેથી પણ અંદર ધાતુ દાખલ થતી નથી. અથવા ગરભસ્થાંન અંદરથી સાંકડો હોયછે તેથી ધાતુ અંદર ઠરી શકતી નથી અથવા ગરભસ્થાંનની ગાંઠો બીલકુલ હોતી નથી અથવા ગરભસ્થાંન પોતાની જગોથી ખસી ગએલુ હોયછે. અથવા ગરભસ્થાંનના અને દસતાંનના તરેહવાર રોગથી તેમજ મરદની ધાતુમાં બીગાડ થવાથી ગરભ રેતો નથી. વળી ઘણી ધાત જવાથી પણ ગરભ રેવામાં હરકત આવેછે.

ઉપર જણાવેલાં કારણો સોધી કાઢવાનુ તથા તે દુર કરવાનું કામ શીખેલા હુશીઆર ડાકટરનું કામછે. તે સીવાય બીજાથી બની શકતુ નથી વાસ્તે એવી વખતે સીખેલા ડાકટરની સલાહ લેવા ચુકવું નહી. જેથી નીશફળ થએલી ઓરતો ફતેમંદ થશે.



# બાળકની નાળ ખરી પડવા પછી ડુંટીમાં થતું ચાંદુ.

**(સોરનેસ આવ ધ નેવલ**—Soreness of the navel)

**ઉપાય**—ઝાડો આવે એવી દવાઓ આપવી. ચાંદા ઉપર સફેત મલમની પટી હમેશાં ધોઇને મારવી. અથવા પોરટવાઇનમાં લીન્ટનો કટકો બોળી તે મુકવો.

**અથવા**—રસઅતી તથા સીંસુ સરખેભાગે ઘસી ચાંદા ઉપર ચોપડવુ.

**અથવા**—લોદર, હળદર, કડાછાલ, એ ત્રણેને વાટી પાણી નાખી ગરમ કરી ચાંદા ઉપર લેપ કરવો.

**અથવા**—હળદર, લોદર, ધઉલા, જેઠીમલ, ઝીપટાનામુળ, એ સરવ સરખે ભાગે લઈ તેમાંથી રૂ૧૦ ભાર લઈ આખા ભાંગુ ખાંડી તેમા પાણી શેર ૪ માં નાખી ઉકાળી બાકી પાણી અડધુ રહે ત્યારે તે પાણીથી ચાંદું ધોવુ.

**બાળકના દાંતનું ફુટવું અથવા દુધીયા દાંતનું ફુટવું.**

**(ટીથીંગ**—Teething)

બાળકને દુધીયા દાંત ફુટેછે ત્યારે પારા ચડી આવેછે. વખતે પાતળાં પેટ આવેછે. બેચેની ઘણી રહેછે અને બાળક રોઆ કરેછે અને ધાવતું નથી ઊંઘ બરાબર આવતી નથી. તેના જોરથી વખતે ઉપલીયુ અથવા એંચ તાંણ થઈ આવે છે. કેટલાંએક બાળકોને કંઈ પણ હરકત સીવાય સઘળા દાંતો ફુટેછે અને કેટલાંએકને દરેક દાંત નીકળતી વખત એટલું તો દુખ થાય છે કે તેની જીંદગીની ધાસ્તી રાખવી પડે છે. દાંત ફુટતી વખતે સેજ પારા સુજી આવે અને તંદુરસ્તીમાં ઘણો બીગાડ થયા વીના દાંત ફુટે તો બાળકને ખુલી હવામાં ફેરવવું. થંડા પાણીમાં લુગડુ બોળી માથા ઉપર મુકી રાખ્વું. દાંતના પારા સુજી આવે તે ઉપર આંગળી ફેરવા કરવી ખોરાક હલકો આપવો. ઝાડો કબજ હોય તો ઉમર પરમાણેકમપાઉન્ડ રૂબારબપાઉડર આપીને ઝાડો સાફ લાવવો.

પણ દાંતના પારા ઘણા જોરમાં સુજી આવેલ હોય અને તે ઘણો

લાલ થએલો અને ગરમ જણાય, જેથી બેચેની ઘણી રહે તથા તાવ આવે તો સુજેલા પારાને ગમલેનસેડથી અથવા પારા ચીરવાના નસતરથી તે ચીરવા. જેથી દાંતનું તરાણુ નરમ પડશે અને દાંતો ફુટી નીકળવાનો રસ્તો થશે. ઘણી વખત એ પરમાણે પારાને ચીરવાથી તાવ ઓછો થાયછે પણ એ પરમાણે કરવા છતાં તાવ નરમ પડે અને ઝાડો કબજ હોય તો એક વરસના બાળકને ૦॥ ગરેન કેલોમલ અને ૨ ગરેન રુબારબ પાઉડરને સાકરના સીરામાં મેળવી ચટાડવું અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેનાં ચાર પડીકાં કરી એકેકુ પડીકુ દર ત્રણ કલાકે સાકરના સીરામાં ચટાડવું.

| | | |
|---|---|---|
| હાઇડરાજીરી કમકરેટા | ... | ગરેન ૧ |
| સોડા બીકારબોનસ | ... | ગરેન ૮ |
| કમપાઉંડ પાઉડર આવ રુબારબ | ... | ગરેન ૧૨ |

ઉપર પરમાણે દવા આપી ઝાડો સાફ લાવવા પછી તાવ નરમ પાડવા નીચે લખેલી દવા મેળવી તેમાંથી એક વરસના બાળકને એકથી બે નાની ચમચી ભરી દવા દહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવી.

| | | |
|---|---|---|
| બાઇકારબોનેટ આવ પોટાસ | ... | ગરેન ૨૦ |
| એસીડસાઈટરીક | ... | ગરેન ૧૫ |
| સ્પીરીટ ઇથરનાઇટરસ | ... | ટીપાં ૧૫ |
| સાકરનું સરબત | ... | દરામ ૨ |
| પાણી ... | ... | આંઉસ ૧॥ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી બે ચમચી ભરી દર ત્રણ કલાકે પાવી અને તે બેથી ત્રણ દહાડા સુધી જારી રાખવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસીટેટીસ | .. | મીનીમ ૪૦ |
| સ્પીરીટ ઈથર નાઇટરસ | ... | મીનીમ ૩૦ |
| કેમફરવોટર | ... | આંઉસ ૧ |

દાંતના જોરથી બાળકને એક બે પાતળાં ઝાડા આવે તો તેની ફીકર નથી પણ જો ઘણી વખત ઝાડો થતો હોય તો તેને બંધ કરવા એકથી બે વરસના બાળકને એરોમેટીક પાઉડર આવ ચાક, ગરેન બેથી ચાર સુધી દર ત્રણ કલાકે ફકાડવું, એથી બંધ ન થાય તો એરોમેટીક પાઉડર આવ ચોક એન્ડ ઓપીઅમ ૨થી ૩ ગરેન દર ત્રણ કલાકે ફકાડવું. અથવા

ા થી ૧ ટીપું કલોરોડાઇન ઉમર પરમાણે પાણીમાં નાખી પાવું અને તે એ પરમાણે દર ત્રણ કલાકે પાવું. અથવા નીચે જણાવેલી દવાઓ સારી પેઠે મેળવી તેમાંથી બે નાની ચમચી ભરી દર ત્રણ અથવા ચાર કલાકે પાવી.

| | | |
|---|---|---|
| પ્રીપેરેડ ચાક | ... | ગરેન ૧૦ |
| અકેસીયા પાઉડર | ... | ગરેન ૧૦ |
| સીનેમોમ વોટર | ... | આઉંસ ૧ા |
| સાકરનું સરબત | ... | દરામ ૨ |
| ટીંચર આવ કેટીકુ | ... | ટીપાં ૨૦ |

ઉપલી દવાથી આરામ ન થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેના આઠ ભાગો કરી એકેકો ભાગ દર બે કલાકે જ્યાં સુધી ઝાડો બંધ થાય ત્યાં સુધી પાવી.

| | | |
|---|---|---|
| કાસટર ઓઇલ | ... | મીનીમ ૧૨ |
| ગુંદરનો ભુકો | ... | ગરેન ૮ |
| સ્પીરીટઆવકલોરોફોરમ. | | મીનીમ ૮ |
| લાઇકર બીસમથ | ... | મીનીમ ૩૦ |
| સીનેમોમ વોટર | ... | આઉંસ ૧ |

પેટ ઉપર કોલનવોટર અથવા ટરપેનટાઇન ચોપડી, તે ઉપર ફલાનલનો ગરમ સેક કરવો. અથવા અળસીની પોલટીસ ગરમ ગરમ બાંધી રાખવી. ઊંઘ ન આવતી હોય તો, એક ગરેન ડોવરસ પાઉડર અને એક ગરેન હાઇડરાર્જીરી કમકરેટા એ બંનેને મેળવી, તેમાંથી બે સરખાં પડીકાં કરી અને તેમાંનું એક પડીકું સાકરના સીરામાં મેળવી રાતે સુતી વેળા ચટાડવું.

ખાંસી અથવા તાંણ વરતાયતો ખાંસી તથા તાંણના મથાળા હેઠળ જણાવા પરમાણે ઉપાયો કરવા.

ઉપલી દવાઓ ન મળી આવે તો—

ધાવડીનાં ફુલ, લીંડીપીપર, આંમળાનો રસ, એ સરખે ભાગે લેઈ બારીક વાટી તેમાં મધ મેળવી પેઢા ઉપર ચોપડવું.

**અથવા**—કાળીપાટ, નરગંડી, એ બંનેનાં મુળ લાવી દોરડા વતી ગળે બાંધવાં.

# ઉપલીયું અથવા તાંણ.

(કનવલ્ઝન—Convulsion)

**નીશાની**—આ રોગ બાળકને પાંચથી સાત વરસ સુધીમાં થાયછે. રોગ થવા અગાઉ બાળક સુસ્ત લાગે, બેચેન જણાય, આંખના ડોળા ફેરવાએલા લાગે અને તે તાકીને ટગર ટગર જોયા કરે તેમ વરતાય. દાંત કચકચાવે, ઊંઘમાં ચૌંકે, અથવા બીએ, ઊંઘમાં બલે, વખતે આંખ અથવા ચેરાની એક બાજુ, ફરક્યા કરે, હાથનો અંગુઠો વળેલો રાખે. ભુખ જતી રહે, રોયા કરે, અને વખતે થોડો તાવ આવ. એ નીશાંનીઓમાની થોડી અથવા સઘળી થોડા દાહાડા જણાયા પછી અથવા કંઈ પણ ચેતવણી આપ્યા વીના એકદમ આ રોગ થઇ આવે છે. અને બાળકનું શરીર ખેંચાઇને સજડ લાકડા જેવું થાય, ચેરો ઉડ્યા કરે, હોઠ હાલા કરે, ડાચુ વખતે બેસી જાય, મોઢા ઉપર ફીણ આવે, હાથનાં આંગળાં વળી જાય અને મજબુત મુઠી વાળેલી રાખે. હાથનો પોંચો જાણે મરડાઈ ગયો હોય એવો ખેંચાઇને વાંકો ટીકો થાય, પગની પાટલી પણ ખેંચાઇને મરડાયેલી લાગે, બરડો ઊંચકાઈ આવે ગરદન પાછળ ખેંચાઇ જાય અને વખતે હાલા કરે, આંખના ડોળા ફેરવાઇ જાય, આંખ બહાર આવી હોય એમ લાગે, દમ ઘરટલા જેવો અને બે કાયદે ચાલે, નાડી ઉતાવળી અને નાંની થાય, માથુ ગરમ લાગે, પગ થંડા લાગે, ચેરો લાલ અથવા આસમાંની જેવો થાય, ઝાડો તથા પેશાબ ઘભરાટમાં આવી જાય, આખા શરીરમાં પરસેવો છુટે, અને વખતે એવી હાલતમાં બાળક મરણ પામે, પણ ઘણી વેળા થોડા વખતમાં રોગનું જોર નરમ પડે, ખેંચાએલા હાથ પગ ઢીલા થાય, બાળક ઊંઘે અથવા રોવા માંડે અને પાછુ હુંશીઆર થાય. આ પરમાણે થોડો વખત મટી જાય અને પાછુ થાય.

**સબબ**—દુધ બરાબર હજમ ન થવાથી અથવા ઘણો ખોરાક ખાધાથી, બદહજમી થવાથી, દાંત ફુટતી વેળા પારા સુજી આવે તેથી, પેટમાં કરમ થાય તેથી, થંડી અને ભીની હવાની અસરથી, અણચીંતવી ધાસ્તી અથવા બીક માતાને લાગવાથી અને તે વખતે બાળકને ધવાડવાથી, પડી જવાથી, અથવા કંઈ વાગવાથી, તેમજ ગોવર અને બીજા

એવા ચેપી તાવોમાં અને ભેજાના ઉપર લોહીનો જોસ થવાના અને બી-જા કેટલાએક રોગોમાં પણ આ બીમારી થાય છે. વારસા તરીકે આ રોગ ઉતરે છે. નબળાં અને પોચા મીજાજ વાળાં બાળકને વધારે વાર થાય છે. આ રોગ કોઈ વખતે આખા શરીરમાં અથવા ફકત હાથ અ-થવા પગમાંજ થાય છે.

ઉપાય—ઉપલીયુ અથવા ખેંચતાણ થઈ આવે તારે ગરદનની આસપાસ તંગ બાંધેલ હોય તો છોડી નાખવું અથવા તંગ લુગડાં પેર્યાં હોય તો તે ઢીલાં કરવાં, બાળકને સુવાડી રાખવું અને બારી બારણાં ઉઘાડાં રાખી ઓરડામાં તાજી હવા આવે તેમ કરવું. બાળકને કમર સુધી ગરમ પાણીમાં બેસાડવું. પગ થંડા હોય તો ગરમ પાણીમાં એક ચમચો રાઈ નાખી તેમાં થોડો વખત સુધી પગ બોળી રાખવા. અથવા પગના ટેટા ઉપર રાઇની પટી પાંચથી દસ મીનીટ સુધી મારવી. માથા ઉપર કોલનવોટર, બરફનું પાણી અથવા થંડુ પાણી રેડવું અથવા તેમાં લુગડુ બોળી માથા ઉપર મુકી રાખવું. અથવા બરફના કટકાને પોટકીમાં બાં-ધી તાળવા ઉપર તથા માથાના પાછલા ભાગ ઉપર ફેરવી મોઢા ઉપર થંડુ પાણી છાંટવું.

એ પરમાણે તજવીજ રાખવાથી તાંણ નરમ પડશે. પછી બાળકથી ગળી શકાય એવું જણાય તો ઝાડો સાફ લાવવા બે વરસના બાળકને એક ગરેન કેલોમલ અને પાંચ ગરેન સ્કેમારબ પાઉડરને સાકરના સારામાં મેળવીને ચટાડવું અને જરૂર જણાય તો ફરી ચાર કલાક પછી એજ પરમાણે ચટાડવું. ગળી શકે તેમ ન હોય તો સાબુના પાણીની પીચકારી ગુદામાં મારવી અથવા ઝાડો ઘણો કબજ હોય તો ૦ાા થી ૧ ચમચો એરંડીયું તેલ તથા ૩૦ થી ૬૦ ટીપાં ટરપેનટાઇન સાબુના પાણીમાં મેળ-વીને તેની પીચકારી ગુદામાં મારવી. તાણ નરમ પડવા પછી બાળકને ચુપ પડી રેહેવા દેવું. તેના ઓરડામાં ગડબડ અથવા ખખડાટ થવા દેવો નહી, તેને હલકા ખોરાક ઉપર રાખવો. ઉપલીયું થાય તે વખતે શરી-રમાં ઘણો તાવ હોય, ચેરો રાતો હોય, નાડી ઉતાવળી ચાલે અને નાંની ન હોય અને આજારી તાંણમાં ચીચીઆરી પાડે અને જોરમાં ખેંચતાણ કરે અથવા બકબકારો કરે તો બે વરસના બાળકને દરેક કાંનપટી ઉપર

બન્ને નાંની જળો મેલવી.જળોના ડંખને વેહેવા દેવા નહી પણ થંડા પાણી-માં લુગડુ બોળી તે ડંખ ઉપર લગાડવું, જેથી લોહી બંધ થશે. આજારી-થી ગળી શકાય એવું થાય કે તુરત ૧ થી ૩ ગરેન કેલોમલ તથા ૫ થી ૧૦ ગરેન જેલપપાઉડર બંનેને મેળવી સાકરના સીરામાં ચટાડવું, જેથી ઝાડો ખુલાસે આવશે. પછી કેલોમલ ગરેન બે અને એનટીમોનીઅલ પા-ઉડર ગરેન ૩, એ બંનેને મેળવી તેનાં ત્રણ પડીકાં કરી અકેકુ પડીકુ દર ત્રણ કલાકે ફકાડવું. પેટમાં કરમ પડવાથી એચતાંણુ થતું હોય તો સેનટો નાઇન ગરેન ૧ થી ૨ સાકરના સીરામાં મેળવી ચટાડવું. અને ચાર કલાક પછી ૧ ચમચી એરંડીયુ તેલ પાવું અથવા નીચે જણાવેલી દવાઓ મેળ-વી તેનાં ત્રણ પડીકાં કરી અકેકુ પડીકુ દર ત્રણ કલાકે સાકરના સીરા-માં ચટાડવું.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | ગરેન ૪ |
| સેનટોનાઇન | ... | ગરેન ૬ |
| રુબારબ | ... | ગરેન ૨૦ |

ઉપર પરમાણે દવા આપવાથી કરમ પડી જશે. અને એચતાંણુ નરમ પડશે. સફેત પેટ આવતાં હોય અને બેચેની ઘણી હોય તો ડોવરસ પાઉડર ગરેન ૨ તથા હાઇડરાર્જીરી કમકરેટા ગરેન ૩ ને મેળવી તેનાં ત્રણ પડીકાં કરી અકેક પડીકુ દાડામાં ત્રણ વાર ચટાડવું. શરીરમાં તાવ હોય તો ડોવરસ પાઉડર અથવા અફીણની દવા કદી આપવા નહી.

પારા સુજેલા તથા પોચા હોયેં અને તેની નીચે દાંત ફુટતા હોય તે ઉપર હાથ ફેરવવાથી જણાય તો તે ચીરવા અને નીચે પરમાણે દવાઓ મેળવી બેથી ચાર દરામ જેટલું દર બે કલાકે પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બ્રોમાઇડ | ... | ગરેન ૨૦ |
| હેડરેટ આવ કલોરલ | ... | ગરેન ૧૦ |
| સાકરનો સીરો. .. | ... | દરામ ૨ |
| પાણી. ... | ... | આંઊસ ૩ |

કદાપી બદ હજમી થઈ પેટ ઢોલ જેવું ફુલી આવ્યું હોય તો તે ઉ-પર ફલાનલનો અથવા અળસીની પોલટીસનો શેક કરવો. અને સુવાનો અકર અને વરીઆળીનો અરક અથવા ડીલવોટર એક બે ચમચી દર ત્રણ કલાકે પાવી.

**અથવા**—કોઈ પણ કારણથી બાળકને નબળાઈ થઈ હોય અને તેથી ઉપલીયુ થતું હોય, અથવા બાળક જનમથી ઘણા નબળા બાંધાનું હોય, નાડી ધીમી ચાલતી હોય, મોહું ફીકુ થઈ ગયું હોય, તો જળો મુકવી નહી. જુલાબ આપવો નહી, તથા ગરમ પાણીમાં બેસાડવું નહી, પણ જરા સરકો અથવા કારબોનેટ આવ આમોનીઆ સંભાળથી સુંઘાડવું. અને તાંણ નરમ પડે કે નીચે જણાવેલી દવાઓ મેળવી તે પાવી અને એજ પરમાણે દર કલાકે પાયા કરવી.

| | |
|---|---|
| એરોમેટીક સ્પીરીટ આવ આમોનીઆ | ...મીનીમ ૫ |
| ટીંચર આત્ર વેલેરીઅન ... | ...મીનીમ ૫ |
| ટીંચર આવ કેસટર ... ... | ...મીનીમ ૫ |
| કેમફર વોટર. ... ... | ...ચમચી ૧ |

ઉપર જણાવેલા ઉપાયો ફકત બાળકને વાસ્તે છે પણ જો મોટી ઉમરનાને માટે ઉપાય કરવો પડેતો વધારે વજનમાં દવા આપવી.

ઉપલી દવાઓ ન મળી આવે તો.

ગંધીલો વજ, માલકાંકણી, કેશર, પીપળાની વડવાઈ, કસતુરી, એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી તેમાંથી વાલ એક પાણીની સાથે સવારમાં દરરોજ પાવું.

---

# બાળકની ડુંટીનું બાહાર નીકળી આવવું.

**(પ્રોટરૂઝન આવ ધ નેવલ**—Protrusion of the Navel)

**ઉપાય**—બાળકની ડુંટી બાહાર નીકળી આવી હોયતો, તે ઉપર લીન્ટનો કટકો મુકી તેના ઉપર જંઈના ઘેરાવા જેટલો લાકડાના બુચનો ગોળ કટકો તેના ઉપર મુકવો અને પછી તે ઉપર સ્ટાકીંગ પલાસ્તરની પટીઓ વળગાડવી, અને ત્યાં તે પરમાણે રાત દાહાડો હમેશાં રાખી મુકવી.

**અથવા**—એરંડાનાં મુળ, ઉપલેટ, કરેશનાઅગર, સુખડ, એ સરવ બરાબર લેઈ પાણીમાં વાટી ડુંટા ઉપર દરરોજ ચોપડવાં, તેના ઉપર તેની માએ પોતાનો હાથ ગરમ કરી ડુંટા ઉપર તે વતી શેક કરવો.



# બાળક ઉંઘમાં ચીસ પાડે તેવિશે.

**(સડન સ્ક્રીમીંગ આવ ધ ચીલડરન ફ્રોમ આવ ધેર સ્લીપ—Sudden screaming of children from their sleep)**

**સબબ**—કેટલીએક વેળા બાળક ઊંઘમાં ચીસ પાડી ઉઠેછે તે ઘણું કરી પેટમાં કરમ થવાથી, દાંતો ફુટવાથી, અજીરણ થવાથી, તથા માબાપે મુરખાઇથી દીવસે હાઉ આવ્યું એ પરમાણે બીવડાવવાથી બાળક ઊંઘમાં-થી ચીસ પાડી ઉઠે છે.

**ઉપાય**—બાળક રાત્રે ચીસ પાડી ઉઠે ત્યારે તેને ધમકાવવાને બદલે પ્યારથી અને ધીમેથી તેનું નામ દેઈ બોલાવવું, છાતીમાં દાબવું. તથા થો-ડી મીનીટ સુધી હાથમાં અથવા બીછાનામાં રમાડીને પાછું સુવાડવું. બી-જે દહાડે ચીસ પાડવાનું કારણ સોધી કાઢી તે પરમાણે ઘટતી દવા કરવી.

દાંત ફુટતા હોય તો દાંતના પારાઓ ચીરવા, જેથી દાંત સેલાઇથી બાહાર ફુટી નીકળશે.

પેટમાં કરમ પેદા થયા હોય અથવા અજીરણ થયુ હોય તો કરમના મથાળા હેઠળની અથવા અજીરણના મથાળા હેઠળની બાબતોમાં જ-ણાવ્યા પરમાણે ઇલાજો કરવા.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

લીંડી પીપર, હરડાં, બેડાં, આંમળાં, એ સરવે બરાબર લેઈ બારીક વાટી તેમાંથી વાલ એક મધ તથા ઘીની સાથે ચટાડવું.

**અથવા**—એરડીનાં બીજ, ઊંદરની લીંડીયું, એ બંને સરએ ભાગે લેઇ બારીક ખાંડી તેમાંથી વાલ બે લીંબુના રસમાં મેળવી બાળકની ગુદાએ ચોપડવું.

---

# બાળકનાં શરીરનું તવાઇ જવું.

**( ઉવેસ્ટીંગ—Wasting.)**

સુખાકારી વાળાં બાળકો કેટલીએક વેળા કંઈ પણ ચોકસ કારણ ન જણાતા છતાં એટલાં તો તવાઈ જાયછે કે ચામડું અને હાડકાં સીવાય

બીજુ કશું પણ તેઓના શરીર ઉપર જણાતું નથી. કોઈ વખત એવાં બાળકને ઠાંસો થાયછે, શરીરમાં તાવ રહેછે, ભુખ લાગતી નથી, અને આખો દાહાડો સુસ્ત રૈહેછે.

**ઉપાય**—પેહેલાં બાળક શા કારણથી નબળું થઈ ગયુંછે તે શોધી કાઢવું, પેટમાં કરમ થયા હોય તો કરમના મથાળા હેઠળ બતાવેલા ઉપાયો કરવા. અથવા અજીરણ થવાથી એમ થયું હોય તો અજીરણના મથાળા હેઠળ બતાવેલા ઉપાયો કરવા.

કેટલીએક વખતે માતાઓના બંને થાનોનું અથવા એક થાનનું દુધ ખરાબ થઈ ગયું હોય, અને તે બાળકના ધાવવામાં આવતું હોય તો બાળક દાહાડે દનીએ તવાતું જાયછે. પેટ છુટી જાયછે, અને વખતે ખેંચતાણ થાયછે. અને આખર મરણ પામેછે. તોપણ ખબર પડતી નથી કે માતાનું દુધ ખરાબ છે તેથી બાળક ઉછરતું નથી, વાસ્તે તેનો ઇલાજ કરવો. પણ તેમ કરવાને બદલે વેહેમી લોકો ભુવાભામા વીગરેની પાસે ખરાબ થાયછે અને આખરે પ્યારા બાળકનો માતાનું ખરાબ દુધ નાશ કરેછે. એ બાબતમાં ડાકટર હારટમેન લખેછે કે એક ઓરતને સાત બાળક હતાં, અને તે ઘણી તંદુરસ્ત હતી. તેનું છેલું બાળક જણ્યા પછી ચાર અઠવાડીયાં સુધી તે ઘણી સારી હાલતમાં હતું. તે પછી બાળકને ઘણાં પાણી જેવા રંગ બેરંગી પેટ આવવા માંડ્યાં અથવા ઝાડો થવા લાગ્યો અને બાળક બીલકુલ લેવાઈ ગયું. એક પખવાડીયા સુધી બાળકને જે જે દવા કરી તેથી કંઈ પણ ગુણ થયો નહી. ત્યારબાદ તેની માતાએ જાહેર કરૂં કે બાળકને જમણી છાતીએ ધવાડું છું તો તે મોઢામાં પણ લેતું નથી, અને ચીસોચીસ પાડેછે પણ ડાબી છાતીએ સારી રીતે ધાવેછે. પછી તે ઓરતની બંને છાતીનું દુધ જાુદુ જાુદુ કઢાવી તપાસી જોયું તો જમણી છાતીનું દુધ ખારૂં માલમ પડ્યું અને ડાબી છાતીનું દુધ મીઠુ હતું. બંને છાતીના દુધના રંગમાં જરા પણ તફાવત નોહોતો. તથા એક બીજા દુધમાં પાતળા અથવા જાડાપણાનો કંઈ પણ તફાવત માલમ પડ્યો નહી. માત્ર તફાવત સ્વાદમાંજ હતો. આ પરમાણે તપાસવાથી બાળકની તંદુરસ્તી બગડવાનું કારણ સાબીત થયું. તેથી દવાદારૂ બંધ રાખી બાળકને ફકત-ડાબી છાતીએ ધવાડવું મુકરરર કરૂં. એ પર-

માણે કરવાથી જે ત્રણ દીવસમાં ઝાડો ઘણો થતો તે બંધ થઈ ગયો. અને થોડા દાહાડામાં તે તંદુરસ્ત થઈ ગયું. આ પરમાણે માતાનું દુધ ખરાબ હોય અને તેના ગમે તેટલા દવાદારૂથી ઉપાય કરે તો બીલકુલ આરામ થવો નથી.વાસ્તે એવી વેળાએ માતાના દુધનો પેહેલાં તપાસ કરવો.

કેટલીએક વખત માતાની એક અથવા બંને છાતીનું દુધ ખરાબ હોય છે અને તે ધવડાવવાથી બાળકની તંદુરસ્તીમાં બીગાડ થાયછે. સને ૧૮૫૦ માં ઓરતના દુધમાં જીવડાં હોયછે એવું સોધી કાહ્યુંછે. ડાકટર ગીબ પાસે એક સખસ સાત અઠવાડીયાનું લેવાઈ ગયેલું બાળક લઈને આવ્યો, અને તેણે કહ્યું કે. આ બાળક જનમ્યું ત્યારે શરીરે જોરાવર તથા ભરેલું અને તંદુરસ્ત હતું. પણ હમણાં થોડા દાહાડા થયાં માનું દુધ તે બીલકુલ લેતું નથી, અને તે સુસ્ત લાગેછે. બાળકને અતીસાર અથવા બીજો કંઈ રોગ નોહોતો. જેથી તે નબળું થઈ ગયું હોય. આખર ડાક્ટરે માના દુધની તપાસ કરી, તો દુધનું જાતી ગુરૂત્વ ૧૦૩૦ હતું અને તે સર્વે રીતે સારૂં મીઠું હતું પણ જ્યારે તે દુધને સ્તનમાંથી બાહાર કાઢ્યા બાદ સાત કલાક રેહેવા દેઈ સુક્ષ્મદર્શક યંત્રથી તપાસી જોયું તો તેમાં હજારો નાના જીવતાં જીવડાં દેખાવા લાગ્યાં. ફરી બીજે દાહાડે તુરતના કાઢેલા દુધને તપાસી જોયું તો તેમાં પણ જીવ દેખાયાં. તે દુધ જરાવાર હવામાં રેહેવાથી ખાટું થઈ જતું હતું. પછી ડાકટર ગીબે તે બાળકને તેની માને થોડો વખત થોડું થોડું ધવડાવ્યું, અને પછી બીલકુલ છોડાવી દીધું જેથી તે બાળક તંદુરસ્ત તથા હુંશીયાર થયું.

એક ડાકટર લખેછે કે ઉપર લખેલો આજાર તાલેવાન લોકોની ઓરતોમાં થોડો થાયછે પણ ગરીબ ઓરતોને પેટ પુરતો ખોરાક મળતો નથી તેથી તેઓ નબળાં હોયછે. અને તેઓ કામ ધંધાને લીધે નાતાં નથી, અને ગલીચ રેહેછે, તેઓને આ આજાર વધારે થાયછે. એ જીવડાં સ્તનમાં ખુદ પોતાની મેળે થતાં નથી, પણ ડીટડીઓએ બાળકને ધવડાવ્યા પછી તે સાફ રાખતાં નથી એટલે કે ધોતાં અથવા લુછતાં નથી તેથી ત્યાં જીવડાં થાયછે અને પછી તે જીવડાં અંદર દાખલ થાયછે, અને પછી દુધની અંદર આવેછે.

જન્મથી નબળાઈ હોયતો તેમાં બતાવેલા ઉપાયો કરવા તથા શકતી

આવે એવી દવાઓ આપવી. પણ સરસ ઉપાય એ છે કે બાળકના આખા શરીર ઉપર મગરનું તેલ દાહાડામાં બેથી ત્રણ વાર ધીમે ધીમે મસળવું અને તે સારી પેઠે ચામડીમાં પચાવવું. દરીઆના પાણીથી બાળકને દરરોજ નવડાવવું. તથા બની શકેતો દરીઆ કીનારે હમેશાં ફેરવવું. બાળકને જરા જરા શકતી આવવા માંડે અને પચવા માંડે કે ૦ાા થી ૧ ચમચી મગરના તેલમાં ૫ થી ૧૦ મીનીમ સીરપ આવ આઇઓડાઈડ આવ આયરન નાખી તેને સવાર સાંજ પાવું. પણ જો ઉલટી તથા ઝાડો થાય તો મગરનું તેલ થોડા દાહાડા સુધી એકદમ બંધ કરી પાછું થોડાં થોડાં ટીંપાંથી ચાલુ કરવું. અથવા નબળાઈ ઘણી હોય તો થોડા ટીંપાં બ્રાંડી અથવા પોરટવાઈન પાણીમાં ભેળી પાવો. અથવા ઘણી નાની ઉમરના બાળકને માતાનું દુધ માફક ન આવતું હોય તો કોઈ બીજી ઓરત પાસે ધવડાવવુ, અથવા મેલીન્સ ફુડફોર ઈનફન્ટસ પાણીમાં અથવા દુધમાં ઉકાળીને ખોરાક દાખલ આપવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

સુંઠ, તીખાં, લીંડીપીપર, વાવડીંગ, દેવદાર, એ સરવ સરખે ભાગે લેઈ બારીક ખાંડી તેમાંથી વાલ ૧ લેઇ તેમાં એક ચણોઠી ભાર ચોખો મંડુર નાખી તેને ગાયના ઘીમાં અથવા તેની માના દુધમાં મીલાવીને પાવું.



# બાળકને ઝાડો છુટીજવા તથા ઉલટી થવા વીશે.

### ( ડાઈઆરીઆ એન્ડ વોમીટીંગ આવ ઈનફન્ટસ ).

### Diarrhœa and Vomiting of infants.

**નીશાની**—બાળકને હમેશાંના કરતાં ઘણી વખત ઝાડો થયા કરે અને તે પાતળો તથા વધારે વજનમાં હોય તેની સાથે બેચેની હોય પેટમાં ગગડાટ થાય, અને પેટમાં દુખતુ હોય એમ લાગે, પવનથી પેટ વખતે ફુલી આવે, અને ઝાડો થતી વેળા પવન છુટવાથી ઘણો અવાજ થાય. ઘણીવાર ઝાડો થવાથી બાળક લેવાતુ જાય, તરસ ઘણી લાગે, વખતે ભુખ બહુ લાગવાથી ઘડી ઘડી ખાવા માગે, વખતે ઉલટી થાય એની સાથે

ઘણું કરી તાવ હોય નહી, પણ પાછળથી વખતે તાવ તથા પેટનો અકર-સાટ લાગુ પડે અને તેમાંથી ખરાબી થાય.

આ રોગમાં ઝાડાનો રંગ સઘળી વખત એક સરખો આવતો નથી. વખતે ઝાડા પાતળા અને ઘણા આવે છે તોપણ તેનો રંગ તથા દેખાવ અસલ જેવોજ હોય છે, ગરમીની મોસમમાં પીતના જોરથી આવે છે, ત્યારે પીળો હળદર જેવો અથવા ઘણું કરી લીલા રંગનો હોય છે. વખતે કેટલાંએકને પેટમાંનો ચીકણો કફ અથવા બલગમ પડે છે. અને પેટ ઘણાં ગંધાતાં આવેછે. એ બલગમ પેહેલાં પાતળો અને ઈંડાની સફેતી જેવો હોય છે. પણ થોડા વખતમાં તે ઘારો અને પરૂ જેવા રંગનો થાય છે, વળી વખતે પીત બરાબર પેદા ન થવાથી ઝાડો સફેત દુધ જેવા રંગનો આવે છે, કેટલાંક બાળકને ખાધા પછી તરત ઝાડે જવું પડે છે, અને ઝાડાવાટે ન પચેલુ પડે છે.

**સબબ**—બાળકને ઉતાવળુ ધાવણ છોડાવાથી તથા છેક નાની ઉ-મરે મોટા માણસના જેવો ખોરાક ખવડાવવાથી, ઘણો થંડો પવન લાગ-વાથી, ખરાબ ન પચે એવો ખોરાક આપવાથી, અને હવામાં થતા ફેરફારથી ઝાડો છુટી જાય છે. દુધીઆ દાંત ફુટે તેના જોરથી, સીતળા, ગોવરૂ, ખરાબ દુધ વીગેરે બીમારીમાં પણ ઝાડો છુટી જાય છે.

**ઉપાય**—આ રોગ થવાનું કારણ સોધી કાઢી તેને દુર કરવું, બાળકને આયાં ધવાડતી હોય તો તેણીનું દુધ તપાસી જોવું, અને તે ખરાબ જણાય તો તેને બદલી બીજી સારા ધાવણવાળીને ધવડાવવું. અથવા બાળક ગાયનુ દુધ પીતુ હોય તો તે તાજુ વાપરવું. કેટલીએક વખત વાસી દુધ પાવાથી, અથવા દુધ પાવાની સીસી બરાબર સાફ ન રાખવાથી તેમાંનુ દુધ જલદી ખાટુ થઈ જાય છે, અને તે હજમ થતું નથી, જો બાળક મોટુ હોય અને ખોરાક ખાતુ હોય તો તેનો ખોરાક બદલી નાખવો, અને કાંજી દુધ જેવા હલકા ખોરાક ઉપર રાખવું, જો દાંત આવતા હોય અને તેથી ઝાડો થતો હોય તો દુધીઆ દાંતના મથાળા હેઠળ આપેલા, ઝાડો બંધ કરવાના ઉપાયો કરવા તથા નસતરથી પારા ચીરવા, હવાની સરદી પરમાણે બાળકના શરીરમાં ગરમ કપડાં પેરાવી રાખવાં.

ઉપર પરમાણે તજવીજ રાખી ઝાડો બંધ કરવો. જો ઝાડો થોડો

થતો હોય તો ૧ વરસના બાળક સારૂ ૬ ગરેન એરોમેટીક પાઉડર આવ ચાક લેઈ તેનાં ત્રણ પડીકાં કરી અકેકુ પડીકું દાહાડામાં ત્રણવાર સાકરના સીરામાં ચટાડવું, એથી આરામ ન થાય તો એરોમેટીક પાઉડર આવ ચાક એન્ડ ઓપીઅમ ત્રણ ગરેન લેઈ તેનાં ત્રણ પડીકાં કરી અકેકુ પડીકુ દાહાડામાં ત્રણવાર સાકરના સીરામાં ચટાડવું, ઝાડો વધારે થતો હોય તો નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ૧ થી ૨ નાની ચમચી ભરી દાહાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| પ્રીપેરડ ચાક | ... | ગરેન ૧૦ |
| અકેસીઆ પાઉડર | ... | ગરેન ૧૦ |
| સીનેમોમવોટર | ... | આંઉસ ૧॥ |
| સાકરનુ સરબત | ... | દરામ ૨ |
| ટીંચર આવ કેટીકુ | ... | ટીંપાં ૨૦ |

ઝાડામાં ફીણ જેવું બલગમ પડે તો ૧ વરસની ઉમરના બાળકને ૧ ગરેન પલવીસ એપીકાકયુના અને ૯ ગરેન એરોમેટીક પાઉડર આવ ચાક એ બંનેને સારી પેઠે મેળવી તેમાંથી ૬ સરખાં પડીકાં કરી અકેકુ પડીકું દાહાડામાં ત્રણ વાર પાવું. કદાપી ઝાડો દુધ જેવો સફેત આવે તો ૧ વરસના બાળકને ૩ ગરેન હાઇડરાર્જીરી કમક્રેટા અને ૩ ગરેન એરોમેટીક પાઉડર આવ ચાક એ બંનેને સારી પેઠે મેળવી તેમાંથી ત્રણ પડીકાં કરી અકેકુ પડીકુ દાહાડામાં ત્રણ વાર ચટાડવું, એથી ઝાડાનો રંગ ન સુધરે તો ૧ ગરેન કેલોમલ અને ૮ ગરેન એરોમેટીક પાઉડર આવ ચાક એ બંનેને સારી પેઠે મેળવી તેમાંથી સરખાં બે પડીકાં કરી અકેકુ પડીકુ દાહાડામાં બે અથવા ત્રણ વાર ચટાડવું, ઝાડાનો સફેત રંગ બદલાઇને પીળો અથવા લીલો થાય કે એ દવા બંધ કરવી. ઝાડાવાટે ન પચેલો ખોરાક પડતો હોય તો દુધ તથા કાંજી સીવાય બીજો ખોરાક બીલકુલ બંધ કરવો, અને બાઇકારબોનેટ આવ સોડા ૩ થી ૪ ગરેન લેઈ તેમાંથી ત્રણ પડીકાં કરી અકેકુ પડીકું દાડામાં ત્રણ વાર થોડા દુધમાં નાખી પાવું, અથવા ૦॥ ચમચી લાઇમવોટર દુધમાં નાખી દાડામાં બે ત્રણવાર પાવું એથી કોઠાની ખટાણ નરમ પડશે અને ખાધાનું હજમ થશે.

**અથવા**—ઉલટી થયા કરતી હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી

એકથી ત્રણ વરસના બાળકને ૧ થી ૨ દરામ જેટલી દર ત્રણ કલાકે પાવી પેટ ઉપર રાઈ મુકવી, તથા બરફ પાણીમાં નાખી પાવો.

| | | |
|---|---|---|
| પોટાસા બરોમાઇડ | ... | ગરેન ૮ થી ૧૬ |
| પોટાસા બીકારબોનસ | ... | ગરેન ૨૦ |
| એસીડ સીટરીક | ... | ગરેન ૧૨ |
| કલોરોડાઇન | ... | મીનીમ ૮ |
| લાઇકર બીસમથ | ... | મીનીમ ૩૦ થી ૧ દરામ |
| સાકરનો સીરો | ... | દરામ ૨ |
| પાણી | ... | દરામ ૬ |

ઉપર પરમાણે દવા આપવાથી ઉલટી બંધ ન થાય તો નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી બે ચમચી ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સોડાબીકારબોનસ | ... | ગરેન ૮ |
| ટીંચરઓપી | ... | મીનીમ ૪ |
| લાઈકર બીસમથ | ... | મીનીમ ૩૦ |
| પાણી | ... | આંઉસ ૧ |

પેટ પવનથી ચડેલુ હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૧ દરામ જેટલી દર એકથી બે કલાકે જ્યાંસુધી ઝાડો બંધ થાય ત્યાંસુધી એક વરસની ઉમરના બાળકને પાવી.

| | | | |
|---|---|---|---|
| કાસટરઓઇલ | ... | ... | મીનીમ ૩૦ |
| સાકરનો સીરો | ... | ... | દરામ ૨ |
| ગુંદર | ... | ... | ગરેન ૧૨ |
| સોલ્યુશન આવ હાઇડરોકલોરેટ આવ મોરફીઆ. | | | મીનીમ ૧૦ |
| લાઇકર બીસમથ | ... | .. | મીનીમ ૩૦ |
| સ્પીરીટ આવ કલોરોફોરમ... | | ... | મીનીમ ૧૦ |
| ડીલવોટર | ... | ... | આંઉસ ૧ |

આ રોગ જુનો થાય અને ઝાડો બંધ ન થતો હોય તો નીચે લખેલી દવામાંથી ૧ વરસના બાળકને ૧ નાની ચમચી ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | | |
|---|---|---|---|
| એસીડ ગાલીક | .. | ... | ગરેન ૪ |

ટીંચરઓપી .. ... ટીપાં ૩
સાકરનું સરબત ... ... દરામ ૨
સીનેમોમવોટર અથવા પાણી ... આંઉસ ૧

પેટ ઉપર હાથ મેલવાથી અકરસાટ અથવા દુખાવો જણાય તો તે ઉપર લીનીમેન્ટ સેપોનીસ અથવા લીનીમેન્ટ કેમફરકો લગાડવું અને તે ઉપર ફલાનલનો ગરમ સેક કરવો.

ઝાડાનો રોગ ઘણા દાહાડા રેહેવાથી બાળકને આંમળ નીકળતી હોય તો હાથના બે આંગળાંને જરા તેલ લગાડી તેથી આંમળ ધીમેથી દાબી ઉપર ચડાવવી. અથવા ઝીણા રૂમાલ પાણીમાં પલાળી તેવતી આંમળને દાબી ઉપર ચડાવવી. આંમળ બાહાર નીકળે ત્યારે ૧ દરામ ફટકડીને એક બાટલી પાણીમાં પીગળાવી તે પાણીથી આંમળ ચડાવવા અગાઉ દરેકવેળા ધોવી જેથી આંમળ નીચે ઉતરતી બંધ થશે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો-

હળદર, દેવદાર, ભોરીંગણી, ગજપીપર, સતાવળી, એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી વાલ એક લેઈ મધમાં માલાવી દરરોજ ચટાડવું.

**અથવા**—લોહી પડતુ હોય તો મોથ, સુગંધીવાળો, સાકર એ સરવ સરખે ભાગે લેઈ તેમાંથી વાલ એક લેઈ તેને મધ તથા ચોખાના ધોવણમાં પાવું.



# અછબડા.

**(ચીકનપોકસ—Chicken pox)**

**નીશાની**—શરૂઆતમાં જરા તાવનાં ચીન જણાય અથવા તાવ વીના એકદમ પીઠ ઉપર, ખભા ઉપર અને ગરદન ઉપર સફેત ફોડકીઓ થાય અને તેમાં નીતરૂ પાણી જેવું ભરેલું દેખાય, બે ત્રણ દહાડા સુધી એ ફોડકીઓ રહા પછી ચોથે અથવા પાંચમે દહાડે તે કુમળાઇ જાય અથવા ફૂટે અને તે ઉપર હલકા પોપડા બાઝે, પછી આઠમે અથવા નવમે દહાડે પોપડા ખરી જાય, પોપડા ખરી જવા પછી કંઈ પણ ચાઠાં રહે નહી.

**એ અછબડાના દાણા ઘણું કરી ચેરા ઉપર જણાતા નથી. તેઓ**

ગોળ હોય છે અને સીતળાના દાણાની પેઠે તેની વચમાં ખાડો હોતો નથી. અછબડાના દાણામાં ઘણું કરી પરૂ થતુ નથી. થોડા થોડા સુકાતા જાય છે તેમ બીજા ફુટેછે. એ પરમાણે બે ત્રણ વાર નીકળેછે. એમાં તાવ થોડો આવેછે અથવા આવતો નથી. આ રોગ ઘણું કરી દુધીયા દાંત ફુટવા અગાઉ થાય છે.

**ઉપાય**—નીચેની દવાઓ મેળવી તેનાં દસ પડીકાં કરી એકેકુ પડીકુ દર રોજ પાણી સાથે ફકાડવું. અને સોડાવોટર તથા બરફનું પાણી પાવું.

| | | |
|---|---|---|
| મેગનેસીઆ કારબોનસ | ... | દરામ ૧ |
| રેબારબ | ... | દરામ ૦॥ |
| સુંઠનો ભુકો | ... | ગરેન ૫ |

અથવા છુટા સીતળાના ઉપાય પરમાણે તેનો ઉપાય કરવો. આ રોગની દવા કરવા શિવાય તેની મેળે મટી જાય છે. આ રોગમાં કાંઈ ધાસ્તી રાખવા જેવું નથી. આજારીને હલકો ખોરાક આપવો. ઉપલી દવા દસ વરસ સુધીના બાળકને માટેછે, વાસ્તે જો ૧ વરસના બાળકને થાય તો એનું અરધુ વજન લેવું.



# ગોવરૂ.

## (મીઝલ્ઝ—Measles)

**નીશાની**—જે પરમાણે સહીઅડ જીંદગીમાં એક વાર આવેછે તેજ પરમાણે ગોવરૂ પણ એક વખત આવ્યા વિના રેહેતુ નથી. એ ઘણું કરી બાળ અવસ્થામાં આવેછે. અને કોઈ વેળા મોટી ઉમરે પણ જણાયછે. એનું જોર ઘણું કરી શિયાળામાં વધારે છે. ગોવરામાં શરીર ઉપર ઝીણી ઝીણી છાંટો દેખાય છે. અને તે દેખાવા અગાઉ તાવ આવેછે, નાકમાંથી પાણી ગળે છે. અને જાણે સકત સળેખમ થયુ હોય એમ લાગે, કોઈ વેળા સુકી ખાંસી થાય છે. અને ઘાંટીનો સાદ બેસી જાય છે. ત્રીજેથી ચોથે દહાડે ઘણું કરી સાંજની વખત ગરદન, છાતી તથા મોઢા ઉપર રાતી ઝીણી છાંટો દેખાય છે. અને તે ઉતાવળી શરીરના બીજા ભાગો ઉપર પથરાઈ જાય છે. આ પરમાણે રાતી છાંટો દેખાવા પછી થોડા વખતમાં

રાતા ડાઘો એકમેક સાથે મળી ગએલા જુદી જુદી' જગોએ દેખાય છે. અને જેમ જેમ વખત વધતો જાય તેમ તેમ જુદી જુદી જગોએ દેખાય છે. અને જેમ જેમ વખત વધતો જાયછે તેમ તેમ તેનો રંગ પણ જાંબુડો થતો જાય છે. આ છાંટાના કુડાળાની વચેની ગોળ જગાની ચામડી તદન ડાઘ વીનાની સાફ હોય છે. છાંટા દેખાવા પછી પાંચેક દહાડે તાવનું જોર નરમ પડે છે. ગોવરાના ઉપર હાથ ફેરવી જોવાથી તે અળાઈ જેવા અણીદાર લાગે અને તેઓ જ્યારે વધે ત્યારે અડધી ચણાની ડાળ જેવડા ગોળ લાગે. ઉપર પરમાણે ગોવરૂ દેખાયા પછી પાંચેક દહાડે તાવનું જોર નરમ પડે છે. અથવા કોઈ વખત તે એકદમ્ નરમ પડી જાય છે. ત્યારે ખાંસી અથવા ઝાડો થઈ જાય છે.

તાવનું જોર નરમ પડવા પછી ખાંસી નરમ પડે અને તેની સાથે બલગમ પડે, ચેરા ઉપરના દાણા ઝાંખા થવા માંડે અને ધીમે ધીમે તે જતા રેહે. પછી હાથ, છાતી અને પેટ ઉપરના દાણા જવા માંડે અને છેલે પગ ઉપરના પણ જાય. તાવ આવા પછી સાતમે દહાડે અથવા ગોવરૂ દેખાવા પછી ત્રીજે દહાડે દાણા ઝાંખા થવા માંડે અને તાવને આઠમે અથવા નવમે દહાડે બીલકુલ જતા રેહે. ગોવરામાં છેવટ સુધી થોડોઘણો તાવ જારી રેહે અને દાણા દેખાવા પછી તે જતો રેહે નહી. ગોવરૂ જતી વખતે ઝીણાપોપડા અથવા ખોડાની માફક સઘળા દાણા ઉપર પોપડી બંધાય.

ગોવરૂ સીતળા જેવું ભય ભરેલું નથી. જેમ સીતળામાં બાળકની જીંદગી ધાસ્તીમાં રેહેછે તેમાં ગોવરામાં રેતી નથી. પણ વારે વારે તેમાં સસણી અને બીજી બીમારી ઉઠેછે તેથી ખરાબી થાય છે. વળી કોઈ વખતે એમાં તાંણ અને ઉપલીઆની પેઠે થઈ આવેછે તેથી જોખમ વધેછે.

**ખરાબ નીશાની**—ગોવરૂ જતુ રેહે તે છતાં પણ તાવનું જોર નરમ પડે નહિ તો તે ખરાબ નીશાનીછે. ગોવરૂ દેખાઈને તે એકદમ અંદર સમાઇ જાય અને ચાંમડી અસલ જેવી થાય અથવા ગોવરૂ બરાબર ફુટે નહિ અને આજારી નબળુ થતુ જાય તો તે જોખમ ભરેલુછે. જોરમાં હાંફણ, ખાંસી, લવારો, બકારો, બેસુધી, અવાજનું બેશી જવું થાય તો એ સઘળી નાશકારક નીશાનીછે. ગોવરાનો રંગ ઘણો લાલ અથવા કાળાટપર હોય તો તે પણ ખરાબ છે.

**ઉપાય**—બાળકને ઘરમાં રાખવું, તેને બને તેમ ચુપ પડી રહેવા દેવું. થંડો પવન ખવડાવવો નહિ પણ ઓરડામાં હવા આવ જાવ થવા દેવી. બાળકના મોઢા ઉપર ઘણું અજવાળુ પડવા દેવું નહિ. રોગની શરૂઆતમાં કાંજી જેવો હલકો ખોરાક આપવો. પેટ કબજ હોય તો ૧ થી ૨ વરસના બાળકને કંમપાઉન્ડ રૂબારબ પાઉડર ગરેન ૪ થી ૬ સુધી લઈ સાકરના સીરામાં મેળવી ચટાડવું.

અથવા થોડુ કાસ્ટરઓઇલ પાવું. પણ જો ઝાડો પાતળો આવતો હોય તો જુલાબ આપવાને બદલે ૪ ગરેન કમપાઉન્ડ પાઉડર આવ ચાક, તથા ૪ ગરેન બીસમથી સબનાઇટરસ એ બંનેને મેળવી તેનું એક પડીકુ બનાવી ઝાડો બંધ થાય ત્યાં સુધી દર બે કલાકે, એવાં પડીકાં ફકાડવાં.

તાવ ઘણો હોય તો તેને નરમ પાડવા નીચે લખેલી દવામાંથી ૧ અથવા ૨ નાની ચમચી ભરી દર ત્રણ અથવા ચાર કલાકે પાવું. એનાથી ગોવરાનું જોર હદમાં રહેશે અને બાળક જલદી હુંશિયાર થશે.

| | | |
|---|---|---|
| પોટાસા બીકારબોનસ | ... | ગરેન ૨૦ |
| એસીડ સીટરીક | ... | ગરેન ૧૫ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | ટીપાં ૧૫ |
| સાકરનુ સરબત | ... | દરામ ૨ |
| પાણી ... | ... | આંઉસ ૧॥ |

પણ કદાપી ગોવરામાં સળેખમની મીસાલે થઈ પછી ખાંસી થાય અને તાવ વધેતો નીચે લખેલી દવામાંથી ૧થી ૨ વરસના બાળકને ૧ થી ૨ નાની ચમચી ભરી દર ત્રણ અથવા ચાર કલાકે પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસીટેટીસ | ... | દરામ ૧॥ |
| વીનમએપીકાકયુના | ... | ટીપાં ૪૦ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૬ |
| સાકરનુ સરબત | ... | દરામ ૨ |
| કેમફરવોટર | ... | આંઉસ ૧॥ |

ઉપલી દવાથી ખાંસીનુ જોર નરમ ન પડે અને વધારે જણાય તથા છાતી ઉચકાઈ જાય તો નીચે લખેલી દવામાંથી ૧થી ૨ વરસના બાળકને ૧થી ૨ નાની ચમચી ભરી દર ત્રણ અથવા ચાર કલાકે પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા બીકારબોનસ | ... | ગરેન ૩૦ |
| એસીડસાઈટ્રીક | ... | ગરેન ૨૦ |
| વીનમ એપીકાકયુના | ... | ટીપાં ૪૦ |
| વીનમ એન્ટીમોનીયલ | ... | ટીપાં ૨૦ |
| એલીકસર પારેગોરીક | ... | ટીપાં ૨૦ |
| પાણી | ... | આંઉસ ૧॥ |

અથવા નીચે જણાવેલી દવા એક વરસના બાળકને પાવી, જેથી ખાંસી નરમ પડશે.

| | | |
|---|---|---|
| ટીંચર આવ ડીજીટેલીસ. | ... | મીનીમ ૧થી ૨ |
| સીરપ આવ પોપી | ... | મીનીમ ૫ થી ૨૦ |
| સુરોખાર | . | ગરેન ૫ |

અથવા મીઠી બદામ પાણીમાં પલાળી તેને વાટી તેનો રસ કાઢી તેમાંથી એકથી બે અમચી ઉપલી ત્રણ દવાઓમાં નાખી, તે સઘળી પાવી. અથવા ૧૦ મીનીમ ટીંચર કેમફરકો અથવા ૧ મીનીમ ટીંચરઓપી, એ બેમાંથી ગમે તે લેઈ તેમાં પાંચ મીનીમ વીનમ એન્ટીમોનીયલ નાખો તે થોડા પાણીમાં નાંખી પાવું. મોટા વાસણમાં પાણી ઉકાળી તેનો બાફ લેવો.

કેટલી એક વખત એવું બનેછે કે ગોવર નીકળી એકદમ બેસી જાય છે, જેથી એકદમ હાંફણ થઈ આવેછે અને તેથી થોડા વખતમાં બાળકની ખરાબી થાયછે માટે એ પરમાણે હાંફણ જણાવા માંડે કે તરત છાતી ઉપર રાઇની પટી મારવી અને ૫ થી ૧૦ મીનીટ સુધી તે રેહેવા દેવી અને બાળકને થોડો વાર ગરમ પાણીમાં કમર સુધી બેસાડવું. જો પી શકે તો ૩ થી ૫ ટીપાં સ્પીરીટ આમોનીયા એરોમેટીકનાં લેઈ થોડા પાણીમાં નાખી તે પાવું, એથી ગોવર પાછુ દેખાશે અને હાંફણ નરમ પડશે. ખાંસી સાથે થોડી હાંફણ થાય ત્યારે પણ છાતી ઉપર રાઇની પટી મારવી.

ગોવર ઝંખવાતી વેળા બાળકને ઝાડો થાયછે. વાસ્તે જો તે ઘણો થાય તો નીચે લખેલી દવામાંથી૧થી૨ અમચી ભરી દહાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| પ્રીપેરડ ચાક | ... | ગરેન ૧૦ |
| અકેસીયા પાઉડર | .. | ગરેન ૧૦ |
| સીનેમોમ વોટર | ... | આંઉસ ૧॥ |

સાકરનુંસરબત ... દરામ ૨

ટીંચર આવ કેટીકુ .. ટીપાં ૨૦

અથવા ૧ થી ૨ વરસના બાળક સારૂ નીચે લખેલી દવામાંથી સરખાં છો પડીકાં કરી એકેકુ પડીકુ દહાડામાં ત્રણ વાર પાવું.

ડોવરસ પાઉડર ... ગરેન ૨

બીસમથી સબનાઇટરસ ... ગરેન ૬

એકેસીયા પાઉડર ... ગરેન ૬

છાતી દુખતી હોયતો ગરમ પાણીનો સેક કરવો. શરીરની ચાંમડી સુકી તથા ગરમ હોય અને તેમાં ચટકા મારતા હોયતો ગરમ પાણીમાં થોડો સરકો નાખી તેમાં લુગડુ બોળી તે ચાંમડી ઉપર ફેરવવું અને ધીમેથી તરત લુછી નાખવું. આંખો ઘણી આવી હોયતો ૨૦ ગરેન ઝીંકસી સલફસ તથા ૧ આંઊસ પાણી, એ બંનેને મેળવી તેમાં લુગડુ બોળી તે આંખો ઉપર મુકવું તથા ખસખસના પોસનો ગરમ સેક કરવો.

જે વેળા ગામમાં ગોવરાનો રોગ ચાલતો હોય તે વખતે બાળકને થોડા ગરેન ગંધકનાં ફુલ દાડામાં ત્રણથી ચારવાર ખવાડાં હોય તથા જો તે શરીર ઉપર ચોળ્યાં હોય અથવા ૨ થી ૧૦ ગરેન સોડી સલફો કારબોલેટ દર ચાર કલાકે પાણી સાથે ફકાડ્યું હોયતો આ રોગ થવાની ધાસ્તી થોડી રહેછે. ગોવરૂ ઉખવાઆ પછી કીડ ઘણી લાગે અને ઊંઘ ન આવે તો ૧ ગરેન ડોવરસ પાઉડર સાકરની ભુકી સાથે મેળવી તેમાંથી ચાર સરખાં પડીકાં કરવાં અને એકેકુ પડીકુ દર રાતે સુતી વેળા ફકાડવું.

આ મરજનું જોર નરમ પડવા પછી બાળકને ગરમ લુગડાં પેરાવી રાખવાં અને ઘણી થંડી હવા તેને લાગવા દેવી નહી કેમકે તેથી ફેફસાની ખાંસી તથા મરડો વીગેરે થાયછે.

આ રોગની સરૂઆતમાં આજારીને કાંજી જેવા હલકા ખોરાક ઉપર રાખવો પણ જ્યારે નબળાઈ થાય ત્યારે સેરવો દુધ વીગેરે આપવું અને નાડી ઘણી નબળી તથા નાની હોયતો શેરી વાઇન આપવો અને શરીરનુ કુવત ઘટવા દેવું નહી.

# સીતળા અથવા સહીઅડ.

## ( સ્મોલ પોકસ—Small pox. )

સીતળા અથવા સહીઅડ એક જાતનો તાવછે અને જ્યારે તે થાયછે ત્યારે ગમે તેવી દવા કરવા છતાં આરામ થતો નથી પણ પોતાને ચોકસ વખતેજ જાયછે. પણ ઘટતા ઉપાયો કરવાથી આ બીમારીના સરૂઆતમાં પેહેલા દીવસો ઉપર જે તાવ આવેછે તેનું જોર ઘણું ઓછું રહેછે. એટલુજ નહી પણ પાછલા દીવસો ઉપર એટલે સહીઅડ આવ્યા પછી આઠમા દીવસનો તાવ તેથી બીલકુલ આવતોજ નથી. જેઓને નાનપણમાં સીતળા કડાવેલાં હોયછે. તેઓને આ બીમારી બીલકુલ થતાં નથી વાસ્તે દરેક સમજુ માબાપની ફરજછે કે પોતાના બાળકને ચારથી છ મહીનાની અંદર સહીઅડ કડાવવા જોઇએ. દાંતો આવવાની કંઈ પણ નીશાની જણાયા અગાઉ સહીઅડ કડાવવાં એ વધારે સારૂ છે. બાળક ચાર મહીનાની પણ અંદરનું હોય અને ગામમાં અથવા ફરતો સહીઅડનો રોગ ચાલતો હોયતો તુરત બાળકને સહીઅડ કઢાવવાં. તેમાં ગફલત કરવી નહી. પણ એક વાત યાદ રાખવી કે બાળક પુરેણ તનદુરસ્ત હોય તોજ સહીઅડ કઢાવવાં. જે બાળક કંઈ રોગથી ભોગવતું હોય અથવા દાંત આવતા હોય અથવા ઝાડામાં બીગાડ હોય અથવા તેના શરીર ઉપર ચાંદા અથવા ખુજલી વીગેરેનો મરજ હોય તેવા બાળકને ઘણી જરૂર સીવાય કદી સહીઅડ કઢાવવાં નહી. કદાપી કોઈ અણસમજુ કાઢનાર હુજતથી કાઢવા માગે તો. ગામના અગર નજીકના ડાકટરને બતાવી તેનુ શરટીફીકટ લેઈ તેને બતાવવું. જેથી તે તંદુરસ્ત થાય ત્યાં સુધી કાઢવું બંધ કરશે. વળી જે બાળકનો ચેપ લેઈ મુકે તે બાળક પણ ઉપર પરમાણે બીમાર હોવું ન જોઇએ તેવા બાળકનો ચેપ લેઈ કાઢે તો તેમ કરવા ચોખી ના પાડવી.

સહીઅડ કઢાવવા પછી ઘણુ કરી ત્રીજે દાડે નસતરના ડાઘો લાલ થાયછે અને તે ઠેકાણે લાલ અણીદાર ફોડકીઓ થાયછે. ચોથે અથવા પાંચમે દાડે એ ફોડકીઓ મોટી થાયછે. તેઓમાં નીતરૂ પાણી જેવું પ્રવાહી ભરાયછે. આઠમા દાડા સુધી તે વધ્યા કરેછે અને તેઓમાંનુ નીતરૂ

પાણી જેવું પ્રવાહી બદલાઇને પરૂ જેવું થાયછે જેથી તેઓનો દેખાવ સફેત મોતીના દાણા જેવો દેખાયછે. આ વખતે દાણાઓની આસપાસની ચાંમડી ઘણી લાલ થાયછે. અને તેમાં કાચર ઘાલેછે. આઠમે દાડે સેજ તાવ આવેછે પણ તે પોતાની મેળે જલદી જતો રહેછે. અગીઆરમે દાડે ચાંમડીની રતાસ જતી રહેછે. ચાંમડીની સખ્તાઈ ઓછી થાયછે. દાણા ફુટવા માંડેછે અને તેના ઉપર પોપડા બંધાયછે. જે એકવીસ દાડા સુધીમાં ખરી જાયછે અને તેને ઠેકાંણે ખાડા રહી જાયછે.

સીતળા કઢાવવા છતાં દાણા બરોબર ભરાતા નથી અથવા બીલકુલ કંઈ જણાતુ નથી તેનાં કારણો ટુંકામાં હેઠળ આપેલછે.

૧ લું—જે ચેપથી બાળકને સહીઅડ કાઢવામાં આવે તે ચેપ આઠમા દહાડાનો ભરાએલો તનદુરસ્ત દાણાનો ન લીધો હોય, અથવા ચેપ કાચ ઉપર લેઈ તે કાચ ઘણા દહાડા રેહેવા દીધો હોય તો તેવા ચેપથી બરોબર શીતળા નીકળતાં નથી. ૨ જી—ચેપની જાત સારી હોય. તે તાજો અને પુખ્ત દાણામાંથી લીધો હોય, તોપણ જો તે નસતરથી ચામડીમાં બરોબર દાખલ ન કરો હોય, અથવા લુગડાથી અથવા કેડીઆથી લુવાઈ ગયો હોય, અથવા તે ઉપર માખી બેસી ચુસી ગઈ હોય તો સીતળા બરોબર અથવા બીલકુલ નીકળતાં નથી. વાસ્તે શીતળા કાઢવા પછી એકબે દહાડા તેના ઉપર લુગડું અડવા ન દેવું, તેમજ માંખ બેસવા ન દેવી, અને દાણા ભરાયા પછી તે લુગડું પેરાવવાથી અથવા બીજા કારણથી દાણા ફુટી ન જાય તેની પુરી કાળજી રાખવી. ૩ જી—કેટલાએક લોકો સીતળા કઢાવવા પછી નચીંત બેશી રહે છે. અને દાણા કેવા ભરાંણા છે, સારાકે નરસા તેની તપાસ કરાવતા નથી, અને જ્યારે ઉપલાં કારણોને લીધે દાણા બરાબર ભરાતા નથી. ત્યારે જ્યારે તેનો રોગ ચાલતો હોય ત્યારે તેને તે ફરીથી નીકળે છે વાસ્તે સમજુ અને હુંશીઆર મા બાપે ઉપલી દરેક બાબત ધ્યાનમાં રાખવી, ઉપલી તજવીજો રાખવા છતાં કેટલાએકના શરીરની જુદી જુદી ખાસીઅતથી સહીઅડ કઢાવાં હોય તો પણ નીકળે છે.

**નીશાની**—ઉપર પરમાણે તજવીજ રાખવા છતાં સીતળા નીકળે તો સીતળા નીકળવા પહેલાં તાવ આવે, અને સાધારણ તાવની સઘળી નીશાની ઘણી જોરમાં જણાય. તાવ જારી રહેવા પછી ઘાણું કરી ત્રીજે દ-

હાડે ચેરા ઉપર લાલ નાના દાણા દેખાય. સહીઅડના દાણા પેહેલાં લાલ અણીદાર અળાઇ જેવા દેખાય. એક બે દહાડામાં તે મોટા થાય તેમાં છાસના જેવી રસી ભરાવા માંડે અને તે નાના ફોફ્લા જેવા દેખાય પછી તેની અણી બેશી જાય, અને તેને ઠેકાણે નાનો ખાડો પડે. પછી તેમાં સફેત પરૂ થવા માંડે અને તેથી સહીઅડના દાણા સફેત મોતી જેવા દેખાય. એ સાથે દરેક દાણાની આસપાસની ચામડી લાલ થાય અને સુજી આવે. તાવ આવવાને આઠમે દહાડે સહીઅડના મોટા દાણા ફુટવા માંડે. તેમાંનું પરૂ બે ત્રણ દહાડા સુધી ઝરફીઆ કરે અને પછી એ પરૂનો પોપડો બંધાઈ જાય વખતે ઘણા નાના દાણા ફુટા વગર કરમાઇને સુકાઇ જાય. પોપડા બંધાયા પછી ચાર પાંચ દાડામાં તે ખરી જાય અને દાણાને ઠેકાણે સહીઅડનાં ચાઠાં પડી રેહે. જે વેળા દાણા પાક ઉપર આવે તે વેળા એટલે આઠમે દાડે તાવનું જોર વધારે થાય અને આજારી વધારે ગભરાય, વખતે આજારીને ચીડ ઘણી લાગે અને તે નખથી દાણાને ફોડી નાખે અને આખો દાડો દાણાને ચુંટા કરે.

વખતે ચેરા ઉપરના સહીઅડના દાણા છુટા હોય છે અને વખતે તેઓ સાથે મળી જાય છે. અને તેની સાથે રોગનું જોર વધે છે તેથી એ રોગની બે જાત કરવામાં આવી છે. છુટા સીતળાના અને મળેલા સીતળાના દાણા. મળેલા સીતળામાં તાવનું જોર ઘણું હોય દાણા અણીદાર હોવાને બદલે ચપટા અને કાળા થાય અને એક બીજા સાથે મળી જવાથી આખો ચેરો દાણાથી ભરાઈ જાય, ઓકારી અતીશે થાય, માથાનું તથા કમરનું દરદ ઘણું થાય, આંખનાં પોપચાં સુજી આવે, નાડી ઉતાવળી ચાલે અને નબળી લાગે, બેચેની ઘણી થાય, મોઢામાં, ગળામાં, જીભ ઉપર દાણા ફુટી નીકળે જેથી મોહોડુ અને ગળુ સુજી આવે. મોઢામાંથી થુંક ઘણી નીકળા કરે, ખોરાક ચવાઈ અથવા ગળાઈ શકાય નહી અને વખતે દવા અથવા પાણી પણ મુસકેલાઇથી ઉતારી શકે. આજારીના શરીરમાંથી ઘણો ખરાબ એક જાતનો વાસ નીકળે. વખતે લવારો બકારો કરે, ઊંઘ આવે નહી, આઠમે દાડે ફરી આવતો તાવ ઘણો જોર સાથે આવે અને તેના જોરથી એ વેળા આજારી મરણ પામે. આ જાતના સીતળામાં, બગલમાં અને બીજી જગાએ ગાંઠો બંધાય છે.

અથવા ફેફસાની ખાંસી મરડો વીગરે નાશકારક દરદો ઉતપન થાય છે. જેથી આજારીનો અંત આવે છે.

**ખરાબ નીશાની**—મોઢા ઉપરના દાણા સાથે વળગી ગએલા ચપટા અને કાળા રંગના હોય તો રોગ ઘણો જોરમાં છે અને તેમાં છુટાદાણા કરતાં વધારે જોખમ જાણવો. અવાજ બેશી જાય અથવા શરૂઆતથી ઘણી બેચેની અને લવારો બકારો હોય અથવા ગળવાની શકતી ઘણી ઓછી થાય અને પાણી જેવી ચીજ પણ મુસ્કેલાઇથી ઉતરે અથવા બેભાની જણાય અને નાકમાંથી ઝાડાવાટે અને બીજે ઠેકાણેથી લોહી નીકળે તો તે ઘણો જોખમ બતાવે છે અને એવા બીમારો કવચીતજ સાજા થાય છે.

**સબબ**—સહીઅડવાળાં માણસના શરીરમાંથી સ્વાસ અથવા પરસેવા મારગે કંઈ ઝેરી વસ્તુ નીકળેછે જે સારા શરીરમાં દાખલ થવાથી આ રોગ થાય છે. વાસ્તે એવા રોગવાળા માણસને અડકવાથી અથવા તેનાં કપડાં અથવા બીછાનું વાપરવાથી અથવા એવા રોગી આગળ બેઠાથી તે ચોટે છે.

**ઉપાય**—જો કે સીતળાનો તાવ આવવા પછી તે દવાથી અટકતો નથી અને ચોકસ વખત સુધી રહા પછી તે જાયછે. તોપણ આ રોગમાં દવાની ઘણી જરૂરછે. કેમકે બરાબર તતબીર કીધાથી અને દવા આપવાથી આ રોગનું જોર હદમા રાખી શકાયછે. અને તેથી માઠી અસર થતી નથી. વાસ્તે તાવ જણાય કે આજારીને બીછાના ઉપર સુવાડવો. ઓરડામાં સારી હવાનો આવજાવ થવા દેવો. પણ તેના શરીર ઉપર પાધરી થંડી હવા ન લાગે, તેની ચોકસી રાખવી. શરીર ઉપર ગરમ લુગડાં પેહેરાવેલાં અથવા ઓઢાડેલાં હોય તે કાઢી નાખવાં. કાંજી જેવો હલકો ખોરાક આપવો.

તાવને લીધે પાણીની તરસ બહુ લાગે તો લીંબુનો રસ, જવનું ઉકાળેલું પાણી તથા સાકર એ ત્રણેને ભેળવી થોડું થોડું પાવું. અથવા બરફનું પાણી, સોડાવોટર અથવા લેમોનેડ થોડો થોડો પાવો.

તાવ ઘણો હોય, જીભ ઉપર ધોળો થરો હોય અને ઝાડો કબજ હોય તો નીચે લખેલી દવાઓ ભેળવી તેમાંથી એકથી બે નાની ચમચી

ભરી એકથી બે વરસના બાળકને દર ત્રણ અથવા ચાર કલાકે પાવી. એ દવાથી ઝાડો ખુલાસેથી આવે કે તેમાંથી એપસંમસાલ્ટની દવા કાઢી નાંખી તાવ નરમ પડતાં સુધી ઉપર પરમાણે પાવી.

| | | |
|---|---|---|
| પોટાસા બીકારબોનસ | ... | ગરેન ૨૦ |
| એસીડ સીટરીક ... | .. | ગરેન ૧૫ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ | ... | ટીપાં ૧૫ |
| સાકરનું સરબત ... | ... | દરામ ૨ |
| એપસંમ સાલ્ટ ... | .. | ગરેન ૪૦ |
| પાણી ... | ... | આંઉસ ૧ાા |

અથવા તાવનું જોર નરમ પાડવા સારૂ નીચે લખેલી દવામાંથી ૧ થી ૨ વરસના બાળકને ૧ થી ૨ નાની ચમચી ભરી દર ત્રણ કલાકે દાહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવી.

| | | |
|---|---|---|
| લાઈકર આમોનીયા એસીટેટીસ | .. | દરામ ૧ |
| પોટાસા નાઈટરસ ... | ... | ગરેન ૬ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ ... | .. | ટીપાં ૧૦ |
| કેમફર વોટર .. | ... | આંઉસ ૧ાા |

આ બીમારીની શરૂઆતમાંજ ૨૦ મીનીમ સલફયુરસ આસીડ દાહાડામાં ત્રણ વાર થોડા પાણીમાં નાખી તે પાવું. તથા બાળકને ૨ થી ૩ મીનીમ દાહાડામાં ત્રણ વાર પાણીમાં નાખીને પાવું. આ દવા થોડા દાહાડા ચાલુ રાખી હોય તો તેથી તાવનો જોર ઓછો થાયછે. એટલુંજ નહીં પણ સહીયડનું જે ઝેર શરીરમાં ફરતું રહેછે તેનો ઘણો ખરો નાશ કરેછે તથા એથી આઠમાં દાહાડાનો તાવ પણ ઘણો ઓછો થાયછે અથવા બીલકુલ આવતો નથી.

અથવા તાવ ઘણો જોરમાં હોય તો ચોથે પાંચમે દીવસથી નીચે જણાવેલી દવાઓ મેળવી તેનું એક પડીકુ બનાવી દાહાડામાં ત્રણ વાર સાકરના સીરામાં મેળવી મોટી ઉમરના બીમારને ચટાડવું. અને તે થોડા દાહાડા સુધી જારી રાખવું.

| | | |
|---|---|---|
| સેલીસીલીક એસીડ | ... | ગરેન ૨૦ |
| આમોનીયા કારબોનસ | ... | ગરેન ૫ |
| કારબોનેટ આવ સોડા | ... | ગરેન ૫ |

ઉપલી દવાથી તાવનું જોર ઘણું ઓછું થાયછે. શરીરમાંની ગરમી નરમ પડેછે, પરસેવા પણ સારી પેઠે પડેછે. તથા સહીઅડના દાણાઓ પાકતા નથી તેથી તેઓની જગો ઉપર ખાડા અથવા ચાઠાં પડતાં નથી અને તેથી બીમાર કરૂપ થતું નથી.

ઉપલી દવા આપવાથી પાછલા દીવસો ઉપર આજારીને નબળાઈ થઈ આવે તો, વાઈન, સેરવો, કારબોનેટ આવ આમોનીઆ દુધ વીગેરે આપવું.

ઝાડો કબજ રેહેવાથી માથુ ઘણું દુખતું હોય તો સહીઅડના પેહેલા દીવસો ઉપર કોઈ હલકો જુલાબ જેવો કે કાસટર ઓઇલ, કમપાઉન્ડ રૂબારબ પાઉડર અથવા ૪ ગરેન કેલોમલ અને ૫ ગરેન કમપાઉન્ડ એકસ્ટ્રાકટ આવ કોલોસીંથ એ બંનેને મેળવીને આપવું.

દરદને લીધે આકળવીકળ ઘણી થતી હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેના બે ભાગો કરી એકેકો ભાગ સવાર સાંજ મોટી ઉમરના બીમારને પાવો.

| | | |
|---|---|---|
| ટીંચર ઓપી ... | ... | મીનીમ ૩૦ |
| ઇથિર સલફયુરીક.. | ... | મીનીમ ૩૦ |
| કેમફર વોટર | ... | આંઉસ ૩ |

અથવા બાળકને ઉંઘ ન આવતી હોય તો એકથી છો વરસના બાળકને ૧ થી ૩ ગરેન ડોવરસ પાઊડરનું એક પડીકુ બનાવી તે રાત્રે સુતી વેળા મધમાં ચટાડવું.

સહીઅડના દાણા દેખાવા પછી પાછા બે માલુમ થવા માંડે અને બરાબરે ભરાય નહી તો તેથી ઘણી ખરાબી થાયછે. વાસ્તે એવી વખતે ગરમ ચા અથવા ઉનો સેરવો પાવો. જેથી સીતળાના દાણા પાછા જોરથી ફુટી નીકળશે.

વખતે સાત આઠ દાહાડામાં નાડી બેસી જાય, ચેહેરો લેવાએલો લાગે અને શરીર થંડું થવા લાગે તો ૧ થી ૨ વરસના બાળકને ૦ાા થી ૧ ચમચી ભરી સેરીવાઇન જરા પાણીમાં નાખીને દર બે અથવા ત્રણ કલાકે પાવો. અથવા તેથી નાડીમાં જોર ન આવે તો સ્પીરીટ આમોનીયા એરોમેટીક ટીપાં ૨ થી ૫ સુધી એક બે ચમચી ભરી પાણીમાં નાખી

પાવું. અને જરૂર પરમાણે દરએક અથવા બે કલાકે પાવું. આંખના પોપચાં સુજી આવે તો તેને ગરમ પાણીથી સારી પેઠે દાહાડામાં ત્રણ ચાર વાર ધોવાં. દાણા ફુટ્યા પછી તેમાં કીડ લાગે અને વવળાટ થાય તો તે ઉપર સાલીડનું તેલ, મીઠુ તેલ અથવા કોલ્ડકરીમ લગાડવું,જે થી કીડ નરમ પડશે.

**ચેતવણી**—સહીઅડની દવા કરતાં બે બાબતો ધ્યાનમાં રાખવાની જરૂરછે. એક તો એકે જો કલેજાનો, ફેફસાનો, ભેજાનો, અથવા શરીરમાંના હરકોઈ અવયવનો વરમ અથવા સોજો થઈ આવે તો તેની તપાસ કરી તેના ઘટતા ઉપાયો કરવા ચુકવું નહી. બીજી એકે સહીઅડ આવ્યાપછી શરીરની ચામડી ઉપર નઠારી જાતનાં ચાઠાં અથવા ખાડા પડી રેહેછે કે જેથી બીમારનું રૂપ ઘણું બગડી જાયછે. તેમ નહી થાય તેને વાસ્તે તેની બાબતમાં જણાવ્યા પરમાણે ઉપાયો કરવા.



# શહીઅડથી શરીરની ચાંમડીમાં પડતાં ચાઠાં અથવા ખાડા.

**( સ્મોલ પોકસ પીટીંગ ઇન**—small-pox pitting in )

**સહીઅડ** નીકળવા પછી શરીરની ચામડીમાં તેમાં ઘણું કરી મોઢા ઉપરની ચાંમડીમાં ખાડા અથવા ચાઠાં ન પડે અને તેથી બીમાર નબ્બુ થાય એટલા માટે સહીઅડ આવા પછી આઠ દીવસ વીતા કેડે જે મોતી જેવા દાણાઓમાં પરૂ ભરાયછે તે એકેકો દાણો છુટો છુટો ટાંચણી અથવા સોયથી ફોડવો અને પછી ફોડેલો ભાગ વારમવાર ગરમ પાણીથી ધોયા કરવો. આ પરમાણે વારમવાર કરા કરવું કે જેથી જરા પણ રસી દાણાઓમાં રેહે નહી. પણ આ પરમાણે કરવાને ઘણીજ ધીરજ રાખવી જોઈએ છીએ વાસ્તે તેટલા સારૂ બીમારના સગાવાહાલા સીવાય બીજુ કોઈ માણસ તેમ કરી શકે નહી. આ પરમાણે દાણાઓ ફોડવાથી અને તેઓને ગરમ પાણીથી વારમવાર સ્વછ કરવાથી અતીશય ગુણ થાયછે, અથવા—

ગલીસીરાઇન
જેલેટીન
પાણી

એ ત્રણેને સરખે ભાગે મેળવી તેમાં થોડાં ટીપાં કારબોલીક આ-સીડનાં નાખી પીછાવડે દાણાઓ ઉપર તે લગાડવું. અને દાણાઓ ઉપરની ચાંમડી ખરી જવા પછી હલકી જાતના થોડા સોડાને ગરમ પાણીમાં મેળવીને તે મોટા વાસણમાં નાખી તેમાં બીમારને બેસાડવું અથવા મધ પીછાવડે ચોપડવું. મોઢા ઉપર ચાઠાં અથવા ખાડા નહી પડે એટલા વાસ્તે ગરમ દુધ અને પાણી એ બંને મેળવીને તેથી દા-ડામાં ત્રણથી ચારવાર મોઢું ધોવું અને સાતથી આઠમે દાડે નીચે જણા-વેલી દવાઓ સરખે ભાગે મેળવીને તે ગરમ કરી તેમાં સણનો અથવા સુતરના ઝીણા કપડાનો કટકો બોળી તે મોઢા ઉપર મુકવો અને તે સુ-કાયા પછી તે ફરીથી પલાળીને મુકવો.

ઓલીવ ઓઇલ
ઉજળુ મીણ
ચોખી ચરબી

દરેક દાણાઓમાંનો પાણીનો ભાગ બદલાઇને તેમાં રસી થાય તે અગાઉ તે ઉપર નાઇટરેટ આવ સીલવર લગાડવું અથવા દાણાઓ પાકે તે અગાઉ તેઓ ઉપર સહીઅડની સરૂઆતમાં ટીંચર આવ આઇઓડાઇન પીછાવતી લગાડવું અથવા એક ભાગ ઓકસાઈડ આવ ઝીંક તથા ત્રણ ભાગ કારબોનેટ આવ ઝીંક એ બંનેને ઓલીવ ઓઇલ-માં મેળવીને ખરલમાં નાખી સારી પેઠે વાટી એક રસ કરી મધના જે-વું ઘાડું થાય કે ગરદન અને મોઢા ઉપર તે લગાડવું.



# વાળો.

(ગીનીવરમ—Guinea worm.)

**નીશાની**—વાળો નીકળવા પહેલાં કીડ લાગે તે જગોએ ફોલ્લીઓ થાય તેમાં દુખાવો અને દરદ થાય તેની આસપાસની જગો સુજી આવે અને પાકવા માંડે અને તે ફુટી જાયછે ત્યારે તેમાંથી પરની સાથે સફેત

વાળાના તાંતણાનો છેડો નીકળેછે. વાળાના જોરથી ઘણી વખત તાવ આવેછે. એક ઠેકાણેથી વાળો સારો થયા પછી બીજી જગોએ નીકળેછે.

સબબ—તળાવના અને બીજા ખરાબ બંધ પાણીમાં નાના જાનવરો પેદા થાયછે અને જ્યારે એવું પાણી નાવામાં અગર બીજા શરીરના કામમાં આવેછે ત્યારે તે જાનવરો ચાંમડીમાં છીદ્રછે તેમાં દાખલ થઈ જાય છે અને તેમાં તે મોટા થાયછે. અને પછી ઉપર પરમાણે નીશાની જણાઈ તે નીકળે છે.

ઉપાય—જે ગામમાં વાળા બહુ નીકળતા હોય અને ત્યાં તળાવનું અગર વાવ અથવા એવી બંધ જગોનું પાણી નાવા વીગેરેમાં વપરાતું હોય તે બંધ કરવું. કદાપી એ પાણી બીજુ ન મળી શકે અને વાપરવું પડે તો નાયા પછી તરત ટુવાલ અગર જાડા રૂમાલથી શરીર સારી પેઠે લુછી કોરૂ કરવું. એવી જગોએ તળાવ અગર ખાડી અથવા વાવના પાણીમાં કોઈ કારણથી પગો બોળવા નહીં.

૧. વધારણી ગરેન ૧૨ તે ફુલાવી દહાડામાં ત્રણ વાર ગળાવવી.

૨. વધારણી તથા અરીઠાના ગોળાને ગરમ કરી વાળાની જગો ઉપર બાંધવું.

૩. કાચાગોસનો કટકો છુંદીને ઉપર બાંધવો.

૪. નાઇટરો મ્યુરીયાટીક એસીડ દરામ ૨. અને ૮ આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાં લુગડાનો કટકો બોળી રાત દહાડો તે ઉપર બાંધવો.

૫. એળીઓ, ધાણાની ભાજી તથા કાસનીનાં પાંદડાંને વાટી, તે ઉપર બાંધવા.

૬. ઇસબગોળના બીને વાટી, ગુલાબજળમાં મેળવી, તે ઉપર બાંધવા.

૭. સરકો, ગુલાબજળ અને હીરાબોળ એ ત્રણેને મેળવી તેઉપર લગાડવું.

૮. દરદ ઘણું થતુ હોય તો સુખડ ઘસી તેમાં કપુર તથા અફીણનો ભુકો નાખી તે ઉપર લગાડવું.

૯. કબારના પાંદડાને વાટી તે ઉપર બાંધવા.

૧૦. આકડાના પાંદડાને વાટી ચેપલી કરી તે ઉપર મુકી પાટો બાંધવો.

૧૧. લસણ, વધારણી તથા સાબુ એ ત્રણેને સરખેભાગે મેળવી તે બાંધવું.

૧૨. ખજુર તથા ગોળ એ બંનેને સરખે ભાગે મેળવી તેમાં થોડુ ઘી મેળવી તે બાંધવું.

અથવા ચાંમડીની અંદર તરી આવેલુ ગુંચળુ દેખાતું હોય તો તેને અથવા ફોલ્લીઓ થયો હોય તેમે નસતર મુકી તેનો એક છેડો બાહાર નીકળે તેને ધીમે ધીમે ખેંચતા જવું. જો સહેલાઇથી નીકળતો હોયતો વાળાની આસપાસની જગો આંગળાથી ચોળતાં જવી અને વાળો આસતેથી ખેંચતા જવું એ પરમાણે વાળો કાઢી નાખવો. કદાપી થોડો નીકળે અને બીજો તે વખતે ન નીકળેતો નીકળેલા વાળાને લીન્ટના કટકાની દીવેટ કરી તે ઉપર વીંટાળવો અને તે દીવેટ તે જગોએ ચોટી રહે તેને વાસ્તે ત્યાં-સ્ટાકીંગ પલાસતરની બે પટીઓ મારવી.પાછો બીજે દહાડે આસતેથી ખેંચવો અને જેટલો નીકળે તેટલો પાછો દીવેટ ઉપર વીંટાળવો. એ પરમાણે ત્રણ ચાર દહાડા કરવાથી બધો વાળો નીકળી જશે.

વાળાના જોરથી તાવ આવતો હોયતો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવી.

| | |
|---|---|
| બાઇકારબોનેટ આવ પોટાસ ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઇટરસ ... | ગરેન ૪૦ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ ... | દરામ ૨ |
| મીયુસીલેજઆવ ગમએકેસીયા... | આંઉસ ૧ |
| પાણી ... ... | આંઉસ ૩ |

ઝાડો કબજ રહેતો હોય તો એપસમસાલ્ટ અથવા કમપાઉન્ડ રેબારબનો જુલાબ આપવો જેને એક મટી બીજો થાય. બીજો મટી ત્રીજો થાય એ પરમાણે વાળા નીકળતા હોય તેને ૩૦ ગરેન સોજો નવસાગર ત્રણ આંઉસ કરીઆતાની ચામાં મેળવી, તેમાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું. એ પરમાણે થોડા દહાડા જારી રાખવાથી વાળાની જડ બળી જશે.

વાળાના જોરથી શરીરમાં નબળાઇ જણાય તો ટીંચરફેરી પરક્લોરીડ જેવી શકતી લાવનારી દવાઓ આપવી—

ઉપલી દવાઓ ન મળી આવેતો.

એરંડાના મુળનો રસ ૨ના બારેને આશરે થોડા ઘીની સાથે દીન સાત સુધી દરરોજ એકેક વખત પાવો. અથવા સરગવાનું મુળ તથા તેનાં પાંન એને પાણીમાં વાટી તેમાં થોડો સીંધવખાર નાખી થોડા દહાડા

વાળા ઉપર બાંધવાથી વાળો બળી જશે, અથવા ધતુરાના પાંદડાં તેલ લગાવી દરરોજ વાળા ઉપર બાંધવાં. અથવા બાવળનાં બીને પાણીમાં વાટી વાળા ઉપર લેપ થોડા દહાડા કરવાથી ફાયદો થશે.

અથવા મધમાં થોડો સાજીખાર નાખી થોડા દહાડા વાળા ઉપર લેપ કરવો અથવા કબુતરની હગારની મધમાં ગોળી કરી દીન સાત ગળાવવાથી કદી પણ વાળાનો રોગ થશે નહિ.

અથવા ખડીઓખાર ફુલાવેલ, વાલ એક ગોળમાં ગોળી કરી દરરોજ ખવડાવવી.

અથવા ઝેરકોચલુ મીણોહરમો એ બંનેને જુલેલ તેલમાં ઘસીને વાળા ઉપર લગાડવું.



# ખરપસુ.

(એકઝીમા—Eczema)

**નીશાની**—ચાંમડી ઉપર માંછલાના ભીંગડાની માફક પોપડા બંધાઇને તેની નીચેથી કોઈ વાર રસી નીકળે છે, કોઈ વખત તે સુકાંજ રહે છે અને અતીશય કીડ લાગે છે. આ દરદ પારખવા સારૂ સહેલામાં સહેલી રીત એછે કે ઘણું કરી ખરપસુ શરીરના બંને ભાગો ઉપર સાથેજ થાયછે. જેમ કે જો તે જમણા પગની પાટલી ઉપર થાય તો ડાબાપગની પાટલી ઉપર પણ થાય છે. તે શીયાળામાં વધારે જોર કરેછે.

**સબબ**—ખારી માંછલી, અથવા ખારૂ માંસ, ઘણો મસાલો, ઘણોદારૂ, વીગેરે ગરમ વસ્તુ ખાધાથી અને શરીરની સફાઈ બરોબર ન રાખવાથી આ રોગ થાય છે. અથવા ચાંદીનો રોગ થયો હોય તો તેથી પણ થાયછે.

**ઉપાય**—માછલી, છાસ, મસાલો, દારૂ, તાડી, મીઠાઈ વીગેરે ચીજોથી બીલકુલ દુર રહેવું. મીઠાસ, માખણ અને ખટાસ બને તેમ ઓછુ વાપરવું. પેટ કબજ રહેતુ હોયતો જુલાબ વગેરે આપી પેટ સાફ લાવતા રેવું.

**ઉપાય**—નીચેની દવાઓને મેળવી ખરપસા ઉપર પીછાવતી લગાડવી.

| | |
|---|---|
| તાર ... ... | દરામ ૧ |
| રેકટીફાઇડસ્પીરીટઆવ વાઇન... | દરામ ૪ |

| | | |
|---|---|---|
| ગલીસીરાઇન | ... | દરામ ૨ |
| કારબોલીક આસીડ | ... | મીનીમ ૪૦ |

અથવા એક આંઉસ ગંધક તથા એક આંઉસ બાઇકારબોનેટઆવ પોટાસ એ બંનેને ગરમ પાણીમાં ઓગાળી તેમાં ખરપસા વાળો ભાગ દરરોજ થોડો વાર બોળી રાખવો.

રસી ઘણી જતી હોય તો તેને એકદમ બંધ ન કરવી પણ અળસીની અથવા પાંઉની પોલટીસ તે ભાગ ઉપર મુકવી અને ઝીંક પાઉડર અથવા બીસમથ પાઉડર દહાડામાં બે વાર તે છાંટવો. અને નીચેની દવાઓને મેળવી તે ખરપસા ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| લીકવીડતાર | ... | દરામ ૧ |
| કાસટીક પોટાસ | ... | ગરેન ૨૦ |
| રેકટીફાઇડસ્પીરીટ આવ વાઇન. | | દરામ ૪ |
| પાણી | ... ... | આંઉસ ૨ |

અથવા નીચેની દવાઓ મેળવી ખરપસા ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| સુખડનું તેલ | ... | દરામ ૧ |
| ગોવાપાઉડર | ... | દરામ ૧ |
| એસીટીકએસીડ | ... | દરામ ०॥ |
| ટંકણખાર | ... | ગરેન ૧૫ |
| કરીઓઝોટ | ... | મીનીમ ૧૦ |
| મધ | ... ... | દરામ ૪ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી ગરમ કરી ખરપસા ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| સુગરલેડ | ... ... | ભાગ ૫ |
| ગલીસીરાઇન | ... ... | ભાગ ૧૬૦ |

અથવા વાહીટ પ્રીસીપીટેટ ઓઇન્ટમેન્ટ, અથવા કારબોનેટ આવ લેડ ઓઇન્ટમેન્ટ, અથવા સીટરીન ઓઇન્ટમેન્ટમાંથી ગમેતે એક મલમ ખરપસા ઉપર રાતે સુતી વેળા લગાડી પચાવવો અને સવારમાં ધોઈ નાખવો. અથવા ખરપસા ઉપર ટીંચર આવ આઇઓડાઇન પીહાતતી દરરોજ લગાડવું. વખતે કાસટીક અથવા એસીડનાઇટરીકથી ખરપસાને બાળી નાંખવું.

ખરપસામાં ઘણી આગ બળતી હોય તો ૧ આંઉસ ગલીસીરાઇન તથા ાા થી ૧ દરામ લાઇકર પલંમબી સબએસીટેટીસ એ બંનેને મેળવી પીછાવતી ખરપસા ઉપર ચોપડવી.

અથવા કીડ ઘણી થતી હોય તો નીચે જણાવેલી દવાઓ પથર ઉપર ગુલાબજળનાં ઘસી તે જાડી જાડી ખરપસા ઉપર ચોપડવી.

| | | | |
|---|---|---|---|
| સફેતો | ... | ... | દરામ ૨ |
| ગુલેયરમાની | ... | .. | દરામ ૪ |
| સુખડ | ... | ... | દરામ ૨ |
| અકાકીયા | ... | ... | દરામ ૨ |

અથવા નીચેની દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી ખરપસા ઉપર મુકવો.

| | | |
|---|---|---|
| ટંકણખાર | ... | દરામ ૩ |
| ગલીસીરાઇન | ... | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૧ |

અથવા નીચેની દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે ખરપસા ઉપર મુકી ભીનેલોજ રાખવો.

| | | | |
|---|---|---|---|
| સફેતો | ... | ... | દરામ ૩ |
| બાવળનો ગુંદર | | .. | દરામ ૩ |
| ગુલાબજળ | | ... | આંઉસ ૧ |

અથવા કીડ ઘણી થતી હોય અને અગન બળતી ન હોય તો ગોવાપાઉડર ગજકરણનો રસ લીમડો વાટી તેની પોલટીસ, લીમડાનો રસ, અથવા તાર અને સ્પીરીટ આવ વાઇન એ બંનેને મેળવીને તે આ પાંચમાંથી ગમતે એક દવા ખરપસા ઉપર ચોપડવી અને કારબોલીક એસીડ સોપથી હમેશાં ખરપસુ ધોઈ સાફ રાખવું.

અથવા નીચેની દવાઓ મેળવી તે ખરપસા ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| રેડઓકસાઇડ આવ મરકયુરી | .. | દરામ ૨ |
| ગલીસીરાઇન | ... ... | દરામ ૨ |
| કપુર | ... ... | ગરેન ૨૦ |
| ઓઇન્ટમેન્ટ આવ ઝીંક | ... | આંઉસ ૧ |

ઉપર પરમાણે ચોપડવાની એકલી દવાથી વખતે ખરેપસુ જડમુળ-માંથી જતુ નથી વાસ્તે તેની સાથે નીચે પરમાણે પીવાની દવાઓ આપવી. ખરેપસુ લાંબા દહાડાનું હોય તો ૧૫ મીનીમ સીરપ આવ આઇઓડાઇડ આવ આયરન દહાડામાં ત્રણ વાર પાણીમાં મેળવી પાવું અને તે ઘણા દહાડા સુધી ચાલુ રાખવી.

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેના છ ભાગો કરી એકેકો ભાગ દહાડામાં ત્રણ વાર પાવો અને તે ઘણા દહાડા સુધી ચાલુ રાખવું.

| | | |
|---|---|---|
| લાઇકર આરસેનીકાલીસ | ... | મીનીમ ૧૫ |
| લાઇકર સ્ટ્રીકનીયા | .. | મીનીમ ૨૫ |
| ટીંચર આવ કવીનાઇન | ... | આંઉસ ૧ |
| ફેરીએટ આમોનીયા સીટરસ | ... | દરામ ૧ |
| ટીંચર આવ ઓરેન્જ | ... | દરામ ૨ |
| પાણી ... | ... | આંઉસ ૮ |

આજારીનો ચેરો ફીકો મારી ગયો હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી ૧ દરામ જેટલી દહાડામાં ત્રણ વાર ખાણું ખાધા પછી પાણીમાં ભેળી પાવી.

| | | |
|---|---|---|
| વાઇનઆવ આયરન | ... | આંઉસ ૧॥ |
| સાકરનો સીરો | ... | દરામ ૪ |
| લાઇકરઆરસેનીકાલીસ | ... | દરામ ૦॥થી ૨ |
| ડીલવોટર | ... | આંઉસ ૨ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તેમાંથી પોણુવાઇન ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું. અને તે ઘણા દહાડા જારી રાખવું.

| | | |
|---|---|---|
| ફેરીએટ આમોનીયા સીટરસ | ... | ગરેન ૩૦ |
| લાઇકર આરસેનીકાલીસ | ... | મીનીમ ૧૮ |
| ટીંચરઆવ કેસકેરીલા | ... | દરામ ૩ |
| પાણી ... | ... | આંઉસ ૯ |

**ચેતવણી**—ઉપલી દવાઓ સોમલની છે. વાસ્તે તેમાંની એક પણ અજમાવતી વેળા ધ્યાનમાં રાખવું કે એક દવા આશરે પંદર દહાડા અ-થવા એક મહીનો સુધી પાવાથી જો તેની કંઇ પણ ઝેરી અસર બીમા-રના ઉપર થાય, જેવું કે આંખમાં અગન બળે, આંખમાંથી આંસુઓ

ટપકે, પેટમાં દુખી આડો આવે વીગેરે આનો જણાયતો થોડા દહાડા વચમાં આંતરો નાખી પાછી તે પાવી સરૂ કરવી. એ પરમાણે છ મહીના અથવા એક વરસ ચાલુ રાખવી જેથી ખરૂપસુ જડમુળમાંથી જશે.



# મસા.

( વોરટસ—Wartus ).

**નીશાની તથા સબબ**—મસા સુકા, કઠણ, ગોળ, લાંબા, પોહોળા, અથવા ચપટા હોયછે. અથવા કાળા, પોચા અને લોહીવાળા હોય છે. તેઓ હાથ, પગ, હાથનાં આંગળાંઓ, છુપા ભાગ, સફરા અને ઘણું કરી શરીરના દરેક ભાગ ઉપર થાયછે. તેઓ શરીરને સ્વછ ન રાખવાથી અથવા ચાંદીના આજારથી થાયછે.

**ઉપાય**—કાળા, પોચા, દાંડીવાળા, અને લોહીવાળા મસા ઘણું કરી ગાલની માંહેની સપાટી ઉપર થાયછે. આ જાતના મસાને કાતરવતી કદી કાપવા નહી. કારણ કે તેમ કરવાથી તેમાંથી પુશકળ લોહી નાકળેછે. વાસ્તે ઘોડાનો વાળ અથવા રેસમની ઝીણી દોરી તેના થડમાં બાંધી અને તેને દરરોજ ખેંચી તંગ કરેચા જવી. આ પરમાણે કરવાથી મસાઓ ખરી પડશે, અને લોહી બીલકુલ નીકળશે નહી.

અથવા મસા ઝીણા, કઠણ, સુકા અને ગોળ હોય તો તે કાતરવતી થડમાંથી કાપી કાઢવા, અને તેઓ ઊપર કાસટીક, ચુનો, મોરથુથુ, અથવા પોટાસ ફયુસા લગાડવું. આ જાતના મસા ઉપર ઓકસી કલોરાઈડ જલદ સરકો અથવા લાઇકરફેરી પરકલોરોડ દરરોજ લગાડવાથી તેઓ ખરી જાયછે.

પાવલી જેવડા પોહોળા તથા ચપટા મસા જેઓ ઘણું કરી સ્ત્રીના છુપા ભાગ અથવા સફરાની આસપાસ હોયછે. તેઓ ઉપર ૦ll દરામ કેલોમલ થોડા દાહાડા સુધી ભભરાવવું અથવા એસીટેટ આવકોપર લગાડવું.

**અથવા** બાળેલી કોડીની રાખ, ફુલાવેલો ટંકણખાર, ફુલાવેલો ખડીઓખાર, નવસાર, કળીચુનો, એ સરવ બરાબર લેઈ બારીક વાટી મસા ઉપર સારી પેઠે ચોળવાથી ખરી પડશે.

# રસોળી.

(વેન—Wen).

ચરબીવાળી અથવા એક જાતના ચીકણા પદારથવાળી રસોળી ઘણું કરી માથા, ગરદન અથવા બરડા ઉપર થાયછે. રસોળી કોઇવે બા સોપારી જેવડી અને કોઇ વેળા નાળીએર જેવડી મોટી થાયછે. તેનો સ૰ રવથી સરસ ઉપાય કાપી કાઢવાનો છે.

અથવા રસોળી નાની હોય તો તેને નીચે પરમાણે ઉપાયો કરવાથી તે પાકીને બેસી જાયછે.

રસોળીની વચ્ચમાં એક પાવલી જેટલા ભાગમાં પોટાસફ્યુસા દર-રોજ થોડા દાહાડા સુધી ચલુ લગાડવું. અને ગાંઠ ઉપરની ચામડી બળી જઇ તેમાં ચાઠુ પડે કે ૨ થી ૪ દરામ આઇઓડાઇડ આવ પોટાસીય-મને એક આંઉસ પાણીમાં મેળવી તેમાં લુગડાંનો કટકો બોળી તે ચાંદામાં જેટલો જાય તેટલો મુકવો. અને તે ભીનેલોને ભીનેલોજ રાખવો. આ પરમાણે કરવાથી રસોળી ગળી જશે.

ઉપર પરમાણે ચાઠુ પાડવા પછી તેની ઉપર પારાના મલમની આ-ગળી બનાવીને તેની વચોવચ્ચ થોડા ગરેન પોટાસફ્યુસા ભભરાવી તે ગાંઠ ઉપર મુકવી. આગળી દરરોજ બદલવી. આ પરમાણે કરવાથી ગાંઠ પાકીને તે માંહેલી ચીકણી વસ્તુ પરના આકારમાં બાહાર આવશે. ઉપલા ઊપાયો ઘણા સરસ છે.

રસોળી ઉપર કમપાઉન્ડ ટીંચર આઇઓડાઇન ચોપડવું, અને તેનાં ૫ થી ૧૦ ટીપાં પાણીમાં નાખી દાહાડામાં ચાર વાર પાવાં.

અથવા નીચેની દવાઓ મેળવી, તે પીંછાવતી દરરોજ રસોળી ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| આઇઓડાઇન | ... ... | દરામ ૨ |
| આઇઓડાઇડ આવ પોટાસીયમ.. | | દરામ ૪ |
| રેકટીફાઇડ સ્પીરીટ આવ વાઇન. | | દરામ ૨ |
| પાણી | ... ... | દરામ ૪ |

રસોળી નાની સોપારી જેવડી હોય અને તે હાથે દાબવાથી બેસી

જાય તથા હાથ ઉપાડી લેવાથી પાછી નીકળી આવે તો જાણવું કે તેમાં કોઈ જાતનો ચીકણો પદારથ હશે. આ જાતની રસોળી ઘણું કરી પગની પાટલી, કપાળ અથવા હાથ ઉપર થાયછે. તેને મોટી બુકના મજબુત પુંઠાથી સારી પેઠે કુટવી જેથી તે ફુટી જશે. અને પછી તે ઉપર સીસાનો કટકો મુકી પાટો બાંધી રાખવો કે જેથી તે ફરી થાય નહી.

ચોખી પીળા રંગની માટી તડકામાં સુકવી તેનો ભુકો કરી તેને ગાળી પાણીમાં મેળવી એ મેળવણીને રસોળી ઉપર ચોપડી તે ઉપર પાટો બાંધી દેવો. એ પરમાણે ઘણી વાર લગાડવાથી રસોળી બેશી જશે.

---

## ખીલી.

( વીટલો—Whitlow )

**નીશાની તથા સબબ**—હાથ પગનાં આંગળાંઓમાં લાકડાંની ફાંસ, સોય અથવા એવી અણીવાળી વસ્તુનો ગોદો લાગવાથી તેઓ દબાણમાં આવી કચડાવાથી અથવા મધમાંખ, કાનખજુરો અથવા હરકોઈ એવાં જાનવરોનો ડંખ લાગવાથી ઘણું કરીને નખોની કીનારી અથવા થડ આગળથી સુજી આવી રાતાં થાયછે. રાત દાહાડો તેમાં અતીસે દુખાવો થાયછે તથા તેમાં ગટકા મારેછે. એ પરમાણે થવા પછી થોડા દાહાડામાં તે આરામ નથી થતોતો, આંગળીના આસપાસનો ભાગ વધારે સુજે છે અને હાથની હથેળી સુધી તે વરમ વધી છેક ભોંતરથી તે પાક ઉપર ચડેછે, અને તેમાં પરૂ થાયછે.

**ઉપાય**—લાકડાંની ફાંસ, સોય અથવા ઝેરી જાનવરોનો ડંખ અંદર હોય તો એક નાના ચીમટાથી બાહાર કાઢી લેવો. પછી તે આંગળાંને ઘણા ગરમ પાણીમાં બોળી રાખવું. અથવા તે ઉપર ગરમ પાણી થોડું થોડું નાખ્યા કરવું અથવા તે આંગળી ઉપર ગરમ પાણીનો બાફ આપવો અને એક જુલાબ આપવો.

નખની કીનારી ઉપર તથા તેના થડ આગળ ટીંચર આવ આઇઓડાઇન, લાઇકરફેરી પરક્લોરાઈડ ફોરસીઅર, અથવા ટીંચર આવ અરનીકા, એ ત્રણમાંથી ગમે તે એક પીંછાવતી થોડા દાહાડા લગાડવું.

અથવા સુગરલેડના પાણીમાં થોડું ટીંચર ઓપી તથા કોલનવોટર

નાખી તેમાં લુગડાંનો કટકો બોળી તે આંગળી ઉપર મુકવો. અને તે રાત દાહાડો ભીનેલોજ રાખવો.

આંગળાની ટોચ પાકે નહી પણ તેમાં ઘણા દાહાડા સુધી દુખાવો થયા કરે તો તે ઉપર લ્યુનર કાસટીક લગાડવું.

અથવા આંગળાંમાં રસી થઇ હોય તો તે ઉપર અળસીની પોલટીસ અથવા ઘઊંના લોટની પોલટીસ દાહાડામાં ચ્યાર વાર બાંધવી. અને પછી આંગળુ નસતરથી ચીરી અંદરની રસી કાઢી નાખી પછી રૂઝ આવવા સીમપલ ઓઇનિટમેન્ટની પટી દરરોજ લગાડવી.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

હાથીના દાંતનો ગેર, એરંડીયા તેલમાં ખુબ ગરમ કરી તેની લુગદી કરી ખીલી ઉપર બાંધી દેવી.

## બદહજમીનો ઝાડો—હષામણ.

**નીશાની**—ઝાડો ઘણી વખત આવે અને તે કચરાવાળો પીળા રંગનો અને પાતળો હોય, ઘણું કરી પાણી જેવો ન હોય, ઝાડો આવતી વેળા પેટમાં દુખે અમળાય અથવા ચુંક ચાલે, પણ કાંસવું ન પડે. ઝાડામાં લોહી સીમટ ન હોય. જીભ મેલવાળી હોય, મોઢાનો સ્વાદ બદલાઇ જાય, પેટમાં ગગડાટ થાય, અને પેટ ફુલેલું અને ઢોલના જેવું લાગે. કેટલીએક વાર ખાટા ઓડકાર આવે, વખતે ઉછાળો અથવા ઓકારી થાય.

કોઈ વખત આ રોગમાં પાતળો નીતરા પાણી જેવો ઝાડો આવે અને તેમાં થોડો છોંછડો પડે પણ કોલેરામાં આવેછે તેવો સફેત કાંજીના પાણી જેવો રંગ આ બદહજમીના ઝાડામાં થતો નથી. એવા ઝાડા સાથે વખતે હાથ પગ થંડા થઈ જાય છે અને કોલેરાની બીમારી ગામમાં ચાલતી હોય તે વખતે તેને કોલેરા જલદી અસર કરે.

કેટલીએક વેળા બદહજમીના ઝાડામાં ચીકણો તેલ જેવો અથવા ચરબીના જેવો પદારથ પડે અને કોઇવિખતે ખાધેલું અન તેવુંને તેવુંજ પડે,

**સબબ**—આ રોગને પેદા કરનારાં નીચે પરમાણે ઘણાં કારણો છે, જ્યારે હોજરીના કુવત કરતાં તેમાં વધારે ખોરાક પડેછે. ત્યારે તેનાથી ખાંણું બરાબર હઝમ કરી શકાતું નથી જેથી નપચેલ ખોરાક આંતરડામાં જાય છે અને તેથી ઝાડો થાય છે. ઘણા ખોરાક સાથે ઘણો દારૂ પીવા

થી અથવા ઉજાગરો કરવાથી આ રોગ જલદીથી થાય છે. કેટલી એક જાતનો ખરાબ ખોરાક જેવા કે—

ખાટો કાચો અને ઠળીઆ સુધાંતનો મેવા. કાચી વનસપતી, કોહેલી માંછલી, ખરાબ થએલું ગોસ્ત અને ભારે ખોરાક આ રોગને પેદા કરે છે. અથવા થંડી ખાધાથી અને ભીનાસથી તેમજ ઘણી ગરમ હવાથી તથા ઘડી ઘડી હવા થંડી ગરમ થવાથી આ બીમારી ઉતપન થાય છે.

ઉપાય—જો આ રોગની જરા અસર થઈ હોય અને થોડો પાતળો ઝાડો હમેશાં કરતાં એક બે વખત વધારે આવે તો બ્રાંડી બીટર એક અથવા બે નાંની ચમચી ભરીને એક ગલાસ પાણીમાં મેળી પાવું. અને આજારીને સુવાડી રાખવો જેથી ઊંઘ આવે. અથવા કાળાં તીખાં તોલો ૦। એને શેર ०॥ પાણીમાં ઉકાળી અરધુ પાણી બળવા દઈ તેમાં પેપર મીંટના ૧૦ થી ૧૨ પાંદડાં અને થોડી ચા નાંખી તેમાંનું પાણી સઘળુ પાવું. એથી ઘોડાં પેટ આવતાં હશે તે બંધ થઈ જશે, અથવા એને બદલે એલચીદાણા તોલો ૦। તજ તોલો ૦। તીખાં તોલો ૦। નારંગીની છાલ સુકી તોલો ૦। અને કોલમ તોલો ०॥ લેઈ એ સઘળાને ખોખરૂં કરી ०॥ શેર પાણીમાં ०॥ કલાક ઉકાળી પછી નીતરૂં પાણી ગાળી લેઈ તેમાંથી અરધુ પાવું અને જરૂર પડેતો તણ કલાક પછી બાકી રહેલું ફરીથી પાવું.

કદાપી ઘણો ખોરાક ખાધાથી આ રોગ થયો હોય. ઝાડો જરા આવે અને પેટમાં કચરો ઘણો હોય એવું જણાય તો કમપાઊંડ રૂબારબ પાઉડર ગરેન ૨૦ પાણીમાં ડોવી પાવું અથવા ચોખ્ખું એરંડીઞ એક મોટો ચમચો ભરી પાવું. જેથી પેટમાંનો કચરો નીકળી જશે. જો પેટમાં ઘણું અમળાય અને દુખતુ હોય તો એરંડીઆમાં ટીંચરઓપી ટીપાં દસ નાંખીને પાવું.

ઉપલી દવાથી પેટમાંનો કચરો નીકળી ગયા પછી એરોમટીક પાઉડર આવ ચાક દર ત્રણ કલાકે ફકાડવું, અથવા નીચેની દવાઓ મેળવી તેમાંથી ૧૫ ગરેન પાણી સાથે દર ત્રણ કલાકે ફકાડવું.

| | |
|---|---|
| તજ ... ... ... | ગરેન ૧૬ |
| જાયફળ ... ... ... | ગરેન ૧૨ |
| કેસર ... ... ... | ગરેન ૧૨ |

લવીંગ. ... ... ... ગરેન ૬
એલચીદાણા ... ... ગરેન ૬
ધોએલો ચાક ... ... ગરેન ૪૪
સાકર ... ...... દરામ ૨

ઉપલી દવાથી ફાયદો ન થાય તો નીચેની દવાઓ ખુબ મેળવી તે-માંથી એક લીકર ગલાસ ભરી દર તરણ કલાકે પાવી.

ટીંચરઆવ કેટીકુ .. દરાંમ ૧ાા
ટીંચરઓપી ... ટીંપાં ૩૦
એરોમેટીક પાઉડરઆવ ચાક. ગરેન ૩૦
તજનું પાણી .. આંઊસ ૩

(આ દવા-કાઢતી વેળા દરેક વખત સીસીને ખુબ હલાવવી)

જો ઘણો ખોરાક ખાધાથી આ દરદ ન થયુ હોય અને ઝાડો ઘણો આવતો હોય તો, એરંડીયુ અથવા કમપાઊંન્ડ પાઉડર આવ રૂ-બારબ આગળ કેવા પરમાણે આપવું નહી.પણ બીમારીની શરૂઆતથી-જ ઉપલી દવા પાવી અથવા ઉપલી દવા ન મળી શકે તો કલોરોડાઇન ટીંપાં ૨૦ ને એક લીકર ગલાસ પાણીમાં મેળવી પાવું. ઝાડો થયા કરે તો એ પરમાણે દર ત્રણ કલાકે પાયા કરવું. એથી આરામ ન થાય તો કાથો તથા હીરાદખણ દરેક ગુરેન ૨૦ લેઈ તે મેળવી તેનાં ત્રણ પડીકાં કરી અને અકકુ પડીકુ દર ત્રણ કલાકે પાવું. જો વખતે એ કોઈ દવા હાજર ન હોય અને ઝાડો બહુ થતો હોય તો અફીણ ગરેન ૧ માંથી ચાર ગો-ળીઓ બનાવી એકેક ગોળી દર ત્રણ કલાકે ગળાવવી.

જો ઝાડો ફીણવાળો આવે અને તેમાં જાણે ખમીર ચડતું હોય એમ દેખાય તથા તેનો બહુ ખાટો વાસ મારે તો રાતનાં સુતી વેળા કેલોમલ ગરેન ૨ ફકાડવું અને પાઉડર આવ એપીકાકયુના ગરેન છોની સાથે બીસનથી સબનાઈટરસ ગરેન ૧૫ મેળવી તેનાં ત્રણ પડીકાં કરી અને એકેકુ પડીકુ દાડામાં ત્રણવાર સાકરના સીરામાં અથવા મધમાં ચટાડવું. એ પરમાણે બે ચાર દાડા આપવું.

ખાધેલું અન ઝાડા વાટે આખુને આખુ નીકળે તો નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી ત્રણ ભાગ કરી એકેકો ભાગ દાડામાં ત્રણવાર આપવો. એ દવા થોડા દાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| રૂબારબ પાઉડર | ... | ગરેન ૧૨ |
| પાઊડર આવ એપીકાકયુના. | | ગરેન ૩ |
| સુંઠનો બારીક ભુકો | .. | ગરેન ૬ |

પેટમાં બહુ દુખાવો થતો હોય તો બાટલીમાં ગરમ પાણી ભરી તેથી અથવા બીજો એવો સેક કરવો. તેથી આરામ ન થાય તો ટરપેન ટાઈન પેટ ઉપર ચોપડી પછી ફલાનલ વડે ગરમ પાંણીનો તે ઉપર સેક કરવો. આજારીને શરૂઆતમાં કાંજી જેવા હલકા ખોરાક ઉપર રાખવો. ઝાડાનો રોગ તદન સારો થાય ત્યાં સુધી તરકારી; મેવા અને વાયડી ચીજની પરેજ રખાવવી. તથા બીર અને જવના ફીણવાળા દારૂની પણ પરેજ રખાવવી. આજારી નબળો હોય તો એક ગલાસ પોરટર વાઇન અથવા એક મોટો ચમચો બરાનડીને બે ચમચા થંડા પાણીમાં નાંખીને પાવું.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો—

મોથ, સુંઠ, ગળો, જાવંતરી, એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી તેમાંથી રૂ. ૦। ભાર ગરમ પાણીમાં દરરોજ પાવું.

**અથવા**—લોદર, રીસાંમણીનાં મુળ, મોથ, બીલીનો ગરભ, સુંઠ, ધાણા, જાવંતરી, ગળો, સુગંધી વાળો, કડાછાલ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી રૂ ૧ ભાર લઈ પાણી શેર સવામાં ઉકાળી બાકી પાણી રૂ. ૫ ભાર રહે ત્યારે તે પાઈ દેવું.



## ધર.

(એબસેસ—Abscess)

શરીરના કોઈ પણ ભાગમાં સોજો આવી તેમાં પરૂ ભરાઈ ઢેપ જેવું થાય છે. તેને ધર કહે છે.

**ઉપાય**—ઝાડો કબજ હોય તો કમપાઊંડ રૂબારબ પાઉડર અથવા એરંડીયા તેલનો હલકો જુલાબ આપવો. ધર વધારે મોટું થતુ જાય તો જ્યાં સુધી તેની ઉપર અણી થાય અને નસતરથી ફોડવા લાયકનું થાય ત્યાં સુધી તેને દાબવું નહી, ચુંથવું નહી. અથવા બીલકુલ હાથ લગાડવો

નહી, તેના ઉપર ફલાનલનો ગરમ સેક કરવો. અને અળસીની અથવા ઘઉંના લોટની પોલટીસ કરી દાડામાં ત્રણ અથવા ચારવાર બાંધવી. એ પરમાણે થોડા દહાડા બાંધવી, એ પ્રમાણે કરવાથી જ્યારે ઘર પાકીને ફુટે અને તેમાંથી વગર હરકતે રસી નીકળી જાય ત્યારે એક પાતળી સળીને છેડે ઝીણું લુગડું વીંટાળી તેને સેલેડના તેલમાં બોળી તે લુગડાને સળીની મારફતે ઘરના પડેલ છેદમાં મુકવું અને તે દાડામાં એકથી બેવાર બદલવું અને પછી તે ઉપર લુગડાનો પાટો બાંધવો અથવા સ્ટાર્કીંગ પલાસતરની પટી આસપાસ મુકવી. તે રૂઝાવા પછી શકતી આવે એવી દવાઓ જેવી કે ટીંચરફેરી પરકલોરીડ અને કરીઆતાનું પાણી. ઘર પોતાની મેળે ફુટે નહી અને પીડા થતી હોય તો નસતરથી સારી પેઠે સેગાફ મુકવો કે જેથી બધી રસી એકદમ નીકળી જાય તે પછી ઉપર પરમાણે સેલેડ તેલમાં અથવા કારબોલીક ઓઇલમાં લુગડાનો કટકો બોળી મુકવો. એ પરમાણે કરવાથી અંદરનો ખાડો પુરાય એટલે લુગડું અંદર ઘાલવું બંધ કરી સીમપલ ઓઇન્ટમેન્ટની પટી મારવી એટલે રૂઝાઈ જશે.

કેટલીએક વાર એવાં ઘર અતીશે પીડા કરે છે અને તે એક જગોએથી રૂઝાવા પછી બીજી જગોએ થાય છે. એ પરમાણે ઘણાં અને ઉંડાં ઘરો થાય છે. અને તે જલદી રૂઝાતાં નથી જેથી દરદી ઘણું દુખ પાંમી મરણ પામે છે. વાસતે તેની ઘણી કાળજી રાખવી. એને અંગ્રેજીમાં—પાઇમીઆ (Pyœmia) કરી કહે છે. અને તે ઘણું ભયંકર દરદ છે તે શરીરનું લોહી બીગડવાથી અથવા શરીરના નબળાઇથી અને ઘણું કરી ઘરડપણમાં વધારે થાય છે, તેવા બીમારને ૧ દરામ એસીડ સલફ્યુરીક ડીલુટ તથા ૬ આંઊંસ પાણી, એ બનેને મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું. હવા ફેર બદલ કરવી. અને શકતીવાળો ખોરાક આપવો.



## ગુમડાં.

(બોઇલ્સ—Boils.)

આ દરદ શરીરના દરેક ભાગ ઉપર થાય છે. કેટલીએક વખત તે

એક બે હોય છે અને કેટલીએક વખત તે બહુ હોય છે. જ્યારે તે ઘણાં નાનાં હોય છે ત્યારે તેને ફોડકી અથવા ફુલી કહીએ છીએ અને જ્યારે થોડાં મોટાં થાય છે ત્યારે ફોડકા અથવા ફોલા કહીએ છીએ, પણ જ્યારે તે ઘણાં મોટાં થાય છે ત્યારે ગડ અથવા ગુમડાંને નામે ઓળખાય છે. ફોલો સકત અને ઉપરથી અણીદાર હોય છે, તેની ઉપરની ચામડી લાલ હોય છે અને ઘણું કરી તેમાં ચકરસાટ તથા દુખાવો થવા સીવાય બીજી કાંઇ હરકત થતી નથી. પણ તે મોટો હોય તો દુખાવો ઘણો થાયછે, શરીરના જે ભાગ ઉપર થયો હોય તે ભાગ હીલવી શકાતો નથી તેના જોરથી પગમાં અથવા હાથમાં વેળ તણાઇ આવે છે. શરીરમાં દુખાવો થાય છે અને વખતે તેના જોરથી તાવ પણ આવે છે, ફોલો ઘણું કરી પોતાની મેળે પાકે છે ત્યારે તે નરમ લાગે છે અને તેની ટોચ અથવા અણી ફાટીને તેમાંથી સફેત ઘાટુ પરૂ નીકળે છે અથવા વખતે ઘાટા પરૂની કટકી જેવી ચીજ નીકળે છે, જેને આપણે બીઓ કહીએ છીએ. એ બીઓ નીકળવા પછી તેનો દુખાવો નરમ પડે છે અને તે રૂઝી જાય છે. પણ કેટલાંક ગડને અણી અથવા ટોચ થતી નથી પણ તે ઉપરથી ગોળ હોય છે અને પાકીને પોચુ થાય છે તો પણ તે ફુટતું નથી તેથી તેને ઊંધુ ગડ કહેવાય છે,

**સબબ**—ફોલા ઘણું કરી જોરાવર અને લોહીયાર માણસને થાયછે. અને ઘણો ગરમ અને ઉંચો ખોરાક ખાનારને ઉનાળામાં વધારે થાય છે, તેમાં કાંઇ ભય નથી પણ તે થવાથી લોહીનું જોર નરમ પડે છે અને શરીરમાં સારી અસર થાય છે. પણ નબળાઇમાં થાય છે તો તેથી ખરાબી થાય છે.

**ઉપાય**—જેઓને વારમવાર ગુમડાં થતાં હોય તેને મધ્યમસર ખોરાક આપવો, કસરત કરાવવી, ખુલી હવામાં ફેરવવું, ફોડકી ઘણી લાલ હોય અને તેમાં બળતરા બળતી હોય તથા દુખાવો થાય તો તે ઉપર ઘસેલુ સુખડ ચોપડવું. પણ જો ઘણો દુખાવો ન હોયતો સુંઠ ઘસી દાડામાં એક બેવાર ચોપડવી, તેથી ઘણો ફાયદો થશે. ફોલા ઉપર કાળા મલમની અથવા સ્ટાકીંગ પલાસતરની પટી મારવી. અને તે દરરોજ અથવા ત્રીજે દાડે બદલવી. ફોલો ફુટી ગયા પછી પણ એજ પટી લગાડવાથી

રૂઝ આવેછે. જો ફુલી ઘણી નાંની હોય અને તે લાલ ન હોયતો તેના ઉપર ટીંચર આઇઓડાઇન ચોપડવું જેથી બેસી જશે.

નાના ફોલાને પીવાની દવાની જરૂર નથી. પણ પેટ કબજ હોય, આજારી જોરાવર હોય અને ગરમીની મોસમ હોયતો સીડલીજ પાઉડરનો અથવા એપસમ સાલ્ટનો જુલાબ આપવો. અને દારૂ મસાલા વીગેરે ગરમ ચીજની પરેજ રખાવવી.

જો મોટા ફોલા અથવા ધડ થાય અને તેમાં તરાંણ અને દુખાવો હોયતો, તે ઉપર થોડી જળો મુકાવવી અને પછી ઉપર અળસીની અથવા ઘઉંના લોટની પોલટીસ દર ત્રણ અથવા ચાર કલાકે બાધા કરવી. જેથી તે બેસી જશે અથવા પાકે તો તેને નસતરથી તેને ધડના પરમાણે મોટો ચીરો મુકવો. કારણ કે નાંનો ચીરો કરવાથી અંદરનું પરૂ અને બીઓ નીકળી શકતો નથી વાસ્તે મોટો ચીરો કરી પછી તેને ધીમેથી દાબી બધુ પરૂ કાઢી નાખવું. પછી કારબોલીક ઓઇલમાં તેના ખાડાના પરમાણમાં લીન્ટનો લીરો બોળી અંદર સળીવતી દાખલ કરવો. અને તે હમેશાં કાઢી નાખી બીજો નાખવો. એ પરમાણે થોડા દાડા કરવાથી અંદરનો ખાડો બુરાઈ જશે પછી તેના ઉપર કાળા મલમની અથવા સીમપલ ઓઇન્ટમેન્ટની પટી દરરોજ થોડા દાડા મારવી. જેથી તે રૂઝાઈ જશે.

વખતે ફુલા ઉપરની ચાંમડી પાકીને ત્યાં ચાંદુ પડેછે તેમાંથી પાતળુ પરૂ નીકળેછે અને તેની જમીન લાલ ઉપસેલી દેખાયછે તે ઉપર સીટરીન ઓઇન્ટમેન્ટની પટી મારવી અથવા ચાંદાની બાબતમાં બતાવ્યા પરમાણે ઉપાયો કરવા.

ગુમડાનો વધારે સારો તો ઉપાય એછે કે ગુમડુ દેખાતાંજ તરત તેના ઉપર થોડુ એકસ્ટ્રાકટ આવ ઓપીયમ પાણીમાં ઘસી તે જાડું જાડું ગુમડા ઉપર ચોપડવું તે સુકાયા પછી ત્રણથી ચાર કલાકે વારમવાર લગાડા કરવું. આ પરમાણે કરવાથી સોજો ચોવીસ કલાકમાં તદન ઉતરી જશે તે પછી પારો, અફીણ અને સાબુ એ ત્રણેને સરખે ભાગે મેળવીને તેની એક ગોળી બનાવી તેના વચે એક છેદ પાડી તે ગુમડા ઉપર મુકવી અથવા કાળા મલમની આગળી મુકવી. તાવ હોય અને ઝાડો કબ-

જ હોયતો એપસંમસાલ્ટનો જુલાબ આપવો અને ઝાડો સાફ આવ્યા પછી. શકતી લાવવા સારૂ નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી અને તે પાંચથી સાત દાડા ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| એસીડ સલફ્યુરીક ડીલુટ | ... | દરામ ૧ |
| કવીનાઇન સલફસ | ... | ગરેન ૪ |
| સાકરનો સીરો | ... | આંઉસ ૧॥ |
| પાણી | ... | આંઉસ ૪॥ |

અથવા એકકો મોટો ચમચો ભરી કાડલીવર ઓઇલ સવાર સાંજ પાવું. જો કોઇને ઉનાળાની મોસમમાં ફોલાઓ થયા કરે અને મટતા જાય અને બીજા થતા હોય તેવા બીમારને ૧૦ ટીપાં લાઇકર પોટાસાના થોડા દુધમાં નાખી દહાડામાં બે વાર પાવું. જેથી નીકળવા બંધ થશે. ગુમડા નીકળવાની શરૂઆતમાંજ જો કેમફરેટેડ આલકોહોલ લગાડ્યો હોય તો ગુમડાં બેસી જઈ ઘણો ફાયદો થાયછે.

ઉપલી દવાઓ ન મળી આવે તો નીચેની દવાઓ વાપરવી. ગુમડું પાકુ ન હોય અને અમુઢ હોય તેમાં બળતરા ઘણી થતી હોય તો બીજોરાનું મુળ, છડ, દેવદારૂ, સુંઠ, રાસણા, અરણી એ સરવ બરાબર લઈ એને પાણીમાં બારીક વાટી તેને જરા ગરમ કરી તે કોકરવરણું ગુમડા ઉપર ચોપડવું. જેથી તુરત બળતરા બંધ થશે અથવા મહુડાં,રતાંજળી, દરો, આંમળા, કમળનુ મુળ, ખસ, નેત્રવાળો, પદમાસ એ સરવ બરાબર લઈ પાણીમાં બારીક વાટી લેપ કરવો અથવા સાટોડીનુ મુળ, દેવદારૂ, હળદર, સુંઠ, સરગવાની છાલ, સરસવ, એ સઘળાં બરાબર લઈ ખટાસમાં બારીક વાટી લેપ કરવો જેથી તુરત આરામ થશે.

જો ગુમડુ પાક ઉપર આવ્યુ હોય તો તેને જલદી પકવવાને વાસ્તે સણનુ મુળ, સરગવાની સીંગો, તલ, સરસવ, અલસી, દારૂ કાઢવાનો મસાલો, જવ, ઘઉ, લીંબડાના પાન એ બધાને બારીક પાણીમાં વાટી તેનો દીવશમાં બે વખ્ત લેપ કરવો. અથવા તલ, સીંધવખાર, જેઠામધ, લીમડાના પાન, બંને હળદર, નસોતર, નાગરમોથ, એ બરાબર લઈ એને પાણીમાં વાટી લેપ કરવો અથવા લીંબડાના પાંન, તલ, દંતી, નસોતર,

સીંધવખાર એ બરાબર લેઈ તેમાં મધ મેળવી બારીક વાટી લેપ કરવો. અથવા લીંબડાના પાંનને પાણીમાં બાફીને બાંધવા. ગુમડું ફુટયું હોય તો તેને રૂઝવવા લીંબડાના પાંન, ઘી, મધ, દારૂ હળદર, મહુડાં એને બારીક વાટી તેની દીવેટ કરી દરરોજ અંદર મુકવી અથવા આસન, કાયફળ, લોદર, જેઠીમધ, મજીઠ, ધાવડીના ફુલ એને પાણીમાં બારીક વાટી દર રોજ બાંધવું જેથી રૂઝાઈ જશે. અંદર જીવડા પડ્યા હોય તો કાંચકીનું મુળ, લીંબડાની છાલ, નીરગુંડી એને વાટી ઉપર બાંધવા અથવા લશણ વાટી બાંધવું. અથવા વધારણી તથા લીંબડાના પાંન એને વાટી ઉપર બાંધવા જેથી જીવડા મરી જશે.

---

## દરાઝ—ધાધર.

### (રીંગ વરમ—Ring worm.)

દરાઝ ગોળ આકારમાં થાય છે, તે બધાના જાણીતો રોગ છે, તે લાલ અથવા કાળી હોય છે, દરાઝની ઘણી જાત છે, પણ સઘળાનો ઉપાય એક સરખો છે, વાસ્તે તેનુ જુદુ બ્યાંન આપેલ નથી, દરાઝમાં કીડ ઘણી લાગે છે, તેના ઉપર પોપડા બંધાય છે, અને જ્યારે આજારી ઘવડે છે, ત્યારે તે પોપડા નીકળી જાય છે, અને તેમાંથી લોહી નીકળી લાલ જમીન થાય છે.

**ઉપાવ**—દરાઝને દરરોજ ગરમ પાણીથી તથા સાબુથી ધોઈ સાફ રાખવી. તેના ઉપર સીટરીન ઓઇન્ટમેન્ટ અને સીમપલ ઓઇન્ટમેન્ટ સરખે ભાગે મેળવી તેમાંથી થોડો દાહાડામાં બેવાર ચોપડી પચાવવો, આ પરમાણે થોડા દાહાડા લગાડી પછી સીટરીન ઓઇન્ટમેન્ટ એકલો લગાડવો, તેથી આરામ ન થાય તો દરાઝને સારી પેઠે ખંજોળી તે ઉપર એસીટીક એસીડ દરરોજ લગાડવુ, અથવા કરીઓઝોટ ઓઇન્ટમેન્ટ થોડા દાહાડા દરરોજ લગાડવો, અથવા નીચે લખેલો મલમ થોડા દાહાડા દરરોજ લગાડવો.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | દરામ ૩ |
| કરીઓઝોટ | ... | દરામ ૪ |
| સલફર ઓઇન્ટમેન્ટ... | | આંઉસ ૧ |

અથવા નીચે લખેલો મલમ થોડા દાહાડા લગાડી પચાવવો.

વાહીટ પ્રીસીપીટેટ ઓઇન્ટમેન્ટ આંઉસ ૧
સલફરઓઇન્ટમેન્ટ. ... આંઉસ ૨

**અથવા**—ગુલબગલીનો છોડ જેને મરાઠીમાં ગચકરનનો પાલો કહે છે, તેના પાતરાનો રસ કાઢીને દરરોજ ચોપડવો, જેથી વખતે ઘણો ફાયદો થશે, અથવા જલદ સરકામાં લુગડાનો કટકો બોળી તે ઉપર મુકવો. અથવા ગોવાપાઉડરને બ્રાંડી અથવા કોલંનવોટરમાં ભેળી દરાજ ઉપર ચોપડવું, અથવા ૨ દરામ કારબોનેટ આવ પોટાસ તથા આઠ આંઉસ ગુલાબજળ એ બંનેને મેળવી તે ચોપડવું.

માથા ઉપર દરાજ થઈ હોય તો ૧ આંઉસ સલફ્યુરસ આસીડ તથા છો આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાં લુગડાનો કટકો બોળી તે ઉપર મુકવો. ટીંચર આવ આઇઓડાઇન દરાજ ઉપર ચોપડવું, અથવા નીચે લખેલી દવાઓ મેળવી તે ચોપડવી.

તાર ... દરામ ૧
ઓઇલ આવ જુનીપર ... દરામ ૧
હાઇડરારજીરી આમોનીઆ કલોરીડમ. દરામ ૧
ચરબી ... ... આંઉસ ૦॥

અથવા નીચેની દવાઓ મેળવી તે ચોપડવી.

કોકમનુ તેલ ... .. આંઉસ ૦॥
મીણ ... ... આંઉસ ૦॥
જમાલગોટાનુ તેલ ... આંઉસ ૦॥

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તે લગાવવી.

કપુર ... ... ગરેન ૨૦
કારબોનેટ આવ પોટાસ... દરામ ૧
કારબોલીક આસીડ ... મીનીમ ૪૦
ગંધકનો મલમ ... આંઉસ ૧

જાંગના કાતરામાં અથવા પીસાબની ગોળી ઉપર દરાજ થઈ હોય તો ૧ દરામ ટંકણખાર તથા એક આંઉસ પાણી એ બંનેને મેળવી તે દરરોજ ચોપડવું.

**અથવા**—કપુર, ફટકડી, ગંધક, તથા કાથો એ ચારે સરખે ભાગે લેઈ લીંબુના રસમાં મેળવી તે ચોપડવું.

**અથવા**—એરડીના બી, એળીઓ, તથા સાજીખાર એ ત્રણે સરખે ભાગે લેઈ લીંબુના રસમાં મેળવી તે ચોપડવું, અથવા મુડદારસીંગને ગુલાબજળમાં ઘસીને તે ચોપડવું. દરાઝવાળા આજારીએ અવાર નવાર રેબાર્બનો જુલાબ લેવો.

ઉપલી દવાઓ ન મળી આવે તો ઉપલેટ, વાવડીંગ, કુમાડીઆના બી, સીંધવખાર, સરસવ, એ સરવ બરાબર લેઈ એને ખટાસમાં બારીક વાટી લેપ કરવો, અથવા ધરો, હરડેની છાલ, સીંધવખાર, કુમાડીઆના બી, કરેણની છાલ, એ સરવ બરાબર લીધા પછી એને કાંજીમાં અથવા છાસમાં બારીક વાટી લેપ કરવો.

**અથવા**—ખાખરાનો પીતપાપડો, મગ, અમરવેલ, કમળકાકડીનાં મીંજ એ સરવ બરાબર લેઈ ગાયની છાસમાં બારીક વાટી તેનો લેપ કરવો.

---

# કમર ઉપર થતી એક જાતની કીડ.

**હરપીસ ઓર સીનગલ્સ**—Herpes or shingles.)

**નીશાની**—પરથમ કમરની ચામડી સુજીને રાતી થાયછે. અને તે ઉપર બલીસ્ટરના જેવા છાગલાઓ ગોળ પડેલા જણાયછે. તેમાં કીડ ઘણી લાગેછે અને બળતરા બળેછે. આ છાગલાઓમાંથી પ્રથમ પાણી જેવો પ્રવાહી પદારથ નીકળેછે અને તે ધીમે ધીમે જાડો થતો જાયછે. અને છેલે તે સુકાઇને છાગલાની જગોએ પોપડો બંધાયછે. આ દરદ કોઈ વખત કમર ઉપરાંત શરીના છુપા ભાગોઉપર તથા હાથો ઉપર પણ થાયછે.

**ઉપાય**—સીડલીજ પાઉડરનો અથવા એપસમ સાલ્ટનો અથવા સુનામખાનો એક જુલાબ આપવો. તથા ૮ આંઉસ સુગરલેડનું પાણી અને ૦।। આંઉસ રેકટીફાઈડ સ્પીરીટ આવ વાઈન એ બંનેને મેળવી તેમાં લુગડાંના કટકો બોળી દરદ વાળા ભાગ ઉપર મુકવો અને તે રાત દાહાડો ભીનેલોજ રાખવો.

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડાંનો કટકો બોળી તે ઉપર મુકવો.

| | | |
|---|---|---|
| ટંકણખાર | ... ... | દરામ ૨ |
| ટીંચર ઓપી | ... ... | દરામ ૧ |
| પાણી | ... . | આંઉસ ૮ |

અથવા ઓઇન્ટમેંટ ઓફ ઝીંકની પટી બનાવી તે દરરોજ મુકવી.

ઉપલી દવાઓ ન મળી આવે તો, કુમાડીઆના બી, બાવચી, સરસવ, તલ, કોસ્ટ, અંને હળદર, નાગરમોથ એ સરવ બરાબર લેઇ એને છાસમાં બારીક વાટી લેપ કરવો.



## ખીલ.

(પીમપલ્સ—Pimples.)

**નીશાની**—ખીલ ઘણું કરી નાક, ગાલ, કપાળ, અને ચેરાનીજ નજદીકના ભાગમાં થાયછે. ખીલના દાણા તીણા લાલ અણીદાર અને સખત હોયછે. એ ઘણું કરી પાકતા નથી પણ દાબવાથી તેમાંથી સખત પરૂનો બીઓ નીકળેછે. વખતે ખીલ એક વાર થયા પછી, થોડી મુદતમાં પોતાની મેળે જતા રેહેછે. પણ ઘણી વખત થોડા ખીલ સારા થયા પછી પાછા બીજા થાયછે. ખીલ જુનાં થાયછે ત્યારે તેની હેઠળની ચામડી જાડી થાયછે અને તે દાબવાથી ઘણી કઠણ લાગેછે. ખીલથી કીડ લાગેછે. દુખાવો થાયછે. અને ચેરાની ખુબ સુરતી જતી રેહેછે.

**સબબ**—લોહીના જોસથી આ રોગ જુવાનીમાં ઘણો થાયછે. ઘણી ગરમ વસ્તુ તથા દારૂ પીધાથી, ઘણી થંડી ચીજ વાપરવાથી, હાથ રસની ખરાબ ટેવથી, ઘણો સ્ત્રી સંભોગ કરવાથી, અજીર્ણ થવાથી, કસરત નહી કરતાં એક જગાએ બેશી રેહેવાથી, અને ઝાડો કબજ રેહેવાથી આ રોગ થાયછે.

**ઉપાય**—ઉપર કહેલાં જે કારણો માલમ પડે તે દુર કરવાં, આજારીને સાદા અને હલકા ખોરાક ઉપર રાખવો. દારૂ, છાસ, ખટાસ, મસાલો વીગેરે એવી ગરમ ચીજની પરેજ રખાવવી. નાઇધોઈ ચામડી

દરરોજ સાફ રાખવી. ઝાડો કબજ હોય તો, સીડલીત્ઝ પાઉડરમાં અથવા એપસમ સાલ્ટનો અથવા એરંડીયા તેલનો જુલાબ આપવો.

એ પરમાણે જુલાબો આપી ઝાડો સાફ લાવી, ટંકણખાર અથવા નવસાગર તોલો ૦॥ લેઇ તેને ત્રણ તોલા ગુલાબ જળમાં મેળવી તે દાહાડામાં બે વાર ખીલ ઉપર ચોપડવું. અથવા લાઇકર આમોનીઆ એસીટેટીસ દરામ ચાર અને ગુલાબ જળ આંઉસ ત્રણ સાથે મેળવી તે ખીલ ઉપર ચોપડવું. અથવા ચાર તોલા અંગુરીના સરકામાં બે તોલા મધ નાખી તે ખીલ ઉપર ચોપડવું. અથવા એક તોલો કડવી બદામનાં બીજ લેઈ તેને છોલી પાંચ તોલા ગુલાબ જળમાં સારી પેઠે ઘુંટી તેને ઝીણા લુગડાથી ગાળી તે ખીલ ઉપર દાહાડામાં બે વાર ચોપડવું.

૧૦ થી ૧૫ ગરેન ગંધકના ફુલ દાહાડામા બેથી ત્રણ વાર ફાકવાં થોડા કપુરને આલકોલમાં મેળવી જ્યાં સુધી અગન બળે ત્યાંસુધી તે દાહાડામાં બેથી ત્રણ વાર ખીલ ઉપર લગાડવો. અને તે થોડા દાહાડા સુધી ચાલુ રાખવું, મીલ્ક આવ રોઝ ખીલ ઉપર ચોપડવું. અથવા નીચેની દવાઓ મેળવી તે ચોપડવી.

| | | |
|---|---|---|
| ટંકણખાર | ... | ગરેન ૧૫ |
| સાકર | ... | દરામ ૦॥ |
| લીંબુનો રસ | ... | આંઉસ ૧ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તે ખીલ ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| હાઈડરો કલોરીક એસીડ | ... | દરામ ૧ |
| રેકટીફાઈડ સ્પીરીટ આવ વાઈન. | | આંઉસ ૧ |
| પાણી | ... . | આંઉસ ૮ |

**અથવા**—૧ આંઉસ ગુલાબનાં ફુલ તથા ૨૦ આંઉસ ગરમ પાણી એ બંનેને ઉકાળી આસરે દસ આંઉસ જેટલુ રેહે કે તેમાં ત્રીસ ગરેન એસીડ સીટરીક પીગળાવી પછી તે સઘળાંને ગાળી તે ખીલ ઉપર ચોપડવું.

મીઠુ તેલ અથવા સેલેડનુ તેલ તથા ચુનાનુ પાણી એ બંનેને સરખે ભાગે મેળવી તે ખીલ ઉપર ચોપડવું.

મીઠા તેલમાં અથવા સેલેડના તેલમાં થોડાં ટીપાં સ્પીરીટ આમોનીઆ એરોમેટીકના નાખી તે ખીલ ઉપર ચોપડવું.

અથવા નીચેની દવાઓ મેળવી તે ગરમ કરી તે ચોપડવી.

| | | | |
|---|---|---|---|
| મલાઈ | ... | ... | આંઉસ ૧ |
| ફટકડી | ... | ... | આંઉસ ૦॥ |
| ખાંડ | ... | ... | દરામ ૧ |
| લીંબુનો રસ | ... | ... | આંઉસ ૧ |
| અથવા બ્રાંડી | ... | ... | આંઉસ ૧ |
| અથવા કોલનવોટર | | ... | આંઉસ ૧ |
| તાજુ મધ | ... | ... | આંઉસ ૮ |

કોલનવોટર અથવા સ્પીરીટ આવ વાઇનમાં થોડાં ટીપાં ઓઇલ આવ રોઝમેરીનાં નાખી તે ખીલ ઉપર ચોપડવાં.

૧૦ ગરેન કારબોનેટ આવ મેગનેસીઆ તથા ૧૦ ગરેન ગંધકના ફુલ એ બંનેને મેળવી દાહાડામાં ત્રણ વાર ફાકવાં અને તે થોડા દાહાડા ચાલુ રાખવાં.

પેહેલાં લોહી સુધારવાને વાસ્તે સારસાપરીલા પાવું અને પછી ઉપલા ઉપાયો કરવા.

ખીલ અણીદાર હોય અને તેના ઉપર સફેત પરૂ જેવું જણાય તો ખીલને દાબી કાઢી અંદરથી બીઓ કાઢી નાખવા, જો ખીલ સકત ગાંઠ જેવા લાગે અને તેની નીચેની ચામડી કઠણ લાગે તો તેની ઉપર ઓઇન્ટમેન્ટ આવ આઇઓડાઇડ આવ પોટાસીઅમ જરા જરા લગાડવું, અને નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | | |
|---|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | | .. | ગરેન ૧૨ |
| લાઇકર પોટાસા | ... | ... | ટીપાં ૪૫ |
| ટીંચર આવ હઇઓસીઆમસ | | ... | દરામ ૧ |
| બારકનો ઉકાળો | ... | ... | આંઉસ ૩ |

કદાપી ખીલ સાથે દસતાંનની હરકત હોય તો પેહેલાં તેનો ઉપાય કરવો જેથી ખીલ તેની મેળે મટી જશે, જો ઘણો સ્ત્રીસંભોગ કરવાથી નબળા માણસને ખીલ થાય તો નીચે લખેલી દવાઓમાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

એસીડનાઇટરીક ડીલુટ ... ટીપાં ૪૫
કમપાઉન્ડ ટીંચર આવ સીનકોના.દરામ ૧
બારકનો ઉકાળો ... આંઉસ ૩

અથવા ચાંદીના આજારથી ખીલ થયા હોય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

ડોનોવેનસ સોલ્યુશન ... ... ટીપાં ૩૦
કંમપાઉન્ડ ડીકાકસન આવ સારસાપરીલા... આંઉસ ૩

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો—

કેસર, નાગકેસર, ઉપળેટ, રતાંજળી, રાળ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી સુખડના તેલમાં મેળવી ખીલ ઉપર લેપ કરવો.



# આંટણ.

(કોરનસ ઓર બનીઅન્સ—Corns or Bunions).

સખત તંગ જોડા અથવા બુટ પેહેરવાથી પગે ડંખ પડે છે, અને તે ઉપર આંટણ થાય છે.

**ઉપાય**—જોડા અથવા બુટ ઢીલાં પેહેરવાં, અને જો ઘણું દરદ થાય તો એકથી બે જળો આંટણ ઉપર મુકવી, ગરમ સેક કરવો, અને અળસીની પોલટીસ મુકવી.

આંટણ ઘણી કુખતી ન હોય તો જળો મુકવાની જરૂર નથી, વાસ્તે ૧ દરામ આઇઓડાઇડ આવ પોટાસીઅમ, એક આંઉસ ચરબીનો મલમ એ બંનેને મેળવીને તે અથવા ટીંચર આવ આઇઓડાઇન આંટણ ઉપર લગાડવું.

**અથવા**—નવસાગરનું જલદ અને ઘાટ્ટુ પાણી તેમાં લુગડું બોળી આંટણ ઉપર મુકવું, અને તે ભીનેલુંજ રાખવું.

આંટણવાળો પગ આસરે ૨૦ મીનીટ સુધી ગરમ પાણીમાં બોળી રાખવો, અને પછી ધારવાળી છરીથી આંટણને કાપી કાઢી તે ઉપર કમપાઉન્ડ ગાલબેનંમ પલાસતરને પાતળા ચાંમડા ઉપર ચોપડી તેની આગળી કરી તે પંદર દાહાડા સુધી દરરોજ મુકા કરવી.

ત્યાર પછી પાછો આંટણવાળો પગ ગરમ પાણીમાં બોળી આંટણને ફરીથી કાપી કાઢવું, અને બીજુ પલાસતર મુકવું, આ પરમાણે આંટણ સાફ થઈ જાય ત્યાંસુધી કરા કરવું.

ઉપર પરમાણે પગ ગરમ પાણીમાં બોળી આંટણ કાપ્યા પછી તે ઉપર લ્યુનરકાસટીક લગાડવું અથવા નાઈટરીકઆસીડનાં ટીપાં તે ઉપર થોડાં મુકવાં અથવા કાસટીક પોટાસ લગાડવું.

**અથવા**—એક આંઉસ બાઈકારબોનેટ આવ સોડાને અડધો આંઉસ ચરબીમાં મેળવી તેની આગળી બનાવી તે આંટણ ઉપર મુકવી અને આંટણની કોર બેથી ત્રણ દહાડે કાપતા રેહેવું.

**અથવા**—આંટણ કાપ્યા પછી નીચે લખેલી દવાઓ મેળવી તે પીંછા વતી લગાડવી.

| | | |
|---|---|---|
| ટીંચર આવ આઇઓડાઈન | ... | દરામ ૪ |
| આઈઓડાઈડ આવ આયરન | ... | દરામ ૧ |
| સોલ્યુશન આવ કલોરાઈડ આવ એન્ટીમોની. | | દરામ ૪ |

બાળેલું મીઠું તેલ દર રાત્રે આંટણ ઉપર ચોપડવું. અથવા ચાર દરામ ગમ એમોનીએક તથા ચાર દરામ મીણ એ બંનેને તાવી તેમાં ૦।। દરામ મોરથુથુ નાખી તે સઘળાને સારીપેઠે મેળવી તેની ચામડા ઉપર પટી બનાવી તે આંટણ ઉપર મુકવી, આંટણને કાપી કાઢી તે ઉપર કલોરાઈડ આવ ઝીંક લગાડવું.



## માથાની ઉંદરી.

(ફેવસ—Favus)

**નીશાની**—પેહેલાં પીળા રંગના ઝીણા ડાગો અથવા છાંટો માથા ઉપર દેખાય છે અને કોઈ વેળા તેઓ સઘળા સાથે મળી જઈ લોંદા અથવા જુમખાં થઈ જાયછે. અને તેનાં પોપડા બંધાય છે. અને કોઈ વખત તે છુટા છુટા દેખાય છે. આ પોપડાની નીચે અથવા પાસે પરના ભરેલા મોટા દાણાઓ જણાય છે. અને આ દાણાઓમાંથી ચીકણું પર તથા પાણી વહે છે, તેથી બાલ વળગી જાય છે, અને પછી બાલ

ખરી પડે છે. આનો ઉપાય જલદી ન કર્યો હોય તો તે આખા માથા ઉપર પથરાઈ જાય છે અને બાલ ખરી જવાથી આખુ માથુ સફેત થઈ ગએલું જણાય છે. આખર પોપડાઓની નીચે ચાંદાં પડી તેમાં ઝીણા જીવડા પડે છે. આ રોગ ઘણું કરી બાળકને માથુ બરાબર સાફ નહી રાખવાથી થાય છે. આ રોગ ચેપી છે, તેનો ચેપ બીજાના માથાને લાગે તો બીજાને થાય છે.

**ઉપાય.**—માથાના થોડા ભાગમાં ઉંદરી જણાય કે તરત માથાના બાલ કતરાવી નાખવા, સવાર સાંજ માથાને સાબુના પાણીથી ધોયા કરવું અને ઉંદરી ઉપર સીટરીન ઓઇન્ટમેન્ટ દરરોજ લગાડવો. એ થોડા દહાડા લગાડવાથી ફાયદો ન થાય તો નીચે લખેલો મલમ દરરોજ લગાડવો.

| | | |
|---|---|---|
| કરીઓઝોટ. | ... ... | ટીંપાં ૬૦ |
| વાહીટ પ્રીસીપીટેટ ઓઇન્ટમેન્ટ | | આંઊસ ૧ |
| સીમપલ ઓઇન્ટમેન્ટ | ... | આંઊસ ૨ |

ઉપલા મલમથી ફાયદો ન થાય તો મેરક્યુરી ગરેન ૧૫ ને ચાર આંઉસ પાણીમાં પીગળાવી તેમાં લુગડું બોળી ઉંદરી ઉપર દરરોજ એક વાર મુકવું, અને પછી સેલેડ ઓઇલમાં અથવા ચોખા એરંડીઆમાં લુગડું બોળી તેના ઉપર મુકવું, એ પરમાણે બે ચાર દહાડા લગાડવાથી ઉંદરી ઉપરના પોપડા નીકળી જઈ લાલ જમીન દેખાય કે તેના ઉપર ઝીંક ઓઇન્ટમેન્ટ અથવા સીંપલ ઓઇન્ટમેન્ટની પટી મારવી, જેથી તે રૂઝી સાફ થશે. જો પોપડા ઘણા હોય તો, પહેલાં અલશીની અથવા ઘઉંના લોટની પોલટીસ મુકવી.

ઉપર પ્રમાણે મલમો વીગેરે ચોપડવાથી ફાયદો ન થાય તો, નીચે લખેલા લોશનમાં લુગડું પલાળી તે ઉપર હમેશાં મુક્યા કરવું.

| | | |
|---|---|---|
| સલફ્યુરસ એસીડ. | ... | આંઊસ ૧ |
| ડીસટીલડ વાટર. ... | ... | આંઊસ ૮ |

**અથવા**—ઝીણી હીમજી હરડે ઘીમાં તળી તેનો ભુકો કરી તે માથા ઉપર લગાડવો. અથવા નીચે લખેલો મલમ માથા ઉપર દરરોજ ચોપડવો.

| | | |
|---|---|---|
| કરીઓઝોટ ... | ... ... | દરામ ૧ |
| ગંધક. | ... ... .. | દરામ ૧ |

| | | |
|---|---|---|
| સપરમેસીટીનો મલમ... | ... | દરામ ૪ |
| તારનો મલમ. | ... .. | આંઊંસ ૧ |

**અથવા**—તાર. ગલીસી રાઇન, અને સ્પીરીટ આવ વાઇન આ ત્રણે સરખે ભાગે થોડું થોડું મેળવી, પીછાવતી માથા ઉપર દરરોજ ચોપડવું. અથવા એસીટીક એસીડ માથા ઉપર દરરોજ ચોપડવું. અથવા નીચે લખેલા પાણીથી સવાર સાંજ માથાને દરરોજ ધોવું.

| | | |
|---|---|---|
| સલફેટ આવ પોટાસ | ... | દરામ ૩ |
| ધોળો સાબુ. | ... ... | દરામ ૧॥ |
| સ્પીરીટ આવ વાઈન. | ... | દરામ ૨ |
| ચુનાનું પાણી. | ... ... | આંઊંસ ૭॥ |

**અથવા**-નીચે લખેલી દવાઓ સારી પેઠે મેળવી તે દરરોજ લગાડવી.

| | | |
|---|---|---|
| ગંધક | ... ... ... | દરામ ૩ |
| હઇદરારજીરીએમોનીકલોરાઇડ | ... | દરામ ૨ |
| એસીડ કારબોલીક | ... ... | દરામ ૧ |
| સપરમેસીટી | ... ... | આંઊંસ ૧ |

**અથવા**—૧૦ ગરેન ઓકઝેલીક આસીડ એક આંઊંસ પાણીમાં મેળી તેમાં લુગડું પલાળી તે માથા ઉપર મુકવું.

(**ચેતવણી**--આ દવા ઝેરી છે વાસ્તે સંભાળથી વાપરવી).

ચળ ઘણી થતી હોય તો, ૦। આંઊંસ આઇઓડાઇન તથા એક આંઊંસ હઇડ્રેટ આવ કલોરલ એ બંનેને ખરલમાં વાટી તેમાં એક દરામ ચોખ્ખું એસીડ કારબોલીક નાંખી ગરમ કરી મેળવી આ મેળવણી ઊંદરી ઉપર દરરોજ લગાડવી.

**અથવા**—૦॥ આંઊંસ હાઇપોસલફેટ આવ સોડા તથા ૭ આંઊંસ પાણી એ બંનેને મેળવી તેમાં લુગડાનો કટકો બોળી ઊંદરી ઉપર મુકવો.

**અથવા**—એક આંઊંસ સલફ્યુરસ આસીડ તથા ચારથી ૭ આંઊંસ પાણી એ બંનેને મેળવી તેમાં લુગડાનો કટકો બોળી ઊંદરી ઉપર દરરોજ મુકવો. ઉપર પ્રમાણે લગાવવાની દવા સાથે આજારીની તનદુરસ્તી સુધારવાની ઘણી જરૂર છે. વાસ્તે એક મોટો ચમચો ભરી કાડલીવરઓઇલ થોડા દુધમાં નાંખી દહાડામાં બે વાર પાવું. અથવા ટીંચર

ફેરી પરકલોરીડ ટીંપાં ૪૫ ને ત્રણ આંઉસ પાણીમાં નાંખી તેના ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વાર પાવું. અથવા ૯ ગરેન કવીનાઈનની ત્રણ ગોળીઓ બનાવી એકેકી ગોળી દહાડામાં ત્રણવાર ગળાવવી. ઉપલી પીવાની દવા મોટાને વાસ્તે છે માટે બાળકને તેની ઉમરના પરમાણમાં આપવી. છાસ, મીઠું, મરચું અને ખટાશની પરેજ રખાવવી.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

દેવદારૂ, ઉપલેટ, કાયફળ, કંપીલો, મણસીલ એ સરવ બરાબર લઈ એરંડીઆ તેલમાં મેળવી તેનો લેપ ઉંદરી ઉપર કરવો.

**અથવા**—કંકોડાનાં મુળ, ખીજડીના પાંન એ બંનેને સરખે ભાગે લઈ ગાયના દહીમાં બારીક વાટી તેનો લેપ કરવો.

**અથવા**—હાથીનો દાંત બાળી તેમાં રસબતી તેટલી મીલાવી બકરીના દુધમાં વાટી તેનો લેપ કરવો.



# કીડ—ખુજલી.

( **ઈચ ઓર સ્કેબીસ**—Itch or Scabies. )

**નીશાની**—આ રોગમાં શરીરના ઉપર નાંની ફણગી અથવા ફુલી જેવા દાણા થાયછે. તેમાં એટલી તો કીડ લાગેછે અને વવળાટ છુટેછે કે આજારી આખો દાડો ધવડીઆ કરેછે અને તે ટુંપી ટુંપીને લોહી કાઢેછે. વખતે કીડની ફણગીમાંથી પાતળો પાણી જેવો પરવાહી નીકળેછે એને રસીવાળી ખુજલી કહેછે. પણ કેટલીક વખતે રસી તદન નીકળતી નથી તેથી તે સુકી ખુજલીના નામથી ઓળખાયછે. પણ એ બંને એકજ રોગછે. આ રોગ ઘણુ કરી હાથનાં આંગળાંની વચે તથા પગનાં આંગળાંની વચે કમર ઉપર અને જાંગના કાતરા ઉપર વારે વારે થાયછે. પણ કેટલીક વખત મોઢા સીવાય શરીર ઉપરના સઘળા ભાગમાં કીડની ફણગીઓ થાયછે.

**સબબ**—શરીરને ગલીચ રાખવાથી અને મેલાં લુગડાં પેરવાથી આ રોગ વધારે થાયછે. આ ચેપી રોગછે. એકની રસી બીજાને લાગે તો તેને થાયછે. આ રોગ શરીરનું લોહી બીગડવાથી થાયછે એમ નથી

પણ તે એક ચાંમડીનો રોગ છે ચાંમડીની અંદર એક જીવડા પેદા થાયછે તે અંદર કોતરેછે તેથી વવળાટ થાયછે.

ઉપાય—આજારીના શરીરને દરરોજ વીલાતી સાબુ અને ગરમ પાણીથી સાફ રાખવું. ધોએલાં લુગડાં ત્રીજે ચોથે દાડે બદલી પેરાવવાં. ઝાડો કબજ હોયતો નીચે લખેલી દવા પાઈ ઝાડો સાફ લાવવો.

| | | |
|---|---|---|
| એપસંમ સાલટ | ... | દરામ ૪ |
| માના ( સીરએસત ) | ... | દરામ ૨ |
| સુનામખીની ચા | ... | આંઊંસ ૧॥ |

ઝાડો સાફ આવવા પછી ગંધકને. સાલીડના તેલમાં અથવા મીઠા તેલમાં મેળવી તે જાડુ જાડુ કીડ ઉપર ખુબ ચોળી પચવવું. અથવા સલફર ઓઇન્ટમેન્ટ દરરોજ ચોપડી પચાવવો. અથવા સુખડનુ તેલ થોડા દાડા ચોપડવું તેથી ફાયદો ન થાય તો. ૦। તોલા કપુરને સાલેડ અથવા મીઠા તેલમાં મેળવી તે ચોપડવું અથવા નીચે લખેલી દવામાં લુગડુ બોળી તે ઉપર ફેરવવું.

| | | |
|---|---|---|
| સલફયુરસ આસીડ | .. | આંઉસ ૧ |
| ડીસટીલડ વેટર | ... | આંઉસ ૮ |

સલફીયુરેટેડ પોટાસ ૧ આંઊંસ તથા ૭ ગેઆલન ગરમ પાણી તે બંનેને મેળવી તેથી દરરોજ શરીર ધોવું અથવા ગંધકનો સાબુ (સલફર સોપ)થી હમેસાં નાવું. અથવા ગરમ પાણીમાં થોડો ગંધક નાખી તેથી નાવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવી તે કીડવાળા ભાગ ઉપર સ્વાર સાંજ ચોપડવી અને સ્વારે કારબોલીક સોપથી નાઈ નાખવું.

| | | |
|---|---|---|
| ગંધક | ... | દરામ ૨ |
| કારબોનેટ આવ પોટાસ | ... | દરામ ૧ |
| ચરબી | ... | આંઊંસ ૧ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવીને કીડવાળા ભાગ ઉપર ચોપડવી અને પછી તે ઉપર ઓલીવ ઓઈલ ચોપડવું.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીઆ | ... | દરામ ૧॥ |
| કપુર | ... | ગરેન ૩૦ (ત્રીસ) |
| આલકોહોલ | ... | દરામ ૧॥ |
| નીમક | ... | આંઊંસ ૦॥ |

| | | |
|---|---|---|
| પાણી | ... | આંઉસ ૨૦ |

અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી કીડવાળા ભાગ ઉપર ફેરવવો.

ચેતવણી—આ દવા ઝેરીછે વાસ્તે સંભાળથી વાપરવી.

| | | |
|---|---|---|
| ધોળો સોમલ | ... | ગરેન ૧ (એક) |
| કારબોનેટ આવ પોટાસ... | | ગરેન ૧૫ |
| લીનીમેન્ટ આવ સોપ | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૩ |

ઉપર પરમાણે લગાવાની દવાઓની સાથે પીવાની દવાની ઘણી જરૂરછે વાસ્તે ફ્લાવરસ આવ સલ્ફર તથા ક્રીમ આવ ટારટર દર એક, એકેક દરામ લેઈ તેને સારી પેઠે મેળવી તેમાંથી ચાર પડીકાં કરી, તેમાંથી દાડામાં ત્રણવાર એકેકુ પડીકુ મધની સાથે ચટાડવું. આ રોગ ચેપીછે. વાસ્તે ઘરનાં જેટલાં માણસને તે થયો હોય તેઓની ભેગી દવા કરવી. એકને કરવાથી ફાયદો થતો નથી કારણ કે બીજાનો ચેપ લાગવાથી પાછી બીજી થાયછે. માતાને એ રોગ હોય અને તેથી તેના બાળકને થયો હોયતો પેહેલાં તેની માને ઉપાય કરવો. અને પછી બાળકનો કરવો અથવા બંનેનો સાથે કરવો. પણ તેટલા વખત સુધી તેની માતાનુ દુધ બંધ કરી બીજા દુધની તજવીજ કરવી. દારૂ. મરચુ. ખટાસ વીગેરેની પરેજ રખાવવી.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો.

ઉપલેટ, તીખાં, આકડાના પાંનની રાખ એ સરવ બરાબર લેઈ બારીક વાટી લીંબુના રસમાં મીલાવી ચોપડવું.

અથવા—ધમાસો, ઊંટકંટો, ઇંદરામણીના વેલા એ સરવ બરાબર લેઈ તેને પાણીમાં ઉકાળી તેથી નવરાવવું.

અથવા—મોરથુથુ તથા ગંધક સરખે ભાગે લેઈ ખાંડી તેને ઘી ચોપડેલા લુગડા ઉપર નાખીતે લુગડાને સળગાવી તેનો ચુવો પાડી તેમાં નેપાળાના દાણા પાંચ છ નાખી તે સરવને ધુંટી ઉપર ચોપડવું.

# શેવટ.

## (નેટલ ઓર અરટીકેરીયા—Nettle or Urticaria)

**નીશાની**—શરીરની ચામડી ઉપર કવચ અથવા કુચનો કાતરો લાગવાથી જેમ ડીબાં ઉપડેછે અને તેમાં ઘણી ખરજ આવેછે તેમ આ દરદમાં પણ રાતાં અથવા ઉજળાં ડીબાં અથવા ઢીંમણા શરીર ઉપર નીકળી ઘણી અગન બળેછે, કીડ લાગેછે. તથા વવળાટ થાયછે.

**સબબ**—આ રોગ મુખ્ય કરી નઠારો અને વાશી ખોરાક ખાવાથી થાય છે. કેટલી એક વેળા જેવી કે બાલ્સમ આવ કોપેઇબા, પોટાસા બરોમાઇડ, ટરપેનટાઇન, હેનબેન, વીગેરે દવાઓ પીધાથી પણ આ રોગ થાય છે. વળી થાક લાગવાથી ડાંસ, માકડ, મોટી માંખો વીગેરેના ડંખથી તેમજ હાંફણ તેમજ સંધીવાથી આ રોગ થાયછે.

**ઉપાય**—૫ ગરેન બલુપીલ રાત્રે સુતી વેળા ગળાવવી અને તેને બીજે દહાડે સહવારમાં સુનામખી તથા એપસંમસાલટનો એક જુલાબ આપવો. આ પરમાણે દર ત્રીજે દહાડે થોડા દહાડા જુલાબ આપવો તથા નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડાનો કટકો બોળી જ્યાં કીડ લાગતી હોય ત્યાં ફેરવવું.

| | |
|---|---|
| ગલીસીરાઇન ... ... | આંઉસ ૧ |
| એસીડહાઇડરોસીયાનીક ડીલુટ... | દરામ ૧થી ૨ |
| સુગરલેડનું પાણી ... | આંઉસ ૬ |

નઠારો ખોરાક ખાવાથી આ રોગ થયો હોય તો ઉલટી આવે એવી દવાઓ આપવી જેવી કે ૨૦ ગરેન એપીકાકયુના પાઉડર અથવા ૨૦ ગરેન સલફેટ આવ ઝીંક અથવા ૨ થી ૪ ચમચી નીમક પાણીમાં ડોવી પાવું. સારી પેઠે ઉલટી થયા પછી ઝાડો સાફ લાવવા સીડલીજ પાઉડરનો જુલાબ આપવો. તથા સરકો અને પાણી મેળવી તે શરીરની ચામડી ઉપર લુગડાના કટકાથી ચોપડવું અને ગરમ પાણીમાં પગો બોળવા.

આ રોગથી વધારે ઇજા થતી હોય તો મોટા ગરમ પાણીના વાસણમાં ડુંટી સુધી બેસાડવું તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેના ચાર પડીકાં કરી એકેકુ પડીકુ દહાડામાં ચાર વાર પાણી સાથે ફકાડવું. આ પડીકાં થોડા દહાડા સુધી ચાલુ રાખવાં.

| | | |
|---|---|---|
| રૂબારબ પાઉડર | ... | ગરેન ૨૦ |
| સબનાઇટરેટઆવબીસમથ.. | | ગરેન ૨૦ |
| કેલસાઇન્ડમેગનેસીયા | ... | ગરેન ૨૦ |
| સુંઠનો ભુકો | ... | ગરેન ૪ |
| જેનસીયનરૂટનો ભુકો | ... | ગરેન ૨૦ |

આ દરદ સાથે સંધીવા પણ થયો હોયતો સંધીવાના મથાળા નીચેની બાબતમાં કોલચીકમની જે દવા પીવાની બતાવી છે તે પાવી.

ઉલટીની દવાથી ઉલટી ન થતી હોય તો ૧૦ મીનીમ ફાઉલર્સ સોલ્યુસેન તથા સાડા ચાર આંઉસ કરીયાતાનો ઉકાળો એ બંનેને મેળવી પોણુ વાઇન ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

દરદી નબળા બાંધાનો હોય અને ડીબાં વારંમવાર થતાં હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવી તેના ચાર ભાગ કરી તે દહાડામાં ચાર વાર પાવી અને તે થોડા દહાડા ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| ક્વીનાઇન ડીસલફસ | ... | ગરેન ૬ |
| નાઇટરો મ્યુરીઆટીકઆસીડ ... | | મીનીમ ૮ |
| ટીંચરફેરી પરક્લોરીડ | ... | મીનીમ ૪૦ |
| પાણી ... | ... | આંઉસ ૬। |

કેટલી એક વખત છાણાની અથવા અડાયા છાણાની રાખ ડીબાં ઉપર ચોળવાથી ઊનનો ધાબળો ઓઢવાથી તેમજ ગરમ પાણીમાં રાઇ નાખી તેમાં પગો બોળવાથી વખતે ઘણો ફાયદો થાયછે.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો.

ખડસલીઓ પીતપાપડો, તીખાં, વરણાનું મુળ, કાળીપાટ એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી રૂ૧ ભાર થંડા પાણીથી દરરોજ ખવરાવવું.

અથવા—ઝેરી ગોટલી, સમદરફળ, કાયફળ, અજમોદ, કાળીપાટ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી રૂ૦ાા ભાર લેઈ મધ તથા પાણી સાથે દરરોજ પાવું.

અથવા—સુંઠ, તીખાં, સુરતીતમાકુ, ગોળ, એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાં પાણી નાખી ગરમ કરી શરીર ઉપર લેપ કરવો. તેના ઉપર અડાયા છાણાની રાખ દાબી દેવી.

# ચાંમડીનો ઘસારો.

**(એબ્રેઝન—Abrasion)**

**ઉપાય**—પડી જવાથી અથવા કંઈ ચીજ વાગવાથી ચાંમડી છોલાંણી હોય તો તે ઉપર કચરો, ધુળ, અથવા રેતી ચોંટી હોય તો ગરમ પાણીથી ધોઇ નાખી તે ઉપર જ્યાં સુધી દરદ નરમ પડે ત્યાં સુધી રેકટીફાઇડસ્પીરીટ આવ વાઇન અને પાણી, એ બંનેને મેળવી તે ઉપર રેડા કરવું અથવા લીન્ટનો કટકો તેમાં બોળી તે ઉપર મુકી રાખવો.

અથવા—વરમ થયો હોય અને તેથી દરદ ઘણું થતુ હોય તો તે ઉપર ઘઊંના લોટની પોલટીશ અથવા સુગરલેડનું પાણી કરી તેમાં ઝીણું લુગડું બોળી તે ઉપર મુકી રાખવું.

આાળુ રૂઝાવવા સીમપલ ઓઇન્ટમેન્ટની પટી કરી મુકવી.

અથવા—ચાંમડી છોલાઈ હોય તો ગરમ પાણીથી ધોઈ ૧ દરામ ટીંચર આવ અરનીકા તથા અઢી આંઉસ પાણી એ બંનેને મેળવી તેમાં ઝીણા લુગડાનો કટકો બોળી છોલાએલા ભાગની આસપાસ મુકવો. જો તે મેળવણી જલદ લાગે તો તેમાં થોડું પાણી ઉમેરવું.

અથવા—કંઈ પણ ચીજ વાગવાથી ચાંમડી છોલાવાને બદલે તે જગો કાળી થાય, સુજી આવે અને તેમાં દુખાવો થાય તો સોજો ન આવે એટલા વાસ્તે સુગરલેડનું પાણી અથવા સાદુ પાણી અને કોલન વોટર એ બંનેને મેળવી તેમાં લુગડાનો કટકો બોળી રાત અને દીવસ તે ઉપર ભીનેલો મુકી રાખવો અથવા ટીંચર આવ અરનીકા દહાડામાં બે વાર ચોપડવું. ગરમ પાણીનો સેક કરવો. સરકો અને થંડુ પાણી એ બંનેને મેળવી ચોપડવું.

અથવા ઘણું જોરમાં હોય અને તે ભાગ ઘણો કાળો થઈ ગયો હોય તો જુલાબ આપવો. તથા રાત્રે સુતી વેળા ખસખસના પોસનો ગરમ સેક કરવો અથવા બાફેલાં કેમોમાઇલ ફુલને ફલાનલના લુગડામાં લપેટી તે ઉપર બાંધવાં.

અથવા—નીચે લખેલી દવાઓ મેળવી તેમાં લુગડુ બોળી તે મુકી રાખવું.

| | | |
|---|---|---|
| રેકટીફાઇડ સ્પીરીટ આવ વાઇન | ... | આંઊંસ ાા |
| નવસાગર | ... ... | દરામ ૪ |
| સુરોખાર | ... ... | દરામ ૪ |
| પાણી | ... ... | આંઉસ ૬ |

થોડું માખણ અથવા ઓલીવ ઓઇલ છોલાએલા ભાગ ઉપર થોડી થોડી મીનીટે બેથી ત્રણ કલાક સુધી સારી પેઠે ચોપડવું. વખતે કંઈ ખાંડવાથી અથવા ખોદવાથી હાથે ફરફોલા થાયછે તેમજ ઘણીલાંબી મજલ કરવાથી પગે ફરફોલા થાય છે. તો તેને સોય અથવા ટાંચણીથી ફોડી તેને ગરમ પાણીથી ધોયા કરવા તેમજ લાંબી મજલ કરતી વખતે પગને તાજુ તેલ ચોપડી ચાલવું જેથી ફરફોલા થશે નહિ.

---

# હાથ ફાટવા વીશે.

( ચેપ્ડહેન્ડસ—Chapped Hands)

હાથો ધોયા પછી સારી પેઠે નહી લુછવાથી તે ફાટે છે તો તે નીચેની મેળવણીમાંથી લુગડું બોળી તે ઉપર મુકી રાખવું.

| | | |
|---|---|---|
| ટંકણખાર | ... | દરામ ૨ |
| ગલીસીરાઇન. | ... | આંઊંસ ાા |
| પાણી. ... | ... | આંઊંસ ાા |

અથવા ૧ દરામ ટંકણખાર તથા ૧ આંઊંસ મધ એ બંનેને મેળવી હાથો ઉપર ચોપડવું.

અથવા ાા દરામ કપુરનો ઝીણો ભુકો તથા ૧ આંઊંસ સપરમેસીટીનો મલમ એ બંનેને મેળવી તે હાથો ઉપર ચોપડવું.

| | | |
|---|---|---|
| અથવા—સપરમેસીટીનો મલમ. | ... | આંઊંસ ૧ |
| ધોળુ મીણ. | ... ... | આંઊંસ ૪ |
| ઓલીવ ઓઇલ | ... ... | આંઊંસ ૪ |

એ સઘળાંને મેળવી તેને ખખળતા પાણીના વાસણમાં મુકીને પીગળાવવું અને પીગળ્યા પછી ૧ આંઊંસ મધ અને ાા આંઊંસ કપુરનો ભુકો અંદર નાખવો. તે થંડુ પડવા પછી તે સઘળાંને હલાવી તેના ગોળા બનાવી તે હાથો ઉપર ચોળવા.

અથવા ૦॥ આંઊસ કોકમનું તેલ તથા અડધો આંઊસ ઘી એ બંનેને મેળવી તે હાથો ઉપર લગાડવું.

અથવા રાળ, લોબાન, બોદાર, મીણ એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાં ફુલેલ તેલ ગરમ કરી તેમાં મીણ નાંખી એકરસ કરી પછી હાથ ઉપર દરરોજ ચોપડવું.



# ઘણી થંડી લાગવાથી ચામડી ખડબચડી થવા વીશે.

**(રફનેસ આવ સ્કીન ફ્રોમ સીવીઅરકોલ્ડ—**Roughness of skin from severe cold )

શીઆળાની મોસમમાં ઘણી ટાઢ ખાવાથી ચાંમડી ફાટી જાય છે, તથા ખડબચડી થઈ જાય છે.

**ઉપાય**—નીચે લખેલી દવાઓ મેળવી સવાર સાંજ ચાંમડી ઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| બદામનું તેલ | ... ... | આંઊસ ૩ |
| ટંકણખાર. | ... ... | દરામ ૨ |
| ફ્રાયરસ બાલસમ | ... ... | દરામ ૨ |
| ગુલાબ જળ | ... ... | આંઊસ ૩ |
| નારંગીના ફુલનું ગાળેલું પાણી. | | આંઊસ ૪ |

**અથવા**—

| | | |
|---|---|---|
| મીઠી બદામના બી. | ... | આંઊસ ૫ |
| કડવી બદામનાં બી. | ... | આંઊસ ૧ |
| ઉજળો વીલાયતી સાબુ. | ... | આંઊસ ૦॥ |
| બદામનુ તેલ. | ... | આંઊસ ૦॥ |
| સપરમેસીટી. | ... ... | આંઊસ ૨ |
| ધોળુ મીણ | ... .. | આંઊસ ૦॥ |
| ઓઈલ આવ લવંડર. | ... | ટીપાં ૩૦ |

ગુલાબનું અતર. ... ટીપાં ૨૦
રેકટી ફાઇડસ્પીરીટ આવ વાઇન.... આંઉંસ ૨૦
ગુલાબ જળ. ... ... આંઉંસ ૩૦

પરથમ બદામના બીને પાણીમાં ઉકાળી તેના ઉપરની છાલ કાઢી નાંખી પછી તેને સાબુ તથા ગુલાબના અતર સાથે છુંદી પછી બદામનું તેલ સપરમેસાટી અને ધોળુ મીણ એ સાથે મેળવી ચુલા ઉપર તાવવું, અને તેમાં ઉપલી મેળવણી મેળવી મલાઈ જેવું ધારૂં કરી લુગડાવતી ગાળી બાકી રહેલી દવા તેમાં નાંખી તે ઉપર ચોપડવી.

ચણાનો લોટ શરીર ઉપર ચોળી હમેશાં નાહાવું.

---

# લાંબાં દાડાની બીમારીથી શરીરની પછવાડેના ભાગમાં પડતાં ચાઠાં.

( બેડસોર્સ ઓર ગેંગ્રીન—Bed sores or Gangrene )

કેટલીક વખત જ્યારે લાંબા દહાડા સુધી કોઈ બીમારી ચાલુ રહેછે ત્યારે કમર, જાંગ અથવા બરડાની પાછળના ભાગમાં ચાઠાં અથવા સ-જો લાગુ પડેછે.

**સબબ**—લાંબા દાહાડાનો તાવ અથવા એવી લાંબી બીમારીથી બ-રડપણમાં અતીશે નબળાઈ થવાથી અથવા બીજા કારણથી બીમાર ચતોને ચતો સુઇ રેહેછે ત્યારે બરડાના કાંદાના નીચલા ભાગ, જાંગનાં હાડકાં, કોણી, ખંભા અને એડી ઉપર ઘણો ભાર લાગવાથી તથા તેઓ ઉપર જાયુનું દબાણ થવાથી તેઓની ચામડી સુજી આવેછે. તેઓમાં લોહી સારી રીતે ફરતું નથી તથા ચામડીનો રંગ રાતો ભુરો થાયછે. તે ભાગોની ચઇતન શકતી જતી રેહેછે, અને બીમારને કંઈ પણ દુખાવો જણાયા વીના તેઓ ઊપરની ચામડી ખરી જાયછે. અને જો તેના તરત ઉપાય નહી કરેલા હોય તો ઘણી નઠારી જાતનાં ચાઠાં પડેછે અને માંસ તથા નસો ખવાઇ જઇને હાડકાં ખુલાં દેખાયછે. અને આખરે બીમાર રીબી રીબીને મરણ પામેછે.

**ઉપાય**–લાંબા દાહાડાની બીમારીમાં એવાં ચાંદા નહી પડે તેને વાસ્તે પ્રથમથીજ સંભાળ રાખવી. જે જગો ઉપર વધારે દબાણ લાગતું હોય, ત્યાં નરમ નરમ ગદેલાં મુકવાં. બીછાનું ઘણું સ્વછ રાખવું, એમ કરવા છતાં ચામડીના જે ભાગ ઉપર રતાસ દેખાય, અને તે સુજેલો દેખાય તે ભાગ ઉપર કોલોડીયમ પીંછાવતી ચોપડવું, અથવા સોપ પલાસતર ચામડા ઉપર પટી કરી મુકવું. અથવા તે ભાગને રેકટીફાઈડ સ્પીરીટ આવ વાઈનથી ધોવો. અથવા નીચેની જણાવેલી દવાઓ મેળવી તેમાં લુગડાંનો કટકો બોળી જે જગોની ચામડી રાતી થઈ હોય ત્યાં મુકવું. જેથી ચાંદુ પડશે નહી, અને ત્યારપછી તે ઉપર વાઓલેટ પાઉડર છાંટવો.

| | | |
|---|---|---|
| બ્રાંડી | ... ... | ચમચી ૨ |
| ટીંચર આવ અરનીકા | ... | મીનીમ ૩૦ |
| પાણી | ... ... | વાઈનગલાસ ૧ |

અથવા બરડાની ચામડીનાં છીછડાં નીકળાં હોય તો તે ઉપર કોલસાની પોલટીસ બાંધવી જેથી તેઓ ખરી જશે. અને જે જગોએ રાતાં ચાંદા રહે તે ઉપર સીમપલ ઓઇન્ટમેન્ટ અથવા ઝીંક ઓઇન્ટમેન્ટની આગળી મુકવી, અથવા પરથમ તે ભાગ ઉપર થોડા ગરેન આઈઓડોફોરમ ભભરાવી તે ઉપર લીન્ટનો કટકો મુકવો.

આઇઓડોફોરમથી અગન બળેતો, તેને બદલે નીચે જણાવેલી દવાઓની આગળી બનાવવી.

| | | | |
|---|---|---|---|
| | ઓઇન્ટમેંટ આવ ઝીંક | ... | દરામ ૪ |
| | પાઉડર આવ કેટીકુ | ... | ગરેન ૨૦ |
| અથવા | એસીડ ટાનીક | ... | ગરેન ૭ |
| | ગલીસીરાઈન | ... | દરામ ૨ |

આજારીને શકતી આવે એવા ખોરાક આપવો. કારણ કે ખોરાક સીવાય દવા કાર કરી શકતી નથી.

# સનેપાત અથવા પીતવીકારનો તાવ.

આ તાવ આંતરીઆ અથવા ચોથીયા તાવને મળતો છે પણ તે ઘણા જોરથી આવે છે, આજારીને ઘણી અકળામણ થાય છે, જેમ ટાઢીઆ તાવમાં પરસેવો પડી તાવ બીલકુલ જતો રહે છે તેમ આ તાવમાં બીલકુલ જતો રેતો નથી પણ ઘણું કરી તે સવારને વખતે થોડો ઓછો થાય છે, પછી પાછો થોડા કલાક પછી તાવ જોરમાં ભરાઇ આવે છે. વળી બીજે દીવસે સવારમાં થોડો મોળો પડે છે અને પાછો બરોબર વખતે ભરાઈ આવે છે. એ પરમાણે એક તાવ ઉપર બીજો ચઢ ઉતર કરેયા કરે છે. કેટલીએક વખત દર ત્રીજે દાડે થોડો મોળો પડી પાછો બીજો આવે છે અથવા દર ચોથે દાહાડે થોડો મોળો પડી તે ઉપર તાવ આવે છે. સનેપાત અથવા પીતવીકારના તાવની કેટલીએક જાતો છે, તેમાં પેહેલાં સાધારણ સનેપાતના તાવનું બ્યાન નીચે પરમાણે છે.

**નીશાની**—તાવ શરૂ થતી વેળા ટાઢ વાગે, શરીરમાં કંપારી છુટે, હાથપગ દુખે, અને કંપાય, બેચેની અને ઉતપાત થાય અને માથુ દુખે, પછી શરીર ઉનું થવા માંડે, અને જલદીથી ગરમ આતસ જેવું થાય, નાડી ઉતાવળી ચાલે, પાણીના તરસ ઘણી લાગે, જીભ સુકાવા માંડે તથા તે ઉપર સફેત થરો બંધાય, પેશાબ થોડો અને લાલ રંગનો આવે, ઝાડો કબજ રેહે, અને વખતે આજારી ઊંઘમાં બબડે, આ તાવમાં ટાઢીઆ તાવ કરતાં જીભ ઉપર વધારે મેલ હોય છે. માથાનું દરદ વધારે જોરમાં હોય છે, પેશાબ ઘણો થોડો આવે છે, તથા ઝાડો કબજ રેહેછે, એ પરમાણે થોડા કલાક તાવ રેહા પછી કપાળ ઉપર અને વખતે સઘળા શરીરમાં જરા પરસેવો છુટે છે. પછી તાવની સઘળી નીશાની થોડી નરમ પડે,પણ તાવ બીલકુલ જતો ન રેહે, પછી એ પરમાણે કેટલાક કલાક રેહ્યા પછી તાવમાં વધારો થાય અને પાછો આગલે દાહાડે જે વખતે નરમ પડ્યો હોય તે વખતે પાછો થોડો નરમ પડે, આઠ દસ દાડા એ પરમાણે ગયા પછી તાવનું જોર વધતું જાય, નબળાઇ વધતી જાય, નાડી નબળી પડતી જાય, જીભ ઘણી સુકી અને ભુરા રંગની થાય, અને ખરાબ હાલતમાં કાળી થાય, જીભ ઉપર, હોઠ ઉપર, અને દાંત

ઉપર કાળો મેલ બંધાય, હાથ પગ ધ્રુજે, તે બીહે, તથા ધીમે ધીમે લવારો બકારો કરે, તેને ઊંઘ ન આવે, બીછાના ઉપરથી ઉઠવા જાય, અને તે બરાબર જવાબ આપે નહી.

જ્યાં તાવમાં અડધી બેભાંન અવસ્થામાં આજારી પડી રહે, તેનાથી બોલાય નહી, પાંણી જેવી પાતળી વસ્તુ મુશકેલાઇથી ગળી શકાય, જીભ ઘણી સુકી અને કઠણ થાય, નાડી ઘણી ઉતાવળી પણ નાંની થતી જાય, ચેરો કુમળાએલો લાગે, પીશાબ ન થાય ત્યારે આજારીને સારૂ થવાની આશા થોડી રાખવી. એવી હાલતમાં બેભાંની વધી પડી દસ બાર દાડાની માંદગી ભોગવી આજારીનો અંત આવે છે. અથવા તાવ નરમ પડવા માંડે તેવામાં આજારીની નાડી જલદી નાંની થઇ જઇને બેમાલુમ થાય છે. ચામડી ઠંડી પડી જઇને આજારી એકદમ મરણ પામે છે.

**એથી ઉલટુ**—જો અંગની ગરમી થોડી થોડી ઓછી થાય. બીજે તાવ આવે તે લાંબો વખત ન રહે, નાડીની ઉતાવળી ચાલ ધીમી પડતી જાય તો તે સારી નીશાંની સમજવી. એ પરમાણે ધીમે ધીમે તાવ નરમ પડી બીલકુલ ઉતરી જાય છે.

એ તાવ રાત દાહાડો જારી રેહેવાથી શરીરને ઘણું નબળુ કરી નાંખેછે. વળી કેટલીએક વખત ભેજા ઉપર તથા બીજા શરીરના અગત્યના અવયવો ઉપર લોહીનો જોશ ચડે છે તેથી ભ્રમમાં વધારો થાય છે. ઓકારી અને ઉછાળો થાય છે. તથા દવા અથવા ખોરાક ટકી શકતો નથી, જેથી પાછો બાહાર નીકળી જાય છે. બેવડો તાવ તાડીઆ તાવથી વધારે ભય ભરેલો છે વાસતે તેની દવા કરતાં ઘણી સંભાળ રાખવી.

**સબબ**—આ તાવને પેદા કરનારી મુખતવે કરી માલેરીઆ જાતની ઝેરી હવા છે—

**ઉપાય**—આજારીની આંખ ઉપર ઘણું અજવાળુ પડતું હોય તો તેની આગળ પડદો અથવા ઓથ કરવી, તેની પાસે ઘોંઘાટ અને ગડબડ થવા દેવી નહી. આજારીને ચુપ પડી રેહેવા દેવો. આજારીને બોલાવ બોલાવ ન કરવો. ઓરડામાં હવા આવજાવ સારૂ બારી બારણાં ખુલ્લાં રાખવાં, આજારીના માથા નીચે તકીઓ રાખવો. માથા ઉપર ઘણા

વાળ હોય તો કઢાવી નાંખવા, અને માથા ઉપર થંડુ પાણી કોલનવોટર, ગુલાબજળ, વીગેરે ઠંડા પાણીમાં માથા ઉપર લુગડુ પલાળી મુકવું. એથી માથાનું દરદ ઓછુ ન થાય તો, નીચે લખેલા પાણીમાં લુગડુ બોળી માથા ઉપર મુકા કરવું.

| | | |
|---|---|---|
| નવસાગર | ... | દરામ ૧ |
| રેકટીફાઇડ સ્પીરીટ | | આંઉસ ૧ |
| થંડુ પાણી | ... | આંઉસ ૫ |

જો ઉછાળો આવે અને ઉલટી ન થાય અને તાવ એક બે દાહાડા નો હોય તથા આજારી લોહીઆર હોય તો પલવીસ એપીકાકક્યુના ગરેન ૧૫ થી ૨૦ સુધી લેઈ ગરમ પાણીમાં મેળવી પાઈ દેવું. જેથી ઉલટી થઈ હોજરી સાફ થશે, ઝાડો કબજ હોય, જીભ ઉપર સફેત થરો હોય, આજારી નબળો ન હોય, અને તાવ એક બે દાડાનો હોય તો નીચે લખેલી દવાઓ સાકરના સીરામાં મેળવી ચટાડવી.

| | | |
|---|---|---|
| કેલોમલ | ... | ગરેન ૪ |
| પલવીસજેલપ... | | ગરેન ૧૫ |

અથવા પરથમ કેલોમલ ગરેન ૪ થી ૫ એકલુ સાકરના સીરામાં ચટાડવું અને ચારકલાક પછી નીચે લખેલી દવા સઘળી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| એપસમસાલ્ટ | .. | દરામ ૬ |
| સુનામખીની ચા | .. | આંઉસ ૨ |

પણ તાવ ઘણા દાડાનો હોય અથવા એક બે દાડાના તાવથીજ આજારો નબળો થઈ ગયો હોય તો, કેલોમલ અને જેલપનો સકત જુલાબ આપવો નહી પણ ઝાડો બંધ હોય તો નીચે લખેલી દવાઓ સઘળી પાઈ દેવી તેથી ઝાડો સાફ ન આવે તો ચાર કલાક પછી એ પરમાણે ફરીથી પાવું.

| | | |
|---|---|---|
| એપસમસાલ્ટ | .. | દરામ ૨ |
| સીરએસ્ત (માંઉ) | ... | દરામ ૨॥ |
| ટીંચર આવ સેના | ... | દરામ ૨ |
| સુનામખીની ચા | ... | આંઉસ ૧॥ |

અથવા—સીડલીજ પાઉડરનો જુલાબ આપી ઝાડો સાફ લાવી

તાવ નરમ પાડવા સારૂ નીચે લખેલી દવાઓમાંથી એક વાઈન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | ... | આંઉસ ૧ાા |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૧૫ |
| વીનમ એનટીમોની | ... | ટીપાં ૩૦ |
| કેમફર વાટર | ... | આંઉસ ૩ |
| પાણી | ... | આંઉસ ૧ાા |

ઉપલી દવા ન મળી શકે તો આનટીમોનીઅલ પાઉડર ગરેન ૩ થી ૪, દર ૩ અથવા ચાર કલાકે થંડા પાણી સાથે ફકાડવું અથવા નીચે લખેલી દવાની છો ગોળીઓ બનાવી દર ત્રણ કલાકે એ ગોળી થંડા પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| આનટી મોનીઅલ પાઉડર | ... | ગરેન ૧૨ |
| ચોખો કપુર | ... | ગરેન ૩ |
| ગુલકંદ ગોળી વળાય એટલો. | | |

તાવનું જોર જે વખતે થોડું નરમ પડતું હોય ત્યારે નીચે લખેલી દવામાંથી જ્યાં સુધી બીજા આવતા તાવનું જોર વધે નહી ત્યાં સુધી દર ત્રણ કલાકે એક વાઈન ગલાસ ભરી પાવુ.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કવીનાઇન | ... | ગરેન ૧૨ |
| એસીડ સલફયુરીક ડીલુટ | . | ટીપાં ૧૫ |
| પાંણી | ... | આંઉસ ૬ |

ઉપલી દવા તાવનું જોર વધવાનું શરૂ થાય કે તુરત બંધ કરવી. ચડતા તાવમાં કદી પણ તે દવા પાવી નહી. તાવનું જોર નરમ પડવા પછી થોડા વખતમાંજ એટલે ઉપલી દવાનો બીજો ખોરાક આપવાનો હોય તેની અંદરે પાછો આવતો હોય તો તાવ નરમ પડે કે તુરત નીચે લખેલી દવા સઘળી પાઈ દેવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કવીનાઇન | ... | ગરેન ૬ |
| એસીડ સલફયુરીક ડીલુટ | ... | ટીપાં ૧૦ |
| પાંણી | ... | આંઉસ ૨ |

ઉપર પરમાણે છો ગરેન કવીનાઇન આપવાથી ફાયદો ન થાય તો બીજે દાડે વધારે એટલે એક ખોરાકમાં ૧૦ ગરેન સુધી લેવું.

એ પરમાણે તાવ વધે ત્યારે પરસેવો લાવવાની દવા આપવી અને તાવ નરમ પડે ત્યારે કવીનાઈનની દવા આપવી. કવીનાઈન બીજા તાવોમાં બીલકુલ અપાતું નથી પણ આ તાવમાં ઉપર કહ્યા પરમાણે આપવાની હરેકત નથી.

ઝાડો કબજ રેહેતો હોય તો કવીનાઈનના દર ખોરાકમાં એક અથવા બે દરામ એપસમસાલ્ટ નાખવું.

જો તાવ વધારે દાડા રેહે તેથી આજારી નબળો થાય, જીભ ઉપર કાળો થરો બંધાય અને તે અતીસે સુકી લાગે, દાંત અને હોઠ ઉપર મેલ ચડે અને તે ઘણા સુકા રૂહે. ચામડી ઘણી સુકી અને ગરમ લાગે. નાડી ઘણીજ ઉતાવળી ચાલે પણ તે નાની હોય, અને આજારીને બરાબર ભાન ન હોય તો સમજવું કે માલેરીઆની હવા તેના શરીરમાં બરોબર ફરી વળી છે. એવી વખતે તાવનું ઓછુ થવા પણું તથા વધવા પણું જણાતું નથી વાસતે એવે વખતે કવીનાઈન ૫ થી ૧૦ ગરેન સવારમાં તથા સાંજે આપવું, એથી તાવ નરમ પડશે, પરસેવો સારીપેઠે થશે. અને આજારીનું ભાન પાછુ આવશે. એવે વખતે ઝાડો કબજ હોય તો સખત જુલાબની દવા આપવી નહી પણ નીચે લખેલી દવા પાવી, જેથી ઝાડો સાફ આવશે.

| | | |
|---|---|---|
| કવીનાઇન | .. | ગરેન ૪ |
| એસીડ સલફયુરીક ડીલુટ | | મીનીમ ૫ |
| સારએસત | ... | દરામ ૪ થી ૮ |
| પાણી | .. | આંઉસ ૧ |

પણ કદાપી નબળાઇને લીધે આજારીથી દવા ગળી શકાતી ન હોય તો નીચે લખેલી દવાઓને મોટી પીચકારીમાં ભરી તે ગુદામાં મારવી

| | | |
|---|---|---|
| ચોખ્ખુ એરંડીયું | ... | આંઉસ ૧ |
| ટરપેનટાઇન | ... | આંઉસ ૧ |
| કાંજીનું પાણી | ... | આંઉસ ૧૦ |

જો નબળાઇ એટલી બધી હોય કે હોશીઆર હોવા છતાં આજારીથી બોલાઇ શકાય નહી, પાણી અથવા દવા વીગેરે જે કાંઇ મોઢામાં લે તે બરાબર ગળી શકાય નહી, થોડુ પીએ અને થોડુ બહાર નીકળી જાય,

તેના હાથ ઉપાડવા કીધું હોય તો તેનાથી ઉપાડાય નહી અથવા ઉપાડાય તો લુલા હોય તેમ પાછા બીછાના ઉપર પડી જાય અને નાડી ઘણી નાની અને નબળી હોય તો એવી હાલતમાં સાગુચોખાની કાંજી સાથે એક લીકર ગલાસ પોરટ અથવા સેરીવાઇન નાંખી દર ત્રણ કલાકે પાવું. તથા દુધ ચમચો ચમચો મોઢામાં નાંખ્યા કરવું. શરીરમાં તાવ હોય તો પણ એ પરમાણે પાવું. આજારીને દવા અથવા ખોરાક આપતી વેળા ઉઠાડવો નહી. પણ સુતાં સુતાં ચમચાથી પાવું અને તે તેની ગળવાની શકતી પરમાણે મોઢામાં રેડવું, એકદમ રેડવું નહી, આજારી પેટમાં ઉતારે છે કે નહી તેને વાસતે તેની ઘાંટી તરફ નજર રાખવી જેથી માલમ પડશે. એક ચમચો ગળવા પછી બીજી નાંખવી.

ઉપર આપેલું બ્યાન સાધારણ અથવા એકલા સનેપાતના તાવનું છે, પણ એ તાવ સાથે કેટલાએક અગત્યના અવયવો ઉપર લોહીનો જોસ થાય છે અને તેથી તે ભાગોમાં વખતે વરમ પણ પેદા થાય છે, તેમાંના મુખ્ય નીચે પરમાણે છે.

૧. ભેજા ઉપર લોહીનો જોસ અને સનેપાત.

૨. હોજરી ઉપર લોહીનો જોસ અને ઉલટી.

૩. કલેજા ઉપર લોહીનો જોસ અને પીતવીકાર.

૪. ફેફસા ઉપર લોહીનો જોસ અને ખાંસી.

આ તાવમાં જ્યારે ઉપર આપેલી ચાર જાતની બીમારીમાંની એકાદ બીમારી થાય છે ત્યારે તેમાં કેટલી એક વધારે નીસાનીઓ જણાય છે તથા આ તાવનો ઉપાય આપેલ છે તેમાં ઉઠતી બીમારી પરમાણે તફાવત કરવો પડે છે. વાસ્તે એનું ટુંકામાં બ્યાન નીચે આપેલછે.

**૧ સનેપાતના તાવ સાથે ભેજા ઉપર લોહીનો જોસ**—એવડો તાવ શરૂ થયા પછી જ્યારે તાવ આખો દાડો રહે, નાડી ઉતાવળી ભરેલી અને સકત હોય, માથાનું દરદ ઘણું હોય, આંખના ડોળા લાલ થાય, આજારી જોરમાં લવારો બકારો કરે તથા મસ્તી કરે, બીછાના ઉપરથી ઉઠીને નાસવા જાય. મારફાડ કરે અને અડધી અથવા પુરી બેસુધીમાં હોય ત્યારે માથા ઉપર લોહીનો જોસ થયોછે એમ સમજવું. આ નીશાનીને સનેપાતના નામથી આપણા લોકો ઓળખે છે. જ્યારે ભેજા ઉપર લોહીનો જોસ

થાય છે ત્યારે ઉપલી નીશાનીઓ આખો દહાડો જારી રહેછે.

**ઉપાય**—આગળ લખેલો બેવડા તાવનો ઉપાય આ જાતના તાવને પણ લાગુ પડેછે પણ તેમાં કેટલોક ફેરફાર કરવો જોઇએછીએ.જ્યારે ઉપર કહેલી નીશાની જણાય ત્યારે આજારીની શકતી પરમાણે ૧ થી ૩ ડજન જળો કપાળના બંને બાજુએ કાંનપટી આગળ મુકાવવી. જો આજારીની નાડી નાંની અને પોચી હોયતો ઓછી જળો મુકાવવી. પછી કેલોમલ ગ. રેન ૪ તથા જેલપ પાઉડર ગરેન ૧૫, એ બંને મેળવી સાકરના સીરામાં ચટાડવું અને માથા ઉપર ૧ ભાગ કોલન વોટર તથા ૩ ભાગ પાણી એમાં રૂમાલ બોળી માથા ઉપર મુકવું અને તેના ઉપર ઉપલુ પાણી અથવા ગુલાબજળ થોડે થોડે સુકાય નહીં તેમ રેડા કરવું. પણ રૂમાલ માથા ઉપરથી ઊચક મેલ કરવો નહીં. જો નબળાઈ સાથે બેભાંની અથવા બેહોસી હોયતો બોચી ઉપર પલાસતર મુકવું (એમપલાસ્ટ કેથારીડીસ) અથવા બોચી ઉપર અથવા માથાના બાલ બોડાવી તે ઉપર બલીસટરીંગ લીકવીડ લગાડવું જેથી ફોફઇઓ ઉઠી આવશે એટલે આજારી હુશીઆર થશે. પછી શકતી આવે એવી દવા આપવી.

કદાપી તાવ એક બે દાડાનો હોય, આજારી જોરાવર હોય, નાડી ઘણી ભરેલી હોય, આંખો ઘણી રાતી હોયતો બંને હાથે સંગરાહ મુકાવવી પણ આજારી નબળા બાંધાનો હોય અને નાડી નબળી અને પોચી હોયતો સંગરાહ કદી મુકાવવી નહીં. કારણ કે તેથી ઘણો ગેરફાયદો થાયછે.

**૨. તાવ સાથે હોજરી ઉપર લોહીનો જોસ અને ઉલટી.**

સાધારણ સનેપાતના તાવમાં થોડી ઓકારી ઘણી વખત આવેછે માટે તે ઉપરથી હોજરીમાં લોહીનો જોસ થયોછે એમ સમજવું નહી.પણ જો ઓકારી ઘણી હોય, પીપડી ઉપર આંગળાવતી દાબવાથી દરદ અને દુખાવો લાગે. પેટમાં બેચેની અને ગભરાટ થાય તથા જીભ અણી આગળથી અથવા બેઉ બાજુએ લાલ હોયતો હોજરીમાં લોહીનો જોસ અથવા વરમ થયોછે એમ સમજવું. ફકત પીતના ઉછાળાથી પણ ઉલટી ઘણી આવેછે તેથી ખોરાક અથવા ઓસડ પેટમાં રહી શકતું નથી અને તેમાં જીભના ઉપર પીળો થર હોયછે. વાસ્તે ઉછાળો અને ઉલટી હોજરીમાં વરમ થવાથી અથવા લોહીનો જોસ થવાથી આવેછે કે પીતવી-

કારથી આવેછે તે ચોકસાઇથી ઉપર કહ્યા પરમાણે તપાસવું.

**ઉપાય**—જ્યારે હોજરીમાં લોહીના જોસથી ઓકારી ઘણી હોય તથા થોડી દવા પણ ટકીશકે નહી અને મોઢા નીચે જે ઉતરે તે પાછુ નીકળી જાય ત્યારે સનેપાતના તાવના ઉપાયમાં આપેલા નુસકાઓ જેમાં **વીનમ એન્ટીમોની** તથા બીજામાં **પલવીસ એન્ટીમોની** આવેછે તે કદી વાપરવાં નહી કારણ કે તેથી ઉલટી વધારે થશે. જો પીપડી ઉપર અકરસાટ તથા દરદ ઘણું થતુ હોય, આજારી નબળો ન હોય, નાડી ઘણી નાંની અને પોચી ન હોય પણ ભરેલી અને કુવતવાળી હોય અને તાવ ઘણા દાડાનો ન હોયતો પેટની પીપડી ઉપર આજારીના કુવત પરમાણે ૧ થી ૩ ડજન જળો મેલાવવી. પણ જો તાવ એક અઠવાડીઆથી વધારે દાડાનોહોય, નાડી ઘણી નાંની અથવા બારીક હોય અને આજારીને નબળાઇ ઘણી થઇ હોયતો જળો મેલાવવી નહી પણ પીપડી ઉપર ત્રણથી ચાર ઇંચ સમચોરસ બલીસ્ટરના કાગળનો કટકો મુકવો.જો પીપડાનુ દરદ ઘણું ન હોય, અને ઓકારી અર્તાસે ન આવતી હોયતો પીપડી ઉપર રાઇનુ પલાસતર મુકવું, જેથી દરદ તથા ઓકારી નરમ પડશે. ઓકારી તથા તાવ ઓછો કરવા સારૂ નીચે લખેલી દવામાંથી એક વાઇન ગલાસ ભરી દર ત્રણ અથવા ઉલટી ઘણી હોયતો દર બે કલાકે પાવી.

| | |
|---|---|
| સોડાબી કારબોનસ | ...ગેરેન ૩૦ |
| એસીડટારટરીક. | ...ગરેન ૨૯ |
| પાણી ... | ..આંઉસ ૬ |

ઉપલી દવા ન હોય તો નીચેની દવા વાપરવી.

| | |
|---|---|
| સાજીખારે ... | ...ગરેન ૩૦ |
| ખાટાં લીબુનો રસ.... | ...દરામ ૩ |
| પાણી. ... | ...આંઊસ ૬ |

પેટ કબજ હોય તો ઉપલી દવાને બદલે સીડલીજ પાઉડરનો જુલાબ આપવો.

ઓકારી નરમ પાડવા બરફના નાના કટકા કરી મોઢામાં ચુસવા આપવા. તેમજ બરફનું પાણી થોડું થોડું પાવું. બરફ ન હોય તો સોડાવોટર એક લીકર ગલાસ દર એક અથવા બે કલાકે પાવું.

ઉપર પરમાણે ઉપાયો કરવાથી ઓકારી તથા પીપડીનો દુખાવો નરમ પડે કે તાવ ઓછો થાય તે વેળા નીચે લખેલી દવા પાઈ દેવી તથા બીજો સઘળો ઉપાય સનેપાતના તાવનો કરવો.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કવીનાઇન | ... | ગરેન ૬ |
| એસીડ સલફ્યુરીકડાલુટ. | ... | ટીપાં ૧૦ |
| પાણી ... | ... | આંઊંસ ૨ |

**૩. સનેપાતના તાવ સાથે પીતવીકાર**—આ તાવ આવવા પછી જો પેટની જમણી બાજુએ પાંસળી નીચે આંગળાંથી દાબી જોવાથી દુખારો માલુમ પડે તે ભાગમાં અક્કરસાટ અને દરદ જણાય તથા જોરથી દમ લીધાથી અને ખાંસીખાવાથી દરદમાં વધારો લાગેતો એ નીશાંની ઉપરથી એમ ધારવું કે કલેજામાં લોહીનો જોસ અને વરમ થયો છે એ માટે આજારીની નાડીનું જોર તપાસી ૦।। થી ૨ ડજન જળો પેટ ઉપર દરદવાળી જગો ઉપર ફરતી લગાડવી. અને ઝાડો સાફ લાવવા કેલોમલ ગરેન ૪ તથા જેલપપાઉડર ગરેન ૧૫ એ બંનેને મેળવી સાકરના સીરામાં ચટાડવું તથા એકલા સનેપાતના તાવમાં બતાવેલા ઉપાયો કરવા.

આ તાવમાં પાંચ અથવા છો દહાડા પછી શરીર પીળુ થાયછે આંખની સફેતી પીળી થાય. પેસાબ પીળો આવે અને ટુંકામાં બધી કમળાની અસર જણાય. પણ જો તે સાથે પેટની જમણી બાજુનું ઉપર બ્યાન કીધેલું દરદ અને દુખાવો ન હોય તો તે કમળો તાવના સાધારણ ઉપાય કરવાથી નરમ પડશે.

**૪. સનેપાતના તાવ સાથે ફેફસામાં લોહીનો જોસ અને ખાંસી** આ તાવમાં જો આજારી નબળો હોય તો વારેઘડીએ ફેફસામાં લોહીનો જોસ અને તેથી ફેફસાનો સોજો અથવા વરમ થાયછે. તાવના સઘળી નીશાની સાથે છાતીમાં દરદ થાય, અને ખાંસી થાય ત્યારે ફેફસા ઉપર લોહીનો જોસ થયો છે એમ સમજવું. તાવની શરૂઆતમાં જો છાતીના કોઈ ચોકસ ભાગ ઉપર દુખાવો માલુમ પડે અને આજારીની નાડી ઘણી નબળી ન હોય તો ૧થી ૨ ડજન જળો દરદવાળા છાતીના ભાગ ઉપર મેળવી. અને નીચે લખેલી દવાઓને મેલવો તેમાંથી ચાર પડીકાં કરી એક

પડીકું દર ત્રણ કલાકે થંડા પાણી સાથે ફકાડવું, અથવા સાકરના શીરામાં મેળવી ચટાડવું.

| | | |
|---|---|---|
| ટારટર એમેટીક | .. | ગરેન ૧ (એક) |
| આનટીમોનીઅલ પાઉડર | | ગરેન ૧૨ |

આ દવા બે ત્રણ દહાડા જારી રાખવાથી ખાંસી અને તાવનું જોર નરમ પડશે. પણ જે વખતે બીજો તાવ ઉતરી જાય અને ફકત એકજ તાવ શરીરમાં રહે તે વખતે નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દર બે અથવા ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| કવીનાઇન સલફસ. | ... | ગરેન ૯ |
| એસીડ સલફયુરીકડીલુટ. | ... | મીનીમ ૧૨ |
| પાણી ... ... | ... | આંઉસ ૩ |

અથવા નીચે લખેલી દવામાથી ચાર પડીકાં કરી એક પડીકું દર ત્રણ કલાકે સાકરના સીરામાં મેળવી ચટાડવું, અને બીજો તાવ ચડવા માંડે કે કવીનાઇનની દવા બંધ કરવી અને પરસેવો લાવવાની દવા આ-પવી. અને પાછો બીજે દહાડે તાવ નરમ પડે કે પાછી હેઠલી દવા ઉપર લખ્યા પરમાણે પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કવીનાઇન | .. | ગરેન ૧૨ |
| ટારટર એમેટીક. | ... | ગરેન ૧ (એક) |

થોડા દહાડા થયા પછી જો છાતીનું દરદ બાકી રહે તો તે ઉપર બ-લીસ્ટરનું કાગળ ૩થી ૪ ઇંચ સમચોરસ મારવું. બાકીનો ઉપાય એકલા સનેપાતના તાવનો કરવો.

**ખોરાક**—ખીચડી, રોટલી, માંસ અને એવો બીજો નકર ખોરાક આપવો નહી. પણ હલકો ખોરાક કાંજી જેવો આપવો. આપણા દેશ-માં આ જાતના તાવમાં નબળાઈ જલદીથી થાય છે. વાસ્તે દુધ જેવો શકતીવાળો ખોરાક આપવો.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

પીપળીમુળના ગંઠોડા, કરીઆતુ, સુંઠ, એ સરવ બરાબર લઈ બા-રીક વાટી તેમાંથી ૩૨॥ ભાર લેઈ પાણી શેર સવામાં ઉકાળી બાકી પાણી ૬.૫ ભાર રહે ત્યારે ગાળી પાઈ દેવું.

**અથવા**—કાયફળ, એરંડાનુ મુળ, કાકડાસીંગી, લીંડીપીપર, એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી રૂ૰ાા ભાર મધમાં નાખી ચટાડવું.

**અથવા**—ભારીંગ, કરીઆતુ, લીંબડાની અંતરછાલ, મોથ, કડુ, વજ, સુંઠ, તીખાં, લીંડીપીપર, અરડુસો, નસોતર, રાસના, ધમાસો, કડવુ પટોળ, દેવદાર, હળદર, પાડળીનુ મુળ, ટીંબરીનુ મુળ, ખડઅબરામી, દારૂ હળદર, ગળો, અતીવખ, એરંડાનાં મુળ, ભોરીંગણીનાં મુળ, રીંગણીનાં મુળ, અંદરજવ, હરડાં, બેડાં, આંમળાં, સઠકચુરો, અંદરામણીનુ મુળ, એ સરવ બરાબર લેઈ આખાં જાખાં ખાંડી તેમાંથી રૂ૰ાા ભાર લેઈ માટીના કોરા વાસણમાં પાણી શેર ૨ાા માં ઉકાળી બાકી પાણી રૂ.૫ ભાર રેહે ત્યારે ગાળી પાઈ દેવું.

**અથવા**—ગળો, ગરમાળો, સુંઠ, વાવડીંગ, કરીઆતુ એ પાંચે સરખે ભાગે લેઈ તેમાંથી રૂ.૨ ભાર લેઈ તેને પાણી શેર એકમાં ઉકાળી બાકી પાણી રૂ.૭ ભાર રેહે ત્યારે ઉતારી પાઈ દેવું.

## એકવીસ દાહાડાનો તાવ.

આ તાવ જારી તાવની માફક રાત દાહાડો શરીરમાં રેહેછે, તેમાં આઠ દાહાડા પછી ઘણું કરી શરીર ઉપર લાલ અથવા ગુલાબી દાણા ફુટી નીકળેછે તથા પાતળાં પેટ આવેછે. તેમાં નબળાઈ અને ગભરાટ પેહેલથી થાયછે. અને તે ઘણું કરી એકવીસ દાહાડે નરમ પડેછે. તે ઉપરથી તેને ઉપલું નામ આપવામાં આવ્યુંછે. આ તાવ મોટા માણસ કરતાં બાળકને વધારે થાયછે.

**નીશાની**—આ તાવ આવે તેની અગાઉ ઘણા દાહાડા સુધી આજારીને આળસ આવા કરે, ભુખ બરાબર લાગે નહી,બેચેની થાય, માથુ જરા દુખ્યા કરે. હાથ પગ દુખે, અને ચેહેરો ફીકો થતો જાય. પછી થોડી ટાઢ વાય, શરીરમાં લખલખાં આવે, જરા જરા તાવ શરૂ થવા માંડે. અને પછી શરીરમાં ભરેલો રહે. નાડી ઉતાવળી ચાલે પેસાબ થોડો અને લાલ આવે. પાણીની તરસ બહુ લાગે. એ પરમાણે સાત આઠ દાહાડા સુધીતાવ જારી રેહેવા પછી ઝાડો પાતળો આવવા માંડે અને પછી દાળના પાણી જેવાં પીળાં અને ગંધાતાં પેટ આવે,અને પેટમાં દુખાવો

અને અકરેસાટ થાય. ધીમે ધીમે આજારીની શકતી ઓછી થાય, તેને ચાલવાનું જોર ન રહે, બીછાનામાં ઘણો વખત પડી રહે, શરીરમાં તાવ રાત દાહાડો ભરેલો રહે. જીભ તપકીરીયા રંગની અને સુકી અથવા લાલ અને ચળકતી થાય, નાડી ઉતાવળી ચાલે અને તેના ઠણકા વખતે ૯૦ હોય અને વખતે ૧૨૦ થી વધારે પણ હોય. ચામડીમાંથી કોઇ વેળા પરસેવો છુટે તોપણ શરીર ગરમ રહે. હોઠ સુકા થાય અને તેમાં ચીરા પડે. માથામાં, કમરમાં તથા હાથ પગમાં બહુ દુખાવો થાય. આગળ કહ્યા પરમાણે દાળના પાણી જેવો પીળો અને પાતળો બહુ ગંધાતો ઝાડો દાહાડામાં ઘણી વખત આવે. પેટ ફુલેલું રહે અને આંગળીએ ઠોકવાથી ઢોલની પેઠે લાગે, પેડુની જમણી બાજુમાં દાબવાથી ગગડાટ થાય અને દુખારો લાગે. આસરે સાતથી ચઉદ દાહાડા તાવ આવવા પછી છાતી ઉપર અથવા પેટ ઉપર લાલ અથવા ગુલાબી અળાઇ જેવી અથવા મછરના ડંખ જેવી છોથી ત્રીશ ફુણગી ફુટી નીકળે પણ તેના ઉપર હાથ લગાડવાથી અણીદાર લાગે નહી. એ ફુલી ઉપર આંગળાંનું દબાણ કીધાથી તે બેમાલુમ જેવી થાય. અને આંગળાં ઉચકી લીધાથી પાછી નજરે પડે. એ ફુલી જણાયા પછી બે અથવા ત્રણ દાહાડામાં તે જતી રહે અને બીજી નવી દેખાવા માંડે. આ ફુલી આ તાવમાં સઘળી વેળા જણાતી નથી. પણ જ્યાં ઉપર કહેલી નીશાની સાથે તે પણ દેખાય ત્યાં આ જાતના તાવને બીજા જરી તાવથી ઓળખવાને બહુ મદદ મળેછે.

પછી જેમ આ દરદનું જોર વધતું જાય તેમ આજારીની નબળાઈ વધતી જાય, આખો દાહાડો ઘણું કરી પીઠ ઉપર ચતો સુઈ રહે. તેનો ચેહેરો સુસ્ત દેખાય, આંખની કીકી હમેશાં કરતાં મોટી થએલી લાગે. તેનો અવાજ ધીમો પડે, અથવા બેસી જાય, તે વાતચીત કવચીતજ કરે, કોઈ વાર લવારો બકારો કરે, તે ખાવાનું માગે નહી. પણ પાણી જેવી ચીજ જલદી પી જાય, નાડી ૧૨૦ થી વધારે ચાલે, હોઠ બીલકુલ સુકા અને ચીરા પડેલા થાય. જીભ અતીસે લાલ, ચળકતી અને ચીરા પડેલી હોય. હોઠ, દાંત અને જીભ ઉપર કાળો મેલ બંધાય. પેટ ફુલેલું ઢોલજેવું રહે અને ઝાડો આગળ કહ્યા પરમાણે આવ્યા કરે, કોઈ વેળા ઝાડા વાટે લોહી પડે અને વખતે તેથી માઠા પરીણામો નીપજે. ઘણી વખતે ખાંસી

પણ આ તાવ સાથે થાય. જો તાવનું જોર એટલામાં નરમ ન પડ્યું તો, આજારી આખો દાહાડો બબડ્યા કરે, જાણે કાનમાં વાત કરતો હોય, એમ લવારી કર્યા કરે, તેને શરીર આગળ ઝીણાં જીવડાં ઉડતાં હોય એમ લાગે અને તેથી જાણે તે પકડવા જતો હોય એમ બેભાનીમાં કર્યા કરે, ઓઢેલું વારેવારે ખેંચ્યા કરે. વખતે નાક અને કાનને ચપટીયું ભર્યા કરે તે એટલે સુધી કે તેમાંથી લોહી નીકળે, વખતે બાલ ખેંચી કાઢે. પોતાની મેળે પણ આ બીમારીમાં બાલ ખરી પડેછે. ઉપલી સઘળી નીશાનીઓ આ બીમારીમાં બધી વેળા સાથે જણાતી નથી. કોઈ બીમારને લવારો સેજ થાયછે, અથવા થતો નથી. કોઈની જીભ ભીનીલીજ રહેછે, અને સુકી થતી નથી. કોઈને વખતે પેટ પાતળાં આવવાને બદલે ઝાડો કબજ રહેછે.

જો સારૂ થવાનું હોય તો એકવીસ દાહાડા પછી તાવનું જોર ધીમે ધીમે નરમ પડવા માંડે અને પરસેવો પડી શરીરની ગરમી ઓછી થાય છે. નાડીની ઉતાવળી ચાલ ધીમી પડેછે, અને ચેહેરો સારો થતો દેખાયછે. વખતે એક અડવાડીયામાં આ તાવ જતો રહેછે. અને વખતે ૨૦ થી ૩૦ દાહાડા સુધી જારી રહેછે. તાવનું જોર નરમ પડવા પછી પણ આજારી એકદમ સાજો થતો નથી, જેથી તેના માબાપ ઘણી ફીકરમાં પડે છે. બીમારી ગયા પછી પણ ઘણા દાહાડા સુધી તે મુગો, બેહેરો બેસી રહેછે, તેનાથી બોલાતું નથી. અથવા બોલો બોલે તે એટલા તો અધુરા અને બીનઅર્થ. કે સામા માણસને સમજ પડતી નથી, અને બોલવાનું જાણે આજારી ભુલી ગયો હોય એમ દીસેછે. જેમ બાળક બોલવા શીખે છે તેમ તે પણ નવેસરથી બોલવા શીખેછે એમ લાગે.

**ભય ભરેલી નીશાની.**—આ તાવમાં કેટલીએક નીશાનીઓ જણાય ત્યારે ભય રાખવો જોઇએ, જેમ નબળાઈ વધતી જાય, અને હોઠ તથા દાંત ઉપર કાળો થરો ચઢે તેમ આજારીની અવસ્થા ખરાબ થતી જાય છે એમ જાણવું. જો આજારી પીઠ ઉપરજ સુઈ રહે, નબળાઇને લીધે તેનાથી કોર વળાય નહી, અને ઘડી ઘડી બીછાનાને છેડે ઢળી આવ્યાં કરે, એ પણ ઘણી ખરાબ નીશાની છે, જો બીમારનો અવાજ ફેરવાઈ જાય, તેને બરાબર સંભળાય નહી, તે તરેહવાર ચાળા કરે અને લુગડાં

તથા નાકને સુંધા કરે. નાડી નબળી બારીક હોય પણ ઘણી ઉતાવળી ચાલે અને ઝાડો તથા પેસાબ બેસધીમાં આવે તો તે ખરાબ નીશાની છે, અને એવા બીમારો કવચીતજ સારા થાય છે.

**સબબ**—એક જાતની ઝેરી હવા સરીરમાં પ્રવેશ થયાથી આ રોગ પેદા થાય છે, અને એ ઝેરી હવા શરીરમાં ૧૪ દાહાડા સુધી સેવાયા પછી તેની અસર જણાવા માંડે છે. જ્યાં ખાલી કુવા, મોરી, ગટર, અને વાડા ખુલા હોય ત્યાં આ રોગનો ફેલાવો વધારે થાયછે, તેમજ કોહોતી વનસપતી અથવા બીજી વસ્તુઓ જે જગોમાં ઘણી હોય ત્યાં આ રોગનું જોર ઘણું વધી પડેછે, ટુકામાં દુરગંધ અને ગલીચાઈ આ રોગને વધારે પુષ્ટી આપેછે. એવા બીમારની આસપાસ ઘણાં માંણસો એકઠાં થવાથી હવા જલદી ખરાબ થાય છે. અને સાજા માણસને તે જલદીથી ઉડે છે, એટલા વાસ્તે તુરંગમાં,લશકરી કાંપમાં, શેહેરની ઘણી ગીચ વસ્તીવાળા ભાગોમાં અને નીશાળોમાં જ્યાં ઘણાં માંણસો એકઠાં થાય છે ત્યાં એ રોગ બહુ ફેલાવો પામેછે,અને એક માણસ ઉપરથી બીજાને જલદીથી પકડેછે.

**ઉપાય**—જેમ ટાઢીઆ અથવા સનેપાતના તાવને કવીનાંઇનથી એક દમ અટકાવી શકાય છે, તેમ આ તાવમાં થતુ નથી, બલકે આગળ જણાવેલા તાવો ઉપર આ દવાની ચમતકારીક અસર થાય છે, તેવી એકવીસ દાહાડાના તાવ ઉપર થતી નથી. તે ઘણું કરી પોતાની મુદતે જાય છે, પણ તેટલા વખત સુધી તાવથી થતુ નુકશાન બને તેમ ઓછુ થાય અને તેનાથી થતી ખરાબી અટકે તથા નબળાઈ ન વધે એવા ઉપાઓ કરવા જોઇએ, પેહેલાં આજારીને મોટા હવાવાળા અને ખાલી ઓરડામાં રાખવો, તેમાં કંઈ સામાન રાખવો નહી, ઓરડાનાં બારી બારણાં ખુલાં રાખવાં, ઘણાં માંણસોએ આજારીના ઓરડામાં બેસવું નહી, આજારીને વાત કરાવવી નહી, અને બને તેમ તેને ચુપ પડીરેવા દેવો, તેનાં લુગડાં ધોએલાં ચોખાં રાખવાં, પીસાબ અથવા ઝાડો આવે કે તુરત ઓરડાની બાહાર લઈ જવો, ઓરડામાં મોરી હોય તો તેને ચુનો છાંટવો, બનતા સુધી આજારીની ખીજમતમાં ચાળીસ વરસની ઉમરના માંણસને રાખવો, કારણ કે તેને તે ચેપી રોગ અસર કરતો નથી.

આ તાવ સરૂ થયા પછી આજારીનુ માથુ ઘણું દુખે, ચેરો અને

આંખ થોડી ઘણી લાલ હોય, નાડી ભરેલી સકત અને થોડી ઉતાવળી હોય, આજારી લવારો કરે, અને શરીરની ગરમી બહુ હોય તો, ચાવણીયા આગળ બંને કાનપટી ઉપર આજારીની ઉમર અને શકતી પરમાણે ૦ાા થી ૨ ડજન જળો મેલાવવી, માથાના બાલ ખોડાવી નાખી તે ઉપર થંડુ પાણી વીગેરે મુકવું.

ઝાડો કબજ હોય તો સકત જુલાબની દવા આપવી નહી પણ સીડલીજ પાઉડરનો જુલાબ આપવો, એથી ઝાડો સાફ ન આવે તો ચાર કલાક પછી બીજો, એ પરમાણે ખોરાક આપવો, અથવા એજ દવામાં એપસંમસાલ્ટ દરામ બેથી ત્રણ સુધી નાખીને પાવું, ઝાડો સાફ લાવવા પછી તાવનુ જોર નરમ પાડવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીઆ એસીટેટીસ | ... | દરામ ૧૨ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ ... | ... | દરામ ૧ |
| એન્ટીમોનીઅલ વાઇન ... | ... | મોનીમ ૩૦ |
| કેમફરવોટર ... ... | ... | આંઉસ ૬ |

ઉપલી દવાથી મોળ આવે તો નીચે લખેલી દવામાંથી એક વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવી, અને તે તાવ નરમ પડે ત્યાંસુધી પાવી.

| | | |
|---|---|---|
| સોડાબીકારબોનસ ... | ... | ગરેન ૩૦ |
| એસીડટારટારીક ... | ... | ગરેન ૨૬ |
| પાણી ... | ... | આઉંસ ૬ |

જો તાવ થોડો ઓછો ન થાય અને પરસેવો ન પડે તો રાતે સુતીવેળા એન્ટીમોનીઅલ પાઉડર ગરેન ૨ થી ૪ સુધી સાકરના સીરામાં મેળવી ચટાડવું.

તાવ કોઈ ચોકસ વખતે ચઢઉતર કરા કરે તો જે વેળા તાવ નરમ પડે તેવેળા નીચે લખેલી દવા મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દર બે અથવા ત્રણ કલાકે તાવ નરમ પડો હોય તે દરમીઆનમાં પાવી, અને પાછો તાવ સર થાય એટલે ઉપર પરમાણે પરસેવો લાવવાની દવાઓ આપવી, અને પાછો તાવ નરમ પડે કે નીચેની દવા આપવી.

સલફેટ આવ કવીનાઇન ... ગરેન ૯

એસીડસલફ્યુરીક ડીલ્યુટ ... મીનીમ ૧૨
પાણી ... ... આઉંસ ૬

પણ તાવ આવવા પછી સાત આઠ દાહાડામાં આજારીની હાલત ફેરવાઈ જાય છે, માટે જ્યારે નાડી નબળી થાય જીભ ઉપર કાળો ઇયા ભુરો થરો બંધાય અને ચેરો લેવાએલો લાગે કે નીચે આપેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ અથવા ચાર કલાકે પાવું, અને એ દવા થોડા દાહાડા જારી રાખવો.

એસીડનાઇટરો મ્યુરીઆટીકડીલ્યુટ .. ટીપાં ૬૦
સલફેટ આવ કવીનાઈન ... ... ગરેન ૩
કેરવેવાટર અથવા પાણી ... ... આંઊસ ૨॥
સાકરનો સીરો ... ... આંઉસ ૦॥

**અથવા**—દાહાડામાં એક અથવા બે કરતાં વધારે વખત ઝાડો આવે અને તે પાતળો આવે તો તે બંધ કરવા સારૂ નીચેની દવામાંથી એક લીકર ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

એરોમેટીક સલફ્યુરીક એસીડ ... ટીપાં ૬૦
ટીંચર આવ ઓપીઅમ ... ટીપાં ૧૫ (પંદર)
પેપરમીંટવાટર ... ... આંઉસ ૩

ઉપલી દવાથી ઝાડો બંધ ન થાય અને ઘણો આવવાથી નબળાઈ વધે છે, એમ જણાય તો ટીંચર આવ ઓપીઅમ ટીપાં ૧૫ ને ઠેકાણે ૨૫ પચવીસ સુધી નાખવાં, પણ જો એ દવાથી ઝાડો બંધ ન થાય અને ઉલટી આવ્યા કરે તો ઝાડો બંધ કરવા સારૂ નીચે લખેલી દવાની ચાર ગોળીઓ બનાવી તેમાંથી એક ગોળી દર ચાર કલાકને આંતરે પાણી સાથે ગળાવવી અને ઝાડો ઘણો આવે તો દર ત્રણ કલાકે ગળાવવી.

સુગર આવ લેડ ... ગરેન ૬
અફીણ ... ... ગરેન ૧ (એક)
ગુલકંદ ... ... ગરેન ૬

ઝાડો બંધ કરવા ઉપલી દવાઓ ન મળી આવે તો નીચે લખેલી દવાઓને સારી પેઠે વાટી ઝીણા લુગડાથી ચાળી તેમાંથી ૧૨ પડીકાં દરેક ૨૦ ગરેનનાં બાંધવાં, અને એક પડીકુ દાહાડામાં ત્રણ અથવા જરૂર પડે તો ચાર વાર પાણીમાં મેળવી પાવું.

| | | |
|---|---|---|
| કાથો | ... | દરામ ૨ |
| હીરાદખ્ખણ | ... | દરામ ૧ |
| તજ | ... | ગરેન ૩૦ |
| જાયફળ | ... | ગરેન ૩૦ |

પેટ ફુલેલુ હોય અને ઢોલ જેવું લાગે તથા તેમાં દુખાવો અને દરદ થાય તો તે ઉપર ટરપેનટાઈન ચોપડી ઉપર ફલાનલનો સેક કરવો.

જો ઓકારી થયા કરે તો પેટ ઉપર રાઈની પટી મારવી અને તે બંધ કરવા સારૂ બાઈકારબોનેટ આવ સોડા ગરેન ૧૦ દર ત્રણ કલાકે પાણીમાં મેળી પાવું.

તાવ થોડા દાહાડા જારી રેહેવા પછી નબળાઈથી આજારીને ઊંઘ ન આવે તો ઊંઘ લાવવા નીચેની દવા રાતે સુતીવેળા પાવી, પણ આજારી સુસ્ત અથવા બેસુધ હોય અને તેની આંખની કીકી નાંની થઈ ગઈ હોય ત્યારે તે ઊંઘ લાવવાની દવા આપવી નહી.

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ મ્યુરેટ આવ મોરફીઆ. | | ટીપાં ૨૦ |
| પાણી | ... ... ... | આંઉસ ૧ |

પણ નાડી નાનો થાય અને જીભ ઉપર કાળો થર બંધાય અને બીજી નબળાઈની નીશાની માલુમ પડે ત્યારે કુવત આવે એવી દવા તથા ખોરાક આપવો. જ્યાંસુધી જીભ સાફ અને ભીનેલી ન થાય, નાડી અસલ પરમાણે ચાલે નહી તથા તાવની સઘળી નીશાની જતી ન રહે, ત્યાંસુધી નકર ખોરાક આપવો નહી. શકતી લાવવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકરગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવી.

અને બરાબર કુવત આવે ત્યાંસુધી એ દવા જારી રાખવી.

| | | |
|---|---|---|
| એરોમેટીક સલફ્યુરીક એસીડ | . | ટીપાં ૪૫ |
| કમપાઉનડ ટીંચર આવ સીનકોના. | | દરામ ૧॥ |
| કરીયાતાની ચા | ... ... | આંઉસ ૩ |

આ તાવની કેટલીક નીશાની સનેપાતના તાવને મળતી આવેછે. પણ તાવ સાથે પાતળો દાળના પાણી જેવો અને ઘણોજ ખરાબ વાસ વાળો ઝાડો આવે. પેટ ફુલેલું ઢોલ જેવું હોય અને લાલ ગુલાબી ફુલીઓ ફુટી નીકળે ત્યારે તે તાવ સનેપાતનો નહી પણ એકવીસ દાહાડાનો તાવ સમજવો. પણ ઉપર કહેલો પાતળો ઝાડો અને ગુલાબી ફુલીઓ સઘળી

ચેળા જણાતી નથી, ત્યારે હેઠલી નીશાનીઓથી આ તાવ ઓળખાય છે. એકવીસ દાહાડાનો તાવ ધીમેથી શરૂ થાયછે અને કેટલાએક દાહાડા સુધી આજારીને સુસ્તી, આળસ, બેચેની વગેરે જણાયા પછી તાવ આવેછે. આજારી ઘણું કરી પીઠ ઉપર ચતો પડી રેહેછે. તેહુશીયાર હોય તોપણ તેને વાતચીત કરવા ગમતું નથી. હોઠ તથા જીભ ઘણી સુકી થાયછે તથા નબળાઈ અને બેહેરાપણું જલદીથી આવેછે.

## હમેશાંનીકબજીયત—સદાનુ બંધકોસ.

જ્યારે હમેશા ઝાડો ન આવે પણ એક બે અથવા વધુ દહાડાનો આંતરો નાખીને આવવાનો માવરો પડે અને તે ઘણો કઠણ હોય તો તેને ઉપલા નામથી ઓળખાય છે. જો કે ઝાડો સઘળાને ૨૪ કલાકમાં એકવાર આવે છે તો પણ કેટલા એક લોકોને એકથી વધારે દહાડાનો આંતરો નાખીને આવેછે અને તેથી તેઓને કોઈ રીતની અડચણ જણાતી નથી વાસ્તે એવે વખતે તેને રોગ ગણવામાં આવતા નથી પણ ઉપર કહ્યા પરમાણે ઝાડો બંધ રેહે અને ભુખ ન લાગે, પેટમાં ભાર જણાય, આળસાઈ આવે અને આજારીને બેચેની લાગે, ત્યારે તે રોગ સમજવો. એ લાંબા દહાડા ચાલવા પછી ધીમે ધીમે પેટમાં પવન પકડે, પેટ ફુલી આવે અને તેથી વખતે ચુંકો,બદહજમા, હરસ, આંમળ નીકળવાનો રોગ, માથાનું દરદ, ફેર અને ચકર, હીસટીરીયા અથવા લોહીનો જોસ સાથનાં બીજાં દરદો ઉતપંન થવાનો સબબ બનેછે. અથવા હોયતો વધારે થાય છે.

ઘણા માણસો એમ ધારશે કે આવી સાધારણ અને સરવેને જાણીતી બાબત વીશે આટલું લંબાણ કરવાની કંઈ જરૂર નહી હતી, વળી કબજીયત વીશે કેને ખબર નથી.

**સબબ**—કેટલાએક વગર કારણે ફકત કોઠો સાફ કરવાની મતલબથી જુલાબ લેછે, કોઇને છો મહીને જુલાબ લેવા જોઇએ, કોઇને તેથી ઓછે મહીને અને કોઇને થોડે દહાડે જુલાબ લેવાની ટેવ હોય છે. એ પરમાણે ઘડી ઘડી જુલાબ લેવાની ખરાબ ટેવથી કબજીયતનું મુળ રોપાય છે. હરેક ભાગને કામ કરવા પછી આસાએસની જરૂર છે અને જેમ તેને ઘણી મેનત પોચે છે તેમ વધારે વખત આસાએસ જોઇએ.

એ કુદરતી કાયદો છે. એજ પરમાણે ઘડી ઘડી જુલાબ લીધાથી આંતરડાંને તેના જોર કરતાં વધારે કામ કરવું પડેછે અને તેથી જુલાબ લીધાથી વધારે લાંબા વખત સુધી આંતરડાં સુસ્ત થાય છે, અને ઝાડો આવતો નથી. વારે ઘડીએ જુલાબ લેનારને જુલાબ લીધા પછી તરતતો હલકાસ જણાયછે. અને તેને તે વખતે ઠીક લાગેછે. પણ થોડાજ વખતમાં પાછુ પેટ કબજ થાયછે અને બેચેની લાગે છે તેથી તે પાછો જુલાબ લેછે. એ પરમાણે તેને જુલાબ લેવાનું બંધાણ પડી જાય છે. તેથી જે વખતે જુલાબ લે ત્યારે પેટ સાફ થાય છે અને પાછું થોડા વખતમાં કબજ થઈ જાયછે.

ઉપર કહેલાં કારણ શિવાય ઝાડે જવાની હાજત થઈ હોય તે રોકી રાખેછે તેથી વખત વીતા પછી હાજત જતી રહેછે અને તે દહાડે ઝાડો આવતો નથી. એ પરમાણે ઝાડો વારમવાર રોકી રાખવાથી, તેમજ આખો દહાડો બેસીને આળસાઇમાં કાઢવાથી અથવા અંધીયાર ઓરડામાં હમેશાં સુવાથી આ રોગ થાયછે. વળી જ્યારે પીત બરાબર પેદા થતુ નથી અથવા આંતરડાના માંસના સાકા બહુ નબળા થાય ત્યારે પણ ઝાડો વખતસર આવતો નથી.

**ઉપાય**—આ રોગનો પેહેલો ઉપાય એછે કે વારમવાર જુલાબ લેવાની ટેવ હોય તે હળવે હળવે અને શકત જુલાબને બદલે હલકા હલકા જુલાબો લેઈ તે ખરાબ ટેવ છોડી દેવા વાસ્તે નીચે લખેલી સઘળી દવા ઝાડો કબજ થાય ત્યારે પાઈ દેવી.

| | | |
|---|---|---|
| એપસમસાલ્ટ | ... | દરામ ૨ |
| સીરએસ્ત | ... | દરામ ૨ા |
| સુનામખીની ચા | ... | આંઉસ ૨ |

અથવા—ગરમાળાનો ગર તોલો ૧ ને બે ગલાસ પાણીમાં ચોળી ગાળીને તેમાં સીરએસ્ત તોલો ૧ નાખી સઘળુ પાવું અને જો જરૂર જણાય તો એ પરમાણે બે ત્રણ દહાડા પાવું પણ એક દહાડો પીધાથી એકાદ ઝાડો સાફ આવેતો બીજે દહાડે પાવું નહિ. અથવા ઉપલી દવાને બદલે નીચે આપેલી દવાઓને મેળવી તેમાંથી બે ગોળીઓ બનાવી તે રાતના સુતી વેળા બંને ગળાવવી.

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ રૂબારબપીલ | ... | ગરેન ૩ |
| બલુપીલ ... | ... | ગરેન ૩ |
| હારડસોપ ... | ... | ગરેન ૧ |

ઉપલી ગોળી રાતે આપવા પછી સવારમાં ઝાડો ન થાય અને આજારને બેચેની લાગે તો સવારમાં સીડલીજ પાઉડરનો જુલાબ આપવો. અથવા ચોખ્ખુ એરંડીયુ તેલ ૧ થી ૧ાા ચમચો ભરી થોડા ગરમ પાણીમાં નાખીને પાવું જેથી ઝાડો થશે. ફરીથી જ્યારે કબજીયત લાગે ત્યારે ઉપલી કમપાઉન્ડ રૂબારબ વાળી ગોળીઓ રાતે ગળાવવી અને સવારમાં જરૂર જણાયતો ઉપર લખવા પરમાણે સીડલીજ પાઉડર અથવા એરંડીયા તેલનો જુલાબ આપવો. જરૂર જણાય તો ઉપલી ગોળીઓ ચારપાંચ દાડા રાતે રાતે ગળાવવી અને આંતરે આંતરે એરંડીયા તેલનો જુલાબ આપવો પણ એક બે વાર એ પરમાણે કરવાથી ઝાડો ખુલાસેથી આવેતો ફરી જુલાબ આપવો નહિ. ખોરાક આપવા બાબત ઘણી ચોવટ રાખવી, કેમકે તેથી ઘણો ફાયદો થાય છે. વાસ્તે દાળ, વાલ અને એવી બીજી વસ્તુઓ કે જેથી પેટ બંધ થાય તેવી વસ્તુઓ આપવી બીલકુલ બંધ કરવી. ચોખાની વસ્તુ થોડી લેવી અથવા લેવી નહી પણ ઘઊંની વસ્તુ,ઘઊંની થુલી,ઘઊંની રોટલી વગેરે પચે અને પચન ન પકડેતો તે આપવું અને પચતુ દુધ આપવું. ઘણી ઉની ચા અથવા કાફી પીવી નહી. દારૂ બીલકુલ લેવો નહિ. શરીરમાં નબળાઈ ઘણી હોય તો કીકો શેરીવાઇન આપવો. અને રાતે સુતી વેળા, તેમજ સવારમાં ઉઠતાં વખત એક ટંબલર ભરી થંડુ પાણી પાવું. તેમજ દરરોજ ચોકસ વખતે ખુલી હવામાં ફરવાની ટેવ રાખવી. દરરોજ વખતસર ઝાડે જવું. ઝાડે જતી વખતે ઘણું કાંસવું નહિ.

ઉપર પરમાણે ઉપાય તથા તતબીરથી આરામ ન થાય અને ઝાડાનો રંગ પીળો હોવાને બદલે સફેત હોય તો એમ જાણવું કે પીત બરાબર પેદા થતુ નથી તેથી બંધ રહેછે. વાસ્તે નીચે લખેલી દવામાંથી બે ગોળીઓ બનાવી રાતે ગળાવવી અને એ પરમાણે દર રાત્રે સુતી વેળા ગળાવા કરવી.

કમપાઉન્ડ એકસ્ટ્રાકટઆવ કોલોસીંથ... ગરેન ૩

બ્લુપીલ ... ... ગરેન ૨
એક્સ્ટ્રાકટઆવ ડાનડેલીયન ... ગરેન ૨

આજારી ન મળે હોય તો ઉપલી ગોળીઓમાં કવીનાઇન ગરેન ૧થી ૨ નાખવું. ઝાડો સુકો આવે અને તેમાં પુરતો રસ ન હોય તો નીચે લખેલી દવામાંથી બે પડીકાં કરી એક સવારમાં અને એક સાંજે પાણી સાથે ફકાડવું અને તે બે ચાર દાડા જારી રાખવું.

પલવીસ એપીકાક્યુના ... ગરેન ૩
હઇડરાજીરીકમકરેટા ... ગરેન ૬

જો એથી ઝાડો નરમ ન આવે અને સકત મળ જેવા આવેતો એરંડીયુતેલ આંઉસ ૧ થી ૨ ને એક નાની પીચકારીમાં ભરી ગુદામાં મારવું અને તે ાા કલાક ત્યાં રેહેવા દેવું જેથી ઝાડો નરમ થઇને આવશે. કોઈ કોઈ વાર થંડા પાણીની પીચકારી મારવી કે તેથી પણ આંતરડાને કુવત મળે અને ઝાડો બંધ ન રેહે, જો પેટમાં થોડો પવન પકડે અને પેટ ફુલેલુ લાગે તો એકલા ગરમ પાણીની અથવા ગરમ કાંજી શેર ાાથી૧ લઇને એક આંઉસ એરંડીયા તેલમાં નાખી તેની મોટી પીચકારી ભરી ગુદામાં મારવી.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો.

હીમેજ, ગરમાળાનો ગોળ, મીઠીઆવળ, સંચળ, નસોતર, એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી ૨ાા ભાર ઉનાપાણી સાથે દરરોજ પાવું.

---

## લાંબા દહાડાની બદહજમી—સદાનું અજીરણ.

નીશાની—ધીમે ધીમે ભુખ ઓછી થતી જાય, ખોરાક ખાવા ગમે નહિ, ખાધા પછી પીપડી ઉપર ભાર અથવા બોજ લાગે, અને ત્યાં અકરસાટ તથા દુખાવો થાય પેટ ફુલેલું રહે અને વખતે ઢોલ જેવું થાય. ખાટા અને ખરાબ ઓડકાર આવે. છાતીમાં દાહ અને આગ બળે, અને ખાટા પાણીના અથવા અંનના ધચરકા અવે. માથુ વખતે દુખા કરે. ઝાડો કબજ રહે, જીભ મેલવાળી હોય, આળસ સાથે કામકાજમાં ચીત લાગે નહી અને જીવ ઉદાસ રહે. એ પરમાણે ઘણા દહાડા ચાલવાથી ખોરાક ઘણો થોડો

ખવાય,વખતે ખાધા પછી ઓકારી આવે, ભુખ મરી ગઈ હોય એમ અન સામુ જોવા ગમે નહિ અને ખવાય તે પચે નહિ માથુ જરા ગરમ અને જરા જરામાં દુખ્યા કરે, અંગ તવાતુ જાય,ઉંઘ બરાબર આવે નહી,આ- જારીના મનમાં તરેહવાર વહેમ અને ખ્યાલ આવે અને તેનો મીજાજ ઘણો તપેલો રહે. કેટલીક વખત એવું બને છે કે કોઇને અતીસે ભુખ લાગે અને ખાધા પછી પણ તે ભુખ્યો હોય એમ લાગે. એ પરમાણે જારી રે- હેવાથી વખતે બહુ શકત રોગ ઉઠેછે. જેવું કે કોઈ વેળા પેશાબમાં ખટાણ થાય અથવા અગન બળે અને ગુરદાના દરદથી ભારે દુખાવો થાય. અથવા ગુરદાની રેતીનું દરદ અથવા પેશાબની પથરીનો આજાર અથવા સંધીવા અથવા ગંઠીયાવા વીગેરે દરદો ઊતપંન થાય.

**સબબ**—આ રોગને પેદા કરનારૂ કારણ મુખ્ય ખોરાકછે. ઘણો ખોરાક ખાધાથી અથવા ભારે ખોરાક લીધાથી અથવા મસાલાદાર અને ઘણા ઘી અથવા તેલવાળાં પકવાંનો ખાધાથી. અથવા કાકડી. તર- બુચ અને ઘણો મેવો વાપરવાથી અથવા અથાંણા વીગેરે ખાટી ચીજ વાપરવાથી આ દરદ ઉતપન થાયછે. વખતસર ખોરાક લેવાની તથા ધી- મે ધીમે ચાવીને ખાવાના ટેવ આપણા ઘણા લોકોમાં હોતી નથી, તેથી તેઓને આ ભુંડો મરજ વધારે થાયછે. ઘણા અપવાસ કરવાથી ભુખ મરી જાયછે અને પછી ખાયછે તે પચતુ નથી. જેથી આ રોગ પેદા થાયછે. ખોરાક ખાતા ખાતા અથવા ખાધા પછી તુરત ઘણું પાણી પી પેટ ડસ કરવાથી અથવા તે ઉપર ઘણી ગરમ ચા પીવાથી, આ રોગ થાયછે. દારૂ તથા તમાકુ. તાડી. તપખીર. ભાંગ. અફીણ વીગેરે ચીજોનો બાવરો રાખવાથી પણ આ રોગ ઉઠેછે. તેમજ આખો દાડો બેસીને કાઢ- વાની ટેવ રાખવાથી. અથવા બંધ હવાના મકાંનોમાં બેસીને કામ કર- વાથી. ધાસ્તી. દીલગીરી. બળાપો. વીગેરે કારણોથી અજીરણનો રોગ થાયછે. તેમજ લાંબો વખત સુઈ રેવાથી પણ બરાબર પચતુ નથી.

**ઉપાય**—ખોરાક ખાવામાં અંદાજો અને રીતસર ખાવો,ન પચે એ- વી વસ્તુઓ જેવી કે તરકારી. કઠોળ. મેવો. ઘણું ઘી. અને માંખણ, મીઠાઈ અથવા ખટાસ આજારીને આપવો નહી.

**હમેસાંની** કબજીઅતમાં દુધ, સાગુ ચોખાની કાંજી, રોટલી,

મમરા, ચા, કાફી, વીગેરે ચોક્ખે હજમ થાય એવી આપવી.

ખોરાક લેવાનો વખત પણ ચોકસ રાખવો. રાતે ઘણું મોડેથી ખાવું નહી દારૂ બીલકુલ વાપરવો નહી અને લાચારીથી વાપરવો પડે તો જલદ દારૂમાં થોડુ પાણી નાખીને વાપરવો. આવા રોગીને તપખીર સુંઘવાની અથવા તમાકુ પીવાની ટેવ હોયતો તે છોડી દેવી. તથા તમાકુ ચાવવાની ટેવ હોય તે પણ છોડી દેવી.

ઉપર પરમાણે તતબીરે રાખવાથી ઉપલો રોગ મટી જાયછે. તેમ છતાં જો ન આરામ થાય તો. નીચે લખેલી દવામાંથી એક લીકર ગ-લાસ ભરી દાડામાં ત્રણવાર પાવું.

| | |
|---|---|
| બારકની ચા<br>જેનસીઆનાની ચા<br>કોલમની ચા<br>કરીઆતાની ચા | એમાંની જે હા-<br>જર હોય તે<br>એક જાતની ચા<br>આંઉસ ૧ |
| એસીડ નાઇટરીક ડીલુટ<br>અથવા તે ન હોયતો<br>એસીડ સલફ્યુરીક ડીલુટ | ટીપાં ૪૫ |

એથી કંઈ ફાયદો ન થાય તો નીચે લખેલી દવાની ગોળીઓ ચાર બનાવી તેમાંથી ૨ બપોરે અને બે સાંજે ખાણું ખાવા પેલાં ગળાવવી. એ પરમાણે થોડા દાડા જારી રાખવી.

| | | |
|---|---|---|
| બાબુનાની ભુકી | ... | ગરેન ૧૨ |
| પીપરની ભુકી | ... | ગરેન ૧૫ |
| રૂબારબની ભુકી | ... | ગરેન ૨ |

આ બીમારીમાં કેટલીએક નીસાની ઘણી જોરમાં થાયછે માટે જે જે નીશાનીઓ વધારે જોરમાં હોય તેનો ઉપાય નીચે આપવા પર-માણે કરવો.

**ઉછાળો તથા ઓકારી**—કોઈ વેળા ખાધા પછી તુરત થાયછે અને કોઈ વખતે થોડો વખત પછી ખાટુ અથવા કડવું પડેછે. ઉછાળો તથા ઉલટીને પેહેલી બેસાડવી જોઇએ. તે વાગતે તે થોડી હોયતો થોડો સોડાવા-ટર પાવો અથવા નીચે લખેલી દવા એક વાઇન ગલાસ ભરી દર બે અથવા ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સોડાબીકારબોનસ | ... | ગરેન ૩૦ |
| એસીડ ટારટારીક | ... | ગરેન ૨૬ |
| પાણી | ... | આંઊંસ ૬ |

જો પીપડી ઊપર અકરસાટ તથા દુખાવો હોય તો ત્યાં રાઇની પટી મારવી એથી આરામ ન થાય તો ટીંચર ઓપીમાં લુગડાનો કટકો બોળી પીપડી ઉપર મુકવો. અથવા જરા અફીણનો કસુંબો ચોપડવો. ઓકારી એટલી બધી થાય કે ખોરાક લેતાંવાર બહાર નીકળી જાય, તો બે ભાગ દુધ અને એક ભાગ ચુનાનું પાણી મેળી દાડામાં બે અથવા ત્રણ વાર પાવું અને ઉલટી નરમ પડે ત્યાં સુધી એજ ખોરાક ઉપર આજારીને રાખવો.

**પીપડી ઉપર દુખાવો અથવા દરદ**—કોઈને ઘણી ભુખ લાગવાથી પણ એમ થાય છે. માટે લાંબો વખત ન ખાધાથી તે જણાય અને ખાધા પછી દુખાવો નરમ પડે ત્યારે ખોરાક ખાવામાં વખતની ચોકસાઇ રાખવી. કદાપી ખાધા પછી દરદ તરત શરૂ થાય તો બીસમથીસબનાઈટરસ ગરેન ૭ થંડા પાણી સાથે કેટલાએક દાડા સુધી ફકાડવું અગર ખાધાપછી તુરત દરદ થવાને બદલે ત્રણ અથવા ચાર કલાક પછી દરદ થાય અને ઘણો વખત જારી રહે તો ગરમ ચાનો એક પ્યાલો પાવો. અને તેથી તફાવત ન જણાય તો નીચે લખેલી દવાઓને સારીપેઠે મેળવી તેમાંથી ચાર પડીકાં કરી એકેક પડીકુ સવારમાં તથા સાંજે સાકરના સીરામાં મેળવી ચટાડવું.

| | | |
|---|---|---|
| મીયુરીએટ આવ મોરફીઆ | ... | ગરેન ૧ (એક) |
| બીસમથી સબનાઇટરસ | ... | ગરેન ૩૦ |

અથવા દરદ જોરમાં થવાને બદલે પીપડી ઉપર ધીમુ ધીમુ દુખ્યા કરે તથા પેટમાં ભાર જણાય, બેચેની લાગે ચુંથારો થાય, તથા ભુખ ન લાગે તો નીચે લખેલી દવાઓની બે ગોળીઓ બનાવી એક સવારમાં અને એક સાંજે થંડા પાણી સાથે ગળાવવી.

| | | |
|---|---|---|
| બીસમથી સબનાઇટરસ | ... | ગરેન ૬ |
| રૂબારબ પાઉડર | ... | ગરેન ૨ |
| એરોમેટીક પાઉડર | ... | ગરેન ૨ |
| એકસ્ટ્રાકટ આવ હોપ | ... | ગરેન ૪ |

છાતી ઉપર ખટાંણ થાય અથવા પેટ અને છાતીનાં હાડકાં આગળ દાહ બળે અને જાણે હોજરીમાં દેવતાના અંગારા મેલ્યા હોય તેમ આજારીને ગરમી લાગે અથવા બળે, છાતીમાં ગભરાટ થાય. વખતે ઓડકાર સાથે ખાટા પાણીના ગચરકા આવે, અથવા થુંક જેવો પાતળો વગર સ્વાદનો પ્રવાહી નીકળવા પછી આજારીને આરામ જેવું લાગે, એવી નીશાંની હોય ત્યારે ચુનાનું પાણી આંઊસ ૧ લેઈ થોડા દુધમાં નાંખી દરરોજ પાવું. મોઢામાં ફીકાસ બહુ આવે તથા છાતી ઉપર ફીકા પાણીના ગચરકા આવેતો કમપાંઊડ કાઇનો પાઊડર ગેરેન ૫(પાંચ)પાણી સાથે ફકાડવું, અને એ પ્રમાણે દહાડામાં બે વાર આપવું. અથવા ખટાણ તથા દાહ બળે તે ઉપર નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી ત્રણ પડીકાં કરી દહાડામાં ત્રણવાર પાવાં.પાણી સાથે અથવા સોડાવોટરમાંપાવાં.

બીસમથી સબ નાઇટરસ ... ગેરેન ૨૦
કારબોનેટ આવ મેગનેશીઆ ... ગેરેન ૩૦

ઉપલી દવાથી ખટાશ નરમ ન પડે અને મોઢામાં બહુ ખાટા પાણીના ગચરકા આવે તો સ્પીરીટ આમોનીઆ એરોમેટીક ટીંપાં ૨૦ને એક ગલાસ પાણીમાં નાંખી પાવું. અને જરૂર પડે તો દહાડામાં બેવાર એજ પ્રમાણે આપવું. અથવા નીચે આપેલી દવામાંથી અરધી સવારે અને અરધી સાંજે એક લીકર-ગલાસ તાજા દુધમાં મેળવી તે પાવી.

લાઇકર પોટાસા ... ટીંપાં ૩૦
ચુનાનું પાણી ... આંઊસ ૧

કદાપી પેટ ચઢી ઓડકાર આવે, પવન ગગડે અને પેટમાં દરદ થાય, તો એસંસઆવ પેપરમીંટ ટીંપાં દસ પાણીમાં નાંખી પાવાં. અથવા અજમો અથવા સુવા તોલો ૦ા લઈ તેને થોડા પાણીમાં ઉકાળી તેનો કાવો કાઢી તે પાવો. અને ચોકસ વખતે દરરોજ ખવડાવવું.

ઉપલી કોઈ દવાથી ફાયદો ન થાય અને પેટમાં પવન પકડે, ખાટા ઓડકાર આવે. ખોરાક હજમ ન થાય, સુસ્તી લાગે તો નીચેની દવાઓમાંથી ચાર ગોળીઓ બનાવી બપોરે તથા સાંજે એકેકી જમવા પેહેલાં ગળાવવી. એ દવાથી ઝાડો થાય તો તેમાંથી એળીઓ કાઢી નાંખી પેહેલી એકલીજ દવાની ગોળીઓ બનાવી ગળાવવી.



૨૫૬

પેપસીન ... ...ગરેન ૨૦
એળીઓ ... ...ગરેન ૨

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો—

વધારણી વાલ બે, વજ વાલ ચાર, વાવડીંગ વાલ છ, સીંધાલુણ વાલ આઠ, જીરૂ વાલ દસ, સુંઠ વાલ બાર, તીખાં વાલ ચઉદ, લીંડી પીપર વાલ સોળ, ઉપલેટ વાલ અઢાર, હરડેદળ વાલ વીસ, ચીતરા છાલ વાલ બાવીસ, અજમોદ વાલ ચોવીસ, એ બધાંને એકઠાં કરી બારીક વાટી તેમાંથી રૂ૦ ભાર તેમાં ગોળ રૂ૦ાા ભાર મીલાવી ગરેમ પાણીથી દહાડામાં બે વખત ખવરાવવું.

અથવા—લીંડીપીપર, ગંઠોડા, ચવક, ચીતરાછાલ, સુંઠ, અજમો, સીંધાલુણ, સંચળ, સાજીખાર, સુવા એ સરવ બરાબર લેઈ આખાપાખુ ખાંડી તેમાંથી રૂ૧ાા ભાર લેઈ તેમાં પાણી શેર ૧ા નાંખી ઉકાળી બાકી પાણી રૂ૮ ભાર રહે ત્યારે ગાળી તેમાં વાલ ચાર સેકેલી વધારણી વાટી તે નાંખી પાઈ દેવું.

---

# નાભી અથવા પીચોટીનું ખસવું.

કેટલાએક ઓરતો અને કેટલાએક મરદોમાં એવો વેહેમ છે કે પેટમાં ગાંઠ અથવા નાભી અથવા પીચોટી છે તે પોતાની જગોથી ખસી જાયછે ત્યારે તેથી પેટમાં રોગ પેદા થાય છે અને તે ઉપર આધાર રાખી ઘણાઓ પીચોટી ચોળાવી દરદને વધારે છે. કોઈને જરા ચુંક જેવું વરતાય કે તરત પીચોટી ચોળાવે છે. કોઈને બદહજમીનો ઝાડો આવે તો પીચોટી ચોળાવે છે. કોઈને નળબંધ વાયુ અથવા અજીરણ વરતાય તો પીચોટી ચોળાવેછે તેથી થોડા વખત તો આરામ જેવું લાગેછે પણ રોગનો વધારો થતો જાય છે એમ તેઓ સમજતા નથી અને વેહેમમાં ગોથાં ખાયછે. આ જગોએ ખાતરીથી જણાવવું જરૂરનું છે કે આંબોઈ અથવા પીચોટી જેવી કોઈ વસતુ પેટમાં નથી, જેથી તે ખસી જવાથી એ રોગ થાયછે. ઉપર કહેલી નીશાનીઓ ફકત જુદા જુદા રોગમાં થાય

છે. જે નીશાનીઓ નીચે પરમાણે રોગની છે કે શી રીતે તે તપાશી તેનો ઈલાજ કરવો. જેમકે બદહજમીના ઝાડાનો રોગ અથવા સુળ, વાયુ, અથવા અજીરણને અથવા નળબંધ વાયુ વીગેરેમાં જે રોગને તે નીશાનીઓ મળતી આવે તેનો ઉપાય કરવો. કેટલીએક વેળા કાળજાના અને પેટના બીજા ભયંકર રોગમાં પણ પીચોટી ખશીછે એમ સમજીને ચોળાવેછે જેથી તે રોગ વધી પડેછે એટલુંજ નહી પણ આજારીનો જાન જોખમમાં આવી પડેછે. વાસતે જ્યારે પેટના કોઈ દરદથી આજારી ઘણા દહાડાનો હેરાન હોય અને તેને પીચોટી ખસવાનો વેહેમ આવે તોપણ ચોળાવવું નહી. પીચોટીવાળાં વેહેમી લોકોને ઉપલા કારણથી હેરાનગી ભોગવવી પડતી હોય, જેમકે ઝાડો મળ જેવો કઠણ થઈ બંધ રહેછે અને ઉપરછલાં પાણી જેવાં પાતળાં પેટ આવેછે ત્યારે આજારીને બરડો ફાટેછે. કળતર થાયછે. વખતે તાવલી આવેછે એવાં ચીનો વરતાયછે ત્યારે વેહેમી લોકો ધારેછે કે પીચોટી ખશીછે તે ઉપરથી તેઓ ચોળાવે છે એટલે તુરતને વાસતે આરામ થાયછે કારણ કે ચોળાવવાથી અંદરના કઠણ થએલા મળો નરમ પડી જઈ ઝાડો ખુલાસેથી આવેછે એટલે આરામ થાયછે. પણ વારંવાર એ પરમાણે કરવાથી આંતરડાંની શંકોચન શકતીમાં બીગાડ થાયછે જેથી વારંવાર એ પરમાણે ઝાડો કબજ થઈ જઈ ઉપલા રોગમાં વધારો થતો જાયછે. વાસતે સમજુ અને ડાહ્યા માણસોએ પીચોટી સમજી પેટ કદી ચોળાવવું નહી પણ ઉપર કહેલાં અજીરણ વીગેરેનાં દરદોમાંથી જે દરદ વરતાય તેનો ઉપાય કરવો.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો—

અસેળીઓ રૂ૦ા ભાર, સાકર રૂ૦ા ભાર એ બંનેને સવારમાં મળવી દરરોજ ખવરાવવું.

અથવા સુંઠ, રીસામણીનાં મુળ, એ સરખે ભાગે લેઈ બારીક ખાંડી તેમાંથી રૂ૦ા ભાર મધની સાથે ચટાડવું.

**અથવા**—જાયફળ, જાવંતરી, અફીણ એ સરવ બરાબર લેઈ વાટી નાભી ઉપર લેપ કરવો.



# કાળજાનું ધીમું અથવા જુનું દરદ.

પેટની જમણી બાજુએ સખત ગાંઠ અથવા ઢેપ જેવી થાયછે, અથવા આપણા લોકોની સાધારણ બોલીમાં બોલીએ તો કલેજુ ખેંચાઇ આવેછે પણ તે સાથે તાવ આવતો નથી, તે રોગને ઉપલા નામથી ઓળખાય છે.

**નીશાની**--આ રોગમાં જમણી પાંસળી આગળના ભાગમાં ભારે લાગે, તે સુજેલો દેખાય, તેમાં ખેંચાવો તથા અકરસાટ અને કોઇ વાર દુખાવો થાય. અને તે જગોમાં સકત ગાંઠ અથવા ઢેપ જણાય. એ નીશાનીઓ સાથે વારમવાર ચસકા મારે. ડાબી બાજુએ કોરવાળી સુવાથી વખતે બેચેની અને દુખાવો થાય, અને કોઈ વેળા કમળાની અસર પણ જણાય. આ રોગ જારી રેહેવાથી વખતે જળંદર થઇને પેટ મોટું થાયછે. પણ એમાં તાવ ઘણું કરી આવતો નથી. વખતે આજારીનો ચેહેરો લેવાયછે અને તેને પોતાના દરદવીશે તરેહવાર વેહેમ અને ખ્યાલ આવેછે.

આ બીમારીમાં કલેજુ સુજી આવેછે. તથા જમણી પાંસળી નીચે સખત ગાંઠ અથવા ઢેપ જણાયછે. તેથી એને ભુલથી કાળજાના તીક્ષણ વરમ અથવા કાળજાના ઘડ સાથે ભેળી નાખવું નહી. એ દરદોને પારખવાની એ રીત છે કે કાળજાના સખત અથવા તાવ સાથના દરદમાં અથવા કાળજાના ઘડમાં તાવ બહુ જોરમાં આવેછે, અને દુખાવો તથા દરદ ઘણું થાયછે. પણ આ કાળજાના જુના દરદમાં તાવ ઘણું કરી બીલકુલ આવતો નથી. અને સકત દુખાવાને બદલે અકરસાટ તથા સેજ દરદ થાયછે.

**સબબ**—સુરજની તાપ અને તડકો ખાવાથી અથવા ઘણો દારૂ પીવાનો માવરો રાખવાથી કાળજામાં ધીમો વરમ થાયછે, અને આ બીમારી ઉઠેછે. કોઇ વેળા તાવ આવવા પછી તેની નબળાઇથી અથવા કલેજાનું સકત દરદ થઇ જવા પછી આ ધીમું દરદ રહી જાયછે. વાસ્તે એને કાળજાનું જુનું અને ધીમું દરદ કહેછે.

**ઉપાય**—જો આજારી ઘણી ગરમ જગોમાં હોય અથવા ત્યાં તાવનો મરજ ચાલતો હોય તો તે જગો છોડાવવી ને તેને થંડી હવાવાળી જગોમાં રાખવો. દારૂ ઘણો પીવાનો માવરો હોય તો તે છોડાવી દેવો અથવા તેમ

ન બની શકે તો થોડો આપવો. જો પેટ કબજ હોય અને જીભ ઉપર સફેત મેલ હોય તો નીચે લખેલી ગોળીઓ ગળાવવી અને તેથી ઝાડો ન થાય તો ચાર કલાક પછી સીડલીજ પાઉડરનો જુલાબ આપવો.

| | | |
|---|---|---|
| બલુપીલ | ... ... | ગરેન ૬ |
| પલવીસ એપીકાકયુના | ... | ગરેન ૨ |

એ પરમાણે ઝાડો સાફ લાવવા પછી નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું, અને તે થોડા દાહાડા જારી રાખવું.

| | |
|---|---|
| એસીડ નાઈટ્રીક ડીલુટ ... | ટીપાં ૩૦ |
| ડીકાકસન આવ ડાનડેલીયન અથવા કરીયાતાની ચા ... | આંઉસ ૬ |

અથવા ઉપલી દવાને બદલે નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણવાર પાવી અને તે થોડા દાહાડા જારીરાખવી.

| | | |
|---|---|---|
| સાલ આમોનીયાક અથવા ચોખો નવસાગર. | | ગરેન ૩૦ |
| એકસ્ટ્રાક્ટ આવ ડાનડેલીયન | ... | ગરેન ૬ |
| ટીંચર લવંડરકો | ... ... | ટીપાં ૬૦ |
| પાણી | ... ... | આંઉસ ૩ |

ઉપલી દવાથી પણ ઢેપ નરમ નપડે અને ઢેપ ઘણા દાહાડાની થાય તો નીચે લખેલી દવાના ત્રણ ભાગ કરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | |
|---|---|
| પોટાસા આયઓડાઈડ ... | ગરેન ૬ |
| લાઈકર પોટાસા .. ... | ટીપાં ૩૦ |
| ડીકાકસન આવ ડાનડેલીયન અથવા કરીયાતાની ચા. | આંઉસ ૬ |

કલેજાની ઢેપ પીગળાવવા કમપાઉન્ડ આઈઓડીન ઓઈનટમેંટ નામનો મલમ દરામ ૧ લેઇ સાલીડ અથવા તાજા તેલમાં નરમ કરી કલેજાની ઉપર દરરોજ લગાડવો, અથવા એને બદલે મરકયુરીયલ ઓઇનટમેંટ લગાડ્યા કરવો.

કલેજાના ધીમા દરદમાં તે મોટું થઇને ખેંચાઈ આવવા પછી ઘણા સખત સ્પીરીટ અને જલદ દારૂ પીનારેનું કલેજુ પાછું સંકોચાવા માંડેછે અને પછી તે ઉપરથી એક જાતનો જલંદર થાયછે, જે વીશે એ છેલી બીમારીના બ્યાનમાં લખવામાં આવશે.

# પીતનો ઉછાળો.

ખોરાક બરાબર પચે નહી અને તે સાથે ઉછાળો થાય તથા ઓકારી આવે અને તેમાં કડવું તથા લીલા રંગનું પીત પડે.

**નીસાની**—શરૂઆતમાં જરા માથુ દુખે, હાથ પગમાં નબળાઈ લાગે, પછી કલેજાની જગા ઉપર વખત બે વખત દુખી આવે. તથા બદહજમી અથવા અજીરણની નીશાની જણાય અને ઉલટી આવે તેમાં કડવું લીલુ છમ જેવું પડે. કોઈ વખતે ઉછાળો અને ઉલટી બે ચાર કલાકમાં નરમ પડી જાય. પણ વખતે બે ચાર દાહાડા જારી રેહે. કોઈ વેળા પીતનો ઉછાળો થઇને તાવ આવે, અને કોઈ વેળા કમળો થાય.

**સબબ**—આ રોગના નામ ઉપરથી એનો સબબ વાંચનારના ધ્યાનમાં એવો આવશે કે પીતના કોઈ વીકારથી આ રોગ ઉઠે છે. પણ બરાબર જોતાં જેને આપણે સાધારણ રીતે પીતનો ઉછાળો અથવા પીતવીકાર કહીએ છીએ, અને જેથી આપણા લોકોના ઘણાં સ્ત્રીઓ વારંવાર હેરાન રેહેછે, તેનું ખરૂં કારણ માત્ર અજીરણ અથવા બદહજમી છે એમ સમજવું.

**ઉપાય**—આ રોગમાં ઉલટી અથવા સકત જુલાબ આપવાની ટેવ બહુ વધી ગઈ છે પણ એ બંને ઉપાયોથી ઘણાં ગેરફાયદા થાયછે. માટે એ ઉપાય કામે લગાડવો નહી. પણ આ મરજમાં નીચે લખેલી બંને ગોળીઓ ગળાવવી. અને પેટ કબજ રેહેતો ચાર કલાક પછી સીડલીજ પાઉડરનો જુલાબ આપવો.

| | | |
|---|---|---|
| બલુપીલ | ... ... | ગરેન ૬ |
| પલવીસ એપીકાકયુના | ... | ગરેન ૨ |

ઉપલી દવાઓથી નરમ ન.પડે તો પછી દરરોજ નીચે લખેલી ગોળીઓમાંથી એકેકી દાહાડામાં બે વાર થોડા દાહાડા સુધી આપ્યા કરવી.

| | | |
|---|---|---|
| બીસમથી સબ નાઈટ્રસ | ... | ગરેન ૯ |
| રૂબારબ પાઉડર .. | ... | ગરેન ૨ |
| એરોમટીક પાઉડર .. | ... | ગરેન ૨ |
| એક્સ્ટ્રાકટ આવ હોપ.. | ... | ગરેન ૪ |

અથવા નીચે લખેલી દવાઓની ચાર ગોળીઓ બનાવી દર રાત્રે સુતી વેળા બબે ગોળી ગળાવવી.

| | | |
|---|---|---|
| બાલ્લુપીલ્ર | ... ... | ગરેન ૬ |
| એકસ્ટ્રાક્ટ આવ ડાનડેલીયન. | | ગરેન ૬ |
| પલવીસ એપીકાક્યુના | ... | ગરેન ૧ |

ખોરાક હલકો અને સાદો આપવો. તથા અજીરણની બાબતમાં લખ્યા પરમાણે પીવાખાવા વીગેરેની તજવીજ બતાવીછે તે પ્રમાણે કરવું.

# પીતની કાંકરી.

કેટલીએક વાર પીતની કાંકરી અથવા નાની પથરી પીતામાં બંધાય છે, અને તે પીત લઈ જનારી નળીમાં થઇને આંતરડામાં આવેછે અને ત્યાંથી ઝાડાને રસ્તે બાહાર નીકળેછે. એ પીતની કાંકરી આંતરડામાં જતી વેળા કાળજાની જગાપર બહુ સખત દરદ પેદા કરેછે.

**નીશાની**—પીતની કાંકરી બંધાતી વખત અજીરણની નીશાની સીવાય બીજી કશી અડચણ જણાતી નથી. પરંતુ તે આંતરડા તરફ જતી વેળા દરદ થાયછે, તે આગમજ આ રોગ પરખાઇ શકાતો નથી. જ્યારે તે આંતરડા તરફ રસ્તો કરેછે ત્યારે પેટની જમણી બાજુમાં અને જમણી કમરમાં બહુ શુળ અને ગોદો મારે. ત્યાં દુખાવો અને દરદ થાય. આજારીને ઉછાળો તથા ઓકારી આવે,પેટ કબજ હોય, શરીર હમેશાંના જેવું હોય, નાડી ધીમી ચાલે અને આજારી બેકરાર રહે. તેને દરદને લીધે જરા જંપ ન પડે અને તે રાડો પાડે.

આ દરદ સાથે તાવ આવતો નથી, ત્યાં દુખાવો થોડો વખત નરમ પડી પાછો જોરમાં થાયછે. અને એ રીતે થોડો વાર નરમ રેહેછે. અને થોડો વાર ચુંકોની માફક સકત શુળ તથા દરદ વધેછે એ ધ્યાનમાં રાખવું જોઇએ. કેમકે એ નીશાનીઓ ઉપર ખ્યાલ રાખવાથી કલેજાના દરદસાથે આ રોગને ભેળી નાખવાની ભુલ ન થાય.

**સબબ**—જે કારણથી અજીરણ થાયછે તે કારણથી આ રોગ પણ ઉતપન થાયછે વાસ્તે અજીરણમાં આપેલા સબબ જોવા.

ઉપાય—જ્યારે આ રોગનું દરદ શરૂ થાય ત્યારે એરંડીયું તેલ વીગેરે જુલાબ આપી ઝાડો સાફ લાવવા પછી નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| ઇથર સલફ્યુરીક | ... | ટીપાં ૩૦ |
| સ્પીરીટ આવ કલોરોફોરમ... | | ટીપાં ૪૫ |
| કમપાઉનડ ટીંચરઆવ કારડામોમ. | | દરામ ૧॥ |
| પેપરમીંટ વોટર | ... | આંઉસ ૩ |

જો દરદ ઘણું જોરમાં થતું હોય, તો નીચે લખેલી સઘળી દવા પાઈ દેવી.

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ મ્યુરેટ આવ મોરફીયા. | | ટીપાં ૩૦ |
| પાણી | ... . . ... | આંઉસ ૧ |

દરદ થતું હોય તો આજારીને ગરમ પાણીમાં બેસાડવો, અને દરદની જગોને ગરમ નળીયાથી અથવા બીજી રીતે ખુબ સેક કરવો.

અથવા ગુદામાં એરંડીયા તેલની પીચકારી મારવી.

દરદ નરમ પડ્યા પછી આ રોગ ફરી ન થાય તે માટે ડાનડેલીયનનો ઉકાળો એક વાઈન ગલાસ ભરી સવારમાં અને એક સાંજે થોડા દાહાડા સુધી પાયા કરવો. અને જો ઝાડો કબજ રેહેતો હોય તો એ દવા સવારમાં લેતી વેળા તેમાં એપસંમસાલ્ટ દરામ ૨ થી ૩ નાખીને આપાવું. અથવા નીચે લખેલી દવામાંથી એક લીકર ગલા[illegible]રી દાહાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| એપસંમ સાલ્ટ | ... | [illegible] ૧ |
| કારબોનેટ આવ મેગનેસી | | [illegible] ૧૨ |
| સ્પીરીટ આમોનીયા | ... | ટીપાં ૩૦ |
| પાણી | ... ... | આંઉસ ૪ |

ખાધામાં ઘી અને ચીકાસવાળી વસ્તુ વાપરવી નહી, ખોરાક સાદો અને હલકો લેવો.



# હોજરીનો તીક્ષણ સોજો.

**નીશાની**—પીપડીના ખાડા આગળ અકરસાટ તથા દરદ થાય અને હાથે દાબવાથી અથવા ઉલટી કરવાથી અથવા ખાંસી કરવાથી તેમાં વધારો થાય, પેટમાં પીપડી વાળા ભાગમાં આગ બળે, ઉછાળો તથા ઉલટી થાય અને વખતે ઉલટી એટલીતો જોરમાં આવે કે કાંઈ પણ વસતુ પેટમાં ટકે નહી અને જે ખાય તે પાછુ ઓકી કાડે. એ સાથે તાવ આખો દાડો ભરેલો રહે. આખી જીભ અથવા તેની અણી અને કોર ઉપર લાલી રહે. નાડી નાંની, ઉતાવળી અને પોચી હોય, વખતે તરસ બહુ લાગે, આજારીને થંડુ પીવા ગમે, પેટ કબજ રહે તથા આજારીનો ચેરો કુમળાએલો અને આતુર લાગે.

**સબબ**—દારૂ, તાડી, મરચાં, મસાલો, એવી ગરમ વસતુઓ બે અંદાજે ખાધાથી અથવા ઘણો બરફ અને થંડુ પાણી પીવાથી તેમજ થંડી હવાથી આ રોગ થાય છે. અથવા તાવની બીમારીમાં અથવા કોલેરામાં અથવા સંધી વા અને ગંઠીઆ વાની બીમારીમાં પણ આ રોગ ઉઠે છે.

કલાઇ વીનાના વાસણમાં રાંધેલ અંન ખાવાથી અથવા મોરથુથુ અને જલદ તેજાબ વાળી વસતુઓ બહુ વાપરવાથી ઓકારી સાથે આ રોગ ઉતપન થાય છે.

**ઉપાય**—હોજરી ઉપર લોહીનો જોશ થયો હોય તો પીપડી ઉપર જળો મેલવી અથવા બલીસ્ટર મારવું અને નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| સોડાબી કારબોનસ | ... | ગરેન ૩૦ |
| એસીડ ટારટારીક | ... | ગરેન ૨૬ |
| પાણી | ... | આંઉસ ૬ |

અથવા નીચે લખેલી દવાના ત્રણ ભાગ કરી દાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| સાજીખાર | ... | ગરેન ૩૦ |
| ખાટાં લીંબુનો રસ. | ... | દરામ ૩ |
| પાણી | ... | આંઉસ ૬ |

ઉપલી દવાઓથી ઓકારી નરમ ન પડે તો નીચે લખેલી દવાઓ-ને એક વાઈન ગલાસ પાણીમાં મેળવી ફીણ આવે તેવામાં પાવી અને એ પરમાણે તઇયાર કરી દર ૨ અથવા ૩ કલાકે આપવી. એથી ઓકારી ઓછી ન થાય અને દુખાવો પણ જારી રેહે તો એ દવાના એક ડોસમાં ટીંચર ઓપી ટીંપાં ૧૦ નાંખી પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા બીકારબોનસ | ... | ગરેન ૨૦ |
| એસીડ સીટરીક | ... | ગરેન ૧૪ |

ઉપલી દવા ન મળી શકે તો આ રોગની શરૂઆતમાં બનફસાનું સરબત અથવા નીલોફરનું સરબત તોલો ૧ લેઈ તેમાં એક લીકર ગલાસ પાણી નાંખીને સવારમાં પાવું. અને એ પરમાણે સાંજે પાવું અથવા કાસની તોલો ૧ લેઈ થોડા પાણી સાથે ઘુંટી તેનું નીતરૂં પાણી પાવું, એ પરમાણે દાડામાં બે અથવા ત્રણ વાર પાવું. અથવા બેદાનાનો કાવો, ચમચો ચમચો દર ત્રણ અથવા ચાર કલાકે પાવો. જો કાંઈજ દવા ન હોય તો બાવળના ગુંદરનું પાણી બનાવી તે મોટો ચમચો ભરી દાડામાં ત્રણ અથવા ચારવાર પાવું, અથવા આંમલીનું સરબત ૧ ચમચો થોડા પાણીમાં નાંખીને પાવું. અથવા આંમલીને પલાળી તેનું પાણી કાઢી તે પાવું.

જો ઝાડો કબજ હોય તો સીડલીજ પાઊડરનો જુલાબ આપવો. અથવા એરંડીઆ તેલની પીચકારી મઙરામાં મારવી, પણ ઝાડો લાવવાની મતલબથી સકત જુલાબ કદી આપવા નહી. આ દરદ સારૂ થવા પછી પણ થોડા દાડા સુધી ગરેમ વસતુ, દારૂ વીગરેની પરેજ રખાવવી.

જો આ રોગ સઘળો સારો ન થાય પણ તેની થોડી અસર રહી જાય અથવા તે જુનો થાય તો તેનો ઉપાય હોજરીના જુના દરદની બાબતમાં બતાવ્યા પરમાણે કરવો.



# હોજરીનું જુનું દરદ.

**નીશાની**—આ રોગની શરૂઆતમાં ખોરાક લીધા પછી બેચેની લાગે, વખતે ઉછાળો થાય, ભુખ બરોબર લાગે નહી, માથુ દુખા કરે, અને

હાથ પગમાં કળતર થાય, એ પરમાણે થોડા દાહડા જારી રેવા પછી પીપડી ઉપર ધીમો ધીમો દુખાવો થાય અને હાથે દાબવાથી અથવા જમવાપછી એ દરદમાં વધારો થાય. ખાધા પછી ઉલટી થાય. અને ખાધેલુ અંન પાછુ નીકળે. એ સાથે ખાટા ઓડકાર આવે. પેટ ફુલેલુ રેહે, છાતીમાં દાહ બળે અને ટુંકામાં આ રોગમાં લાંબા દાડાની બદહજમીની નીશાંનીઓ વરતાય પણ આ રોગમાં પીપડી ઉપર જાયુકનો દુખાવો થાયછે જે લાંબા દાડાની બદહજમીમાં ઘણું કરી હોતો નથી.

ઉપાય—આ રોગમાં પણ લાંબા દાડાની બદહજમીની પેઠે ખોરાક ખાવામાં બહુ સાવચેતી રાખવી જોઇએ છીએ. વળી મસાલો, મરચાં અને ગરમ વસતુ તદન આપવી નહી. અને બને તેમ હલકા ખોરાક ઉપર આાજારીને રાખવો. આરારૂટ અથવા સાગુ ચોખાની કાંજી તથા દુધ જેવો ખોરાક આપવો. દાળ, ભાત, તરકારી અથવા માંસ વીગરે બીલકુલ આપવું નહી. સાગુ ચોખાની કાંજી માફક ન આવે તો ગાંમઠી ચોખાની કાંજી આપવી. કોઈ પણ જાતનો દારૂ આપવો નહી.

જો પીપડી ઉપર દુખાવો અને દરદ હોયતો તે ઉપર ૨ થી ૩ ઇંચ સમચોરસ કેંથારીડીસ ટીસીયુંનુ બલીસ્ટર મારવું અને ચાર કલાક પછી તે કાઢી નાખી તે ઉપર અળસીની અથવા ઘઊંના લોટની પોલટીસ બાંધવી પછી ફોફઈઆ ઉઠે કે તેને ફોડીને સીમપલ ઓઇન્ટમેન્ટની પટી મારવી. એકવાર બલીસ્ટર મારવાથી દુખાવો નરમ ન પડે તો તે રૂઝાણા પછી બીજી વાર મારવું. જો ઝાડો કબજ હોયતો સીડલીજ પાઉડરનો જુલાબ આપવો અથવા કમપાઉન્ડ રૂબારબ પાઉડર એક દરામ લઈ સાકરના સીરા તથા પાણીમાં મેળવી તે પાવું. અથવા એરંડીઆ તેલની પીચકારી ગુદામાં મારવી.

જો એથી દરદ નરમ ન પડે તો કારબોનેટ આવ સોડા ગરેન ૧૦ ને એક આંઉસ પાણીમાં નાખી તે દાડામાં બે અથવા ત્રણવાર પાવું અથવા નીચે લખેલી દવાઓ મેળવી તેમાંથી ત્રણ પડીકાં કરી દાડામાં ત્રણવાર થંડા પાણી સાથે ફકાડવાં.

| | | |
|---|---|---|
| બીસમથી સબનાઇટરસ | ... | ગરેન ૩૦ |
| કમપાઊંડ કાઇનો પાઉડર | ... | ગરેન ૧૫ |

જો ઓકારી અલીસ આવે તથા નબળાઇ હોયતો નીચે લખેલી દવાઓને સારી પડે મેળવી એક ટમલરમાં રેડી અને તેમાં સીટરીક એસીડની બારીક ભુકી ગરેન ૧૫ નાખી ફીણ આવે અને સણસણાટ થાય તેવામાં સઘળું પાઈ દેવું અને એ રીતે દાડામાં ત્રણ અથવા ચાર વારે તઇઆર કરીને પાવું.

| | | |
|---|---|---|
| | સેસકુઇ કારબોનેટ આવ આમોનીઆ. | ગરેન ૧૮ |
| આ દવા ઝેરીછે— | એસીડ હઇડરોસીઆનીક ડીલુટ. | ટીપાં ૩(ત્રણ) |
| | કમપાઉન્ડ ટીંચર આવ કારડામોમસ. | ટીપાં ૩૦ |
| | ટીંચર ઓપી ... ... | ટીપાં ૫ |
| | પાણી ... ... ... | આંઉસ ૧॥ |

ઉછાળો તથા પેટનુ દરદ નરમ પડવા પછી નીચે લખેલી દવામાંથી એક બીકર ગલાસ દાડામાં ૨ અથવા ૩ વાર પાવું જેથી કુવત આવશે.

| | |
|---|---|
| બાઇકારબોનેટ આવ પોટાસ ... | દરામ ૨ |
| સ્પીરીટ આમોનીઆ એરોમેટીક ... | દરામ ૧॥ |
| આમોનીઆ સાઇટરેટ આવ આએર્ન ... | દરામ ૧ |
| કોલમની ચા ... | આંઉસ ૫ |



# હોજરીનુ ચાંદુ.

**નીશાની**—ચાંદુ પડવા અગાઉ હોજરીનુ જુનુ દરદ ઘણી મુદત સુધી જારી રહે અને પછી પીપડીનુ દરદ અને દુખાવો ઘણા નાના પણ એક ચોકસ ભાગમાં હમેસાં થયા કરે. અને જમવા પછી દરદ વધે તથા ૩ થી ૪ કલાક સુધી વધેલુજ રહે, તેમજ બરડાના કાંઠામાં અને ઘણું કરી પીપડીવાળા દુખતા ભાગની સામે દુખાવો અને દરદ થાય. ખાધા પછી તરત ઓકારી આવે. અને ખાધેલુ અન ઘણું ખરૂ બાહાર નીકળી ગયા પછી આજારીને ચેન પડે. કોઇ વખતે ઉલટીમાં લોહી પડે અને આજારી દરરોજ લેવાતો જાય. જ્યારે આ સઘળી નીશાંનીઓ જણાય ત્યારે હોજરીના અંદરના પડ અથવા અસતર ઉપર ચાંદુ પડુંછે એમ સમજવું.

સબબ—જે કારણોથી હોજરીનુ જુનુ દરદ પેદા થાયછે તેથો આ રોગ પણ થાયછે

ઉપાય.—આ રોગમાં ખોરાક આપવામાં બહુ ચોક્સી રાખવી જોઇએ, કેમકે જે વસ્તુ ખાધામાં આવે છે તે ચાંદાને લાગવાથી છોલાય છે અને તેથી ખાધા પછી તરત દુખ વધે છે અને ઉલટી થાય છે. વાસ્તે સાગુ ચોખાની અથવા બીજી કાંજી અને દુધ જેવા પાતળા ખોરાક ઉપર બને તેમ આજારીને રાખવો. અને કંઈ પણ નકર ખોરાક આજારીને આપવો નહી.

જો ઉલટી બહુ થાય અને ખોરાક ટકે નહી તો બે ભાગ દુધ અને એક ભાગ ચુનાનું પાણી ભેળીને થોડું થોડું પાવું, અને બે ચાર દહાડા સુધી એજ પરમાણે પાયા કરવું. પીપડી ઉપર દરદ થતું હોય ત્યાં અળસીની પોલટીસ દહાડામાં ત્રણવાર બાંધવી. અથવા રાઈની પટી મારવી જો દરદ ઘણું હોયતો ટરપેનટાઈનિ ચોપડી ફલાનલનો સેક કરવો. સારૂ થવા પછી સાકર, બીર, વાઇન અને કોઇ પણ ગરમ વસ્તુ ઘણા દાહડા સુધી આપવી નહી. આ રોગમાં હોજરીના જુના દરદનો સઘળો ઉપાય કરવો.

દરદ નરમ પડ્યા પછી નબળાઈ રેહે તે દુર કરવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકરં ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

| | |
|---|---|
| ફેરીએટ કવીનાઇન સાઇટરસ... | ગરેન ૧૫ |
| કોલમની ચા. .. ... | આંઉસ ૩ |

---

# ગુરદાનો તીક્ષણ સોજો.

નીશાંની—કમરમાં ઘણું કરીને એક તરફ અકરસાટ અને ભાર લાગે, પછી એ જગોમાં જોરમાં દુખાવો થાય. અને કમરને જોરથી દાબવાથી અથવા બેશીને વાંકુ વળવાથી અથવા ખાંસી કીધાથી અથવા જોરમાં સ્વાસ લીધાથી કમરનું દરદ વધારે થાય છે. એ દરદને લીધે આજારીથી વાંકુ વળાય નહી. અને આજારી દરદથી બેચેન રેહે. આ સાથે ઉલટી બહુ થાય. અને તાઢ ચડીને તાવ આવે. જે તરફ દરદ હોય તે તરફનો પગ

અને જાંગ પણ ભારે લાગે,તે જાણે જુઠો પડી ગયો હોય,એમ લાગે અને તેમાં દુખાવો પણ થાય અને એજ તરફની ગોળીમાં પણ દુખાવો અને ખેંચાવો થાય,પેસાબ કરવાની હાજત ઘડીઘડી થાય તોપણ પેસાબ બહુ થોડો અને ઘણો લાલ આવે. તાવને લીધે આજારીનું શરીર ગરમ લાગે. નાડી ઉતાવળી ચાલે.માથુ દુખે, જીભ ઉપર બહુ સફેત થર રહે.પાણીની તરશ લાગે. ઝાડો કબજ રહે અને આજારીનો ચેરો દુખ ભરેલો તથા આતુર દીસે.

**સબબ**—પડી જવાથી અથવા કેડ ઉપર કંઈ પણ પરકારનો માર પડવાથી અથવા ઘોડા ઉપર અથવા ગાડીમાં બેશી લાંબી મુસાફરી કરવાથી કેડમાં આંચકો લાગે તો તેથી અથવા ગુરદાની રેતીના રોગમાં અથવા સરદ હવાથી અથવા હલકો ખોરાક ખાઈ બહુ દારૂ પીવાનો માવરો રાખવાથી આ રોગ પેદા થાય છે, રસ કપુર અથવા ટરપેનટાઈન અથવા કોઈ પણ પેસાબ લાવનારી ચીજ બેઅંદાજે વાપરવાથી આ રોગ થાય છે.

**ઉપાય**—આ રોગની શરૂઆતમાં જો આજારી નબળો ન હોય અને નાડી મોટી અને ભરેલી હોય તો કેડ ઉપર દરદની જગાએ કપીંગ ગલાસ મુકી થોડું લોહી કાઢવું અથવા ૧ થી ૧॥ ડજન જળો મેલાવવી અને પછી ફલાનલનો સેક કરવો. ત્યાર પછી જો દરદ ઘણું હોય તો કેડ સુધી ગરમ પાણીના વાસણમાં આજારીને ૦। થી ૦॥ કલાક સુધી બેસાડવો. ઝાડો લાવવા સારૂ બે મોટા ચમચા ભરી એરંડીયું તેલ ગરમ પાણીમાં અથવા ચામાં મેળવી પાવું. અથવા કમપાઉન્ડ જાલપ પાઉડર ગરેન ચાલીસને ગરમ પાણીમાં નાંખી પાવું. અથવા સુનામખીની ચા બે આઉંસ લઈ તેમાં સીરએસત તોલો ૦॥ અથવા ગરમાળાનો ગર તોલો ૧ નાંખી મેળવી ગાળીને સઘળુ પાવું. આજારીને સુવાડી રાખવો. હવાની સરદી પ્રમાણે ગરમ લુગડાં ઓઢાડી રાખવાં, ખોરાકમાં એક બે દહાડા સુધી કાંજી પાવી. આ રોગમાં અળસીની ચા દહાડામાં બેવાર પાણીને બદલે થોડી થોડી આપવી.

ઉપલા ઉપાય કરવા પછી બીજે દહાડે તાવ તથા દુખાવો નરમ પાડવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

લાઇકર આમોનીઆ એસીટેટીસ ... આંઊસ ૧
ટીંચરઓપી. ... .. ટીપાં ૧૫ (પંદર)
વીનમએનટીમોનીઅલ ... ...ટીપાં ૩૦
કપુરનું પાણી ... ...આંઊંસ ૨

ઉલટી ઘણી થતી હોય તો ઉપલી દવામાંથી વીનમએન્ટીમોનીઅલ નામની દવા કાઢી નાંખીને બીજુ સઘળુ પાવું. અને ઓકારી બેસાડવા સારૂ બરફના નાના કડકા મોઢામાં રાખવા આપવા.

ઉપલી દવાથી દુખાવો નરમ ન પડે તો ડોવરસ પાઉડર ગરેન ૧૫ માંથી ત્રણ પડીકાં બનાવી દહાડામાં ત્રણ વાર થંડા પાણી સાથે ફકાડવાં. આ રોગમાં પેસાબ થોડો અને બહુ લાલ આવે છે. તેથી પેસાબ વધારે લાવવાની મતલબથી સુરોખાર અને એવી બીજી પેસાબ લાવનારી ચીજો આપવી નહી કેમકે તેથી ગુરદા ઉપર લોહીનો જોસ વધારે થાયછે.

## ગુરદાનું જુનુ દરદ.

**નીશાની—**કેડમાં ભાર બોજ લાગે અને ધીમુ દુખ્યા કરે, પીસાબ ઘણો થોડો અને લાલ રંગનો આવે, પીસાબ કરવાની હાજત ઘણી વખત થાય, આજારી લેવાતો જાય અને દર સાંજે ઝીણો તાવ આવે. પીસાબ જરા ગદલો અને હળદીઆ કાગળથી તપાસવાથી તેમાં ખારનો ભાગ વધારે જણાય. એ બીમારી લાંબા દહાડા જારી રહેવાથી વખતે ગુરદાનો સોજો પાક ઉપર ચઢેછે ત્યારે પેસાબ સાથે લોહી અને પરૂ પડેછે.

**ઉપાય—**આ રોગ નરમ પાડવા સારૂ દરરોજ કેડ ઉપર કપીંગ અથવા વેહેતુર મુકવાં. ઝાડો કબજ હોય તો એરંડીઆનો જુલાબ આપવો. પછી તાવ તથા દુખાવો નરમ પાડવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

લાઇકર આમોનીઆ એસીટેટીસ ... આંઉસ ૧
ટીંચરઓપી ... ... ... ટીપાં ૧૫ (પંદર)
વીનમએન્ટીમોનીઅલ ... .. ટીપાં ૩૦
કપુરનું પાણી ... ... ... આંઉસ ૨

ઉપલી દવાથી દરદ નરમ ન પડે અને જ્યારે ગુરદામાં પરૂ થાય અને તે પેસાબ સાથે પડે ત્યારે બુકુની ચા આંઉસ છો લેઈ તેમાંથી ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણવાર પાવું.

**અથવા**—જુના દરદમાં અથવા ગુરદામાં પરૂ થાય ત્યારે અળસી તથા તુખમે અતમી તથા મેથી, દરેક તોલો ૦ાા લેઈ સઘળાંને ખોખરૂં કરી તે ઉપર ખખળતું પાણી ત્રણ વાઈને ગલાસ રેડી તેની ચા તઈયાર કરવી અને તેમાંથી ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણવાર આપવી.

---

# પેશાબ નંહી પેદા થવાનો રોગ.

**નીશાની**—માવરો કરતાં લાંબો વખત સુધી પેશાબ બનતો નથી તેથી આવતો નથી ત્યારે આજારીને બેચેની અને ઉતપાત થાય છે પછી ઉછાળો અને ઉલટી આવે. પીઠ તથા કમરમાં ભારબોજ લાગે તથા તે જગામાં દરદ થાય, માથુ બહુ દુખ્યા કરે, આંખ લાલ થાય અને વખતે આખો ચેરો પણ રાતો થાય, અંગ ગરમ થાય અને નાડી ઉતાવળી ચાલે અથવા તાવ આવે. જો એક બે દાડા પેસાબ ન બનેતો આજારીને કેફની માફક જણાય તે સુસત પડી રહે અને કાંઇ તેને કહીએ તો તેનો બરાબર જવાબ નહી, પછી બેહોસ થાય, ત્યાર પછી વખતે હાથ પગ ખેચાય તને તણાય, પછી બે હોસીમાંથી તે પાછો હોંશીઆર થાય, કેટલીક વેળા પેસાબની વસતુઓ પરસેવાને રસતે નીકળે છે ત્યારે એ રોગીનો પરસેવો મુત્રના જેવો ગંધાય છે. આ રોગમાં પેશાબ ગુરદામાં બનતો નથી તેથી પેડુ પોચુ રહે છે. અને પેશાબ થતો હોય અને અટકી ગયો હોય તો પેઢુ કઠણ લાગે છે. વાસતે ધ્યાંનમાં રાખવું જોઇએ, કોઇ વેળા ઉપલી નાશાંનીઓ ધીમે ધીમે જણાય છે. પણ કોઇ વેળા થોડા વખતમાં આજારીએ જાણે અફીણ ખાધુ હોય તેમ કેફ ચઢી બે હોસ થાય.

**સબબ**—આ રોગ ઘણું કરી બીજા રોગમાં પાછળથી થાય છે. સીતળાને બળતા ચેપી તાવમાં, જલદ જારી તાવમાં, ગુરદાના તીક્ષણ સોજામાં, કોલેરાના રોગમાં, કમરમાં કાંઈ વાગવાથી, ગાઉટમાં અને બીજા કેટલાએક રોગમાં સરદી તથા ભીનાસની માઠી અસરથી પેશાબ ગુરદામાં બનતો નથી પણ કોઈ વેળા ઘરડા માણસને તેમજ કોઈ વેળા શરીરમાં માતેલા માણસને દેખીતા રોગ વીના પીશાબ આવતો નથી.

અને તેનો તપાસ કરવાથી માલમ થાયછે કે પેશાબ બનતોજ નથી. પેશાબને રસ્તે લોહીમાંથી કેટલીએક ખરાબ વસ્તુઓ જુદી પડે છે. તેથી જ્યારે ઉપલા કોઈ કારણથી પેશાબ પેદા થતો નથી ત્યારે લોહીમાં એ ખરાબ વસતુઓ રહી જાય છે. અને એવું ખરાબ લોહી શરીરમાં ફરવાથી ઝેરના જેવી અસર થાયછે.

ઉપાય—આ રોગ બીજા રોગોમાં થાયતો અસલ રોગનો ઉપાય કરવાથી પેશાબ ગુરદામાં બની છુટે છે. કોઇ પણ રોગમાં પેશાબ ન બને અને તેથી ન આવે તો કેડ ઉપર રાઇની પટી મારવી અથવા ગરમ પાણીમાં આજારીને બેસાડવો અને તથા ફાયદો ન જણાય તો કમર ઉપર બલીસ્ટર મારવું. જો આકારા ન હોય તો ૩ થી ૪ ગરેન કેલોમલને સાકરના સીરામાં મેળવી ચટાડવું, અને એથી ચાર કલાકમાં ઝાડો સારી પેઠે ન આવે તો એપસમસાલ્ટ દરામ ૩ થી ૪ લેઈ તેને બે આંઉસ સુનામખીની ચામાં મેળવી સઘળુ પાવું. જો આજારીને ઉલટી બહુ થતી હોય અને દવા ન ટકી શકતી હોય તો એરંડીયાની પીચકારી ગુદામાં મારવી. એ ઉપાય શીવાય જે અસલ રોગ થયો હોય તેનો ઉપાય કરવો. પણ કંઈ પણ દેખીતા રોગ શીવાય ઉમરે પોંચેલા અને માતેલા માણસને પેશાબ ન આવે અને પેડુમાં પેશાબ હોય એમ પણ ન જણાય તો તેને પણ શરૂઆતમાં ઉપર આપેલા ઊપાયો કરવા. તથા કમર ઉપર ટરપેનટાઈન લીનામેન્ટ અથવા લીનામેન્ટ કેમફર, ચોપડી ફલાનલનો સેક કરવો અથવા કમર ઉપર વેહેતુર મુકવાં. જો આજારી જોરાવર હોય અને તેની નાડી ભરેલી હોય તો કમર ઉપર કપીંગ ગલાસ મુકી થોડુ લોહી કાઢવું અને પછી ઉપર કહેલી જુલાબની દવાઓ આપવી. પણ એ ઉપાયથી પેશાબ ન થાય તો નીચે લખેલી દવામાંથી એક વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે પાવું. એ દવાથી પેશાબમાં આગ બળે તો તે દવા બંધ કરવી.

| | | |
|---|---|---|
| ટીંચરઆવ કેંથારીડીસ | ... | ટીપાં ૩૦ |
| સ્પીરીટ આવ નાઇટરીક ઈથર | | દરામ ૨॥ |
| સીરપ આવ જીંજર | ... | દરામ ૨॥ |
| કેમફર વોટર | ... | આંઉસ ૫॥ |



૨૬૪

ઉપલી દવાથી કાંઈ ફાયદો ન જણાય તો નીચે લખેલી દવાઓને સારી પેઠે મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| ઓઇલઆવ ટરપેનટાઈન | ... | ટીપાં ૪૫ |
| સ્પીરીટઆવ નાઇટરીક ઈથર... | | દરામ ૨ |
| પોટાસા નાઈટરસ | ... | ગરેન ૨૦ |
| ઓઇલિઆવ કાજુપુટી | .. | ટીપાં ૬ |
| પાંણી | ... | આંઉસ ૩ |

ઉપલી દવાઓથી પણ પેશાબ ન આવે અને આજારીને બેહોસી આવવા માંડે તો પરસેવો લાવવાની દવા આપીને પરસેવાને રસતે પીશાબની અવગુણી ચીજો કાઢવી, જેથી તેનું ઝેર ચડશે નહી. વાસતે નીચે લખેલી દવાનાં ત્રણ પડીકાં કરી એક પડીકું દર ત્રણ અથવા ચાર કલાકે ફકાડવું.

| | | |
|---|---|---|
| ડોવરસ પાઉડર | ... | ગરેન ૧૫ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૩૦ |

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

દાડમના દાણાનો રસ રૂ. ૫ ભાર, તેમાં જવખાર વાલ એક, સુરોખાર વાલ એક નાખી દરરોજ પાવો.

---

## પેસાબ ટપકવાનો રોગ.

**નીશાની**—પેસાબ એ અખતીઆર ટીપુ ટીપુ આખો દાડો આવા કરે, તેથી લગડાં બગડે અને તેનો વાસ ખરાબ લાગે. જાંગના કાતરા અને પીસાબની જગો લાલ થાય અને તેના ઉપર અળાઈ જેવી લાલ ફણગીઓ થાય તેમાં કીડ બહુ લાગે. વખતે એ ઠેકાણે ચાંદાં પડી આવે. અને કીડ તથા ચાંદાના દરદથી આજારી હેરાંન થાય.

**સબબ**—આ રોગનો સબબ સમજવા પેલાં. આ વાત ધ્યાંનમા રાખવી જોઇએ કે પીસાબનો ફુકો માંસની કોથળીનો બનેલોછે અને તે સંકોચવાથી પીસાબ બાહાર નીકળેછે તેમજ ફુકાના મોઢા આગળ માંસના સાકા ગોળ ફરીવળીને એ મોઢાને બંધ કરેછે અને જ્યારે પેસાબ

બાહાર કાઢવાની હાજત થાયછે ત્યારેજ એ માંસના સાકા ઢીલા પડેછે. જેથી પીસાબ ફુકામાંથી બાહાર નીકળેછે. હવે જ્યારે ફુકામાં પથરી હોવાથી અથવા સફરામાં કરમ હોવાથી. થંડીની અણચાતી અસરથી. અથવા ધાસ્તીથી ફુકાની માંસની કોથળીમાં આંકડી આવેછે ત્યારે તેમાં થોડો પેસાબ હોયછે તોપણ આંકડીના જોરથી નીકળી પડેછે. વળી તેના મોઢા આગળના માંસના સાકામાં નબળાઈ થવાથી તેની શંકોચવાની શકતી ઓછી થાયછે અથવા મુદલ જતી રહેછે અને તે મુજબ થોડો વાર રહીને અથવા જલદી જલદી પેસાબ બે અબતીઆર ટપકા કરેછે. એ ભાગમાં ઘણા સબબોથીનબળાઈ થાયછે. જેમ કે બેઅંદાજે દારૂ પીધાથી. ઘણો સ્ત્રી સંભોગ કરવાથી. પેસાબની જગો ઉપર વાગવાથી. ગોળીની નીચેની ચાંમડીની સીવણ આગળની જગા પાકી જવાથી. હમેલના ભારથી ઉપર કહેલા માંસના સાકા નબળા થાયછે અને તેથી ફુકાનુ મોઢુ ખુલુ રહેછે.

ઉપાય—પેઢુમાં દુખાવો થાય અને પથરીની અથવા ફુકાના વરમની નીશાની જણાય તો પેઢુ ઉપર સેક કરવો. આજારીને ગરમ પાણીમાં બેસાડવો, કમર ઉપર વેહેતુર મુકવું અને ૧૫ ટીપાં ટીંચરઓપીઆ એક વાઇન ગલાસ પાણીમાં નાખી તે પાવું અને જરૂર જણાય તો એ પરમાણે દાડામાં બે વખત પાંવું.

જો પેઢુમાં દુખાવો તથા ઉપર કહેલા રોગની બીજી નીશાની ન જણાય તો તે ફુકાના મોઢા આગળના માંસના સાકાની નબળાઇથી થયું છે એમ ધારવાને કારણ મળેછે. માટે એ ભાગમાં જોર લાવવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ કેંથારીડીસ | .. | ટીંપાં ૩૦ |
| ટીંચરફેરી પરક્લોરીડ | ... | ટીંપાં ૪૫ |
| સીરપ આવ હેમીડેસમસ | ... | દરાંમ ૩ |
| પાણી | ... | આંઊંસ ૨॥ |

ઉપલી દવા બે ચાર દહાડા જારી રાખવાથી પીશાબમાં અગન બળે તો તરત બંધ કરવી અને એકલુ ટીંચરફેરી પરક્લોરીડ ટીપાં ૧૫ ને એક આંઉસ પાણીમાં નાખી સવારમાં પાવું અને એ પરમાણે સાંજેપણ

આપવું. પણ એ દવા થોડા દહાડા આપવાથી ફાયદો ન જણાય તો નીચે લખેલી દવાઓને સારી પઠે મેળવી તેમાંથી ૬ સરખી ગોળીઓ બનાવી એમાંની એક ગોળી દાડામાં બે વાર પાણી સાથે ગળાવવી. એ ગોળી થોડા દાડા જારી રાખીને એક બે દાડા બંધ કરવી અને તે દરમીયાન બીજી દવા આપવી. પછી પાછી જરૂર પડે તો એ જારી કરવી અને એ આપતી વેળા જો ગળામાં આગ બળે, પેટમાં દરદ થાય અથવા ઊછાળો થાય તો તે બંધ કરવી.

| | | |
|---|---|---|
| ઑકસીસલફસ | ... | ગરેન ૧૨ |
| એકસ્ટ્રાકટઆવ નકસવોમીકા | ... | ગરેન ૩ |
| એકસ્ટ્રાકટઆવ જેનશીયન | ... | ગરેન ૧૨ |

પેશાબમાં જો હળદીઓ કાગળ બોળવાથી તે ઘણો લાલ થઈ જતો હોય તો નીચે લખેલી દવામાંથી એકવાઇન ગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવી.

| | | |
|---|---|---|
| એસીડનાઇટરો મ્યુરીઆટીક ડીલુટ | ... | ટીપાં ૩૦ |
| ટીંચર આવ હઇયોશીયામસ | ... | ટીપાં ૪૫ |
| ડીકાકસન આવ પરેરા | ... | આંઉસ ૬ |

ઘડપણમાં વખતે આ રોગ કોઈ દવાથી સારો થતો નથી ત્યારે કોયલાના બારીક ભુકાની પોટલી કરી લંગોટ સાથે પીશાબની જગો આગળ બાંધી રાખવી. જેથી પેશાબ કોયલામાં ટપકા કરશે અને તેનો ખરાબ વાસ નહિ લાગે તથા ચાંમડીને લાગી ચાંદાં નહિ પડે. બાળકને ઊંઘમાં પેશાબ આવેછે તે વીશે બાળકના રોગમાં આવશે.



# ધ્રુજતો લકવો.

**નીશાની**—ઘણું કરી આ રોગ વગર ચેતવે એક હાથમાં અથવા ગરદનમાં પેહેલે સરૂ થાય,જેથી આજારીના હાથ અથવા તેની ગરદન હાલા કરે, વખતે થોડાજ ભાગમાં આ રોગ થઇને જનમ સુધી અટકી જાય, અને કોઇની ગરદન તો કોઈનો એક હાથ આખો દાહાડો ધ્રુજા કરે પણ તેના કાંમકાજમાં હરકત ન પડે પણ વખતે થોડી મુદત ગયા પછી આ

રોગ ધીમે ધીમે વધતો જાય અને હાથ તથા પગ સઘળા ધ્રુજા કરે, પગ ધ્રુજે તેથી સ્થીર ઉભુ ન રેહેવાય, તેમજ હાથ હાલવાથી કામમાં હરકત પડે અને વખતે એટલોતો ધ્રુજે કે તેનાથી ખાવાનુ પણ ન ખવાય, પછી ચાવવાની અને ગળવાની શકતી ઓછી થાય, મોઢામાંથી બે અખતીઆર થુંક નીકળા કરે, આજારીથી બરાબર બોલાય નહી, ઝાડો અને પેસાબ બે અખતીઆર આવા કરે, અને ઊંઘમાં પણ આજારીનું શરીર ધ્રુજા કરે.

**સબબ**—ઘડપણ અને નબળાઈમાં આ રોગ વધારે થાય છે, ઘણી થંડી અને ભીનાસની અસરથી, ઘણો સ્ત્રીસંભોગ કરવાથી, બે અંદાજે દારૂ પીવાથી, અને એ સીવાયે બીજા જે કારણોથી અરધાંગ પેદા થાય છે, તે આ રોગને ઉતપંન કરે છે.

**ઉપાય**—આજારીને સારી હવામાં રાખવો, જલદી જરપત થાય, એવા કુવતવાળો ખોરાક આપવો, અને શરીરમાં શકતી લાવવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી સવાર સાંજ પાવું.

| | | |
|---|---|---|
| સોલ્યુશંન આવ સ્ટ્રીકીનીઆ | ... | મીનીમ ૩૦ |
| કરીઆતાની ચા | ... | આંઉસ ૩ |

**અથવા**—નીચે લખેલી દવાઓની બાર ગોળીઓ બનાવી એકેક ગોળી દાહાડામાં બેવાર ગુળાવવી.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રાકટ આવ નકસવોમીકા | ... | ગરેન ૯ |
| ઝીંકસી સલફ્સ | ... | ગરેન ૧૨ |
| એકસ્ટ્રાકટ આવ જેનસીઅન | ... | ગરેન ૧૨ |

જો ઘણો સ્ત્રીસંભોગ રાખવાથી થયું હોય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| ટીંચરફેરી પરકલોરીડ | ... ... | ટીપાં ૪૦ |
| ટીંચર આવ કેંથારીડીસ | ... ... | ટીપાં ૧૫ |
| સલફેટ આવ કવીનાઇન | ... ... | ગરેન ૯ |
| પાણી | ... ... ... | આંઉસ ૩ |

ઉપલા ઉપાયો થોડી થોડી મુદત સુધી અજમાવવા, પીવાની દવા આપતીવેળા બરડાના કાંઠા ઉપર નીચે લખેલી જે દવા મળે તેમાંનો એક દરરોજ મસળી અને પછી ગરમ પાણીથી શરીરને સારી પેઠે ઝારવું.

લીનીમેન્ટ આવ ટરપેનટાઈન
અથવા લીનીમેન્ટ આવ કેમફર
અથવા લીનીમેન્ટ આવ કેમફર કો
અથવા કમપાઉનડ લીનીમેંટ આવ મસટર.

જો સંધીવા થવાથી આ રોગ થયો હોય તો જુના સંધીવામાં બતાવ્યા પરમાણે ઉપાયો કરવાં.

---

# ચેહેરાનું ફરી જવું.

**નીશાની**—ચેહેરાની એક બાજુ સ્થીર અને ખાલી લાગે, મોઢાનો એક ખુણો ખેંચાઈ જાય, આજારી હસે અથવા રૂવે. અથવા ઘુસો કરે તો ચેહેરાની એકજ બાજુ ઉપર તે માલુમ પડે. અને જુઠી પડી ગયેલી બાજુ જેમની તેમ રહે. જુઠી બાજુ તરફની આંખ બરાબર બંધ ન થાય. જેથી તેમાં કચરો વખતો વખત જઇને તેને રદ કરી નાંખે. આજારી પાસે ફુક મરાવીએ તો તે તરફનો ગાલ ફુલે નહી. જો કપાળને કરચળી વાળવાને કહીએ તો સાજી બાજુની કરચળી વળે અને જુઠી બાજુ સાફ રહે. ખોરાક ખાતી વેળા અથવા પાણી પીતાં થોડો એક ખોરાક જુઠી બાજુ તરફથી બાહાર નીકળી પડે.

**સબબ**—ઉપલી નીશાની અરધાંગમાં પણ થાયછે, એટલે શરીરનો અરધો ભાગ જુઠો થાયછે. તેની સાથે ચેહેરાનો અડધો ભાગ પણ જુઠો પડેછે પણ જ્યારે ફકત ચેહેરાની એક બાજુનો લકવો થાયછે ત્યારે અરધાંગ જેટલો એ બીમારીમાં ઘણું કરી જોખમ હોતો નથી. અકસર કરી આ બીમારી ભેજાના કોઈ ભાગમાં રોગ થવાથી ઉતપન થતી નથી. પણ જે ગ્નાન અને ગતી તંતુથી ચેહેરાના ગોસને લાગવાની તથા હાલવાની શકતી છે તે નસોને કંઈ નુકશાન થવાથી એ બીમારી ઉઠેછે. જેવું કે કાનની આગળ વાગવાથી અથવા જખમ થવાથી, ચેહેરાની નસને નુકશાન પોંચે તો તેથી અથવા કાનમાં વરમ અને દરદ થાય તો તેથી અથવા સહેલા દાંતના દરદથી અથવા વખતે ગરદનમાં ગાંઠ થઇને તે આ નસો પર દબાણ કરે, તો તેથી અથવા ચેહેરાની બાજુને ઘણો વખત થંડો પવન લાગવાથી આ બીમારી ઉતપંન થાયછે.

**ઉપાય**—આ રોગ થવાનું કારણ સોધી કાઢી તે પરમાણે ઉપાય કરવો. જો વાગવા પછી અથવા થંડા લાગવા પછી થોડા તાવ સાથે આ રોગ શરૂ થાય અને ચેહેરાના કોઈ ભાગમાં દુખાવો અને દરદ હોય તો રોગીની બાજુ તરફના કાનની પાછળ ૦ાા થી ૧ ડજન જળો મેલવી અને ઉપર પોલટીસનો સેક કરવો તથા ઝાડો સાફ લાવવા નીચે લખેલો સબ્રજો જુલાબ પાવો.

| | | |
|---|---|---|
| એપસમ સાલ્ટ | ... | દરામ ૪ |
| સીરએસત... | ... | દરામ ૨ |
| સુનામખીની આ | ... | આંઉસ ૧ાા |

આજારીને કાંજી જેવા હલકા ખોરાક ઉપર રાખવો. બીજે દાહાડે પલમરસ પીલ ગરેન ૧૦ માંથી ગોળી બે બનાવી ૧ સવાર સાંજ ગળાવવી. એ બેચાર દાહાડા સુધી એ ગોળી જારી રાખવી. અથવા કાન પાકી તેમાંથી પરૂ નીકળતું હોય અને કાનમાં દરદ થાય તો કાનની પાછળ બલીસ્ટર મુકવું, અને કાનના દરદનો ઉપાય કરવો.

પણ કાંઈ દુખાવો અથવા સોજાની નીશાની વીના આ રોગ થાય તો જળો મેલાવવી નહી. પણ ફરી ગએલા ભાગ ઉપર ફલાનલનો સેક કરવો અને ઝાડો સાફ લાવવા સારૂ ઉપર કહેલો જુલાબ આપવો અને ત્યારપછી નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૧૨ |
| લાઇકર પોટાસી | ... | દરામ ૨ |
| કમપાઉનડ ડીકાકસન આવ સારસાપરીલા. | | આંઉસ ૬ |



# ફીલપાએ—પગ જાડા થવાનો રોગ.

**નીશાની**—આ રોગ ઘણું કરી તાવ સાથે શરૂ થાયછે જેથી આજારીનું અંગ ગરમ થાય છે. ઉછાળો તથા ઉલટી આવે. માથામાં દરદ થાય. અને તે સાથે જાંગના કાતરામાં વેર તણાય અને જાંગના કાતરાથી તે છેક ગુંઠણ સુધી જાંગની અંદરની બાજુ પર જાડી શકત દોરડી

જેવી નસ તણાઈ આવે, જે લાલ હોય અને હાથ લગાડવાથી વધારે દુખે, થોડા વખતમાં આખો પગ સુજી આવે અને દરદને લીધે જરાપણ હીલવાય નહિ. બે ત્રણ દાડા પછી પાછુ તાવનું તથા પગનું દરદ ઓછુ થાય. પણ પગનો સોજો થોડો રહી જાય. વળી થોડી મુદત પછી પાછુ જોર થઈ આવે અને એ પરમાણે થયા કરવાથી છેવટ પગ બહુ ભારે અને જાડા થઈ જાય. પણ સઘળી વખત જોરમાં તાવ તથા ભારે દુખાવો હોતો નથી. વખતે જાંગના કાતરા આગળ જરા વેર તણાઈને સેજ દુખાવા સાથે પગ સુજી આવેછે.

ઉપાય—જો જોરમાં વેર તણાઈ આવે. જાંગના કાતરા આગળ ઘણું દરદ થાય, આજારી નબળો હોય અને દરદ થવાને એક બેથી વધારે દાડા ન થયા હોય તો જાંગના કાતરા આગળ વેર તણાઈ હોય તે ઉપર ફરતી ૧ થી ૧॥ ડજન જળો મેલવી. પણ જો દરદ ઘણું જોરમાં નહોય અથવા આજારીનું શરીર નબળુ હોય તો જળો મેલાવવી નહિ. અથવા જો પગ ઘણા લાલ થયા હોય અને તેમાં આગ અગન ઘણી બળે તથા દુખાવો બહુ થાય તો તે ઉપર નીચે લખેલા લોશનમાં લુગડુ બોળી તે ઉપર ભીનુંનેભીનુ મુકા કરવું.

| | | |
|---|---|---|
| ગોલારડવોટર | ... | દરામ ૨ |
| ટીંચરઓપી | ... | દરામ ૨ |
| પાણી ... | ... | આંઉસ ૧૦ |

અથવા—પીચોરીનાં પાંતરાંના રેસમાં સુખડ તથા રતાંજળીને સારી પઠે ઘસીને તેના જરા જાડા પાણીમાં લુગડુ બોળી સુજેલા ભાગ ઉપર મેલા કરવું.

જો આજારીનો ઝાડો કબજ હોય તો એપસંમસાલ્ટનો જુલાબ અથવા કમપાઉન્ડ રૂબારેબ પાઉડરનો જુલાબ આપવો. અને ત્યાર પછી તાવ હોય તેને નરમ પાડવા નીચે લખેલી દવામાંથી એકેક ગલાસ દર ત્રણ કલાકે દહાડામાં ચાર વાર પાવું. એ દવા આપતી વેળા જો ઝાડો કબજ રહે અને જીભ ઉપર સફેત થર જણાય તો એના દર ખોરાકમાં ૧ થી ૧॥ દરામ એપસંમસાલટ નાખીને પાવું અને ઝાડો ખુલાસેથી આવે એટલે એપસંમસાલટ બંધ કરવું.

| | | |
|---|---|---|
| બાઇકારબોનેટઆવ પોટાસ | ... | ગરેન ૪૫ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| સ્પીરીટઆવ નાઇટરીકઇથર | ... | દરામ ૨ |
| મીયુસીલેજ આવ ગમઅકેસીયા... | | આંઉસ ૧ |
| પાણી | ... ... | આંઉસ ૩ |

આજારીને સુવાડી રાખવો. તેને કાંજી જેવો હલકો ખોરાક આપવો અને સુજેલા પગ નીચે તકીયો મેલી તેને ઉંચો રાખવો. એ ઉપાયથી બે ત્રણ દાડામાં તફાવત પડશે.

કદાપી પગનો સોજો તથા દુખાવો ઘણો જોરમાં ન હોય અને પગ જરા લાલ થયો હોય તો વેર તણાએલી હોય તે જગો ઉપર ફલાનલનો અથવા ખસખસના પોસનો સેક દહાડામાં બે ત્રણ વાર કરવો.

દુખાવો નરમ પડવા પછી પગ સુજેલા રહે, તે ઉપર પગનાં આં-ગળાંથી તે છેક જાંગના કાતરા સુધી ગરમ ફલાનલની બાંડેજ બાંધી રાખવી અને તેના ઉપર થંડુ પાણી રેડી ભીનેલુજ રાખવું અથવા નીચે લ-ખેલા પાણીમાંથી ભીનેલુ રાખવું.

| | | |
|---|---|---|
| ગોલાર્ડ વોટર | .. | દરામ ૨ |
| ટીંચરઓપી | ... | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૧૦ |

અને આજારીને હાલચાલ કરવા દેવી નહી. તથા નીચે લખેલી દવામાંથી એક લીકરગલાસ ભરી દાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૧૨ |
| લાઇકર પોટાસા | ... | ટીપાં ૪૫ |
| ટીંચરઆવ હઇઓસીઆમસ .. | | દરામ ૧ |
| બારકનો ઉકાળો | ... | આંઉસ ૩ |

પાટો જાથુક બાંધી રાખવાથી થોડા દાડામાં પગ પાછો અસલ જેવો થશે પણ જો પહેલાંથી તજવીજ નહી રાખી તો સોજો પથરાઈ જશે અને પછી તે જવો મુશ્કેલ થશે.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો.

મહુડાનાંબીજ, ઉપલેટ, ધતુરાનાંબીજ, સુંઠ, ચણોઠીયું, એ સરવ બરોબર લેઈ દુધમાં ખદખદાવી તેનો લેપ દરરોજ કરવો—

# બેસુધી-બેહોશી.

**નીશાની**—પેહેલાં આજારીને સુસ્તી લાગે. અને બે ચેની થાય, પેટમાં ચુંથારો થાય. આંખે અંધારાં આવે. ચેરો ફીકો મારે. હોઠ ધ્રુજે અને હાથપગ થંડા થાય એ વેળા આજારીની નાડી તપાસી હોય તો તે ઘણી નાની લાગે. આવી હાલત થોડો વખત ચાલવા પછી તદન બેહોશ થવાને બદલે આજારી પાછો તંદુરસ્ત હાલતમાં આવે. અથવા વખતે તે તદન બેહોશ થઇ જાય અને તેની નાડી છેક બેસી જાય અને વખતે તે માલુમ પણ ન પડે. અંગ ઘણું થંડું થાય. પરસેવો પડે. દમ ગભરાએલો ચાલે અને છાતી ધડક્યા કરે. બેહોશી વખતે એક બે મીનીટ રેહે અને વખતે કેટલીક મીનીટ જવા વીના તેમાંથી હુશીઆર થાય નહી, જેમ હુશીઆરી આવતી જાય તેમ નાડી પાછી ધીમે ધીમે દોડવા માંડે. થંડુ થએલું અંગ પાછું અસલ માફક થવા માંડે તથા ફીકો પડેલો ચેરો પાછો અસલના રંગનો થાય. વખતે છાતી બંધાઈ જાય અને આજારી અંદરથી થોડો હુશીઆર હોય તોપણ તેનાથી બોલાઇ શકાય નહી પણ સઘળી વેળા બેહોસી થવા પહેલાં ઉપર કહેલી ચેતવણીની નીશાનીઓ જણાય નહી. પણ ધાસ્તી વીગેરે અણચીતા બનાવથી કંઇ ઈશારો મળ્યા વગર એકદમ માણસ બેહોસ થાયછે.

**સબબ**—પોચા મીજાજવાળાને આ રોગ જલદીથી થાયછે. બીક, ધાસ્તી, દીલગીરી, બીહામણાં સપનાં અને દેખાવો, કમકમાટ ભરેલા દુખના અને લડાઇના હેવાલો, ઘણી ખરાબ બો અથવા વાસ આ રોગને પેદા કરનારાં મુખ્ય કારણોછે. તેમજ પેટ ઉપર કાંઇ વાગવાથી, ગોળ ચકરના આકારમાં દોડવાથી, ચુંકાના અને બીજા તીક્ષણ દરદથી, અણચીતવી બેહદ ખુશીથી, ઘણો ભુખમરો અથવા અપવાસથી અથવા કાંઇ પણ બંધાણની ચીજ એકદમ થોડી દીધાથી, હરકોઇ રસ્તે ઘણું લોહી જવાથી, ઘણો ઝાડો થવાથી, એપોપલાકસી અથવા માથે લોહી ચડવાના રોગમાં પણ માણસ બેહોશ થઇ જમીન ઉપર પડી જાયછે. પણ તેમાં ઘણુંકરી ચેરો લાલ, દમ અથવા સ્વાસ ઘરટલાની માફક, અંગ ગરમ અને નાડી મોટી અને જોરાવર હોયછે. પણ આ બેસુધીના રોગમાં તો અંગ થંડુ, ચેરો ફીકો,

નાડી ઘણી નાની અથવા તદન બેસી ગએલી અને ધીમો સ્વાસ ચાલેછે. ફેફરામાં બેભાની સાથે મોઢા ઉપર ફીણ આવેછે તેથી અને એ રોગમાં લખેલી બીજી નીશાનીઓથી તે પરખાઈ આવેછે.

ઉપાય—બેહોસી થવાનાં ચીનો જણાય અથવા બેહોસી થઈ હોય તો તરત આજારીને સુવાડી દેવા અને જ્યાં સુધી હોસમાં આવે ત્યાં સુધી ઉઠાડવા નહી, તેના માથા નીચે તકીયો હોય તે કાઢી લેવા અને માથાને નીચુ રાખવું, આજારીના ઓરડાની બારીઓ ઉઘાડી નાખવી. અને મોઢા ઉપર થંડા પાણીના ફટકા સારી પેઠે મારવા અને કોલનવોટર અથવા લવંડરવોટરમાં લુગડુ પૈલાળી તે સુંઘાડવું. એ પરમાણે ઉપાય કરવાથી ઘણુંકરી આજારી જલદીથી હોસમાં આવેછે. પણ તેથી ન થાય તો કંપાઉન્ડ ટીંચર આવ લવંડર,તે અથવા સ્પીરીટઆમોનીઆ એરોમેટીક અથવા સ્પીરીટઆવ હારટસહારન અથવા આમોનીઆ કારબોનસ અથવા લાઇકર આમોનીઆ ફોરટીઅર સુંઘાડવું. એ દવાઓ નાકને ન લાગે તેની સંભાળ રાખવી, કેમકે તેથી નાકમાં સોજો થાયછે. જો અંગ થંડુ હોય તો હાથ પગ ઉપર જરા કોલનવોટર અથવા બરાંડી લગાડી થોડો વાર ચોળા કરવું અથવા ગરમ ઈંટનો અથવા બાટલીનો શેક કરવો. અને આજારીને હોસમાં લાવવા સારૂ તેના બંને ટેટા ઉપર રાઈનાં પલાસતર મારવાં અને તે ૦। થી ૦॥ કલાક સુધી રેહેવા દેવાં. આ ઉપાયથી આજારી જરા હુશીઆર થાય અને તેનાથી ગળાઈ શકાય એવું જણાય કે તરત સ્પીરીટઆમોનીઆ એરોમેટીક ટીપાં ૩૦ લઈ બે મોટા ચમચા ભરી પાણીમાં નાખીને પાવું. અને જો નાડી બેસી ગઇ હોય અને અંગ થંડુ પડી ગયું હોય તો એ દવાનાં ૬૦ ટીપાં સુધી આપવાં અથવા કમપાઉન્ડ ટીંચર આવ લવંડરનાં ૬૦ ટીપાં અથવા એને બદલે ૧૦ થી ૧૫ ટીપાં સ્પીરીટ આવ હારટસહારનનાં લેઇ એક વાઇન ગલાસ પાણી મેળવી પાવાં.જો એ દવાઓ હાજર ન હોય તો ૧ ગરેન કપુરને ૧થી ૨ ચમચા બરાંડીમાં મેળવી તેમાં થોડું પાણી નાખીને પાવું.એકવાર દવા પાવા પછી આજારી હુશીઆર થાય પણ તેનો જીવ મુજા કરે અને નાડી નાની હોય તો ૦॥ થી ૧ કલાક રહી ફરીથી દવાનો બીજો ખોરાક આપવો.

કોઈ પણ દવા પાવા સારૂ આજારીને કદી પણ બેઠો કરવા નહી

પણ સુતાં સુતાં ચમચે ચમચે દવા પાવી. આજારી હુંશીઆર થયા પછી તેની નાડી ઘણી નાંની જણાય તો થોડી કાંજીમાં એક અથવા બે નાના ગલાસ ભરી પોર્ટ અથવા શેરીવાઇન નાંખીને પાવું.

જે કારણથી બેહોશી પેદા થઈ હોય તે કારણ સોધી કાઢી તે દુર કરવું. હુંશીઆર થયા પછી પાછી નમળાઈ જણાય અને ભુખ બરાબર લાગે નહી તો શરીરને કુવત આપવા થોડા દહાડા નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | |
|---|---|
| એસીડનાઇટરીક ડીલુટ ... | ટીંપાં ૪૫ |
| કંમપાઊંડ ટીંચર આવ સીનકોના. | દરામ ૧ |
| બારેકનો ઉકાળો ... ... | આંઉસ ૩ |

જો હાથ પગ થંડા રહેતા હોય, જીવ ધુજ્યા કરતો હોય અને નાડી નાંની હોય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | |
|---|---|
| આમોનીઆ કારબોનસ. ... | ગરેન ૨૦ |
| કમપાઉન્ડ ટીંચર આવ લવંડર.... | દરામ ૪ |
| બારેકનો ઉકાળો ... | આંઊસ ૨॥ |

જો આજારીનો ચેરો ફીકો લોહી વીનાનો દેખાય તો તેના શરીરમાં લોહી વધારવા સારૂ ટીંપાં ૪૫ ટીંચરફેરી પુરકલોરીડને ત્રણ આંઊંસ પાણીમાં નાંખી તેમાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણ વાર પાવું.

ઝાડો કબજ રહે તો હોય તો, નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં તરણવાર પાવું, જેથી ઝાડો સાફ આવશે.

| | |
|---|---|
| ડીકાકશન આવ એલોઝ. ... | આંઉસ ૧॥ |
| લાઇકર પોટાસી ... | દરામ ૧ |
| જેનસીયાનાની ચા.. . . | આંઊંસ ૧॥ |

**અથવા**—કમપાઉન્ડ રૂબારબ પાઉડર ગરેન ૩૦ ને એક આંઊંસ પેપરમીટ વોટરમાં નાંખીને પાવું. પણ સકત જુલાબો આપવા નહી. શકતી આવે ત્યાં સુધી કંઈ મેહેનત કરવા દેવી નહી.

---

# બાલનું ખરી જવું.

માથા ઉપરના અને બીજી જગોના બાલ ખરી જવા માંડે છે ત્યારે પેહેલાં થોડી જગા સુંવાળી વગર બાલની જણાય છે અને તેની આસ પાસ બાલ ઉગેલા હોય છે, પછી જેમ બાલ વધારે ખરતા જાય, તેમ સુંવાળી જગો વધે છે અને વખતે આખા માથા ઉપર તાલ પડે છે, આ રોગ ઘણું કરી બાલની જડમાં મરજ પેદા થવાથી અથવા વખતે ધાસ્તી વીગેરે મનના જુસાથી અથવા કોઠામાં બીગાડ થવાથી પેદા થાય છે અને માથાની ઊંદરી વીગેરે દરદોમાં પણ બાલ ખરી જાય છે.

ઉપાય—કોઈ દેખાઈતા રોગ વગર બાલ ખરવા માંડે તો દરરોજ સવારમાં થંડા પાણીથી માથાને ધોયા કરવું. રૂમાલથી હળવેથી લુછી નાંખવું. અને પછી થોડી મીનીટ સુધી બરસથી બાલને ઓળવા, માથા ઉપર કોપરેલ, સાલીડનું તેલ, મીઠી બદામનું તેલ, એઓમાંથી ગમે તે દરરોજ લગાડવું, અથવા એમાંની ગમે તે તેલના છ ગલાસમાં બે ગલાસ ઓઇલ ઓફ રોઝમેરી નાંખી તે હલાવી તેમાંથી દરરોજ તે લગાડવું. પથી ૧૦ મીનીટ સુધી અળગે હાથે અથવા બરસે તે પચાવવું.

અથવા તેને બદલે નીચે લખેલી બાલ વધારવાની દવા તઇઆર કરી તેમાંથી એક ચમચો ભરીં દરરોજ ચોપડવી.

| | | |
|---|---|---|
| સાલીડનુ તેલ અથવા ચોખુ ટોપરાનુ તેલ. | | આંઊસ ૮ |
| ટીંચર આવ કેંથારીડીસ | ... | આંઊસ ૧ |
| ઓઇલ આવ રોઝમેરી | ... | દરામ ૨ |
| ઓઇલ આવ લવંડર | ... | દરામ ૨ |

ઉપલુ તેલ ઘણા દાડા સુધી લગાડવાથી કંઈ ફાયદો ન થાય તો નીચે લખેલી દવાઓને સારી પેઠે મેળવી તેનુ પોમેટમ તઇઆર કરી તેમાંથી થોડુ દરરોજ લગાડા કરવું. અને હાથથી અથવા બરસથી થોડી મીનીટ સુધી પચાવવું.

| | | |
|---|---|---|
| બાલસમ આવ ટોલુ | ... | આંઊસ ૧ |
| ઓઇલ આવ રોઝમેરી | ... | ટીપાં ૮૦ |

| | | |
|---|---|---|
| ટીંચર આવ કેંથારીડીસ | ... | આંઉસ ૨ |
| વીલાયતી એરંડીયુ અથવા સાલીડનુ તેલ | .. | આંઉસ ૫ |
| સફેત મીણ અથવા ચરબી | ... | આંઉસ ૩ |

પેહેલાં ચરબી અથવા મીણને તથા તેલને એક નાના વાસણમાં ધીમી આંચે પીગળાવી અને પીગળા પછી તેને ખરલમાં નાખી બાલસંમ આવ ટોલુ તેમાં નાખી હલાવી એકરસ કરી પછી બીજી દવાઓ નાખી મેળવી એક કાચના વાટકામાં ભરી રાખી પછી તે કામમાં લેવું.

જો તાવ વીગેરે કાંઈ રોગ આગળ થઈ ગયાથી નબળાઈ થઈ હોયતો કુવત લાવનારી ટીંચરફેરી જેવી દવાઓ આપવી. બદહજમી હોય તો તેનો ઉપાય કરવો.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

કંકોડીનાં મુળ, રાફડાની ધુળ, એ બંનેને ગાયના દહીંમાં મીલાવી માથા ઉપર ભરી થોડી વાર રેહેવા દઈ પછી થંડા પાણીથી માથુ ધોઈ નાખવું.



# કંઠમાળા.

ઘાંટીના હાડકાની નજીક એક નાની ગાંઠ છે જે મોટી થાયછે. ત્યાં કંઠનાળ અને ગરદનના આગલા ભાંગ ઉપર માળા પેહેરાવી હોય તેમ એક મોટી ગાંઠ ફરી વળેલી લાગેછે જેને કંઠમાળા કહેછે. કંઠમાળા ઘણી વેળા નારંગીના જેટલી થઈને બંધ પડી જાયછે. પણ વખતે તે ધીમેથી વધ્યા કરેછે અને નાળીએર કરતાં પણ મોટી થાયછે. ઘણું કરી ગરદન ની બેહુ બાજુએ ગાંઠ જણાયછે, તેને દાબી જોવાથી તે નરમ લાગેછે. તેના ઉપરની ચામડી લાલ અથવા સુજેલી નથી હોતી, અને ઘણું કરી તેમાં દુખાવો તથા દરદ પણ થતું નથી. એ રોગ જો બંધ પડી જાય તો જીંદગીને ઝાઝુ જોખમ પોહોચતું નથી. પણ જ્યારે તે મોટી થાયછે ત્યારે દમનાળ તથા અનનાળ ઉપર દબાણ થવાથી સ્વાસ ચાલવામાં હરકત થાયછે. ખોરાક બરાબર ગળાતો નથી, અને જીવ જોખમમાં આવી પડેછે.

**સબબ**—આ રોગનું મુળ કારણ હજુ સુધી ખાતરીપુરવક જણાયું

નથી તોપણ એટલું તો સાબેત થયુંછે કે ભીનાસ અને ખરાબ હવાવાળી પાહાડની તથા નીચી ખાડાવાળી ખીણોના રેહેવાશીઓને તે વધારે થાય છે. અને એવી જગામાં રેહેનારાઓમાંના જેઓને સારો ખોરાક પુરતો મળતો નથી, અને ચુનાના પટવાળુ પાણી જેઓ પીએછે તેઓને ઘણે દરજ્જે આ રોગ થાયછે. વળી વારસા તરીકે માબાપ તરફથી પણ આ રોગ મળેછે.

**ઉપાય**—આજારીને સારી હવાવાળી જગોમાં રાખવો. દરરોજ દરીઆના પાણીથી તેનું શરીર ધોવું, અને સારો કુવતવાળો ખોરાક આપવો. આ રોગના ઉપર આઇઓડીનની બનાવટની દવાઓ જેટલો ફાયદો કરેછે તેટલો બીજી દવાઓથી થતો નથી. પણ એ દવાઓ ઘણી મુદત સુધી આપવી પડેછે. માટે થોડા દાહાડામાં કંટાળી જવું નહી. પેહેલાં આઇઓડાઇડ આવ પોટાસીઅમ ગરેન ૬ લેઇને તેને ૩ આંઉસ કરીઆતાની ચામાં મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું. એ દવા એક બે અઠવાડીયા સુધી આપવાથી કંઈ ફાયદો ન જણાય તો આઇઓડાઇડ આવ પોટાસીયમનું વજન ધીમે ધીમે વધારી દર ખોરાકમાં ગરેન પાંચ સુધી લેવું. એ દવા દીવસમાં આપતાં પેહેલાં નીચે લખેલી દવાઓને મેળવી તેમાંથી ચાર સરખી ગોળી બનાવી બબે ગોળી રાતે રાતે સુતી વેળા ગળાવવી. અને એથી ઝાડો વધારે આવે અથવા પેટમાં દુખાવો થાય તો તે તરત બંધ કરવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ આયરન | ... | ગરેન ૪ |
| કમપાઉન્ડ રૂબારબ પીલ | ... | ગરેન ૮ |
| એકસ્ટ્રાકટ આવ હઇઓસીયામસ. | | ગરેન ૨ |

ઉપલી દવાથી કંઈ ફાયદો ન થાય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| પોટાસા આઇઓડાઇડ | ... | ગરેન ૧૨ |
| બાઇકર પોટાસી | ... | દરામ ૨ |
| કંમપાઉન્ડ ડીકાકસન આવ સારેસાપરીલા | | આંઉસ ૬ |

**અથવા**—૨૦ ટીપાં ટીંચર આવ આઇઓડીનનાં લેઈ તેને ત્રણ

આંઉસ કરીઆતાની ચામાં મેળવી તેમાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું, અને થોડા દાહાડા આપવા પછી આખા દાહાડામાં એ દવાનાં ૩૦ થી ૪૦ ટીંપાં સુધી આપવાં, જો એ દવાથી ફાયદો ન થાય તો થોડા દાહાડા નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| સીરપ આવ આઇઓડાઇડ આવ આયરન | ... | ટીંપાં ૪૫ |
| ડીકાક્શન આવ સારસાપરીલા | .. ... | આંઉસ ૩ |

ઉપલી આઇઓડીનની દવાઓ લાંબી મુદત સુધી આપવાથી પેટમાં આગ બળે, હાથપગના સાંધા કળે, જીવ ઝુરી આવે, છાતી ધપક્યા કરે તો એ દવા થોડા દાહાડા બંધ કરવી.

જો આજારી નબળો હોય અને તેનો ચેરો ફીકો મારે તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| આઇઓડાઇડ આવ પોટાસીઅમ | ... | ગરેન ૬ |
| ફેરીએટકવીનાંઇન સીટરસ | ... | ગરેન ૧૫ |
| કરીઆતાની ચા | ... ... | આંઉસ ૩ |

**અથવા**—થોડા દાહાડા મોટો ચમચો ભરી બે વખત કાડલીવરઓઇલ દુધમાં નાખીને પાવું, અથવા તેને બદલે કાડલીવર ઓઇલ, વુઇથ આઇઓડાઇડ આવ આયરન ૧ થી ૨ ટીસ્પુન ફુલ દાહાડામાં બે વાર થોડા દુધમાં નાખી પાવું.

કંઠમાળા ઉપર દરરોજ આઇઓડાઇડ આવ પોટાસીઅમ ઓઇન્ટમેન્ટ લગાડવો. અથવા ટીંચર આવ આઇઓડાઇન પીંછાથી લગાડવું, અથવા આઇઓડીન ઓઇન્ટમેન્ટ તથા સફેત મલમ બંને સરખે ભાગે મેળવી તેમાંથી દરરોજ ચોપડવો, અથવા એને બદલે રેડ આઇઓડાઇડ આવ મરક્યુરી ઓઇન્ટમેન્ટ થોડા સફેત મલમમાં મેળવી લગાડવો, અથવા એ દવાઓ હાજર ન હોય તો વાદળાને બાળી તેની રાખ પાણીમાં મેળવી તે ચોપડવું, અને એ રાખની ભુકી દાહાડામાં બેવાર દરવેળા ગરેન ૧૦ થી ૧૫ સુધી ફકાડવી, જેથી આ રોગનુ જોર વખતે નરમ પડશે, લગાડવાની કોઈ પણ દવા એટલી બધી ન ચોપડવી કે તેથી ચામડી સુજી જાય અને દુખે.

કંઠમાળા ઉપર કદી જળો મેલવી નહી, અને તેના ઉપર ગરમ વસ્તુઓ લગાવી તેને પકવી કાઢવાની કદી તજવીજ કરવી નહી, તેમજ સખત જુલાબની દવાઓ પણ આપવી નહી, કેમકે તેથી ઉલટી નબળાઈ વધે, અને દરદ જોર પકડે છે, પણ જો ઝાડો કબજ રેહતો હોય તો કંમપાઉન્ડ રૂબાર્બ પાઉડર જેવા હલકા જુલાબ આપવા, કેટલીએક વેળા આ રોગ દવાથી જતો નથી, અને તેના દબાણથી સ્વાસ બંધ થઈ જવાની ધાસ્તી લાગે છે, ત્યારે તેને હુશીઆર ડાકટર આખીનેઆખી કાપી કાઢે છે.

ઉપલી દવાઓ ન મળી આવે તો સરસવ, સરગવાનાં બી, અળસી, જવ, મુળાનાં બી, એ સરવ બરાબર લેઈ ખાટી છાસમાં બારીક વાટી દરરોજ કંઠમાળા ઉપર લેપ કરવો, અથવા લીંબડાનાં પાન, ભીલામાં, એને કાળી બકરીના દુધમાં બારીક વાટી લેપ કરવો, અથવા રક્તચંદન, હરડેની છાલ, લાખ, વજ, કડુ, એ સરવ બરાબર લેઈ પાણીમાં વાટી તેમાં તેલ ધીમી આંચે પકવી તે તેલ ચોપડવું, જેથી તુરત આરામ થશે.

**અથવા**—કુતરાનાં હાડકાં, માણસનાં હાડકાં, બીલાડીનાં હાડકાં, વગડાઉ કાચબાની પીઠ, મણસીલ, ઓદાર, કંપીલો, રાળ, એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી એરંડીઆ તેલમાં મીલાવી તેનો લેપ કરવો.



## ગળસુના.

ગરદનની બંને બાજુએ અને કાંનની પાસે નાંની કઠણ ગાંઠો થાય છે, તેને ઉપલા નામથી ઓળખાયછે. એ ગાંઠ વખતે એક હોયછે અને વખતે કેટલી એક ગાંઠોની હાર હોયછે. કદમાં કોઈ બદાંમ જેવડી નાંની અને કાંઈ લીંબુ કરતાં પણ મોટી થાયછે. તેમાં ઘણું કરી દુખાવો થતો નથી અને તેના ઉપરની ચાંમડી અસલ જેવી પાતળી હોયછે. એક બે દાડામાં તેનુ જોર વધેછે. અને પાંચ સાત દાડા પછી પોતાની મેળે વખતે નરમ પડેછે. કેટલીએક વેળા ગરદનની બંને બાજુએ થાયછે. પણ વખતે ગરદનની એક બાજુએ થાયછે. અને તે સારી થવા પછી બીજી તરફ જણાયછે પણ કોઈ વેળા તે ઉપરની ચાંમડી લાલ થાયછે, સુજી આવેછે, ગરમ લાગેછે અને દુખેછે અને ગાંઠમાં પણ દરદ ઘણું થાય-

છે. ઘણી વેળા ગળસુનાની ગાંઠો પાકતી નથી પણ મહીનાઓ સુધી કઠણની કઠણ રહેછે પણ કોઈ વેળા તે પાકેછે, તેમાંથી પરૂ નીકળેછે અને તેમાં ચાંદાં તથા નાસુર પડેછે.

**સબબ**—ગળસુના ઘણું કરી બીગડેલા લોહીવાળાને થાયછે તેથી નબળાઇમાં તે ઘણી વખત દેખાવ દેછે અને નાજુક ખરાબ તંદુરસ્તી વાળાં બાળકને વારે વારે થાયછે. ચાંદીના રોગવાળા અથવા બીજા કારણથી નબળા થએલાં માબાપનાં બાળકને આ રોગ વારસા તરીકે મળેછે કેટલીક વેળા કાંનની આસપાસ કોહોવાટ થવાથી, તેના તરાંણથી ગળસુના થઈ આવેછે. સરદી અને ભીનાસથી આ રોગ જલદીથી થાયછે.

**ઉપાય**—આજારીને સેરવા દુધ જેવા ખોરાક ઉપર રાખવો. ખુલી હવામાં દરરોજ ચાલીને અંગને કસવું. સારી હવાવાળી જગોમાં આજારીને રાખવો. અને તેના અંગને રોજ ધોઈ સાફ રાખવું. ગરદન ઉપર ઘણી થંડી લાગવા દેવી નહી અને ગરદનની આસપાસ ફલાનલ અથવા ગરમ ગળપટો વીંટો રાખવો.

ગળસુનાની ગાંઠ એક બે અને નાંની હોયતો તેના ઉપર ફલાનલનો સેક કરવો અને જો તેમાં દુખાવો હોયતો સેકના પાણીમાં ખસખસનાં ડોડવાં નાખી તેનો સેક કરવો. જો એથી તફાવત ન પડે અને ગાંઠ મોટી થતી જાય તો તેને પીગળાવવા સારૂ તેના ઉપર ટીંચર આવ આઇઓડાઇન દરરોજ એકવાર થોડા દાડો પીંછાવતી લગાડા કરવું અથવા એને બદલે આઇઓડીઈન ઓઇન્ટમેન્ટ તથા સફેત મલમ સરખે ભાગે મેળવી તેમાંથી દરરોજ એકવાર ચોપડવો. અથવા ગળસુના ઉપરની ચાંમડી લાલ થઇ હોય અને તેમાં આગ બળે તથા દુખાવો થાય તો ઉપર લખેલી દવાઓ લગાડવી નહી. પણ ગુલાબજળમાં સુખડ ઘસી તે બે વાર ચોપડવું. સુખડ તથા રતાંજળીને પીચોરીના પાલાના રસમાં ઘસીને તે દાડામાં ત્રણ ચારવાર લગાડા કરવું. કદાપી ચાંમડી લાલ બહુ થઈ હોયતો અને તેમાં આગ ઘણી બળતી હોયતો નીચે લખેલી દવામાં લુગડું બોળી તે ઉપર મુકા કરવું. એ દવા ઝેરીછે વાસ્તે કોઇના પીવામાં ન આવે તેની સંભાળ રાખવી.

ગોલારડ વોટર ... દરામ ૨

| | | |
|---|---|---|
| ટીંચર ઓપી | .. | દરામ ૨ |
| પાણી | ... | આંઊંસ ૧૦ |

ઉપલી દવાથી ગરમી ઓછી થાય કે ઉપર આપેલા ઉપાયો કરવા. કેટલી એક વેળા ગાંઠ પાક ઉપર ચડેછે. વાસ્તે તેમાં ધટકા મારે અને તે પોચો થાય તો તે ઉપર પોલટીસ બાંધવી અને પાકે ત્યારે નસતરથી મારી પછી તેને રૂઝાવવા સારૂ સફેત મલમની પટી મારવી. જો પાકવા પછી ચાંદા અથવા નાસુર પડે તો તેનો ઉપાય કરવો.

પણ ઘણી વેળા ફકત લગાડવાની દવાથી આ રોગ નરમ પડતો નથી વાસ્તે પેટ કબજ હોયતો સખત જુલાબ આપવાને બદલે કમપાઉન્ડ રૂબારબ પાઉડરનો જુલાબ આપવો અને નબળાઇને દુર કરવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાડામાં ત્રણવાર પાવું.

| | | |
|---|---|---|
| આઇઓડાઇડ આવ પોટાસીઅમ | ... | ગરેન ૬ |
| ફેરીએટ કવીનાઇન સીટરસ | ... | ગરેન ૧૫ |
| કરીઆતાની ચા | ... | આંઊંસ ૩ |

અથવા કંઠમાળાની બાબતમાં લખવા પરમાણે દવાઓ આપવી.જ્યાં સુધી તંદુરસ્તી સુધરતી નથી અને નબળાઈ રહેછે. ત્યાં સુધી આ રોગ નરમ પડતો નથી વાસ્તે કુવત લાવનારી દવાઓ લાંબા દાડા જારી રાખવી.

---

# વેરની ગાંઠ-વેરનું તણાવું.

જેમ ગરદનની બાજુએ ગાઠ થાય છે, તેને ગળસુના કહે છે, તેમ જાંગના કાતરા આગળ અથવા હાથની બાજુ ઉપર ગાંઠ થઈ આવે છે. તેને વેર અથવા વેગને નામે ઓળખવામાં આવેછે. તે ઘણું કરી ચાલવાથી અથવા પગના કોઈ ભાગમાં ચાંદુ અથવા જખમ અથવા ગુમડું થવાથી જાંગના કાતરાની નીચે તથા જાંગની અંદરની બાજુ ઉપર વેરની ગાંઠ તણાઈ આવે છે અને કોઈ વેળા એ ગાંઠોની હાર લંબાય છે તે ઉપરની ચાંમડી થોડી ઘણી લાલ થાય છે. એજ માફક હાથના કોઈ ભાગમાં ગુમડું અથવા જખમ થવાથી હાથની બાજુની અંદરની તરફ વેર તણાઈ આવે છે. વખતે સરદીની અસરથી પણ આ રોગ થાય છે.

ઉપાય–જે ભાગની વેર તણાઈ હોય તે ભાગને જરા પણ હીલવવો નહી પણ સ્થીર રાખવો. જેમ કે જાંગના કાતરામાં વેર તણાય તો ચાલવું નહી. કોઈ જગો ઉપર ચાંદુ અથવા જખ્મ હોય તો તેનો ઉપાય કરવો. વેળના ઉપર સારી પેઠે ફલાનલનો સેક કરવો અને જો ઝાડો કબજ હોય તો કમપાઉન્ડ રૂબારબ પાઉડરનો જુલાબ આપવો. અથવા એપસંમસાલ્ટનો જુલાબ આપવો. એ શીવાય વેળની ગાંઠને પીગળાવવા સારૂ અથવા તેમાં ધટકા ભરે તો તેને પકવવા સારૂ ગળસુનામાં લખેલો ઉપાય કરવો.

---

## કાખબીલારી અથવા બાંબલી.

કાખની અંદર વેળ તણાઈ આવે છે અથવા ગાંઠ બંધાયછે તેને આપણે ઉપલા નામથી ઓળખીએ છીયે. એ ગાંઠ ઉપર ફલાનલનો સેક કરવાથી તે ઘણું કરી નરમ પડી જાયછે. જો તે કઠણ રહે અને તેમાં દુખાવો ન થાય તો તેને પીગળાવવા સારૂ ગળસુનાની ગાંઠમાં લખેલી પીગળાવવાની દવાઓ લગાડવી, જેવી કે ટીંચર આઇઓડાઇન, આઇઓડાઇન ઓઇન્ટમેનટ વીગેરે. પણ જો તેમાં ધટકા ભરે અને તે પાક ઉપર ચડતો પોલટીસ દહાડામાં ત્રણ અથવા ચાર વાર બાંધવી જેથી જલદી પાકી જશે. અને પછી નસતરથી ચીરી અંદરથી બીગાડ કાઢી નાંખવો. પછી તેમાં કારબોલીક ઓઇલમાં લીનટનો કટકો બોળી તે થોડા દહાડા નાંખવો. અંદરનો ખાડો પુરાવા પછી ઉપર સફેત મલમની પટી મારવી જેથી રૂઝાઈ જશે. જો એ ગાંઠને લીધે તાવ આવે તો નીચેની દવામાંથી એક લીકર ગલાસ ભરી દહાડામાં ત્રણવાર પાવું.

| | |
|---|---|
| લાઇકર આમોનીઆ એસીટેટીસ ... | આંઊંસ ૧ |
| સ્પીરીટ ઇથર નાઇટરેસ... ... | દરામ ૨ |
| પોટાસા નાઇટરેસ ... ... | ગરેન ૪૦ |
| કેમફરવોટર ... .. | આંઊંસ ૪ |

નબળાઈ થઈ હોય તો ગળસુનામાં બતાવેલી કુવત લાવનારી દવાઓ આપવી.



# ચોટ અથવા જરબ.

ઉંચાણથી પડી જવાથી, કાંઈ માર ઉંચેથી પડવાથી અથવા કાંઈ વાગવાથી અથવા કોઈ ભાગ ઉપર દબાણ થવાથી, ચાંમડી ફાટે નહી પણ તેનો રંગ ફરવાઇને જાંબુડારંગનું ડીબું થાય તેને આપણે ચોટ અથવા જરબ કહીએ છીએ. સેજ વાગવાથી ચાંમડીની નીચે લોહી ધાઈ આવી, તેથી ત્યાં ડીબુ થાય છે.

એ ડીબાનો રંગ પેહેલાં જાંબુડા જેવો થાયછે. અને તે ધીમેધીમે ફરવાઇને લીલો બલુ અથવા કાળો થાયછે. પણ જ્યારે ચોટ ઘણી જોરમાં લાગે ત્યારે ચામડીની નીચેના માંસ વીગેરે નરમ ભાગો પણ કચડાય છે. અને તેમાંથી લોહી નીકળીને ચામડીની નીચે એકઠુ થાયછે જેના ઉપર હાથ મેલવાથી તે પોચુ લાગેછે. જેમ ચામડીની હેઠળના ભાગો વધારે કચડાએલા હોય છે, તેમ તે પાછળથી વધારે પાકે છે. અને તેમાં સડો લાગુ પડે છે.

ઉપાય—સેહેજ ચોટ લાગવાથી ડીબું થઈ આવે તો તે ઉપર થંડા પાણીમાં લુગડું બોળીને બાંધવું, અને તેને ભીનેલુંજ રાખવું. જેથી ડીબું બેસી જશે. ચામડીનો ફરવાએલો રંગ પાછો અસલ માફક થશે. અને દરદ હશે તે પણ નરમ પડશે. અથવા ફ્રાયરસ બાલસમ અને પાણી સરખે ભાગે મેળવી તે ડીબા ઉપર ચોપડવું. અથવા જરા લીનીમેન્ટ આવ સોપ લગાડવું. આપણામાં આંબાહળદરને ઘસીને તે ચોટના ઉપર ચોપડે છે તેથી પણ ફાયદો થાયછે. પણ જો ચોટ મોટી જગો ઉપર અથવા જોરમાં લાગી હોય તો તેના ઉપર સરવેથી સરસ લગાડવાની દવા નીચે આપીછે તેમાં લુગડું બોળી ચોટ લાગેલા ભાગ ઉપર મેહેલ્યા કરવું અને તેને તે પ્રાણીથી તર રાખ્વું. દવા જારી મેલવાથી ઘણી વેળા મોટાં ડીબાં બેસી જાયછે અને તેની કળતર પણ મટી જાયછે.

| | | |
|---|---|---|
| ટીંચર આવ અરનીકા | ... | આંઉસ ૧ |
| પાણી | ... ... | આંઉસ ૯ |

જોરમાં ચોટ લાગવાથી ડીબુ મોટું થયું હોય અને તે ગમે તેવું પોચુ લાગે તોપણ તેમાંનું ધાઈ આવેલું લોહી બાહાર કાઢવા સારૂં જળો મેલા-

વવી નહી, અથવા નસતરથી ચીરવું નહી. કેમકે જ્યાંસુધી તેમાં ધટકા ભરે નહી ત્યાંસુધી તેમાંના લોહીને પાછું વીખેરી નાખવાની તજવીજ કરવાથી, અને ઉપર આપેલી દવા લગાડવાથી તે વગર પાકવે બેસી જાય છે. પણ જ્યારે તેની આસપાસની ચામડી લાલ થાય, તેમાં દુખાવો થાય, ધટકા ભરે, અને પાકવાની નીશાની જણાય ત્યારે તેના ઉપર પોલટીસ બાંધવી અને પછી તેને નસતરથી ચીરવું. તેમજ જ્યારે ચોટ લાગેલી ચામડી કાળી થઈને સડવા માંડે ત્યારે તેના ઉપર પોલટીસ દાહાડામાં ત્રણ વાર બાંધવી. અને તે સડીને નીકળી ગયાપછી ચાંદુ પડે તેનો ઉપાય કરવો.

ચોટ અથવા જરબ સેજ હોય અને હાથ પગ ઉપર લાગે તો તેથી જીવને જોખમ પોહોચતું નથી. પણ જ્યારે કોઈ ભાગ ઘણો કચડાએ છે અથવા ઘણા મોટા ભાગ ઉપર જરબ પડેછે. અથવા પેટ અથવા છાતી ઉપર જોરમાં વાગેછે ત્યારે તે માંહેલા કલેજા તથા ફેફસા અથવા દીલ જેવા અગત્યના ભાગોને નુકશાન પોહોચવાથી એ ભાગોનો વરમ પેદા થાયછે, અને તેથી ઘણી વેળા ખરાબી નીપજે છે.



## છુંદાએલો જખમ.

બુઠાં હથીયારથી અથવા પાણો વાગવાથી અથવા કોઈ સંચામાં દબાવાથી અથવા ઘોડા વીગેરે જાનવરના કરડવાથી અથવા ગોળી લાગવાથી જે જખમ પડેછે, તેની ધાર સરખી અને સાફ હોવાને બદલે છુંદાએલી અને વાંકીટીંકી હોયછે. જેથી ઉપલા જખમને ઉપલા નામથી ઓળખવામાં આવેછે, એમાંથી સાફ જખમના જેટલું લોહી નીકળતું નથી, કેમકે એમાં ધોરી નસ છુંદાવાથી તેનું મોહ બંધ થઇ જાયછે. સાફ જખમની માફક તેની કોર વળગી જઇને વગર પાકવે એ જખમ રૂઝાતો નથી.

**ઉપાય**—પેહેલાં જખમમાં કાંઈ કચરો વીગેરે ભરાએલું હોય તે ધોઈને સાફ કરવું. પછી છુંદાએલા ભાગોને બરાબર ગોઠવવા. અને બને તેમ એક બીજા સાથે લાગેલા રાખવા અને તે ઉપર થંડું પાણી રેડ્યા કરવું. એ પરમાણે કરવાથી વખતે ચામડીનું ગાપચુ નીકળી જાયછે અને સેજ એક ઠેકાણેથી વળગેલું હોયછે તો તે પણ વખતે પાછું વળગીને રૂ-

આઈ જાયછે. માટે છુંદાએલો ભાગ ગમે તેટલો જુદો પડી ગયો હોય પણ જરા વળગેલો હોય તો તેને પાછો ઠેકાણે મેળવવો. પણ આ જખમ ઘણું કરી થોડા કલાકમાં સુજી આવેછે, તેમાં દુખાવો થાયછે અને ધટકા ભરે છે. અથવા પાક ઉપર ચડેછે, માટે જ્યારે એવી નીશાની જણાય કે તે ઉપર દાહાડામાં ત્રણ વાર પોલટીસ ગરમ ગરમ બાંધવી. જેથી છુંદાએલી ચામડી સડી જઈ છુટી પડશે અને જખમને ઠેકાણે ચાંદુ પડશે. તેના ઉપર સફેત મલમની પટી મારવાથી તે ઘણી વેળા રૂઝી જાયછે. શરૂઆતમાં આજારીને હલકા ખોરાક ઉપર રાખવો. ઝાડો સાફ આવે તેમ કરવું. તાવ આવતો હોયતો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| લાઈકર આમોનીયા એસીટેટીસ | ... | આંઉસ ૧ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ | ... | દરામ ૨ |
| પોટાસા નાઈટરેસ | ... | ગરેન ૪૦ |
| કેમફર વોટર | ... ... | આંઉસ ૪ |

પણ સાફ જખમ કરતાં છુંદાએલા જખમમાં ધાસ્તી વધારે રહેછે કેમકે તેમાં ચાંમડુ તથા માંસમાં સડો લાગુ પડેછે અને આજારી ઘણો નબળો થાયછે માટે જ્યારે સડા વાળુ ચાંદુ પડે ત્યારે તેનો એલાજ કરવો અને આજારીને સારો ખોરાક આપવો. વખતે એક હાથ અથવા પગ સાંચામાં દબાવાથી અથવા બીજી રીતે એટલોતો છુંદાઈને ખરાબ થાય છે કે તેને કાપી નાખવાની જરૂર પડેછે.

---

## સુરાખદાર જખમ.

તીણું અથવા અણીઆળું હથીયાર ઘોંચાવાથી જે જખમ પડેછે, તે વખતે ઘણો ઉંડો જાયછે, તોપણ બહારથી એક સુરાખ અથવા છેદ દેખાય છે, તેથી તેને ઉપલુ નામ લાયક છે. સોય અથવા ટાંચણી ઘોંચાવાથી જે જખમ થાયછે તે, તેમજ ભાલો, બંદુકની ગોળી, બાગનેટ અથવા તલવાર ઉંડી ઘોંચાવાથી જે ઉંડો જખમ થાયછે તેને આ જાતમાં ગણવામાં આવેછે. સુરાખદાર જખમ માંસમાં થોડો ઉંડો પડવાથી ઘણો ભય

રેતો નથી પણ જ્યારે પેટમાં અથવા છાતીમાં ઊંડો જાય છે, ત્યારે અંદરના અગત્યના અવયવોને તથા મોટી ધોરી નસને જખ્મી કરેછે. અને તેથી ઘણી ખરાબી થાય છે. જ્યારે ભાલા જેવું ત્રણ ધારવાળુ હથીયાર ઉભુ ઘોંચાવાથી આ જખ્મ થાય છે. ત્યારે તેના છેદની ચાંમડી જરા ઘુંદાએલી હોય છે.

**ઉપાય**—આ જખ્મમાં લોહી ઘણું નીકળેછે તેને પેલાં બંધ કરવા સારૂ લુગડાની જાડી ગાદી કરી તે થંડા પાણીમાં બોળીને જખ્મ ઉપર દાબવી અને તેના ઉપર જોરથી પાટો બાંધી લેવો. અને તેના ઉપર થંડુ પાણી રેડ્યા કરવું. એ ઉપાયથી લોહી બંધ ન થાય અને તેની ધાર છુટેતો ધોરી નસ કપાવાનો ઉપાય વાંચી તે મુજબ કરવું. જખ્મ નાનો હોય તો થંડા પાણીથી વખતે તે રૂઝી જાય છે પણ તે ઊંડો હોય છે તો તેમાં સોજો થાય છે, ધટકા મારેછે, દુખાવો તથા દરદ થાય છે. અને તેમાંથી પરૂ નીકળવા માંડેછે એવી હાલતમાં તે ઉપર પોલટીસ બાંધવી, તે સાથે તાવ આવેતો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ અથવા ચારવાર પાવી.અને એપસંમસાલટ તથા રૂબારબ પાઊડરનો જુલાબ આપી ઝાડો સાફ લાવવો.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસીટેટીસ | ... | આંઊંસ ૧ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ | ... | દરામ ૨ |
| પોટાસા નાઇટરસ | ... ... | ગરેન ૪૦ |
| કેમફરવાટર | ... ... | આંઉસ ૪ |

## ધોરીનસનું કપાવું.

ચીરાએલાં અને બીજા જખ્મમાં જ્યારે ધોરી નસ કપાયછે ત્યારે તેમાંથી લાલ ચણોઠી જેવા લોહીની ધાર અથવા સેડ છુટે છે. જો નાંની નસ કપાયછે તો સેડ ઘણી ઝીણી નીકળે છે. પણ મોટી નસ કપાય છે ત્યારે તે જાડી હોય છે. અને ઘણા જોરમાં નીકળે છે. જેમ લોહી નીકળતુ જાયછે. તેમ આજારીનો ચેરો સફેત અને ફીકો મારતો જાયછે. તેની નાડી નાંની અને કમ જોર થતી જાયછે, તેને ફેર ચકર આવેછે. અને જો લોહી ઘણું જાય તો તે બેસુધ થઈ મરણ પામેછે.

**ઉપાય**—નાની ધોરી નસોમાંથી નીકળતુ લોહી થંડા પાણીથી બંધ થાયછે માટે જખમ ઉપર થંડુ પાણી રેડવું અથવા રેસાનું અથવા બીજુ લુગડુ થંડા પાણીમાં બોળી તે મુકવું, જો બરફ મળી આવે તો તે ઉપર લગાડવો. અથવા દાબવો પણ એ ઉપાય કરવાથી લોહી બંધ ન થાય અને નીકળાજ કરે તો તે ઉપર ટીંચરફેરી પરક્લોરીડમાં લુગડુ બોળીને જ્યાંથી લોહીની ધાર છુટતી હોય ત્યાં લગાડી જરા વાર દાબી રાખવું. અથવા ફટકડીની ભુકી દાબવાથી અથવા માયાફળનું પાણી કરીને તે જખમ ઉપર લગાડવું અથવા કાસટીકની અણી નસોના મોઢા ઉપર લગાડવી, જેથી લોહી બંધ થશે. એ ઉપાય શિવાય જખમ ઉપર દબાંણ કરવાથી પણ કેટલીક વખત લોહી બંધ થાયછે, કોઈ વેળા જખમના ભાગોને બરાબર ગોઠવીને તેના ઉપર ભીંનેલી ગાદી મેલી જોરથી પાટો બાંધવાથી લોહી બંધ થાયછે. વખતે જે ભાગમાંથી લોહી નીકળતુ હોય તે ભાગને થોડો વાર આંગળાંથી દાબી રાખવાથી ફાયદો થાય છે. અથવા જો ધોરી નસનું મોઢુ દેખાતુ હોય તો બે આંગળાં વચે તેને પકડી જરા વાર દાબી રાખવાથી તેનું મોઢુ વળગી જાયછે અને લોહી બંધ થાયછે.

પણ જો કપાએલી નસ મોટી હોયછે તો ઊપલા ઉપાયથી લોહી બંધ થતુ નથી અને ત્યારે એક જાતનો ચીપીઓ,જેને **આરટરીફોરસેપ** અથવા ધોરી નસ પકડવાનો ચીપીઓ આવેછે તેનાથી ધોરી નસનું મોઢું પકડી તે નસના છેડાને રેસમી દોરીથી મજબુત બાંધી લેવો. એ રેસમની દોરીના દબાંણથી તે ઠેકાણે સેજ વરમ થઇને તેનુ મોઢુ બંધ થાયછે. અને થોડા દાડા પછી દોરાને સેજ ખેંચવાથી તે છુટો પડી બાહાર નીકળી જાયછે.પણ ઉપર પરમાણે આરટરીફોરસેપ ન મળી આવે ત્યાંસુધી લોહીને બંધ રાખવા સારૂ જખમ ઉપર આગળ જણાવવા પરમાણે દબાંણ કરીને તરતને વાસ્તે લોહી બંધ રાખવું. કદાપી હાથના કોઈ ભાગમાં જખમ પડ્યો હોય અને તેમાંથી લોહીની ધાર નીકળા કરતી હોય તો, નળીઆનો બે ત્રણ ઇંચનો કટકો લેઇ તેની આસપાસ લુગડુ લપેટી અને તેને હાથની બાજુની અંદરની તરફ જે ધોરી નસ આવેલીછે, તેના ઉપર મેલી જોરથી પાટો બાંધી લેવો. જેથી ધોરી નસ ઉપર દબાંણ થશે અને હાથની નસોમાં લોહી આવતુ અટકશે. તેમજ જો પગના કોઈ ભાગમાં જખમ

પડીને લોહીની સેડ તેમાંથી છુટે તો જાંગના કાતરાંની આસરે બે ઈંચ નીચે અને જાંગની આગલી બાજુ ઉપર ઉપર લખ્યવા પરમાણે નળીઆની સખત ગાદી મેલીને જોરથી પાટો બાંધી લેવો.

લોહી ઘણું જવાથી આજારીનું અંગ થંડુ થાય તથા તેની નાડી ઘણી નાની અને નબળી જણાય તો તેને કુવત આપવા સારૂ થોડો બરાંડી પાણીમાં મેળવીને પાવો. અથવા થોડો વાઈન આપવો. જો નાડી છેક બેશી જાય અથવા બેમાલુમ થાય તો સ્પીરીટઆમોનીઆ એરોમેટીક ટીપાં ૪૦ થી ૬૦ સુધી લેઈ એક આઉન્સ પાણીમાં મેળવી તે પાઈ દેવું, અને તેથી નાડી પાછી ઉઠે નહીતો એક કલાક પછી બીજીવાર એ દવા પાવી. સેરવો, દુધ, કાંજી જેવો ખોરાક આપવો. અને આજારીને સુવાડી રાખવો.



## ચાંદુ અથવા અલસર.

ફોલો અથવા ગુમડું અથવા વાગવાથી જખમ પડે છે અને ચામડીનો કોઈ ભાગ પાકીને તેમાંથી પરૂ નીકળા કરે છે તેને સાધારણ રીતે ચાંદુ કેવામાં આવે છે. ચાંદુ છ જાતનું થાય છે. સારૂ ચાંદુ, નબળુ ચાંદુ, સુસ્ત ચાંદુ, અથવા જુનું ચાંદુ, દરદવાળુ ચાંદુ, સુજેલુ ચાંદુ અને સડાવાળું ચાંદુ—

## સારૂ ચાંદુ.

તંદુરસ્ત હાલતમાં ચાંદુ થાય છે તો તે જલદી રૂઝી જાય છે. એટલા માટે એવા ચાંદાને તંદુરસ્તી ભરેલું અથવા સારૂ ચાંદુ કહે છે. સારૂ ચાંદુ ઘણું ખરૂ ગોળ અને વચમાંથી જરા ખાડા વાળુ હોય છે તેની કોર પાતળી અને તેની જમીન લાલ હોય છે. અને તે સુંવાળી હોતી નથી પણ નાના દાણાથી ઢંકાએલી એટલે દાણાદાર હોય છે, તેના અંદરથી ઘાટ પરૂ નીકળે છે, અને તે જલદી રૂઝી જાય છે, આ ચાંદાના ઉપર થંડા પાણીમાં લુગડું બોળી દાડામાં ત્રણ અથવા ચાર વાર મેલી તે ઉપર પાટો બાંધી રાખવાથી અથવા સફેત મલમની પટી મારવાથી તે રૂઝી જાય છે.

# નબળુ ચાંદુ.

ચાંદા ઉપર જોઇએ તે કરતાં વધારે પોલટીસ બાંધવાથી તે નબળું થાય છે તેની જમીન લાલ હોય છે ખરી પણ તે ઉપરના દાણા ઘણા મોટા ઉપસેલા, ફુગી આવેલા અને પોચા હોય છે અથવા સાધારણ બોલીમાં બોલીએ તો તે ઉપરનું માંસ સુજી આવેલું હોય છે અને તે જલદી અંગુર આવતુ નથી.

ઉપાય—આ જાતનાં ચાંદાં જે ભાગ ઉપર હોય તેને ઉંચો રાખવો એટલે જાણે પગ ઉપર એવાં ચાંદાં પડ્યાં હોયતો ચાલ હાલ કરવી નહી, એટલુંજ નહી પણ પગને લટકતો રાખવો નહી, પણ તેની નીચે તકીયો વીગરે મુકી ઉંચો રાખવો. નબળાં ચાંદાને કુવત આપવા સારૂ તેના ઉપર નીચે લખેલા લોશનમાં લુગડુ પલાળી દાડામાં ચાર અથવા પાંચ વાર ભેલા કરવું અને પાટો બાંધી રાખવો.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ઝીંક | ... | ગરેન ૧૬ |
| કમપાઉંડ ટીંચર આવ લવંડર | | દરામ ૨ |
| સ્પીરીટ આવ રોઝમેરી... | | દરામ ૨ |
| પાણી | ... | આંઉસ ૮ |

ઉપલા લોશનથી ફાયદો ન થાય તો ચોખ્ખુ મોરથુથુ ગરેન બેને એક આંઊંસ પાણીમાં મેળવી તે પાણી ચાંદા ઉપર દાડામાં બે વાર ભેલ્યા કરવું અથવા દરરોજ અળગે હાથે મોરથુથાનો કટકો તે ઉપર લગાડી પછી સફેત મલમની પટી મારવી, અને પાટો બાંધી લેવો. એથી ઉપસી આવેલું માંસ ઝરી જાય નહી અને ચાંદાનો દેખાવ સુધરે નહી તો દરરોજ તેના ઉપર કાસટીક લગાડી સફેત મલમની પટી મારવી.

# સુસ્ત અથવા જુનું ચાંદુ.

જે ચાંદામાં અંગુર આવવાનું કામ ઘણું ધીમું ચાલે છે, અને જે લાંબી મુદત સુધી રહે છે તેને ઉપલા નામથી ઓળખે છે. સુસ્ત ચાંદુ ઘણું કરીને પગના નળા ઉપર અને ટેટા ઉપર થાયછે. તેને જાણે કોતરી

કાહડ્યું હોય એવું દેખાય છે. પણ તેની વચમાની જમીન સુકી સુંઆળી અને સપાટ હોયછે. તેની કોર સખત ઊંચી અને વાંકી ચુંકી હોય છે. અને તેમાંથી થોડી પાતળી લોહીવાળી રેસી નીકળે છે. આ ચાંદામાં પગની નસો ઘણી સુજી આવેછે. તોપણ ચાંદામાં ઘણું કરી દરદ થતું નથી અથવા આંગળાએ દાબવાથી પણ તેમાં દુખાવો થતો નથી.

ઉપાય—આ જાતના ચાંદા ઉપર રેડપ્રીસીપીટેટઓઇન્ટિમેન્ટની પટી બનાવી દરરોજ મેલા કરવી. એથી ચાંદાની કોર ઝરે નહી અને ચાંદાનો દેખાવ સારો થાય નહી તો તેને બદલે તેના ઉપર મોરથુથુ અળગે હાથે દરરોજ એક વાર લગાડવું. અથવા ચાંદા ઉપર બે ચાર દહાડા સુધી દરરોજ કાસટીક લગાડવું અને દહાડામાં ત્રણ અથવા ચાર વાર પોલટીસ બાંધવી. જેથી તેની ઊંચી ઉપસી આવેલી કોર બેસી જશે અને ચાંદાનો દેખાવ સુધરશે. પછી તેની કોર બેસી જાય અને તેની જમીન સારા ચાંદા જેવી લાલ જણાય તો તે ઉપર નીચે લખેલા લોશનમાં લુગડું બોળી તે ઉપર મુકી પાટો બાંધી રાખવો અથવા સફેત મલમની પટી મારવી.

| | |
|---|---|
| સલફેટ આવ ઝીંક ... ... | ગરેન ૧૬ |
| કમ્પાઉન્ડ ટીંચર આવ લવંડર ... | દરામ ૨ |
| સ્પીરીટ આવ રોઝમેરી ... | દરામ ૨ |
| પાણી ... ... ... | આંઉસ ૮ |

જો આજારી નબળો હોય તો નીચે લખેલી ગોળીઓમાંથી એકેકી ગોળી દહાડામાં ત્રણ વાર ગળાવવી અથવા દહાડામાં બે વાર બબેથી ત્રણ ત્રણ ગરેન કવીનાઈન આપવું.

| | |
|---|---|
| સલફેટ આવ આયરન ... | ગરેન ૨૪ |
| કારબોનેટ આવ પોટાસ ... | ગરેન ૧૨ |
| મર ... ... ... | ગરેન ૧૨ |
| એલોઝ ... ... ... | ગરેન ૬ |



## દરદવાળું ચાંદુ.

સુરત ચાંદા શીવાય સઘળી જાતના ચાંદામાં સેજ દુખાવો હોય છે, પણ એ જાતના ચાંદામાં જો કે નાના હોય છે. અને ઘણાં સુજેમાં

હોતાં નથી તોપણ દરદ અને દુખાવો અતીશે થાયછે. અને તેને આંગળું અથવા કપડું લાગવાથી દરદ વધારે થાયછે. દરદને લીધે દહાડામાં આજારીને ચેન પડતું નથી અને રાતે ઊંઘ આવતી નથી. આ ચાંદુ ઘણું કરી પોચા મીજાજવાળા માણસોને થાયછે. તેનું કદ નાનું હોયછે. તેની કોર વાંકી ટીંકી હોય છે, પણ ઊંચી હોતી નથી. તેની જમીન ઉપર પાતળુ છીછરું વળગી રહેછે અને તેમાંથી લોહી સાથે મળેલું પાતળું પરુ નીકળે છે.

ઉપાય—ચાંદા ઉપર ટીંચરઓપીમાં લીન્ટનો કટકો બોળી તે મેલવો. ૪ ગરેન અફીણને બે ચમચા પાણીમાં ઘુંટી તેમાં લુગડું બોળી ચાંદા ઉપર મુકવું અથવા નીચે લખેલા લોશનમાં લુગડું બોળી ચાંદા ઉપર મુક્યા કરવું.

| | | |
|---|---|---|
| એસીડ નાઈટરીક | ... | ટીંપાં ૨૮ |
| ડીસટીલ્ડવોટર | ... | આંઉસ ૨ |

અથવા—બળગે હાથે કાસટીક લગાડવી—જેથી દુખાવો નરમ પડશે, આજારીનો ઝાડો કબજ હોય તો તે સાફ લાવવા કમ્પાઉન્ડ રુબારબ પાઉડરનો જુલાબ આપવો—જો દરદ ઘણું થતુ હોય તો નીચે લખેલી દવાની છો ગોળીઓ બનાવી એકેક ગોળી દહાડામાં બે અથવા ત્રણ વાર ગળાવવી અને રાતે ઊંઘ ન આવે તો ૧ ગરેન અફીણની બે ગોળી બનાવી એકેક ગોળી રાતે ગળાવવી અથવા સોલ્યુશન આવ મ્યુરેટ આવ મોરફીઆ ટીંપાં ૩૦ ને એક આંઉસ પાણીમાં નાખી દર રાતે સુતી વળા પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કવીનાઈન | ... | ગરેન ૬ |
| એક્સ્ટ્રાકટ આવ હઈઓસીઆમસ | ... | ગરેન ૧૨ |
| કેમફર | ... | ગરેન ૪ |

# સુજેલું ચાંદુ.

આ ચાંદાની આસપાસની ચામડી ઘણી લાલ થએલી અને સુજેલી હોયછે. અને તેમાં આગ અને અગન બળે છે, તેમાંથી પાતળુ પરુ નીકળેછે અને વખતે એ સાથે તાવ આવેછે.

ઉપાય—ચાંદા વાળા ભાગને ઊંચો રાખવો, અને તેના ઉપર અને તેની આસપાસની સુજેલી જગા ઉપર થંડા પાણીમાં લીન્ટનું લુગડું બોળી દાહાડામાં પાંચથી છો વખત મેહેલ્યા કરવું. કદાપી સુજેલા ચાંદાની જમીન ઉપર છીછડા જેવું વળગેલું હોય તો દાહાડામાં ત્રણ અથવા ચાર વાર પોલટીસ બાંધવી. જો તાવ હોયતો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું. સોજો નરમ પડવા પછી તેનો ઉપાય સારા ચાંદાના જેવો કરવો.

| | | |
|---|---|---|
| લાઈકર આમોનીયા એસાટેટીસ | ... | આંઉસ ૧ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ | ... | દરામ ૨ |
| પોટાસા નાઈટરસ | ... ... | ગરેન ૪૦ |
| કેમફર વોટર | ... ... | આંઉસ ૪ |

# સડેલું ચાંદુ.

જે ચાંદામાં સડો લાગુ પડે, જેના ઉપર જરા કાળા ખરાબ ગંધવાળાં છીછડાં વળગેલાં હોય અને જેમાંથી ગંધાતું પર નીકળે તેને ઉપલું નામ આપવામાં આવ્યુંછે. ઘણું કરી નબળા બાંધાવાળા અને બીગડેલા લોહી વાળાને આ જાતનાં ચાંદાં થાયછે. સુજેલું ચાંદુ સડાવાળુ થતાં વાર લાગતી નથી.

ઉપાય—સડેલા ચાંદા ઉપર અળશીની અથવા ઘઉના લોટની પોલટીસ દાહાડામાં ત્રણ અથવા ચાર વાર બાંધવી. અથવા નીચે લખેલા લોશનમાં લુગડું બોળી સડેલા ભાગ ઉપર મુકયા કરવું, જેથી છીછડાં જુદાં પડી જશે.

| | | |
|---|---|---|
| એસીડ નાઈટરીક | ... | ટીપાં ૮ |
| ડીસટીલડ વોટર અથવા પાણી. | | આંઉસ ૨ |

સડેલાં છીછડાં એ દવાથી નીકળી ન જાય તો તેના ઉપર સંભાળથી થોડાં ટીપાં એસીડનાઈટરીકનાં નાખવાં. અને તે ઉપર તરત થોડું ઠંડુ પાણી રેડવું અને પછી પોલટીસ બાંધ્યા કરવી. સડેલા ચાંદામાં વાસ ઘણો ખ-

રાબ હોય તો તે ઉપર નીચે લખેલી દવામાં લુગડું બોળી દાહાડામાં ત્રણ વાર મેહેલા કરવું.

| | | |
|---|---|---|
| એસીડ કારબોલીક | ... | આંઉસ ૨ |
| પાણી | ... ... | આંઉસ ૮ |

અથવા વાસ દુર કરવા સારૂ બે દરામ કોનડીસ સોલ્યુશનને દશ આંઉસ ચોખા પાણીમાં નાખી તે પાણીથી ચાંદાને દરરોજ ધોયા કરવું. સડેલી જગો સાફ થયા પછી તે ઉપર સફેત મલમની પટી દરરોજ મારવી. આ જાતનું ચાંદુ ઘણું કરી નબળાઈમાં થાયછે. વાસ્તે આજારીને કુવત આવવા સારૂ નીચે લખેલી દવામાંથી એક લીકરે ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ મેગનેસીઆ | ... | ગરેન ૨૦ |
| કમપાઉનડ ટીંચર આવ લવેંડર | ... | દરામ ૪ |
| બારકનો ઉકાળો | ... ... | આંઉસ પા |

ખોરાક કુવતવાળો આપવો. જો દુખાવાને લીધે રાતે ઉંઘ ન આવે તો ૧ ગરેન અફીણમાંથી બે ગોળીઓ બનાવી એકેકી ગોળી રાત્રે સુતી વેળા ગળાવવી.



## લચક.

ચાલતાં અથવા દોડતાં કોઈ પણ સાંધાને આંચકો લાગે અથવા જોર કરવાથી સાંધો મરડાય તેને લચક કહેછે. શરીરના સઘળા સાંધામાં પોહોંચો અથવા પગની ઘુંટીનો સાંધો વારેવારે લચકાયછે. લચકમાં સાંધો ઉતરી અથવા ખસી જતો નથી પણ તેની આસપાસની બાંધણ તથા માંસના સાકા મરડાયાથી અથવા ટુટવાથી સાંધામાં દુખાવો તથા દરદ થાયછે. તે સુજી આવેછે. તેને હલાવાતો નથી, અને તેની પીડાથી વખતે તાવ પણ આવેછે. વખતે તેમાં ઘણો સોજો થાયછે. આગ અગન બળે છે અને ઘણું દરદ થાયછે. અને વરમ નરમ પડવા પછી ઘણા દાહાડા સુધી સાંધો હલાવી શકાતો નથી.

**ઉપાવ**—જો લચક સેહેજ લાગી હોય તો સાંધાના ઉપર લીનીમેંઠ

આવ સોપ ચોપડવું અથવા જો દુખાવો વધારે હોયતો ૧ાા આંઉસ લીનીમેન્ટ આવ સોપમાં ચાર દરામ ટીંચર ઓપી નાખીને તે ચોપડવું. અથવા લીનીમેંટ કેમફરકો ચોપડવું. અથવા નીચે લખેલા લોશનમાં લુગડું બોળી તે મેહેલ્યા કરવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ અરનીકા | ... | આંઉસ ૧ |
| પાણી | ... .. | આંઉસ ૬ |

કળતર થાય તો ફલાનલનો સેક કરવો. પણ જો સાંધો થોડો ગરમ હોય, અને તેમાં આગ બળે તો લાઈકર આમોનીયા એસીટેટીસ તથા લીનીમેન્ટ આવ સોપ દરેક સરખે ભાગે લેઈ મેળવી સુજેલા સાંધા ઉપર ચોપડવું. જો લચકાએલો સાંધો સુજી આવ્યો હોય તો તેને જરા પણ હલાવવો નહી. તેના ઉપર પાટો લપેટી રાખવો, કેમકે તેથી તેને આંચકો લાગતો નથી.પણ જો તે ઘણો સુજી આવ્યો હોય, તે બહુ લાલ જણાય, ગરમ લાગે અને તેમાં આગ અગન બળે તો તે ઉપર થંડું પાણી રેડ્યા કરવું અથવા નીચે લખેલા લોસનમાં લુગડું પલાળી તે ઉપર મુક્યા કરવું.

| | | |
|---|---|---|
| ગોલારડ વોટર | ... | દરામ ૨ |
| ટીંચર ઓપી | ... | દરામ ૨ |
| પાણી | .. .. | આંઉસ ૧૦ |

એથી સોજો નરમ ન પડે પણ વધારે જણાય તો સાંધાના ઉપર ફરતી એકથી બે ડજન જળો મેલવી, પછી તે ઉપર પોલટીસથી સેક કરવો આજારીનો ઝાડો સાફ લાવવા સારૂ કમપાઊંડ રૂબારબ પાઊડરનો જુલાબ આપવો. જો તાવ આવે તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| લાઈકર આમોનીયા એસીટેટીસ .. | | આંઉસ ૧ |
| સ્પીરીટ ઈથર નાઈટરસ .. | ... | દરામ ૨ |
| પોટાસા નાઇટરસ | ... ... | ગ્રેન ૪૦ |
| કેમફર વોટર | .. .. | આંઉસ ૪ |

જો નબળાઈ જણાય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | |
|---|---|---|
| એસીડ નાઈટરી ડીલ્યુટ | ... | ટીપાં ૪૫ |

કમપાઉન્ડ ટીંચર આવ સીનકોના. દરામ ૧
બારેકનો ઉકાળો ... આંઉસ ૩

સોજો ઉતરી ગયા પછી લચક જુની થાય અને સાંધો બરાબર હીલવી શકાય નહી તો તે ઉપર દાહાડામાં બે ત્રણ વાર થંડું પાણી રેડ્યા કરવું અને પાટો બાંધી રાખવો. અથવા તે ઊપર લીનીમેંટ આવ સોપ ચોપડવું અને ધીમે ધીમે હાલચાલ કરવી.



## હાડકાનું ભાંગવું—ફ્રેક્ચર.

ભાંગેલા હાડકાની બે જાત કરવામાં આવીછે, એકમાં ફકત હાડકુજ ભાંગેછે. અને તેના ઉપરના માંસ તથા ચાંમડાંઓને કશી હરકત પોંચતી નથી. બીજીમાં હાડકુ ભાંગેછે તે સાથે તેના ઉપર માંસ તથા ચાંમડાંમાં જખ્મ પડેછે. જેથી કેટલીએક વેળા ભાંગેલા હાડકાના બંને છેડા જખ્મમાંથી ખુલા નજરે પડે છે. એ જખ્મ બે રીતે થાય છે. વખતે જે કારણથી હાડકું ભાંગેછે તેજ કારણથી જખ્મ પણ પડે છે. જેમકે બંધુકની ગોળી પગમાં વાગવાથી તેમાં જખ્મ પડેછે અને તેની સાથે હાડકું પણ ભાંગેછે. પણ કેટલીએક વખતે પેહેલાં હાડકું ભાંગા પછી ભાગેલા હાડકાનો અણીદાર છેડો ચાંમડી ચીરી બાહાર નીકળી આવેછે, અને તેથી જખ્મ પડેછે. ફકત હાડકું ભાંગે તેનાં કરતાં તે સાથે જખ્મ પણ થાય તો તેમાં જોખ્મ વધારેછે. કોઈ વેળા હાડકું બરાબર આડું ભાંગેછે. કોઇ વેળા આડકાતરૂ ભાગેછે અને કોઇવેળા તેના બે જુદા કટકા થવાને બદલે તેમાં ઉભી ફાટ અથવા ચીરો પડેછે. વખતે હાડકુ એકજ ઠેકાણેથી ભાગીને તેના બે કટકા થવાને બદલે તેનો ચુરેચુરો થાયછે.

**નીશાની**—ભાગેલી જગોમાં દુખાવો અને દરદ થાયછે. તે થોડો ઘણો સુજી આવેછે. તે હલાવી શકાતો નથી અને જાણે લુલો થઇ ગયો હોય એમ જણાયછે. જો જખ્મ પણ સાથે હોય તો, તેમાંથી લોહી નીકળેછે અને વખતે હાડકાનો છેડો જખ્મમાંથી બાહાર નીકળી આવેલો દેખાયછે. પણ આ નીશાની જોરમાં ચોટ લાગવાથી પણ જણાયછે

માટે ફક્ત એટલા ઉપરથી હાડકુ ભાંગુ હશે એવું અનમાન ન કરવું. પણ ભાંગેલુ હાડકું નીચે આપેલી ત્રણ નીશાનીઓથી ઓળખાઇ આવે છે. ૧ લી. જે ભાગનું હાડકુ ભાગેછે તેની શીકલ ફેરવાઇ જાયછે, ૨ જી. તે હમેશાં કરતાં વધારે હાલેછે. અને ૩ જી. હાડકાના છેડાના ઘસારાનો ખાસ અવાજ સંભળાયછે. એ નીશાનીઓ સમજમાં આવે તે સારૂ પેહેલાં આપણે એક દાખલા તરીકે એમ ધારીએ કે, જાણે જાંગનું હાડકુ ભાંગી ગયુંછે. હવે એ અકસમાત બનવા પછી પેહેલી નીશાની તરીકે આપણને જાંગનો દેખાવ ફેરવાએલો લાગશે. ભાંગેલી જગો આગળથી ગોળ ટેકરો જણાશે. તથા તેને બીજી તરફની જાંગ સાથે સરખાવવાથી તે ઘણી બેડોળ દેખાશે. એટલુંજ નહી પણ આજારીને સુવાડી બંને પગો સરખા લાંબા કરાવીશું તો ભાંગેલી તરફનો પગ લાંબો અથવા ટુંકો થયેલો જણાશે. બીજી નીશાની એછે કે જે જગો ઉપરથી હાડકું ભાંગેલું હોય તે જગા આગળથી તે હાલતું જણાયછે. જાંગના હાડકાને ગમે ત્યાંથી બે હાથે પકડી હલાવશું તો તે હાલતું નથી, પણ જ્યારે તે ભાંગેછે ત્યારે એક હાથે ભાંગેલી જગાની ઉપરથી અને બીજા હાથે તેની જરા નીચેથી મજબુત પકડીને હલાવી જોશું તો જાણે બે હાડકાં હોય તેમ જાંગમાં હાલશે. જ્યારે એ પરમાણે ભાંગેલા હાડકાને હલાવીએ ત્યારે તેના બે કડકાં હોય તેમ હાલેછે એટલુંજ નહી પણ ભાંગેલા ખડબચડા છેડા એક બીજા સાથે ઘસાવાથી તેમાંથી એક ખાંસ અવાજ નીકળેછે, જે કાનને ખુલો સંભળાયછે. અને હાથ મેલવાથી તેનો ઘસારો હાથને જણાય છે. પણ આ ઘસારો સઘળી વખત જણાતો નથી, કેમકે કોઇ વખતે ભાંગેલા કટકા એક બીજા સાથે એટલાતો સજડ બેસી જાયછે કે, તેને હલાવવાથી ઘસાતા નથી અને તેથી આ નીશાની જણાતી નથી.

ઉપર કહેલી ત્રણે નીશાની બધી વખતે સાથે જણાતી નથી ત્યારે આ રોગ પારખવાનું કામ મુશ્કેલ થઇ પડેછે અને તે ઘણા અનુભવી માણસથીજ ખાતરીથી પારખી શકાયછે.

**સબબ**—વાગવાથી, પડી જવાથી અથવા બીજી કોઇ રીતે જોર પડવાથી, હાડકાં ભાંગીને તેના બે અથવા વધારે કટકા થાયછે. જેમ હાડકાં લાંબાં અને પાતળાં હોય તેમ તે ઘણા જલદી ભાંગેછે. બચપણમાં

હાડકાં નરમ હોયછે. અને તે ભાંગવાને ઠેકાણે મરડાઇ જાયછે. પણ ઘ-રડપણમાં તે ઘણાં કકરાં થાયછે. અને તેથી સેજ જોરથી ભાંગી જાય છે. ઓરત કરતાં મરદને આવા અકસમાત વારે વારે થાયછે.

ઉપાય—ઘણી વેળા એવા સ્વાલ પુછવામાં આવેછે કે શું આપણા પાસે કાંઇ એવી દવા અથવા લેપછે કે જે લગાડવાથી હાડકું પાછું સં-ધાઈ જાય? ના એવી કંઇ દવા નથી અને એવી દવાની જરૂર પણ નથી કેમકે કુદરત પોતે એટલું તો કુવત ધરાવેછે કે ભાંગેલા હાડકાંને વગર દવાએ પાછું સાંધી શકેછે. એની સાબેતીમાં તમો માત્ર હાડકાના છેડાને બરાબર લગોલગ બેસાડી કેટલીએક મુદત સુધી વગર ખસી જવે સાથે રાખવાની કોશીશ કરો તથા તે ભાગને જરા પણ હાલવા દેવા વીના રા-ખો અને પછી જુઓ કે કુદરત પોતે એ હાડકાના છેડાને કેવા મજબુત ચાપડા મારીને સાંધી લેછે. માટે આ રોગનો ઉપાય કરતી વેળા સીખે-લા ડાકટરો લેપો મારીને અથવા દવાઓ લગાડીને હાડકાંને સાંધવાનો ફાંકો રાખતા નથી; પણ કુદરતને પોતાનું કામ સારી રીતે બજાવવામાં થોડી મદદ આપવાની મતલબથી તેઓ વચમાં પડેછે. તેઓ ફકત ભાં-ગેલા હાડકાંને વગર હલાવે ચોકસ મુદત સુધી સ્થીર રાખી મુકવાની ત-જવીજ કરેછે. અને ભાંગેલા હાડકાના છેડાઓને ખસી જવા દેતા નથી જેથી કુદરતને પોતાનું કામ સેલાઈથી કરવાને બની શકેછે અને છેવટે તેઓને જશ મળેછે. કોઈ પણ ભાંગેલા હાડકાનો પેહેલો ઈલાજ એ છે કે તેના છેડા જે એક બીજાથી જુદા પડીને ખસી જાયછે.તેને પાછા પોતાની જગો ઉપર સરખા બેસાડવા. પછી તેના ઉપર પાટીઆઓ મુકીને પાટો બાંધવો, કે તેથી ભાંગેલા છેડા પોતાની જગાપર વળગેલા રેહે અને છુટા પડી જાય નહી અને ભાંગેલા ભાગને જરા પણ હલાવવો નહી પણ બીછાના ઉપર એવી રીતે ગોઠવીને મુકવો કે તેથી ભાંગેલું હાડકું ખસી ન જાય. એ ઉપાય કેવી રીતે કામે લગાડવો તે વીસ્તારીને નીચે આપવામાં આવ્યુંછે.

ભાંગેલાં હાડકાંને કેમ બેસાડવા તે સમજવા સારૂ એક દાખલો લેવો કે જાણે પગનો નળો ભાંગી ગયો છે, તો તેના છેડા ખશી જાય છે, એ-ટલુંજ નહી પણ એક બીજા ઉપર, ચઢી પણ જાય છે, માટે તેઓને પાછા

પોતાની જગો ઉપર બેસાડવા સારૂ પગની ઘુંટી આગળથી એક હાથે પગને ખેંચવો, અને બીજા હાથે હાડકાના ઉપર નીકળી આવેલા છેડાને જરા ધીમેથી દાબવો, જેથી એકબીજાના ખાંચા એવા તો લગોલગ બેસી જશે કે નળાનાં હાડકાં ઉપર હાથ ફેરવી જોઈશું તો ભાંગેલી જગાનો ખાંચો હાથને લાગશે નહી.

એ પરમાણે હાડકાના છેડાને પોતાની જગોપર બેસાડા પછી જો તેને જરા પણ હલાવીએ તો ભાંગેલા છેડા પાછા ખસી જાયછે, માટે તેને પોતાની જગો ઉપર રાખવા સારૂ જાડા કાગળનાં અથવા ગટાપરચાના અથવા લાકડાનાં પાટીઆં આવેછે, તે ભાંગેલા પગની ઉપર તથા નીચે બંને બાજુએ મુકવાં, એ પાટીઆં પગ તથા હાથના ઉપર બેસતાં આવે એવા તઈઆર મળે છે, અગર જો ન મળી આવે તો જાડા કાગળના કટકા બંધ બેસતા કાપવા, એટલે જાણે હાથની કામડીનાં હાડકાં ભાગાં હોય તો હાથની કોણીથી તે પોંચા સુધી પોંચે એટલાં લાંબાં અને હાથની પોળાઈ જેટલાં પોળાં લેવાં, તેમજ જો હાથની બાજુનુ હાડકું ભાંગે તો ખંભાથી તે કોણી સુધી આવે એટલાં લાંબા રાખવાં, પગનો નળો ભાંગે તો ગુંટણથી ઘુંટી જેટલાં લાંબા, અને જાંગનુ હાડકું ભાંગે તો એક કટકો થાપાથી તે પગસુધી લાંબો રાખવો, એ કટકા પોળાઇમાં એટલા રાખવા કે જ્યારે તેઓને સામાસામી મેલવામાં આવે, ત્યારે એકેની કોર એકબીજા સાથે લાગે નહી, જુદા જુદા ભાગ પરમાણે તેઓની સંખ્યા પણ જુદી જુદી રાખવી પડેછે, હાથની કામડી અને પગના નળાને બેજ પાટીઆની જરૂર છે, પણ હાથની બાજુ સારૂ ચાર જોઇએછીએ, એ વીશે દરેક હાડકાના ભાગવામાં સમજાવું છે, ગટાપરચા અથવા કાગળનાં પાટીઆં મેલવા અગાઉ તેઓને ગરમ પાણીમાં બોળીને નરમ કરવાં, જેથી ભાગેલા હાથપગ ઉપર ચપટ બેસી જશે, પાટીઉ મેલવા પેલાં તેના અંદર જરા રૂ અથવા ટોની ગાદી કરી તે ઉપર ફરતો પાટો લપેટી લેવા જેથી તે ચામડીને ઘસશે નહી.

પાટીઆં મેલવા પછી ભાંગેલા ભાગ ઉપર પાટો બાંધવો, પાટો જાડા લાંગકલાથનો અથવા બીજા કપડાનો લેવો, અને તે બેથી ત્રણ ઇંચ પોહોળો અને આસરે પાંચથી છો વાર લાંબો રાખવો, અને તેને સારી

પેઠે ગોળ વીંટાળી રાખવું, પછી તે એક હાથમાં લઈ તેનો છેડો બીજા હાથે પગ ઉપર મેલીને પેહેલા હાથે એવી રીતે લપેટતા જવું કે પાટાના એક આંટાની કોર ઉપર બીજો આંટો આવે. પાટો બાંધવામાં નીચે લખેલી બાબતો ઉપર ધ્યાંન રાખવાની જરૂર છે. ૧ લુ પાટાના સઘળા આંટા એક સરખા જોરથી તાણવા, જો એક આંટો ઢીલો અને બીજો તંગ હોય તો તેથી લોહી ધાઈ આવે છે, તેમજ પાટો બરાબર સપાટ લપેટવો એટલે એક કોર ઘણી દબાય અને બીજી કોર ઢીલી રહે એમ લપેટવો નહી. ૨ જુ. પાટાના આંટા સરખે તફાવતે રાખવા પણ જો આંટા સરખા ન આવે તો દરેક આંટો અરધો વાળતા જવું જેથી કરચલી નહી આવે, અને તે સરખો આંટો લપેટાશે. ૩ જુ. પાટો એટલો તાણીને બાંધવો નહી કે તેથી બાંધેલા ભાગમાં દુખાવો થાય અને તે સુજી આવે, ઘણીવેળા વગર સમજણ રાખવે તંગ પાટો બાંધવાથી સોજો એટલો તો વધી જાયછે કે તેથી તેમાં સડો લાગુ થાય છે. જેથી હાથપગો કાપી નાખવા પડે છે, અને વખતે આજારીનો જીવ જોખમમાં આવી પડે છે. ૪ થું. પાટો બાંધવા પછી દુખાવો ઘણો થાય અને સોજો વધતો જાય તો તેને છોડી નાખી ફરી બાંધવો. ૫ મું. ફકત ભાંગેલી જગો ઉપર પાટો બાંધી તેની નીચેના ભાગને ખુલો રેહેવા દેવો નહી, જેમકે પગનો નળો ભાંગો હોય તો ફકત નળાની આસપાસ પાટો બાંધીને પગની પાટલી તથા આંગળાંને ખુલાં રાખવાં નહી, કેમકે એ પરમાણે કરવાથી પગની પાટલીમાં લોહી ધાઈ આવે છે, તે સુજી જાય છે, અને તે થંડો લાગેછે, કાળા થાય છે, અને છેવટે તેમાં સડો લાગુ પડે છે. વાસ્તે પગનો નળો ભાંગો હોય તોપણ પગનાં આંગળાથી તે છેક ઘુંટણસુધી પાટો બાંધવો. અથવા હાથની કાંમડીના હાડકાં ભાંગ્યા હોય તોપણ હાથનાં આંગળાં તથા પોંચાને પાટો લપેટી બાંધેલાં રાખવાં. ૬ ઠું. સરૂઆતમાં થોડો ઘણો સોજો હોયછે તેથી પાટો બાંધા પછી પાંચ સાત દાહાડામાં જ્યારે સોજો નરમ પડે છે, ત્યારે પાટો ઢીલો પડી જાય છે, માટે એવી રીતે થાય ત્યારે પાટો છોડી નાખીને ફરી બાંધવો, પાટો બાંધા પછી આજારીને જરા કઠણ અને સપાટ બીછાના ઉપર સુવાડવો, જે ભાગ ભાંગેલો હોય તેને એવી રીતે ગોઠવવો કે તે સીધો અને સરખો રહે અને જરા પણ હલાવવો નહી. જો પેટ

કબજ હોય તો એરંડીઆની પીચકારી સફરામાં મારવી, અથવા એપસં-મસાલ્ટનો જુલાબ આપવો. ઝાડો બીછાના ઉપર કંઈ વાસણમાંજ કરાવવો, અને ભાંગેલા ભાગને જરા પણ હાલવા દેવો નહી, જો તાવ જણાય તો નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ વાર પાવું.

| | | | |
|---|---|---|---|
| લાઇકર આમોનીઆ એસીટિટીસ | .. | આંઉસ | ૧ |
| સ્પીરીટ ઇથર નાઇટરસ ... | ... | દરામ | ૨ |
| પોટાસાનાઇટરસ | ... ... | ગરેન | ૪૦ |
| કેમફરવોટર | ... ... | આંઉસ | ૪ |

જો આજારી લોહીયાર હોય તો તેને શરૂઆતના દાહાડામાં કાંજી જેવા હલકા ખોરાક ઉપર રાખવો. પણ નબળાઇ હોય તો દુધ જેવો ખોરાક તથા થોડો વાઇન પણ આપવો.

હાડકુ ભાગવા સાથે જખમ પણ હોય તો પેહેલાં જખમને ધોઈ સાફ કરવો. પછી હાડકાના છેડાને ઉપર સમજાવા પરમાણે બરાબર બે-સાડવો, અને તે ઉપર પાટીઆં મેલી પાટો એવી રીતે બાંધવો કે જખમ ખુલો રહે અને પાટાથી છોલાય નહી. જો જખમ ઘણો નાનો ને સાફ ધારવાળો અથવા કપાયલા જેવો હોય તો તેના ઉપર તેમાંથીજ નીકળતા લોહીમાં લીન્ટનો કટકો બોળી તે ઉપર મેલવો. અથવા કોલોડીયનમાં લી-ન્ટનો કટકો બોળીને મેલવો. જેથી તે થોડા દાહાડામાં રૂઝાઇ જશે. પણ જો જખમ છુંદાએલો અથવા મોટો હોય તો તે એ ઉપાયથી રૂઝાશે નહી. માટે તે ઉપર પેહેલાંથીજ થંડા પાણીની ગાદી મેલવી અને જરા પણ ભાગેલા ભાગને હલાવવો નહી. જો જખમ પાક ઉપર ચડે અને સુજી આવે તો તે ઉપર પોલટીસ બાંધવી. અને પછી સફેત મલમની પટી મારયા કરવી. પાટો પરૂથી ખરાબ થાય તે બદલ્યા કરવો અને પાટીઆની અંદરનીબાજુએ ઓઇલ કલોથનો કટકો મેલવો કે તેથી ખરાબ ન થાય. અમથુ હાડકું ભાંગે તેના કરતાં જખમ સાથે હાડકું ભાગેછે તો તે પાછું સંધાતા બેવ-ડો અથવા ત્રણગણો વખત લાગેછે. વખતે જખમ એટલો તો મોટો હોયછે કે તેમાંથી સડો પેદા થાયછે અને જોખમાએલા હાથ પગને કાપીનાખવો પડેછે. અથવા જાનની ખરાબી થાયછે.

**આંગળાનું હાડકું ભાંગે તો** આગલી તથા પાછલી તરફ જાડા કાગળની ચીપ આખી આંગળી ઉપર બેસતી આવે તેવી મેલવી. અને આખી આંગળી ઉપર એક આંગળ પહોળો પાટો બાંધી રાખવો. હાથના પોંચાનું હાડકું ભાંગેતો હાથના પોંચામાં લુગડાંનો ગોળ દડો આપી મુઠી વળાવવી. અને તે ઉપર પાટો બાંધવો. અથવા હથેળીપર લુગડાંની શખત ગાદી મેહેલીને આંગળાથી તે પોંચા સુધી પાટો બાંધવો. આંગળાનું હાડકુ ૧૦ થી ૨૫ દાહાડામાં સંધાઈ જાયછે ત્યારપછી પાટો છોડી થોડા દાહાડા સંભાળથી હીલવવું અને ઘણું જોર કરવું નહી.

**હાથની કામડીના હાડકાં** અધવચમાંથી ભાગે તો તેને સારૂ બે પાટીયાં આવેછે તેમાંનું એક બાહારની બાજુએ અને બીજું અંદરની બાજુએ મેલવું. અને પછી આંગળાથી તે છેક કોણી સુધી પાટો બાંધવો. જો પોંચાની નજદીકથી ભાંગ્યાં હોય તો તેને સારૂ પીસતોલના આકારનું પાટીયું આવેછે તે બાહારની બાજુએ મેહેલીને હાથને પાટીયાના વાંકા છેડા સાથે રાખીને પાટો બાંધવો. હાથને ઝોળીમાં રાખીને ફરવું અને ભાંગ્યા પછી થોડા દાહાડા બાદ પાટા ઉપર ગુંદરનું ધારૂ પાણી અથવા લાહી લગાડવી. કે તે સુકાઈ જશે ત્યારે પાટો ઢીલો નહી પડે. અને હાથ જરા હીલવવાથી હાડકાં ખસી જવાની ધાસ્તી રેહેશે નહી. એક મહીના પછી પાટો છોડી નાખી હાથને ધીમેથી હલાવવો. હાથની બાજુનું હાડકુ ત્રણ ઠેકાણેથી ભાંગેછે. ઉપલે છેડેથી, હેઠલે છેડેથી, અથવા વચમાંથી. જ્યારે વચમાંથી ભાંગે ત્યારે ચાર પાટીયાં ચારે તરફ ફરતાં મેલીને આંગળાથી તે ખંભા સુધી પાટો બાંધવો. ઉપલો છેડો ભાંગવાથી ખંભાની આગળ ઘણો સોજો આવેછે અને તેમાં દુખાવો થાયછે. વાસ્તે તેના ઉપર પેહેલાં થંડું પાણી એક બે દાહાડા સીંચ્યા કરવુ. સોજો નરમ પડે કે કાખમાં લુગડાંની મોટી ગાદી કરી મેલવી. પછી હાથની બાજુને છાતીની સાથે દાબેલી રાખીને તેના ઉપર બાહારની તરફથી પાટીયું મેહેલીને હાથની બાજુ અને છાતી ઉપર ફરતો પાટો બાંધવો અને ગળામાં રૂમાલ બાંધી હાથના પોંહોચા આગળથી તેમાં ભરાવી હાથ ઊંચો રાખવો. હાથની બાજુનું હાડકું હેઠલા છેડા તરફથી ભાંગેતો કોણી આગળથી હાથને વાળીને કોણીના સાંધામાં બેસતુ આવે એવો વાંકો

જાડો કાગળ કાપીને પાટો બાંધવો. આ હાડકું ભાંગેતો તેમાં પણ થોડા દાહાડા પછી પાટા ઉપર ગુંદર અથવા લાહી લગાડી હાથને ઝોળીમાં રાખવો. બચપણમાં ૨૫ થી ૩૦ દાહાડાની મુદતમાં અને પુખ્ત ઉમરે ૩૫ થી ૪૦ દાહાડાની મુદતમાં બાજુનું હાડકું સંધાઈ જાયછે.

હાંસડીનું હાડકું ભાંગેતો કાખના અંદર મોટો લુગડાંનો ડુચો દાબવો, અને પાટાના બે આંટા કાખમાંથી ખંભાના ઉપર ફરતા લેવા,જેથી એ ગાદી કાખમાં દબાશે. પછી ખંભાની પાછળથી સામેની કાખ તરફ પાટો લેઈ જવો. અને કાખમાં થઇને એક આંટો ખંભા ઉપર લેવા અને પછી પાછો પીઠ ઉપરથી આડો આંટો પેહેલાં ખંભામાં લઈ જવો. એ રીતે પાટો બાંધવાથી પાટાના આંટા પીઠ ઉપર ચોકડીની માફક આવેછે. પછી હાથને કોણીમાંથી વાળી સામા ખંભા સાથે રૂમાલ બાંધી અને તેની ઝોળીમાં હાથ રાખવો. હાંસડીનું હાડકું આશરે ૨૦ થી ૨૫ દાહાડામાં સંધાય છે.

**નળાનું ભાંગવું** નળાના બંને હાડકાં ભાંગેછે ત્યારે પગ ટુંકો થાયછે અને હાડકુ ભાગવાની બીજી નીશાની ખુલી જણાયછે. નળાનું મોટું હાડકું આબાદ ચામડીની હેઠળ છે તેથી તેના ઉપર હાથ ફેરવવાથી તે ભાંગેલું હોયછે તો તરત જણાઈ આવેછે. પણ જ્યારે નળાનું નાનું હાડકું એકલું ભાંગે છે ત્યારે તે પારખવું મુશકેલ થઈ પડેછે. આ હાડકાં ભાંગે તો તેના ખશી ગએલા હાડકાના છેડાને બેસાડવા સારૂ પગને જાંગ ઉપર વાળવો અને પછી તે ખેંચીને હાડકાને દાબવું. પછી પાટીયાં મેલવાં. અને પગની પાટલીથી ઘુટણ સુધી પાટો બાંધવો. પગના નળા સારૂ બે પાટીયાં આવેછે જે ઘુટણના સાંધાથી તે ઘુટી સુધી પોંહોચે એટલાં લાંબા હોયછે. તેમાંનું એક જરા મોટું હોયછે અને તેની સાથ પગની પાટલીની બાહારની બાજુ સારૂ એક કટકો વધારે હોયછે તે નળાની બાહારની બાજુએ બેસતું આવેછે અને બીજુ જરા નાનું હોય છે. જે અંદરની બાજુએ આવેછે. એ બેઉ પાટીયાંમાં ઘુંટીના ટેકરા સારૂ એકેકુ બાકુ હોય છે. પાટો બાંધીને આજારીને સુવાડી રાખવો, અને પગને હાલવા દેવો નહી.

પણ થોડા દાડામાં ફુખાવો તથા સોજો નરમ પડે કે પાટાના ઉપર

ગુંદરનું ધાર પાણી અથવા લાહી ચોપડવી. અને તે સુકાય કે પછી બગલમાં લાકડી આપી આજારીને થોડો વખત હાલ ચાલ કરાવવી. લાહી લગાડવા પછી કદાપી પગ સુજી આવે અથવા પાટો ઢીલો પડી જાય તો પાટાને કાતરથી ધીમેથી ઉભા સળ કાપી નાખવા. અને પછી બીજો પાટો બાંધીને ફરી ગુંદર અથવા લાહી લગાડવી. એ પાટો ૧ થી ૧૧ મહીનો સુધી રેહેવા દેવો, અને પછી છોડી નાખી ધીમે ધીમે હાલચાલ કરાવવી.

જાંગનુ હાડકુ ઉપલે અથવા હેઠલે છેડેથી અથવા વચમાંથી ભાંગે છે. એ હાડકાના ભાગેલા છેડાને તેની જગોએ રાખવા સારૂ ઘણુ કરીને એક પાટીઆનો કટકો આસરે ચાર ઇંચ પોળો, એક ઇંચ જાડો અને બગલથી તે પગની પાટલી કરતાં ત્રણથી ચાર ઇંચ લાંબો રહે એવો લેવો. પછી ગુઠણ સુધી પગ ઉપર પાટો લપેટવો. ત્યારબાદ પેહેલાં પાટીઆને ભાગેલા પગની બાહારની બાજુએ મેલીને પગના આંગળાથી તે ગુઠણ સુધી પાટો લપેટવો. પછી પગને ખેંચીને જાંગના ભાગેલા હાડકાના છેડાને બેસાડવા. પછી જાંગના કાતરાની એક બે ઇંચ હેઠળથી તે ગુઠણના સાંધા સુધી આવે એવો પાટીઆનો કટકો જાંગની અંદરની બાજુએ બેસતો આવે એવો મુકવો અને પછી બાહાર તથા અંદરની તરફનાં પાટીઆને દાબી રાખીને છેક કમર સુધી પાટો લપેટવો અને પાટાના બે ચાર આંટા ફરતા કમરની આસપાસ લેવા. જેથી તે મજબુત રેહેશે. આસરે ૨૦ થી ૩૦ દાડામાં હાડકું થોડું સંધાય છે. ત્યાર પછી પાટીઆ કાઢી નાખી જાડાં બોરડ કાગળના કટકા કાપી ગરમ પાણીમાં નરમ કરી જાંગની બેઉ બાજુએ મેલવા અને પાટો બાંધી તે ઉપર ગુંદરનુ પાણી અથવા લાહી સારી પેઠે લગાડી તેને ખુબ તર કરવો. પછી તે ઉપર બીજો સુકો પાટો બાંધી તેને પણ ગુંદરના પાણીથી તર કરવો. એક બે દાડામાં તે સુકાય કે બેઉ બગલમાં લાકડી આપીને આજારીને થોડો ચલાવવો. પણ ગરદનથી તે પગની પાટલી સુધી પોંચે એવો પાટીનો કટકો ગરદન ઉપર બાંધી તેની ઝોળીમાં ભાગેલા પગને મેલી તેના ઉપર ટેકાવી રાખવો અને ભાગેલા પગને જમીન ઉપર મેલવા દેવો નહી. જો પાટો ઢીલો પડી જાય તો ધીમેથી તેને કાપી નાખી બીજો ઉપર

લખવા પરમાણે બાંધવો. આસરે બે મહીના પછી પગને ધીમે ધીમે જમીન ઉપર મેલવા દેવો. બાળકને ૧॥ થી ૨ મહીના સુધીમાં અને પુખત ઉમર પછી ૨ થી ૩ મહીનામાં આ હાડકું સંધાય છે માટે એટલી મુદત સુધી પાટો બાંધેલો રાખવો.

પાંસળી ભાગવાથી તેની અણી વારમવાર ફેફસામાં લાગે છે અને તેથી તેમાં જોખમ વધારે છે. પાંસળીના ભાગેલા છેડાને પાછો બેસાડવાની મતલબથી તેને જરા દાબવો અથવા ચોળવો નહી કેમકે તેમ કરવાથી ફેફસા ઉપર દબાણ થાય છે જેથી નુકશાન થાય છે. એનો ઉપાય આસરે ૫ થી ૬ ઈંચ પોળો પાટો લેઇને તેને છાતીની આસપાસ કાખથી તે છેક છેલી પાંસળી સુધી ફરતો આસાનીથી ખમાય એટલા જોરથી તાંણીને લપેટવો. થોડા દાડામાં પાટો ઢીલો પડે તો ફરી બાંધવો અને એ રીતે આસરે ૨૦ થી ૩૦ દાડા સુધી બાંધી રાખવો. જો એ સાથે છાતીમાં દરદ થાય તથા ફેફસાના વરમની નીશાંની જણાય તો તેનો ઉપાય કરવો.

માથાનાં હાડકાં ભાગવાથી ભેજાને જોખમ પોંચે છે અને તેનો વરમ થાય છે, માટે જ્યારે એ વરમની નીશાંની જણાય ત્યારે તેનો ઉપાય કરવો. માથા ઉપર ઘંડુ પાણી સીંચા કરવું અને આજારીને ચુપ સુવાડીરાખવો.

ઉપલી અંગ્રેજી દવા ન મળી આવે તો નીચે પરમાણે દેશી ઉપાયો કરવા જેવાકે મજીઠ, મહુડાં, એ બંનેનુ થંડા પાણીમાં બારીક વાટી ટુટેલા હાડ ઉપર લેપ કરવો. અથવા આમળાં, મેદાલકડી, તલ, એને ઠંડા પાણીમાં બારીક વાટી લેપ કરવો. અને તેમાં ઘી પણ મેળવવું ને લેપ કરવો તેમજ નીચે પરમાણે દવાઓ પાવી.

ધઊંને ઠીકરામાં નાખી અધબળા કરી તેને બારીક વાટી તેમાંથી બએ દરામ મધની સાથે દરરોજ ચટાડવા. અથવા પીળી કોડીઓનો ચુનો રતી ૨ થી ૩ ઉકાળીને દુધમાં દરરોજ આપવો.

**અથવા**—બોરડીની છાલ, ત્રીફળાં, સુંઠ, તીખાં, પીપર, દરેક એકેક તોલો લઈ તેને સરખે ભાગે ગુગળ લઈ બધાનો એક જીવ કરી તેમાંથી પનર ગરેનને આસરે દુધમાં દરરોજ આપવું.

# સાંધાનું ઉતરી જવું.

જ્યારે કોઈ સાંધા ઉપર માર પડેછે, અથવા પડી જવાથી, જોર પહોંચેછે, અથવા તે ઘણો જોરથી વાંકો ટીકો કરવામાં આવે છે, ત્યારે તેનું હાડકું પોતાની જગો ઉપરથી ખસી જાય છે અથવા કે સાંધો ઉતરી જાયછે.

**નીશાની**—હાડકું ઉતરી ગયાથી સાંધાની સીકલ ફેરવાઈ જાય છે. ઉતરી ગએલા હાડકાના છેડાનો ટેકરો બીજી જગો ઉપર નીકળી આવેલો જણાય છે. અને ઉતરી ગએલા ભાગની અસલ લંબાઇ ઓછી થાય છે. અને તે મરડાએલો દેખાય છે. એ સાથે સાંધામાં દુખાવો તથા દરદ થાય છે. તે હલાવી શકાતો નથી અને ઉતરી ગએલા ભાગને ટેકાવી રાખવો પડે છે.

**ઉપાય**—જ્યાં સુધી દરેક સાંધા વીશે સમપુરણ જ્ઞાન ન હોય ત્યાં સુધી હાડકું ઉતરી ગયા પછી તેને પોતાની જગો ઉપર પાછું બેસાડવું ઘણું મુશકેલ છે. હાડકુ કઈ જગો ઉપર જોઇએ અને તે કઇ જગો ઉપર ઉતરી ગયું છે તે સઘળી વેળા સેહેલાઇથી માલમ પડતુ નથી. ઘણી વેળા સેજ લચકાએલા સાંધાને ઉતરી ગએલો ગણવામાં આવે છે અને તેને ચોળીને તથા કડાકા મારીને ખરાબી કરે છે વાસતે વાગવાથી અથવા બીજા કોઈ પણ અકસમાતથી કોઈ સાંધો જરા દુખાય અથવા મચકાય કે ઉતરી ગયોછે એમ સમજી તેને કદી ચોળાવવો નહી. કેટલાએક દેશી લોકો અનુભવ ઉપરથી ઉતરેલા હાડકાને બેસાડે છે, પણ તેઓ વારે વારે સાંધાઓ ઉપર એટલું તો જોર કરે છે. તથા વખતે નહી ઉતરેલા સાંધાને એટલા તો ચોળે છે અને મરડે છે કે તેથી ઉલટી ખરાબી થાય છે. આપણા લોકોમાં એવો ખોટો વીચાર છે કે શીખેલા અથવા અંગ્રેજી ડાકટરો હાડકાં સાંધી અથવા ઉતરી ગએલાં હાડકાં ચડાવી જાંણતા નથી. પણ આ ઠેકાણે ખાતરીથી જણાવવાની જરૂર પડી છે કે અંગ્રેજી ડાકટરો બીજી બાબતો વીશે જેટલી સોધો કરીને પરવીણ થયા છે તેના કરતાં તેઓએ આ બાબત વીશે વધારે જ્ઞાન મેળવેલ છે. તેઓ હાથ પગના સાંધા તો શું પણ શરીરમાંના દરેક સાંધા, દરેક માંસના લોચા, દરેક રગ અને નસ એકેક ભાગને એવો તો સારી રીતે જાણે છે કે એવું

આપણા દેશી વઈદો અથવા હાડ વઈદો પણ જાણતા નથી.

**હાથનું આંગળુ** અથવા અંગુઠો ઉતરી જાય તો, હાથને કોઈ માણસ પાસે ઝલાવી ઉતરેલા આંગળાને ઉતરેલા સાંધાની પાસેથી પકડીને જોરથી ખેંચવું. અને પછી ઊતરેલા હાડકાના છેડાને બીજે હાથે દાબવો એટલે તે પોતાની જગોએ બેશી જશે.

**ખંભાના સાંધાનું ઉતરી જવું**—ખંભાના સાંધામાં બાજુનું હાડકું આવે છે તે ચાર ઠેકાણે ઉતરી જાય છે તેમાં ઘણી વખતે હેઠળ બગલમાં ઉતરી જાય છે. ત્યારે બાજુના હાડકાનું સોપારી જેવું માથું કાખમાં જણાય છે. એ હાડકું ચડાવવા સારૂ આજારીને નીચા કોચ ઉપર ચતો સુવાડવો, અને ઉતરી ગએલા સાંધાની બાજુએ કોચની કોર ઉપર બેસવું. આજારીના હાથને પોંચા આગળથી બંને હાથે પકડવો, પછી એક પગને જમીન ઉપર જોરથી ટેકાવી રાખી બીજા પગને આજારીની કાખમાં એવી રીતે મેલવો કે પગની પાટલી હાથની બાજુની ઉતરી ગએલી સોપારી ઉપર લાગે. એ પરમાણે તતબીર કરી આજારીના હાથને થોડા જોરથી સીધો ખેંચવો. અને થોડો સીધો ખેંચ્યા પછી આજારીના હાથને તેની છાતી તરફ વલાંણ આપી પગની પાટલીથી ઉતરી ગએલા હાડકાને ઉપર દાબવું. જેથી કટ કરીને અવાજ સાથે તે પોતાની જગો ઉપર ચઢી જશે. આ સાંધાને ચઢાવવાની બીજી રીત એ છે કે. આજારીને વગર હાથાની ખુરશી ઉપર બેસાડવો, અને પછી તેની બાજુએ ઉભા રહીને પગને ખુરશી ઉપર મેલી ઘુંટણને આજારીની બગલમાં દાબવો પછી જમણા હાથે આજારીની હાથની બાજુ પકડીને તેને સારી પેઠે હેઠળ ખેંચવી, અને પછી તેને ઘુંટણ સાથે જરા દાબવી.જેથી સાંધો ચડી જશે.

સાંધો ચડાવવા પછી કાખમાં લુગડાની ગાંદી મેલીને બાજુને છાતી સાથે પાટાથી બાંધી લેવી. અને હાથને ઝોળીમાં લટકતો રાખવો.

હાથની કોણીનો સાંધો ઉતરી જાય તો, ખંભાના સાંધાને ચડાવવાની બીજી રીત ઉપર લખેલી છે તે મુજબ કોણીના સાંધામાં ઘુંટણ મુકી તે ચડાવવો.

**હાંસડીનું હાડકું** ઉતરી જાય તો તેના ઉપર હાંસડીનું હાડકું ભાગે ત્યારે પાટો બાંધવાને લખ્યું છે. તેમ પાટો બાંધવો.

પગની ઘુંટી કુદતાં અને દોડતાં ઉતરી જાયછે, તેને બેસાડવા સારૂ પગને સારી પેઠે ખેંચવો, અને એવી રીતે વલાણ આપવી કે જે બાજુએ ફરી ગયો હોય ત્યાંથી પાછો સીધો થાય.

---

# આંખમાં ફુલી જેવા દાણા થવાનો રોગ.

આંખની સફેતી ઉપર ટાંચણીના માથા જેવડા પોપચા અથવા દાણા થાયછે અને તેની આસપાસની સફેતી લાલ થાય છે. એ દાણા ફુટી જાય ત્યારે તેના કદ જેવડું નાનુ ચાંદુ પડેછે. ઘણી વખત એકજ દાણો થાય છે. પણ વખતે એક કરતાં વધારે થાયછે. નાનાં બાળકોને આ રોગ ઘણી વખત થાયછે. તેનાથી અજવાળુ બીલકુલ જોવાતુ નથી જેથી આજારી પોતાના હાથથી આંખ ઢાંકી રાખેછે.

ઉપાય—સુગરઆવલેડ ગરેન ૨ થી ૩ ને ૧ આંઉંસ ગુલાબજળમાં પીગળાવી તેમાંથી થોડાં ટીપાં દાહાડામાં બે વાર એ દાણા ઉપર નાખવાં. અથવા નીચે લખેલા લોશનમાંથી દહાડામાં એક બે વાર દર રોજ પીછાને જરા આડકતરૂ કાપી તેની વતી નાખવાં.

| | | |
|---|---|---|
| લીઉનરકાસટીક | ... | ગરેન ૨ |
| ગુલાબજળ | ... | આંઉસ ૧ |

ઉપલી દવાને એક સીસીમાં ભરી તે ઉપર કાળો અથવા લીલો કાગળ લપેટી રાખવો, નહી તો દવા બગડી જશે. જો આજારી નબળો હોય તો ક્વીનાઇન અથવા કાડલીવરઑઇલ તેની ઉમર પરમાણે દર રોજ આપવું. અને શકતી વાળો ખોરાક આપવો. આંખ ઉપર લીલી અથવા કાળી બનાતનો પડદો રાખવો. જો દાણા ઘણા હોય અને દરદ વધારે હોય તો કાનપટી ઉપર અડધારૂપીઆ જેવડું બલીસ્ટર મારવું.

---

# આંખના પોપચાનો રેતડો.

આંખના પોપચાનું અંદરનું પડ જે તંદુરસ્ત હાલતમાં સુંવાળુ હોય છે તે આંખનો સોજો અથવા આંખ આવી ગયા પછી ખડબચડુ થાય છે અને તેના ઉપર ઝીણા લાલ દાણા થાયછે.

**નીશાની—** આજારીને ઘણુ કરી ઉપલા પોપચાની નીચે રેતી જેવું ખુચતું હોય એમ લાગે અને તેથી આંખને ચોળા કરે, આંખમાંથી પાણી ગળ્યાં કરે જેથી આંખ ડોવાઈ જાય. લાંબા દાડા એ રોગ જારી રહેવાથી આંખમાં ફુલાં પડે અને રોશની કમી થાય.

**ઉપાય—** જ્યારે આંખના પોપચામાં કંઈ ખુચતું હોય ત્યારે તે પોપચાને ઉલટાવી જોવું. જો તેનું માંસ ઉપસી આવેલુ અને દાણાદાર જણાય તો તે ઉપર અળગે હાથે મોરથુથાનો સુવાળો કટકો અડાડવો અને પછી તે ઉપર બે ચાર ટીપાં સાલીડ તેલના નાખી પછી પોપચુ સમુ કરવું એ પરમાણે દર રોજ પોપચાને ઉલટાવીને મોરથુથુ લગાડવો. એ દવા લગાડતાં જરા ચચરશે ખરી પણ પછી થોડા વારમાં રેતી જેવું ખુચતુ બંધ થશે અથવા સુગર આવ લેડની બારીક ભુકી કરી તેમાંથી એક ચપટી ભરી પોપચાને ઉલટાવી તે ઉપસી આવેલા દાણાઓ ઉપર ભભરાવવી. જો એથી આરામ ન થાય તો ચાર દરામ લાઇકર પોટાસીમાં તેટલુજ પાણી મેળવી તેમાં લુગડાનો કટકો અથવા બરસ બોળી તે ઉપસી આવેલ દાણાઓ ઉપર લગાડવું. એ દવા ત્રણ અથવા ચાર દાડે લગાડવી. એથી આગ થોડી બળે અને નબળી લાગે તો તેમાં પાણી થોડુ નાખવું. ક્વીનાઇન વગેરે શકતી લાવનારી દવાઓ તથા શકતી લાવનારો ખોરાક આપવો. સારી હવાની ફેરબદલ કરવી.

---

# આંખનો મોતીઓ.

મોતીઆની મુખ્ય નીશાની એ છે કે આંખમાં કાંઈ પણ દરદ થયા વીના રોશની ધીમે ધીમે કમ થતી જાયછે. સઘળી ચીજ ધુમસથી ઢંકાઈ ગઈ હોય એમ લાગેછે. અને આંખની પુતળી તંદુરસ્ત હાલતમાં બલોર જેવી નીતરી હોય છે તે ગદળી અને સફેત દેખાવા માંડે. જેમ જેમ આંખની ઝાંખ વધતી જાય તેમ પુતળી વધારે સફેત થતી જાયછે. જ્યારે તે મોતીઓ પાકો થાય ત્યારે કાંઈ પણ ચીજ દેખાતી નથી એટલુજ નહી પણ અજવાળા અથવા અંધારાનો તફાવત પણ માલમ પડતો

નથી. પુતળીના આડુ જાણે ચણાની ડાળ જેવડું સફેત પડ આડુ આવ્યું હોય એમ લાગેછે.

**ઉપાય**—આનો ઉપાય કાબેલ ડાકટર પાસે કઢાવવા શિવાય બીજો કંઈ નથી. ડાકટરો તે મોતીઓ પાકો થયા પછી કલોરોફારમ સુંઘાડી આશરે દશ અથવા પંનર મીનીટની અંદર મોતીઆ કાઢી નાખે છે. જેથી આજારી અસલના જેવું દેખતુ થાય છે. અને કંઈ પણ હરકત આવતી નથી.

---

## ખરાબ હવા.

( ફાઉલ એર—Foul Air ).

ઘણી વેળા ખરાબ ગલીચ અથવા દુરગંધ હવા ઘરમાં અથવા રેવાની કોઈ પણ જગોએ ઉતપંન થવાથી ઘણા ખરાબ દરદો ઉતપંન થાયછે વાસ્તે એવી ખરાબ હવાનો બીલકુલ નાસ કરવો જરૂરનો છે.

**ઉપાય**—૨ ભાગ કળીચુનો તથા ૧ ભાગ ફુલાવેલી ફટકડી એ બંનેને એક કાચની રકાબીમાં મુકી ઓરડો અથવા જ્યાં બહુ ગંદકી રેતી હોય ત્યાં ખુલી મુકવી.

**અથવા**—૧ રતલ હીરાકસીને પાણીમાં મેળવી મોરી, ગટર, અગર સંઘાસ જ્યાં ગંદકી રેતી હોય ત્યાં છાંટવી.

ઓરડામાં બધી જગોએ ચુનો લગાડવો.

ગંધક દેવતા ઉપર નાખી તેનો ધુમાડો આખા ઓરડામાં આપવો. મોરી, સંડાસ અથવા ગટર વીગેરેમાં કારબોલીક એસીડ પાઉડર છાંટવો. અથવા કોનડીસસોલ્યુસંન છાંટવું.

**અથવા**—નાઈટરેટ આવ લેડ દરામ ત્રણ ને દોઢ બાટલી ગરમ પાણીમાં નાખી પીગળાવવું અને પછી ચાર દરામ નીમક બીજા જુદા વાસણમાં પાણી નાખી તે પીગળાવી તે ઉપર જણાવેલા મેળવણમાં નાખી અને તેમાં એક મોટો લુગડાનો કટકો બોળી જે ઓરડાની હવા ખરાબ હોય ત્યાં ટાંગવો જેથી ગમે તેવી ખરાબ હવા હશે તે ચોખી થશે.

---

# ઝેરી હવાઓ.

**(પોઇઝનસ ગેસીસ—Poisonous Gases. ).**

ઝેરી હવાઓ જેવી કે કારબોનીકએસીડ ગાસ, સલફયુરેટેડ હાઇદરોજન વગેરે ગલીચ ગટરોમાં, રૂના મોટાં કારખાનાઓમાં તથા દીવા કરવાની ગ્યાસ બનાવવાના કારખાનાઓમાં જોઇએ તેવી સફાઈ નહી રાખવાથી ઉતપન થાય છે.

આ ઝેરી હવાઓ તથા બાફો સ્વાસમાં લેવાથી માણસ ગુંગળાઇ જાય છે અને જો તેના એવે વખતે ઘટતા ઉપાયો ન કરે તો તે મરણ પામે છે.

**ઉપાય**—બીમારને તુરત એવી ગલીચી હવાવાળી જગોમાંથી ખસેડી સ્વછ હવાવાળી જગોમાં લઇ જવો, અને ત્યાં તેનું મોઢું જમીન તરફ રાખીને સુવાડવો તેના એક હાથનો પોંચો તેના કપાળની નીચે રાખવો. આ ઉપાયથી તેનું ગળુ ખુલુ થશે. તથા ગળામાંની સ્વાસ લેવાની નળીમાં ચોખી હવા દાખલ થશે.

**ઉપાય બીજો**—ઉપલા ઉપાયથી સ્વાસ સારી પેઠે ચાલુ ન થાય તો તુરત બીમારને ગમે તે એક બાજુએ કોરવાળી પાછો ઊંધો કરવો. વળી કોરવાળી ઊંધો કરવો. એ પરમાણે એક મીનીટમાં પંદરથી વીસવાર કરેચા કરવું, જેથી બીમારની છાતી માંહેલી ઝેરી હવા તેના ફેફસામાં દબાવાથી ઊંધુ કરતી વેળા બાહાર નીકળે છે. અને તેને કોર વળાવવાથી ચોખી હવા તેના સ્વાસમાં જાય છે.

અથવા બીમારને ઊંધુ સુવાડી તેની પીપૂડી ઉપર હાથોવતી સારી પેઠે દબાણ કરવું, અને બીજા માણસે તેના છાતીની બંને તરફની પાંસળીઓ દાબીને તરત છોડી દેવી, અને વળી પાછી દાબવી. આ પરમાણે જ્યાં સુધી સ્વાસ સારી પેઠે ચાલુ થાય ત્યાં સુધી કરેચા કરવું. તથા જાડા લુગડાના કટકાથી તેના હાથ અને પગોના તળીઆંખુબ મસળવાં.

**અથવા**—બીમારને ચતુ સુવાડીને તેના ખંભા નીચે તકીઓ મુકવો તથા જો મો અને નાકમાં ફીણ આવ્યું હોય તો આંગળા ઘાલીને તે કાઢી નાંખવું. ત્યાર પછી બીમારના માથા આગળ ઉભા રહીને તેના બંને

હાથો ખંભાઓ આગળથી મજબુત પકડીને માથા તરફ ઉપર ઉંચકવા. અને પાછા નીચે લાવવા. આ પરમાણે મીનીટમાં આશરે વીસ વખત સુધી કરેચા કરવું, તથા પગો ગરમ પાણીમાં અને વળી પાછા થંડા પાણીમાં એમ તરત અવાર નવાર બોળ્યા કરવા. મોઢા ઉપર થંડું પાણી છાંટવું. અથવા વીજળીનો સંચો તરત મળી આવે તો તેનો એક છેડો છાતી ઉપર દાબી રાખવો, અને બીજો છેડો બીમારના હાથમાં પકડાવીને વીજળી આપવી તથા નીચે જણાવેલી દવાઓ મેળવી તે પીચકારી વતી ગુદામાં દાખલ કરવી.

| | |
|---|---|
| ટરપેન ટાઇન | .. આંઉંસ ૧ |
| ઈંડાની દાળ ... | .. (એક ઇંડાની) |
| કાંજી ... | .. આંઉસ ૨૦ |

## હડકાયેલું કુતરૂં, સીયાળ અથવા બીલાડી કરડે તે.

( હાઈડરો ફોબીઆ—Hydrophobia ).

( ઈટસ પ્રીવેનસન—Its prevention ).

**ઉપાય**—ઉપર જણાવેલું કોઈ પણ હડકાએલું પ્રાણી કરડે તો, તેનું ઝેર ચડે નહી એટલા માટે ૨૦ ગરેન સેલીશીન જ્યાં સુધી પુસકળ પરસેવો છુટે ત્યાં સુધી દર ત્રણ કલાકે દાહાડામાં ચારવાર પાંચથી સાત દાડા સુધી પાણીમાં ચાલુ પાવું. એથી ઝેર શરીરમાં ફરી વળવાને બદલે પરસેવાની સાથે નીકળી જશે, જેથી તે ઝેરની બીલકુલ અસર થશે નહી. ડંખવાળા ભાગની આસપાસની જગો છરી અથવા ચાકુ વતી કાપી વેહેતી મુકવી અને પુશકળ લોહી વેહેવા દેવું. આંમ કરવાનું કારણ એટલુંજ છેકે તેથી લોહીની સાથે ઝેર નીકળી જાય છે તે પછી તે ઉપર લીઉનર કાસટીક લગાડી લોહી બંધ કરવું અથવા કોઇ પણ એવું પ્રાણી કરડે કે તુરત તે ભાગને ગરમ પાણીથી ધોઇને તેના ઉપર કાળી રૂશનાઇ ચોપડવી અને ફરીથી તે ભાગને ધોઈ ડંખવાળા આખા ભાગ ઉપર લીઉનર કાસટીક લગાડવી અને એ પરમાણે બે મહીના સુધી ડંખને રૂઝાવા દેવો નહી પણ જ્યારે તે રૂઝાવા માંડે કે પાછું વખતો વખત લીઉનર કાસટીક લગા-

ડયા કરવું, અને એ પરમાણે આળુ રાખવું, અને પારાની મેળવણી વાળી દવાઓ આપી તેટલી વખત સુધી મોઢુ આવેલું રહે તેમ કરવું. એ પરમાણે કરવાથી ઝેરી અસર બીલકુલ નાશ થશે.

**અથવા**—જેવું ઉપર પરમાણે ઝેરી જનાવર કરડે કે એસીડ સલફ્યુરીક અથવા એસીડ નાઇટરીકથી તે ભાગ બાળી નાંખવો.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો—

ખાખરાના મુળની છાલ, કાળીજીરી, એ બંનેને સરખે ભાગે લેઇ બારીક ખાંડી તેમાંથી રૂ ૦ા ભાર તલના તેલમાં નાંખી દરરોજ પાવું.

અથવા—કુકડવેલનાં મુળ, નસોતર, ઉંદરાંમણીનાં મુળ, સોકોતરી એળીયો, ખાખરાનો પીતપાપડો એ સરવ બરાબર લેઇ બારીક ખાંડી તેમાંથી રૂ ૦ા ભાર ઉના પાણી સાથે દરરોજ સવારે પાવું.



# હડકવા.

**નીશાની**—હડકાએલા જાનવરો કરડવા પછી ઘણું કરી તુરત આ રોગ થતો નથી. પણ પેહેલાં તે જખમ રૂઝાઇ જાયછે અને ઘણા દીવસો અથવા મહીનાઓ કાંઈ પણ જણાતું નથી. પછી કરડેલી જગો ઉપર આજારીને દરદ અથવા ચળ થાય છે, ત્યાં ચસકા અથવા ગોદા મારેછે. આળસ આવે, બેચેની લાગે અને બેચાર દાડા સુધી એ પરમાણે થયા પછી આ બીમારીની ખાસ નીશાંનીઓ નીચે પરમાણે થાય છે.

હરેક વાતે આજારી ઉતાવળ કરે, જરા જરામાં ધુસે થાય, અને ચીરડાઇ જાય, ગરદન અને ગળાની આસપાસ દરદ અને ખેંચાવો માલમ પડે, પછી તેનાથી પ્રવાહી એટલે પાણી જેવી ચીજ ગળાય નહી, હાથ પગ ખેંચાય, અને ધ્રુજે અને કેટલીક વેળા નક્કર ખોરાક તેનાથી ખવાઇ શકાય પણ પાણી પીવા જાય કે ખેંચ તાંણ થઈ આવે. અને સ્વાસ ગુંગળાય, શરીર ઉપર પવન લાગવાથી, ઓઢાડેલું લુગડુ ખેંચવાથી, પાણી પીધાથી, અથવા પાણી જોવાથી, અથવા એક વાસણનું પાણી બીજા વાસણમાં રેડવાથી આજારીને ઘણો કમકમાટ છુટે છે, અને ખેંચતાંણ તથા ધ્રુજારો થઇ આવે છે, કોઇ વેળા તેની આસપાસ જાનવરો હોય

એવું જણાય છે, તેની થુંક ઘણી જાડી અને ચીકણી હોય છે. તેથી તેનું મોહોડું મ્હોટી જાય છે. બીજા માણસોને કરડવા જાય તેમ ચાળા કરેછે.

આ બીમારીની ખાસ નીશાંની થયા પછી વખતે આજારી ચોવીસ કલાકમાં મરણ પામે છે. ઘણું કરી બીજે અથવા ત્રીજે દહાડે મોત થાય છે અને વખતે અડવાડીઆથી વધારે દહાડા કાઢી આજારીનો અંત આવે છે.

ઉપાય—આવે વખતે પાણી ન પાવાની એક કાબેલ ડાકટર ભલામણ કરે છે પણ જો અતીશે તરશ લાગે તો પાણી પાવું નહી, પણ અડતાળીસ આંઉસ જેટલું પાણી ચોવીસ કલાકના અરસામાં મોટી પીચકારીવડે ગુદામાં દાખલ કરવું, જેથી તરસ તદન મટી જશે, અને પાણી જોવાથી તેને ધાસ્તી લાગે છે તે પણ લાગશે નહી. તેને શકતી લાવવા માટે આલકોહોલ પાવો. તથા હાથની અથવા પગની કોઈ નસ ચીરીને તેમાં થોડાં ટીપાં લાઇકરઆમોનીઆ ફોરટીયર દાખલ કરવું. અથવા બીમારને તાંણ તોડ સરૂ થાય કે તરત નરમ પાડવા કલોરો ફોરમ રૂમાલ ઉપર છાંટી સુંઘાડીને તેને બીલકુલ બેભાંન કરવું અને એવી અવસ્થામાં નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીચકારી વતી ખંભાની ચામડીમાં દાખલ કરવી.

| | | |
|---|---|---|
| એક્સ્ટ્રાકટ આવ કેલેબારબીન | ... | ગરેન ૦ા |
| હાઈડ્રોકલોરેટ આવ મોરફીઆ | ... | ગરેન ૧થી ૨ |
| પાણી | ... | મીનીમ ૫ |

અથવા ૧૦ ટીપાં ટીંચર ઓપીના એક આંઉસ પાણીમાં મેળવીને પાવું અથવા ત્રણ ગરેન અફીણની ચાર ગોળીયો બનાવી દર ત્રણ અથવા ચાર કલાકે ગળાવવી. બરફ અથવા બરફની પોટલી બરડાના કાંઠા ઉપર ફેરવવી. અને બેચતાંણ ઘણું થતું હોય તો નીચે લખેલી દવામાંથી એક મોટો ચમચો ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંચર આવ ઇનડીઅન હેમ્પ | | ...ટીપાં ૩૦ |
| સ્પીરીટ આવ કલોરોફોરમ | ... | ...ટીપાં ૪૦ |
| કેમફર વોટર | ... ... | .. આંઉસ ૧ા |

અથવા—બીમારને હડકવાની સઘળી નીશાંનીઓ જણાય કે તરત

તેને જ્યાં સુધી તે થાકીને સુસ્ત થઈ જાય અને ઘણો પરસેવો છુટે ત્યાં સુધી ઘણા જોરમાં દોડાવવું. અથવા બીજી રીતે પરસેવો પાડવાના ઉપાય કરવા તેને બીલકુલ હવા ન આવતી હોય એવા ઓરડામાં ઘણા ગરમ પાણીથી નવડાવવો. અથવા ઊંચી ખુરશી ઉપર બેસાડીને તેને ગરમ પાણીનો બાફ આપવો. તેનાથી ગળી શકાતું હોય તો પરસેવો છુટવા ાા દરામ ગ્લીસીન અથવા ચાર ગરેન જેનસીસપાઉડર દર અડધે કલાકે જ્યાં સુધી પુશકળ પરસેવો છુટે ત્યાં સુધી ફકાડવો. અથવા નીચેની સઘળી દવાઓને ઉકાળી ગાળી તેમાં અડધો આઊંસ ટીંચર આવ એસેફોટીડા નાંખી અને તે સઘળુ પીંચકારીવતી ગુદામાં દાખલ કરવુ

| | | |
|---|---|---|
| હોપસ ... | ... | દરમ ૧ |
| તંબાકુ. ... | ... | દરામ ાા |
| હેનબેનનાં પાંદડાં ... | | દરામ ાા |
| એકસ્ટ્રેકટ આવ હેમલોક. | | ...ગરેન ૮ |
| એકસ્ટ્રેકટ આવ લેટ્યુસ | | ...ગરેન ૪ |
| અફીણ ... | ... | ...ગરેન ૧ |
| પાણી ... | ... | ...આંઊંસ ૬ |

અગર જો અંગ થંડુ પડે, નાડી બેશી જવા માંડે તો સોલ્યુશન આવ આમોનીઆ ટીપાં ૧૦ થી ૧૫ અથવા સ્પીરીટ આમોનીઆ એરોમેટીક દરામ ાાથી ૧ સુધી લેઈ થોડા પાણીમાં નાંખી અને દર એક અથવા બે કલાકે એ દવા જારી પાવી.

આજારીને ધીરજ અને હીમત આપવી, અને તેની આગળ સારી વાતો નરમાશથી કરવી. તરશ ઘણી લાગે તો બરફનો કટકો મોંઢામાં આપવો.

**અથવા**—આકડાના દુધમાં બાજરાનો આટો નાંખી તેની ચાંનકીઓ કરી દેવતા ઉપર સેકી તેમાંથી રુાાભાર લેઈ આજારીને ખવરાવવું. તેથી ઉલટી તથા ઝાડો થશે તેને બંધ કરવા સારૂ ખીચડીમાં સારી પેઠે ઘી નાંખી ખવરાવવું.



# સાપનો ડંખ.

(સરપન્ટ બાઇટ Surpent bite)

**નીશાની**—સાપ કરડવા પછી ડંખેલી જગો સુજી આવે અને લાલ થાય તેનો સોજો વધતો જાય અને વખતે તેમાં સડો લાગુ પડે. એ સાથે ફેર ચક્કર આવે, આંખે અંધારાં આવે, હાથ પગમાં ધ્રુજારી થાય ઉલટી થાય અને તેમાં લીલું પીત જેવું પડે. બેચેની ઘણી થાય. ઍર સોરાઈ જાય, થંડો પરસેવો પડે,નાડી બેશી જાય,અને બેહોશી થઈ મરણ નીપજે.

**ઉપાય**—શરીરના જે ભાગ ઉપર ડંખ મારચો હોય તેના ઉપરના ચાર આંગળાં જેટલું ઉપર એક મજબુત સુતળી અથવા પાટીથી તે બાંધી લેવું. કે જેથી ઝેર ઉપર ચઢતું અટકશે. ડંખેલા ભાગ ઉપર દેવતાનો ગાંગડો મુકીને તે ભાગ બાળી નાંખવો. અથવા દીવાની આંચે ડંખેલા ભાગને આશરે અડધી મીનીટ સુધી રાખવો જેથી બળી જશે.

**અથવા**—એસીડ સલફ્યુરીક અથવા એસીડ નાઇટરીક અથવા લીકર કાસ્ટીકથી તે ભાગ બાળી નાખવો. અથવા તેટલો ભાગ ચપુવતી કાપી નાખવો અથવા જે માણસના મોઢામાં ચાંદા વીગેરે કંઇપણ રોગ ન હોય તેવા માણસ પાસે તે ઝેર ચુસાવી કઢાવવું ચુસનારને તે ઝેર પેટમાં જવાથી અથવા મોંહામાં લાગવાથી કંઈ પણ ખરાબ અસર થશે નહી પણ તેના મોઢાની અંદર ચાંદું વીગેરે જખમ હશે તો ખરાબી થશે તે જખમ ચુસવા પેલાં ચુસનારને બરાંડી અથવા બીજા દારૂના કોગળા કરાવવા અને ચુસા પછી પણ તેના કોગળા કરાવવા.

અથવા—જખમ ઊપર રૂમડી અથવા ગલાસ મુકી લોહી કાઢી નાખવું અને પછી જખમની આસપાસ તાજુ તલનુ તેલ અથવા સાલીડનું તેલ ૧ આંઉસ ૧ ચમચી સ્પીરીટ આવ હારટસ હારન નાખી તે થોડો વાર મસળા કરવું. ડંખ ઉપર લાઇકર આમોનીયા ફોરટીઅર અથવા લાઇકર પોટાસાના થોડા ટોપાં નાખવાં. આ દવાઓ જલદી ન મળી શકે તો રાખને પાણીમાં ડોવી તે પાવી અથવા ૦।। દરામ લાઇકર પોટાસા પાણીમાં મેળવી દર અરધે કલાકે પાવું.

બીમારને ઘણી નબળાઈ થએલી જણાય તો બરાંડી અને પાણી

વારંમવાર પાયા કરવું. બરાંડી ન મળી શકે તો તાડી અથવા તાડીનો દારૂ પાવાથી પણ ફાયદો થશે.

શરીરના એવા ભાગ ઉપર ડંખ લાગો હોય જેવા કે બરડો પેટ વીગેરે કે જ્યાં સુતળી બાંધી શકાય નહિ તો તેવા ભાગને નસતરથી વ-ધારે ચીરીને તે ઉપરે સુકાં વેહેતુર મુકવાં. અને થોડું થોડું લોહી વહેવા માંડે કે તરત કોઈ માણસ પાસે તે ચુસાવવું. ડંખની ઉપર ચુનો અને ગોળ મેળવી તે મુકવો.

કીડ ઘણી લાગતી હોય તો થોડું અફીણ પાણીમાં ડોવીને તે વતી ડંખને ધોવો અથવા ડંખ ઉપર ડાંમ દેવો.

સાપે ડંખેલા ભાગની ઉપર મજબુત દોરી વતી બાંધવા પછી કુક-ડીની ગાંડ ડંખેલા ભાગ ઉપર જોરથી દાબવી. એમ કરવાથી કુકડી થોડા વખતમાં મરણ પામશે. આ પરમાણે ત્રણ ચાર કુકડી મરવા પછી ઝેર ઉતરી જશે.

એક જાતનો પથર જેને સ્નેક સ્ટોન કરીને કહેછે તે ડંખ ઉતારવાના કામમાં આવેછે આ પથર બનાવવાની રીત નીચે પરમાણેછે.

સાબરસીંગાના એક કટકાને સુકા ઘાસમાં સારી પેઠે લપેટીને તેની આસપાસ ત્રાંબાનો એક પાતળો કટકો જડવો અને તે પછી એ સઘળાંને દેવતામાં મુકવું જ્યારે સાબરસીંગ બરોબર બળીને કાળુ થાય કે તેની ઉ-પરનુ ત્રાંબાનું પતરૂ કાઢી નાખી બળેલુ સાબરસીંગ નીચે જણાવા પરમાણે કામમાં લેવું જેવો સાપ ડંખે કે તુરત તે ભાગ ઉપર છરીના નાના કાપ કરવા અને તે ઉપર સાબરસીંગનો બળેલો કટકો મુકવો જે ત્યાં આશરે બે મીનીટ સુધી વળગી રહેશે. અને પછી પોતાની મેળે ખરી પડશે જ્યારે તે ખરી પડે ત્યારે તરત એક પાણીના વાંસણમાં તેને નાખવો. અને પછી બહાર કાઢીને સુકા લુગડાથી તેને સુકો કરી અને પાછો બીજીવાર તેને ડંખ ઉપર મુકવો. બીજી વખત બે મીનીટથી પણ ઓછો વખત તે વળગી રેશે. વળી એજ પરમાણે ત્રીજીવાર કરવું. જ્યારે તે બીલકુલ વળ-ગેજ નહિ ત્યારે બંધ કરવો. એમ કરવાથી ઝેર બીલકુલ ઉતરી જશે

આજારીને ઝેરની અસર સારી પેઠે થાયછે ત્યારે ઝોકાં આવે છે અને જાણે ઉંઘતો હોય એમ લાગે છે. તો તેવે વખતે તેને ઉંઘવા દેવો

નહિ. આજારી લેવાતો જાય અને નાડી બેસતી જાય તો સ્પીરીટ આમો-નીઆ એરોમેટીક ટીપાં ૪૦ ને એક આંઉસ પાણીમાં નાખી પાવું અને નાડી નાની થવા અથવા બેશી જવા ઉપર તથા શરીરના થંડા થવા ઉપર ધીઆંન રાખીને એ દવા દર બે અથવા એક અથવા અરધા કલાકે પાવી. કાંઈ દવા હાજર ન હોય તો બરાંડી પાણીમાં નાખી પાવો.

ઝેરની અસર નરમ પડવા પછી જખમમાં સડો લાગુ પડે તો તે ઉપર પોલટીસ બાંધવી અને સડા વાળા ચાંદામાં બતાવા પરમાણે તેનો ઉપાય કરવો.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો—

ઘોડા આસુંદનું મુળ વાલ ચાર, તીખાં વાલ ચાર એ બંનેને બારીક ખાંડી દુધની સાથે પાવાં.

અથવા—પારેવાની ચરક, માણસના મવાળા, ગાયના સીંગડાનાં મુળ, મોરનાં પીછાંના ચાંદલા, જવનો લોટ, ધાણા, કપાસીઆના બીજ એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી ૩૧ ભાર દેવતા ઉપર નાખી દરદીને લુગડું ઓઢાડી અંદર ધુંવાડો દેવો.

અથવા—વાંઝણી કંકોડીનું મુળ પાણીમાં ઘસીને પાવું તેમજ તેનો લેપ કરવો આ ઉપાય સારો છે.

અથવા—ખાખરાનું મુળ પાણીમાં વાટીને પાવું.

અથવા—લાઇકરપોટાસા ૨૦ થી ૨૫ મીનીમ થોડા પાણીની સાથે દર અડધે અથવા એક કલાકે પાવું અને તેજ દવા એક દરામ લેઈ તેમાં થોડું પાણી નાખી તેમાં લુગડું પલાળી ડંખ ઉપર મુકવું અને તે ભીનેલુજ રાખવું. આ ઉપાય ઘણો સારોછે.

અથવા—કુંઆના છોડને સુકવી ખાંડી ૨ાા ભારને આશરે પાણીની સાથે પાવું તથા તે ભુકો ડંખ ઉપર ચોપડવો.

અથવા—કરડેલા ડંખ ઉપર નસતરથી બે ત્રણ કાપ મુકી તેનું થોડું લોહી વેહેવા દેવું, તથા નીચેની દવા વાપરવી લાઇકરપોટાસી દરામ ૪ બરાંડી આંઉંસ દસ, પાણી આંઉસ ૫ એ સઘળાંને મેળવી એમાંથી દોઢ આંઉસ દર કલાકે આરામ થતાં સુધી પાવું. તેમજ નીચેનું લોસંન તઇયાર કરી તેમાં લુગડું બોળી ડંખ ઉપર મુકી તે લોસંનથી ભીનેલુજ

રાખવું. લાઇકર પોટાસી આંઊંસ ૧ પાણી આંઊંસ ૩ એ બંનેને સારી પેઠે મેળવી મુકવું. આ ઉપાય ઘણોજ સારોછે. આ ઉપાયથી આશા છોડી દીધેલા દરદીઓને આરામ થએલ છે લાઇકર પોટાસી સાપના ઝેરને ઘણીજ અકસીર દવા છે.

---

# વીંછીનો ડંખ.

**સ્કોરપીઅન બાઈટ**—Scorpionbite.

**ઉપાય**—૧ વાઇન ગલાસ બરાંડીમાં ૧ ચમચી નીમક નાખી તેમાં લુગડુ બોળી તે ડંખ ઉપર લગાડવું. અથવા આંગળા ઉપર અથવા પગ ઉપર ડંખ મારો હોય તો ઉપલી મેળવણીમા તે ભાગ બોળવો.

**અથવા**—ડુંગળી બાફી ડંખ ઉપર બાંધવી.

**અથવા**—બાવળના લાકડાની રાખ પાણીમાં ડોવી તે ડંખ ઉપર લગાડવી અથવા એસીડ ટારટારીક અને ફટકડી એ બંનેને વાટી તે ડંખ ઉપર મુકવી.

**અથવા**—લાઇકર આમોનીઆ ફોરટીઅરનાં થોડાં ટીપાં ડંખ ઉપર મુકવાં.

**અથવા**—પલવીસ એપીકાકયુનાને પાણીમાં મેળવી તે ડંખ ઉપર લગાડવું.

**અથવા**—ડંખની ઉપરના ભાગ ઉપર દોરી બાંધા અને પછી તે ઉપર માંખણ અથવા લસણ મસળવું.

**અથવા**—મુળાનો રસ ડંખ ઉપર ચોપડવો.

**અથવા**—પાણીમાં નીમક ડોવી તે આંખમાં છાંટવું.

**અથવા**—આમલીઆને પાણીમાં ઘસી તેનું ચળકતુ પડ કાઢી તે પડ ડંખ ઉપર ચોટાડવું. ડંખ ચુસાયા પછી તે પોતાની મેળે ખરી પડશે.

**અથવા**—વીજળીનો સંચો હાજર હોય તો તેનો એક હાથો દરદીના હાથમાં પકડાવવો. અને બીજો હાથો ડંખ વાળા ભાગ ઉપર પકડીને વીજળી આપવી એથી દરદ એકદમ બંધ થશે.

**કાનખજુરાએ ડંખ મારયો હોય તો બરાંડી અથવા કલોરોફોરમમાં** નીમક ડોવી તે ડંખ વાળા ભાગ ઉપર લગાડવું.

વીંછીના ઝેરના ઉપલા ઉપાયો ન મળી આવે તો નેપાળાની દીવેટ ઘસીને ડંખ ઉપર ચોપડવી. અથવા નવસાર અને હરતાલ એને પાણીમાં વાટી ડંખ ઉપર ચોપડવું.

**અથવા**—પલાસ પાપડાને આકડાનાદુધમાં ઘશી ડંખઉપર લગાવવું.

**અથવા**—આંમળસારો ગંધક, મોરના પીછાંના ચાંદલા, સણ એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાંથી વાલ ચાર દેવતા ઉપર નાંખી તેનો ડંખ ઉપર ધુવાડો દેવો આ ઉપાય સારો છે.



# જળોનો ડંખ.

## (લીચ બાઈટ—Leech bite)

**ઉપાય**—જળો મુકા પછી તેના ડંખમાંથી લોહી ઘણું નીકળે તો જ્યાં સુધી લોહી બંધ થાય ત્યાં સુધી ડંખ ઉપર બરફ મુકવો. અથવા બાળેલી હળદરનો ભુકો અથવા ફુલાવેલી ફટકડીનો ભુકો ડંખ ઉપર દાબવો.

નાઈટરેટ આવ સીલવર ડંખ ઉપર લગાડવું અથવા ડંખની નીચેના ચાંમડીમાં એક સોય આડી ખોશી તેના એકથી બીજા છેડા સુધી સોયની આસપાસ ઝીણો મજબુત રેશમી દોરો લપેટવો.

લીન્ટને ટીંચરફેરી પરકલોરાઇડમાં બોળી તે અથવા કરોળીઆનું પડ ડંખ ઉપર મુકીને જ્યાં સુધી લોહી બંધ થાય ત્યાં સુધી દાબી રાખવું અથવા પાઉડર આવ મેટીકો ડંખ ઉપર દાબવો.



# ભમરાનો ડંખ.

## (વોસ્પ બાઈટ—Wasp-bite)

ભમરાના ડંખથી ઘણી વેળા પુશકળ દરદ થઈને તેની આસપાસના ભાગો સુજી આવે છે.

**ઉપાય**—ડંખને ચીપીયાથી ખેંચી કાઢવો. અથવા જો તે ઘણો ઊંડો

હોય તો ડંખ ઉપર કુંચીનો પોકળ ભાગ જોરથી દાબવો. જેથી કુંચીની નળીના તે પોકળ ભાગમાં ચામડી સેહેલાઇથી ઉપર આવીને ડંખ બહાર નીકળશે, અને ત્યારપછી તે ડંખવાળા ભાગ ઉપર ટરપેનટાઇન, ઓલીવઓઇલ, એરોમેટીક સ્પીરીટ આવ આમોનીઆ, રેકટીફાઈડ સ્પીરીટ આવ વાઈન, મધ, મીઠું તેલ, સુગરલેડનું પાણી, ટીંચર આવ કેલેનડયુલા અથવા કેળના પાંદડાંનો રસ. આ નવમાંથી ગમે તે એક મસળવું. અથવા ડંખ લાગવાથી વરમ ઘણો જોરમાં થયો હોય તો પોલટીસનો ગરમ સેક કરવો. થોડી જળો મુકવી અને એક હલકો જુલાબ આપવો.

ઉપલી દવાઓ ન મળે તો.

સુંઠ, પારેવાંની અરક, હરતાળ, સીંધવ, એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી બીજોરાના રસમાં મેળવી તેનો લેપ ડંખ ઉપર કરવો.



## મધમાખનો ડંખ.

(બી સ્ટીંગ—Bee sting)

**ઉપાય**—ડંખનો ભાગ તપાસવો અને જો માંસમાં ડંખ પડેલો જણાય તો તે નાના ચીપીઆથી બાહાર ખેંચી કાઢવો. અથવા કુંચી ડંખ ઉપર જોરમાં દાબવી કે જેથી ડંખ ઉપર નીકળી આવશે. ત્યાર પછી લાઇકર આમોનીઆ ફોરટીઅર પાણીમાં નાખીને તેથી ડંખને ધોવો.

**અથવા**—મીઠા તેલમાં, સુગરલેડના પાણીમાં, મધમાં, કેળના પાંદડાના રસમાં, રેકટીફાઈડ સ્પીરીટ આવ વાઇનમાં, ઇથિર સલફયુરીકમાં અથવા કારબોનેટ આવ સોડાને પાણીમાં પીગળાવીને તેમાં લુગડું બોળી તે વારમવાર ડંખ ઉપર લગાડ્યા કરવું.

**અથવા**—વરમ ઘણો જોરમાં થયો હોય અને ઉપલા ઉપાયોથી તે નરમ ન પડે તો અળસીની અથવા ઘઉના લોટની પોલટીસ મુકવી અથવા કોલનવોટર મુકવું.

**અથવા**—કેશર, તગર, સુંઠ એને પાણીમાં વાટી ડંખ ઉપર લગાવવું.

**અથવા**—સુંઠ, કબુતરની હગાર, બીજોરાનો રસ, સીંધવખાર, એને બારીક વાટી ડંખ ઉપર લેપ કરવો.

**અથવા**—અરીઠા, રાળ, હજરતબેર, ગળજીબી, હળદર, દારૂહળદર, ગેરૂ એ સરવ બરાબર લેઈ બારીક વાટી તેમાં પાણી મેળવી તેનો ડંખ ઉપર લેપ કરવો.

**અથવા**—મગ, મસુર એ બંનેને ગઉમુતરમાં વાટી કાળી માટીમાં મેળવી ત્રીફળાના પાણીથી લેપ કરવો.



# મછરનો ડંખ.

(મોસ્કીટો બાઈટ—Mosquito bite)

**ઉપાય**—ટરપેનટાઈન તથા મીઠું તેલ એ બંને સરખે ભાગે મેળવીને તે ડંખ ઉપર લગાડવું અથવા સ્પીરીટ આવ હારટશ હારનને પાણીમાં મેળવી તે વડે તે ભાગ ધોવો. તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાં લુગડાનો કટકો બોળીને તે મુકવો.

| | | |
|---|---|---|
| સુગરલેડનું પાણી | ... | આંઉસ ૩ |
| ટીંચરઓપી ... | ... | દરામ ૨ |
| ગુલાબજળ ... | ... | આંઉસ ૯ |



# બળી જવું.

(બરન—Burn)

જ્યારે કોઈ કારણને લીધે લુગડાં સળગી ઉઠેછે અથવા દેવતાની ઝાળ અથવા દેવતા શરીરને લાગેછે ત્યારે ચામડી બળી જાયછે. તેમજ ઘણું કકળતું પાણી અથવા તેલ અથવા બીજો ઉનો પ્રવાહી ચામડી ઉપર પડેછે ત્યારે તે દાઝેછે.

બળવાની તથા દાઝવાની અસર જુદી જુદી થાયછે. જો થોડી થોડી ગરમી ચામડીને લાગેછે અથવા ઘણો થોડો વાર સુધી તેની અસર જારી રહેછે તો ચામડી લાલ થવા શીવાય વધારે ખરાબી થતી નથી. પણ જો ગરમી વધારે હોયછે તો ચામડી લાલ થાયછે એટલુંજ નહી પણ તેના ઉપર ફોલ્લા ઉઠી આવેછે. જો ઘણી ગરમી લાગેછે તો ચામડીનાં

સઘળાં પડો બળી જાયછે અને ચાંદુ પડેછે. જેની આસ પાસની જગો લાલ હોયછે અને તેમાં દુખાવો થાયછે. વખતે તીક્ષણ ગરમી લાગવાથી ચામડી તથા તેની નીચેનું માંસ પણ બળી જાયછે અને તે પાકી આવે છે. સેજ બળેલો ભાગ વગર પાકવે સારો થાયછે. પણ જ્યારે ચામડીની જાડાઈ લગી બળી જાયછે ત્યારે તે પાકીને રૂઝાય છે. જ્યારે વખતે હાથ પગના સાંધા આગળથી ચામડી બળેછે અને તે પાકીને રૂઝાય છે ત્યારે સાંધા ખેંચાઇને હાથ પગ વળી જાયછે અને તે લાંબા થતા નથી.

શરીરનો થોડો ભાગ બળવાથી અથવા દાઝવાથી જીવને જોખમ પોંચતો નથી. પણ જેમ ઘણો મોટો ભાગ બળેછે અથવા જેમ વધારે ઊંડાણના ભાગો બળેછે તેમ જોખમ વધારે સમજવો. હાથ પગ બળવાથી જેટલો જોખમ રહેછે. તેના કરતાં પેટ છાતી અથવા મોઢું બળવાથી ઘણો વધારે રહેછે અને જો પેટ અથવા છાતીનો મોટો ભાગ બળી ગયો હોય તો તેમાંથી આજારીને સારૂ થવાની આશા થોડી રહેછે. તેમજ જુવાન કરતાં બાળકને અથવા ઘરડાંને વધારે જલદીથી ખરાબ અસર થાયછે.

પણ ઉપર કહેલી નીશાની શીવાય આખા શરીર ઉપર જે અસર થાયછે તે વધારે જલદીથી ખરાબી કરેછે. કોઈ પણ ભાગ બળવા પછી થોડા વખતમાં આજારીને તાઢ વાયછે. તેના શરીરમાં તાઢના ઉકરાંટા આવેછે. તેનું આખુ શરીર થંડુ થાયછે અને તેની નાડી બેસી જાયછે. જેમ ઘણો ભાગ બળ્યો હોય તેમ તાઢ અને અંગનું તાઢું થવું ઘણું હોય છે અને એ હાલતમાં આજારી વખતે એક બે દહાડામાં મરણ પામેછે. પણ ઘણી વેળા તાઢની નીશાની જણાવા પછી ૨૪ કલાકમાં અંગ પાછું ગરમ થવા માંડેછે અથવા તાવ ભરાય છે.

એ તાવ વખતે એક અઠવાડીયુ સુધી રહેછે તે સાથે પેટમાં દુખાવો તથા દરદ થાયછે. ઝાડો છુટી જાય છે. અને આંતરડામાં અથવા પેટમાંના અથવા છાતીમાના બીજા અગત્યના અવયવમાં વરમ અથવા સોજો થવાથી ઘણું કરીને ૮ મે અથવા ૯ મે દાહાડે આજારીનો અંત આવે છે. આઠ નવ દહાડા ગયા પછી તાવ નરમ પડેછે તો પણ કેટલો એક જોખમ બાકી રહેછે. કેમકે જો ઘણો ભાગ બળો હોય તો તે પાકેછે ત્યારે નબળાઈ ઘણી થાયછે. અને તેથી વખતે આજારી મરણ પામેછે.

**ઉપાય**—બળેલા ભાગ ઉપર દવા લગાવવાની મુળ મતલબ તેને હવાથી બચાવવાની છે. એટલે કે તેના ઉપર હવા ન લાગે, કોઈ પણ ભાગ સેજ બળી જવાથી તે લાલ થયો હોય તો સાલીડનુ અથવા મીઠુ તેલ ચોપડા કરવું. જેથી ચાંમડીનો સોજો નરમ પડશે અને ફોલ્લા થવા પામશે નહિ. અથવા કુમારના લાબરાને વચેથી ચીરીને તે ઉપર મુકવી, અથવા તેનો રસ ચોપડવો.

અથવા—ઘઉંનો અથવા ચોખાનો લોટ બળેલા ભાગ ઉપર ભભરાવવો અથવા રૂ બાળીને બળેલા ભાગ ઉપર દાબવું.

અથવા—એક ભાગ ચુનાનું પાણી અને બે ભાગ મીઠુ તેલ એ બંનેને સારી પઠે મેળવી તેમાં અથવા સ્પીરીટવાઇન અથવા ટરપેનટાઇનને દુધમાં મેળીને તેમાં લુગડુ બોળી તે બળેલા ભાગ ઉપર મુકવું અને પછી ઉપલી દવા સીંચતા રેવું. અથવા નીચે લખેલી દવાઓને મેળવી તેમાં લુગડુ બોળી બળેલા ભાગ ઉપર મુકવું.

| | | |
|---|---|---|
| સુગરલેડ | ... ... | દરામ ૨ |
| ઓલીવઓઇલ અથવા અળસીનું તેલ | | આંઊંસ ૧ |
| પાણી | ... .. | આંઊંસ ૧ |
| ગુલાબજળ | ... ... | આંઊંસ ૪ |

અથવા—ગુંદરનું ઘાટે પાણી કરી ચોપડવું. જો ફરફોલા થયા હોય તો તેને સોય અથવા ટાંચણીથી ફોડી અંદરથી પાણી કાઢી નાખવું પણ ફોલ્લાની ચાંમડી કદી કાપી નાખવી નહિ બળેલા ભાગ ઉપર દવાનું લુગડુ મુકુ હોય તે ઉચક મેલ કરવું નહિ. કારણ કે તેમ કરવાથી જખમને હવા લાગવાથી ખરાબી થાય છે. લુગડુ પલાળીને મુકા પછી તેના ઉપર દવા ભીનાસુકો સીંચા કરવી.

જ્યારે બળેલા ભાગ પાકે અને પરૂ ઘણું નીકળે અથવા તે ખરાબ વાસ મારે ત્યારે ઉપર ચોપડેલી દવા અથવા લુગડુ કાઢી નાખવું, અને પછી તેને સારી પઠે ધોઈ તે ઉપર સફેત મલમની પટી દર રોજ મારવી અથવા નીચે લખેલી દવાઓ મેળવી તે બળેલા ભાગ ઉપર ચોપડવી.

કારબોનેટ આવ ઝીંક ... આંઊંસ ૧

| | | |
|---|---|---|
| હીરાબોળનો ભુકો | ... | દરામ ૦ાા |
| સુગરલેડ | ... | દરામ ૦ાા |
| ચરબી | ... | આંઊંસ ૩ |

હાથને અથવા શરીરના કોઈ બીજા ભાગને વરાળ લાગી હોય તો થોડો વાર સુધી બળેલા ભાગને દેવતા ઉપર રાખી શેકવો જેથી દરદ બીલકુલ બંધ થઈ જશે.

અથવા— એક આંઊંસ ઓલીવઓઇલ તથા બે આંઊંસ લાઇકર પોટાસ એ બંને મેળવીને તે બળેલા ભાગ ઉપર ચોપડવું.

અથવા—ગરમ પાણીમાં વાદળી બોળી બળેલા ભાગ ઉપર પહેલાં ફેરવવું અને ત્યાર પછી નીચે જણાવેલી દવાંઓ મેળવીને તે લગાડવી અને લગાડ્યા પછી તે ઉપર રૂ મુકવું.

| | | |
|---|---|---|
| એસીડ કારબોલીક | ... | ભાગ ૧ |
| એસીટેટ આવ લેડ | ... | ભાગ ૩ |
| ચરબી અથવા લીનીમેન્ટ આવ લાઇમ | | ભાગ ૨૦ |

કેરોશીનનું તેલ બળેલા ભાગ ઉપર લગાડવાથી ઘણી જલદીથી રૂઝ આવેછે. તેમજ આ તેલથી પવનની ખરાબ અસર બળેલા ભાગ ઉપર થતી નથી.

બળેલા ભાગ ઉપર સોડાબીકારબોનાસનો ભુકો દાબવો અને તે ઉપર લુગડાનો કટકો પાણીમાં બોળી મુકવો.

અથવા—જો બળી જવાથી ચાંમડી ગોસ્તના કટકાની પેઠે ચડી આવે તો નાઇટરેટ આવ સીલવર અથવા મોરથુથુ તે ઉપર થોડા દાહાડા સુધી લગાડવું.

લાખ ઉની કરતાં તેનો રસ આંગળા ઉપર પડવાથી તે બળી જાય છે અથવા ફોલ્લાઓ થાયછે અને ઘણું દરદ થાય છે. તે વેળા હાથને ગરમ પાણીમાં બોળવા અથવા તે ૫ થી ૨૦ ગરેન સુધી નાઇટરેટ આવ સીલવરને એક આંઊંસ પાણીમાં મેળવીને તે પીછા વડે બળેલા ભાગ ઉપર લગાડવું અને તે ઉપર મુકવું અને તે વખતે જરા બરાંડી પાવો.

આ રોગમાં આજારીની હાલત પરમાણે જુદી જુદી પીવાની દવા આપવાની વધારે જરૂર છે. બળવા પછી જ્યારે શરીર ઠંડુ થાય અને

લખલખાં આવે ત્યારે તરત એક બે ચમચા બરાંડીમાં થોડું પાણી નાખીને પાવું અને જો દુખાવો તથા દરદ ઘણું થતુ હોય તો તેમાં ૧૦ થી ૧૫ ટીપાં ટીંચરઓપીના નાખવાં. બે ત્રણ કલાકમાં અંગની અસલ ગરમી પાછી ન આવે અને નાડીમાં જોર ન જણાયતો બરાંડી પાણી ફરીથી પાવું અને દુખાવો તથા દરદ હોય તો તેમાં પણ ૧૦ ટીપાં ટીંચરઓપી નાખવું.

જ્યારે તાવ શરૂ થાય ત્યારે બરાંડી પાણી પાવું નહિ પણ તાવને ઓછો કરવા શારૂ નીચે લખેલી દવામાંથી એક લીકર ગલાસ ભરી દાહાડામાં ત્રણ અથવા ચાર વાર પાવું.

| | | |
|---|---|---|
| લાઇકર આમોનીયા એસીટેટીસ | ... | આંઊંસ ૧ |
| સ્પીરીટ આવ નાઇટરીક ઈથિર | ... | દરામ ૨ |
| પોટાસા નાઇટરસ | ... | ગરેન ૪૦ |
| કેમફરવોટર | ... .. | આંઊંસ ૪ |

જો ઝાડો કબજ હોયતો ઉપલી દવાના એક ખોરાકમાં ત્રણથી ચાર દરામ એપસંમસાલ્ટ નાખીને પાવું અથવા કમપાઉન્ડ રુબારબ પાઉડરનો જુલાબ આપવો.

ઉપલી અંગરેજી દવાઓ ન મળી આવે તો નીચે પરમાણે દેશી ઉપાયો કરવા. જેવા કે મીણ, મહુડાં, લોદર, રાળ, મજીઠ, રક્તચંદન, મરવા એ સરવ બરાબર લેઈ બારીક વાટી ગાયના ઘીમાં પકવવાં પછી એ ઘીનો લેપ કરવો. અથવા જુના ચુનાને પલાળી તેને દહીના પાણીમાં વાટી દાઝેલ ભાગ ઉપર લેપ કરવો અથવા જવને બાળી તલના તેલમાં વાટીને દાઝેલા ભાગ ઉપર લેપ કરવો. અથવા સેકેલા જીરાને બારીક વાટી તેની બરાબર મીણ રાળ ઘી મેળવી લેપ કરવો જેથી જલદી આરામ થશે.



# બાલની મજબુતીનો ઉપાય.

(સ્ટ્રેન્ગથીંગ આવ ધ હેર—Strengthing of the Hair.)

ઉપાય—નીચેની સઘળી દવાઓને મેળવી તે બાલ ઉપર લગાડવી.

| | | |
|---|---|---|
| એસીડ ગાલીક | ... | ભાગ ૨ |
| એરંડીયુ તેલ ... | ... | ભાગ ૨૫ |

ઓઇલ આવ બરગેમોટ... થોડાં ટીપાં
ચરબી ... ... ભાગ ૬૦

અથવા જો ઘરડપણને લીધે બાલ ખરી જાય તો તેનો ઉપાય નથી પણ શરીરની નબળાઇથી અથવા ચામડીના રોગોથી બાલ ખરી જતા હોય તો નીચે પરમાણે ઉપાયો કરવા.

શરીરની નબળાઇથી બાલ ખરી જતા હોય તો સારો તથા શકતી વાળો ખોરાક આપવો.

સોલ્યુશન આવ આમોનીયા... આંઉસ ૦॥
આલકોહોલ ... ... દરામ ૧॥
કપુર ... ... ગરેન ૨૦
નીમક ... ... આંઉસ ૦॥
પાણી ... ... આંઉસ ૨૦

એ સઘળાને મેળવીને તેથી દાહાડામાં ત્રણ વાર માથુ ધોવું ત્યાર પછી ૪ આંઉસ કુકરની ચરબી અને એક આંઉસ કપુર એ બંનેને મેળવીને તે માથાની તાલકી ઉપર લગાડવું, એમ કરવાથી બાલના મુળને મજબુતી આવશે એટલુંજ નહી પણ તે વધશે.

અથવા નીચેની દવા થોડી થોડી બાલને લગાડવી.

ટીંચર આવ કેંથારીડીસ ... દરામ ૨
ઓઇલ ઓફ રોઝમેરી ... ટીપાં ૧૦
ઓઇલ આફ લવંડર ... ટીપાં ૧૦
કોલોન વાટર ... ... આંઉસ ૨

બાલ સાફ કરવાના બરસ ઉપર રમદારૂ નાખીને તેથી બાલને દર રાત્રે સાફ કરવા અને ત્યારપછી દર સવારે તે ઉપર થંડું પાણી નાખવું અને બાલને તદન સુકાવા દેવા.

તાજાં લીંબુનો રસ ... ... દરામ ૧
ફ્લ્યુઇડ એક્સ્ટ્રાકટ આવ સીનકોના બારક. દરામ ૨
ટીંચર આવ કેંથેરીડીસ ... ... દરામ ૨
ઓઇલ આવ લેમન ... ... ટીપાં ૨૦
ઓઇલ આવ બરગેમોટ ... ... ટીપાં ૧૦
ચરબી ... ... આંઉસ ૨

પરથમ માથાને સાબુ પાણી અને થોડા કોલનવોટરથી ધોઇને લુછી નાખી સુકાવા દેવું, અને ત્યારપછી બીજે દાહાડે સવારમાં ઉપલી દવાઓને થોડા પોમેટંમમાં મેળવીને તે માથા ઉપર લગાડવી અને આ પરમાણે દરરોજ લગાડ્યા કરવું જેથી ચારથીપાંચ અઠવાડીયામાં તેનો ગુણ જણાશે.

અથવા નીચેની દવાઓને મેળવીને તે લગાડવી.

| | | |
|---|---|---|
| એરંડીયુ તેલ | ... ... | આંઉસ ૦ાા |
| ટીંચર આવ કેંથારીડીસ | ... | દરામ ૧ |
| ઓઇલ આવ લેમન | ... | ટીપાં ૧૨ |
| કડવી બદામનું તેલ | ... | ટીપાં ૧૨ |
| ચરબી | ... ... | આંઉસ ૧ |

અથવા નીચે લખેલી દવાઓને મેળવી તે લગાવવી.

| | | |
|---|---|---|
| જાવંત્રીનું તેલ | ... | આંઉસ ૦ા |
| ઓલીવ ઓઇલ | ... | આંઉસ ૧ |
| સોલ્યુશન આવ આમોનીયા. | | દરામ ૦ાા |
| સ્પીરીટ આવ રોઝમેરી | ... | આંઉસ ૧ |
| ગુલાબ જળ | ... | આંઉસ ૨ાા |

અથવા ચંબેલીનું તેલ બાલ ઉપર લગાડવું.



## બાલ કાળા કરવાની રામ.

(બ્લેકીંગ ધ હેર—Blacking the Hair.)

**ઉપાય**—થોડું સબનાઇટરેટ આવ બીસંમથ કોઈ પણ જાતના પોમેટંમમાં ભેળીને તે બાલ ઉપર દરરોજ લગાડ્યા કરવું. અથવા—

| | | |
|---|---|---|
| સોલ્યુશન આવ હાઈડરોસલફ્યુરેટ આવ આમોનીયા. | | દરામ ૭ |
| લાઈકર પોટાસા | ... ... | દરામ ૩ |
| પાણી | ... ... ... | આંઉસ ૧ |

આ સઘળાને મેળવીને તઇયાર રાખવું અને એ લગાડવા અગાઉ દોઢ દરામ નાઇટરેટ આવ સીલવર તથા બે આંઉસ પાણી એ બંનેને મેળવીને તેથી બાલને પીછાવતી ભીંજવવા અને તેને દશ મીનીટ સુધી

સુકાવા દેવા. અને પછી ઉપલી મેળવણીમાંથી એક ભાગ લેઈ તેમાં પાંચ ભાગ થંડું પાણી નાખી અને તે બાલ ઉપર લગાડવું. આ પરમાણે કરયા પછી બાલને ગરમ પાણીથી ભીંજવવા અને તેને સુકાવા દેવા કે જેથી ઉજળા બાલ કાળા થશે.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો,

લોઢાનો જેર, ભાંગરાનો રસ, ગળી એ સરવ બરાબર લેઈ બારીક ખાંડી તેને બકરાના મુતરમાં મેળવી દીવસ સાત સુધી રેહેવા દેઈ પછી તેમાંથી રૂ૫) ભાર લેઈ બારીક વાટી માથા ઉપર લેપ કરવો. તેને પોહોર એક રાખી પછી થંડા પાણીથી માથુ ધોઈ નાખવું.

---

# બાલ ઓછા કરવાનો ઉપાય.

(રીમુવીંગ ધ સુપરફ્લ્યુઅસ હેર—Removing the superfluous Hair.)

**ઉપાય—**

| | | |
|---|---|---|
| હરતાળ | ... ... | ભાગ ૧ |
| કળીચુનો | ... ... | ભાગ ૧૧ |
| ધઊનું દુધ | ... ... | ભાગ ૧૧ |

એ સઘળાંને સારી પેઠે ગરમ પાણીમાં મેળવી જ્યાંથી બાલ ઓછા કરવા હોય તે ઉપર લગાડવું, અને સુકાણા પછી તે ધોઈ નાખવું, એટલે બાલ ખરી જશે.

અથવા નીચે જણાવેલી દવાને મેળવી ઉપર પરમાણે લગાડવી.

| | | |
|---|---|---|
| કળીચુનો | ... ... | આંઉસ ૧ |
| કોલસો | ... ... | દરામ ૧ |
| કારબોનેટ આવ પોટાસ | .. | આંઉસ ૨ |

**અથવા**—સ્ટ્રાંગસોલ્યુશંન આવ સલફ્યુરેટેડ આવ બેરીઅમમાં થોડું કાંજીનું ઘાડુ પાણી મેળીને લાહી જેવું કરી થોડી મીનીટ સુધી તે લગાડી રાખવું, અને તે સુકાણા પછી છરીના પાના વગરની બાજુવતી તેને કાઢી નાખવું.



# ખોડો.

## (ડેનડરફ—Dandruf).

ખોડો પેદા થવા પેહેલાં માથામાં કીડ લાગેછે, ચામડીના ઊપર નાંની ફુલીઓ થાયછે, અને પછી ઘવડતાં બારીક સફેત ભુકો નીકળે છે, બાલને સાફ ન રાખવાથી, ઘણી ગરમીની અસરથી, અને ઘણો ગરમ ખોરાક ખાવાથી ખોડો થાય છે.

**ઉપાય**—બાલ ઘણા લાંબા હોય તો તે કાતરી નાખવા, ગરમ પાણીથી માથાને દરરોજ ધોયા કરવું, જુલાબ આપી કોઠો સાફ રાખવો, હમેશાંની બદહજમી ચાલતી હોય તો તેનો ઉપાય કરવો, આજારીને સાદા ખોરાક ઉપર રાખવો, તેલ, મરચુ, મસાલો તથા દારૂ બંધ કરવો, ૦| તોલો ટંકણખાર એને એક રતલ ગરમ પાણીમાં પીગળાવી તેથી માથાને દરરોજ ધોયા કરવું, અથવા દરરોજ સાલીડનું તેલ ચોપડવું. જો બાલમાં ફુલી ઘણી થઈ હોય અને કીડ બહુ લાગતી હોય તો બાલ સઘળા બોડાવી નખાવવા, અને તે ઉપર સીટરીન ઓઇન્ટમેન્ટ આંઉસ એક લઈ તેની સાથે બે આંઉસ સાલીડનુ તેલ સારી પેઠે મેળવી તેમાંથી થોડુ દર રાત્રે લગાડવું, અને સવારમાં ગરમ પાણીથી તથા સાબુથી ધોઈ નાખવું, અથવા નીચે લખેલી દવાઓને મેળવી તે લગાડવી.

| | | |
|---|---|---|
| લાઇકરપોટાસા | ... | દરામ ૨ |
| સ્પીરીટ આવ રોઝમેરી | ... | આંઉસ ૦|| |
| ગુલાબજળ | .. | આંઉસ ૫|| |

અથવા નીચે લખેલી દવા લગાડવી.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ પોટાસ | .. | આંઉસ ૧ |
| ઓઇલ આવ રોઝમેરી | ... | ટીપાં ૨૦ |
| પાણી | ... | આંઉસ ૨૧ |

અથવા નીચે લખેલી દવાઓને મેળવી તે લગાડવી.

| | | |
|---|---|---|
| ગલીસીરાઇન | ... | આંઉસ ૧ |
| કલોરાઇડ આવ ઝીંક | ... | ગરેન ૨૦ |
| કોલનવોટર | ... | આંઉસ ૦|| |
| પાણી | ... | આંઉસ ૬ |



# જુ.

## ( લાઇસ—Lice ).

**ઉપાય**—માથાને સાબુ અને ગરમ પાણીથી દરરોજ ધોઈ સાફ કરવું, અને લીખીઆથી બાલને ઓળવા. જેથી થોડી જુ હશે તો નીકળી જશે, અગર જુ ઘણી હોય તો મરકયુરીઅલ ઓઇન્ટમેન્ટ દરામ એક લઈ તેને થોડા સાલીડના તેલમાં અથવા ધુપેલતેલમાં મેળવીને તે માથા ઉપર લગાડી સારી પેઠે પચાવવું, અને એક બે કલાક પછી ગરમ પાણીથી માથાને સાફ ધોઈ નાખવું, જેથી જુ મરીને નીકળી જશે, અથવા કેલોમલ દરામ ૦॥ થી ૧ સુધી લઈ માથાના બાલમાં સારી પેઠે ભભરાવી થોડો વખત રેહેવા દેવું, અને પછી સાબુ તથા ગરમ પાણીથી માથાને ધોઈ નાખવું, વખતે ગંધક અને ગંધકનો મલમ લગાડવાથી પણ જુ મરી જાય છે. માટે પારાની દવા ન હોય તો એ દવા લગાડવી, અથવા ચોખો સરકો અથવા સ્પીરીટવાઇનથી બાલને ધોવાથી અને પછી ઓળવાથી લીખ સઘળી નીકળી જાય છે.

અથવા ઉપર પરમાણે સ્પીરીટવાઇન અથવા સરકાથી ધોયા પછી નીચે જણાવેલી દવાઓને મેળવી તે સવાર સાંજ સારી પેઠે ચોળવી.

| | | |
|---|---|---|
| કપુર | ... | આંઉસ ૦॥ |
| દરાખનો સરકો | ... | આંઉસ ૨૦ |
| પાણી | ... | આંઉસ ૨૦ |

**અથવા**—ધોળી ખાંડ, લીંબુનો રસ તથા ગલીસીરાઇન એ ત્રણેને મેળવીને તે માથા ઉપર ચોળવું, અને પાછુ ધોઈ નાખવું.

અથવા ગંધકને ખરેલમાં સારી પેઠે ઘુંટીને તે માથા ઉપર લગાડવું, અથવા ખારો અથવા સંચળ વાટીને તે માથા ઉપર ચોપડવો, અને તે પછી દરીઆનુ ખારૂ પાણી ગરમ કરીને તેથી માથુ ધોવું.

અથવા નવસાગરનો ભુકો સરકામાં સારી પેઠે મેળવીને તે માથા ઉપર ચોપડવો.



## ભુખ ઓછી થવા વીશે

**(લોસ આવ એપીટાઇટ—Loss of Appitite).**

**સબબ**—ઘણો દારૂ અથવા ઘણી ગરમ ચા પીવાથી, અથવા ઘણું ગરમ ખાણું ખાવાથી, આળસુ બેશી રેહેવાથી, ઘણી ચીંતા રાખવાથી, ઘણો અભ્યાસ કરવાથી,તથા ખરાબ હવામાં રેહેવાથી ભુખ ઓછી થાયછે.

**ઉપાય**—ખોરાક બરાબર વખતસર લેવો, અને હવા ફેરફાર કરાવવી તથા હોજરીને શકતી આપવા માટે નીચે જણાવેલી દવા પાવી.

| | | |
|---|---|---|
| સીનકોનાબારક | ... | દરામ ૬ |
| કેસકેરીલા બારક | ... | દરામ ૨ |

એ બંને દવાઓને સારી પેઠે વાટી તેમાં દોઢ બાટલી પાણી નામી તે સઘળાંને થોડી મીનીટ સુધી ઉકાળીને પછી એક જોસ આપવો, ત્યાર પછી નીચે ઉતારી ગાળી લેઈ તેમાં બે આઉંસ ટીંચર આવ સીનકોના તથા ડોઢ દરામ એસીડનાઇટરીક ડીલુટ ભેળી એ મેળવણીમાંથી ચાર ચમચા ભરી દર ત્રણ કલાકે પાવું. અથવા ખાણું ખાવાની અગાઉ એક કલાકે ૪ થી ૮ ગરેન કમપાઉનડ એલોઝપીલ બપોરે લેવાથી ઘણો ફાયદો થશે.



## શરીરમાં ચરબીનું ફેલાવું.

**( ઓબેસીટી—Obesity )**

**સબબ**—લાંબો વખ્ત સુધી ઉંઘવાની ટેવ રાખવાથી, ઘણાં ઘીનાં પકવાનો ખાધાથી, ઘણા ઓખા અથવા ચરબીવાળુ ગોસ દરરોજ ખાવાથી અને ચાલવાની કસરત નહી રાખવાથી માણસના શરીરમાં ચરબી ફેલાઇને તે અતીશે જાડુ થાયછે.

**ઉપાય**—જે માણસને ચરબી ફેલાવા માંડે તેને પોતાનો ખોરાક ધીમે ધીમે ઓછો કરતા જવું. ઘણુંકરીને બીર અથવા પોરટર પીવો નહી. સેલેડ, સરકો, સોડાવોટર-સીડલીજપાઉડર-પોટાસ અથવા લીઠીઆ વાટર વીગેરે સારી પેઠે ખાધા પીવામાં લેવું.

ખોરાકમાં ચરબીવાળુ ગોસ, ઘી, ઘણા ચોખા ખાવા નહી. દરરાજ ઘણું ચાલવાનો માવરો રાખવો. રાત્રે હલકુ ખાણું ખાવું અથવા બીલકુલ ખાવું નહી. થોડુ ઉધવું અને સવારમાં વેહેલા ઉઠી ફરવા જવું એ પરમાણે કરવાથી ઘણે દરજ્જે શરીર પાતળુ પડશે.

તેમજ ૫ ગરેન એળીઓ. દર ચાર દાહાડે પાણીમાં મેળવીને પાવો અથવા ૩ દરામ સોલ્યુસન આવ પોટાસ તથા સાડાચાર આંઉસ પાણી એ બંનેને મેળવીને તેમાંથી દોઢ આંઉસ જેટલું દર ચાર કલાકે દાહાડામાં ત્રણ વાર થોડા દાહાડા સુધી પાવું. અગર જો એથી ઝાડો આવે તો તેને પેહેલો બંધ કરીને પછી આ દવા પાછી ચાલુ કરવી.

અથવા—નીચે લખેલી દવામાંથી પોણું વાઇન ગલાસ ભરી દર ત્રણ કલાકે દાહાડામાં ચાર વાર પાવું અને તે આશરે પંદર દાહાડા સુધી ચાલુ રાખવું.

| | | |
|---|---|---|
| એરોમેટીક સ્પીરીટ આવ આમોનીઆ | ... | દરાંમ ૨ |
| કલોરેટ આવ પોટાસા | ... ... | દરાંમ ૧॥ |
| પોટાસા નાઇટરસ | ... ... | દરાંમ ૧ |
| પાણી | ... ... ... | આંઉસ ૬ |

ઘણા ગરમ પાણીનો બાફ દરરોજ આપવો અને પેટ બહાર ઝુલતુ હોય તો તે ઉપર પાટો બાંધી રાખવો.

અથવા એ પરમાણે સ્ત્રી, ચરબીથી જાડી થઇ ગઈ હોય અને તેણીને દસતાન બીલકુલ બંધ થઇ ગયું હોય તો ખોરાક દાખલ ફકત દુધ આપવું. પેહેલે દાહાડે ૦॥। શેર દુધ તથા બે ભાગ હમેશાંનો ખોરાક, બીજે દાહાડે ૧॥ શેર દુધ તથા એક ભાગ હમેશાંનો ખોરાક, અને ચોથે દાહાડે ત્રણ શેર દુધ ફકત પાવું. આ પરમાણે થોડા દાહાડા સુધી કરવાથી ચરબી ઓછી થયા વીના રેહેશે નહી. દુધ પાવાથી ઝાડો છુટો જાય તો થોડા દાહાડા દુધ પાવું બંધ કરવું.

---

# ડુબેલા માણસનો ઉપાય.

**( ટ્રીટમેન્ટ આવ ડરાઉનીંગ—Treatment of Drowning.)**

**નીશાની**—ડુબેલા માણસની છાતી ભરેલી લાગે. સ્વાસ ઝડપથી

ચાલે અને ડચકાં આવવા માંડે, પછી શ્વાસ થોડો ખાંચો નાખીને ચાલે, તે સાથે ફેર આવે. કાનમાં અવાજ થાય, મોઢા ઉપર ફીણ આવે, તરેહવાર સ્વપનાં આવે પછી બેશુધી થાય, અને શ્વાસ ચાલતો તદન બંધ થાય અને દમ બંધ થયા પછી દીલનો ધબકારો ૨ થી ૪ મીનીટ સુધી જારી રહીને તે અટકી જાય.

ઉપાય—પાણીમાંથી બાહાર કાઢ્યા પછી તરત કીનારા ઉપર આજારીને સુવાડવો અને તેના માથાનો નીચે તેનો એક હાથ મેલીને માથુ વાંકુ રાખવું. જેથી મોઢા તથા દમ નાળનું પાણી બાહાર નીકળી જશે. મોઢા તથા નાક ઉપરનું ફીણ લુછી નાખવું અને તેમાંથી પાણી નીકળે તેને લુછી સાફ કરતા જવું. છાતી તથા ગરદનનાં આસપાસ તંગ લુગડાં પેહેરેલાં હોય તે કાઢી નાખવાં અથવા કાપી નાંખવાં અને તેને તપકીર સુંઘાડવી. અથવા સ્પીરીટ આમોનીઆ એરોમેટીક સુંઘાડવું અથવા આમોનીઆ કારબોનસ સુંઘાડવું તથા મોઢા ઉપર થંડુ પાણી છાંટવું. અને છાતીના હેઠલા ભાગ તથા પેટના ઉપલા ભાગ અથવા પીપડી ઉપર બંને હાથ મેલીને જોરથી દબાણ કરવું અને એક બે મીનીટ દબાણ રાખીને પાછા હાથ ઉચકી લેવા. ફરી એક બે સેકન્ડ રહીને દબાણ રાખીને પાછા હાથ ઉચકી લેવા એ પરમાણે એક મીનીટમાં પંદર વખત કર્યા કરવું એથી દમ ચાલવા માંડશે. પણ જો કદાપી ન ચાલે તો વગર ઢીલે નીચે પરમાણે ઉપાય કરવો.

આજારીને ઊંધો સુવાડવો. અને છાતીના નીચે તકીઓ અથવા લુગડાનો ડુચો મેલીને તેને ઊંચી રાખવી. એ પરમાણે સુવાડી પછી ધીમેથી અરધો ચતો થાય એવી રીતે તેની એક કોર ઊંચકવી અને પાછી હળવેથી તે મેલી દેવી જેથી તે પાછો ઊંધો પડે એ રીતે એક મીનીટમાં આશરે પંદર વખત કોરવાળી તે પાછી મેલી દેવી. અને દર પાંચ સેકંડે અવાર નવાર જમણી તથા ડાબી તરફથી કોર ઊંચકવી. દર વેળા ઊંધો પાડ્યા પછી પીઠ ઉપર બંને ખભાની વચે હાથથી જરા દાબવું. એક માણસે આજારીનો હાથ તથા માથાની સંભાળ રાખવી. જ્યારે શરીર ઊંધુ પડેછે ત્યારે છાતી દબાયછે અને તેમાંની હવા બાહાર નીકળેછે અને જ્યારે કોર ફેરવતાં શરીર અરધુ ઉચકાયછે ત્યારે છાતી પાછી ખીલે છે અને તેથી ફેફસામાં હવા પાછી દાખલ થાયછે.

ઉપલો ઉપાય કરતી વેળા હાથપગ અને શરીરનો દરેક ભાગ એક માણસે લુછતા જવું. અને ગરમ ધાબળી અથવા કામળાથી શરીર ઢાંકવું. પણ એ પરમાણે કરતાં ઉપર પરમાણે કરવામાં જરા આંચકો આવો નહી.

ઉપલી તતબીર ૨ થી ૫ મીનીટ સુધી જારી રાખવા છતાં સ્વાસ ચાલવા ન માંડે તો નીચે લખેલી બીજી રીત પ્રમાણે કરવા કોશીસ કરવી.

આજારીને ચતો સુવાડવો અને માથા તથા ખંભાની નીચે તકીઓ અથવા લુગડાનો ડુચો મેલી ઊંચુ રાખવું. આજારીનું મોઢું ઉઘાડી તેની જીભ બાહાર ખેંચવી અને દોરીથી હેઠલા જડબા સાથે બાંધી લેવી કે તે પાછળ પડી, હવાની નળીને બંધ ન કરે. પૂછી આજારીના માથા આગળ ઉભા રહીને ખંભા આગળથી આજારીના બંને હાથોની બાજુ પકડવી. ને ધીમેથી બંને હાથોને પાછળ માથા તરફ ખેંચી લાંબા કરવા અને આશરે બે સેકંડ સુધી એ રીતે ખેંચી રાખવા. પછી પાછા બંને હાથોને કોણીમાંથી વાળીને અજારીની છાતીની બંને બાજુ સાથે બે સેકન્ડ સુધી દાબી રાખવા એ પરમાણે એક મીનીટમાં પંદર વખત હાથોને ખેંચીને લાંબા કરવા અને પાછા છાતી સાથે દાબવા. આ તતબીર ૦ll થી ૧ કલાક સુધી જારી રાખવી તે કંટાળીને મેલી દેવી નહી.

અથવા તેના મોઢામાં જોરથી ફુક્યાં કરવું બીજા માણસે તેની બંને બાજુની પાંસળીઓ સેજ દાબતા જવું. ૧૫૦ ગરેન કપુર ૨ આંઉસ બરાંડી અને ૨૦ ગરેન કારબોનેટ આવ આમોનીઆ તથા બે આંઉસ પાણી એ સઘળાને મેળવી તેની પીચકારી ગુદામાં મારવી. અગર જો ધમણ મળી શકે તો તેનાથી મોઢામાં ફુંકવું અને છાતી ઉચકાતી જણાયતો ફુંકવું બંધ કરવું.

ઉપલી તતબીરથી શ્વાસ પોતાની મેળે ચાલવા માંડે કે હાથ અને પગને રૂમાલથી અથવા ફલાનલના લુગડાથી ખુબ ચોળવા. અને ચોળતી વખતે આજારીનું શરીર ગરમ લુગડાથી ઢાંકેલુ રાખવું. શરીર થંડુ પડ્યુ હોય તો ગરમ ઇંટ અથવા બાટલીમાં ગરમ પાણી ભરી તેનો શેક કરવો. સુંઠનો ભુકો અથવા દળેલી રાઈ શરીર ઉપર ચોળવી. તેનાથી ગળાઈ શકાય એવું જણાય કે એક ચમચો ગરમ ચા અથવા કાફી પાવી. જો તે પી શકે તો થોડી ગરમ ચા અથવા કાફીમાં ૧ થી ૨ દરામ સ્પીરીટ આવ નાઇટરીક

ઇથર નાખીને પાવું. દમ સરખો ચાલવા પછી ઉનુ દુધ પાવું. પંખાથી ખુબ પવન નાખવો. શરીર તથા નાડી ઉપર નીઘા રાખી થોડો બરાંડી પાયા કરવો. ઊંઘ આવે તો તેને સુવા ન દેવો.

ગળાની આસપાસ ફાંસી નાખવાથી અથવા ગળામાં કંઇ ખોરાકનો ભાગ ખુચી બેઠાથી અથવા કંઈ લુગડાનો ડુચો ગળામાં દેવાથી અથવા માટી અથવા પાણી નીચે દબાવાથી અથવા કોઈ ખાલી કુવો અથવા ઉજડ જગોમાં ઉતરવાથી સારી ચોખ્ખી હવા મળતી નથી તેથી માણસ ગુંગળાઇને મરણ પામેછે. એ કારણોથી દમ ગુંગળાઇને માણસ દેખાઈતુ મરી જાય ત્યારે પણ તરત ઉપલો ઉપાય કામે લગાડવો, જેથી દમ ચાલવા માંડશે. કદાપી ગળામાં કાંઈ ખુચી બેઠુ હોય તો પેહેલાં તે એચી કાઢવું અને જો ડટાઇ ગયાથી અથવા બીજા કારણથી પાંસળાં ભાગી ગયાં હોય તો ત્યારે દમ ચાલવા સારૂ હાથથી છાતી ઉપર દબાણ કરવું નહી પણ ઉપર લખેલી હાથ ઉપર નીચે લઇ જવાની રીત પરમાણે કોશીશ કરવી.



# દરીઓ લાગવા વીશે.

ઘણા માણસોને વાહાણ અથવા આગબોટમાં બેસીને મુસાફરી કરતી વેળા દરીઓ લાગ્યાથી પુશ્કળ આકળવીકળ અને ઉલટી થાયછે. પેટમાં ડોવાય છે તથા જરા પણ ચેન પડતું નથી. અને તેથી તેઓ સુસ્ત પડી રેહેછે.

**ઉપાય—સરવથી સરસ** ઉપાય એ છે કે ૨૦ ગરેન હેડરેટ આવ કલોરલ તથા ૧ ગલાસ બ્રાંડી એ બંનેને મેળવીને પાવું. અથવા ૨૦ ગરેન હેડરેટ આવ કલોરેલને બરફમાં અથવા ચમપેનમાં ભેળવીને જરા ગરમ કરીને ૨ ટીપાં ઓઇલ આવ ક્રીઓઝોટનાં નાખી તે પાવું. અથવા સ્પીરીટ આમોનીયા એરોમેટીક અથવા ઇથર સલફ્યુરીક એ બંનેનાં થોડાં થોડાં ટીપાં પતાસાં ઉપર નાખીને ખવારવાં.

દરીઓ લાગે નહી એટલા સારૂ તેને મુસાફરી કરવા અગાઉ એક હલકો જુલાબ આપવો. અને જો જરૂર જણાય તો ઉલટીની દવા આપીને પેટ સાફ કરવું. તથા દરીયામાં હોય તે વેળા જ્યારે વાહાણ પાણીની

માંહે નીચે જાય ત્યારે સ્વાસ જોરમાં લેવો. તથા તે પાણીની ઉપર આવે ત્યારે સ્વાસ બાહાર કાઢવો. આ પરમાણે કરવાથી શરીર માંહેલા અવયવો નહી હાલવાથી દરીઓ નહી લાગે. શરીરને વાહાણના આંચકા ખાવાની ટેવ પડે ત્યાં સુધી એવા માણસે વાહાણમાં સ્થીર પડી રેહેવું. અને જો જરૂર જણાય તો દર બેથી ત્રણ ચમચા ભરી કાફી દર બે કલાકે પાવી, અથવા થોડું દરીયાનું ખારૂ પાણી પાવું.



# સાધારણ ઉપાયો.

## સેક.

દરદને નરમ પાડવા સારૂ અકરસાટ અને ખેંચાવો ઓછો કરવા, આંકડાને બેસાડવા, અને થંડા શરીરને ગરમ કરવા સારૂ ગરમ પાણીમાં લુગડું બોળીને અથવા કેટલીએક વસ્તુઓને ગરમ કરી તેથી શરીરના ભાગોને ગરમી આપવામાં આવેછે તેને આપણે સેક કહીએછીએ. આ ઉપાય જો કે ઉપર ચોટક જોતાં ઘણો નજીવો લાગેછે. તોપણ જો તે બરાબર રીતે કરવામાં આવેછે તો તેથી અતીસે ફાયદો થાયછે. શેક ઘણો ગરમ તેમ છેક થંડો ન જોઇએ. પણ બીમારથી તેની ગરમી સેહેવાય, અને તે લગાડ્યાથી તેને સારૂ લાગે તેટલો ઉનો રાખવો. શેક ૦। થી ૦॥ કલાક અથવા તેની ધારેલી અસર થાય ત્યાંસુધી જારી રાખવો. શેકતી વખત શેકના ભાગ ઉપર થંડો પવન લાગવા દેવો નહી. અને શેક કરી રહા પછી ગરમ લુગડાં ઓઢાડી દેવાં.

**ફલાનલનો સેક,** એક તપેલું ભરી ખળખળતા પાણીમાં ફલાનલનો મોટો કટકો બોળીને તેને ચીપીયાથી પકડી બાહાર કાઢી અને તેને એક જાડા ટુવાલમાં લપેટી તેને સારી પેઠે નીચોવી નાખવો. પછી ફલાનલના કટકાને પોહોળો કરી જે જગો ઉપર સેક કરવો હોય તે જગોને તેનાથી બધી ઢાંકી લેવી. અને તેના ઉપર ઓઇલ કલાથ અથવા તે ન મળે તો સુકો ફલાનલનો કટકો ઉપર ઢાંકવો કે ગરમ ફલાનલ જલદી ઠરી ન જાય. એ રીતે શેક થાય તેવામાં બીજો ફલાનલનો કટકો ગરમ પાણીમાં નાંખી તપેલા ઉપર ઢાંકણું ઢાંકી દેવું. પછી જ્યારે સેકવાળો કટકો થંડો

પડે કે પાણીમાંનો ગરમ કટકો કાઢી ઉપર પરમાણે નીચોવીને પાછો મુકવો. એ પરમાણે વારાફરતી કટકા ગરમ કરીને સેક જારી રાખવો. સેકના કટકાનો ડુચો કરીને તેને ઉચક મેલ કરયા કરવો નહી. કેમકે તેમ કરવાથી સઘળી જગોને એક સરખી રીતે સરખી ગરમી મળતી નથી અને તેથી જોઇએ તેવો ફાયદો થતો નથી. ફલાનલ બને તેમ ઘણી જાડી લેવી. કેમકે પાતળી કરતાં જાડી ફલાનલ વધારે વાર ગરમ રેહેછે. જો સેક ઘણો નહી સેહેવાય તેવો ઉનો હોય તો તેના ઉપર બીજુ લુગડું લપેટીને મુકવું. આ સેક બીજી રીતે પણ તઇયાર કરી શકાય છે. ફલાનલના કટકાને ખળખળતા પાણીમાં બોળવાને બદલે તેને એક ચારણીમાં મેહેલી તે ચારણીને ખળખળતા પાણી ઉપર મુકવી કે પાણીના બાફથી ફલાનલનું લુગડું ગરમ થશે અને તેને વગર નીચોવે કામમાં લેવાશે. ફલાનલનો સેક, પોલટીસનો સેક, અને એવા બીજા પાણી વાળા સેકને ભીના સેક કહેછે.

**ખસખસના પોસનો સેક**—ખસખસના ફીંડવાં લેઈ ખોખરાં કરી તેની પોટલી બાંધીને પાણીમાં નાખી તેને ચુલા ઉપર ઉકળવા મુકવી. પછી તે પાણીમાં ફલાનલનો કટકો નાખીને ઉપર લખવા પરમાણે સેક કરવો. ખસખસના ફીંડવામાં અફીણનો ભાગ આવેછે તેથી દરદ જલદી નરમ પડે છે.

**ટરપેનટાઇનનો સેક**—પેહેલાં ઉપર લખવા પરમાણે ફલાનલનો સેક તઇયાર કરવો અને પછી પેલા ગરમ ગરમ ફલાનલ ઉપર ટીપુ ટીપુ ફરતું ટરપેનટાઇનિ અથવા ટરપીટન તેલ નાખવું અને તેનો સેક કરવો. ટરપેનટાઇનિ એક જગો ઉપર ઘણું રેડવું નહી, પણ લુગડાંનું જે પડ લગાડવું હોય તે આખા પડ ઉપર ફરતું નાખવું.

**બાટલીનો સેક**—કાળી કાચની અથવા માટીની બાટલીમાં ગરમ પાણી ભરી તેને મજબુત બુચ દેઈ તેનો સેક કરવો. બાટલીનો સેક ઘણો ગરમ હોય તો તેના ઉપર ફલાનલનું લુગડું વીંટાળી પછી સેક કરવો. સેકતાં બાટલી ફાટી ન જાય અથવા બુચ નીકળીને પાણી ઢોળાય નહી તેની ચોકસી રાખવી. આ સેક હાથ પગ અને પેટ ઉપર ઘણું કરી કામ આવે છે.

**રેતી, ભુસું, ઈંટ, નળીયું** અને મીઠાનો સેક કરવા સારૂ એમાંની જે વસ્તુનો સેક કરવો હોય તેને લોઢી ઉપર ગરમ કરવી અને તેને જાડા લુગડાંમાં લેઈ તેનો સેક કરવો. તેમજ ચુલામાંની ગરમ રાખ અથવા ભિભટનો સેક પણ ફાયદો કરેછે. પણ ભિભટને ઘણા જાડા લુગડામાં લેવી કેમકે તે લુગડામાંથી ચળાઈને આજારીના શરીર ઉપર પડેછે. તેમજ તેમાં દેવતાની ચીણગારી ન આવે તેની ચોકસી રાખવી. કેમકે કોઈ વેળા એવી ભુલ કરવાથી લુગડું બળી જાયછે, અને આજારીનું શરીર પણ દાઝે છે. ઘણા દેશી વઈદો લુગડાંના ડુચાને દેવતા ઉપર ઉના કરી તેનો સેક કરાવે છે એથી પણ ફાયદો થાય છે. પણ ફલાનલ અથવા ઉનનું લુગડું હોય તો વધારે સારૂં. એ સઘળા સેકો તેમજ બાટલીના સેકને સુકા સેક કહેછે.



# પોલટીશ.

સુજેલા ભાગને ગરમી આપવાને તથા પકવવાને, તેની ચાંમડીને નરમ રાખવાને, તથા દરદને બેસાડવાને ઘઉંનો લોટ, પાઉ, અળસીનો લોટ વીગેરે વસ્તુઓને પાણીમાં અથવા દુધમાં ઉની કરીને વાપરવામાં આવે છે તેને પોલટીસ કહેછે. પોલટીસ ઘણી જાડી અને ભારી રાખવી નહિ. કેમકે ઘણી ભારે હોય તો તે દરદમાં વધારો કરે છે. તેમજ ઘણી કઠણ કરવી નહિ. પણ માવા જેવી નરમ રાખવી તે આજારીને પસંદ પડે એટલી ગરમ ગરમ મેલવી. અને તે દર બે અથવા ત્રણ કલાકે બદલી નવી બાંધવી. પોલટીસ ઘણી વસ્તુઓની બનાવવામાં આવેછે.

**ઘઉંના લોટની પોલટીસ**—ઘઉંના અથવા ચણાના લોટની પાણીમાં પોલટીસ બનાવવાને ઠેકાણે તેને દુધ સાથે સારી પેઠે ગરમ કરવું અને તેમાંનું દુધ લોટ સાથે મળીને સઘળુ માવા જેવું થાય કે તેની પોલટીસ કામમાં લેવી. દુધમાં બનાવેલી પોલટીસ જલદી સુકાઈ જતી નથી અને તે ચાંમડીને તતડવા દેતી નથી. પણ દુધ ન હોય તો ખખળતા પાણીમાં થોડો લોટ અથવા પાઉ નાખી તેને ગરમ કરવું અને સારા જેવું થાય કે તેને ઉતારી લેઈ તેને એક લુગડાના કટકા ઉપર જાડુ જાડુ પાથરી સુજેલા અથવા દુખતા ભાગ ઉપર બાંધી લેવું.

**પાઉની પોલટીસ**—પાઉની કાતરીને ખળખળતા પાણીમાં બોળી કાઢી તેની પોલટીસ કરવા કરતાં તેને દુધમાં સારી પેઠે ઉકાળી પાઉને દુધ સાથે એક રસ સેરા જેવું થવા દઈ તે કામમાં લેવું.

**અળસીની પોલટીસ**—આપણા લોકો અળસીને જરા ખાંડી ન ખાંડી કે તેની પોલટીસ બનાવેછે. પણ એ પરમાણે તઈયાર કરેલી પોલટીસ ઘણી ખરાબ અને અવગુણી થઈ પડે છે. માટે અળસીને ખુબ ખાંડી લોટ જેવી કરી અને ૪ આંઉસ અળસીના લોટને ૧૦ આંઉસ ખળખળતા પાણી સાથે થોડી વાર ગરમ કરવી કે આ પોલટીસ તઈયાર થશે. આ પોલટીસને નરમ રાખવા સારૂ તેમાં સાલીડનું તેલ નાખવામાં આવે છે. આપણા લોકોમાં એવો વીચાર છે કે સોજા ઉપર તેલ લગાડાય નહિ. એ વીચાર તદન ખોટો છે.

**કાંદા અથવા ગાજરની પોલટીસ**—કાંદા અથવા ગાજરને બાફી તેની પોલટીસ આપણા લોકો વારે ઘડીએ કામે લગાડે છે. ઉપલી બીજી પોલટીસની ગેરહાજરીએ તેથી કામ ચાલેછે. પણ ખસુસ કરી એ પોલટીસો સડેલા ચાંદા ઉપર લગાડવાથી ખરાબ વાસ દુર થાય છે અને દરદ નરમ પડે છે.

**કોયલાની પોલટીસ**—પોલટીસથી સડેલા ચાંદાનો વાસ દુર થાય છે. લાકડાના કોયલાની બારીક ભુકી ૦॥ આંઉસ લઈને ૫ આંઉસ ઘઉંનો લોટ અને ૨॥ આંઉસ અળસીનો લોટ એ બધાને ૧૦ આંઉસ ખળખળતા પાણીમાં મેળવી થોડો વાર ઉકાળવાથી આ પોલટીસ બનશે.

**વરાળીયાં**—લીમડાના અને બીજા પાંદડાને સારી પેઠે વાટી એને ચાલણી ઉપર મેલી તેને ગરમ પાણીની વરાળ અથવા બાફથી સારી પેઠે ગરમ કરી તે પણ પોલટીસને ઠેકાણે વાપરવામાં આવેછે એ માટે એને વરાળીયાં કહેછે. પોલટીસની બોજી ચીજો ન હોય તો એ વરાળીયાં કામમાં લેવાં. એથી પણ સોજો અથવા દરદ નરમ પડશે.

---

## રાઈનું પલાસતર.

રાઈનું પલાસતર અથવા રાઈની પટી બનાવવાની સરસથી સરસ

રીત એ છે કે દળેલી રાઇને ટાઢા પાણીમાં સારી પેઠે મેળવીને નરમ કરી છરી અથવા ચમચાના હાથા વતી કાગળ અથવા જાડા લુગડાના કટકા ઉપર ચોપડી તેની પટી બનાવવી. અને તેના ઉપર ઝીણું લુગડું મેલીને એ પડ ચાંમડીને લાગે એવી રીતે પટી મુકવી. લુગડાનું પડ રાખવાથી સફાઈ રેહેછે એટલુંજ નહિ પણ રાઈ ચાંમડીને વળગી રેહેતી નથી. કારણ કે તેથી ચાંમડી ઉપર ફોફલા થઈ આવે છે. રાઈ ૧૦થી ૨૦ મીનીટ સુધી રાખવી જેથી ચાંમડી લાલ થશે અને તેમાં બળતરા બળશે.પણ ફુલ્લાવો સુળ નરમ પડશે. ઘણી વેળા રાઇની પટી મારવાથી જલદી બ-ળતરા બળતી નથી તેનું કારણ એછે કે રાઇમાં લોટ હળદર વીગેરે વસ્તુઓ મેળવવામાં આવે છે. માટે છોડાં કાઢેલી નવી રાઈ ઘરે દળાવી તેને એક કાચના બુચવાળા સીસામાં ભરી રાખવી. રાઇને પાણી સાથે મેળવવાથી એક જાતનું ઉડતું તેલ પેદા થાય છે. પણ એ તેલ ગરમ પાણીથી અ-થવા સરકાથી બરાબર પેદા થતુ નથી. માટે એવી વસ્તુઓથી રાઇની પટી બનાવવી નહિ. પણ ટાઢા પાણીમાંજ બનાવવી. વળી ઘણો વખત સુધી રાઇને હલાવા કરવી નહિ. કેમકે એ પરમાણે કરવાથી તેમાં પેદા થતુ તેલ જલદીથી ઉડી જાય છે. અને તેથી તેનો ગુણ ઓછો થાય છે. રાઇની પટી કાઢી લીધા પછી જરા ગરમ પાણીમાં લુગડું બોળી તેથી લાલ થએલી જગોને ધોવી.

---

# બલીસ્ટર-પલાસતર.

કેટલી એક ચીજ ચાંમડી ઉપર થોડા કલાક લગાડી રાખવાથી ફો-ફલા ઉઠેછે તેને આપણા લોકો બલીસ્ટરના નામથી ઓળખેછે કેંથારીડીસ પલાસતર અથવા ઇસપેનીસ ફલાઈનાં પલાસતરની પટી મારવાથી આવી અસર જલદીથી થાય છે. પણ તેથી પોચા મીજાજ વાળાને પીશાબમાં બળતરા બળેછે. અને પીશાબ ખેંચાઈ જાય છે માટે સાધારણ રીતે બલીસટરીંગ ટીસીઊ અથવા બલીસટરીંગ પેપર અથવા બલીસ્ટરનું કાગળ, આ કામ સારૂ વાપરવું. બલીસ્ટરનું કાગળ લગાડવા પેહેલાં તેની કોર ઉપર કાતરથી અખકા મેલવા પછી તેનું સુકું પડ ઉપર રાખીને દવા વાળુ પડ

ચાંમડી ઉપર લગાડવું જે જગો ઉપર બલીસ્ટર લગાડવું હોય તેની ઉપર વાળ હોય તો કાઢી નખાવવા અને તે જગોને સાબુ અને પાણીથી ધોઈ સુકી કરવી. બલીસ્ટર લગાડ્યા પછી સઘળી જગોથી સરખુ દાબીને ચોટાડવું. કોઈ ઠેકાણે કરચલી આવવા દેવી નહિ પછી તે ઉપર રૂનો ડુચો મેલીને જરા દાબીને પાટો બાંધી રાખવો. બલીસ્ટર બરાબર વળગે નહિ અને કરચલી વળી જાય તો તેથી તેની અસર થતી નથી. ઘણું કરી ૬ થી ૮ કલાક સુધી રાખવા પછી તે કાઢી લેવું અને જો તે બરાબર ઉઠું ન હોય તો પાંઉની પોલટીસ કરીને તે ઉપર બાંધવી. જેથી થોડા વારમાં ફોફઈઓ ઉપડી આવશે. કાગળના બલીસ્ટરની અસર વખતે ૧૦ થી ૧૨ કલાક સુધી થતી નથી અને ત્યાં સુધી તે રાખવું પડે છે. પણ જો તેમ રાખતાં પીશાબમાં આગ અગન જણાવા માંડે તો તરત તે કાઢી નાખી તે ઉપર પોલટીસ બાંધવી. અને પીશાબની અગન નરમ પાડવા અળસીની ચા થોડી થોડી પાવી.

ફોફઈઓ થયા પછી તે ઉપરની પાતળી ચાંમડી અથવા ખોળ સઘળી કદી પણ કાઢી નાખવી નહી. પણ કાતરથી બે ત્રણ ઠેકાણે ચપકા મેલી તેમાંનું પાણી કાઢી નાખવું. બલીસટરમાંથી ઝરતુ પાણી સાજી ચાંમડીને લાગવાથી તે લાલ થાય છે. અને તેના ઉપર ફોફઈઆ થઈ આવેછે માટે આસપાસની સારી ચામડીને કુકા પાણીથી ધોઈ લુછી કોરી રાખવી. બલીસ્ટરની રથી વાળા હાથ આંખને લગાડવા નહી પણ તે સાબુથી સારી પેઠે સાફ રાખવા.

બલીસ્ટરને રૂઝાવા સારૂ કેળના થાંભલાની છાલ ઉપર જરા સાલીડનું તેલ ચોપડી તે ઉપર બાંધવું અથવા સીમપલ ઓઇન્ટમેન્ટની પટીમારવી.

નાના બાળકને બલીસ્ટર મારવું પડે તો બને ત્યાં સુધી ડાકટરની સલાહ વીના મારવું નહિ. અને તે બે ત્રણથી વધારે કલાક રાખવું નહિ. જો એટલા વખતમાં તેની અસર ન થાય તો તે ઉપર પોલટીસ બાંધવી. ગરભવંતી સ્ત્રીને પણ બલીસ્ટર મારવામાં એ પરમાણે સંભાળ રાખવી.

જે જગો ઉપર કાગળનું બલીસ્ટર બરાબર લગાડી ન શકાય અથવા આજારીનું ભેજુ ખસી જવાથી તે રાખે નહિ તો તેને ઠેકાણે લાઇકર એપીસપાસટીકસ જેને લીનીમેન્ટ કેંથારીડીસ અથવા બલીસ્ટરીંગ લીક-

વીડ કહેછે તે લગાડવામાં આવે છે. એ દવાનો એક મોટો ચમચો ભરી લઈને એક બુચના ઉપર લુગડું લપેટી તેમાં બોળીને લગાડવું અને ૦। કલાક સુધી ધીમેથી ઘસીને તે સઘળી પચાવવી જેથી ફોલ્લાઓ ઉઠશે.

## સફરાની પીચકારી—એનીમા સીરીન્જ.

સફરામાં મારવા સારૂ બે જાતની પીચકારી વાપરવામાં આવે છે. એક જાતની પીચકારી જે સાધારણ પીચકારીના જેવા આકારની પણ કદમાં ૦ાથી ૧ રતલ પાણી માએ એવી મોટી આવેછે, અને તે વાપરવામાં બીજા માણસની મદદ લેવી પડે છે. પણ બીજી જાતના પીચકારી સાથે લાંબી નળી આવે છે જેથી આજારી પોતે પોતાના હાથે તે પીચકારી વાપરી શકે છે. આપણા લોકો પીચકારી મારવાને બહુ બીક રાખેછે અને તેને એક મોટું કામ સમજે છે. પણ જયારે ડાકટર એ સેહેલોપણ ઘણો ગુણકારી ઉપાય બતાવે ત્યારે તે વીશે જરા પણ વેહેમ અથવા અંદેશો રાખવા વીના કરવો. ઘણી વેળા ચુંકો, કબજીઅત અને બીજા રોગોમાં પીવાની દવા અસર કરી શકતી નથી અને પીચકારી મારવાથી ચમતકારીક અસર થાય છે. માટે જોકે આ ઉપાય દેખીતો નજીવો છે. તોપણ તે ઘણી વખત બહુ કીમતી થઈ પડે છે.

**એરંડીઆની પીચકારી**—૧ થી ૧॥ આંઉસ એરંડીઆને ૧ રતલ કાંજીના પાતળા પાણી સાથે મેળવી તેને મોટી પીચકારીમાં ભરી સફરામાં મારવી.

**ટરપેનટાઈનની પીચકારી**—૧ આંઊંસ ટરપેનટાઈનને ૧ રતલ કાંજીના પાતળા પાણી સાથે મેળવી તેની પીચકારી સફરામાં મારવી.

## જળો.

જળો જુદા જુદા ભાગ ઉપરથી લોહી કાઢવાના કામમાં આવે છે. દરેક નાંની જળો ૧ દરામ, મધ્યમ કદની જળો ૨થી ૩ દરામ, અને મોટી જળો ૪ દરામથી વધારે લોહી ચુસી કાડે છે. અથવા તેને તોળીને

લગાડીએ તો તેના વજન કરતાં બમણું લોહી ખેંચી કહાડેછે. જળો લગાડવા અગાઉ વીચાર કરવું જરૂરનું છે, કે બીમારના શરીરમાંથી કેટલું લોહી કાઢવાથી દરદનું જોર નરમ પડશે. અને તે બરાબર અડસટો કરી. પછી તેટલી જળો લગાડવી. ખરાબ પરસેવાવાળી અને ચીકાસ અથવા મવાળાવાળી જગો ઉપર જળો વળગતી નથી. માટે જળો વળગાડવા પેહેલાં તેને સાબુથી સાફ ધોઈ નાખવી. અને પછી તે ભાગ ઉપર જળોવાળો કાદવ અથવા સાકરનું પાણી ચોપડવું જેથી જળો ઝડપથી ચોટશે. જો મવાળા ઘણા હોય તો તે કઢાવી નાંખવા. આસરે ૦। કલાકમાં ઘણું કરીને જળો લોહી ચુસીને ધરાઈ જાયછે. અને ઘણું કરીને પોતાની મેળે નીચે ખરી પડે છે, પણ જો તે ચુસી રહ્યા પછી છુટી ન પડે તો તેને ખેંચી કાઢવી નહી પણ તે ઉપર મીઠાનું પાણી અથવા થંડુ પાણી છાંટવું જેથી છુટી જશે.

જળો નીકળી ગયા પછી તેના ડંખોને થોડો વાર ઝરવા દેવા સારૂ ગરમ પાણીનો અથવા લોટનો અથવા બીજી પોલટીસનો સેક કરવો. જળોના ડંખ ઘણા ઝરેતો તે ઉપર સેક નહી કરવાથી અને હવામાંખુલા રેહેવા દીધાથી લોહી બંધ થશે. પણ જો લોહી ન બંધ થાય તો થંડા પાણીમાં લીન્ટનો અથવા લુગડાનો કટકો અથવા રૂ બોળી તે ઉપર મેલી જરા તાણીને પાટો બાંધવો. અથવા જરા ફટકડીની ભુકી ભભરાવવી, અને તેથી બંધ ન થાય તો ટીંચર આવર્સ્ટીલમાં લુગડું બોળી તે ઉપર મેલવું અથવા તે ઉપર કાસ્ટીક લગાડવી.

દાંતના પારા ઉપર જળો મેલવા સારૂ તેને માટે કાચની નળી આવે છે. તેમાં અથવા જાડા પીછાની નળીમાં જળો મુકી તેના મોઢા જેટલો છેદ પાડી લગાવવી જેથી જળો પેટની અંદર ન જઈ શકે, જો જળો પેટમાં ચાલી જાય તો તરત મીઠાનું પાણી સારી પેઠે આજારીને પાવું કે જેથી જળો મરી જશે.

ઘટતે પ્રસંગે જળો મેલવાથી અતીશે ફાયદો થાય છે. પણ ઘણી વેળા અણસમજુ વઈદો જે દરદમાં ન ઘટે તે દરદમાં જળો મેલાવે છે, અને નબળાઈ ઉપર ખ્યાલ ન રાખતાં એટલી તો જળો મેલાવે છે કે તેથી શરીરમાંનું લોહી ઘણું નીકળી જાય છે અને ખરાબ પરીણામ ની

૭૬

પજે છે. ઘણી વેળા પાંચ સાત ડજન જળોથી નીકળતુ લોહી તો તેઓ-ને મનથી કાંઇજ મનમાં આવતું નથી. અને વખતે ૧૦ થી ૧૨ ડજન મેલાવવાનો તેઓ બેધડક હુકમ આપે છે પણ મોટા માણસને બે ત્રણ ડજન કરતાં વધારે જળો એક વખતે કદી મેલાવવી નહી.

હમેશાં મધ્યમ કદની જળો મેલાવવી અને ઘણી મોટી અથવા જેને આપણે ભેંશીઆ જળો કહીએ છીએ તે કદી મેલાવવી નહી. નાના બાળકને જળો મેલાવવામાં બહુ ચોકસી રાખવી. અને ૧ વરસના બાળકને ૨થી ૩ અને ૨ વરસના બાળકને ૩થી ૪ નાની જળો મુકાવવી.

આંખનાં પોપચાં અને ગોળીની ચાંમડા ઉપર કદી જળો મુકાવવી નહી કેમકે એ ભાગોમાંથી લોહી ઘણું ઝર્યા કરે છે, તે જલદીથી બંધ કરાઈ શકાતુ નથી, અને તેથી ખરાબ પરીણામ નીપજે છે.



## કપીંગ—વેહેતુર.

કપીંગ અથવા વેહેતુર મેહેલવાની પેટી વીલાયતી તઇઆર આવે છે, તેમાં કેટલાએક ચઠ ઉતરી કદનાં કાચના ફુલીઆ જેવા ગલાસ જે ને કપીંગ ગલાસ કહે છે તે તથા વેહેતી ધારવાળાં કેટલાંએક છરીના જેવાં નાનાં પાનાના હથીઆર એ ચીજો મુખ્ય કરી હોય છે. કપીંગ અથવા વેહેતુર બે રીતે મેલવામાં આવેછે. પેહેલાં પેલા હથીઆરથી ચામડી ઉપર ચબકા મુકી પછી કપીંગ ગલાસથી લોહી ખેંચી કાઢવામાં આવે છે. તેને માઇસ્ટ કપીંગ અથવા ભીના વેહેતુર કહે છે કમર, પીઠ, બોચી, અને એવી કેટલીક જગામાંથી એ રીતે લોહી કાઢવામાં આવે છે પણ જ્યાં ચબકા મેલ્યા વગર માત્ર અમથાં ગલાસ મેલવામાં આવે છે. તેને ડરાઈ કપીંગ અથવા સુકાં વેતુર કહે છે. સુકાં વેહેતુર મેલવાની રીત એછે કે, કપીંગ ગલાસની અંદર ફરતો સ્પીરીટ વાઇન અથવા એવડો દારૂ લગાડવો, અને પછી તેને બળતી દીવાસળી દેખાડવી જેથી તે બળવા માંડશે, પછી ગલાસમાં ઇસપીરીટ બળતો હોય તેવામાં તેને ચાંમડી ઉપર ઊંધું વાળવું. પેલો બળતો ઇસપીરીટ તરત અંદર ઓલવાઈ જશે. અને જેમ તેનો બાફ નરમ પડતો જશે તેમ ચાંમડી અંદર ખેંચાઇને ઉપસી આવ-

શે. અને ગલાસ મજબુત વળગી રેહેશે, થોડો વખત સુધી એ ગલાસ વળગેલું રેહેવા દેવું પછી તેની એક કોર ધીમેથી ખેંચીને ગલાસને છુટો પાડવો. જ્યાં વેહેતુર અથવા કપીંગ મેલવા ત્યાં આ રીતે મેલવું. કપીંગ ગલાસમાં સ્પીરીટ એટલો બધો નહી નાંખવો કે તે ઉંધું વાળતી વખત તેનો રેગાડો ઉતરી તેથી ચાંમડી દાઝે.

પણ કપીંગથી લોહી કાઢવું હોય તો પેહેલાં પેલું ધારવાળુ નાનાવાળુ હથીઆર મેલીને તેની ડેસ દાબવી જેથી તેના ચપકા પડશે, અને તેમાંથી લોહી નીકળશે. પછી તરત એ ઉપર ઉપર લખ્યા પરમાણે કપીંગ ગલાસ મેલવું જેથી લોહી તેમાં ખેંચાઈ આવશે.

**ફમડી**—જે જગા ઉપરથી લોહી કાઢવાનું હોય તે જગા ઉપર પેહેલાં અસતરાથી થોડાક ચપકા મેલી પછી સિંગડાના જેવી ભુંગળીથી લોહી ખેંચી કાઢવામાં આવે છે તેને ઉપલા નામથી ઓળખવામાં આવે છે. એ રીત માઇસ્ટ કપીંગને મળતીછે. પણ આપણા વઇદો વગર કારણે આવી રીતે લોહી કાઢીને માણસને નબળુ કરી નાખે છે. માટે જ્યાં જળો મેલાવી લોહી કાઢવાની જરૂર હોય, તેવીજ હાલતમાં આ રીતે લોહી કાઢવું અને નબળાઇમાં કદી એ ઉપાય કામે લગાડવો નહી.



# સંગરાહ અથવા ફસ.

શરીરના દરેક ભાગ અને અવયવનો ખોરાક લોહીછે. દરેક ભાગ લોહીમાંથી પોષણ થાયછે અને બને છે. જીંદગીનો મુખ્ય પાયો લોહીછે. જેનું લોહી સારૂ કુવત વાળુ તેનું સઘળુ સારૂ. પણ જેનું લોહી ખરાબ તેની જીંદગી રોગથી ભરેલી હોયછે. આટલાજ ઉપરથી વાંચનારની ખાતરી થવી જોઇએ કે શરીરમાંની આ અમુલ્ય વસ્તુની બને તેમ સંભાળ કરવી જોઇએ અને તેનું એક ટીપું પણ કમારગે ખરચવું ન જોઇએ. પણ આપણા ગામડા તથા શેહેરોમાં વારે વારે જોવામાં આવે છે કે, એક નાજુક બાંધાનું માણસ સેજ ખુજલી અથવા ચાંમડીનો કાંઈ કોહોવાટ થવાને લીધે સંગરાહ મેલાવનાર પાસે જઇને એક અથવા બંને હાથનો સંગરાહ

મુકાવેછે. તેમજ હમેલદાર હાલતમાં ઘણી ઓરતો સંગરાહ મેલાવવાની ફરજ સમજે છે. વળી કેટલા એક માણસો તો ફક્ત સંગરાહ મેલાવવાની આદત અથવા ટેવ પડીછે એવાં બાનાથી બેધડક લોહી કઢાવેછે. પણ એ પરમાણે થવાથી તેનું પરીણામ કાંઈ સારૂ નીપજતુ નથી. શરીરમાંનું લોહી નીકળી જવાથી તે નબળુ થાય છે. અને નબળા શરીર ઉપર દરેક જાતના રોગનું જોર ફાવી શકે છે. હમેલદાર ઓરતની હમેલ ટુટી પડેછે. ઘણી વેળા મોત નીપજેછે. એવાં વહેમી લોકોને ગાંમડાઓમાં અને શેહેરોમાં પણ અણસમજુ વઇદો સંગરાહ મેલવાની ભલામણ કરે છે. તે ખરેખર અફસોસ કરવા જેવું છે. સંગરાહ મેલવાથી કાળુ લોહી નીકળે છે તે ઉપરથી એવો નાસકારક ઉપાય બતાવનારાઓ વઇદોનું મોટુ ડાળ ઘાલીને તેઓના અગ્નાની દરદીઓને સમજાવેછે કે જુઓ આ કેવું કાળુ લોહીછે. એ ખરાબ અને ઝેરી લોહી શરીરમાં રહેત તો ઘણો ભયંકર રોગ પેદા કરત. પણ એવી સમજણ આપનારાઓને ખબર નથી કે જે વેઇન્સ એટલે નસોમાં હમેશાં કાળુજ લોહી રહેછે અને અગર જો તેઓના હાથમાં સપડાએલુ નીરદોશ માણસ બેભાન થઈ જમીન ઉપર પડે ત્યાં સુધી લોહી કાઢા કીધુ હોય તો પણ તે કાળુજ નીકળશે. માટે કાળુ તેટલું ખરાબ અને નકામુ લોહીછે એમ સમજવું નહિ. અલબત એ લોહીમાં શરીરમાંનો ખરાબ કચરો મળેલો હોય છે.. પણ તે કાંઈ નકામુ નથી. પણ ફેફસામાં પાછુ સાફ થઇને સારૂ થાય છે. અને શરીરના ભાગોને પોસણ આપવાને પાછુ કામમાં આવે છે. સંગરાહ મેલાવી શરીરને નબળુ કરવું અને તેને મોતના પંજામાં લાવી મેલવું બરાબર છે. માટે શીખેલા ડાકટરની સલાહ વગર ભમાતુઓના કહેવા ઉપરથી ફસ કદી ખોલાવવી નહિ. સંગરાહ મેલાવનાર બીમારની હાલત કેવી જોઇએ તે જાણવું ઘણુ જરૂરનું છે. જો રોગ સંગરાહ મેલાવવાને લાયકનો હોય, આજારી લોહીઆર અને મજબુત બાંધાનો હોય, તેનો ચેરો તથા આંખ લાલ થઈ હોય, તેની નાડી મોટી ભરેલી અને કઠણ હોય, અને રોગ એક બે દાહાડાનો હોય તોજ સંગરાહ મેલાવવાથી ફાયદો થાય છે.

---

# બાળકનો જનમ આપતી વખત થતાં દરદોનો અટકાવ તથા બાળક જણાવવાની ક્રીયા વીગેરે પ્રસુતિની સમજુતી.

## પ્રસુતી.

પ્રસુતીના અનેક પ્રકાર છે. પુરા માસ થયા પછી બાળકના હાથ પગ પહેલાં ન આવતાં, પેહેલું માથુ આવેછે, તેને સ્વભાવિક પ્રસુતી કહે છે. તેની અંદર વીણ સરૂ થયા પછી ચોવીસ કલાકની અંદર બાળક જનમેછે તે વખતે માતા તથા બાળક કાંઈ પણ હરકત શિવાય તંદુરસ્ત હુશિયાર હોય છે. યાત્રીક શકતી ખુદરતે પોતાની મેળે અંદર મુકેલીછે વાસ્તે તેવે વખતે કોઈ પણ દાઇએ અંદર હાથ ઘાલવો નહિ, કારણ કે પોતાની મેળે પ્રસુતી થશે. વખતે અંદર હાથ ઘાલવાથી ફાયદાને બદલે ગેરફાયદો થાયછે.

પ્રસુતીને વખતે જે જે ચીજો જરૂરની હોય તે આગળથી એકઠી કરી રાખવી જોઇએ, કારણ કે તે વખતે તુરતો તુરત જોઇતી વસ્તુઓ નહિ મળી આવવાથી ઘણી ખરાબી થાયછે. તેમાંની જેવી કે એરંડીયું, બરાંડી, ગરમ તથા ઠંડુ પાણી, બાળકોને વાસ્તે ગોદડીઓ, બાળોતીયાં, નાળ બાંધવા સારૂ સુતરનો દોરો, નાળ કાપવા સારૂ એક બુઠી કાતર, બાળકને નવાડવા સારૂ લાકડાની ઊંડી કથરોટ, બાળકને શરીરે ચોપડી નવરાવવા સારૂ ચણાનો લોટ વીગેરે ચીજો તઇયાર રાખવી.

## પ્રસુતીના પુર્વ સુચક ચીન્હો.

નવમા મહીનાના આખરે એ ચીન્હ થવા માંડેછે અને તે ઉપરથી પ્રસુતીનો વખત નજીક આવ્યો એમ સમજવું. પ્રસુતીના આઠદસ દીવસ અગાઉ ગરભ નીચે પેડમાં ઉતરે છે. અને જે સ્વાસ લેવામાં આગળ અડચણ થતી હતી તે હવે દુર થાય છે. આ વખતે બરોબર બેસાતુ નથી, જાંગો ભરાઈ જાયછે અને સુઈ રેહેવું ગમેછે.

બાળકનો જનમ થોડા દહાડામાં થશે એ ચીન્હો ઇંદરીને રસ્તે ફકત એકલું અથવા લોહીનું મળેલું પાણી નીકળા કરે છે તે ઉપરથી બાળકને

એક બે દહાડાની વારછે એમ જણાવેછે. કેટલીએક સ્ત્રીઓને પાંચ છ કલાક અગાઉ પણ તે પરમાણે પાણી નીકળેછે અને તે બાળકનો જનમ આપે છે.

**વેદના**—વેદના બે પરકારની છે. એક સત્ય વેદના અને એક મીથ્યા વેદના. એ બંને વેદના ઘણું કરીને સરખીજ હોયછે. થોડા અનુભવ વાળી સ્ત્રીને તે સમજવું કઠણ પડેછે. સત્ય વેદનાથી બાળકનો જનમ થાયછે અને મીથ્યા વેદનાથી ગરભપાત થાયછે. વાસ્તે સત્ય અને મીથ્યા વેદના જાણવાની ઘણી જરૂર છે. મીથ્યા વેદના થાય તો તુરત કાબેલ વઇદની મદદ લેવી અથવા ગરભપાતના મથાળા નીચે આપેલા ઉપાય કરવા.

**સત્ય વેદના.**

નવ મહીના થયા પછી એ વેદના શરૂ થાયછે. આ વેદના પ્રથમ ચુંકોની માફક કમરની નીચે ઉતપંન થાયછે. તે હળવે હળવે આખા પેટમાં અને જાંગમાં ફેલાય છે.

એ વેદના નીયમસર થઇને પછી દરેક વખતે તેથી થોડુ થોડુ વધારે દુખ થાયછે, અને તે વધારે વખત સુધી રહેતું જાયછે. સ્ત્રીની ઇંદરીને રસ્તે મળગુગળુ પાણી નીકળવા માંડેછે.

**મીથ્યા વેદના.**

આ વેદના ગરભનો વખત પુરો થવા અગાઉ ગમે તે વખતે થાયછે. આ વેદના ચુંકોની માફક નહિં થતાં અજીરણથી જેમ આંતરડામાં દુખ થાય છે તેમ આમાં પણ એકજ ઠેકાણે દુખ થાયછે. અને તે આખા પેટમાં અથવા જાંગમાં ફેલાતું નથી.

એ વેદના અનીયમીતપણે થઇને સત્ય વેદના પરમાણે તેનું દુખ અનુક્રમ પરમાણે વધતું નથી.

સ્ત્રીની ઇંદરીમાંથી મળગુગળુ પાણી નીકળતુ નથી.

**સત્ય વેદનાને** યોગે ગરભાશયનુ મુખ જેને કમળ કહેછે તે હળવે હળવે ઉઘડેછે. પાણ મોટલી આગળ આવતી જાય છે.

**મિથ્યા વેદનામાં** ગરભાશયનું મુખ ઉઘડતુ નથી. પાણ મોટલી આગળ આવતી જતી નથી.

જે પાણીની કોથળીમાં બાળક રહે છે તેને પાણ મોટલી કહેછે.

## પ્રસુતીની ત્રણ અવસ્થા.

પ્રસુતીની ત્રણ અવસ્થાછે. ૧ લી. પ્રસુતીના આરંભથી એટલે થોડુ થોડુ પેટમાં દુખવા લાગે ત્યારથી તે ગરભાશયના મુખમાંથી બાળકનુ માથુ બહાર પડે ત્યાં સુધીની. ૨ જી. બાળક જનમે ત્યાં સુધીની. ૩ જી. ઓર બહાર પડે ત્યાં સુધી.

૧ લી. થોડી થોડી વેદના થવા લાગી એટલે પેહેલી અવસ્થાની શરૂઆત થાયછે. આથી કરી કમળનુ મોં ઉઘડવા માંડેછે. આગળ જે સત્ય વેદના કહી તે આછે. આ અવસ્થામાં પેટમાં વાઢકાપ થાયછે તેથી સ્ત્રી કકળાટ કરેછે, અને કકળાટ કરવો એ પેહેલી અવસ્થાનુ સારૂ ચીન્હછે. આ અવસ્થા સરૂ થયા પછી વેદના થાય તે વખતે તે પ્રસુત થનારી સ્ત્રી ઘણી ગાભરી થાયછે. અને કેડની નીચે દાબવાનુ કહેછે. આ અવસ્થાની આખરે ગરભાસયનુ મોંઢુ ઉઘડી ઇંદરીને રસ્તે થોડુ ઘણુ મળગુગળુ લોહી વહેછે. આ વખતે સ્ત્રી પોતાની મેળે કરાંઝવા લાગેછે. બાળકનુ માથુ ગરભસ્થાનના મુખમાંથી બાહાર આવેછે, એ પરમાણે પેહેલી અવસ્થા પુરી થઇ, બીજીનો આરંભ થાયછે.

બીજી. આ અવસ્થામાં વેદના અને દુખ વધેછે. વેદના જલદી જલદી થઇ તે વધારે વખત રેહેછે. આ વેદનાથી સ્ત્રી શ્વાસ ઘુંટી રાખીને આપોઆપ કરાંઝે છે. (એ કરાંઝવું બીજી અવસ્થાનું ચીન્હ છે) અને તેને જે કંઈ ઝાલવાનુ મળેછે તે મજબુતીથી ઝાલેછે. દરેક વેદનામાં બાળક વધારે વધારે આગળ આવતુ જાયછે, અને બાળક જનમ્યું કે બીજી અવસ્થા પુરી થાયછે.

**ત્રીજી અવસ્થા**—આ અવસ્થામાં ઓર બાહાર પડેછે. જે વેદનાથી છોકરૂ જનમેછે. તે વેદનાથીજ ઘણું કરીને ઓર છુટી પડી ગરભસ્થાનમાં છુટી રેહેછે. અને બાળક જનમ્યા પછી એકાદી વેદના આવી કે તેની સાથેજ ઓર બાહાર નીકળી પડેછે. છોકરૂ જનમ્યા પછી સરાસરી બેથી ત્રીસ મીનીટની અંદર ઓર નીકળી જઈ નીકાલ થાયછે. વખતે અડધા કલાક કરતાં પણ વધારે વખત લાગેછે.

**સુયાણીને** નવમો મહીનો બેસતાંજ બોલાવવી અને સ્ત્રીના સાથે સારો સમાગમ કરાવવો કે જેથી જણતી વખત તેને કોઈ પરકારની

શરમ ન થાય અને ખરાબ પરીણામો થતાં અટકે.

પ્રસુતી ચાલુ થતી વખત ગરભણીની જાંગમાં તથા હાથ પગમાં કંપારી તથા ધ્રુજારો છુટે છે. તે વખતે એટલો બધો જોરમાં થાયછે કે ખાટલો પણ હાલા કરેછે. પણ તેથી કંઈ નુકશાન નથી. આવી વખતે ઉની ચા. કાફી. દુધ અથવા ચોખાની કણકીની કાંજી પાવી જેથી તે મટી જશે. તેવે વખતે કેફી ચીજ આપવી નહી.

**વમન અને ઉલટી.** પેહેલી અને બીજી અવસ્થામાં કેટલીકને ઉલટી થાયછે તે બંધ કરવી નહી, કેમકે તેથી કરી નીચે જોર લાગી જણવામાં મદદ મળેછે. આ કામને વાસ્તે કેટલીએક વખતે ઉલટીની દવા આપવાની જરૂર પડેછે.

**હાથપગ ઉપર ગોટલા.** બીજી અવસ્થામાં ગરભનું મોઢું કેડમાં નીચે ઉતરતાં પગમાં ગોટલા ઘાલેછે. તેમજ એકજ પડખે ઘણીવાર સુવાથી પણ કેટલીએક વાર જાંગમાં, પાસામાં તેમજ પગમાં ગોટલા ઘાલેછે. તેને દેવતા ઉપર ઉનો હાથ કરી તે ઉપર શેકવું. અથવા ચોળવું. અથવા ઓરડામાં જરા ફરવું અથવા ગરમ કરેલી ઈંટ અથવા ગરમ નળીયું અથવા ઉના પાણીની બાટલી વીગેરેથી તે ભાગ શેકવા. અથવા મીઠું તેલ અથવા બ્રાંડી ચોળ્યાથી તે મટી જશે.

દરદને લીધે **ઓમો** આવી જાય તો બારી બારણાં ઉઘાડી સ્વછ હવા આવવા દેવી. પંખાથી થોડો પવન નાખવો થંડા પાણીથી મોઢું આંખ અને કપાળ ધોવું. અને એક બે ઘુંટડા ચોખ્ખુ પાણી પાવું જેથી આરામ થશે.

**જણનારી સ્ત્રીનો** ઓરડો સ્વચ્છ હવાવાળો રાખવો તેમાં ધુવાડો અથવા ભીનાશ ન હોવી જોઇએ. તેની પાસે એક બે માયાળુ સ્ત્રીઓ તથા સુયાણી શીવાય કોઇને રેહેવા દેવું અથવા આવવા દેવું નહી તેનું બીછાનું ઝોળ પડેલા ખાટલા ઉપર ન રાખવું તેમજ ઘણું નરમ ન રાખવું.

**ખોરાક**—સાદો અને પોસ્ટીકારક હોવો જોઇએ. વખતો વખત ખાવાની ઇછા થાય તેમ તેને આપવો. પણ માફકસર અને થોડો આપવો.

**આંગળી સ્પર્શ પરીક્ષા**—આ પરીક્ષાથી વેદના ખરીછે અથવા ખોટીછે. પ્રસુતીનો આરંભ થયોછે કે નહી, ગરભની સ્થીતિ સ્વભાવીકછે કે

નહી, પ્રસુત થવાને કેટલી વારછે. એ વીગેરે તેથી ઘણી અગત્સની ખબર મળેછે. કેટલીએક અણસમજુ દાઇઓ વગર સમજવે આંગળી ઘાલે છે જેથી પાણ મોટલી ફુટી જઈ નુકશાન પોંચેછે. વાસ્તે તેવી મુરખ દાઇઓ પાસે આંગળી ઘલાવવી નહી.

આંગળી કેવી રીતે ઘાલવી તે વીશે ખુલાસો કરવાની જરૂર છે તે એ કે ગરભણી સ્ત્રીએ પોતાની ડાબી બાજુએ સુઇને, ઢગરા પલંગની કોરે ઉપર રાખવા. અને પછી શરીર જરા આગળ વાળી ઘુંટણ મોઢા ભણી લેવા. એ પરમાણે ગરભણીએ સુતા પછી પરીક્ષા કરનારીએ પોતાની જમણા હાથની અંગોઠા પાસેની આંગળી તેલમાં બોળી સ્ત્રીની ઇંદ્રીમાં ધીરજથી અને સંભાળથી ગુદાની તરફના ઇંદરીના મારગમાં આસ્તેથી નાખવી. આંગળીનો નખ વધેલો ન હોવો જોઇએ. આંગળીથી ગરભાસયનું મોઢું મોકળું થયુંછે કે નહી તે તપાસવું. જો તે બીલકુલ ઉઘડેલ ન હોય તો પ્રસુતીનો આરંભ થયો નથી. જો થોડુ ઉઘડ્યુ હોયતો થોડો આરંભ થયોછે, અને ઘણું ઉઘડ્યું હોય તો પ્રસુતીનો આરંભ થવાને ઘણો વખત થયોછે. પાણ મોટલી આંગળીને ન લાગતાં બાળકના માથાના મવાળા આંગળીએ લાગે તો પાણ મોટલી ફુટી ગઇછે એમ જાણવું.

ગરભનું માથુ કમળમાંથી બહાર આવ્યું હોય તો પેહેલી અવસ્થા પુરી થઇ એમ સમજવું. પણ આંગળીને માથુ ન લાગતાં હાથપગ વીગેરે બીજો ભાગ લાગે તો તે અસ્વભાવીક પ્રસુતીછે એમ સમજવું.

**ગરભસ્થાન**—પુરા દહાડા થઈ ગયા પછી ગરભણીને થોડી વેદના થવા લાગે તો પ્રસુતીની પેહેલી અવસ્થા શરૂ થઈ સમજવું, આ વખતે તેને દોઢથી બે તોલા લગી એટલે ચારથી છ ચાહના ચમચા જેટલું એરંડીયું તેલ ઉના પાણીમાં કે આદાના રસમાં પાવું, તેથી કરીને ગરભાશયને ઉતેજન મળે છે. થોડા વખતમાં ઝાડો થઈ સ્ત્રીની ઇંદરીની જગો ખાલીથાય છે, અને ગરભને બાહાર આવવાને મોકળી જગો મળેછે. આ અવસ્થામાં સુઈ રેહેવું નહી. બેસવું ફરવું અને થોડું થોડું કામ કરવું. એરંડીયું આપવાથી ઝાડો ન ઉતરે તો ગરમ પાણીમાં લુગડું બોળી તેથી તેનું પેટ તથા કમર વીગરે શેકવું. બીજી અવસ્થાની વખતમાં એટલે ગરભાશયના

મુખમાંથી મોઢું બાહાર આવે અને કરાંઝવાની વેદના થાય ત્યારે સુઈ જવું.

વેદના થવા માંડે એટલે સ્વાસ બાહાર ન કાઢતાં જેમ જેમ વધારે કરાંઝાય તેમ તેમ વધારે વધારે કરાંઝવું. એથી કરી ગ્રભ સેહેલાઈથી બાહાર આવશે. ગ્રભનું માથું સ્ત્રીની ઈંદરીના મોઢા આગળ આવવા લાગે કે તરત સ્ત્રીએ ખાટલાના કીનારા ઉપર ઢગરા આણીને ડાબી બાજુએ સુઈ જવું, અને ઘુંટણ પેટ પાસે લાવીને બે જાંગના વચે ઓસીકું મુકવું.

બાળકનું માથું સ્ત્રીની ઈંદરીની પાસે આવીને તે ભાગ ફુલવા માંડે કે તરત ડાબા હાથની આંગળીને નરમ સુંવાળું કપડું વીંટાળી મોઢું તણાઈને ફાટી ન જાય તે વાસ્તે આંગળીના પછવાડેના ભાગથી સંભાળીને મોઢાની કોરને એવી દાબવી કે તેથી કરી બાળકની આગળ આવવાની ગતીને કંઈ હરકત ન પડતાં તે મોઢાને મદદ મળે.

સ્ત્રીની ઈંદરીથી માથું બાહાર પડવા માંડે કે તે તરત આપણા જમણા હાથની હથેળી પર લેવું. પણ તેને જોરથી દાબીને પકડવું નહી. અને તેનું સ્વભાવીક ગોળ ફરવું થવા દેવું. જેમ જેમ માથું બાહાર આવતું જાય તેમ તેમ આપણા તરફ તેને ધીરજથી લેતા જવું.

માથુ ને ખંભા બાહાર આવવા છતાં પણ મોઢાને ઉપર કહા પરમાણે આંગળાથી મદદ આપતા રેવું.

માથુ બાહાર આવે કે તરતજ એક બીજી સ્ત્રીએ પેટ ઉપર હાથ વતી જોરથી દબાણ કરવું જેમ જેમ બાળક વધારે વધારે બાહાર આવતું જાય તેમ તેમ તેણે પેટના નીચલા ઉતરતા ભાગ ઉપર વધારે વધારે દબાણ કરતા જવું અને બધું બાળક તથા ઓર બાહાર પડે ત્યાં સુધી તથા સ્ત્રીને પેટે પાટો બાંધે ત્યાં સુધી તે હાથનું દબાણ કાઢી લેવું નહી. એ પરમાણે કરવાથી ઓર જલદીથી બાહાર નીકળે છે.

છોકરાનું ફકત ડોકુંજ બાહાર આવી રહ્યું હોય તો થોડો વખત વાટ જોઈને છોકરાનું માથુ ઘણીજ હલકી રીતે તેની કાખમાં આંગળી ઘાલીને હળવે હળવે ઘણી સંભાળથી ખેંચવું. પણ એ કામમાં ગફલત કરવાથી બાળકના ગળામાં સ્ત્રીની ઈંદરીનો ફાંસો બેશી જવાથી તે બાળક મરણ પામે છે. વાસતે તે બાબત પુરી સંભાળ રાખવી.

ઉપર કહ્યા પરમાણે કાખમાં આંગળી ઘાલી છોકરૂં બાહાર કાઢતી વખતે કોઈ બીજી સ્ત્રીએ પ્રસુત થનારીના પેટ ઉપર જોરથી દબાણ રાખવું. જેથી જણનારીને રકતસ્ત્રાવ થવાની બીક થોડી રહેશે.

**પ્રસુતી થતાં આવતી મુરછા**—કેટલીએક સ્ત્રીને ખરાબ દાઇએણના પ્રજોગે થાક લાગવાથી અથવા નાજુક નબળી સ્ત્રીઓને બાળકનો જનમ આપવા પછી મુરછા આવી જાય છે અને તેને કાંઈ ભાન રેહેતું નથી તો તે વખતે તે સીન્હ થવા અગાઉ ચાર દરામ બ્રાંડી તેટલાજ ગરમ પાણીમાં મેળવી તેને પાવું. બ્રાંડી લેવામાં ધરમને લીધે હરેકત હોય તો તેટલુંજ કોલનવોટર તેટલાજ ગરમ પાણીમાં નાખીને પાવું. એ દવાથી મુરછા આવતી બંધ થઈ જશે. એમ છતાં મુરછા આવે તો હાથ પગનાં તળીઆંને બ્રાંડી અથવા કોલનવોટર ચોળવું. અને કોલનવોટર અથવા કાંદાને વાટીને સુંઘાડવો. તથા મોઢા ઉપર થંડું પાણી છાંટવું.

જે સ્ત્રીને વારમવાર મુરછા થતી હોય અથવા થવાનો સંભવ હોય તેણીને ગરભ રહા પછી બે ત્રણ મહીનેથી ફેરીએટ કવીનાઈન એટ સ્ટ્રીકીનીઆ ત્રણ અથવા ચાર ચાર ગરેન એક આંઉસ પાણીમાં દીવસમાં બે વખત દશ પનર દાડા પાવું. અને તે પછી બે ત્રણ મહીના લગી દરેક વખત પાંચ પાંચ અથવા છછો ગરેન પાંણીમાં નાખી પાવું જેથી મુરછા આવતી બંધ થશે. અથવા ફેરીએટ આમોનીઆ સીટરસ ઉપર પરમાણે વાપરવું.

**બાળકની તથા જણનારીની માવજત** બાળક જનમ્યું કે તરતજ એક બાઇએ તેના શરીર ઉપર થોડું થોડું થંડુ પાણી નામવું. અને તેના મોઢાની અંદરનો ચીકટ પદારથ આંગળીથી કાઢી નાખવો. કોઈ કોઈ વખત બાળકની આસપાસ ડુંગળીના ફોતરા જેવું પડ હોય છે તેને તરતજ ટાંકણી અથવા નખથી ફાડી નાખવું નહીતો અંદર બાળક ગુંગળાઇમરીજશે.

બાળક તનદુરસ્ત હોય અને બરોબર સ્વાસો સ્વાસ લેતું હોય તો તેની નીચે પરમાણે નાળ કાપવી.

**નાળ કાપવા વીશે**—છોકરાની ડુંટીથી સુમારે બે ઈંચ (ચાર આંગળને છેટે) સુતરનો દોરો ચોવડો અથવા છગણો કરી તેનાથી નાળ બાં-

ધવી એ બાંધા પછી બાંધેલી જગ્યાથી ઉપર પરમાણેજ ચાર આંગળ બીજી જગો મુકીને તે બીજી જગોએ ફરી બાંધવી અને પછી આ બંને બંધની વચોવચથી તે નાળ કાપવી. આંમ કરવાથી લોહી નીકળતું નથી તેમજ ગ્રભાશયમાં બીજુ છોકરૂં હોય છે તો તેને પણ ઈજા થતી નથી. નાળ મજબુતીથી બાંધવી કે જેથી નાળ તુટે અથવા તેમાંથી લોહી ન નીકળે.

નાળ કાપવા પછી તેનો જે કટકો ઓર સાથે વળગેલો છે તે કોઈ એક માણસે મજબુત પકડી રાખવો, નહીતો તે નાળનો કટકો પાછો અંદર જતો રહેશે.

**બાળકને નવાડવું**—બાળકના શરીર ઉપરનો ચીકટ પદારથ ધોઈ નાંખવા સારૂ ચણાનો લોટ અથવા સાબુ લેવો અને તેને કોકરવરણા પાણીથી ચોપડી ધોઈ નાંખવો. બાળકને કોકરવરણા પાણીમાં ગરદન સુધી ઊંડા વાસણમાં બેસાડવું પણ કાંન અથવા નાકમાં પાણી ન જાય તેની પુરી સંભાળ રાખવી. પછી તેને બાહાર કાઢી નરમ લુગડાથી આસતેથી લુછી નાખી કોરૂ કરવું. પણ જોરથી લુછવું નહી.

**સુવાવડીની વ્યવસ્થા**—બાળક જનમ્યું કે તરતજ સ્ત્રીને ચતી કરીને તેના પેટના ગોળાની ઉપરની બાજુએ દાબીને પકડવી. આ હાથ ઓર પડવા પછી સુવાવડીને પાટો બાંધે ત્યાં સુધી કાઢવો નહી. પ્રસુતીની વ્યવસ્થા સારી રીતે રાખી હોય તો બેથી દસ મીનીટની અંદર ઓર બાહાર પડશે. જો જલદી ન પડે તો પેટ ઉપર હળવે હળવે દાબીને હાથ ફેરવવો. એટલે ઓર બહાર આવશે. ઓર ગ્રભાશયમાંથી છુટી પડી છેકે નહી તે જોવાને સારૂ સ્ત્રીએ ઇંદરીના દુવારની નાળ પકડીને હળવેથી એકાદવાર જરા ખેંચી જોઈ હોય તો તેમાં હરકત નથી. જો તેનો ગ્રભાશયથી સંબંધ તુટો હશે તો તે તરત બહાર આવશે. પણ કેવળ નાળ ખેંચીનેજ ઓર બાહાર કાઢવાનો કદી પણ પ્રયત્ન કરવો નહી. કેમકે એમ કરવાથી જીવ જોખમમાં આવી પડે છે. ઓર પડવા પછી કોકરવરણા પાણીમાં થોડો ખાંડી નાંખી સ્ત્રીને ચતી સુવાડીને તેના અંગ ઉપરનો લોહીનો ખરાબ થએલો ભાગ ધોઈ નાંખવો. સ્ત્રીને ચાર પાંચ દાડા સુધી બીછાના ઉપરથી બીલકુલ ઉઠવા દેવી નહી તેને સાંત પડી રહેવા દેવી.

---

# દેખાઈતાં મુવાં જેવાં જનમેલાં બાળક.

બાળક જનમવા પછી કોઈ કોઈ વાર એવું દેખાય છે કે જાણે સ્વાસ અથવા દમ બીલકુલ ધીમે ધીમે લેછે અથવા મુદલ લેતું નથી, અને મરી ગયા જેવું દેખાય છે. એનો જો તાબડતોબ ઉપાય ન કરાય તો તે બાળક તરત મરણ પામેછે. માટે એવું બાળક જનમે કે તરતજ તેના મોઢામાંથી અને ગળામાંથી તરતો તરત ચીકટ પદારથ અથવા બલગમ હોય તે આંગળીથી કાઢી નાખવો, તેના મોઢા તથા છાતી ઉપર થંડુ પાણી થોડું છાંટવું. પછી તેનો નાળ ધબકેછે કે નહી, તે બે આંગળાં વચે ઝાલીને તપાસ કરવો. તે નાળ અથવા છાતી જરા જરા હાલતાં હોય તે વખતે છોકરૂં રોવા લાગે અથવા સ્વાસો સ્વાસ લેવાનુ સરૂ થાય ત્યાં લગી અથવા નાળ અથવા છાતીનું ધબકવું બીલકુલ બંધ થાય ત્યાં લગી નાળ ન કાપતાં ઓરને સગડીથી તાપ આપવો અથવા તેને કકડતાં ઉના પાણીમાં બોળવી અને પછી બાળક રોવા માંડેછે કે કેમ તે જોવું. એ ઉપાયથી પણ નાળ સારી રીતે ધબકે નહી તો તે કાપવી નહી, અને બાળકને હુશીયાર કરવાનો આગળ ઉપાય ચલાવવો. પણ જો બાળક તેમજ નાળ કાળો પડી ગએલો દેખાય અથવા તેનો સોજો આવ્યો હોય તો નાળ બાંધવા અગાઉ તેમાંથી સાધારણ બે ચમચા લોહી જવા દેવું, અને પછી નાળ બાંધવો અને પછી બાળકને હુંશીયાર કરવાનો ઉપાય કરવો. આમોનીઆ કારબોનસ, બ્રાંડી, કોલનવોટર અથવા કુંગળીને વાટી તેઓમાંથી જે મળી આવે તે સુંઘાડવાં. પીઠ તથા કુલા થાબડવા. બાળકને ચતુ સુવાડી તેની છાતી અને પેટ ઉપર ધોએલો રૂમાલ થંડા પાણીમાં પલાળી તેના ઉપર જરા જોરથી ઝબ ઝબ મારવો. છાતી તથા મોઢા ઉપર થોડી થોડી વારે ફુંક મારવી. છાતી હાથ વતી ડુબેલા માણસના ઉપાયની અંદર લખ્યા પરમાણે દબાવ મેલ કરવી. છાતી ઉપર વારાફરતું ગરમ અને થંડુ પાણી નામવું. જો થંડીથી બાળક બેસાવધ થયું હોય તો તેને ઉનના લુગડામાં વીંટાળી તેની પાસે સગડી મુકવી પછી તેને હુંફ આવે કે તરત થંડુ પાણી અંગ ઉપર છાંટવું. તથા હાથ પગ અને શરીરને બ્રાંડી લગાડી ચોળવાં. કાન મચડવો પવનમાં લઈ જવો. છાતી

અને પગનાં તળીઆં બ્રાંડીથી ઘસવાં. પીંછાથી અથવા આંગળીથી બ્રાંડી નાકમાં તેમજ ગળામાં લગાડવી. પછી એક વાસણમાં થંડુ અને બીજા વાસણમાં કોકરવરણું પાણી લેઈ એકમાંથી બીજામાં એવી રીતે ત્રણ ચાર વાર બાળકને તે પરમાણે બોળી તેમાં બોળવું. કોકરવરણા પાણીમાં એકદમ બોળી અડધી મીનીટમાં બાળકને બાહાર કાહાડી લેવું. ઘણી વાર તેમાં રાખવું નહી.

એ ઉપાયથી હુંશીયાર ન થાય તો તેનું નાક અંગુઠા તથા આંગળી વચે ડાબી રાખી તેના પેટ ઉપર જરા હાથ દેઈ આપણા ફેફસામાં પેહેલી હવા ભરી પછી આપણું મોહું તેના મોહો બરોબર રાખી તે હવા તેના મોહોમાં થઈ તેના ફેફસામાં દાખલ કરવી. અને પછી ફેફસું જરા ધીમેથી દાબવું જેથી હવા પાછી બાહાર નીકળી જશે પાછી ઉપર પરમાણે હવા દાખલ કરવી એ પરમાણે તેને એકાદી છીંક અથવા શ્વાસ ચાલું થાય ત્યાં લગી કરવું, અને એ પરમાણે કરતી વખત બીજા માણસે પોતાના હાથ ઉના કરી બાળકના અવયવો ઉપર ફેરવી હુંફાળા રાખવા. ઉપર પરમાણે ફેફસામાં હવા ભરવાનો ઉપાય કરતી વખતે બાળકની જીભ ગળામાં આડી ન આવે તેની સંભાળ રાખવી, અને તે સીધી રેહે તેમ કરવી તેનું મોહું બીડાઈ જતું હોય તો બાટલીના લાકડાના બુચને મોહોમાં બે દાંત વચે મુકવું જેથી મોહું ઉઘાડું રેહેશે.

**અથવા**—ડુબેલા માણસને બતાવેલા હવા આવ જાવ કરવાના ઉપાયો કરવા. થોડીવારમાં નીરાસ થઈ જવું નહી, ઉપલા ઉપાયો લાંબો વખત સુધી કરવાથી બાળક હુશીયારીમાં આવેછે.



## પાણમોટલીનું ફુટવું.

કેટલીએક મુરખ સુયાણી અથવા સ્ત્રીઓ પ્રસુત થનારી સ્ત્રીની ઈંદરીમાં થોડી આગળ પાણમોટલી આવી કે તેને તરત ફોડી નાખેછે, તેથી બાળકનો જનમ થવામાં દેર થઈ પડે છે, તથા અનેક અડચણો આવી પડેછે અને પ્રસુતીની વેદની અથવા વીણ બંધ થઈ જાય

છે જેથી જોખમકારક થઈ પડેછે. વાસતે તે પાણમોટલી એકદમ ફોડવી નહી જ્યારે તે બરોબર બાહાર આવેછે ત્યારે તે પોતાની મેળે ફુટેછે, અને તેની સાથે જે પાણી નીકળેછે તેની સાથે બાળક પણ બાહાર જલદી નીકળેછે. પરંતુ તે પાણમોટલી બાહાર આવેછે અને તે મોટા દાડમ જેવડી હોય અને ફુટતી નથી. અને પ્રસુતી થવાનું વીલમ થાયછે, તો તેને ફોડવી. તે સીવાય કદી ફોડવા વીચાર રાખવો નહી.

સ્ત્રીની ઈંદરીની અંદર દવાવાળી આંગળીઓ કરી દાઈયણે મોટું મોટું થવા તેની અંદર આંગળીઓ ફેરવે છે, તેથી અંદર સોજો ચડી આવી બાળકને જનમવામાં હરકત આવે છે, અને નુકશાન કારક થઈ પડે છે વાસ્તે તેમ ન કરવું.

**ઓર ખેંચી કાઢવી**—બાળક જનમ્યા પછી ઓર તરત બહાર નથી પડતી તો મુરખ દાઈઓ તે ઓરને ખેંચે છે જેથી અંદરનો તમામ ભાગ બાહાર નીકળી પડે છે, અને સ્ત્રીનો જાન જોખમમાં આવી પડે છે. આવી વખતે દાઈઓણ કહે છે કે ઓર કાળજે ચોટી જેથી તેનું મોત થયું, વાસ્તે એ પરમાણે ઓર કદી પણ ખેંચવી નહી.

**પ્રસુત થએલી સ્ત્રીને**—બાળક જનમ્યા પછી ઓર તરત બહાર પડે કે સ્ત્રીને ઉભી કરી તેના પેટમાં માથાવતી દબાવે છે તે રીવાજ ઘણો જ ખોટો છે. વાસ્તે સ્ત્રીને તે વખતે કદી પણ ઉભી કરવી નહી. કુદરતે પોતાની મેળે યુકતીઓ કામે લગાડેલી છેજ જેથી અંદરનું લોહી હોય તેટલું નીકળવા માંડે છે અને સંકોચન થતું જાય છે. ઉભી કરવાથી શરીરનો છુપો ભાગ વખતે બાહાર આવી જાય છે, તેમજ બીજા કેટલા એક ગેર ફાયદા થાય છે વાસ્તે તેવે વખતે કદી પણ ઉભી કરવી નહી.

---

## (ઝેરો.)

ઝેરો ચાર પ્રકારનાં છે. ૧ લું. ધાતુને લગતાં, ૨ જુ. ઝાડ પાનને લગતાં, ૩ જુ. હડકાયાં અથવા એવાં ઝેરી જનાવરોને મળતાં, ૪ થુ. નઠારી અથવા ઝેરી હવા. એ ચારે જાતોના જુદા જુદા મુખતવે ઉપાયો

તેમજ ધાતુને અથવા ઝાડ પાનને લગતાં કેટલાએક ઝેરો દવા તરીકે વપરાય છે. તે માહેનું કોઈ ભુલથી વધારે ખવાણું હોય અથવા કોઇને અપાણું હોય તે દરેકના જુદા જુદા ઉપાયો.

હેડરાજીરી ઓકસીડમ મ્યુરીયસ.
હેડરાજીરી ઓક્ષીડમ રૂબરૂમ.
હેડરાજીરી નાઈટરીક મ્યુરીયસ.
હેડરાજીરી કમકરેટા.
કેલોમલ

એવી પારાને મળતી જે દવાઓ ભુલથી વધારે પેટમાં ગઈ હોય અથવા કોઇએ જાણી જોઈ ખાધી હોય અથવા કોઇએ આપી હોય અને તેનાથી કંઈ ઉપદરવ જણાય તો કુકડાના ઇંડા માંહેલી સફેતી અને પાણી એ બંનેને મેળવી છછો આંઉસ પાવું. ઇંડાની સફેતી ન મળે તો ઘઉંનો લોટ અને પાણી એ બંનેને મેળવી તે પાવું. ઘઉંનો લોટ પણ ન મળી આવે તો જે પદારથમાં ગુંદરના જેવો ચીકાસ હોય એવા પદારથનું પાણી પાવું. અથવા મુગલી એ દાણાનું પાણી કાઢી પાવું. એ પણ ન મળે તો ઓસામણ અથવા દુધ અને સાકર પાવું અથવા મધ અને પાણી પાવું, ઉપલી ગમે તે દવાનું પાણી હોજરી ભરીને પાવું. અને ઉલટી કરાવવી વળી પાછું એ પરમાણે પાવું, અને ઉલટી કરાવવી. જેથી અંદરનું ઝેર તેની સાથે મળી જઈ બાહાર નીકળી જશે. ઉલટી ન થાય તો ગળાના કાકડા સુધી આંગળીઓ ઘાલી ઉલટી કરાવવી. કેટલીએક વખત ઝેરનું જોર વધી જવાથી આજારી પોતાની મેળે દવા પીતો નથી ત્યારે તેને (સ્ટમક પમ્પ) થી અંદર દવા દાખલ કરવી અને ઉલટી કરાવવી અથવા સ્ટમક પમ્પથી પાછી ખેંચી લેવી.

ઉપલી અંગ્રેજી દવાઓ ન મળી આવે તો.

સોધેલો આમળસારો ગંધક, ઉમરાના દુધમાં વાલ ચાર મેળવીને ચટાડવો. અથવા ખીજડીના પાન રૂપ) ભાર તેને પાણીમાં બાફી બારીક વાટી, સાકર મીલાવી દીવસ સાત પાવું.

# સોમલ.

# મનસલ.

# હડતાળ.

વીગેરેને લગતી ધાતુઓના ઝેરનો ઉપાય. આવા ઝેરવાળા આજારીને સરવથી પેહેલાં ઉલટીની દવા આપવી જરૂર છે. વાસ્તે ૩૦ ગરેન પલવીસ એપીકાકયુના તથા ૨૦ ગરેન ઝીંકસીસલફ્સ એ બંનેને ગરમ પાણીમાં મેળવી તે પાવું. અને તે ઉપર બીજુ સાદુ ગરમપાણી પાવું, અથવા ૨ ચમચા નીમક અથવા ૧ ચમચો દળેલી રાઈ ગરમ પાણીમાં નાખી તે થોડી થોડી વારે ઉલટી આવે ત્યાંસુધી પાયા કરવું. અથવા પારાના ઝેરોમાં જે ઉપાયો બતાવ્યાછે તે પરમાણે કરવું. જેમકે ઉનું દુધ અને સાકર અથવા મધ અને ઉનું પાણી અથવા ગરમ કાંજી અને ગુંદરનું પાણી અથવા સ્ટમકપમ્પથી તે દવા હોજરીમાં દાખલ કરવી અને પાછી ખેંચી લેવી. કદાપી તે ઝેર લેવાને બે ચાર કલાક થયા હોય અને પોતાની મેળે ઉલટી ખુબ થઈ હોય તો ઉલટીની દવા આપવી નહી. પણ તે ઝેરનો અટકાવ થવાસારૂ નીચેની દવા આપવી. તેમજ દવા વગેરેથી ખુબ ઉલટી કરાવવા પછી પણ નીચે પરમાણે ઉપાયો કરવા. બે ત્રણ ગલાસ ભરી દુધ થોડી થોડી મીનીટે પાઆ કરવું, અને જો બરફ મળી શકે તો તેનો કટકો મોઢામાં રાખવા આપવો. અથવા બરફથી દુધ થંડું કરીને પાવું. અથવા દુધ અને ચુનાનું પાણી સરખેભાગે મેળવીને પાવું. અથવા ૫ દરામ ફેરી પરકલોરાઇડ તથા ૩ થી ૪ આંઉસ પાણી એ બંનેને મેળવવું, ત્યારપછી કેલસાઈન્ડ મેગનેસીઆને પાણીમાં મેળવી ખીર જેવું થાય ત્યાંસુધી ખરલમાં ઘુટવું અને પછી ઉપર જણાવેલી મેળવણીમાં ભેળી દેવું. એ મેળવણીમાંથી ૧ થી ૨ ચમચા ભરી દર અરધે કલાકે પાણીમાં ભેળીને પાવું અથવા ૧ ચમચી સેકરેટેડ ઓકસાઈડ આવ આયરન પાણીમાં મેળવી દર કલાકે પાવું. તેમજ હેનબેન તથા કલોરોફોરમ સરખે ભાગે મેળવી તે પેટ ઉપર ચોપડવું.

તરસ ઘણી લાગે, આગ અગન બળે અને ઉલટી બહુ થાય તો

બરફ, થંડું પાણી, લીંબુ અથવા નારંગીનું સરબત અને પાણી, સોડા વાટર, સાબુ ચોખાની કાંજી, ગુંદરનું પાણી વીગેરે એવી ચીજો અવાર નવાર આપતા રેહેવું. જો પેટ ઉપર ઘણું દરદ થાય તો તે ઉપર રાઈની પોલટીસ મારવી. અથવા હાથ પગમાં તાણ અને આંકડી આવે અને પેટમાં દરદ ઘણું થાય તો ઈથર સલફ્યુરીક ટીપાં ૧૦ તથા ટીંચર ઓપી ટીપાં ૧૦ એ બંનેને થોડા પાણીમાં મેળવી પાવું. અને જરૂર પડેતો ૩ અથવા ૪ કલાકે ફરી એજ માફક પાવું.

આ ઝેરની નીશાની કોલેરાની નીશાનીને મળતી આવેછે પણ સોમલના ઝેરથી આંખમાં, ગળામાં અને પેટમાં આગ અગન ઘણી બળેછે અને પેટમાં કપાતું તથા અમળાતુ દરદ થાયછે તેમ તેમાં થતું નથી.

ઉપલા ઝેરથી મરણ થયું હોય તો તેને ચીરીને તપાસી જોતાં, હોજરી અને નાના આંતરડાના પેહેલા ભાગની અંદરની ત્વચાનો નાસ થઈ તે ભુરા રંગની થાય છે અથવા તે ઠેકાણે કાણાં પડેછે.



# ટારટર એમેટીકને મળતી ચીજોનો ઉપાય.

ટારટર એમેટીક માંહેલી કાંઇ પણ દવા વધારે ખાધામાં આવી હોય તો મેગનેસીઆ પાણીમાં મેળવીને પાવો, અથવા ટીંચર આવ કેટીકુ, અથવા ટીંચર આવ કાઇનો, અથવા એસીડટાનીક, અથવા ઈનફ્યુઝન આવ સીનકોના બારક એ ચારમાંથી ગમે તે એક દવા પાણી સાથે પાવી. અથવા ઘણી જલદ ચા બનાવીને તે પાવી, અથવા ઉપલી દવા પેટમાં ગયા પછી ઉલટી થવાથી પેટમાં ચુંક અને અગન વીગેરે પીડા ન હોય તો ગરમ પાણી સારી પેઠે પાવું, જેથી ઉલટી થઈ અંદરનું ઝેર નીકળી જશે, અથવા ઉલટી થઈ પેટમાં ચુંક વીગેરે પીડા થઈ હોય તો પરમથ ત્રણ ચાર વખત ગરમ પાણી પાઈ તેથી ઉલટી કરાવવી, અને પછી સીનકોના અથવા કોરડીફોલીઆ અથવા માયાફળ, અથવા દાડમના મુળની છાલ વીગેરેનો ઉકાળો છછો આંઉસ એકેક ઘડીએ પાવો, તેમજ પીચકારીવતી ગુદામાં તે દાખલ કરવો, જેથી અંદરના ઝેરનો નાશ થશે.

ઉપરના ઝેરથી મરણ નીપજ્યુ હોય તો આજારીને ચીરી જોતા તેનુ ફેફસું, હોજરી, આંતરડાની અંદરની ત્વચા એઓનો નાશ થઈ જુદા વરણના થાય છે, તથા કેટલીએક વખતે મગજમાં પણ એ પરમાણે દેખાય છે.

કલોરાઈડ આવ એન્ટીમોની વધારે ખાધામાં આવ્યું હોય તો મેગનેસીઆ, કારબોનેટ આવ સોડા, અથવા ચાક, આ ત્રણમાંથી ગમે તે એક દવા ફકાડવી.

**તરાંબાના ઓકસીડ**

**તરાંબાના કારબોનેટ**

**જંગાલ**

**મોરથુથુ**

ઉપર પરમાણેની કોઈ પણ જાતની દવા વધારે ખાધામાં આવી હોય તો બે અથવા ૩ આંઉસ સાકર ખવરાવવી. પછી સાકરનું પાણી કરીને હોજરી ભરીને પાવું. જેથી ઉલટી થશે. પછી પાછુ ઉપર પરમાણે સાકરનું પાણી હોજરી ભરીને પાવું, અને ઉલટી કરાવવી એ પરમાણે ઉલટીઓ કરાવવાથી ઝેરનો નાશ થશે. સાકરનું પાણી પીચકારી વતી ગુદામાં દાખલ કરવું. અને ઉપર પરમાણે ઉપાયો આરામ થાય ત્યાં સુધી કરવા. ઉપલી દવા પાવા પછી ઉલટી ન થાય તો ગળામાં આંગળાં અથવા પીછુ વગેરે નાખી ઉલટીઓ કરાવવી. અથવા પારાના ઝેરને મળતા સઘળા ઉપાયો કરવા. ઉલટી ન થતી હોય તો સ્ટમકપમ્પની મદદથી અંદરનું ઝેર કાઢવું. એ ઝેરથી હોજરી અથવા આંતરડામાં બળતરા બળતી હોય તો તેના ઉપર જળો મુકવી અથવા પેટ સેકવું.

**કથીર અથવા કથીરની બનાવટની દવાઓના ઝેરનો ઉપાય.**

આજારીને ગરમ દુધ અથવા ગરમ પાણી અથવા ઓસામણ ઘણું પાવું અને તે અરધી અરધી ઘડીને આંતરે પાવું જેથી ઉલટીઓ સારી પેઠે થઈ આરામ થશે. ઓસામણ અથવા દુધની પીચકારી ગુદામાં મારવી એથી પણ ઉલટીઓ થઈ ફાયદો થશે. અને અંદરના ઝેરનો નાસ થશે. પેટમાં બળતરા બળતી હોય તો પારાના ઝેરમા બતાવ્યા પરમાણે જળો મુકાવવી અથવા પેટને ગરમ પાણીથી શેકવું. ઉપર પર-

માણે ઘણી ઉલટીઓ થયા પછી પેટની અંદર રહેલા ઝેરનો નાશ થવા સારૂ જવખાર તથા સાકર તથા પાણી એ ત્રણેને મેળવીને તે પાવું જેથી ઉલટી બંધ થઇ અંદરના ઝેરનો નાશ થશે. ઉલટી બંધ ન થતી હોય અને પીડા થતી હોય તો અફીણ અરધો અથવા એક ગરેન છ સાત ઘડીને આંતરે આપવું. અથવા તેટલું ટીંચરઓપી આપવું, વખતે ઉપલા ઝેરમાં ખડી ને પાણીમાં ઓગાળી પાવાથી પણ ફાયદો થાય છે. ઉપલા ઝેરથી મરણ થયું હોય તો તેને ચીરીને જોતાં હોજરીમાં જે ઠેકાણે એ ઓસડ લાગુ હોય ત્યાં દઝિલ હોય એમ લાગેછે. તથા તે ચાંમડી અને વચલી ચાંમડી એ બંને વચ્ચે લોહીના કાળા ડાઘ પડેલા જણાયછે.

## કાસટીક વગેરે રૂપાને મળતા ઝેરોનો ઉપાય.

આજારીને તરતજ પાણીમાં થોડું મીઠું નાખી ઓગાળી તે હોજરી ભરીને પાવું, જેથી ઉલટી થશે. પછી ચીકાસ કારક પદારથ જેવા કે ગુંદર, સાકરનુ પાણી વીગેરે પાવાં, પેટમાં બળતરા થતી હોય તો જળો મુકાવવી અથવા ગરમ પાણીથી પેટને સેકવું. ખાવાને સાબુચોખા વીગેરે નરમ પદારથ આપવાં.

## એસીડ સલફ્યુરીક અથવા
## એસીડ નાઇટરીક અથવા
## હેડરોક્લોરીક એસીડ
## વીગેરે તેજાબો ખાવામાં આવ્યા હોય તેના ઝેરનો ઉપાય.

કોઈ પણ તેજાબ પેટમાં ગયા પછી તરતજ મેગનેસીઆ એક દરામ પાણી સાથે મેળવીને ઘડીએ ઘડીએ પાવું અથવા સોડા અ-થવા કારબોનેટ આવ પોટાસ અથવા કેલસાઇન્ડ મેગનેસીઆ અથવા કારબોનેટ આવ મેગનેસીઆ અથવા ચાક, અથવા કમપાઉન્ડ ચાક પાઉડર એઓમાંથી ગમેતે પાણીમાં મેળવીને પાવી, અથવા ચુનાનુ પાણી અથવા સાબુનુ ફીણ અથવા મીઠુંતેલ એ ત્રણમાંથી ગમે તે પાવું, પેટમાં બળતરા વીગેરે થાય તો તે ઉપર જળો મુકાવવી, અને પેટ ઉપર ગરમ પાણીનો સેક કરવો. ખાવાને સાબુચોખા વીગેરે આપવું.

એ ઝેરથી મરણ થયું હોય તો તેને ચીરીને જોતાં જીભ ઉપર, મોહામાં,

ગળાનો રસ્તો, હોજરીની ચામડી વીગેરેની ત્વચાનો નાશ થાય છે, એટલે તે ઘણી પાતળી નરમ થએલી લાગે છે, હોજરીની અંદર છેદો પડેલા હોય છે, અને તેની અંદર લોહીના કાળા ડાઘા પડેલા લાગેછે, નાઇટરીક આસીડથી મોત થયું હોય તો દાંતો, મોંહુ, અને ગળાના મારગની અંદરની ચામડીનો અને બીજે ઠેકાણે જ્યાં લાગેલ હોય તે ઠેકાણાની ચામડીનો નાશ એટલે તે પીળા રંગની આંમ જેવી નરમ ચીકણી એવી થએલી અને હોજરીમાં છેદો પડેલા જણાય છે. અને તે છેદો ગોળ હોય છે.

લાઈકર પોટાસા.

પોટાસા ફ્યુઝા.

પોટાસા કારબોનસ.

સોડા કારબોનસ.

લાઈકર આમોનીઆ.

આમોનીઆ કારબોનસ.

### ચુનો વીગેરે એને લગતા ઝેરનો ઉપાય

એ સરવેનો મુખ્યત્વે કરીને ઉપાય, સરકો અને પાણી એ બંનેને મેળવી ઘડી ઘડીવારે પાવું એ સારૂછે. પરંતુ આમોનીઆના ઝેરને ઉપાય તુરત કરવો જોઇએ કારણ કે તેથી જલદીથી ખરાબી થાયછે. આમોનીઆ પેટમાં ગયા પછી તુરત એક બે આંઉંસ સરકો ચાર પાંચ આંઉસ પાણી એ બંનેને મેળવી થોડુ થોડુ ઘડી ઘડી વારે હોજરી ભરાતાં સુધી પાવું અને પાણી, કાંજી, ગુંદરનુ પાણી, સાકરનું પાણી, વીગરે થોડી થોડી વારે પાવાં. અથવા મીઠુ તેલ પાવું. સરકો ન મળી શકે તો લીંબુનો રસ અથવા નારંગીનો રસ સારી પેઠે પાવો. એ પણ ન હોયતો અમથુ પાણી અથવા ચીકાસકારક પદારથો પાવાં.

### કેંથારીડીસને મળતાં ઝેરોનો ઉપાય.

મીઠુ તેલ, અથવા ગરમ દુધ, અથવા કાંજી, એવાં ચીકણા પદારથો ઘણાં પાવાં અને તે પદારથો પીચકારીવતી ગુદામાં દાખલ કરવાં. પેટને ગરમ પાણીનો સેક કરવો. ઇંદરીમાં ઘણો દુખાવો થતો હોયતો ઉપલાં ચીકણાં પદારથોમાંના એકમાં થોડુ અફીણ મેળવી તેની પીચકારી ઇંદરીમાં મારવી.

**કારબોનેટ આવલેડ અથવા બોદારસીંગ અથવા સીંદુર અથવા**
**લાઈકર પલંબીએસીટસ અથવા સફેતો, અથવા,**
**પલંબી એસીટસ વીગેરે સીસાને લગતા ઝેરનો ઉપાય.**

એ ઝેરનુ મોટુ વજન પેટમાં જાયને ભયકારક લક્ષણો વરતાય તો મેગનેસીયા સલફસ (વીલાતી મીઠુ) વીસથી પચાસ દરામ લેઈ ચાર પાંચ પાંઈન્ટ પાણીમાં મેળવી તે થોડુ થોડુ ઘડી ઘડી વારે પાવું પેહેલી વખતે જેટલુ પીવાય એટલુ પાવું જેથી ઉલટી થશે પછી પાછુ એ પરમાણે પાઈ ઉલટીઓ કરાવવી. પછી અંદરના ઝેરનો નાસ થવા સારૂ ત્રણ ત્રણ આંઊંસ એક એક ઘડીએ પુરો આરામ થાય ત્યાં સુધી પાવું. એ ઝેરથી પેટમાં અગન થતી હોયતો પારાના ઝેરમાં બતાવા પરમાણે ઉપાયો કરવા એ ઝેરથી તુરત મરણ થયું હોય તો તેને ચીરી જોતાં હોજરીમાં કાળા ડાઘ પડેલા જણાયછે. અને હોજરીમા તથા નાના આંતરડાંમાં કાળો ભુરો પડદો ચડેલો લાગેછે. લાંબી વખતે મોત થયું હોય તો મોટા આંતરડાં ઘણાં એચાઈને નાંનાં થાયછે. અને તેની અંદર ઝાડો લીંડી જેવા થઈ જાયછે. અથવા સઘળુ શરીર ઘણું તવાઇ જાયછે.

**ક્લોરાઈડ આવ એન્ટીમોનીના ઝેરનો ઉપાય.**

મેગનેસીઆ અથવા કારબોનેટ આવ સોડા અથવા ચાક આ ત્રણમાંથી ગમે તે એક દવા ફકાડવી.

**ફટકડીને લગતી દવાઓ** વધારે ખાધામાં આવી હોય તો કેલસાઇન્ડ મેગનેસીઆ ફકાડવો.

**જસતની ધાતુના ખારો—ઝીંકસી સલફસ અથવા આસીટેટ આવ ઝીંક** વીગેરે ખાધામાં આવ્યુ હોય તો દુધ, મેગનેસીઆ અથવા સોડા આ ત્રણમાંથી ગમે તે એક પાણી સાથે પાવું.

**હીરાકસી એટલે લોઢાના ખારો.** જેવા કે સલફેટ આવ આયરન વીગેરે ખાધામાં આવ્યું હોય તો

સોડા અથવા આમોનીઆ કારબોનસ પાણી સાથે પાવું.

**ફોસફરસને લગતી** દવા ખાધામાં આવી હોય તો ટરપનટાઈન તેલ પાવું.

**ઓક્ઝેલીક એસીડ** ખાધામાં આવ્યો હોય તો સ્ટમકપમ્પથી ઝેર કાઢી નાખવું અથવા ૩૦ ગરેન ઝીંકસી સલફ્યુટ ગરમ પાણી સાથે ફકાડી ઉલટી કરાવવી અને તે પછી ૨૦ ગરેન હેડરેડ આવ કલોરલ દર અરધાથી એક કલાકે તાણતોડ થતી હોય તો તે નરમ પડે ત્યાં સુધી પાવું.

**એસીડ કારબોલીકને** લગતી દવા ખાધામાં આવી હોય તો ગરમ પાણી અને રાઇ એ બંનેને મેળવી તે પાવું અને તેથી ઉલટી ન થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવને તે પાવી.

| | | | |
|---|---|---|---|
| ગલીસીરાઈન | ... | ... | આંઉસ ાા થી ૧ |
| સલફેટ આવ ઝીંક | ... | ... | ગરેન ૨૦ |
| પાણી | ... ... | ... | આંઉસ ૪ |

સારી પેઠે ઉલટી થવા પછી ચુનાના પાણીમાં સાકર મેળવી તે વારંવાર પાયા કરવી એ વખતે સ્ટમકપમ્પ મુકવો નહી કારણ કે હોજરી ની અંદરનું પડ ઉપલી દવાથી તવાઈ જાય છે. અને જ્યારે તે મુકે છે ત્યારે તેની નળીના છેડાના દબાણથી અંદર ચાંદુ પડી ખરાબ થાયછે. નાડી બેસી જાય તો હાથપગ ઉપર સુંઠનો ભુકો ચોળવો અથવા રાઇનો ભુકો ચોળવો. અથવા શેક કરવો. શરીરમાં હુશીઆરી લાવવાને બ્રાંડી તથા આમોનીઆ પાણીમાં મેળવીને પીચકારીવતી ગુદામાં દાખલ કરવું પણ મોઢેથી કદી પાવું નહી.

**હેડરેટ આવ ક્લોરલ** વધારે ખાધામાં આવ્યો હોય તો ૩૦ ગરેન સલફેટ આવ ઝીંક ગરમ પાણીમાં નાખીને પાવું અથવા સ્ટમકપમ્પ મુકીને તે ખેચી કાઢવું. ચા, કાફી તથા ગરમ પાણી પાવું. શ્વાસ સારી પેઠે ચાલે એટલા વાસ્તે પાંસળીઓ સારી પેઠે દાબવી અને છોડી દેવી, દાબવી અને છોડી દેવી એ પરમાણે કરવું. ૧ થી ૩ મીનીમ લાઇકર આમોનીઆ ફોરટીઅર તથા ૪ મીનીમ પાણી એ બંનેને મેળવી તે પીચકારી વતી ખભાની ચાંમડીમાં દાખલ કરવું.

**હેનબેન અથવા**
**બેલાડોના અથવા**
**એકોનાઈટ**

વીગેરે તેને મળતી દવાઓ વધારે ખાધામાં આવી હોય તો ઉલટી

બાવવાની દવાઓ આપવી. પાણીમાં રાઇની ભુકી નાંખી તેને પાવી, અથવા ૩૦ ગરેન સલફેટ આવ ઝીંક પાણીમાં મેળવીને તે પાવું. બીમારને ઊંઘવા ન દેવો. પણ જ્યાં સુધી તેને કેફ ઉતરે ત્યાં સુધી તેને જોર જુલમથી ચલાવ્યા કરવો.

**એસીટીક એસીડની** દવા વધારે ખાધામાં આવી હોય તો—મેગનેસીઆ, કારબોનેટ આવ મેગનેસીઆ. ચાક અથવા કારબોનેટ આવ સોડા એ ચારમાંથી ગમે તે એક દવા પાવી.

**અફીણ અથવા તેને લગતી દવાઓ વધારે ખાધામાંઆવી હોયતો**- જેમ બને તેમ જલદી સ્ટમકપમ્પ મુકીને તે ઝેર બાહાર ખેંચી કાઢવું, અથવા તે ન મળે તો સલફેટ આવ ઝીંક ગરેન ૨૦ લેઈ ગરમ પાણીમાં નાંખી પાઈ દેવું, તે ન હોય તો દળેલી રાઈ ૧થી ૨ નાંની ચમચા ભરી થોડા થંડા પાણીમાં નાખી પાઈ દેવી અથવા એ ન હોય તો પલવીસએપીકાકયુના ગરેન ૧૫ને થોડા ગરમ પાણીમાં નાખી તે પાવું અથવા થોડુ મીઠાનુ પાણી પાઈ ઉલટીઓ કરાવવી.પણ ચારપાંચ કલાક થઈ ગયા પછી ઉલટીની દવા આપવાથી ફાયદો થતો નથી. આજારી બે હોશમાં હોય તેને હુશિયાર કરવા સારૂ થંડા પાણીના ફટકા તેના ચેરા ઉપર મારવા અને માથા ઉપર થંડુ પાણી નામવું જેથી તે જરા હુશિયારૅ થશે. આજારીને બીલકુલ હુંઘવા ન દેવો. જો જરા હુશિયાર થાય તો તેને બે માણસે પકડી થોડી હાલ ચાલ કરાવવી તેને મોટે સાદે બોલાવવો તેને ચોટકા અથવા ચોમટીઓ ભરવી. આજારી જરા હુશિયાર થાય તો જલદ કાફી બનાવીને તે પાવી અથવા ચા પાવી. આજારીની નાડી નાની અથવા બેસી જાય તો લાઇકરે આમોનીયા ટીપાં ૧૦ અથવા સ્પીરીટ આમોનીયા ટીપાં ૩૦ થી ૪૦ સુધી થોડા પાણીમાં નાખી પાવું અને નાડી બેસતી જાય તો દર ૦। થી ૦।। કલાકે એ દવા આપવી અથવા એ દવા ન હોય તો થોડો બરાંડી પાણીમાં નાખીને પાવો. પગ થંડા હોય તો તે ઉપર બાટલીનો સેક કરવો.

**બેલાડોના અથવા ધતુરો અથવા તંબાકુ અથવા ડીજીટેલીસ અથવા કોનીઅમ અથવા કરેણુનારસ વીગેરે એવાં ઝેરો જેના ખાવામાં આવ્યા હોય તેનો ઉપાય**—તેમે ખાધાને ઘણો વખત ન થયો હોય અને

**ઘણી ઉલટી ન થઈ હોય તો** ટારટર એમેટીક બે અથવા ત્રણ ગ્રેન અથવા પલવીસ એપીકાકયુના ગ્રેન ૨૦ તેઓને એક આંઉસ પાણીમાં મેળવી તે પાઇ ઉલટી કરાવવી. અથવા ઉપલી દવાઓને ખાધાને ઘણો વખત થયો હોય તો ઉપર પરમાણે ટારટર એમેટીકની સાથે ઝાડો લાવવા એપસંમસાલટ એક અથવા બે આંઉસ તેની સાથે મેળવીને પાવું. અને ગુદામાં બીજી ઝાડાની દવાની પીચકારી મારવી. પેટમાં આગ બળતી હોય તો તે ઉપર જળો મુકાવવી તથા ગરમ પાણીનો સેક કરવો.

**ઝેરીકચુરો, કપુર કાકમરી વીગેરે દવા વધારે ખાધામાં આવી હોય તો**—સ્ટમકપમ્પ મુકી તે બહાર એઓ કાઢવું તેમ કરવા પછી મોઢામાં ધમણનો છેડો ઘાલી તેથી ફેફસામાં હવા દાખલ કરવી. એ પરમાણે કેટલી એક ઘડી હવા ભરી પછી થોડાં ટીપાં ઇથર સલફયુરીક થોડાં પાણી સાથે મેળવીને તે અથવા ઓલીઅમટેરીબીનથીના થોડું થોડા વખત સુધી પાવું જેથી આરામ થશે.

**દારૂ ઘણો પીવામાં આવ્યો હોય તેનો ઉપાય**—સલફેટ આવઝીંક ગ્રેન ૨૦ ને પાણીમાં મેળવી પાઈ દેવું અને ઉલટી કરાવવી. ઉલટી ન થાય તો ટીંચરઓપી ટીપાં ૧૦ થોડા પાણીમાં નાખી તે પાઈ પછી ઉપર પરમાણે ઉલટીની દવા આપવી. અથવા સ્ટમકપમ્પથી તે ઝેર બાહાર કાઢી લેવું માથા ઉપર ખુબ થંડુ પાણી રેડવું તથા તેના મોઢા ઉપર થંડા પાણીના ઝાપટા મારવાં. અને ગુદામાં જોરાવર જુલાબની પીચકારી મારવી, શરીરમાં તંગ લુગડા હોય તે કાઢી નાખવાં.

**આઇઓડાઇન અથવા પોટાસા આઈઓડાઈડ** વધારે ખાધામાં આવ્યો હોય તો. સલફેટ આવઝીંક અથવા પલવીસ એપીકાકયુના વગેરે ઉલટીની દવા આપવી તથા કાંજી બનાવીને તે પાવી.

---

# ખોરાક ખાવાના નિયમો.

બનતાં સુધી સાદો ખોરાક ખાવો, જાત જાતનાં અથાંણાં, ઘણા મસાલાવાળાં સાકો, તથા ઘણા ગળપણવાળાં પકવાનો થોડાં વાપરવાં. દરરોજ એકજ જાતનો ખોરાક ખાવો નહી, પણ એક અથવા બબે દહાડે બદલા કરવો ને જેટલી ભુખ લાગી હોય તેથી વધારે ઠાંસીને ખાવું નહી.

દર ખોરાક વચે ૩–૪–અથવા પાંચ કલાકનો આંતરો એટલે એટલો વખત ગયા પછી બીજો ખોરાક ખાવો.

ખોરાક બરાબર ચાવી ચાવીને ખાવો, આખોને આખો ગળી જવો નહી. દરરોજ બરોબર વખતે ખાવું, ઘડી ઘડી વેલુ મોડુ ખાવું નહી. ખાતી વેળા જીવને ખુસી રાખી વાતો કરતા જવું ને ખાવું. ખાવા પછી ૧૦થી ૧૫ મીનીટ પછી પાંણી પીવું તરત પીવું નહી. અથવા ખાતાં ખાતાં પીવું નહી.

કંઈ મેહેનત કરવાથી ઘણો થાક લાગ્યો હોય, તે વખતે તુરત ખાવું નહી પણ વીસામો લેઇને ખાવું.

ભારે ખોરાક ખાધા પછી તુરત શરીરને અથવા મનને કંઈ મેહેનત આપવી નહી.

લાંબો વખતસુધી ભુખ્યું ન રેવું અથવા વારંવાર અપવાસ ન કરવા.

---

## દારૂ પીવાના નિયમો.

ભુખ લાગી હોય તે વખત ઘણો દારૂ પીવો નહી. દારૂ એકદમ ન પીતાં થોડો થોડો પીવો. દારૂ જલદ હોય તો તેની અંદર પાંણી નાખીને પીવું એમને એમ ન પીવો. દારૂ પીધા પછી તરત સુઈ ન જવું.

જુવાંન અને લોહીઆર માણસે ઘણો દારૂ ન પીવો જેટલો દારૂ પીધામાં આવે તે પરમાણે શરીરને દરરોજ મેહેનત આપવી.



## ચા પીવાના નિયમો.

હલકો ખોરાક ખાનાર અને અપવાસ કરનારાઓએ થોડી અને ગરમ ચા પીવી.

ઘણા દાંગા અથવા ઘણો ખોરાક ખાનારે ઝાઝી ચા પીવી.

પાતળા અથવા નબળા માણસે જલદ ચા ન પીતા તેની અંદર દુધ નાખીને પીવી.

સવારના ખોરાક ખાધા પછી તે ઉપર બુંદની ચા પીવાનો માવરો

રાખવા ઘણો ખોરાક ખાધા પછી ત્રણ અથવા ચાર કલાકે ચા પીવી. નબળા કોઠાવાળાએ ઘણી ગળી અથવા ઘણી ગરમ ચા ન પીવી.



# કસરત કરવાના નિયમો.

કસરત ખુલા મેદાનમાં તાજી હવાવાળી જગોમાં કરવી. હાથ પગ વીગેરે તમામ હાલતા ભાગોને એક સરખી રીતે મેહેનત આપવી.

કસરત કરતી વખતે પેટ, છાતી, ગરદન ઉપર તડાતડ લુગડાં પેરેલાં હોય તો તે કાઢી નાંખવાં અથવા ઢીલાં કરવાં.

કસરત કરતાં હાંફ ચડી આવે તથા થાક લાગે તો વધારે કસરત કરવી નહી. ઘણો વખત કસરત કરવા પછી તુરત થંડુ પાણી અથવા થંડો પવન ન ખાવો.

જેમ શરીરને કસરત આપવી તેમ મનને પણ સારી બાબતોથી મેહેનત આપવી. જેને કસરત કરવાનો માવરો ન હોય; તેણે એકદમ વધારે કસરત કરવી નહી.

દીલ ગુરદાના રોગવાળાએ ઘણી કસરત ન કરવી.

# દવાઓનો ડોસ.

નીચેના ડોસમાં આપેલું દવાઓનું વજન અથવા ડોસ મોટાં એટલે ૨૧ વરસની ઉપરની ઉમરનાં આજારીનું સમજવું. બાળકને વાસ્તે તેની નીચે જુદુ વજન એટલે કે બાળકને આટલેથી આટલેસુધી આપવું એ પ્રમાણે કરેલ છે. તે બાળક ૧ વરસની ઉપરનું જાણવું. કેટલેક ઠેકાણે કેટલીએક દવાઓ ઝેરીછે જેથી તેવે ઠેકાણે બાળકને વાસ્તે તેનું વજન આપેલું નથી.

નવી ફારમા કોપીમાં કેટલીએક દવાઓનાં નામો વીગેરેમાં ફેરફાર કર્યો છે એટલે કે આગળ જે નામથી ઓળખાતી તે આજ બીજા નાંમથી ઓળખાય છે. જેથી તે નામ સાધારણ થઈ પડેલ છે અને નવાં નામ જાણવાથી વખતે ગુંચવણ પડેછે તેને વાસ્તે ડોસમાં × નીશાની બતાવીછે તે નામો આગળ વપરાંતા તે સમજવાં.

આ દવાઓના ડોસ અથવા વજન નવી ફારમાકોપી પ્રમાણે આપેલ છે તે વાત ધ્યાનમાં રાખવી.

ડોસની અંદર લા. નીશાની કરીછે તે લાટીન ભાષામાં જણાવેલછે અને જ્યાં ઈ.નીશાની આપેલછે તે ઇંગ્રેજી ભાષામાં જણાવેલ સમજવી તેમજ જેને (        )માં. અગર. ગુ.મુકેલછે તે ગુજરાતી ભાષાસમજવી.

જે દવાઓ બનાવવાથી બની શકે તેવીછે તેને વાસ્તે ખુલાસાથી બનાવવાની સમજણ આપેલછે. પરંતુ કેટલીએક દવાઓ સાધારણ માણસથી તેને જોઇએ તેવાં ઓજારો નહિ મળી શકવાથી બની શકે તેવી નથી તેને વાસ્તે તેવી જગોએ ફક્ત તેની અંદર કઈ કઈ દવાઓ આવેછે એ દવાઓનાં અંગ જણાવેલછે જેથી તે જાતની દવા ન મળી શકે તો તેને મળતી બીજી દવાઓનો ઉપયોગ કરવા હરકત ન રહે એટલે કે જે દવાઓનાં અંગ લખેલાં હોય અને તે દવા ન મળી શકે તો તેવીજ જાતના અંગો બીજી દવાને મળતાં આવે તો તે વાપરવાને ઉપયોગમાંઆવે.

તેમજ જે દવાઓ આંહી બીલકુલ ન બને અને જેની સમજુતી આપવાથી ઘણું લંબાણ થઈ પડે તેમજ તે સમજમાં આવવા તથા

બનવા ઘણુંજ કઠણછે જેથી તેવી જુજ દવાઓના અંગ જણાવેલ નથી.

આ કોસમાં બની શકે તેટલી દવાની બનાવવાની ક્રિયા તથા બીજીના અંગ જણાવેલછે તે ખાતે મારો મુળ હેતુ એટલોજછે કે કેટલા એક લોકો જે દવામાં બીલકુલ વટાળ નથી તેમ તે દવાઓ આપણા મુલકની દવાઓની બનાવેલ છે તેમ છતાં વેહેમથી અમુલ્ય દવાનો મરતાં સુધી બીલકુલ લાભ લેતા નથી અને ખરાબ થાયછે. જેથી આ કોસમાં આપેલી બનાવટો ઉપરથી દેશી બાંધવોને જાણવામાં આવશે કે આંમાંની કેટલીએક દવાઓ આપણી દેશીછે અને તેમાં બીલકુલ વટાળ નથી.

આમાં દરદોની અંદર આપેલી દવાઓ શીવાય બીજી વધારે દવાઓના ગુણ વજન વીગેરે ઉપર પ્રમાણે સમજુતી આપેલી છે જેથી જે દરદની અંદર બતાવેલ જે દવા ન મળી શકે તો તેવીજ જાતની એટલે કે તેવાજ ગુણ વાળી આની અંદરથી ગોતી તેના આપેલા વજન પ્રમાણે લેવી જેથી તે પ્રમાણે ફાયદો કરી અને હરકત દુર કરશે.

આ કોસમાં લાટીન નામથી નહિ પણ ઈંગ્રેજી નામથી ગોઠવવામાં આવેલ છે માટે દરેક દવા જોતાં તેને પહેલાં ઈંગ્રેજી નામ ઉપર જોવી એટલે કે લા. લાઇકર આરસેનીકાલીસ. આ દવા લાઇકરમાં જોવી નહિ પણ તેનું ઈ. નામ આરસેનીક સોલ્યુશન ઉપરથી આમાં જોવી.

આની અંદર ઘણાખરાં નામો ઈંગ્રેજી ઉપરથીજ જણાવવામાં આવેલ છે વાસ્તે ઉપર પ્રમાણે તેને ઈંગ્રેજી નામ ઉપરથી જોવી.

આમાં જે દવાઓના અંગ બતાવેલ છે તેમાં જેમ કે બેનઝોએટ આમોનીઆ તેની બનાવટનું એક અંગ લહીએ તે એકે સોલ્યુસંન આવ આમોનીઆ. હવે સોલ્યુસંનઆવ આમોનીઆ શેનુ બનેલ છે તે જોવું. એટલે તે નવસાર તથા કળીચુનાનું બનેલછે એમ નીકળશે. એ પ્રમાણે દરેક દવા સમજવામાં આવે ત્યાં સુધી તેના અંગ તપાસવાં. તે ઉપરથી આપણી દેશી અગર તે શુંશું ચીજથી બનેલછે તે ચોખ્ખુ જણાઈ આવશે.

**ક**

**ઈ.** કનફેકસંન આવટરપેનટાઇન—**લા.** કંનફેકસીઓ ટેરી બીનથીની ગુ. ટરપેન ટાઇન તેલનો પાક. ગુ.

**ગુણ**—ચરમ પાડે છે. હુંશીઆરી લાવે છે, પીશાબ લાવેછે.

મોટી ઉમરનાને ૬૦થી ૧૨૦ ગરેન.

બનાવટ—ટરપનટાઇન ૧ આંઉસ. જેઠીમધનો ભુકો ૧ આંઉસ. ઓપ્યુંમધ ૨ આંઊસ. પેહેલાં ટરપેનટાઇન અને જેઠી મધને ખરલમાં ઘુંટતાજવું અને તેમાં થોડું થોડું મધ નાંખતા જવું.

ઈ. કનફેકશન આવરોઝીસ. ગુ. ગુલકંદ. ઝાઝો ખાધાથી ઝાડો લાવે છે મોટી ઉમરનાને ૩૦ થી ૧૨૦ ગરેન.

બનાવટ—ગુલાબનાં ફુલ ૧ પાઉન્ડ, સાકર ૩ પાંઊડ, એ બંનેને પાણીમાં ખરલમાં ખુબ વાટી એક રસ કરવાં.

ઈ. કનફેકશન આવ પેપર. લા. કનફેકસીઓ પીપેરીસ. ગુ. તીખાંનોપાક.

ગુણ—વા તોડેછે,હુંશીઆરી લાવેછે મોટી ઉમરનાને ૬૦થી૧૨૦ગરેન.

ઈ. કનફેકશન આવ સ્કેમોની. લા. કનફેકસીઓ. સ્કેમોનાઈ. ગુ. સ્કેમોનીઆનો પાક.

ગુણ—ઝાડો લાવે છે મોટી ઉમરનાને ૧૦થી ૩૦ ગરેન..

બનાવટ—સ્કેમોનીનો ભુકો ૩ આંઊસ. સુંઠ ૧।। આંઊસ, લવીંગનું તેલ ૧ દરામ, અજમાનું તેલ ૦।। દરામ, સાકરની ચાસણી ૩ આંઊસ મધ ૧।। આંઊસ ઉપલી દવાઓ ચાસણીમાં નાંખી સારી પેઠે મેળવી તેમાં મધ મેળવતા જવું અને પછી તેલો અંદર નાખવાં.

ઈ. કનફેકશન આવ સલફ્યુર લા. કનફેકસીઓ સલફ્યુંરીસ ગુ. ગંધકનોપાક.

ગુણ—લોહી સુધારે છે, પરશેવો પાડે છે, ઝાડો લાવે છે, મોટી ઉમરનાને ૬૦થી ૧૨૦ ગરેન. બાળકોને ૫ ગરેન.

બનાવટ—ગંધક ૪ આંઉસ એસીડ ટારટરીક પોટાસ ૧ આંઊસ સઇરપઓરેંજપીલ ૪ આંઊસ એ બધાંને સાથે ખરલ કરવાં.

ઈ. કનફેકશન આવ સેના લા. કનફેકસીઓ સેની. ગુ. સુનામખીનોપાક.

ગુણ—ઝાડો લાવે છે, મોટી ઉમરનાને ૬૦ થી ૧૨૦ ગરેન, બાળકને ૨ થી ૫ ગરેન.

બનાવટ—સુનામખીનાં પાંદડાં ૮ આંઊસ, અંજીર ૧ પાંઊન્ડ, આંમલીનો ગર ૦।। પાઊન્ડ,ગરમાળાની સીંગનો ગર૦।। પાઊન્ડ, આલુનો ગર ૦।। પાઊન્ડ, ધાણા ૪ આંઊસ, જેઠીમધનાં મુળ ૩ આંઊંસ, સાકર ૨।। પાઊંડ.

ઈ. કનફેકશન આવ ઓપીઅમ લા. કનફેકસીઓ ઓપાઈગુ. અફીણનો પાક.

ગુણ—ઊંઘ લાવે છે, દરદ નરમ પાડે છે, હુશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન.

બનાવટ—અફીણ, તીખાં, સુંઠ, અજમો, ગમતરાગા કાથાનુંચુરણ.

ઈ. કમપાઊન્ડ ટીંચર આવ કલોરોફોરમ લા. ટીંચુરા કલોરો ફોરમાઈ કમપોઝીટા.

ગુણ—હુંશીઆરી લાવે છે, ઉછાળો બેસાડે છે, મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ મીનીમ.

બનાવટ—કલોરો ફોરમ ૨ આંઊંસ, રેકટી ફાઇડ સ્પીરીટ ૮ આંઊંસ, ટીંચર કારડામોમકો ૧૦ આંઊંસ એ બધાંને એકરસ મેળવવાં.

ઈ. કમપાઊન્ડટીંચર આવ કારડામોમસ લા. ટીંચુરાકારડે મોમાઈ કમપોઝીટા.

ગુણ—પેટનો પવન તોડે છે, ચુંક નરમ પાડેછે, હુંશીઆરી લાવેછે મોટી ઉમરનાને ૦ાથી ૨ દરામ બાળકને ૫ મીનામ. એળકીનોટીંચર.

બનાવટ—એળકી, અજમો, તજ, કીરમજ, બેદાણા પરૂફસ્પીરીટ.

બેદાસ—એળકીને કેસકેરીલા દેશમાંથી લાવે છે.

ઈ. કમપાઊન્ડ ટીંચરઆવ કેમફર લા. ટીંચર કેમફારી કામપોઝીટા.

ગુણ—કેફ લાવે છે, ખાંશી નરમ પાડેછે, મોટી ઉમરનાને ૧૫ થી ૬૦ મીનીમ. બાળકને ૩ થી ૫ મીનીમ.

બનાવટ—અફીણ ૪૦ ગરેન, લોબાનનાં ફુલ ૪૦ ગરેન, કપુર ૩૦ ગરેન, પરૂફસ્પીરીટ એક પાઇન્ટ, સુવાનું તેલ ૦ાા દરામ એ બધાંને એક બંધ વાસણમાં સાત દીવસ સુધી રાખી મુકવાં અને તેને વારંવાર હલાવ્યા કરવાં પછી તેને ગાળી લેઈ એક પાઇન્ટમાં ઓછું રહે તેટલું તેમાં પરૂફસ્પીરીટ રેડવું.

ઈ. કમપાંઉન્ડ ટીંચર આફજેનસીનાલા ટીંચુરાજેનસીઆનાકામપોઝીટા.

ગુણ—ભુખ લાગે છે, કોઠાને શકતી આવે છે, પેટમાંનો પવન તોડે છે, મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ બાળકને ૫ થી ૧૦ મીનીમ.

બનાવટ—જેનસીના ઝાડનાં મુળીઆં, ઓરેન્જ જાતના ઝાડનાંફળ, એળકી, પરૂફસ્પીરીટ.

ઈ. કમપાઉન્ડ ટીંચર આવ બેનઝોઇન લા. ટીંચુરા બેનઝોઇની કમપોઝીટા અથવા ફરાઅરસ બાલસંમ.

ગુણ—ચુંકો તથા તાંણ, તોડ નરમ પાડે છે, પીસાબ લાવે છે, ઘા ઉપર મુકવાથી રૂઝ લાવે છે. મોટી ઉમરનાને ૦ાાથી ૧ દરામ બાળકને ૫ મીનીમ.

લોબાનના ફુલનો ટીચર—

**બનાવટ**—લોબાન ૨ આંઉસ, સ્ટ્રોક્ષ ૧।। આંઉસ, બાલસમ ટોલુ ૦।। આંઉસ, સોકોતરી એળીઓ ૧૬૦ ગરેન રેકટી ફાઇડ સ્પીરીટ ૧ પાઇન્ટ એ બધાંને એક બંધ વાસણમાં સાત દીવસ સુધી ભરી રાખી વારંવાર હલાવવું અને પછી ગાળી લઈ એક પાઇન્ટમાં જેટલું બાકી રહે તેટલું રેકટીફાઇડ સ્પીરીટ નાંખવું.

ર્દ. કમપાઉન્ડ ટીંચર આવ લેવેન્ડર લા. ટીંચુરા.લેવેન્ડયુલીકામપોઝીટા અથવા કમપાઉંડ સ્પીરીટ આવ લવંડર અથવા રેડ્રાપસં.

**ગુણ**—ચુંકો નરમ પાડે છે. પેટમાંનો પવન તોડે છે. હુંશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૦।। થી ૨ દરામ, બાળકને ૫ મીનીમ.

**બનાવટ**—લવંડરનું તેલ ૧।। દરામ, ગુલાબનું તેલ ૧૦ મીનીમ, તજ ૧૫૦ ગરેન, જાયફળ ૧૫૦ ગરેન, રાતી સુખડ ૩૦૦ ગરેન, રેકટી ફાઈડ સ્પીરીટ ૨ પાઇનટ તજ, જાયફળ અને સુખડને સ્પીરીટમાં નાંખી એક બંધ વાસણમાં રેહેવા દેવું અને તેને વારંવાર હલાવવું પછી તેમા ઉપલાં તેલમાં મેળવી પછી ગાળી લેવું તે એક પાઇનટ કરતાં ઓછું થાય તેટલું સ્પીરીટ નાંખવું.

ર્દ. કમપાઉંડ ટીંચર આવસીનકોના લા. ટીંચુરાસીનકોની કામપોઝીટા

**ગુણ**—શકતી આપે છે. તાવ મટાડે છે. મોટી ઉમરનાને ૦।। થી ૨ દરામ, બાળકને ૩થી ૫ મીનીમ.

સીનકોના જાતના ઝાડના છોડીઆંનો ટીંચર—

ર્દ. કમપાઉંડ ડીકાકશન આવ સારસાપરીલા લા. ડીકોકટમ શારસીકામપોઝીટા.

**ગુણ**—શકતી લાવે છે લોહી સુધારે છે. મોટી ઉમરનાને ૨ થી ૧૦ આંઉસ બાળકને ૨ દરામ.

**બનાવટ**—સારસાપરીલા ૨।। આઉસ સારસા ફરાસ૨ટ તથા ગુઆકંમવુડ તથા જેઠીમધ દરેક ૨ દ્રાંમ મેઝેરીયન બારક૧દરામ, ખળખળતું પાણી૩૦આઉંસ.એ સઘળી દવાઓને ખોખરીકરી પાણીમાં એક કલાક ઢાંકીને ભીજવી રાખી પછી ઢાંકેલી રાખીને ૧૦ મીનીટ સુધી ધીમી આંચે ઉકાળવી અને તે થંડો પડે કે તેમાંનું પાણી ગાળી

લેવું, અને તે વીશ આંઊસથી ઓછું થાય તો તેમાં બીજું ગરમ પાણી નાંખી ૨૦ આંઉસ બરોબર કરવું.

ઈ. કમપાઊન્ડ ટીંચર કેમફરકો. લા. ટીંચર કેમફરકમપોઝીટા.

ગુણ—ખાંસીને ફાયદો કરે છે બલગમ પાડે છે કેફ લાવે છે.

મોટી ઉમરનાને ૧થી ૨ દરામ.

બનાવટ—અફીણ ૪૦ ગરેન, લોબાનનાં ફુલ ૪૦ ગરેન, કપુર ૩૦ ગરેન, સુવાનું તેલ ાા દરામ, રેકટીફાઈડ સ્પીરીટ ૧ પાઇનટ એ બધાંને એક બંધ વાસણમાં સાત દીવસ સુધી ભરી રાખી વારમવાર હલાવતા રેહેવું અને પછી ગાળી લેઈ એક પાઇનટમાં જેટલું ઓછું રહે તેટલું રેકટીફાઇડ સ્પીરીટ અંદર નાંખવું.

ઈ. કમપાઊંડ ડીકોકશન આવ એલોઝ લા. ડીકોકટમ એલોઝ કામપોઝીટા.

ગુણ—ઝાડામાં પીત વધારે છે. તથા દસ્તાન લાવે છે.

બનાવટ—સીકોતરી એળીઓ દરામ ૨, હીરાબોળ તથા કેસર દરેક દરામ ૧ાા કરબોનેટ આવ પોટાસ દરામ ૧, જેઠીમધનો સીરો આંઊસ ૧, કમપાઊંનડ ટીંચર આવ કારડામોમ આંઊસ ૮, પાણી, પેહેલા હીરાબોળ તથા એળીઆને ખાંડી એ બંનેને કારબોનેટ આવ પોટાસ તથા જેઠીમધના સીરા સાથે એક વાસણમાં મેળવી તે ઉપર ૨૦ આંઊસ પાણી રેડી વાસણને ઢાંકી ૫ મીનીટ સુધી ધીમી આંચે ઉકાળવું, અને થંડુ પડ્યા પછી તેમાં ટીંચર કારડામોમ નાંખી બે કલાક સુધી વાસણને ઢાંકી રાખવું પછી સઘળાંને ફલાટીનના કટકાથી ગાળવુ અને તેમાં ૩૦ આંઊસથી ઓછું રહે તેટલું ગરમ પાણી નાંખવું.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ કાઇનો લા. પલવીસકાઇનો કમપોઝીટા.

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન બાળકને ૧ ગરેન.

બનાવટ—કાઇનો જાતના ઝાડનો ભુકો, અફીણ, સીનકોનાના છોડીઆનો ભુકો એ દવાના ૨૦ ગરેનમાં ૧ ગરેન અફીણ આવેછે.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ કેટીકુ લા. પલવીસ કેટીકુ કમપોઝીટા.

ગુણ—ઝાડો કબજ કરેછે. મોટી ઉમરનાને ૨૦ થી ૪૦ ગરેન

બાળકને ૨ થી ૪ ગરેન.

બનાવટ—કાથો ૪ આંઉસ; કાઇનો જાતના ઝાડનો ભુકો ૨ આંઉસ, રેટેની ઝાડનાં મુળીઆં ૨ આંઉસ, સીનકોનાના છોડીઆંનો ભુકો એક આંઉસ, જાયફળનો ભુકો ૧ આંઉસ, એ બધાંને જુદાં જુદાં બારીક વાટી લુગડે ચાળી બધાંને એકઠાં કરી કાચના બુચવાળા વાસણમાં ભરી રાખવું.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ જેલપ લા. પલવીસ જેલેપા કમપોઝીટા.

ગુણ—ઘણો પાતળો ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન બાળકને ૨ ગરેન.

બનાવટ—જેલપ જાતના ઝાડનો ભુકો ૫ આંઉસ, એસીડટારટારીક પોટાસ ૯ આંઉસ, સુંઠ ૧ આંઉસ, એ બધાંને જુદાં જુદાં બારીક વાટી લુગડે ચાળી પછી બધાંને એકઠાં સારીપેઠે ઘુંટી સીસીમાં ભરીરાખવું.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ ટ્રેગેકેન્ઠ લા. પલવીસ ટ્રેગેકેન્ઠી કમપોઝીટા.

ગુણ—ચાઠાંવાળી જગા સુંવાળી કરેછે. મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન બાળકને ૧ થી ૩ ગરેન.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ રૂબારબ લા. પલવીસ રીહાઈકમપોઝીટા અથવા એને ગરેગરીસ પાઉડર કહેતા.

ગુણ—હોજરીમાંનો ખટાસ તોડેછે. હલકો ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન બાળકને ૫ ગરેન.

બનાવટ—રૂબારબ જાતના ઝાડનાં મુળીઆં ૨ આંઉસ, લાઈટ-મેગનેસીઆ ૬ આંઉસ, સુંઠ ૧ આંઉસ, એ બધાંને જુદાં જુદાં વાટી લુગડે ચાળી પછી બધાંને એકઠાં કરી સારીપેઠે એક રસ થતાં સુધી ઘુંટવાં.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ લીકોરીસ લા. પલવીસ ગલીસીરીઝી કમ-પોઝીટસ.

ગુણ—ઝાડો લાવેછે. ખાંસી નરમ પાડેછે. મોટી ઉમરનાને ૩૦ થી ૬૦ ગરેન બાળકને ૧ ગરેન (જેઠીમધનો કમપાઉન્ડ.)

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ સ્કામોની લા. પલવીસ સ્કેમોનાઈ કમપોઝીટસ.

ગુણ—ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૨૦ ગરેન બાળકને

૧ થી ૨ ગરેન.

**બનાવટ**—સકામોની ૪ આંઉસ, જેલપ જાતના ઝાડનો ભુકો ૩ આંઉસ, સુંઠ ૧ આંઉસ, એ બધાંને જુદાં જુદાં બારીક વાટી લુગડે ચાળી પછી એકઠાં કરી ખુબ ઘુંટવાં.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ સીનેમોન લા. પલવીસ સીનેમોમાઈ કમપોઝીટા.

**ગુણ**—પેટમાંની બાદી તોડેછે. હુશીઆરી લાવેછે. મોટી ઉમરનાને ૩ થી ૧૦ ગરેન બાળકને ૧ ગરેન.

**બનાવટ**—તજ, એળચી, સુંઠ, તથા તીખાં, એ ચારે સરએ ભાગે લઈને તેને ખાંડી ઝીણો ભુકો કરવો.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ આમન્ડસ લા. પલવીસ એમીનડેલા કમપોઝીટા બદામની મેળવણીનો પાક.

**ગુણ**—ચાઠાંવાળો ભાગ સુંવાળો કરેછે. મોટી ઉમરનાને ૬૦ થી ૧૦૦ ગરેન.

**બનાવટ**—મીઠીબદામનાં મીજ ૮ આંઉસ, ખાંડ ૪ આંઉસ, ગુંદર ૧ આંઉસ, પેહેલાં મીજને ઉનાપાંણીમાં નાંખી ઉપરનાં ફોતરાં કાઢી નાંખી તેને લુગડે લુછી કોરાં કરી પછી ખરલમાં વાટી પછી તેમાં ગુંદર તથા ખાંડ નાંખી એક રસ કરી એક બરણીમાં ભરી રાખવું.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ એપીકાક્યુઆના લા. પલવીસ એપીકાક્યુના કમપોઝીટા—એને ડોવરસપાઉડર પણ કહેછે. ૧૦ ગરેનમાં ૧ ગરેન અફીણ આવેછે.

**ગુણ**—ઝાડો બંધ કરેછે, ઉંઘ લાવેછે, ખાસીમાં બલગમ પાડેછે, ખઇનો પરસેવો બંધ કરેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન બાળકને ૦॥ થી ૧ ગરેન.

**બનાવટ**—એપીકાકનો ભુકો ૦॥ આંઉસ, અફીણ ૦॥ આંઉસ, પોટાસા સલફસ ૪ આંઉસ એ બધાંને જુદાં જુદાં બારીક વાટી પછી બધાંને એક રસ મીલાવી એક કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવું.

**પેદાસ**—અમેરીકામાં એપીકાક્યુઆનાનું ઝાડ થાયછે તેનાં મુળીઆ-

નો ભુકો.

ઈ. કમપાઉન્ડ પાઉડર આવ ઓપીઅમ લા. પલવીસઓપાઈ કમપોઝીટસ.

ગુણ—ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

બનાવટ—અફીણ ૧॥ આંઉસ, કાળાં તીખાં ૨ આંઉસ, સુંઠ ૫ આંઉસ, લવીંગ ૬ આંઉસ, ટરેગેન્થ ૦॥ આંઉસ, એ બધાંને જુદાં જુદાં બારીક વાટી લુગડે ચાળી પછી સરવને એકઠાં મેળવી ખુબ ઘુંટી એક કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવું.

ઈ. કમપાઉન્ડ પીલ આવ ગેમબોજ લા. પીલુલા ગેમબોઝીઆ કમપોઝીટા

ગુણ—ઘણું દુખીને સખત ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

બનાવટ—રેવંચી ૧ આંઉસ, સીકોતરી એળીઓ ૧ આંઉસ, સીનામોમકો (તજનો કમપાઉન્ડ) ૧ આંઉસ, કઠણ સાબુ ૨ આંઉસ સાકરની ચાસણી સમાય તેટલી, ઉપલી ચીજોને બારીક ખાંડી તેમાં ચાસણી મેળવી લોદા જેવું કરીને એક કાચના ઢાંકણાવાળા વાટકામાં ભરી રાખવું.

ઈ. કમપાઉન્ડ પીલ આવ કોલોસીંથ લા. પીલુલા કોલોસીંથીડીસ કમપોઝીટા.

ગુણ—ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

બનાવટ—કોલોસાંથનો ભુકો ૧ આંઉસ, સીકોતરી એળીઓ ૨ આંઉસ, સકામોની ૨ આંઉસ, સલફેટ પોટાસ ૨ દરાંમ, લવીંગનું તેલ ૨ દરાંમ, જંતરમાં કાઢેલું પાણી સમાય તેટલું.

ઉપલી ચીજોને બારીક ખાંડી લુગડે ચાળી તેમાં ઉપલું તેલ મેળવી પછી તેમાં સમાય તેટલું પાણી મેળવવું અને એક લોદા જેવું કરી કાચના ઢાંકણાવાળા વાટકામાં ભરી રાખવું.

ઈ. કમપાઉન્ડ પીલ આવ સબકલોરાઈડ આવ મરકયુરી લા. પીલુલા હાઈડરાર્જીરાઈ સબકલોરાઈડી કમપોઝીટા.

ગુણ—લોહી સુધારેછે, ટાંકી અથવા ચાંદીમાં ઘણો ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

બનાવટ—કેલોમલ ૧ આંઉસ, સલફેટ એન્ટીમોની ૧ આંઉસ, રેવં-

ઓનો ભુકો ૨ આંઉસ, એરંડીયું તેલ ૧ આંઉસ અથવા સમાય તેટલું,
પેહેલાં કેલોમલ અને એન્ટીમોની સાથે મેળવી તેમાં રેવંચી મેળવી
પછી એરંડીયું તેલ મેળવી એક લોંદા જેવું કરવું.

ઈ. કમપાઉન્ડ પીલ આવ સોપ લા. પીલુલાસેપોનીસ કમપોઝીટસ.

ગુણ—ઉંઘ લાવેછે, ઉછાળો નરમ પાડેછે. મોટી ઉમરનાને ૩થી૮ ગરેન.

બનાવટ—અફીણ ૦૫ આંઉસ, કઠણ સાબુ ૨ આંઉસ, જંતરમાં
કાઢેલું પાણી સમાય તેટલું.

પેહેલાં અફીણ અને સાબુને મેળવી પછી પાણી મેળવવું અને
એક લોંદા જેવું કરવું.

ઈ. કમપાઉન્ડપીલ આવ હેમલોક લા. પીલુલા કોનાઇકામપોઝીટા.

ગુણ—કેફ લાવેછે. બલગમ પાડે છે. તાંણતોડ તથા ઉછાળો
નરમ પાડેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન

ઈ. કમપાઉન્ડપીલ આવ એસેફોટીડા લા.પીલુલા એસેફોટીડા કામપોઝીટા.

ગુણ—હુંશીઆરી લાવેછે. પેટની બાદી તોડે છે. ચુંકો તથા તાંણ-
તોડ નરમ પાડેછે મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન

બનાવટ—વઘારણી—કઠણસાબુ—ગુલકંદ.

ઈ. કમપાઉન્ડ મીક્ષ્ચર આવસેના લા. મીસચુરાસેના કામપોઝીટા (એને
બલાકડરાફ પણ કેહેછે)

ગુણ—ઝાડો લાવે છે. મોટી ઉમરનાને ૧થી ૧૫ આંઉસ બાળકને
૧ થી ૧૫ દરામ.

બનાવટ—એપસંમસાલ્ટ આંઉસ ૪ જેઠીમધનો સીરો દરામ ૪ ટીં-
ચર આવસેના આંઉસ ૨૫ કમપાઉન્ડ ટીંચર આવ કારડામોમસ દરામ
૧૦ સુનામખીની ચાં આંઉસ ૨૦ પેહેલાં એપસંમસાલ્ટ અને જેઠી-
મધના સીરાને ૧૪ આંઉસ સુનામખીની ચામાં નાખી ધીમી આંચે
પીગળાવવું અને તે પીગળી જાય કે ચુલાપરથી નીચે ઉતારી તેમાં
બાકીની દવાઓ નાખવી અને પછી ૨૦ આંઉસમાં જેટલુ ઓછુ
થાય તેટલી સુનામખીની ચા નાખવી—

ઈ. કમપાઉન્ડ મીક્ષ્ચર આવ આયરન લા. મીસચુરા ફેરીકામપોઝીટા.

ગુણ—લોહી સુધારેછે. શક્તી આપેછે દસ્તાંન સાફ લાવેછે. મોટી

ઉમરનાને ૧ થી ૨ આઉંસ બાળકને ૦ાા થી ૧ દરામ.

બનાવટ—સલફેટ આવ આયરન ગરેન ૨૫ કારબોનેટ આવ પોટાસ ગરેન ૩૦ મર દરામ ૧ સફેત સાકરની ભુકી દરામ ૧ સ્પીરીટ આવ નટમેગ દરામ ૪ ગુલાબજળ આઉંસ ૯ાા પહેલાં મરને ખરલમાં વાટીને તેની બારીક ભુકી કરવી પછી તેમાં કારબોનેટ આવ પોટાસ તથા સાકરની ભુકી નાખી સાથે મેળવવું અને તેમાં થોડો ગુલાબ નાખીને માવા જેવું નરમ કરવું પછી સ્પીરીટ આવ નટમેગ તથા થોડો ગુલાબજળ નાખતા જવું અને સારી પેઠે મેળવવું અને ૨ આઉંસ ગુલાબ બાકી રહે કે તેમાં સલ્ફેટ આવ આયરનને જુદુ મેળવી પીગળાવવું પછી એ બંને મીકચરને મેળવીને ખુબ એકઠુ કરવું પછી તેને કાચના બુચની બાટલીમાં ભરી રાખવું. આ દવા પાતી વેળા શીસીને ખુબ હલાવવી.

૯. કમપાઉન્ડ રૂબારબ પીલ—લા. પીલુલારીહાઈ કામપોઝીટા.

ગુણ—હલકો ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન

બનાવટ—રૂબારબ જાતના ઝાડનો ભુકો ૩ આઉંસ સીકોતરીએળીયો ૨ાા આઉંસ હીરાબોળ ૧ાાઆઉંસ કડણસાબુ ૧ાા આઉંસ પીપરમટનું તેલ ૧ાા દરામ ટ્રેકલ ૪ આઉંસ.

ઉપલી ચીજોને બારીક ખાંડી લુગડે ચાળી તેમાં તેલ મેળવી પછી ટરીકલ મેળવી એક રસ કરવું.

૯. કમપાઉન્ડ સ્કુઈલ પીલ—લા. પીલુલા સીલા કામપોઝીટા.

ગુણ—ખાંસીમાં બલગમ પાડેછે. પીશાબ લાવેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

બનાવટ—જંગલી કાંદો ૧ા આઉંસ સુંઠ ૧ આઉંસ આમોનીઆકમ ૧ આઉંસ કડણ સાબુ ૧ આઉંસ ટરીકલ ૨ આઉંસ અથવા મેળવાય તેટલું, ઉપલી ચીજોને ખુબ વાટી લુગડે ચાળી પછી ટરીકલ મેળવવું.

૯. કમપાઉન્ડ સ્કેમોનીપીલ— લા. પીલુલા સ્કેમોનાઇ કામપોઝીટા.

ગુણ—ઝાડો લાવેછે. કરમ પાડેછે. મોટી ઉમરનાને ૫થી૧૫ ગરેન.

૯. કમપાઉન્ડ એકસ્ટ્રેક્ટ આવ કોલોસીંથ લા. એકસ્ટ્રેકટટંમ કોલોસીંથી

ડીસ કમપોઝીટા.

ગુણ—ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૩ થી ૧૦ ગરેન.

બનાવટ—ઇંદરવરણાનો મેળવણી કીધેલો રસ.

ઈ. કમપાઉન્ડ ઇનફયુંઝન આવ જેનસીઅન લા. ઇનફયુંઝન જેનસી-એની કામપોઝીટા.

ગુણ—શકતી આપેછે.ભુખ લાવેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ.

બનાવટ—જેનસીઅન જાતના ઝાડના મુળીઆં દરાંમ ૧ નારંગીની છાલ સુકી દરાંમ ૧ મીઠા લીંબુની તાજી છાલ દરાંમ ૨ એ સઘળાને ૧૦ આંઉસ ખખળતા પાણીમાં ૧ કલાકસુધી ઢાંકીને ભીનવી રાખી પછી ગાળી લેવું.

ઈ. કમપાઉન્ડ ઇનફયુંઝન આવ આરેન્જ લા. ઇનફયુંઝન આરેનસાઈ કામપોઝીટા.

ગુણ—હોજરીને શકતી આપેછે. મોટીઉમરનાને ૧થી ૨ આંઉસ બાળકને ૧ થી ૨ દરાંમ.

ઈ. ક્યુબેબ્સ લા. ક્યુબેબા (ચણકબાબા અથવા કબાબચીની)

ગુણ—ધાત જતી બંધ કરે છે. પરમાને ફાયદો કરે છે. મોટી ઉમરનાને ૩૦થી ૧૨૦ ગરેન.

ઈ. કરોટંન કલોરલ.

ગુણ—ઊંઘ લાવેછે. આંકડાં, તાંણતોડ, ઉલટી તથા ઉછાળો નરમ પાડેછે. મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન.

ઈ. કરોટંન ઓઇલ લા. ઓલીઅમ કરોટોનાસ (જમાલગોટાનું તેલ)

ગુણ—પાણી જેવો ઘણો ઝાડો લાવેછે. બાહાર લગાડવાથી ચાંમડી રાતી થઇને ચાંદા પડેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ મીનીમ.

ઈ. કલોરાઈડ આવ કેલસીઅમ—લા. કેલસાઈ કલોરાઇડમ.

ગુણ—કંઠમાળા વીગેરે ગાંઠો પીગળાવે છે લોહી સુધારે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૨૦ ગરેન.

ઈ. કલોરાઇડ આવ ઝીંક. લા. ઝીન સાઇકલોરાઇડમ.

ગુણ—પરમામાં પીચકારી મારવાથી ફાયદો થાય છે. ચાંદા ઉપર લગાડવાથી તેઓ રૂઝાય છે. ખાધામાં નથી આવતુ.

ઈ. ક્લોરાઇડ આવ સોડીઅમ, લા. સોડીઆઈ ક્લોરાઇડમ (મીઠું.)

ગુણ—નાના વજનમાં કરશ પાડેછે. મોટા વજનમાં ઉલટી તથા ઝાડો લાવેછે.મોટી ઉમરનાને ૧૦થી ૨૪૦ ગરેન બાળકને ૧થી ૨૦ ગરેન.

ઈ. ક્લોરાઇડ આવ આમોનીઅમ લા. એમોનાઈ, ક્લોરીડંમ, (નવસાગર.)

ગુણ—લોહી સુધારે છે, ઝાડામાં પીત લાવે છે, કલેજાને પાકતું અટકાવે છે. માથાનો દુખાવો નરમ પાડેછે, દરતાન લાવે છે. ચસકા નરમ પાડે છે અને ઊંઘ લાવે છે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન બાળકને ૨ ગરેન.

ઈ. ક્લોરીક ઈથર, (જુઓ સ્પીરીટ આવ ક્લોરોફોરમ).

ઈ. ક્લોરેટ આવ પોટાશ, લા. પોટાસી ક્લોરેસ.

ગુણ—પીસાબ લાવે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન બાળકને ૨ ગરેન.

ઈ. ક્લોરેટ આવ પોટાશ લોઝેન્જીસ, લા. ટ્રોચીસાઈ પોટાસી ક્લોરેટીસી.

ગુણ—પીસાબ લાવેછે, લોહી સુધારે છે. હુશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૧ થી ૬ ટાંકણીઓ.

ઈ. ક્લોરોડાઇન.

ગુણ—ઝાડો બંધ કરે છે. ઊંઘ લાવે છે. ખાંસી, હાંફણ, કંમરનો રોગ, તથા માથાનો દુખાવો, કોલેરાં, ડાઅરીઆં, વીગેરેને ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ મીનીમ બાળકને ૧ મીનીમ.

ઈ. ક્લોરોફોરમ, લા. ક્લોરોફોરમમ—

ગુણ—આંકડાં તથા તાણતોડ નરમ પાડે છે. ઉલટી તથા ઉછાળો નરમ પાડે છે. કેફ લાવે છે. વાઢ કાપ કરવા સારૂ તે સુંઘાડવામાં આવે છે. મોટી ઉમરનાને ૩ થી ૧૦ મીનીમ.

બનાવટ—ક્લોરીનેટેડ જાતનો ચુનો, રેકટીફાઇડસ્પીરીટ, સેલેકડ જાતનો ચુનો, એસીડ સલફ્યુરીક, ઉકળતુ પાંણી.

ઈ. ક્લોવઝ, લા. કેરીઓફીલમ. (લવીંગ.)

ગુણ—હુંશીઆરી લાવે છે, હોજરીને શકતી આપે છે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

ઈ. કસપેરીઆ બારક, લા. કસપેરાઈ કોટેક્સ.

ગુણ—શકતી આપે છે, હુશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન.

કસપેરાઈનાં છોડીઆં.

ઈ. કારડ મમસ લા. કારડેમોમ. (એલચી.)

ગુણ—પેટની બાદી તોડે છે, હુશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન.

ઈ. કારબોનેટ આવઝીક લા. ઝીકસી, કારબોનસ.

ગુણ—શકતી આપે છે. મોટી ઉમરનાને ૧ થી ૫ ગરેન.

ઈ. કારબોનેટ આવ પોટાસ લા. પોટાસી કારબોનસ.

ગુણ—હોજરીમાં ખટાસ થતો અટકાવે છે, પીસાબ લાવે છે, મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન. બાળકને ૨ થી ૩ ગરેન.

બનાવટ—સબકારબોનેટ આવ પોટાસ, કારબોનેટ આવ આમોનીઆ પાણી.

ઈ. કારબોનેટ આવ બીસમથ લા. બીસમથી કારબોનસ.

ગુણ—ઉલટી બંધ કરેછે. શકતી આપેછે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન.

ઈ. કારબોનેટ આવ મેગનેસીઆ લા. મેગનેસીઆ કારબોનસ.

ગુણ—હોજરીમાં થતો ખટાસ તથા દાહ નરમ પાડે છે. હલકો જુલાબ લાવેછે મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન બાળકને ૩ ગરેન

ઈ. કારબોનેટ આવ લીથીઆ લા. લીથીઆઈ કારબોનસ.

ગુણ—પીસાબ લાવેછે. હોજરીમાંનો ખટાસ તોડે છે. નજળામાં ઘણો ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૩થી ૬ ગરેન.

ઈ. કારબોનેટ આવ લેડ લા. પલંમબાઈ કારબોનસ.

ગુણ—ખાધામાં આવતું નથી પણ સાદા મલમ સાથે મેળવીને લગાડવાના કામમાં આવેછે.

ઈ. કારબોનેટ આવ સોડા લા. સોડાકારબોનસ.

ગુણ—ઉલટી તથા ઉછાળો બંધ કરેછે. હોજરીમાંનો ખટાસ તોડે છે. પીસાબ લાવે છે. મોટી ઉમરનાને ૫ થી ૩૦ ગરેન બાળકને ૨ થી ૩ ગરેન.

બનાવટ—ચોખો સાજીખાર તથા પાણી એ બંનેને ઉકાળી જાડું ઘટ જેવું કરી પછી તેને ઠરવા દેવા એટલે ગાંગડા બંધાશે.

ઈ. કારબોનેટ આવ આમોનીઆ લા. આમોનીઆ કારબોનસ અથવા સેસકુઈ કારબોનેટ આવઆમોનીઆ.

ગુણ—હુશિયારી લાવેછે. ખાંસીમાં બલગમ પાડે છે. ઉલટી લાવે છે. મોટી ઉમરનાને ૨ થી ૩૦ ગરેન. બાળકને ૦। થી ૦॥ ગરેન.

બનાવટ—નવસાગર તથા ચોખો ચાક.

ઈ. કારબોલીક આસીડ લા. એસીડંમ કારબોલીકમ.

ગુણ—નઠારી હવા તથા ગંદકી દુર કરવા માટે છાંટવામાં આવેછે ગલીસીરાઇન સાથે મેળવીને ઘા ઉપર રૂઝ લાવવા સારૂ લગાવવામાં આવેછે. ચોખી પાસાદાર કારબોલીક આસીડ ઉલટી બંધ કરવાના કામમાં આવેછે. મોટી ઉમરનાને ૧ થી ૩ ગરેન

ઈ. કાઇનો લા. કાઇનો

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ૧૦થી ૩૦ગરેન

ઈ. ક્રીમ આવ ટારટર (જુઓ આસીડ ટારટ્રેટ આવ પોટાસ)

ઈ. ક્રીઓસોટ લા. ક્રીઓસોટમ-(એક જાતના લાકડાનો રસ)

ગુણ—ઉલટી તથા ઉછાળો બંધ કરેછે. લોહી સુધારે છે આકડા તથા દુખાવો નરમ પાડેછે. સડેલા અથવા પોલી દાઢમાં લગાવવાથી ફાયદો થાયછે સડી ગએલી માટીને લગાવવાથી છુટી કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૩ મીનીમ

ઈ. ક્રીઓસોટ મીક્ષ્ચર લા. મીસ્ચુરાક્રીઓસોટી

ગુણ—હુશિયારી લાવેછે તાણતોડ નરમ પાડેછે. તાવની વેળા શરીરમાંનું લોહીનું ઝેર કાઢી નાખેછે. ઉલટી બંધ કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ

ઈ. કુસો લા. કુસો.

ગુણ—કરમ પાડેછે. મોટી ઉમરનાને ૦। થી ૦॥ આંઉસ

ઈ. કુઇનાઇન વાઇન (જુઓ વાઇન આવ કુઇનીઆ)

ઈ. કેટીકુલોઝેનજીસ લા. ટ્રોચીસાઇ કેટીકુ. કાથાની મેળવણીવાળી ટાંકણી

ગુણ—ઝાડો કબજ કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૬ ટાંકણીઓ.

ઈ. કેપસીકમ ફ્રુટ લા. કેપસીકમ ફ્રુટ (રાતાં મરચાં)

ગુણ—ઘણી હુંશીઆરી લાવે છે. મુખ્ય કરીને તે મેગળા કરવાના કામમાં આવે છે. મોટી ઉમરનાને ના થી ૧ ગરેન.

ઈ. કેમફર લા. કેમફોરા. (કપુર)

ગુણ—હુંશીઆરી લાવે છે, તાંણ તોડ નરમ પાડે છે.

મોટી ઉમરનાને ૧ થી ૧૦ ગરેન.

ઈ. કેમફર વોટર લા. આકવા કેમફોરી. (કપુરનું પાણી.)

ગુણ—હુંશીઆરી તથા ગરમી લાવેછે, ચમક તથા બીજાં દરદોમાં તાણ તોડ નરમ પાડે છે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ બાળકને ૧ થી ૨ દરામ.

બનાવટ—ાા દરામ કપુરની ભુકીને ઝીણા લુગડામાં બાંધીને એક બાટલી ભરી ચોખ્ખા પાણીમાં નાંખી. ૨૪ કલાક રાખી પછી તેમાંનું નીતરૂ પાણી ગાળી લેવું.

ઈ. કેમીકલફુડ.

ગુણ—શકતી આપે છે, ભુખ લાગે છે. મોટી ઉમરનાને ાા થી ૧ ચમચો બાળકને ૧૦ થી ૧૫ મીનીમ.

ઈ. કેમેલા. (કંપીલો)

ગુણ—કરમ પાડે છે. મોટી ઉમરનાને ૩૦ થી ૧૨૦ ગરેન બાળકને ૫ ગરેન.

ઈ. કેમો માઈલ ફલાવરસ લા. એથેમીડીસ ફલોરીસ— (એક જાતના ઝાડનાં ફુલ)

ગુણ—હોજરીને શકતી આપે છે. હુંશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન.

ઈ. કેરેવે વોટર લા. આકવાકેરૂઈ. (વરીઆળીનું પાણી)

ગુણ—પેટમાંની બાદી તોડે છે, હુંશીઆરી લાવે છે. તાણતોડ નરમ પાડે છે, મોટી ઉમરનાને ૧થી ૩ આંઉસ બાળકને એકથી ૨ દરામ.

બનાવટ—વરીઆળીનો ભુકો ૧ શેર, પાણી ૨ ગ્યાલન એ બધાંને ૬ કલાક સુધી પલાળી રાખી પછી ગાળી લેવું.

ઈ. કેરોસીન ઓઇલ.

ગુણ—સંધીવા તથા ઊટીયું ટુંટીયું તાવમાં બાહારથી લગાડવામાં આવે છે કોઈ વેળા પીધામાં પણ આવે છે, મોટી ઉમરનાને ૧થી ૨ ચમચી.

ઈ. કેલમબારૂટ લા. કેલમબી રેડીકસ (કોલમ)

ગુણ—ઝાડો કબજ કરવા વગર શકતી આપે છે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન.

ઈ. કેલ બારબીન લા. ફાઇસોસટીનામેટીસફાબા.

ગુણ—ધનુસવા વીગરે બીમારીમાં તાણ તોડ નરમ પાડે છે. દુધ વધારવાના વાસ્તે થાંનો ઉપર ચોપડવામાં આવે છે. મોટી ઉમરનાને ૧ થી ૨ ગરેન.

ઈ. કેલોમલ ( જુઓ સબ કલોરાઇડ આવ મરકયુરી.)

બનાવટ—ચોખો પારો, ગંધકનો જલદ તેજાબ, મીઠુ, નવસાર.

ઈ. કેસકેરીલા બારક લા. કેસકેરીલી કોરટેકસ.

ગુણ—શકતી આપે છે. હોજરીને ઘણો ગુણ કરે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન.

કેસકેરીલા ઝાડની છાલ—

ઈ. કેસટર લા. કેસટોરીઅમ.

ગુણ—તાણ તોડ નરમ પાડે છે, હુંશીઆરી લાવેછે, ચમકમાં ઘણો ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

ઈ. કેસટર ઓઇલ લા. ઓલીઅમરીસાઇની ( એરંડીયું તેલ )

ગુણ—ઝાડો લાવે છે. મોટી ઉમરનાને ૧થી ૮ દરામ. બાળકને ૨૦ થી ૩૦ મીનીમ; નાના બાળકને થોડું પાવું.

બનાવટ—એરંડીનાં બીજ ઉપરથી કાળાં ફોતરાં કાઢી અંદરના સફેત મગજનું તેલ કાઢવું.

ઈ. કેસીઆ પલ્પ. લા. કેસીપલ્પા (ગરમાળો).

ગુણ—ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૬૦ ગરેનથી ૦ાા આંઉસ.

ઈ. કોકોબટર. (કોકમનુ તેલ. (જુઓ ઓઇલ આવ ઠીઓબ્રોમા).

ઈ. કાડલીવર ઓઇલ લા. ઓલીઅમમોરૂઈ. (મગર અથવા માંછલીનુ તેલ)

ગુણ—કંઠમાળા તથા હરકોઈ જાતની બીજી નબળાઇમાં પીધાથી ઘણો ફાયદો કરેછે. શકતી આપેછે. તથા બાહાર લગાડવાના કામમાં આવે છે. મોટી ઉમરનાને ૧ થી ૮ દરાંમ, બાળકને ૦॥ દરાંમ.

ઈ. કોડીઆ—(આદવા અફીણનુ એક સત્વ છે.)

ગુણ—ઊંઘ લાવે છે. મોટી ઉમરનાને ૦॥ થી ૧ ગરેન.

ઈ. કાનડીસ એન્ટીસેપટીકફલુઇડ—

ગુણ—નઠારી હવા તથા ગંધકી કાઢી નાખવાને તે છાંટવામાં આવેછે.

ઈ. કોનાઆ.

ગુણ—ઊંઘ લાવે છે. તથા દીવાનાપણામાં મારફાડ બંધ કરેછે.

ચેતવણી—આ દવા અતી ઝેરી છે અને હેમલોક નામની દવાનુ સત્વ છે તે ખંભાની ચામડીમાં પીચકારી વડે મારવાના કાંમમાં આવે છે. પીધામાં આવતી નથી એક મોનીમ પીચકારી વતી ચામડીમાં મારવામાં આવે છે.

ઈ. કોપેવા લા. કોપેબા.

ગુણ—પરમાને ફાયદો કરેછે, ખાંસીમાં બલગંમ પાડે છે. મોટી ઉમરનાને ૦॥ થી ૧ દરાંમ.

બનાવટ—એક જાતના ઝાડનો રસ.

ઈ. કોરીએન્ડર ફરૂટ લા. કોરીએન દ્રાઈ ફરૂકટસ (ધાણા).

ગુણ—હુશીઆરી લાવે છે, પેટની બાદી તોડે છે. મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન.

ઈ. કોરો સીવ સબલીમેન્ટ (જુઓ પરકલોરાઇડ આવ મરકયુરી.)

ઈ. કોલચીકમ કોરમ લા. કોલચીસાઈ કોરમસ.

ગુણ—પીસાબ તથા ઝાડો લાવેછે. દીલનો ધબકારો નરમ પાડેછે. નજળો જળંદર ઇતીઆદી દરદોમાં ઘણો ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૨ થી ૮ ગરેન.

ઈ. કોલચીકમ સીડસ લા. કોલચીસાઈ સેમીના.

ગુણ—પીસાબ તથા ઝાડો લાવેછે. દીલનો ધબકારો નરમ પાડેછે. મોટા વજનમાં આપવાથી નાડી બેશી જાય છે. મોટી ઉમરનાને ૩ થી ૧૦ ગરેન.

કોલચીકમનાં બીજ—

ઈ. કોલીનેટ આવ સોડીઅમ લા. સોડીકોલીનસ.

ગુણ—પીતની પથરી તથા બંધાઇ ગએલુ જાડું પીત પીગળાવીને આંતરડાને રસ્તે બાહાર કાઢેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન.

ઈ. કોલોડીઆં લા. કોલોડીઅમ.

ગુણ—એરંડીઆ તેલમાં મેળીને લગાડવાથી ચાંદા રૂઝાય છે.

ઈ. કોલોસીંથ પલ્પ લા. કોલોસીંથીડીસપલ્પા. (ઇંદરવારણાનો ગર).

ગુણ—ઝાડો લાવે છે. મોટી ઉમરનાને ૨ થી ૮ ગરેન.

ઈ. કાસટીક પોટાસ લા. પોટાસા કાસટીકા.

ગુણ—ચાંદા ઊપર લગાડવાના કામમાં આવે છે.

ઈ. કેસટીક સોડા લા. સોડાકાસટીક.

ગુણ—કાસટીકને બદલે લગાડવાના કામમાં આવે છે.

ગ.

ઈ. ગમ એકેસીઆ લા. એકેસાઈ ગમી (બાવળનો ગુંદર)

ગુણ—ચોપડવાના તથા અંદર પીવાના કામમાં આવે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ ગરેન બાળકને ૩ થી ૫ ગરેન

ઈ. ગ્રીન આઇઓડાઇડ આવ મરક્યુરી લા. હાઇડરાર્જીરી આઇઓડાઇડમ વાઇરાઇડી.

ગુણ—લોહી સુધારે છે. ગાંઠો નરમ પાડેછે. મોટી ઉમરનાને ૧ થી ૩ ગરેન.

ઈ. ગટા અથવા ડરોપસ એસીડ ટાનીક.

બનાવટ—એસીડ ટાનીક ગરેન ૧૦ ગલીસીરાઇન દરામ ૧ પાણી દરામ ૭ પહેલાં ટાનીક તથા ગલીસી રાઇનને મેળવી પછી પાણી ધીમે ધીમે મેળવવું. આ દવાના દહાડામાં બે ચાર આંખમાં ટીપાં નાખવાથી આંખની અંદરથી પાણી ઝરતુ હશે તે તથા અંદર રાતા દાણા થયા હશે તે મટી જશે.

ઈ. ગ્રેગરીઝ પાઉડર (જુઓ કમપાઉન્ડ પાઉડર આવ રૂબારબ)

ઈ. ગટાકુપરી સલફસ અથવા મોરથુથુના આંખમાં ટીપાં નાખવાનુ લોશન.

બનાવટ—મોરથુથુ ગરેન ૨ વરસાદનું પાણી ૧ આંઉસ એ બંનેને મેળવી દાડામાં બે વખત આંખમાં ટીપાં નાખવાથી અંદર લોહી ચડી

આવ્યું હશે તે મટી જશે.

ઈ. ગ્રેન્યુલેટેડ સલફેટ આવ આયરન લા. ફેરી સલફસગ્રેન્યુલેટા.

ગુણ—ઝાડો કબજ કરેછે,લોહી બંધ કરેછે,શકતી આપેછે તાવ મટા-ડેછે, કરમ પાડેછે દસ્તાંન સાફલાવેછે.મોટી ઉમરનાને૧થી ૫ ગરેન.

ઈ. ગલીસીરાઇન લા. ગલીસીરીનમ

ગુણ—શકતી આપેછે, ખાંસી મટાડેછે,દુખતાં કાનની અંદર ના-ખવાથી ફાયદો થાયછે મોટી ઉમરનાને ૧ થી ૨ દરાંમ બાળકને ૫ થી ૧૦ મીનીમ (એક જાતનું તેલ)

ઈ. ગાલબેનમ લા. ગાલબેનમ.

ગુણ—તાણુતોડ નરમ પાડેછે, હુશિયારી લાવેછે, ખાંસીમાં બલગમ પાડેછે,ઘર અથવા ગુમડા ઉપર આગળી બનાવીને મુકવામાં આવેછે, ખોરાક મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન

ઈ. ગુએકમ મીક્ષચર લા. મીસચુરા ગુએસાઈ

ગુણ—સેજ હુશિઆરી લાવે છે, પરસેવા પાડેછે, લોહી સુધારેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ.

ઈ. ગુએકમ રેઝીન લા. ગુએસાઈ રેઝીના

ગુણ—ગરમી આપેછે, પરસેવા પાડેછે, લોહી સુધારેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન

ઈ. ગેમબોજ લા. ગેમબોજીઆ (રેવંચીનોશીરો) એ શખત જુલાબની દવાછે અને રૂઈ બારબના કટકાને રેવંચીની ખટાઈ કહેછે વાસ્તે એ બંને બોલવામાં એકમેક ન થાય તેની ચોકશી રાખી બાળકને એ દવા આપવી નહિ.

ગુણ—શખત ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ ગરેન.

ઈ. ગેલીકએસીડ લા. એસીડમ ગાલીકમ.

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન. બનાવટ—માઆં તથા ઉકળતું પાણી.

## ચ.

ઈ. ચીરતા લા. ચીરાટા (કરીઆતુ)

ગુણ—શકતી આપે છે. મોટી ઉમરનાને ૧ થી ૩૦ ગરેન

ઈ. ચાક મીક્ષચર લા. મીસચુરા-કરીટા.

ગુણ—ઝાડો કબજ કરેછે,પેટમાંનો ખટાસ તથા બાદી તોડેછે. મોટી ઉમરનાને ૧થી ૨ આઉંસ બાળકને ૧ થી ૨ દરામ.

બનાવટ—ચોખો ચાક ૨ દરામ ગુંદર ૨ દરામ સીરપ ૪ દરામ તજનું પાણી ભા આઉંસ ગુંદર અને ચાકને એકઠાં મેળવી પછી તેમાં તજનું પાણી નાખી પછી ચાસણી મેળવવી.

જ.

ઈ. જીન્જર-લા. જીન્જીબર (સુંઠ).

ગુણ—પેટમાંની બાદી તોડેછે હુશિયારી લાવેછે મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન બાળકને ૧ ગરેન

ઈ. જુસ આવ ડાંનડેલીઅન લા. સકસ ટેરેકસેસાઈ

ગુણ—લોહી સુધારેછે પીસાબ લાવેછે હલકો જુલાબ લાવેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ દરામ બાળકને ૫ થી૮ મીનીમ.

ઈ. જુસ આવ બેલાડોના લા. સકસ બેલાડોના.

ગુણ—કેફ લાવે છે, દીલનો ધપકારો નરમ પાડે છે, મોટા વજનમાં આપવાથી બેસુધ કરેછે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ.

ઈ. જુસ આવ લાઇમ લા. સકસ લાઇમોનીસ. (લીંબુનો રસ.)

ગુણ—ઠંડક આપે છે. મોટી ઉમરનાને ાાથી ૩ આંઉંસ.

ઈ. જુસઆવ હઇઓસીઆમસ લા. સકસ હઇઓ સાએમાઈ.

ગુણ—દીલનો ધપકારો નરમ પાડેછે. કેફ લાવેછે.મોટા વજનમાં આપવાથી બેશુદ્ધ કરેછે. મોટી ઉમરનાને ૧૦થી ૬૦ મીનીમ.

ઈ. જુસ આવ હેમલોક લા. સકસકોનાઈ.

ગુણ—દુખાવો નરમ પાડેછે,ઊંઘ લાવેછે, તાણતોડ નરમ પાડે છે. ખાંશીમાં બલગમ પાડે છે. મોટી ઉમરનાનું ાા થી ૧ દરામ. બાળકોને ૧થી ૨ મીનીમ.

ઈ. જેનસીઅન મીક્ષચર લા. મીસચુરા જેનસીઆના.

ગુણ—શકિત આપે છે, હોજરીને ફાયદો કરે છે. મોટી ઉમરનાને ાાથી ૧ આંઉસ. બાળકને ાાથી ૧દરામ.

ઈ. જેનસીઅન રૂટ લા. જેનસીઆનારેડીકસ.

ગુણ—શક્તિ આપે છે, મોટી ઉમરનાને ૧૦થી ૩૦ ગરેન (જુઓ) જેનસીના ઝાડનાં મુળીઆં.

ઈ. જેમસીસ પાઉડર લા. પલવીસ જેક્ષોબાઇવીર, અથવા નીઉમેરીશ જેમસીસ પાઉડર કહે છે.

ગુણ—પરસેવા પાડીને તાવ મટાડે છે. મોટી ઉમરનાને ૨ થી ૪ ગરેન બાળકને ૦ા થી ૦ાા ગરેન.

ઈ. જેમીકા સારસાપરીલા લા. સારઝીરેડીકસ.

ગુણ—લોહી સુધારેછે. શકતી આપે છે. મોટી ઉમરનાને ૩૦ થી ૧૨૦ ગરેન (જુઓ) એક જાતનાં ઝાડનાં મુળીઆં.

ઈ. જેલપ લા. જેલપા.

ગુણ—ઝાડો લાવે છે. મોટી ઉમરનાને ૧૦થી ૩૦ ગરેન બાળકને ૨ ગરેન. એક જાતના ઝાડનો જુઓ.

## ટ.

ઈ. ટ્રેગેકેન્ડ લા. ટ્રેગેકેન્ડા.

ગુણ—દરદવાળા ખડબચડા ભાગોને સુંવાળા કરે છે.
મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન. બાળકને ૧ થી ૩ ગરેન.

ઈ. ટાર લા. પીકસ લીકવીડા. (ડામર.)

ગુણ—પીસાબ લાવે છે. ખાંસીમાં બલગમ પાડે છે. હુંશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ.

ઈ. ટારટરીક એસીડ લા. એસીડમ ટારટરીકમ.

ગુણ—ઉલટી તથા ઊછાળો નરમ પાડે છે. તરશ મટાડે છે.
મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન બાળકને ૨ થી ૩ ગરેન.

બનાવટ—કરીમ ટારટર, ચોખ્ખી ખડી, એસીડ સલફયુરીકમ. ઉકળતું પાણી.

ઈ. ટારટ્રેટ આવ પોટાસ લા. પોટાસીટાર્ટ્રસ.

ગુણ—હલકો જુલાબ આવે છે. થંડક આપે છે. મોટી ઉમરનાને ૬૦ ગરેનથી ૦ાા આંઉસ. બાળકને ૩ થી ૫ ગરેન.

બનાવટ—પોટાસા સબકારબોનસ પોટાસા સુપર ટારટસ.-ઉકળતું પાણી.

ઈ. ટારટરેટેડ સોડા લા. સોડાટારટરેટા.

ગુણ—ઝાડો તથા પેશાબ લાવે છે. મોટી ઉમરનાને એક દરામથી ૦ાા આંઉસ. બાળકને ૩થી ૧૦ ગરેન.

ઈ. ટારટરેટેડ આયરન લા. ફેરમ ટારટરેટમ.

ગુણ—શક્તિ આપે છે. પીસાબ લાવેછે. સેજ ઝાડો કબજ કરેછે
મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન. બાળકને ૧ થી ૨. ગરેન.

૬. ટારટરેટેડ એન્ટીમની લા. એન્ટીમોનીઅમ ટારટરેટમ. એને આગળ આનટીમોનાઈ પોટાસ ટારટરાસ કેહેતા.

ગુણ—લોહી સુધારે છે, ઉલટી લાવે છે. પરસેવા પાડે છે. મોટી ઉમરનાને ૧/૧૬ થી ૨ ગ્રેન.

બનાવટ—વીટીરીઅમ એન્ટીમોની. કરીમટારટર એ બંનેનું બને છે.

૭. ટીંચર આવ ક્યુબેબ્સ લા. ટીંચુરા ક્યુબેબી.

ગુણ—જુનો પરમો ધાત વીગેરેને ફાયદો કરે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરાંમ.

બનાવટ—ચણકબાવાનો ભુકો, તથા રેકટી ફાઇડ સ્પીરીટ.

પેદાસ—ચણકબાવાને જાવા બેટમાંથી લાવે છે.

૬. ટીંચર આવ કાઇનો લા. ટીંચુરા કાઇનો.

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરાંમ બાળકને ૫ મીનીમ.

બનાવટ—કાઇનોની ભુકી તથા રેકટીફાઇડ સ્પીરીટ.

પેદાસ—વીલાઅતમાં એક ઝાડ થાય છે તેનો સુકો ચીક છે.

૬. ટીંચર આવ કુઇનીઆ લા. ટીંચુરા કુઇનીઆ.

ગુણ—શકતી આપે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ. બાળકને ૫ થી ૮ મીનીમ.

૬. ટીંચર આવ કુઅેસીઆ. લા. ટીંચુરા કુઆસાઇ.

ગુણ—શકતી આપે છે હોજરીને ફાયદો કરે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ. બાળકને ૫ થી ૮ મીનીમ.

૬. ટીંચર આવ કેટીકુ લા. ટીંચુરા કેટીકુ.

ગુણ—ઝાડો કબજ કરે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ બાળકને ૫ મીનીમ.

બનાવટ—કાથો ૨ાા આંઉસ તજનો ભુકો ૧ આંઉસ પરૂફ સ્પીરીટ ૧ પાઈંટ એ બધાંને એક બંધ વાસણમાં સાત દીવસ સુધી ભરી રાખી વારંવાર હલાવી પછી ગાળી લેઇ તેમાં એક પાઈંટમાં જેટલુ ઓછુ રહે તેટલું પરૂફ સ્પીરીટ નાખવું.

પેદાસ—કાથાને ખેરના લાકડામાંથી બનાવે છે.

૬. ટીંચર આવ કેંથારીડીસ લા. ટીંચુરા કેંથેરીડીસ.

ગુણ—પીશાબ લાવે છે. મોટા વજનમાં આપવાથી ગુરદાનો વરમ થઇને પીશાબ બંધ થાય છે. અને તે વખતે પીશાબ થાઅતો બળતરા બળે છે અને તેમાં લોહી પડે છે. આ દવા સંભાળીને વાપરવી. મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ બાળકને ૧ થી ૨ મીનીમ.

બનાવટ—એક જાતની માખીઓનો ભુકો ૨ દરામ પરૂફસ્પીરીટ

૧ પાઈંટ, એને પણ ટીંચર કેટીફ પરમાણે બનાવાય છે.
પેદાસ—રૂમ દેસમાં ઝાડો ઉપર લીલા રંગની માંખો બેસેછે તેને સરકાનો બાફ દેઇ મારીનાંખી તેનો ભુકો કરેછે, તેને કેથારીડીસ કહેછે.

ઈ. ટીંચરઆવ કેપસીકમ લા. ટીંચુરા કેપસાઇસી.
ગુણ—હુંશીઆરી આવે છે. કોગળા કરવાના કામમાં આવેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૨૦ મીનીમ બાળકને ૧ થી બે મીનીમ.
બનાવટ—મરચાં તથા રેકટીફાઇડ સ્પીરીટ.

ઈ. ટીંચરઆવ કેલમબા લા. ટીંચુરા કેલમબા.
ગુણ—શકતી આપેછે તેમાં મુખ્ય કરીને હોજરીને શકતી આપેછે ખોરાક પચાવેછે.મોટી ઉમરનાને ાાથી ૨ દરામ બાળકને ૫ મીનીમ.
બનાવટ—કલમબા જાતના ઝાડનાં મુળીઆં. તથા પરૂફ સ્પીરીટ.

ઈ. ટીંચરઆવ કેસકેરીલા લા. ટીંચુરા કેસકેરીલી.
ગુણ—શકતી આપે છે ખોરાક પચાવે છે. મોટી ઉમરનાને ાા થી ૨ દરામ, બાળકને ૫ મીનીમ.
બનાવટ—કેસકેરીલા જાતના ઝાડની છાલ તથા પરૂફ સ્પીરીટ.

ઈ. ટીંચરઆવ કેસ્ટર લા. ટીંચુરા કેસટોરીઆઇ.
ગુણ—ચમકમાં તથા ફેફરાના મરજમાં તાંણતોડ નરમ પાડે છે. તથા હુંશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ાા થી ૧ દરામ.

બનાવટ—૧ આંઊસ. કેસટર રેકટીફાઇડસ્પીરીટ ૧ પાઈંટ એ બનેને એક બંધ વાસણમાં સાત દીવસ સુધી નાંખી વારમવાર હલાવતા રેહેવું અને પછી ગાળી લેઇ તેમાં એક પાઈંટ કરતાં જેટલું ઓછું થાય તેટલું રેકટીફાઇડ સ્પીરીટ રેડવું.

ઈ. ટીંચરઆવ કોચીનીઅલ લા. ટીંચુરા કોકસાઇ.
ગુણ—ઊંટાટીઆમાં તાંણતોડ નરમ પાડે છે, ઉંઘ લાવી દુખાવો નરમ પાડે છે, મોટી ઊમરનાને ૨૦ થી ૬૦ મીનીમ.

ઈ. ટીંચરઆવ કોલચીકમ સીડસ લા. ટીંચુરા કોલચીસાઇ સેમીનમ.
ગુણ—પીશાબ તથા ઝાડો લાવે છે, દીલનો ધપકારો નરમ પાડેછે. મોટી ઊમરનાને ૧૦ થી ૩૦ મીનીમ બાળકને ૨ થી ૩ મીનીમ.
બનાવટ—કોલચીકમના બીજ તથા પરૂફ સ્પીરીટ.
પેદાસ—વીલાયત દેશમાં કોલચીકમ જાતનું ઝાડ થાય છે.

ઈ. ટીંચરઆવ ગ્રીનહેલેબોર લા. ટીંચુરા વેરિટાઈ વાઇરીડીસ.
ગુણ—ખરાબ તાવમાં તથા ખાંસીમાં શરીરની ગરમી ઓછી કરે છે, ઝાડો લાવે છે. મોટી ઊમરનાને ૫ થી ૨૦ મીનીમ આ દવા સંભાળીને વાપરવી.

ઈ. ટીંચરઆવ ગોલ્સ લા. ટીંચુરા ગોલી.

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ॥ થી ૨ દરામ બાળકને ૩ મીનીમ.

બનાવટ—માયાં ફળનો ભુકો, તથા પરફ્ સ્પીરીટ.

ઈ. ટીંચર આવ ચીરેટા. લા. ટીંચુરા ચીરેટા.

ગુણ—શકતી આપેછે. મોટી ઉમરનાને ॥ થી ૨ દરામ. બાળકને ૨ થી ૪ મીનીમ.

બનાવટ—કરીઆતાનો ભુકો. તથા પરફ્ સ્પીરીટ.

ઈ. ટીંચર આવ જીન્જર. લા ટીંચુરા જીન્જીબેરીસ. (સુંઠનો અરક)

ગુણ—પેટની બાદી તોડેછે હુશીઆરી લાવેછે. મોટી ઉમરનાને ૧૫ થી ૬૦ મીનીમ. બાળકને ૫ મીનીમ.

બનાવટ—સુંઠનો ભુકો તથા રેકટીફાઈડ સ્પીરીટ.

ઈ. ટીંચર આવ જેલપ લા. ટીંચુરા જેલપી.

ગુણ—ઝાડો લાવેછે. મોટી ઉમરનાને ॥ થી ૨ દરામ. બાળકને ૫ થી ૧૦ મીનીમ.

બનાવટ—જેલપનો ભુકો તથા પરફ્ સ્પીરીટ.

બેદાસ—વિલાયત દેશમાં એક જાતનો વેલોછે તેનાં મુળનાં ભુકાને જેલપ કહેછે.

ઈ. ટીંચરઆવટોલુ. લા. ટીંચુરાટોલુટેના.

ગુણ—ખાંસીમાં બલગમ પાડી હુશીઆરી લાવેછે. સંધીવામાં ઘણો ફાયદો કરેછે. મીઠાપરમામાં તથા ઓરતને ધાત જતી હોય તો તે બંધ કરેછે. બાહાર લગાડવાથી ચાંદાં રેઝાયછે.
મોટી ઉમરનાને ૨૦ થી ૪૦ મીનીમ.

ઈ. ટીંચરઆવડીજીટેલીસ. લા. ટીંચુરાડીજીટેલીસ.

ગુણ—પીસાબ લાવેછે. નાના વજનમાં આપવાથી દીલના માંસના શાકાઓને શકતી આપેછે. ખાંસી તથા તાવનું જોર નરમ પાડેછે.. મોટા વજનમાં આપવાથી ઝેર ચડી નાડી બેસી જાયછે.
મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ મીનીમ. બાળકોને ૧ મીનીમ.

બનાવટ.—ડીજીટેલીસ જાતનાં ઝાડના પાંદડાંનો ભુકો તથા પરફ્ સ્પીરીટ.

ઈ. ટીંચરઆવનકસવોમીકા. લા. ટીંચુરાન્યુસીસ વોમીસીસ (ઝેરીકચુરાનો અરક) આ દવા ઝેરીછે.

ગુણ—શકતી આપેછે. મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ. મોટા વજનમાં આપવાથી તાંણતોડ થાયછે.

બનાવટ—ઝેરકોચલાં તથા પરફ્ સ્પીરટ.

ઈ. ટીંચર આવ પરકલોરાઈડ આવ આયરન. લા.ટીંચુરા ફેરી પરકલોરાઈડી અથવા એને ટીંચરફેરાઈ સેસક્વીકલોરાઈડ પણ કહેતા.

ગુણ—શકતી આપેછે. બાહારથી લગાડવાથી લોહી બંધ કરેછે.
મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ મીનીમ. બાળકને ૨ થી ૩ મીનીમ.
બનાવટ—કાનસે ઘસેલા લોઢાની ભુકો તથા પરૂફસ્પીરીટ.

ટી. ટીંચરઆવબેલાડોના. લા. ટીંચુરાબેલેડોની.
ગુણ—કેફ લાવેછે. હરકોઇ જાતના તાવમાં અથવા વરમમાં લોહીની ગરમી ઓછી કરેછે. ખઇ તથા બીજા દરદોમાં પીધામાં આપાથી તથા ચામડી ઉપર લગાડ્યાથી પરશેવો ઓછો કરેછે. દીલના દરદમાં થોડા વજનમાં આપવાથી દીલને શકતી આપેછે.

મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ. બાળકને ૧ મીનીમ.
બનાવટ—બેલાડોના જાતના ઝાડનાં પાંદડાંનો ભુકો. તથા પરૂફસ્પીરીટ
પેદાસ—બેલાડોનાનું ઝાડ કાશ્મીરદેશમાં થાયછે તે ઘણું ઝેરીછે.

ટી. ટીંચરઆવબુકુ લા. ટીંચુરાબુકુ.
ગુણ—પીસાબ લાવેછે. હોજરીને શકતી આપેછે. પરશેવો પાડેછે.
મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરાંમ. બાળકને ૫ મીનીમ.
બનાવટ—બકુ જાતના ઝાડનાં પાંદડાંનો ભુકો. તથા પરૂફસ્પીરીટ.

ટી. ટીંચરઆવમર. લા. ટીંચુરામીરી.
ગુણ—શકતી આપેછે. હુશીઆરી લાવેછે. ખાંસીમાં બલગમ પાડે છે દસ્તાન લાવેછે.મોટી ઉમરનાને ૦ાાથી ૧ દરાંમ બાળકને ૫ મીનીમ.
બનાવટ.—હીરાબોળ. તથા રેકટીફાઇડસ્પીરીટ.

ટી. ટીંચરઆવમલીન.
ગુણ—જુની બલગમી ખાંસીમાં તથા હાંફણમાં આપ્યાથી ઘણો ફાયદો કરેછે પેટમાંનો દુખાવો નરમ પાડીને ઉંઘ લાવેછે.
મોટી ઉમરનાને ૦ાા દરાંમ.

ટી. ટીંચર આવ પલાસીનકોના. લા. ટીંચુરાસીનકોનીફલેવી.
ગુણ—શકતી આપેછે.
મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરાંમ. બાળકને ૫ મીનીમ.

બનાવટ—સીનકોનાની છાલ તથા પરૂફસ્પીરીટ.

ટી. ટીચરઆવ રૂબારબ. લા. ટીચુરારીહાઈ.
ગુણ—હલકો જુલાબ લાવેછે હોજરીને શકતી આપેછે.
મોટી ઉમરનાને હોજરીને શક્તિ આપવા સારૂ ૧થી ૨ દરામ સકત જુલાબ લાવવા માટે ૦ાાથી ૧ આંઉસ. બાળકને જુલાબ લાવવામાટે ૦ાા દરાંમ.
બનાવટ—રેવંચીનો ભુકો. કેસર, એળકી, પરૂફસ્પીરીટ.

ટી. ટીંચર આવરેટની લા. ટીચુરા ક્રેમીરીઆ.
ગુણ—ઝાડો તથા લોહી બંધ કરે છે.

મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ બાળકને ૫ મીનીમ.

ઈ. ટીંચર આવ લેમનપીલ લા. ટીંચુરા લાઈમોનીસ. (લીંબુનો અરક.)
ગુણ—શક્તિ આપે છે. બાદી તોડે છે. હુંશીઆરી લાવે છે.
મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ. બાળકને ૫ મીનીમ.
બનાવટ—લીંબુનું પાણી તથા પરૂફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ લોબીલીઆ લા. ટીંચુરાલોબીલાઈ.
ગુણ—તાણ તોડ નરમ પાડે છે, બલગમ પાડે છે. પરસેવો પાડે છે, ઉલટી લાવે છે મોટી ઉમરનાને ૧૦થી ૩૦ મીનીમ.
બનાવટ—લોબીલીઆ જાતના ઝાડનો ભુકો તથા પરૂફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ વેલેરીઅન લા. ટીંચુરાવેલેરીએની.
ગુણ—ચમકમાં તથા ફેફરાના મરજીમાં તાણ તોડ નરમ પાડે છે અને હુંશીઆરી લાવે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ, બાળકને ૫ મીનીમ.
બનાવટ—વેલેરીઅન જાતના ઝાડના મુળનો ભુકો તથા પરૂફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ સ્કુઇલ લા. ટીંચુરાસીલા. ( જંગલી કાંદાનો અરક. )
ગુણ—પીસાબ લાવેછે, ખાંસીમાં બલગમ પાડેછે અને ખાંસીને ફાયદો કરે છે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ મીનીમ, બાળકને ૧ થી ૨ મીનીમ.
બનાવટ—જંગલી કાંદો તથા પરૂફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ સ્ટ્રેમોનીઅમ લા. ટીંચુરાસ્ટ્રેમોનાઈ.
ગુણ—તાંણ, તોડ, નરમ પાડેછે બલગમ પાડે છે, ઊંઘ તથા કેફ લાવે છે. મોટી ઉમરનાને ૧૦થી ૩૦ મીનીમ.

ઈ. ટીંચર આવસ્ટીલ. ( લોઢાના કાટનો અરક ) ( જુઓ ટીંચર આવ પરલોકરાઇડ આવ આયરન. )

ઈ. ટીંચર આવ સમબુલ લા. ટીંચુરા સમબુલ.
ગુણ—તાંણ તોડ નરમ પાડે છે, ખાંસી તથા હાંફણ નરમ પાડે છે, હુંશીઆરી લાવે છે. મોટી ઊંમરનાને ૧૦ થી ૩૦ મીનીમ, બાળકને ૨ મીનીમ.
બનાવટ—સમબુલ જાતના ઝાડનાં મુળીઆંનો ભુકો તથાપરૂફસ્પીરીટ

ઈ. ટીંચર આવ સરપનટેરી લા. ટીંચુરા સરપેનટેરાઇ.
ગુણ—શકિત આપે છે, હુંશીઆરી લાવે છે, પરસેવો પાડે છે, મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ બાળકને ૫ થી ૧૦ મીનીમ.
બનાવટ—સરપેનટરી જાતના ઝાડના મુળીઆંનો ભુકો તથા પરૂફસ્પીરીટ.

ઈ. ટીંચર આવસીનેમોન લા. ટીચુરાસીનેમામાઇ. ( તજનો અરક. )
ગુણ—ચુંકો નરમ પાડે છે, હુંશીઆરી લાવે છે, દસ્તાન વધારે છે. મોટી ઉમરનાને ૦ાા થી ૨ દરામ. બાળકને ૫ મીનામ.
બનાવટ—તજનો ભુકો, તથા પરુફસ્પીરીટ.
પેદાસ—તજને કારફોલાદી દેશમાંથી લાવે છે.

ઈ. ટીંચર આવ સીમીસીફયુગા રેસીમોસા, લા. ટીચુરાસીમીસીફયુગી-રેસીમોસી.
ગુણ—સંધીવામાં પીધામાં તથા લગાડવાના કામમાં આવે છે. મોટી ઉમરનાને ૦ાા દરામ.

ઈ. ટીંચર આવ સેના લા. ટીચુરા શેના (સોનામખીનો અરક )
ગુણ—ઝાડો લાવે છે. મોટી ઉમરનાને ૧થી ૪ દરામ, બાળકને ૧૦થી ૨૦ મીનીમ.
બનાવટ—સુનામખીનાં પાંદડાં, અજમો, એળકી, બેદાણા, પરુફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ સેનીગા, લા. ટીચુરા સેનીગી.
ગુણ—પીશાબ તથા ઉલટી લાવે છે, બલગમ પાડે છે, મોટી ઉમરનાને ૦ાાથી ૨ દરામ, બાળકને ૫ મીનીમ.
બનાવટ—સેનીગા જાતના ઝાડનો ભુકો તથા પરુફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ સેફ્રોન લા. ટીચુરા ક્રોસાઇ.
ગુણ—શેજ હુંશીઆરી લાવે છે. તાણ, તોડ નરમ પાડે છે. મોટી ઉમરનાને ૧થી ૨ દરામ, બાળકને ૫ થી ૧૦ મીનીમ.
બનાવટ—કેસર તથા પરુફસ્પીરીટ.

ઈ. ટીંચર આવ સેવીન લા. ટીચુરા સેબાઇના
ગુણ—કરમ પાડેછે પરસેવો પાડેછે દસ્તાંન લાવેછે મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ મીનીમ

ઈ. ટીંચર આવ હાઇઓ સાએમસ લા. ટીચુરા હાઇઓ સાએમાઈ
ગુણ—ઊંઘ લાવેછે દુખાવો નરમ પાડેછે.
મોટી ઉમરનાને ૦ાા થી ૧ દરાંમ બાળકને ૨થી ૩ મીનીમ
બનાવટ—(ખુરસાંણી અજમાના પાંદડાંનો ભુકો તથા પરુફસ્પીરીટ
પેદાસ—ખુરસાંણી અજમાને સીયામ દેશથી લાવે છે.

ઈ. ટીંચર આવ હેનબેન (જુઓ ટીંચર આવ હાઇઓ સાએમસ)

ઈ. ટીંચર આવ હેમલોક લા. ટીચુરા કોનાઈ
ગુણ—ઊંઘ આવેછે. કેફ લાવેછે. તાંણ તોડ નરમ પાડેછે.

ઈ. સોલ્યુસંન આવ પરમેનગેનેટ આવ પોટાસ, લા. લાઇકર પોટાસી પરમેનગેનેટીસ.

ગુણ—લોહી સુધારેછે; ઘણું કરી બાહારથી લગાડવાના કામમાં આવેછે, ઘામાંથી નિકળતો વાસ બંધ કરવા માટે કામ આવેછે, મોટી ઉમરનાને ૧ થી ૪ દરામ.

બનાવટ—પરમેગનેટ આવ પોટાસ ૮૦ ગરેન, જંતરમાં કાઢેલ પાણી ૧ પાઇન્ટ, એ બંનેને એકઠું મેળવવું.

ઈ. સોલ્યુસંન આવ પોટાસ, લા. લાઇકરપોટાસી.

ગુણ—હોજરીનો ખટાશ તોડેછે, પીશાબ લાવેછે, લોહી સુધારે છે નજળા તથા પરમાને ફાયદો કરેછે, મોટી ઉમરનાને ૧૫ થી ૬૦મીનીમ બાળકને ૧ થી ૨ મીનીમ.

બનાવટ—કારબોનેટ આવ પોટાસ, કળીચુનો, ઉકળતુ પાણી.

ઈ. સોલ્યુસંન આવ લાઇમ, લા. લાઇકર કેલસીસ (ચુનાનું પાણી)

ગુણ—ઝાડો તથા ઉલટી બંધ કરેછે, હોજરીમાંનો ખટાશ તોડે છે, મોટી ઉમરનાને ૧ થી ૪ આંઊસ બાળકને ૧ થી ૨ દરાંમ.

બનાવટ—કળીચુનો ૨ આંઊસ, પાણી ૧ ગ્યાલંન એ બંનેને એક કાચની બુચવાળી બાટલીમાં ભરી બબે અથવા ત્રણત્રણ મીનીટે ખુબ હલાવવું બારકલાક પછી નિતરી ચોખ્ખુ પાણી ઉપર તરી આવશે તેને જુદા કાચના વાસણમાં ગાળી લેવું.

ઈ. સોલ્યુસંન આવ સ્ટ્રીકનીઆ, લા. લાઇકર સ્ટ્રીકનીઆ.

ગુણ—શકતી આપેછે, લકવામાં પાછલા દાડાઓમાં આપ્યાથી ફાયદો થાય છે, મોટી ઉમરનાને ૫ થી ૧૦ મીનીમ (દવા ઝેરીછે)

બનાવટ—સ્ટ્રીચીનીઆ, એસીડ હૈડરોકલોરીક ડીલુટ, પ્રુફસ્પીરીટ અને પાણી.

ઈ. સોલ્યુસંન આવ સબએસીટેડ આવ લેડ, લા. લાઇકર પલંમબાઇ સબ એસીટેટીસ.

ગુણ—સોજે નરમ પાડવાના તથા રસી વેતી બંધ કરવા માટે ફકત બાહારથી લગાડવાના કામમાં આવેછે.

બનાવટ—એસીટેડ આવ લીડ, ઓક્ષાઇડ આવ લીડ, પાણી.

ઈ. સોલ્યુસંન આવ સલફેટ આવ એટ્રોપીઆ, લા. લાઇકર એટ્રોપી સલફેટીસ.

ગુણ—કેફ લાવેછે, ઘણુંકરીને ચાંમડીમાં પીચકારી દાખલ મારવાના કામમાં આવેછે, આંખના દરદોમાં ટીપાં દાખલ નાખવામાંઆવેછે.

બનાવટ—સલફેટ આવ એટરોપીઆ અને પાણી.

ઈ. સોલ્યુસંન આવ સાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીઆ, લા.

લાઇકર બીસમથી એટ એમોની સાઇટ્રીસ.

ગુણ—ઝાડા તથા ઉલટી બંધ કરે છે, મોટી ઉમરનાને ાા થી ૧ દરામ. બાળકને ૫ મીનીમ.

બનાવટ—ચોખ્ખુ બીસમથ, સુરાખારનો તેજાબ, સીટરીક એસીડ, સોલ્યુસંન આવ આમોનીઆ અને પાણી.

ઈ. સોલ્યુસંન આવ સાઇટ્રેટ આવ એમોનીઆ, લા. લાઇકર એમોની સાઇટ્રેટીસ.

ગુણ—થંડક આપેછે ખાંસીમાં બલગમ પાડેછે, મોટી ઉમરનાને ૨ થી ૬ દરામ.

બનાવટ—સીટરીકએસીટ, સ્ટ્રોંગ સોલ્યુસંન આવ આમોનીઆ.

ઈ. સોલ્યુસંન આવ સોડા, લા. લાઇકર સોડી.

ગુણ—હોજરીનો ખટાસ તોડેછે, મોટી ઉમરનાને ૧૦થી ૩૦મીનીમ, બાળકને ૧ થી ૨ મીનીમ.

બનાવટ—કારબોનેટ આવ સોડા, કળીચુનો અને પાણી.

ઈ. સોલ્યુસંન આવ હાઇદરો કલોરેટ આવ મોરફીઆ, લા. લાઇકર મોરફીઆ હાઇદરો કલોરેટીસ.

ગુણ—કેફ લાવેછે, દરદ મટાડેછે, મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ મીનીમ, બાળકને ાા મીનીમ.

બનાવટ—હેડરોકલોરેટ આવ મોરફીઆ, એસીડ હેડરોકલોરીક ડીલુટ, પ્રૂફસ્પીરીટ; પાણી.

ઈ. સોલ્યુસંન આવ આરસેનીએટ આવ સોડા, લા. લાઇકરસોડી આરસેનીએટીસ.

ગુણ—લોહી સુધારેછે.શકતી આપેછે, મોટીઉમરનાને ૫થી૧૦મીનીમ

બનાવટ—આરસેનીએટ સોડા ૪ ગરેન, પાણી ૧ આંઊસ, એ બંનેને મેળવવું.

ઈ. સોલ્યુસંન આવ આઇઓડાઇન, લા. લાઇકર આઇઓડાઈ.

ગુણ—ગાંઠો પીગળાવેછે.ફકત બાહારથી લગાડવાના કામમાંઆવેછે

બનાવટ—આઈઓડાઇન ૨૦ ગરેન, આઈઓડાઇડ આવ પોટાસ ૩૦ ગરેન, પાણી ૧ આંઊસ, પહેલાં ઉપલી બંને ચીજોને કાચની કુંડીમાં વાટી પછી તેમાં પાણી મેળવવું.

ઈ. સોલ્યુસંન આવ એટ્રોપીઆ, લા. લાઇકર એટ્રોપીઆ.

ગુણ—કેફ લાવેછે, અફીણના ઝેરના ઉતાર દાખલ પીધામાં આપાયછે, મોટા ઉમરનાને ૨ થી ૫ મીનીમ. (આ દવા ઝેરીછે)

બનાવટ—એટરોપીઆ ૪ ગરેન, રેકટીફાઈડસ્પીરીટ ૧ દરામ, પાણી

૦ દરામ પહેલાં એટરોપીઆને કાચની કુંડીમા સ્પીરીટથી એક રસ કરી પછી પાણી નાખવું.

ઠ. સોલ્યુસંન આવ આમોનીઆ લા. લાઇકર આમોનીઆ.

ગુણ—હુંશિયારી આપે છે હોજરીમાંનો ખટાસ તોડે છે, મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ, બાળકને ૧ થી ૨ મીનીમ.

બનાવટ—નવસાગર, કળીચુનો. પાણી.

ઠ. સોલ્યુસંન આવ એસીટેટ આવ મોરફીઆ, લા. લાઇકર મોરફીઆઈ એસીટેટીસ.

ગુણ—કેફ લાવેછે. બેસુધ કરેછે, દુખાવો નરમ પાડેછે, મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ મીનીમ. બાળકને ૦ા મીનીમ.

બનાવટ—એસીટેટમેરફીઆ એસીટીકએસીડડાલ્યુટ,પ્રુફસ્પીરીટ.પાણી,

ઠ. સોલ્યુસંન આવ એસીટેટ આવ એમોનીઆ, લા. લાઇકર એમોની એસીટેટીસ.

ગુણ—પરસેવો પાડેછે, મોટી ઉમરનાને ૨ થી ૬ દરામ, બાળકને ૧૦ થી ૨૦ મીનીમ.

બનાવટ—એસીટીક એસીડ ૧ આઉંસ, પાણી ૫ આઉંસ, આમોનીઆ કારબોનસ જોઇએ તેટલો, પેહેલાં એસીટીક એસીડને ખરલમાં નાખી તેમાં આમોનીઆ કારબોનસ નાખવો તેનું ફીણ ચડતું બંધ થાય ત્યારે બાકી રહેલો આમોનીઆ કાઢી લેઈ પછી અંદર ઉપર પ્રમાણે પાણી નાખવું.

## હ.

ઠ. હારડસોપ. લા. સેપોડ્યુરસ (કઠણસાબુ)

ગુણ—હોજરીમાંનો ખટાસ તોડે છે, સેજ ઝાડો લાવે છે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન.

બનાવટ—ઓલીવઓઇલ અને સોડા.

ઠ. હાઇડ્રેટ આવ કલોરલ, લા. કલોરલ હાઇડરસ.

ગુણ—ઉંઘ લાવેછે, ઉછાળો તથા ઉલટી નરમ પાડેછે, તાંણ તોડ નરમ પાડેછે, મોટીઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન,બાળકને ૦ાથી૨ગરેન

ઠ. હાઇડ્રેટ પરઓકસાઇડ આવ આયરન, લા. ફેરી પરઓકસીડમ હાઇડ્રેટમ.

ગુણ—શકતી આપેછે, લોહીમાંના રાતા દાણાવોળો ભાગ વધારેછે મોટા વજનમાં સોમલનું ઝેર ઉતારેછે. મોટી ઉમરનાને ૫ થી૩૦ગરેન.

ઠ. હાઇડરો કલોરીક સોલ્યુસંન આવ આરસેનીક, લા. લાઇકર આરસેનીસાઈ હાઇડરો કલોરીકસ.

ગુણ—શકતી આપેછે. લોહી સુધારેછે. મોટીઉમરનાને ૨થી૮મીનીમ

બનાવટ—એસીડઆરસેનીઅસ, એસીડહેડરોકલોરીક, પાણી.

ઈ. હાઇડ્રોકલોરેટ આવ કુઇનાઇન.
ગુણ—ઉટાંટીઉ તથા તાવ મટાડેછે, શકતી આપેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન, બાળકને ૧ થી ૨ ગરેન.

ઈ. હાઇડરોકલોરેટ આવ મોરફીઆ. લા. મોરફીઆ હાઇડરોકલોરસ.
ગુણ—એનો ગુણ અફીણના જેવોજછે. મોટી ઉમરનાને ⅛ થી ૦ાા ગરેન.
બનાવટ—અફીણ, કલોરાઇકાલસીઅમ. ઢોરના હાડકાના કોઅલા એસીડ હેડરોકલોરીક ડીલુટ, સોલ્યુસન આવ આમોનીઆ પાણી.

ઈ. હાઇપો ફાસફેટ આવ લાઇમ, લા. કેલસીસ હાઇપોફોસફીસ.
ગુણ—હાડકામાં ચુનાનો ભાગ વધારેછે, શકતી આપેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.

ઈ. હાઇપો ફોસફેટ આવ સોડા, લા. સોડી હાઇપો ફોસફીસ.
ગુણ—શકતી આપેછે લોહી સુધારેછે. મોટી ઉમરનાને ૫થી ૧૦ગરેન

ઈ. હાઇપો સલફાઇટ આવ સોડા, લા. સોડી હાઇપો સલફીસ.
ગુણ—લોહી સુધારેછે, ગડ, ગુમડાં વિગેરેને ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન, બાળકને ૩ ગરેન.

ઈ. હેમલોક લીવ્ઝ. લા. કોનાઇ ફોલીઆ.
ગુણ—કેફ લાવેછે, બેસુધ કરેછે, દીલનો ધપકારો નરમ પાડે છે, તાણતોડ નરમ પાડેછે. મોટી ઉમરનાને ૨ થી ૮ ગરેન.
બનાવટ—કોનાઇ જાતના ઝાડના પાંદડાં.

ઈ. હોરસરેડીસરૂટ, લા. આરમોરેસાઇ રેડીક્સ.
ગુણ—હુંશિયારી લાવેછે, પરસેવા પાડેછે, પીશાબ લાવેછે. મોટી ઉમરનાને ૩૦ થી ૬૦ ગરેન એક જાતના ઝાડના મુળીઆં.

## અ-ઈ-ઉ-

ઈ. અરગટ, લા. અરગોટા.
ગુણ—દસ્તાંન લાવીને બંધ કરેછે, હમેલ તોડી પાડેછે. કોઇપણ જાતનું લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ ગરેન.

ઈ. અરગોટીન.
ગુણ— એ અરગટનું મુખ્ય તત્વછે, પરથમ દસ્તાંન લાવી પછી તે બંધ કરે છે. મોટી ઉમરનાને ૧ થી ૫ ગરેન.

ઈ. આમાન્ડમિક્ષચર, લા. મીસચુરા એમીનડેલી.
ગુણ—ચાંદાંને સુવાળાં કરેછે, પીશાબની અગની મટાડેછે, ખાંસીને ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ, બાળકને ૧ દરામ.
બનાવટ—મીઠી બદામ છોલેલી આંઉસ ૧, ચોખી સાકર દરામ ૪

ગુંદરની ભુકી દરામ૧, એ સઘળાંને ઘુંટી ૧૩ આંઉસપાણીસાથે મેળવવું

ઈ. આમન્ડઓઈલ. લા. ઓલીઅમ એમીગડેલી (મીઠી બદામનુંતેલ)
ગુણ—પીશાબની અગની મટાડેછે, ચાંદાંને સુવાળાં કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૪ દરામ.

ઈ. ઓઈન્ટમેન્ટ આવ ગાલએન્ડ ઓપીઅમ.
ગુણ—હરસનું લોહી બંધ કરેછે.
બનાવટ—માઆફળની ભુકી ગરેન ૮૦ તથા અફીણની ભુકી ગરેન ૩૨ લેઈ તેને ૧ આંઉસ સફેદ મલમ સાથે સારી પેઠે મેળવવું.

ઈ. આરનીકારૂટ, લા. આરનેસીરેડીકસ.
ગુણ—હુશિયારી લાવે છે, કેફ લાવે છે, પરસેવો પાડે છે. મોટી ઉમરનાને ૫ થી ૧૦ ગરેન.
બનાવટ—આરનીકા જાતના ઝાડના મુળીઆં.

ઈ. આરસેનીકલ સોલ્યુસન. લા. લાઈકર આરસેનીકેલીસ.
ગુણ—લોહી સુધારેછે, શકતી આપેછે, તાવ મટાડેછે, ઘણા થોડા વજનમાં આપવાથી ઝાડો તથા ઉલટી બંધ કરેછે. મોટી ઉમરનાને ૨ થી ૮ મીનીમ. (આ દવા ઝેરીછે)
બનાવટ—સોમલ, પોટાસાકારબોનસ, કમપાઉન્ડ ટીંચર આવ લવંડર, ઉકળતુ પાણી.

ઈ. આરસેનીઅસ આસીડ, લા. એસીડમ આરસેનીઓસમ (ધોળોસોમલ)
ગુણ—લોહી સુધારેછે, શકતી આપેછે. તાવ મટાડેછે. મોટી ઉમરનાને $\frac{1}{60}$ થી $\frac{1}{12}$ ગરેન (આ દવા ઝેરીછે)

ઈ. આરસેનીએટ આવ સોડા, લા. સોડી આરસેનીએસ.
ગુણ—લોહી સુધારેછે, શકતી આપેછે. મોટી ઉમરનાને $\frac{1}{16}$ થી $\frac{1}{2}$ ગરેન (આ દવા ઝરીછે)
બનાવટ—એસીડ આરસેનીઅસ, નાઈટરેટસોડા, કારબોનિટસોડા, ઉકળતુ પાણી.

ઈ. આરસેનીએટ આવ આયરન, લા. ફેરી આરસીનીએસ.
ગુણ—લોહી સુધારેછે. ચાંમડીના જુના દરદોને ફાયદો કરેછે. મોટી ઉમરનાને $\frac{1}{16}$ થી ના ગરેન (આ દવા ઝેરીછે)
બનાવટ—સલફેટ આયરન, આરસેનીએટસોડા, એસીટેટસોડા, પાણી

ઈ. આસીડ ટારટરેટ આવ પોટાસ, લા. પોટાસી ટારટરસ એસીડા.
ગુણ—પીશાબ તથા ઝાડો લાવેછે, થંડક આપેછે, તરશ મટાડેછે. મોટાં ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન, બાળકને ૫ ગરેન.

ઈ. આસીડ સોલ્યુસન આવ નાઈટરેટ આવ મરકયુરી, લા. લાઈકર હાઈડરારજીરાઈ નાઈટરેટીસ એસીડસ.

ગુણ—કાસ્ટીક દાખલ લગાડવાના કામમાં આવેછે.
બનાવટ—પારો, સુરાખારનો તેજાબ, પાણી.

ઈ. આસીડ ઈનફ્યુઝન આવ રોઝીઝ, લા. ઈનફ્યુઝનરોઝી એસીડમ.
ગુણ—ઝાડો કબજ કરેછે, થંડક આપેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.
બનાવટ—ગુલાબનાફુલ બીડા કાડેલાં ૨ દરામ, એસીડસલફ્યુરીક ડીલુટ (ગંધકનો તેજાબ) ૧ દરામ, ઉકળતુ પાણી ૧૦ આંઉસ એને ૦॥ કલાકસુધી ઉકાળવું.

ઈ. આઈઓડાઈડ આવપોટાસીઅમ, લા. પોટાસી આઈઓડાઈડમ
ગુણ—લોહી સુધારેછે, ટાંકીમાં તથા કંઠમાળામાં આપવાથી ઘણો ફાયદો કરેછે, ગાઠોને પીગળાવેછે. મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન, બાળકને ૦॥ થી ૧ ગરેન.
બનાવટ—સોલ્યુસન પોટાસ આઈઓડાઈન, લાકડાના કોઅલા.

ઈ. આઈઓડાઈડ આવ સીલવર, લા. આરજેનટાઈ આઈઓડાઈડી.
ગુણ—ઉટાંટીયાને ફાયદો કરેછે. મોટી ઉમરનાને ૦ થી ૦॥ ગરેન, બાળકને ⅛ થી ½ ગરેન.

ઈ. આઈઓડાઈડ આવ આયરન, લા. ફેરી આઈઓડાઈડમ.
ગુણ—શકતી આપેછે, ગાંઠો પીગળાવેછે, દસ્તાંન લાવેછે, લોહી સુધારેછે. મોટી ઉમરનાને ૧ થી ૫ ગરેન.
બનાવટ—ફાઈનઆયરન (લોટુ) આઈઓડાઈન, ઉકળતુ પાણી,

ઈ. આઈઓડાઈડ આવ આમોનીઅમ, લા. એમોની આઈઓડાઈડમ
ગુણ—ટાંકીમાં લોહી સુધારેછે, બરે તથા ગુમડાં થયાં હોય તે પેળા પીઘામાં આપ્યાથી તથા બાહારથી લગાડવાથી તે બેશી જાયછે. મોટી ઉમરનાને ૨ થી ૮ ગરેન.

ઈ. આઈઓડાઈન, લા. આઈઓડમ.
ગુણ—ગુરદા ઉપર લગાડવાના કામમાં આવેછે, કેટલીક પેળા તાવમાં લોહી સુધારવાસાર પીઘામાં આપવામાં આવે છે. મોટી ઉમરનાને ૦॥ ગરેન.

ઈ. ઈથરે.
ગુણ—ચુકો આંકરા તથા તાણતોડ નરમ પાડેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ મીનીમ.
બનાવટ—રેકટીફાઈડ સ્પીરીટ, એસીડસલફ્યુરીક, કલોરાઈડ કાલસીકમ સેલેકડ લાઈમ, પાણી.

ઈ. ઈથીરીઅલ ટીંચર આવ લોબીલીઆ, લા. ટીંચુરા લોબીલીઆ ઈથીરીઆ.

ગુણ—તાંણતોડ નરમ પાડેછે, ચુચવાળી ખાંસી તથા હાંફણને નરમ પાડેછે, ઊંઘ લાવેછે, તાલમાં પરસેવો પાડેછે, ઉલટી લાવેછે. મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ મીનીમ.

ઈ. ઇનફ્યુઝન આવ કલોવઝ, લા. ઇનફ્યુઝન આવ કેરીઓફાલી (લવીંગનો કાવો)

ગુણ—હુંશિયારી લાવેછે, શકતી આપેછે, અજીરણ, શરદી, પેટનો ઝીણો દુખાવો નરમ પાડે છે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.

બનાવટ—લવીંગનો ભુકો ૨ દરામ. ઉકળતુ પાણી એ બેઉને વાંસણમાં ઘાલી ઢાંકી મુકી એકલાક પછી રાખી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ કુસો, લા. ઇનફ્યુઝન કુસો.

ગુણ—કરમ પાડેછે, મોટી ઉમરનાને ૨ થી ૬ આંઉસ.

બનાવટ—કુસો જાતના ઝાડનો ભુકો ૦।। આંઉસ, ઉકળતું પાણી ૮ આંઉસ એને એક બંધ વાંસણમાં નાખી ૧૫ મીનીટસુધી ધીમી આંચે ઉકાળવું અને પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ કુએસીઆ, લા. ઇનફ્યુઝમ કુએસીઆ.

ગુણ—શકતી આપેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ બાળકને ૧ થી ૨ દરામ.

બનાવટ—૬૦ ગરેન કુઆસીઆઝાડનો ભુકો લેઇ તેને ૧૦ આંઉસ થંડા પાણીમાં ૦।। કલાક બીનવી રાખી અને પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ કેટીકુ, લા. ઇનફ્યુઝમ કેટીકુ.

ગુણ—દસ્તાંનમાં, ઝાડામાં, મરડામાં અથવા હરકોઈ બીજી રીતે લોહીનું વેવું બંધ કરેછે, ઝાડો બંધ કરેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.

બનાવટ—કાથો ૨।। દરામ. તજનોભુકો ૦।। દરામ, ઉકળતુ પાણી એ ત્રણેને એક વાંસણમાં ઘાલી ઉપર ઢાંકણું ઢાંકી ૨।। કલાક રેહેવા દેઈ પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ કેમોમાઇલ, લા. ઇનફ્યુઝમ એંથીમીડીસ.

ગુણ—હોજરીને શકતી આપીને ખોરાક પચાવેછે, મોટીઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ થી ૨ દરામ. કેમોમાઇલ ફુલનોઉકાળો.

ઈ. ઇનફ્યુઝન આવ કેલંમબા, લા. ઇનફ્યુઝમ કેલંમબી (કેલંમનોઉકાળો)

ગુણ—શકતી આપેછે, મુખ્ય કરીને હોજરીને શકતી આપેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.

બનાવટ—૦।। આંઉસ કોલમની કાતરીને ખોખરી કરીને તેને ૧૦ આંઉસ થડા પાણીમાં ૧ કલાક બીનવી રાખી પછી તેમાંતું પાણી ગાળી લેવું.

બી. ઇન્ફ્યુઝન આવ કેસકેરીલા. લા. ઇન્ફ્યુઝમ કેસ્કેરીલી.

ગુણ—શરીરને તેમાં મુખ્ય કરીને હોજરીને શકતી આપેછે, ખોરાક પચાવેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ, બાળકને ૧ દરામ.

બનાવટ—કેસકેરીલાનો ભુકો ૧ આંઊસ, ઉકળતું પાણી ૧૦ આંઊસ એઓને એક બંધ વાસણમાં નાખી એક કલાક સુધી ધીમી આંચે ઉકાળી ગાળી લેવું.

બી. ઇન્ફ્યુઝન આવ ચીરેટા, લા. ઇન્ફ્યુઝમ ચીરેટી(કરીઆતાનો કાઢો).

ગુણ—શકતી આપે છે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ, બાળકને ૧ દરામ.

બનાવટ—ા આંઊસ કરિયાતાને ખોખરૂ કરીને ૧૦ આંઊસ ઉકળતા પાણીમાં ાા કલાક ઢાંકીને ભીનવી રાખવું પછી ગાળી લેવું.

બી. ઇન્ફ્યુઝન આવ ડલકેમારા, લા. ઇન્ફ્યુઝમ ડલકેમારી.

ગુણ—પરસેવો પાડીને હુંશિયારી લાવેછે, પીશાબ લાવે છે, લોહી સુધારેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ, બાળકને ૧ થી ૨ દરામ

બનાવટ—ડલકામેરા ૧ આંઊસ, ઉકળતુ પાણી ૧૦ આંઊસ એઓને એક બંધ વાસણમાં એક કલાક સુધી ઉકાળી પછી ગાળી લેવું.

બી. ઇન્ફ્યુઝન આવ ડીજીટેલીસ, લા. ઇન્ફ્યુઝમ ડીજીટેલીસ.

ગુણ—પીશાબ લાવેછે, તાવનું જોર નરમ પાડેછે. મોટી ઉમરનાને ૨ થી ૪ દરામ.

બનાવટ—ડીજીટેલીસનાં સુકાં પાંદડાં ૧ દરામ, તજનો અરક ૪ દરામ, ઉકળતુ પાણી ૧૦ આંઊસ એ બધાંને એક ઢાંકણાવાળા વાસણમાં દશ કલાક રાખી પછી ગાળી લેવું.

બી. ઇન્ફ્યુઝન આવ બુકુ, લા. ઇન્ફ્યુઝમ આવ બુકુ (બુકીની ચા).

ગુણ—પીશાબ લાવેછે, હોજરીને શકતી આપેછે, પરસેવો પાડેછે. મોટી ઉમરનાને ૧ થી ૪ દરામ, બાળકને ૧ થી ૨ દરામ.

બનાવટ—બુકુલીવઝ ાા આંઊસ લેઇને તેને ૧૦ આંઊસ ખળખળતા પાણીમાં ૧ કલાક પલાળી રાખી પછી ગાળી લેવું.

બી. ઇન્ફ્યુઝન આવ બેરબેરી, લા. ઇન્ફ્યુઝમ આવ યુવા અરસાઈ.

ગુણ—ઝાડો કબજ કરેછે, શકતી આપેછે, લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ, બાળકને ૧ થી ૨ દરામ.

બી. ઇન્ફ્યુઝન આવ મેટીકો. લા. ઇન્ફ્યુઝમ મેટીસી.

ગુણ—ઝાડો કબજ કરેછે, પીશાબમાં લોહીનું તથા ધાતનું જવું બંધ કરેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊસ, બાળકને ૧ થી ૨ દરામ

બનાવટ—મેટીકો જાતના ઝાડના પાંદડાં ાા આંઊસ, ઉકળતુ પાણી ૧૦ આંઊસ એઓને એક બંધ વાસણમાં અડધો કલાક સુધી ધીમી આંચે ઉકાળી પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ ચીંકોના ફ્લેવી, લા. ઇનફ્યુઝમ સીનકોની ફ્લેવી.
ગુણ—શક્તી આપેછે તાવ મુટાડેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.
બનાવટ—સીનકોનાની છાલ ૪ દરામ, ઉકળતુ પાણી ૧૦ આંઉસ એ બંનેને ઢાંકણાવાળા વાસણમાં ઘાલી પાંચ કલાક રેહેવા દેઈ પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ રુબારબ, લા. ઇનફ્યુઝમ રીહાઈ (રેવંચીની ખટાઈનો ઉકાળો).
ગુણ—ઝાડો લાવેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ થી ૧॥ દરામ.
બનાવટ—રુબારબ જાતના ઝાડના મુળીઆં ૨ દરામ, ઉકળતુ પાણી ૧૦ આંઉસ એઓને એક બંધ વાસણમાં એકકલાકસુધી ધીમી આંચે ઉકાળી પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ રેટની, લા. ઇનફ્યુઝમ ક્રેમીરી આઈ.
ગુણ—ઝાડો કબજ કરેછે, લોહી બંધ કરેછે. મોટી ઉમરનાને ૧થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.

ઈ. ઇનફ્યુઝન આવ લીનસીડ, લા. ઇનફ્યુઝમ (લાઇનાઈ.)
ગુણ—ચાંદાંવાળા ભાગને સુવાળો કરેછે, પીશાબના અગની નરમ પાડેછે. મોટી ઉમરનાને ૨ થી ૩ આંઉસ.
બનાવટ—અળસી ૧૬૦ ગરેન. તાજા જેઠીમધના મુળીઆં ૬૦ ગરેન, ઉકળતું પાણી ૧૦ આંઉસ એ બધાંને એક બંધ વાસણમાં નાખી ચારકલાક સુધી ધીમી આંચે ઉકાળી પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ વેલેરીઅન, લા. ઇનફ્યુઝમ વેલેરીએની.
ગુણ—તાંણતોડ નરમ પાડેછે હુંશિયારી લાવેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.
બનાવટ—વેલેરીઅન જાતના ઝાડના મુળિયાં ૧૨૦ ગરેન, ઉકળતુ પાણી ૧૦ આંઉસ એઓને એક બંધ વાસણમાં નાખી એકકલાક સુધી ધીમી આંચે ઉકાળી પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ સરપેન્ટરી, લા. ઇનફ્યુઝમ સરપેનટેરી આઈ.
ગુણ—હુંશિયારી લાવેછે, શકતી આપેછે, પરસેવા પાડેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ દરામ.
બનાવટ—સરપેનટરી જાતના ઝાડના મુળીઆં ૨ દરામ, ઉકળતુ પાણી ૧૦ આંઉસ એ બધાંને એક બંધ વાસણમાં બે કલાક સુધી ઉકાળી પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ સેના, લા. ઇનફ્યુઝમ સેની (સુનામખીનો ઉકાળો)

ગુણ—ઝાડો લાવેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊંસ, બાળકને ૧ થી ૨ દરામ.

બનાવટ—૧ આંઊંસ ચોખી સુનામખી તથા ૩૦ ગરેન સુંઠની કટકી કરીને એક વાસણમાં મેલી તે ઉપર ૧૦ આંઊંસ ખખળતુ પાણી નાખી ૧ કલાક ઢાંકી મેલવું પછી તેને ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ સેનીગા, લા. ઇનફ્યુઝમ આવ સેનીગા.

ગુણ—પીશાબ તથા ઉલટી લાવેછે, ખાંસીમાં તથા હાફણમાં છુટથી બલગમ પાડેછે, મોટીઉમરનાને૧થી૨આંઊંસ, બાળકને ના થી૧દરામ

બનાવટ—ાા આંઊંસ સેનેગારૂટને ભોખરૂ કરીને ૧૦ આંઊંસ ખખળતા પાણીમાં ૧ કલાક ભીનવી રાખી પછી ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ હોપ, લા. ઇનફ્યુઝમ લ્યુપ્યુલાઈ.

ગુણ—સેજ ઊંઘ લાવેછે, જે બીમારીમાં અફીણ અપાઈ શકાતુ નથી તેમાં આપવામાં આવેછે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊંસ, બાળકને ૧ દરામ.

બનાવટ—હોપ ૪દરામ, પાણી ૧૦આંઊંસ એ બંનેને એક માટીના વાસણમાં એકલાકસુધી ધીમીઆંચે ઉકાળવાં પછી ઠરવાદેઈ ગાળીલેવું

ઈ. ઇનફ્યુઝન આવ અરગટ, લા. ઇનફ્યુઝમ અરગોટી.

ગુણ—દસ્તાનમાં ફાયદો કરેછે, એનો ગુણ અરગટના જેવોજ છે. મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊંસ.

બનાવટ—અરગોટનો ભુકો ૪ દરામ, પાણી ૧૦ આંઊંસ એ બંનેને એક માટીના વાસણમાં અડધોકલાક સુધી ધીમી આંચે ઉકાળવાં પછી ઠરવા દેઈ ગાળી લેવું.

ઈ. ઇનફ્યુઝન આવ ઓરેન્જપીલ, લા. ઇનફ્યુઝમ ઓરેનસાઈ.

ગુણ—શકતી આપેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊંસ, બાળકને ૧ દરામ.

ઈ. ઇનફ્યુઝન આવ જેનસીઅનકો (જેનસીઆનાની કમપાઉન્ડ્યા.

મોટી ઉમરનાને ૧ થી ૨ આંઊંસ.

બનાવટ—જેનસીઅનરૂટ ભોખરૂ કરીને ગ્રેન ૬૦, નારંગીની છાલ સુકી ગરેન ૬૦, મીઠા લીંબુની છાલ તાજી દરામ ૨ એ સઘળાંને ૧૦ આંઊંસ ખળખળતા પાણીમાં ૧ કલાક સુધી ઢાંકીને ભીંજવી રાખી ગાળી લેવું.

ઈ. ઇપીકાકયુઆના, લા. ઇપીકાકયુઆના.

ગુણ—ખાંસી નરમ પાડેછે, પરસેવો પાડેછે, તિક્ષણ મરડો સાજો કરેછે, તથા ઉલટી લાવેછે. મોટી ઉમરનાને ાા થી૩૦ ગરેન, બાળકને ાા થી ૨ ગરેન. એપીકાકયુના જાતના ઝાડના મુળીઆં.

ઈ. ઇપીકાકયુઆના લોઝેનજીસ, લા. ટ્રોકીસાઈ ઇપીકાકયુઆના.

ગુણ—ઉલટી લાવેછે, આંતરમાં બળગંમ પાડેછે, પરસેવો લાવેછે. મોટી ઉમરનાને ૧ થી ૩ ટાકણીઓ.

ઈ. આકવામેનથાપેપરેટા (ફુદીનાનું પાણી)
બનાવટ—પીપરમેંટાનું તેલ મીનીમ ૨૨, મેગનેસીઆ કારબોનસ ગરેન ૬૭, પાણી ૬૭ આંઉસ. પહેલાં મેગ. સીઆમાં તેલ નાખી સારી પેઠે મીલાવી પછી તેમાં થોડું થોડું પાણી રેડવું.

ઈ. ઇલેટેરીઅમ, લા. ઇલેટેરીઅમ.
ગુણ—સખત ઝાડો લાવેછે, મોટી ઉમરનાને $\frac{1}{6}$ થી ૦॥ ગરેન. (આ દવા ઝેરીછે).
બનાવટ—કપુકુંબર જાતના ફળનો રસ.

ઈ. ઉડચારકોલ, લા. કારબોલીગની.
ગુણ—આગરૂ વાને ફાયદો કરેછે, વાસ મારતા ઘાની ઉપર પોલટીસ દાખલ કામ આવેછે, હવા તથા પાણી સાફ કરેછે. મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ ગરેન.

ઈ.—આકવાસીનામોમી. (તજનું પાણી).
બનાવટ—તજનુંતેલ મીનીમ ૧૫, મેગનેસીઆ કારબોનસ ગરેન ૫૬, પાણી ૬૦ આઉંસ, પહેલાં મેગનેસીઆમાં તેલ નાખી તેને ઘુટી પછી તેમાં થોડુ થોડુ પાણી મેળવવું.

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ કુએસીઆ, લા. એક્સ્ટ્રેક્ટટંમ કુએસાઈ.
ગુણ—શકતી આપેછે, મોટી ઉમરનાને ૩ થી ૫ ગરેન. કુઆસીઆનું લાકડુ તથા પાણી એ બંનેને ખુબ બાળતા બાકી રેહે તે.
બનાવટ—કુએસીઆની છાલ તથા પાણી.

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ કેમોમાઈલ, લા. એક્સ્ટ્રેક્ટટંમ એંથીમીડીસ.
ગુણ—હોજરીને શકતી આપેછે, ખોરાક પચાવેછે, મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન.

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ કેલમબા, લા. એક્સ્ટ્રેક્ટટંમ કેલંમબી.
ગુણ—ઝાડે કબજ કરયા વીના શકતી આપેછે, મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન.
બનાવટ—કાલંમબાની છાલ તથા પાણી.

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ કેનેબારબીન.લા. એક્સ્ટ્રેક્ટટંમ ફાઇસોસટીગમેટીસ.
ગુણ—આંચકી તથા બીજાં એવાંજ દરદોમાં તાંણલોડ નરમ પાડેછે, મોટી ઉમરનાને $\frac{1}{16}$ થી ૦। ગરેન.

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ કોલચીકમ, લા. એક્સ્ટ્રેક્ટટંમ કોલચીસાઈ.
ગુણ—ઝાડા તથા પીશાબ લાવેછે, સાંધાઓનું દરદ મટાડેછે, મોટી

ઉમરનાને ૦ાા થી ૨ ગરેન (દવા સંભાળીને વાપરવી).

બનાવટ—કોલચીકમના દાણા અને પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ જેનસીઅન, લા. એક્સ્ટ્રેક્ટટંમ જેનસીઅન.

ગુણ—શક્તી આપેછે, ગોળીના બનાવવા માટે વાપરવામાં આવે છે, મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન.

બનાવટ—જેનટીઆનાનાં મુળીઆં તથા પાણી એ બંનેને ઉકાળતા બાકી રહે તે.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ જેલપ. લા. એક્સ્ટ્રેક્ટંમ જેલપી.

ગુણ—સખત ઝાડો લાવેછે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન, બાળકને ૧ ગરેન.

બનાવટ—જેલપ. રેકટીફાઇડ સ્પીરીટ, ઉકળતુ પાણી એ ત્રણેને ઉકાળતાં બાકી રહે તે.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ ટોબેકો, લા. એક્સ્ટ્રેક્ટટંમ ટેબેસી (તંબાકુનો કસ).

ગુણ—દુખાવો નરમ પાડવા સારૂ બાહારથી લગાડવાના કામમાં આવે છે.

બનાવટ—તંબાકુનાં પાંદડાં તથા પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ ડીજીટેલીસ, લા. એક્સ્ટ્રેક્ટટંમ ડીજીટેલીસ.

ગુણ—પીશાબ લાવેછે, નાના વજનમાં દીલના સાકાઓને શક્તી આપેછે, ઝેરી તાવોની ગરમી ઓછી કરેછે, મોટી ઉમરનાને ૧ થી ૧ાા ગરેન (આ દવા સંભાળીને વાપરવી).

બનાવટ—ડીજીટેલીસનાં પાંદડાં તથા પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ ડેનડેલીઅન, લા. એક્સ્ટ્રેક્ટટંમ ટેરેકસેસાઈ.

ગુણ—લોહી સુધારેછે. પીશાબ લાવેછે, પાતસાયનો ઝાડો લાવેછે, કલેજાના દરદમાં કામ આવેછે, મોટી ઉમરનાને ૫થી ૨૦ ગરેન.

બનાવટ—ડાંનડેલીઅનના મુળનો ભુકો તથા પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ નકસવોમીકા, લા. એક્સ્ટ્રેક્ટટંમ ન્યુસીસ વોમીસી. (ઝેરી કચુરાનો કસ).

ગુણ—શક્તી આપેછે, કેફ લાવેછે, મોટી ઉમરનાને ૦ાા થી ૧ ગરેન, (આ દવા સંભાળીને વાપરવી).

બનાવટ—ઝેરી કચુરો, રેકટીફાઇડ સ્પીરીટ.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ પેરીરા, લા. એક્સ્ટ્રેક્ટટંમ પેરીરી.

ગુણ—પીશાબ લાવે છે, શક્તી આપે છે, મોટી ઉમરનાને ૧૦ થી ૨૦ ગરેન.

બનાવટ—પેરેરી જાતના ઝાડના મુળીઆં અને ઉકળતુ પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ પોપીઝ, લા. એક્સ્ટ્રેકટંમ પેપેવરીસ, (ખસખસના પોસનો કસ).

ગુણ—સેજ કેફ લાવેછે, મોટી ઉમરનાને ૨ થી ૫ ગરેન.

બનાવટ—અફીણના પોસનાં ફીંડવાં તથા પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ બારબેડોઝ, લા. એક્સ્ટ્રેક્ટંમ એલોઝબારબેડેનસીસ

ગુણ—પીત સાથનો ઝાડો લાવેછે, મોટી ઉમરનાને ૨ થી ૬ ગરેન.

બનાવટ—એળીઓ તથા પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ બેલાડોના. લા. એક્સ્ટ્રેકટંમ બેલેડોની.

ગુણ—ઊંઘ લાવેછે, દીલનો ધપકારો નરમ પાડેછે, દુખાવો થતો હોય ત્યાં બાહારથી લગાડવાના કામમાં આવેછે, મોટી ઉમરનાને ૧/૮ થી ૧ ગરેન, (આ દવા સંભાળીને વાપરવી).

બનાવટ—મુસલમાની અનબુથા લબના તાજા પાંદડાં, પાણી અથવા પીચોરીના રસનો સારો.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ રૂબારબ, લા. એક્સ્ટ્રેકટંમ રીહાઈ (રેવંચીની ખરાઈનો કસ).

ગુણ—ઝાડો લાવેછે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન.

બનાવટ—રૂબારબ જાતનામુળીઆં, રેકટીફાઇડ સ્પીરીટ, ઉકળતુ પાણી

ડી. એક્સ્ટ્રેક્ટ આવ રેટની. લા. એક્સ્ટ્રેકટંમ ક્રેમેરીઆઈ.

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરેછે, મોટીઉમરનાને ૫થી૨૦મીનીમ

ડી. એક્સ્ટ્રેક્ટ આવ લીકરીસ, લા. એક્સ્ટ્રેકટંમ ગ્લીસીરીઝા (જેઠીમધનો રસ).

ગુણ—ખાંસી મટાડેછે, મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ લેટયુસ. લા. એક્સ્ટ્રેકટંમ લેકટયુસી.

ગુણ—ઊંઘ લાવીને દુખાવો નરમ પાડેછે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન.

બનાવટ—જેઠીમધના ફુલ ડાંખળાં સોતાં તથા પાણી.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ લોગઉડ, લા. એક્સ્ટ્રેકટંમ હીમેટોકસીલાઈ (પતંગના લાકડાનો કસ).

ગુણ—લોહી તથા ઝાડો કબજ કરેછે, મોટીઉમરનાને ૧૦થી ૩૦ગરેન.

ડી. એક્સ્ટ્રેક્ટ આવ સ્ટ્રેમોનીઅમ, લા. એક્સ્ટ્રેકટંમ સ્ટ્રેમોનાઈ(ધતુરાનો કસ)

ગુણ—દુખાવો નરમ પાડેછે, ઊંઘ લાવેછે, તાંણતોડ નરમપાડેછે. મોટી ઉમરનાને ॰ થી ॰॥ ગરેન.

બનાવટ—સ્ટ્રેમોનીના બીજ, ઇથર, પ્રુફસ્પીરીટ ઉકળતુ પાણી.

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ સોકોટ્રીનએલોઝ, લા. એક્સ્ટ્રેક્ટંમ એલોઝ સોકોટ્રીન (સીકોતરી એળીઆનો કસ). મોટી ઉમરનાને ૨ થી ૬ ગરેન.

બ. એક્સ્ટ્રેક્ટ આવ હાઇઓસાએમસ, લા. એક્સ્ટ્રેક્ટંમ હાઇઓસાએમાઈ.

ગુણ—કેફ લાવેછે, દુખાવો નરમ પાડેછે, મોટી ઉમરનાને ૩ થી ૧૦ ગરેન.

બનાવટ—ખુરસાની, અજમાનાં પાંદડાં તથા પાણી.

બ. એક્સ્ટ્રેક્ટ આવ હેનબેન (જુઓ એક્સ્ટ્રેક્ટ આવ હાઇઓસાએમસ)

ઈ. એક્સ્ટ્રેક્ટ આવ હેમલોક, લા. એક્સ્ટ્રેક્ટંમ કોનાઈ.

ગુણ—ઊંઘ લાવેછે. દુખાવો તથા તાંણતોડ નરમ પાડેછે, મોટી ઉમરનાને ૨ થી ૬ ગરેન.

બનાવટ—હેમંજાકના તાજા પાંદડાં અને કુણીડાખળીઓ અને પાણી

બ. એક્સ્ટ્રેક્ટ આવ હોપ, લા. એક્સ્ટ્રેક્ટંમ લ્યુપ્યુલાઈ.

ગુણ—ઊંઘ લાવેછે, દુખાવો નરમ પાડેછે, દીલનો ધપકારો નરમ પાડેછે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન.

બનાવટ—હોપ, પ્રુફસ્પીરીટ, ઉકળતુ પાણી.

બ. એક્સ્ટ્રેક્ટ આવ ઇનાડિયન હેમ્પ, લા. એક્સ્ટ્રેક્ટંમ કેનબીસ ઇનડીકા.

ગુણ—ઊંઘ લાવેછે, દુખાવો તથા તાંણતોડ નરમ પાડેછે, મોટી ઉમરનાને ૦। થી ૧ ગરેન. (આ દવા ઝેરીછે).

બનાવટ—ભાંગ અને રેકટીફાઇડ સ્પીરીટ.

બ. એક્સ્ટ્રેક્ટ આવ એકોનાઈટ, લા. એક્સ્ટ્રેક્ટંમ એકોનાઇટી.

ગુણ—કેફ તથા ઊંઘ લાવેછે, ચસકા તથા તાંણતોડ નરમ પાડેછે મોટી ઉમરનાને ૦॥ થી ૨ ગરેન.

બનાવટ—એકોનાઇટનાં પાંદડાં તથા ફુલ અને પાણી.

બ. એક્સ્ટ્રેક્ટ આવ ઓપીઅમ, લા. એક્સ્ટ્રેક્ટંમ ઓપાઇ (અફીણનોકસ)

ગુણ—એનો ગુણ અફીણના જેવાજછે મોટીઉમરનાને ૦॥ થી ૨ ગરેન

બનાવટ—અફીણ તથા પાણી.

ઈ. એકોનાઇટીઆ, લા. એકોનાઇટીઆ.

ગુણ—અકોનાઇટના મુળનું તત્વછે, બાહારથી લગાડવાના કામમાં આવેછે. (આ દવા ઝેરીછે). એકોનાઇટ જાતના ઝાડના પાંદડાં.

ઈ. એટ્રોપીઆ, લા. એટ્રોપીઆ.

ગુણ—કેફ લાવેછે, દીલનો ધપકારો નરમ પાડેછે, બેશુધ કરે છે. મોટી ઉમરનાને ૧/૬૦ થી ૧/૩૦ ગરેન (આ દવા ઝેરીછે).

ई. एन्टीमोनीअल पाउडर, ला. पलवीस एन्टीमोनीएलीस.

गुण—परसेवा पाडेछे, खांसीमां बलगंम पाडेछे, मोटा वजनमां उलटी लावेछे. मोटी उमरनाने २ थी १० गरेन.

बनावट—सुरमानो भुको, मरगनुं सीगडु ए बंनेनुं बनेछे.

ई. एन्टीमोनीअल वाइन. ला. वाइनम एन्टीमोनी अली.

गुण—परसेवा पाडेछे, खांसीमां बलगंम पाडेछे, उलटी लावे छे मोटी उमरनाने ५ थी १० मीनीम, बाळकने १थी ५ मीनीम.

बनावट—एन्टीमोनी टारटर, सेरी.

ई. एपसंमसाल्ट, (जुओ सलफेट आव मेगनेसीआ)विलायतीमीठु.

ई. एपोमोरफीआ.

गुण –फेफरामां तथा बीजा दरदोमां पीचकारीवडे शरीरनी चांमडीमां दाखल करवामां आवेछे, मोटी उमरनाने 1/12 गरेन, पीचकारी मारवा माटे.

ई. एफरवेसन्टसाइट्रो टारट्रेट आव सोडा, ला. सोडीसाइट्रो टारट्रस एफर वेसनस.

गुण—होजरीमांनो खटास तोडेछे, पीशाब लावेछे, थंडक आपे छे, मोटी उमरनाने ६० गरेनथी ०। आंउस.

ई. एफरवेसींग सोल्युसन आव पोटास, ला. लाइकरपोटासी एफरवेसन्स.

गुण—होजरीमांनो खटास तोडेछे, पीशाब लावेछे, थंडक आपे छे, मोटी उमरनाने २ थी ४ आंउस.

बनावट—बीकारबोनेट आव पोटास अने पाणी.

ई. एफरवेसींग सोल्युसन आव लीथीआ, ला. लाइकर लीथीआई एफरवेसन्स.

गुण—होजरीमांनो खटास तोडे छे, मोटी उमरनाने ५ थी १० आंउस, (प्रवाही)

बनावट—कारबोनेट आव लीथीआ अने पाणी.

ई. एफरवेसींग सोल्युसन आव सोडा, ला. लाइकरसोडी एफरवेसन्स.

गुण—होजरीमांनो खटास तोडेछे, थंडक आपेछे, मोटीउमरनाने २ थी ४ आंउस.

बनावट—बीकारबोनेट आव सोडा अने पाणी.

ई. एमीटीक टारटर (जुओ टारटरेटेड एन्टीमोनी.

ई. एमोनीएकुम. ला. एमोनीएकुंम.

गुण—तांणतोड नरम पाडेछे, खांसीमां बलगंम पाडेछे, मोटी उमरनाने ५ थी २० गरेन.

ઈ. એમોનીએકમ મીક્ષચર, લા. મીસચુરા એમોનીએસાઈ.

ગુણ—હુંશિયારી લાવેછે, ગાંઠો પીગળાવેછે. મોટી ઉમરનાને ાા થી ૧ આંઉસ (પ્રવાહી)

બનાવટ—આમોનીઆકમ અને પાણી.

ઈ. એમ઼ોનીએટેડ ટીંચર આવ ગુએકમ, લા. ટીંચુરા ગુએસાઈ એમોનીએટા.

ગુણ—હુંશિયારી લાવેછે, લોહી સુધારેછે, પરસેવો પાડેછે, મોટી ઉમરનાને ાા થી ૧ દરામ, બાળકને ૫ મીનીમ.

ઈ. એમોનીએટેડ ટીંચર આવ વેલેરીઅન, લા. ટીંચુરા વેલેરીએની એમોનીએટા.

ગુણ—ચમક તથા બીજા દરદોમાં તાણુતોડ નરમ પાડેછે, હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ાા થી ૧ દરામ, બાળકને ૩મીનીમ.

બનાવટ—વેલેરીઅન જાતનાં ઝાડના મુળીઆં,સ્પીરીટ આમોનીઆ એરોમેટીક.

ઈ. એમોનીએટેડ ટીંચરઆવ ઓપીઅમ,લા.ટીંચુરાઓપાઇએમોનીએટા

ગુણ—હુંશિયારી લાવીને કેફ લાવેછે, દુખાવો નરમ પાડેછે. બેશુધ કરેછે, મોટી ઉમરનાને ાા થી ૧ દરામ, બાળકને ૨ થી ૩ મીનીમ.

ઈ. એરોમેટીક પાઉડર આવ ચાક, લા. પલવીસ ક્રીટા એરોમેટીકસ.

ગુણ—ઝાડો કબજ કરેછે, હોજરીમાં થતો ખટાસ તોડે છે, મોટી ઉમરનાને ૧૦ થી ૩૦ ગરેન, બાળકને ૨ થી ૪ ગરેન.

બનાવટ—તજનો ભુકો ૪ આંઉસ, જાયફળ ૩ આંઉસ, કેસર ૩ આંઉસ, લવીંગ ૧ાા આંઉસ, એળચી ફોલેલી ૧ આંઉસ, સાકર ૨૫ આંઉસ, ચોખોચાક ૧૧ આંઉસ, એ સઘળાને ખુબ બારીક વાટી લુગડે ચાળી પછી એક કાચનાબુચવાળી બાટલીમાં ભરીરાખવી.

ઈ. એરોમેટીક પાઉડર આવ ચાક એન્ડ઼ઓપીઅમ, લા. પલવીસક્રીટા એરોમેટીકસ કમઓપીઓ.

ગુણ—હોજરીમાંનો ખટાસ તોડેછે, ઝાડો તથા લોહી બંધ કરેછે, મોટી ઉમરનાને ૧૦ થી ૪૦ ગરેન, બાળકને ૧ ગરેન.

બનાવટ—પલ્વીસક્રેટા એરોમેટીક ૯¾ આંઉસ, અફીણ ૨દરામ, એ બંનેને ખુબ વાટી એકરસ કરી લુગડે ચાળી પછી કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવી.

ઈ. એરોમેટીકમીકચર આવ આયરન, લા. મીસચુરાફેરી એરોમેટીકા.

ગુણ—લોહીમાના રાતા દાણાવાળો ભાગ વધારેછે, શકતી આપેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ.

બનાવટ—સીનકોનાના છોડીઆ, કાલંબાના મુળીઆં, લવીંગ,

ફ્રાઇન આયરન (લોઢુ) ટીંચર ફારડાગ્રેમક્રો, રસ,પીપ મહાનુંપાણી.

ઇ. એરોમેટીક સ્પીરીટ આવ એમોનીઆ, લા. સ્પીરીટસ એમોની એરોમેટીકસ.

ગુણ—હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૦ાા થી ૧ દરામ, બાળકને ૩ મીનીમ.

બનાવટ—કારબોનેટ આમોનીઆ ૮ આંઉસ, સ્ટ્રોંગસોલ્યુસંન આમોનીઆ ૪ આંઉસ, જાયફળનુંતેલ ૪ દરામ, લીંબુનુંતેલ૬દરામ, રેકટીફાઇડસ્પીરીટ ૬ પાઇન્ટસ, પાણી ૩ પાઇન્ટસ, આ બધાંને મેળવી બરોબર કરવું.

ઇ. એરોમેટીક સલફ્યુરીક આસીડ, લા. એસીડમ, સલફ્યુરીકમ, એરોમેટીકમ.

ગુણ—શકતી આપેછે, ઝાડો સેજ બંધ કરેછે, મોટી ઉમરનાને ૫ થી ૩૦ મીનીમ, બાળકને ૨ મીનીમ.

બનાવટ—એસીડસલફરીક, રેકટીફાઇડસ્પીરીટ, તજનોભુકો, સુંઠનોભુકો.

ઇ. એલડર ફલાવરવોટર, લા. એકવાસેમબુસી.

ગુણ—પેટમાંની બાદી તોડેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૧ થી ૨ દરામ. એલડર જાતના ફુલનું પાણી.

ઇ. એલમ, લા. એલ્યુમેન (ફટકડી)

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરેછે, પીચકારી મારવાના કામમાં આવેછે. મોટી ઉમરનાને ૫ થી ૧૫ ગરેન, બાળકને ૦ાાથી ૧ગરેન.

પેદાસ—ચીનદેશમાંથી લાવેછે.

ઇ. એલોકશન.

ગુણ—કલેજાના દરદોમાં જાડુ પીત તથા પીતને લગતી પથરીઓ સેલાઇથી છુટી પાડી આંતરડાને રસ્તે બાહાર કાઢેછે, જેથી કમળાની બીમારીમાં ઘણો ગુણ કરેછે, શરીરમાં ફેલાએલી ચરબીનો ઘટાડો કરેછે, પીશાબ લાવેછે, મોટી ઉમરનાને ૧૦થી ૧૫ ગરેન.

ઇ. એસીટીકએસીડ, લા. એસીડમ એસીટીકમ.

ગુણ—દાદરને લગાડવાથી ઘણો ફાયદો થાયછે, થંડક આપે છે, મોટી ઉમરનાને ૧૫ થી ૩૦ મીનીમ.

ઇ. એસીટીકઇથર, લા. ઇથર એસેટીકસ.

ગુણ—હુશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૨૦ થી ૬૦ મીનીમ.

ઇ. એસીટેટ આવ ઝીંક, લા. ઝીનસાઈ એસીટસ.

ગુણ—ઝાડો તથા લોહી બંધ કરે છે, શકતી આપે છે, ઉલટી લાવેછે, મોટી ઉમરનાને ૧ થી ૨૦ ગરેન.

બનાવટ—કારબોનેટ આવ ઝીંક, એસીટીકએસીડ, પાણી.

ઈ. એસીટેટ આવ પોટાસ, લા. પોટાસીએસીટસ.
ગુણ—પીશાબ લાવે છે, હોજરીમાં થતો ખટાસ તોડે છે, મોટી ઉમરનાને ૧૦ થી ૬૦ ગરેન, બાળકને ૨ થી ૩ ગરેન.
બનાવટ—પોટાસાકારબોનસ, એસીડંમ એસીટીકમ ફારસીઅર, ઉકળતુ પાણી.

ઈ. એસીટેટ આવ મોરફીઆ, લા. મોરફીઆએસેટસ.
ગુણ—એનો ગુણ અફીણના જેવોજછે, મોટીઉમરનાને ટ્ટુથી ા ગરેન
બનાવટ—હેડરોકલોરેટ આવ મોરફીઆ, સોલ્યુસન આવ આમોનીઆ, એસીટીકએસીડ, પાણી.

ઈ. એસટેટ આવલેડ, લા. પ્લમબાઈ એસીટસ.
ગુણ—ઝાડો કબજ કરેછે, લોહી તથા ઉલટી બંધ કરેછે, મોટી ઉમરનાને ૧ થી ૪ ગરેન.
બનાવટ—સફેતો, એસીટીકએસીડ, ઉકળતુ પાણી.

ઈ. એસીટેટ આવ સોડા, લા. સોડીએસીટસ.
ગુણ—હોજરીમાંનો ખટાસ તોડેછે, પીશાબ લાવેછે, મોટીઉમરનાને ૧૫ થી ૧૨૦ ગરેન, બાળકને ૨ થી ૩ ગરેન.

ઈ. એસેટીક એકસ, ટ્રેકટ આવ કોલચીકમ, લા. એકસ્ટ્રેકટમ કોલચીસાઈ, એસેટીકમ.
ગુણ—પીશાબ તથા ઝાડો લાવેછે, દીલનો ધપકારો નરમ પાડેછે, મોટી ઉમરનાને ૦ાા થી ૨ ગરેન.
બનાવટ—મેડો સાફરનના તાજા મુળનાકટકા, આસીડંમ આસીટીકંમ ડીલુટંમ, પરુફસ્પીરીટ.

ઈ. એસેન્સ આવ જીન્જર(જુઓ સ્ટ્રોંગટીંચર આવ જીન્જર)સુંઠનોઅરગ

ઈ. એસેન્સન આવ પેપરમીન્ટ, લા. એસેન્સીઆ, મેન્થીપીપરેટી.
ગુણ—પેટમાંનો દુખાવો તથા બાદી નરમ પાડેછે, હુંશિયારી લાવે છે, મોટી ઉમરનાને ૧ થી ૧૦ મીનીમ.
બનાવટ—૧ આંઉસ ઓઇલ આવ પેપરમીન્ટ, ને ૪ આંઉસ રેકટીફાઇડસ્પીરીટમાં નાખી હલાવવું.

ઈ. એસેન્સ આવ એનીસી. લા. એસેન્સીઆ એનીસાઈ.
ગુણ—હુશિયારી લાવેછે, પેટમાંની બાદી તોડેછે, મોટી ઉમરનાને ૧૦ થી ૨૦ મીનીમ.
બનાવટ—ઓઇલ આવ એનીસી ૧ આંઉસ, રેકટીફાઇડસ્પીરીટ ૪ આંઉસ.

ઈ. એસફોટીડા, લા. એસફોટીડા (વઘારણી)

ગુણ—તાંણુતોડ નરમ પાડેછે, હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૫ થી ૨૦ ગરેન.

ધ. ઓક્ઝલેટ આવ સીરીઅમ, લા. સીરીસાઈ ઓક્ઝેલસ.

ગુણ—ઊલટી બંધ કરેછે, મોટી ઉમરનાને ૧ થી ૫ ગરેન, (આ દવા ઝેરી છે)

ધ. ઓકસાઇડ આવ ઝીંક, લા. ઝીનસાઈ ઓકસીડમ.

ગુણ—શક્તી આપેછે, ઝાડો કબજ કરે છે, ચાંદાં તથા બળેલા ભાગ ઉપર મલમની સાથે અથવા અમથુ લગાડવાથી ફાયદો કરેછે, મોટી ઉમરનાને ૨ થી ૧૦ ગરેન.

બનાવટ—જસતનાફુલ, લાઇકરઆમોનીઆ, ઉકળતુપાણી.

ધ. ઓકસાઇડ આવ સીલવર, લા. આર્જેનટાઈ ઓકસીડમ.

ગુણ—પરસેવો પાડેછે, ખાંસીમાં બલગમ પાડેછે, ઉલટી લાવેછે, મોટી ઉમરનાને ૦ll થી ૪ ગરેન.

બનાવટ—કાળીખાર, ચુનાનુંપાણી, પાણી.

ધ. ઓકસાઇડ આવ એન્ટીમોની, લા. એન્ટીમોનાઈ ઓકસીડમ.

ગુણ—પરસેવો પાડેછે, ખાંસીમાં બલગમ પાડેછે, ઉલટી લાવેછે, મોટી ઉમરનાને ૦ll થી ૪ ગરેન.

બનાવટ—સોલ્યુસંનઆવ કલોરાઇડ એન્ટીમોની, કારબોનેટસોડા, પાણી

ધ. ઓકસીમેલ આવ સ્કુઇલ, લા. ઓકસીમેલ આવસીલી.

ગુણ—પીશાબ લાવેછે, ખાંસીમાં બલગમ પાડેછે, મોટી ઉમરનાને ૦ll થી ૧ દરામ, બાળકને ૫ થી ૧૦ મીનીમ.

બનાવટ—મધ તથા સ્કુવીલપીનીગર.

ધ. ઓપીઅમ, લા. ઓપીઅમ (અફીણ)

ગુણ—પેટ બંધ કરેછે, દુખાવો નરમ પાડે છે, કેફ તથા ઊંઘ લાવેછે, મોટી ઉમરનાને ½ થી ૨ ગરેન.

ધ. ઓપીઅમ લોઝેનજીસ, લા. ટ્રોકીસાઇઓપાઈ.

ગુણ—કેફ લાવે છે, ઝાડો કબજ કરે છે, દુખાવો નરમ પાડે છે, મોટી ઉમરનાને ૧ થી ૬ ટાંકણીઓ.

બનાવટ—અફીણનો સત્વ, ટીંચરટોલુ, સાકર, ગુંદર, જેઠીમધનો સીરો, પાણી.

ધ. ઓરપીમેન્ટ (પીળુસોમલ)

ગુણ—હરસમાં બાહારથી ભભરાવવાના કામમાં આવેછે.

ધ. ઓરેન્જ ફલાવરવોટર, લા. એકવાઓરેનસાઈ ફલોરીસ.

ગુણ—સેજ શક્તી આપેછે, મોટી ઉમરનાને ૨ થી ૪ આંઉસ, બાળકને ૧ થી ૨ દરામ.

ઈ. ઓરેન્જવાઈન, લા. વાઈનમ ઓરેનસાઈ.
ગુણ—સેજરાજ શકતી આપેછે, મોટી ઉમરનાને ૨ આંઉસ.

ઈ. ઓલીવઓઈલ. લા. ઓલીઅમ ઓલીવી.
ગુણ—સેજ ઝાડો લાવેછે, દરદોમાં અવયવોનાં પડોને સુંવાળાં કરેછે, મોટી ઉમરનાને ૧ થી ૨ આંઉસ, બાળકને ૦ll થી ૧દરામ. યુરોપમાં ઓલીવા જાતનાં ઝાડ થાયછે તેના પાકાંફળનું તેલ.

ઈ. ઓઈન્ટમેટ આવ મરકયુરી.
ગુણ—બાહારથી લગાડવાથી ટાંકીના દરદોમાં ગુણ કરેછે.

ઈ. ઓઈલ આવ કયુબેબસ, લા. ઓલીઅમ, કયુબેબી (ચણકબાબાનુતેલ)
ગુણ—પરમામાં તથા ધાતને ફાયદો કરેછે, મોટી ઉમરનાને ૧૦થી ૩૦ મીનીમ.

ઈ. ઓઈલ આવ કલોવઝ. લા. ઓલીઅમ, કેરીઓફીલાઈ(લવીંગનુતેલ)
ગુણ—હુંશિયારી લાવેછે, પેટમાંનો ફુગાવો નરમ પાડે છે. મોટી ઉમરનાને ૨ થી ૬ મીનીમ.

ઈ. ઓઈલઆવ કેજ્યુપુટી, લા. ઓલીઅમ કેજ્યુપુટી (કાઅપતીનુ તેલ)
ગુણ—હુંશિયારી લાવેછે, તાંણતોડ નરમ પાડેછે, મોટી ઉમરનાને ૩ થી ૧૦ મીનીમ.

ઈ. ઓઈલઆવ કેમોમાઈલ, લા. ઓલીઅમ એન્થીમીડીસ.
ગુણ—હોજરીને શકતી આપેછે, મોટી ઉમરનાને ૨ થી ૫ મીનીમ (કેમોમાઈલ ફુલનુતેલ)

ઈ. ઓઈલઆવ કેરેવે, લા. ઓલીઅમ કેરઈ (વરીઆળીનુ તેલ)
ગુણ—ચુંક નરમ પાડેછે, હુશિયારી લાવેછે, પેટમાંના બાદીતોડેછે, મોટી ઉમરનાને ૨ થી ૫ મીનીમ.

ઈ. ઓઈલઆવ કોપેબા, લા. ઓલીઅમ કોપેબી.
ગુણ—પરમામાં ધાત બંધ કરેછે, ખાંસીને ફાયદો કરે છે, મોટી ઉમરનાને ૫ થી ૨૦ મીનીમ. એક જાતના ઝાડનો રસ.

પેદાસ—અમેરિકાદેશમાં કોપેબાનામનું ઝાડ થાયછે તેના થડમાં કાપ મુકવાથી રસ નિકળેછે તે.

ઈ. ઓઈલઆવકોરીએન્ડર, લા. ઓલીઅમ કોરીએનદરી(ધાણાનુતેલ)
ગુણ—હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૩થી ૧૦ મીનીમ.

ઈ. ઓઈલઆવ ગરજન (ગરજનનુતેલ)
ગુણ—પરમામાં તથા રેકતપીતમાં ફાયદો કરેછે, મોટી ઉમરનાને ૦ll થી ૧ દરામ.

ઓઈલઆવ ચાલમુગરા (ચોલમુગરાનુતેલ.)

ગુણ—લોહી સુધારેછે, રકતપીતને ફાયદો કરેછે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ મીનીમ.

ઓ. ઓઇલઆવ જુનીપર, લા. ઓલીઅમ જુનીપેરાઈ.

ગુણ—પીશાબ લાવેછે, પેટમાંની બાદી તોડેછે, હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૧ થી ૫ મીનીમ.

ઓ. ઓઇલઆવ ટરપીનટાઇન, લા. ઓલીઅમ ટેરીબીનથીની.

ગુણ—નાનાવજનમાં કરમનો ઝાડો તથા લોહી બંધ કરેછે, હુંશિયારી લાવેછે, પરસેવો તથા પીશાબ લાવેછે, મોટા વજનમાં આપાથી ગુરદાનો વરમ થઇને પીશાબ બંધ થઈ જાયછે, બાહારથી લગાડવાથી સાંધાઓનો દુખાવો મટેછે, ટરપનટાઇન જ્યાં પીવાને વાસ્તે કહ્યુંહોય ત્યાં ઓઈલ ટરપેનટાઇનજ વાપરવું એકલું ટરપેનટાઇન ન વાપરવું. મોટી ઉમરનાને ૧૦ મીનીમ થી ૪ દરામ, બાળકને ૧ થી ૩ મીનીમ.

પેદાસ. વિલાતદેશમાં એક જાતનું ઝાડ થાયછે તેના થડમાંથી રસ નિકળેછે તેમાં થોડું પાણી મેળવી જંતરથી તેનું તેલ કાઢેછે.

ઓ. ઓઇલઆવ થીઓબ્રોમા, લા. ઓલીઅમ થીઓબ્રોમી(કોકમનુતેલ)

ગુણ—બીજી દવાઓ સાથે મેળવીને તેની ગોળી બનાવી તે સફરામાં અથવા સ્ત્રીના છુપા બાગમાં મુકવામાં આવેછે.

ઓ. ઓઇલઆવ ડીલ, લા. ઓલીઅમ એનીથાઈ (સુવાનુતેલ)

ગુણ—પેટમાંની બાદી તોડેછે, હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૫ થી ૧૫ મીનીમ.

ઓ. ઓઇલઆવ પાઇમેન્ટો, લા. ઓલીઅમ પાઇમેન્ટી (કપુરઆનીનુતેલ)

ગુણ—પેટની બાદી તોડેછે, મોટી ઉમરનાને ૨થી ૪ મીનીમ.

ઓ. ઓઇલઆવ પેપરમીન્ટ, લા. ઓલીઅમ મેથીપીપરેટા.

ગુણ—હુશિયારી લાવેછે, પેટમાંનો દુખાવો નરમ પાડેછે, મોટી ઉમરનાને ૨ થી ૫ મીનીમ.(ફુદીનાનુતેલ)

ઓ. ઓઇલઆવ મસ્ટરડ, લા. ઓલીઅમ સીનેપીસ (રાઇનુતેલ)

ગુણ—બીજી દવાઓ બનાવવાના કામમાં આવેછે.

ઓ. ઓઇલઆવ રૂ, લા. ઓલીઅમ રૂટી.

ગુણ—તાણતોડ નરમ પાડેછે, હુંશિયારી લાવેછે, દસ્તાન લાવેછે, મોટી ઉમરનાને ૨ થી ૬ મીનીમ.

ઓ. ઓઇલઆવ રોઝમેરી, લા. ઓલીઅમ રોઝમેરીની.

ગુણ—તાણતોડ નરમ પાડેછે, હુશિયારી લાવેછે, બાહારથી લગાડવાના કામમાં આવેછે, મોટીઉમરનાને ૨ થી ૪મીનીમ(ગુલાબનુતેલ)

ઓ. ઓઇલઆવ લેમન, લા. ઓલીઅમ લીમોનીસ (લીબુનીછાલનુતેલ)

ગુણ—શકતી આપે છે, પેટની બાદી તોડે છે, મોટી ઉમરનાને ૨ થી ૫ મીનીમ.

ઈ. ઓઇલઆવ લવેન્ડર, લા. ઓલીઅમ લવેનડુલી.
ગુણ—તાંણતોડ નરમ પાડેછે, પેટની બાદી તોડેછે, હુંશિયારી લાવે છે, મોટી ઉમરનાને ૩ થી ૧૦ મીનીમ.

ઈ. ઓઇલઆવ સ્પીઅરમીન્ટ, લા. ઓલીઅમ મેંથીવાઇરાઇડીસ.
ગુણ—પેટની બાદી તોડેછે, હુંશિયારી લાવેછે, મોટી ઉમરનાને ૨થી ૫ મીનીમ.

ઈ. ઓઇલઆવ સીનેમોન, લા. ઓલીઅમ સીનેમોમાઇ (તજનુતેલ)
ગુણ—હુશિયારી લાવેછે, હોજરીમાંનો વા તોડેછે, મોટી ઉમરનાને ૧ થી ૪ મીનીમ.

ઈ. ઓઇલઆવ સેવીન, લા. ઓલીઅમ સેબીના.
ગુણ—કરમ પાડેછે, પરસેવા પાડેછે, દસ્તાંન લાવેછે, મોટી ઉમરનાને ૧ થી ૫ મીનીમ.

ઈ. ઓઇલઆવ એનીસી, લા. ઓલીઅમ એનીસાઇ (સુવાનુતેલ)
ગુણ—હુશિયારી લાવેછે, પેટમાંની બાદી તોડેછે, મોટી ઉમરનાને ૫ મીનીમ, બાળકને ૦।। મીનીમ.

ઈ. ઓઇલઆવ એમબર, (અંબરનુતેલ)
ગુણ—જુની ખાંસી તથા દીલના કેટલાએક દરદોમાં ફાયદો કરેછે, મોટી ઉમરનાને ૨ થી ૫ માનીમ.



# દવાઓના તોલ તથા માપની સમજણ.

ભુકો, મુળીઆં, છાલ, પાંદડાં, ગાંગડા, વિગેરે સઘળી સુકી દવાઓ તોળીને લેવી. તથા ટીંચર, સઇરપ, તેલ, ચા. ઉકાળો, અર્ક વિગેરે સઘળી પ્રવાહિ દવાઓ માપીને અથવા ભરીને લેવી, તેને વાસ્તે માપવાનાં બે મેઝર ગલાસ આવે છે, જે દવા ટીપાની ગણતરીએ લેવી હોય તેને વાસ્તે મીનીઅમ મેઝર કરીને લાંબી નળી વાળુ ગલાસ આવે છે તે નળી ઉપર પાંચ મીનીમથી ૬૦ મીનીમ સુધી બરોબર માપીને લેવાય તેને વાસ્તે ઉપર આંકડા માંડેલા હોય છે. બે ટીપાની બરોબર એક મીનીમ છે. બીજી દવાઓ જે દરામના વજનમાં લેવાય છે તેને વાસ્તે એક આંઉસ મેઝર ગલાસ આવે છે તેના ઉપર એક દરામથી આઠ દરામ સુધી આંકડા માંડેલા હોય છે જેથી આઠ દરામસુધીમાં જેટલુ દવાનું વજન લેવાનુ હોય તેટલું માપીને લેવાઇ શકાય છે, ઉપલા માપવાના ગલાસોના છેલા આંકડા સુધી દવા માપીને લેવાય છે તેના ખાલી છેડા સુધી મપાતી નથી.

| | | | |
|---|---|---|---|
| ૨૦ ગરેનનો | ૧ ઇસકરૂપલ | ૨ ટીપાં | ૧ મીનીમ. |
| ૩ ઇસકરૂપલનો | ૧ દરામ | ૬૦ મીનીમનો | ૧ દરામ. |
| ૮ દરામનો | ૧ આંઉસ | ૮ દરામનો | ૧ આંઉસ. |
| ૧૬ આંઉસનો | ૧ પાઉન્ડ | ૨૦ આંઉસનો | ૧ પાઇન્ટ. |
| ઉપલાં તોલાઓ ભુકો જડ પદારથો તોળવાનાં છે. | | ૮ પાઇન્ટનો | ૧ ગ્યાલન. |

ઉપલા માપ. પ્રવાહી પદારથ માપવાના છે.

## ચમચાનું તથા ગલાસનું માપ.

| | |
|---|---|
| ચાનીચમચી યા નાની ચમચી | ટીસ્પુન અથવા ૧ દરામની ગણવી |
| વચલો ચમચો યા | ડેઝરટસ્પુન ,, ૨ દરામનો ગણવો |
| મોટો અથવા ટેબલનો ચમચો | ટેબલસ્પુન ,, ૪ દરામનો ગણવો |

૧ વીકરગલાસ એક આંઉસની બરોબર છે.

૧ વાઇનગલાસ બે આંઉસની બરોબર છે.

## "ગાંમઠી અને અંગ્રેજી તોલનો મુકાબલો"

| | | |
|---|---|---|
| ૧ ઘઉભાર | ૧ ગરેન | જુદા જુદા શેહેરોના તોલોમાં સેજ |
| ૧૫ ગરેનનો | ૧ માસો | ફેરફાર હોયછે વાસ્તે જ્યાં તોલો લખ્યું |
| ૪ માસાનો | ૧ દરામ | હોયત્યાંમુંબઇગરારૂપિયા બરોબરસમજવું. |
| ૩ દરામનો | ૧ તોલો | બરોબર તોળનાં રાતોલાને૩૦ગરેનનો |

૨॥ તોલાનો　　　૧ આંઉસ　૧ આંઉસ થાયછે પણ સગવડ પડવાને
૪૦ તોલાનો　　　૧ રતલ　, વાસ્તે ૨॥ તોલાનો એક આંઉસ મુકેલછે.

ગરેન. ઇસક્રુપલ, દરામ. આંઉસ અને પાઉન્ડ એ એક ઇંગ્રેજી સાધારણ તોલછે. તેમાં ગરેન એ સરવથી નાનું તોલછે. એક ગ્રેન ઘણું કરીને એક ઘઉંનાં ભાર બરોબર થાયછે. વાસ્તે જ્યાં ગરેન ન મળી આવે ત્યાં જેટલા ગરેનનું વજન આપ્યુ હોય તેટલા ઘઉંના દાણાથી તોળવું. ઘઉંના દાણા એક સરખા હોતા નથી નાના મોટા હોયછે વાસ્તે મધ્યમ કદના દાણા લેવા.

## દવાઓના વજન લખવામાં વપરાતી સંક્ષેપ નીશાનીઓ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| gr. | ઇઆ | grain, ગરેન | m | ઇઆ | minim, મીનીમ |
| ℈ | ઇઆ | Scruple ઇસક્રુપલ | f ʒ | ઇઆ | Fluid drachm પ્રવાહી દરામ |
| ʒ | ઇઆ | drachm, દરામ | f ℥ | ઇઆ | Fluid Ounce પ્રવાહી દરામ |
| ℥ | ઇઆ | ounce, આંઉસ | O | ઇઆ | pint પાઇન્ટ |
| ℔ | ઇઆ | pound, પાઉંડ | C | ઇઆ | gallon ગ્યાલન |

## ઉમર પ્રમાણે દવા આપવાનો કોઠો.

આ ચોપડીમાં દવાનું જે વજન લખેલું છે તે ઘણું કરી એકવીસ વરસની ઉમરના આદમીને વાસ્તેછે, અને જ્યાં બાળકને માટે લખેલછે તે એક વરસની ઉપરના બાળકનું જાણવું. તે શિવાય સગવડતાને વાસ્તે જુદી જુદી ઉમરના બીમારને કેટલું આપવું તે શોધી કાઢવાને વાસ્તે નીચે કોઠો આપેલછે તેમાંથી જેટલી ઉમરનાને વાસ્તે જોઇતું હોય તે શોધી કાઢવું.

| ઉમર. | મોટી ઉમરના બીમારનો કેટલામો ભાગ. | મોટી ઉમરના બીમારનો ખોરાક એક દરામ હોયતો. |
|---|---|---|
| ૧ મહીનો | ૨૪ મો ભાગ | ૨॥ ગરેન |
| ૬ મહીના | ૧૫ મો ભાગ | ૪ ગરેન |
| ૧ વરસ | ૧૨ મો ,, | ૫ ,, |
| ૨ ,, | ૮ મો ,, | ૭॥ ,, |
| ૩ ,, | ૬ ઠો ,, | ૧૦ ,, |
| ૪ ,, | ૫ મો ,, | ૧૨ ,, |
| ૫ ,, | ૪ થો ,, | ૧૫ ,, |
| ૭ ,, | ૩ જો ,, | ૨૦ ,, |
| ૧૪ ,, | ૦॥ ,, | ૩૦ ,, |
| ૨૦ ,, | ⅔ ,, | ૪૦ ,, |

| | | |
|---|---|---|
| ૨૧ થી ૪૦ „ | ૧ ખોરાક | ૧ દરામ |
| ૬૦ થી ૭૦ „ | ૦॥। ભાગ | ૪૫ ગરેન |
| ૮૦ થી ૯૦ „ | $\frac{2}{3}$ „ | ૪૦ ગરેન |
| ૧૦૦ | ૦॥ | ૩૦ „ |

**કોઠો જોવાની સમજણ**—ઉપર આપેલા કોઠાની પહેલી કલમમાં જુદાં જુદાં વરસ આપેલાં છે. તેમાંથી જે વરસના આજારીને વાસ્તે દવાનો ખોરાક કાઢવો હોય તે વરસની સામે લખેલ ખોરાક જોવો. પુખ્ત ઉમરના આજારીની દવાનો ખોરાક ૧ ગણીને (પછી તે ખોરાક ૧ આંઉસ, ૧ દરામ અથવા હરકોઈ પણ વજન હોય) તેનાં જુદીજુદી ઉમરને માટે બીજી કાલમમાં ભાગો આપેલા છે. ત્રીજી કાલમમાં મોટી ઉમરના આજારીની દવાનો ખોરાક ૧ દરામ ગણીને ઉપર પ્રમાણે તેના જુદા જુદા ભાગો આપેલા છે.

**દાખલો**—અગર જો ૨ વરસના ઉમરના બાળકને વાસ્તે એક દવાનું વજન શોધી કાઢવાનું છે. તો પહેલી કાલમમાં જોવું તેની સામે બીજી કાલમમાં આઠમો ભાગ લખેલું છે તેથી એમ સમજવું કે મોટી ઉમરના આજારીને વાસ્તે જે ખોરાક હોય તેનો ૮ મો ભાગ ૨ વરસના બાળકને વાસ્તે લેવો.

અથવા તેની સામે ત્રીજા કાલમમાં સાડાસાત ગરેન લખેલુંછે તેનો મતલબ એવોછે કે જે દવાનો મોટી ઉમરના આજારીનો ખોરાક૧દરામનો હોય તે દવા બે વરસના બાળકને સાડાસાત ગરેન આપવી.

ટીંચર અને બીજી પ્રવાહી દવાઓપણ ઉપલી બીજી કાલમમાં આપેલા ભાગ પ્રમાણેજ આપવી. પણ ત્રીજી કાલમમાં જેટલા ગરેન હોય તેટલાં ટીપાં અથવા મીનીમ લેવાં જેમ કે જેમ તોલના ૧ દરામનાં ૬૦ ગરેન થાયછે તેમ ભરતનાં ૧ દરામનાં ૬૦ મીનીમ થાયછે.

તે છતાં કેટલીએક દવાઓ ઉપલા કોઠાના કરતાં જુદાજ વજનમાં અપાય છે. વાસ્તે એવી કેટલીએક અગત્યની દવાઓનો ખોરાક મોટી ઉમરના આજારીને વાસ્તે તથા ૧ વરસની ઉમરના બાળકને માટે જુદો દવાઓના કોસમાં આપ્યો છે. વાસ્તે તે દવાઓના કોસમાં જોવું.

---

# આજારીની માવજત તથા દવાદારૂ કરનારાઓને અગત્યની સુચના.

આજારીની માવજત, તથા દવાદારૂ કરનારાઓને કેટલીએક સુચનાઓ ધ્યાનમાં રાખવાની ઘણી જરૂર છે, જેમાંની કેટલીએક નીચે જણાવ્યા પ્રમાણે છે, અને તે એકથી વધુવાર વાંચીને યાદ રાખવાની આ ચોપડીના ઉપયોગ કરનારને મજબુત ભલામણ કરવામાં આવેછે તેમાંની દરેક બીટી યાદ રાખવાથી ઘણીજ ઉપયોગી અને ફાયદાકારક થઈ પડશે.

આજારીને બનતાંસુધી અંધારા અને બંધ ઓરડામાં રાખવું નહિ પણ મોટા ખુલ્લા અને બરોબર અજવાળું અંદર આવતુ હોય એવા ઓરડામાં રાખવું. બહારના જેવીજ ચોખ્ખી હવા હોવી જોઇએ. ઓરડાનું બારણું દરીઆની તરફનું હોવું જોઇએ જેથી તે ચોખ્ખી હવા અંદર દાખલ થાય, અને તેને વાસ્તે પશ્ચિમ દિસા તરફનું બારણું વધારે સારૂ છે. કારણ કે તે તરફથી દરીઆની ચોખ્ખી હવા આવે છે. ઓરડાની અંદર અજવાળું બરોબર પડવું જોઇએ કારણ કે અજવાળું માણસની સુખાકારીનું સાધન છે. કોઈ બીમારીમાં અજવાળુ ન જોઇતુ હોયતો બારીબારણાં બધાં બંધ કરવાં; પરંતુ અંદર ચોખ્ખી હવા આવ જા કરે એવી સગવડ કરવી જરૂરની છે. કેટલાએકનો એવો વીચાર છે કે આજારીને હવા વાળા ઓરડામાં રાખવાથી સરદી થઈ જાય છે, પરંતુ તે વિચાર ભુલ ભરેલો છે. ઓરડામાં ગમે તેટલો પવન ફુકતો હોય તેની ફીકર નથી, પરંતુ તેવે વખતે આજારીના ઉપર ગરમ લુગડાં જેવાં કે બનાત, ફલાટીન, કામળો. વીગેરે ઓઢાડી રાખવાં, જેથી તેને સરદીની અસર બીલકુલ નહિ થાય. ઓરડાની નજીક અથવા અંદર રસોડું હોય તો તેનો ધુમાડો આજારીને બીલકુલ ન આવે તેની પુરી સાવચેતી રાખવી, કારણ કે ધુમાડો ઘણો ગેરફાયદો કરે છે. તાવની, ભેજાની અથવા આંખની બીમારી હોય તો બનતાંસુધી ઘરના પાછળના ભાગમાં દરદીને રાખવું. જેથી આજારીને કંઈ જોવાનું અથવા બોલવાનું બનસે નહિ, જેથી ફાયદો થશે. પરંતુ આજારી કંઈ અકસમાતથી માંદુ થયુ હોયતો તેને કુટુંબના માણસોમાં રાખવું, કે તેઓની વાતચીતથી તેના દુખનો ભુલાવો થશે અને તેનું દીલ જરા ખુસીમાં રહેશે. ઢોરઢાંખરના કોઢ અથવા તબેલાની નજીક આજારીને રાખવો નહિ કારણ કે તેના છાણની હવાથી આજારીની તબીઅતમાં બીગાડ થાયછે.

આજારીના ઓરડાનાં બારીબારણાં ઘણા મજબુત રીતે વાસવાં નહિ કારણ કે તે ઉઘાડ બંધ કરતાં અફળાવાથી જે અવાજ થાય છે તે આજારીને કંટાળો આપે છે તથા તે ચીડાય છે. વળી તેથી સુખાકારી ઊંઘમાંથી જાગી ઉઠે છે. આજારીને શાંતી અને ઊંઘ લેવાની ઘણી જરૂરછે તેમાં ખલેલ પોચે છે. આજારીનો સ્વભાવ તે વખતે ઘણોજ ચીડીઓ હોય છે.

આજારીના ઓરડામાં જરૂરના સામાન શિવાય બીજુ કંઈપણ રાખવું નહિ. કારણ કે ઓરડામાં તેથી નકામી ગરદી થાય છે. અને તેટલી જગો રોકાઈ રહેવાથી તેટલી ચોખ્ખી હવા અંદર થોડી રહી શકે છે. જો ઉડતો રોગ અથવા બીમારી હોય તે વખતે તો અંદર બીલકુલ સામાન જ રાખવો નહિ, કારણ કે તેની મારફત તે રોગ બીજાને ઉડવાની ધાસ્તી રહેછે. યાદ રાખવું કે સુતર અથવા સણના લુગડાં કરતાં ઊનનું

લુગડું ખરાબ હવા જલદી ખેંચી લેછે. વાસ્તે ઊનનું લુગડું આજારીને પેરાવવું નહિ. તેમજ તેના ખાટલા ઉપર પણ પાથરવું નહિ. તથા બારી બારણાને ઊનના પડદા જડવા નહિ. તેમજ આજારીના ઓરડામાં ગલીચો સાદરી. સેત્રંજી વગેરે કંઈ પાથરવું નહિ કારણ કે તેપણ ખરાબ હવા એચી લેછે. તેને બદલે બારણેથી તે આજારીના ખાટલાસુધી ટુંકાપનનો લાંબો લુગડાનો કટકો પાથરવો કે જેથી આજારી પાસે આવનારજનાર માણસોના જોડાપર પગલાં અફળાઈને આજારીને કંટાળો ન આપે.

આજારીના ઓરડામાં કંઈ ગલીચી થવા દેવી નહિ, તેનો ઝાડો, પીશાબ, મોરી અથવા ખાળમાં નાખવો નહિ; પરંતુ બાહાર લઈ જઈ દુર નાખવો તેમજ તે કોઈ વાસણમાં રાખી ખાટલા નીચે પણ રાખી મુકવો નહિ કારણ કે તેની અંદરનું ઝેર ઓરડામાં પથરાઈને અવગુણ કરેછે. વળી ઝાડા પીશાબના વાસણ સારી પેઠે ધોઈ તથા સાફ કરીને પાછા ઓરડામાં લાવવાં. જમીન ઉપર પાણી અથવા દવા ઢોળાણી હોય તે લુછી જગો કોરી કરી નાખવી ભીનાસ થવા દેવી નહિ. આજારીના લુગડા અથવા બીછાનું દવા અથવા પાણીથી પલળાં હોય તો તે કાઢી નાખી બીજા પેરવાં અથવા પાથરવાં. તેમજ આજારીને વાસ્તે દવાના તેમજ ખાવા વિગેરેના વાસણો બીજાએ વાપરવાં નહિ કારણ કે તેથી વાપરનારને તથા આજારીને ગેરફાયદો થાય છે. ખરાબ હવા, ગલીચી વીગેરે દુર રાખવા સારૂ **"કોનડીસ ફલુઈડ" સોલ્યુસન આવ પરમેનગેનેટ આવ પોટાસ** અથવા એવીજ કોઈ ખરાબ હવા દુર કરનારી વસ્તુને કોડીના વાસણમાં નાખીને ઓરડામાં જુદી જુદી જગોએ મુકવી, આજારીના ઓરડામાં ખાળ અથવા મોરી ન હોવી જોઈએ કારણ કે તેમાં પાણી વીગેરે પડવાથી ઓરડાની હવાને સરદી આપેછે. રૂમાલથી આજારીનું મોડું નાક વીગેરે લુછવું નહિ પરંતુ તેને બદલે ધોએલાં જુના ફાટેલાં લુગડાથી મોડુ વિગેરે લુછી તે બાળી નાખવાં. દવા પાવા પછી ચમચો ગલાસ વિગેરે તુરત ધોઈ નાખવું દવાદારૂ વિગેરે જરૂર જોગ સામાન આજારીના ખાટલા પાસે રાખવું જેથી જોઈતી વખતે ગોતવા જવું ન પડે.

આજારીને મળવા અથવા જોવા આવનારાઓએ ઓરડાની અંદર એકઠા ન થવું, તેના બીછાના આગળ બીલકુલ ન જવું, તેને વાત કરાવવી નહિ, તેની માવજત એકજ માણસે કરવી, કે જેથી દવા ખોરાકનો વખત બરોબર તેના ધ્યાનમાં રહે.

**પુરૂષ કરતાં સ્ત્રી** બીમારની માવજત રાખવાને વધારે સારીછે કારણ કે તેણી વધારે નરમ હઈઆની તથા નાજુક હોયછે. પરંતુ માવજત કરનાર સ્ત્રી હુંશિયાર, ચાલાક. મેહેનતુ તથા વિચારવંત હોવી જોઈએ કે જે બીમારીનો વધારોઘટાડો, તેના મોન્હો સમજી શકે, તેણીને ઘણું કરી વાંચતાં

બખતાં આવડવું જોઇએ. વળી તેણીનો સ્વભાવ મીઠો, ખુસ, તથા માયાળુ હોવો જોઇએ, કારણ કે એવી સ્ત્રી બીમારનું મન જીતી લેછે અને તેથી તે તેણીનું કહ્યુ કરવાને ખુશી જણાય છે. માવજત કરનાર સ્ત્રી અથવા પુરૂષ ખરાબ સ્વભાવનું હોવું ન જોઇએ કારણ કે ખરાબ સ્વભાવ આજારીને માફક આવતો નથી. તે કામ કરવાને ઉલટમંદ માણસ હોવું જોઇએ. પોતાને કામ કરતાં કાંઈ અડચણ થતી હોય તો બીમારની આગળ કંઈ બડબડવું ન જોઇએ. તે આબરૂવાળુ, સારૂ બોલનારૂ, ડાકટરના ફરમાવ્યા પ્રમાણે બરોબર ચાલનારૂ હોવું જોઇએ. તે વેહેમી, બીકણ, નકામો બકબકારો કરનારૂ તથા વચ્ચે વચ્ચે માથુ મારનારૂ ન હોવું જોઇએ. બીમારની માવજત શિવાય બીજા કોઈ કામમાં તેને રેહેવું જોઇએ નહિ, તે દારૂડીયુ અથવા કેફી હોવું ન જોઇએ, તેમજ બીમારથી એક ઘડીપણ આઘુ જવું ન જોઇએ. તેનું કામ પરોપકારીછે, તથા તેના આધાર ઉપર આજારીની જીંદગી રેહેલીછે એમ તેને સમજાવવું જોઇએ. તેની ટેવ સફાઈ વાળી તેના લુગડાં સ્વછ તથા તેનું બોલવું ધીરૂ તથા નરમાસવાળું હોવું જોઇએ.

બીમારના ઓરડામાં જોરથી બોલવું, ચાલવું, છીકવું અથવા કાંઈ અફાડવું નહિ, કેટલીએક બીમારી વેળા ઘણી ધીમેથી ગુસ ગુસ વાતો કરવાથી પણ આજારીને અડચણ થાય છે. એવે વખતે આજારીને પોતાની જીંદગી ખોઇ જાય લાગેછે, અને તેની માઠી અસર તેના મનપર થવાથી તેની બીમારી ઘટવાને બદલે વધેછે, માટે બનતાંસુધી તેની માવજત કરનારાઓએ ખુસ દેખાવ ધારણ કરવો. અને હસતે ચેરે રેહેવું. જેથી આજારીની તબીઅત સુધરતી જાયછે એમ તેને લાગે.

ડાકટર અથવા વઇદને દરરોજ હકીકત કેતાં તેમાં વધારો કરી બીમારીનું રૂપ મોટુ કરવું નહિ તેમજ બેદરકારીથી કંઈ કેવાનું બાકી રાખવું નહી કારણ કે તેમ કરવાથી આજારીનો પુરતો ઉપાય કરવામાં અડચણ આવેછે. આજારીનો ઝાડોપીશાબ ડાકટરને દેખાડવાસારૂ હમેશાં રાખીમુકવો.

આ ચોપડીમાં જણાવેલી બીમારીના ઉપાઓ કરતી વેળા તેબાબત પ્રથમ સઘળી ઘણુ ધ્યાનથી વાંચી જોવી અને ત્યાર પછી ઘટતા ઉપાયો કરવા વળી લખાણમાં આપેલા દરેક ઉભયાન્વયી અવ્યય જેવા કે અથવા, અને, જો, વળી, માટે, તથા, પણ, ગમેતો, અથવાતો, અગરજો, વગેરે ઉપર પુરતુ ધ્યાન આપવું. કેમકે તેની જરા સમજણમાં ફેર પડવાથી મોટી ભુલ થાયછે, વળી જ્યાં ચેતવણી આપી હોય તે ઉપર વધારે ધ્યાન આપવું. તથા જ્યાં ડાકટરની સલાહ પુછવા જણાવ્યુ હોય ત્યાં બનતાંસુધી તેમ કરવાને ચુકવું નહિ. આખી ચોપડીમાં જણાવેલી દવાનો

ખોરાક મોટી ઉમરનાને વાસ્તે છે એટલે વીસવરસની ઉમરનાને માટે, પણ જ્યાં જરૂરછે ત્યાં બાળકને આટલો એમ કરી જણાવેલ છે. તેની અંદર કંઈ જો શક માલમ પડે તો તે દવાઓના કોશમાં જોઇ ખાતરી કરવી. પણ જો મોટી ઉમરનાને જણાવેલા ખોરાકમાંથી બાળકને આપવું હોય તો દવા આપવાના કોઠામાંથી શોધી કાઢવું.

દવાના ખોરાકના વજન માટેપણ દવાના આપેલા વજન તથા માપમાં જોઈ લેવું.

જે દવાઓ પાણીમાં, સાકરનાસીરામાં, અથવા મધમાં ચટાડવા અથવા પાવા જણાવી હોય, તે સારી પેઠે મેળવીને પાવી, **અને તેની સંભાળ રાખવી કે તે નિચે વાંસણમાં ઠરી ન જાય,** કેટલીએક વેળા "જેલીમાં" પણ દવા મેળવવામાં આવે છે. ભુકી જેવી દવા મેળવતી વેળા પ્રથમ ચમચામાં દવા નાખીને પછી થોડુ પાણી, મધ અથવાસીરો નાખવો, અને તે સઘળાને સારી પેઠે મેળવવું, અને જ્યાંસુધી ગળી શકાય એવું પાતળું થાય ત્યાંસુધી પાણી, સીરો, અથવા મધ નામ્યા કરવું, જે દવા ભારી હોય તેને જેલીમાં મેળવીને ચટાડવી, જેવી કે કેલોમલ, દવાને વાસ્તે કાચનો ચમચો અથવા ગલાસ વાપરવો.

દરેક કુટુંબમાં એક દવાની પેટી તથા વૈદાની ચોપડી રાખવાની ઘણી જરૂર છે. ઘણી ઉતાવળની વેળાએ તેમજ બીજી હરકોઈ વખતે દવાની એવી પેટી તથા ચોપડી એક મોટો આશીરવાદ થઈ પડેછે.

જો ઉપાયોમાં જણાવેલા દવાઓના વજનથી કાંઈ ગુણ નજણાયતો આપેલા દવાના કેસમાં તેનું વજન જોઈ જરૂર જણાય તેમ વધારતાજવું પરંતુ ડાકટર શિવાય અજાણ્યા માણસે દવા કરતી વેળા દવાનો નાનો વજન વાપરવો, વળી દવા હમેશાં તોળી અથવા માપીને લેવી અડસટે કદીપણ લેવી નહિ, કારણ કે તેથી વખતે ઘણું જોખમ કરતા થઈ પડે છે. કેટલીએક દવાનો એક વજન જો પરસેવો પાડે છે તો થોડો વધારે વજન ઉલટી તથા ઉછાળો લાવેછે. **વાસ્તે ભરયા અથવા માપ્યા વગર કદી દવા લેવી નહિ.**

દરેક દવા વાપરતી વેળા તેની સીસી ઉપર તેનું બરોબર નામ વાંચી જોવું અને તે લખેલા પ્રીસક્રીપસંન સાથે મેળવી જોવું, કારણકે તેમ સંભાળ નહિ રાખવાથી ઘણી જોખમ ભરેલી ભુલ થઇ જાય છે. **અને સલફ્યુરસ એસીડ,** અથવા **નાઇટરીક એસીડ** અને **સાઇટરીક એસીડ,** આ બંનેના વજનમાં ઘણો ફેરછે, અને તેવી ભુલથી કોઈ વેળા ઘણુ ખરાબ પરિણામ થાયછે. તેમજ દવા બનાવતી વેળા તથા ખોરાક બીમારને આપતી વેળા ઘણી સંભાળ રાખવાની જરૂર છે.

પીવાની, ભરવા, ચોપડવાની, વિગેરે દવાઓ જુદી જુદી રાખવી. ભરવા ચોપડવાની દવા ઊંચે મુકવી કે બાળકના હાથમાં તે આવે નહિ તેમજ આજારીને તે પાઈ દેવાની ભુલ ન થાય. વળી દવાની સીસી ઉપર ભરવાની ચોપડવાની અથવા પીવાની તેમજ દવા ઘણી ઝેરી હોય તો ઝેર એવું ઘણે મોટે અક્ષરે તે ઉપર લખવું. ભરવા ચોપડવાની દવાની સીસીનું લેબલ અથવા ચીઠી રંગીન લેવી પણ પીવાની દવાની સીસીની ચીઠીનો રંગ ઉજળો અથવા ધોળો રાખવો.

દરેક દવા વાપરવા અગાઉ **સીસીને સારી પેઠ હલાવી** પાવી અથવા ચોપડવી કે કોઈ દવા નિચે ઠરી જાય નહિ, કારણ કે તેમ થવાથી પહેલાં એક બે ખોરાકની દવા અસર કરતી નથી અને બાકીના ખોરાકમાં કોઈ ઠરી ગએલી દવાનો વજન વધી જવાથી તે ઘણો અવગુણ કરે છે. જો એકજ ઘરમાં એકથી વધારે આજારી હોય તો દરેકની દવાની સીસીઓ તેઓના પોતપોતાના બીછાના આગળ રાખવી. કે એકની દવા બીજાને ભુલથી અપાઈ ન જાય.

પીવાની દવા, ગોળી, પાખ, ચાટણ, વિગેરે બનાવતાં તેઓને સારી પેઠે ઘુંટવાં તથા મેળવવાં. દવાનો ખોરાક ચમચામાં અથવા ગલાસમાં રેડ્યા પછી સીસીને સારી પેઠે બંધ કરવી, કારણ કે જરા ખુલી રેવાથી કેટલીએક દવાઓ ઉડી જાય છે, અને તેથી તેની જોઈએ તેવી તેની અસર આજારીને થતી નથી. વળી કેટલીએક દવાઓમાં હવા દાખલ થવાથી તેનો ગુણ બદલાઈ જાયછે, વાસ્તે બનતાંસુધી કાચના અથવા લાકડાના બુચવાળી સીસીઓ વાપરવી. આજારી ઊંઘી ગએલ હોયતો તેને ઉઠાડીને દવા આપવી નહિ. કારણ કે તાવ શિવાય બીજી ઘણીખરી બીમારીને ઊંઘથી ફાયદો થાયછે અને તેટલાસારુ આજારીને ઊંઘમાંથી ઉઠાડવું ગેરફાયદાકારક છે. જો તેને દવા આપવાનો વખત થયો હોય તોપણ તેને ઉઠાડવું નહિ, પણ ઊંઘમાંથી જેવું ઉઠે કે તુરત દવા આપવી, અને ત્યારપછીથી દવાનો બીજો ખોરાક આપવાનો વખત ગણવો. ઊંઘથી થાક ઉતરે છે. ખોરાક પચે છે, બીમારી સારી થાય છે, મનને ચકતી મળેછે, જીંદગી લાંબી થાયછે તથા સુખમાં વધારો થાયછે.

શું દવા ડાકટરે પીવા બતાવીછે તે કદીપણ આજારીને કહેવું નહિ.

સરવથી વધારે જરૂરની સુચના એછે કે આજારીની માવજત કરનારે દવાનો તથા ખોરાકનો જણાવેલો વખત કાગળ ઉપર ઉતારી લેવો અને બરાબર વખતસર દવા તથા ખોરાક આપતાજ પાછો તેપણ નોંધી લેવો, કેટલા ઝાડા થયા હતા તથા તાવની વેળા શરીરની ગરમી કેટલી

હતી તે સઘળાનો વખત વીગતવારે ઉતારી લેવો કે ડાકટર પુછે તે વખતે બરોબર કહેવાય.

ડાકટરે આજારીની જીંદગી વીશે જો કંઈ ધાસ્તી ભરેલુ જણાવ્યું હોય તો તેને કદી પણ તે કહેવું નહિ. આજારીને વીના કારણે ઉઠ બેસ કરવા દેવી નહિ તથા વારંમવાર ઉંચક મેલ કરવું નહિ, પણ જો ઉંચકવું પડેતો ધીમેથી ઉંચકવું તથા પાછુ સુવાડવું. કેટલીક બીમારીમાં આજારીને ઉઠાડવાથી અતીઘણો અવગુણ થાય છે.

આજારીને પાણીમાં બેસાડવું પડે તો સંભાળવું કે પાણી ઘણું ઉનું હોય નહિ ઘણા ટંડા પાણીથી જેટલો અવગુણ થતો નથી તેટલો ઘણા ગરમ પાણીથી થાયછે માટે નબળા બીમારને તથા બાળકને પાણીમાં બેસાડવા અગાઉ થરમોમીટર (ઉષ્ણમાપકયંત્ર) થી અથવા હાથથી પાણીની ગરમી તપાસવી. ૧૧૫ થી ૧૨૫ ડીગરી ફારેનહાઇટસુધીનું ગરમ પાણી વાપરવું અથવા આખો હાથ બોળતાં હાથને ગરમી ઠીક સેવાતી લાગેતો તે પાણી વાપરવું.

દવા લેવાનાપણ કેટલાએક નયમોછે જ્યાં અગત્ય હોય ત્યાં દવા ન લેવી એના જેવું ધાસ્તી ભરેલુ અને ખરાબ કંઈ નથી તેમજ જ્યાં અગત્ય નહિ હોય ત્યાં દવા લેવી એપણ ઉપર પ્રમાણે ધાસ્તી ભરેલુ છે. જરૂરની વેળા જરૂરની દવા લેવાથી ઘણો ફાયદો થાયછે તેમ નહિ જરૂરની વેળાએ દવાલીધાથી ઘણો ગેરફાયદો થાયછે. જેમકે સાજા માણસે દવા લીધા કરવાથી તે ટેવ પડી જાયછે અને જ્યારે જરૂરની વેળા આવે છે ત્યારે તે દવા લીધાથી ફાયદો કરતી નથી અને તેથી બીમારીમાં તેથી ઘણો ગેરફાયદો થાયછે, કારણ કે દવા તેનો ખોરાક થઈ પડેછે.

આ શિવાય બીજી ઘણી જરૂરની સુચનાઓ છે પરંતુ તેથી ઘણું લંબાંણ થઈ પડે છે વાસ્તે અતરે દાખલ કરેલ નથી. વળી આ સઘળી સુચનાઓ બીમારીની વેળાનીછે, પણ બીમારી અટકાવવાની અને સુખાકારી જાળવવાની સુચનાઓ જે ઘણી જરૂરની છે તે પણ આ વખતે લંબાણને લીધે આપિ શકેલ નથી.



# અનુક્રમણિકા.